આ બધાં લખાણો "દેશી રાજ્ય"માં પ્રસિદ્ધ થયાં હતાં. અને જેમ તે વખતે તેમ અત્યારે પણ કર્ત્તાની ઇચ્છાને માન આપી તેઓશ્રીના નામ વિના એ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગુજરાત તેને માત્ર બુદ્ધિથી નહીં, પણ પોતાના સહૃદયથી વાચી તેનો સદુપયોગ કરશે એવી મને આશા છે.

ભાવનગર
૨૦-૩-૩૯

અનંતરાય પટ્ટણી.

# વિષયાનુક્રમ.

## રાજ્યબંધારણ.—વિભાગ પહેલો. પૃષ્ટ ૧ થી ૧૧૭.



## રાજ્યનીતિ.—વિભાગ બીજો. પૃષ્ટ ૧૧૮ થી ૨૫૬.

## નરેંદ્રમંડળ અને સાર્વભૌમ સત્તા.—વિભાગ ત્રીજો.

### પૃષ્ઠ ૨૫૭ થી ૩૫૦.

## સાદાં સત્યો અને બીજાં લખાણો.—વિભાગ ચોથો.
## પૃષ્ટ ૩૫૧ થી ૪૦૦.



## નરેંદ્રમંડળ. (૧૯૩૦) પૃષ્ટ ૧ થી ૨૮૦.



## પસાર થયેલા ઠરાવો.

# દેશીરાજ્યોના સંબંધો.

૧. પૃથુરાજ ચોહાણની હાર પછી હીંદુસ્તાન વિદેશી પાદશાહોના હાથમાં ગયું, ત્યાર પહેલાં દેશીરાજ્યોના સંબંધો (૧) હીંદની અંદરનાં જુદાં જુદાં દેશીરાજ્યો સાથે, (૨) પોતાની રૈયત સાથે અને (૩) કોઈ કોઇ વખત બહારના હુમલા કરનારાઓની સાથે હતા. શાહબુદ્દીન ગોરી આવ્યા પછી તે સંબંધોમાં પાદશાહત સાથેનો સંબંધ ઉમેરાયો. અને મોગલાઇની પડતી પછી બ્રિટિશ શહેનશાહતની સ્થાપનાને અંગે ગ્રેટબ્રિટન સાથેનો સંબંધ અને એમા ઇંગ્લેંડે હીંદુસ્તાનમાં સ્થાપેલા રાજ્ય સાથેનો સંબંધ ઉમેરાયો. એક વાત અહીં કહી દેવી જોઇએ કે કોઇપણ રાજા કે વ્યક્તિના સંબંધોના વિસ્તારના પ્રમાણમાં એની જવાબદારીઓ અને મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે.

૨. હાલના સંબંધો ઉપર આવતાં રાજ્યના આંતર સંબંધો સિવાયના બહારના સંબંધોમાં સૌથી અગત્યનો સંબંધ બ્રિટિશ પાદશાહત સાથેનો છે. ઇસ્ટ ઇંડીઆ કંપની વેપાર અર્થે આવ્યા પછી મોગલ પાદશાહતની પડતીમાં દેશમાં, કાળે જે ફેરફારો કર્યા, તેમાં અંદર અંદરના ઝઘડામાં સમયસૂચકતા અને ડહાપણના પરિણામે, પશ્ચિમની વેપારી આલમે રાજ્ય સ્થાપનાનું બીજ જોયું. અને જોર જુલમથી નહીં પણ હીંદની અંદરનાં રાજ્યોની જરૂરીઆતીમાંથી ઉત્પન્ન થએલી માગણીઓ અને વિનતિઓને લીધે આપવામાં આવેલી મદદમાંથી, વેપારની પેઢીઓમાં રાજ્યસત્તાએ પ્રવેશ કર્યો. અને એ સત્તાનો એવો કુનેહભરેલી રીતે, એવો ન્યાયબુદ્ધિથી

અને એવા ડહાપણથી ઉપયોગ થયો કે જેને પરિણામે બ્રિટિશ પાદશાહતનાં બધાં અંગોમાં વિશેષ તેજ આપે એવું હીંદુસ્તાનનું સંસ્થાન, બ્રિટિશ રાષ્ટ્રસમૂહ "Commonwealth" માં દાખલ થયું જેમ જેમ ઇસ્ટ ઇંડીઆ કંપનીની સત્તા વધતી ચાલી તેમ તેમ–જેમ હીંદનાં બીજાં રાજ્યોને અંદર અંદર ઇર્ષા, દ્વેષ અને તેને લીધે થતું વેર ઉત્પન્ન થયુ હતું તેમ–બ્રિટિશહીંદની વધતી જતી સત્તાની સામે પણ કેટલાંક દેશીરાજ્યોમાં એવી જ લાગણી ઉત્પન્ન થઇ; જેને પરિણામે ઇસ્ટ ઇડીઆ કંપનીને ઘણાં રાજ્યો સાથે પોતાની હયાતિ માટે લડાઇઓ કરવી પડી અણઘડ લશ્કરની સામે કવાયતવાળાં લશ્કરે ઠેકઠેકાણે જીત મેળવી અને પરિણામ એ આવતું ગયું કે ધીમે ધીમે કેટલાંક રાજ્યો નાબૂદ થયાં અને ગ્રેટબ્રિટનની સત્તાએ અહીંઆ પોતાનું એક નવું રાજ્ય સ્થાપ્યું. એ સત્તાની સાથે હરીફાઇમાં મુખ્ય હરીફ ફ્રાન્સ હતું. પરંતુ અંતે તેને એ ઝુંબેશ છોડી દેવી પડી.

ઇંગ્લેંડ જ્યારે એ રીતે હિંદમાં એકલુ પ્રબળ વિદેશી તત્વ રહ્યું, ત્યારે તેને લાગ્યું કે આટલાં બધાં દેશીરાજ્યો સાથે જુદે જુદે વખતે અને વખતો વખત લડાઇઓ કરવાને બદલે જો મિત્રાચારી ભરેલો સંબંધ કર્યો હોય તો સ્થપાયેલું રાજ્ય સુવ્યવસ્થિત થાય અને એ સુવ્યવસ્થાને લીધે ધીમે ધીમે તે જોરવાળું અને દેશમાં શાંતિ કરવાવાળું બને. એ વિચારથી ઇસ્ટ ઇંડીઆ કંપનીએ લગભગ બધાં રાજ્યો સાથે સંધીપત્રો અને કરારનામાઓ કરવા માંડ્યાં. પેશ્વાઇ સત્તા તે વખતે જોરમાં હોવાથી એ સત્તાને ઇસ્ટ ઇંડીઆ કંપનીની આ પ્રવૃત્તિ પોતાની હયાતિને નુકસાનકારક લાગી; કેમકે પેશ્વાની મહત્વાકાંક્ષા દિલ્હીનું સામ્રાજ્ય પ્રાપ્ત કરવાની હતી. પેશ્વા સાથેની મિત્રાચારી, પરસ્પરના આ અણવિશ્વાસને લીધે જોડાઇ શકાઇ નહીં. અને લાડુના શોખીન બ્રાહ્મણ હરીફની સામે ઇસ્ટ ઇંડીઆ કંપનીને વિજય મળ્યો ઉત્તરમાં હોલ્કર, સીંધીઆ અને નાગપુરના ભોંસલે નરેશોની સાથે પણ ઝઘડા થયા. જેને પરિણામે ભોંસલેનું રાજ્ય ગયું. અને થાકેલા હોલ્કર તથા સીંધીઆ સાથે સંધી થઇ. આંહી હીંદનાં બધાં રાજ્યો સાથેના વિગ્રહનું વર્ણન કરાય નહીં. પણ પછી ઇંસ્ટ ઇંડીઆ કંપનીએ ધીમે ધીમે

કુનેહથી–ઘણે ઠેકાણે ઇરાદાપૂર્વક પણ કેટલેક વખતે તો માત્ર ફરજ પડવાથી–એક જબ્બર સત્તા હીંદુસ્તાનમાં સ્થાપી. અને ઇસ્ટ ઇંડીઆ કંપની આવી હતી તો વેપાર કરવાના પટ્ટાથી પણ થઇ પડી એક મોટી પાદશાહી સત્તા. એ રીતે વિદેશી મોગલોના તખ્ત ઉપર બ્રિટનને નામે ઇસ્ટ ઇંડીયા કંપની રાજ્ય કરવા માંડી.

સત્તાના ગર્ભમાં કેટલીક વખત ઉતાવળ અને કેટલીકવાર વિચારણાની ખામી સંતાઇ રહે છે. એ પ્રમાણે ઇસ્ટ ઇંડીયા કંપનીની વર્તણુકમાં થવો જોઇએ તેના કરતાં વધારે વિચારભંગ થવાથી હીંદમાં ૧૮૫૭ નો મોટો વિપ્લવ થયો; જેમાં હિંદનાં દેશીરાજ્યોની ભક્તિ ભરેલી મદદને લીધે ઇસ્ટ ઇંડીઆ કંપની પોતાની હસ્તી ટકાવી શકી. પણ એ ટકાવ જેટલો હીંદનાં દેશીરાજ્યોને આભારી હતો તેટલોજ અથવા તેથી વધારે ઇંગ્લેંડની સરકારે મોકલેલા લશ્કરને આભારી હતો. એટલે ઇંગ્લેંડના રાજ્યતંત્રને એમ ભાસ્યુ કે હીંદમાં જો ગ્રેટબ્રિટનનું હિત જાળવવું હોય તો વેપારી કંપનીના હાથમાંથી ગ્રેટબ્રિટને પોતે રાજ્ય સંભાળવું જોઇએ. એ ડહાપણભરેલા વિચારોએ ૧૮૫૮ નો ઢંઢેરો–ચિરસ્મરણીય પાદશાહી ઢંઢેરો હયાતિમાં આણ્યો. અને ઇંગ્લેંડે હીંદમાં એ રીતે રાજ્ય સ્થાપ્યું. એ રાજ્ય સાથે, હીંદનાં હાલનાં હયાત રાજ્યોનો સંબંધ કેવા પ્રકારનો છે, તે, તેમાંના દરેકની સાથે થએલી સંધીમાં ચીતરાયો છે અને એ પ્રમાણે પરસ્પરનો સંબંધ ચાલ્યા કરે છે. ઇસ્ટ ઇંડીઆ કંપની સાથે થયેલાં બધાં કરારનામા બ્રિટને કબૂલ રાખ્યાં છે અને એ કબૂલાત, જાણે ગ્રેટબ્રિટનની સાથે જ એ કરારો થયા હોય એ સિદ્ધ કરે છે.

એટલે એ સ્પષ્ટ સમજાય છે કે દેશીરાજ્યોનો રાજકીય સંબંધ ગ્રેટબ્રિટન સાથે છે. એ સંબંધનો વહીવટ ગ્રેટબ્રિટનમાંથી હિંદુસ્તાનનું પોતાનું રાજ્ય સંભાળવા માટે આવનારા વાઇસરોય અને ગવર્નરો માર્ફત ચાલે છે. એ સર્વે ગ્રેટબ્રિટનના હાથ છે. બ્રિટિશ સામ્રાજ્યનું શિરછત્ર તો બ્રિટનમાં છે. બ્રિટિશછત્ર પોતાની સત્તામાંથી પોતાનાં જુદાં જુદાં રાજ્યોને ગમે તેટલી પોતાની સત્તા સુપ્રત કરે છતાં સર્વની રાજ્યભક્તિ એ છત્રને કેંદ્ર કરીને રહી છે. એટલે સર્વનો અંતિમ–માનનીય સંબંધ બ્રિટનની સાથે છે. અને એ રીતે હિંદનાં દેશીરાજ્યોનું પણ છે.

૩. દેશીરાજ્યોનો બીજો સંબંધ હીંદના બીજાં રાજ્યો સાથે છે અને એ રાજ્યમાં સૌથી મોટું, અગત્યનું, વધારે સત્તાવાળું અને એટલા જ માટે સાર્વભૌમ કહેવું જોઇએ એવું બ્રિટિશ-હીંદનું રાજ્ય છે એટલું કહેવાની અગત્ય ઉભી થાય છે કે સાર્વભૌમપણાનું જે સ્વરૂપ એમાં છે તે ગ્રેટબ્રિટનના મહાન મોભાને લીધે છે. હીંદના બે ભાગ સર્વમાન્ય ગણાય છે. (૧) બ્રિટિશહીંદ "British India" અને (૨) હીંદીહીંદ "Indian India". એ બતાવી આપે છે કે બ્રિટિશહીંદ એ બ્રિટિશ સરકારનું હીંદનું રાજ્ય છે. એ રાજ્ય દેશીરાજ્યોની સરખામણીમાં હીંદનો ⅔ ભાગ છે. જ્યારે હીંદીહીંદ ⅓ ભાગમાં છે. બ્રિટિશહીંદ સાથેનો દેશીરાજ્યોનો સબંધ Diplomatic એટલે રાજદ્વારી પ્રકારનો છે. એટલે કે પરસ્પર જે કાંઈ સવાલો ઉત્પન્ન થાય અથવા તો સમગ્ર હીંદના હિતના જે જે સવાલો ઉત્પન્ન થાય તેનું નિરાકરણ કોઇ એક સત્તાના હુકમથી નહીં, પણ પરસ્પરની વાટાઘાટથી થાય છે. એટલે નાના મોટાનો ભેદ છતાં, તાબેદારીનો અંશ એ સબંધમાં નથી. આ વાત ઇતિહાસની દૃષ્ટિએ સ્પષ્ટ દેખાય છે. સત્તાની દૃષ્ટિએ વધારે સત્તાવાન, ઓછી સત્તાવાળાને અનિચ્છાએ કાંઇ વાટાઘાટ કબૂલ કરવાની ફરજ પાડે તો તેનો સમાસ, તાબેદારીમાં નહી પણ યા તો કબૂલ કરનારની નબળાઇમાં અથવા જેમ ઘણે ઠેકાણે બને છે તેમ તેની વિવેકભરેલી રાજ્યભક્તિમાં કે કોઇ કોઈ વખત તો રાજ્યકર્તા તરીકેના પોતાના બીજા દોષોમા થાય છે, એમ સમજવું જોઇએ.

૪. આ તો બ્રિટિશહીંદની સત્તા સાથેના સંબંધની વાત થઇ; પણ જ્યારે કોઈ રાજ્યની સત્તા સાથેનો સબધ બંધાય છે, ત્યારે દરેક રાજ્યને તે સંબધીસત્તાના લોકોની સાથે પણ સંબંધ ઉત્પન્ન થાય છે એ નિયમે દેશીરાજ્યોના નરેશો અને તેની પ્રજાને બ્રિટિશહીંદના નરેશ અને તેની પ્રજા સાથે સહજ સબંધ ઉત્પન્ન થાય છે. એ સબંધ જ્યાં સુધી સુખરૂપ ચાલે છે ત્યાં સુધી બન્ને પક્ષને આનંદ હોય છે. અને બન્નેનું હિત જળવાઈ રહે છે. એ સંબંધમાં કોઈ વિષયમાં જ્યારે સ્વાર્થ પરત્વે મતભેદ થાય છે ત્યારે તેના મૂળમાં કારણ તપાસીએ તો માલમ પડશે, કે એ સ્વાર્થની તુલના કરવામાં, સામા મિત્રના કે તેની પ્રજાના હકો તરફ

થોડું ધ્યાન અપાયું હોય છે. અને પોતાની સત્તાની સીમા નિ:સીમ મનાઇ ગઇ હોય છે.

પરસ્પરની આ ગ્રંથી બરાબર સમજાઇ જાય તો હીંદની સત્તા, પોતાની સર્વોપરિસત્તાનો વગર અંતરાયે ઉપભોગ કરી શકે, બ્રિટિશ-હીંદની પ્રજા હીંદીહીંદની પ્રજા સાથે મિત્રાચારીભરેલી રીતે રહી શકે અને જ્યારે ઇસ્ટ ઇંડીઆ કંપની અને ત્યાર પછી બ્રિટનની સરકાર, પોતાની હયાતિ માટે શરૂઆતમાં જે વલખાં મારી રહી હતી, ત્યારે જે દેશી રાજાઓએ પૂર્ણ વિશ્વાસથી અને પરસ્પરના હિતની ખાતર એ કંપની તથા બ્રિટનની સાથે મિત્રાચારી ભર્યો સંબંધ બાંધ્યો હતો તેમનો સંબંધ પૂર્ણ સ્વરૂપમાં અને પોતાની સ્થિતિ સહેજ પણ ખોયા વગર જળવાઈ રહે. બ્રિટનને હીંદમાં દેશીરાજ્યો પડાવી લેવાની ઇચ્છા નથી, તે વાત એકદમ કબૂલ કરવી જોઇએ. તેમ દેશીરાજ્યોને બ્રિટિશહીંદમાં સહેજપણ દખલગીરી કરવાની મુરાદ નથી, એ વાત એથી પણ વધારે સ્પષ્ટ રીતે કબૂલ રાખવી ઘટે છે. આમ પરસ્પર હિતનો વિરોધ નથી, તો પછી માત્ર સત્તા કે સ્વાર્થના ખ્યાલ માત્રને લીધે આવા પવિત્ર, આવા દૃઢ કરારોથી સ્થપાયેલા, મિત્રાચારીના સંબંધોમાં ખલલ પહોંચે એ ખરેખર શોચનીય બાબત છે.

૫. બ્રિટિશહીંદ જેમ જેમ પ્રગતિમાં આગળ વધતું જાય છે તેમ તેમ ગ્રેટબ્રિટનના, તેની પોતાની પ્રજા પ્રત્યેના અને એનાં બીજાં સંસ્થાનો તરફના ઉચ્ચ આશયો હીંદની પ્રજા તરફ ઢળવા લાગે એ સ્વાભાવિક છે. એને પરિણામે બ્રિટિશહીંદમાં લોક શાસનની પદ્ધતિ, યોગ્યતા પ્રમાણે ધીમે ધીમે દાખલ થાય તેથી કાંઇ દેશીરાજ્યોના સંબંધો, દેશીરાજ્યોની સાથે વાટાઘાટ કર્યા સિવાય સંકુચિત કરવા કે તોડી નાંખવાના પ્રયત્નો કોઇ સ્થળેથી થાય તો તે સ્વાર્થની દૃષ્ટિથી ગમે તેવા લેખાતા હોય પણ માણસાઇથી વેગળા છે, એમ કહેવાઇ જવાય છે. મિત્રાચારીના સંબંધોમાં મિત્રાચારી ભરેલી વાટાઘાટથી જ ફેરફાર થાય એ ખરી માણ-સાઇ છે. ઇતિહાસમાં કોઇ પણ એવું દૃષ્ટાંત નથી કે જેમાં કલહ કરીને મેળવેલા હકો કે તોડેલા સંબંધો, અંતિમમાં અફસોસકારક

પરિણામ લાવ્યા વિના રહ્યા હોય? હીંદનાં દેશીરાજ્યોએ બ્રિટિશ-હીંદ સામે, કે બ્રિટિશહીંદ કે હીંદીહીંદની પ્રજાએ, પરસ્પર કલહ કરીને ઉત્પન્ન કરેલી પરિસ્થિતિમાં–ઘર ઘરની લડાઇમાં જે દુઃખ અને કલેશ થાય છે એવાં દુઃખ અને કલેશ સિવાય બીજું ફળ પ્રાપ્ત કરવાની આશા રાખવી એ ફોગટ છે. એક બીજાને મદદ કરવી એ માણસની ફરજ છે. પણ પોતાના પરિઘમાંથી બહાર જઇને કોઇ બીજાના સ્વતંત્ર પરિઘમાં વૈમનસ્ય ઉત્પન્ન કરવા જેવી ચળવળ કરવી, એ સુખની જીંદગીમાં અંતરાય જ માત્ર ઉત્પન્ન કરે. આ વિચારો બ્રિટિશહીંદની પ્રજા સાથેના દેશીરાજ્યોના સંબંધોનું સૂચન કરે છે.

૬. દેશીરાજ્યોના પરસ્પર સંબંધો કોઇ પણ કરારોથી અંકિત થએલા નથી. હીંદમાં જ્યાં સુધી કોઇ સુવ્યવસ્થિત સાર્વભૌમ જેવી સત્તા, જે કાળમાં સ્થપાયેલી ન હતી તે કાળમાં તો નાનાં મોટાં દેશીરાજ્યો પરસ્પર લડી મરતાં હતાં અને પોતાના રાજ્યની સીમા વધારવા મથતાં હતાં. અત્યારે બ્રિટિશ હકુમતે એ સ્થિતિ ફેરવી નાંખી છે પરસ્પરનું એ સ્વાતંત્ર્ય હવે પરસ્પરના સ્નેહ સબધોમાં બદલાઇ ગયું છે. કેમકે દરેક દેશીરાજ્યનો બહારનો અને પરદેશનો સંબંધ સરકારે પોતાના હાથમાં રાખ્યો છે; એટલે એક બીજાં પ્રત્યેનું વર્તન ગમે તેવી સ્વતંત્રતાથી એક બીજાં કરી શકતાં નથી. પાડોશીઓ સાથેનો આ સંબંધ જેમ બીજાની દખલગીરી વિના ચાલવો જોઇએ, તેમ રાજ્યો રાજ્યો વચ્ચેનો એ પ્રકારનો સંબંધ વગર દખલગીરીએ ચાલ્યા કરે છે. પણ બધા રાજકીય સબંધો, અને પરસ્પરના હકો સંબંધીની તકરારો એ તો બ્રિટિશ સરકારની દરમિયાનગીરીથી જ વહેવારને પામે છે; અને આનું એક સુખદ પરિણામ એ આવે છે કે સવાલોનું નિરાકરણ વગર લડાઇએ માન્ય રહે છે; એટલે પ્રથમ રાજ્યોના પરસ્પરના પરિચયમાંથી ઇર્ષા, દ્વેષ અને લડાઇઓ ઉત્પન્ન થતી ત્યાં હાલ મિત્રાચારી અને સ્નેહના સંબંધો બંધાય છે. અને જો કોઇ કોઇ વખતે ઇર્ષા કે હરિફાઇનાં તત્વો ગુપ્ત રીતે દેખાય છે, તો તે, એ ગુપ્ત અધિકારમાં જ જતે દિવસે નાશ પામે છે.

૭. રાજ્ય રાજ્ય વચ્ચેનો આ સંબંધ સરકારે પોતાના કબજામાં રાખ્યો છે તેનાં બે કારણ કલ્પી શકાય. (૧) લડાઇની સ્વતંત્રતા

છીનવી લેવાથી દેશમાં શાંતિ પ્રવર્ત્તે અને (૨) નિકટના સંબંધો કોઈ દિવસ સામ્રાજ્ય સામે એક જુથ ઉભું ન કરી શકવાથી સામ્રાજ્યની હયાતી રહે. પહેલામાં લોકૈષણાની પ્રશંસનીય ભાવના છે અને બીજામાં સ્વાર્થૈષણાનું બીજ છે. ગમે તેમ હોય પણ એક વાત તો સ્પષ્ટ છે કે હીંદ આ વ્યવસ્થાને લીધે સુખમાં અને શાંતિમાં રહી શક્યું છે.

૮. દેશીરાજ્યો સાથે મળીને આજ સુધી કાંઇ કામ કરી શક્યાં નથી. પરન્તુ હીંદમાં ધીમે ધીમે દાખલ થતી લોકશાસનની પદ્ધતિને લીધે જે ધારાસભાઓ અને લોકસંગ્રહની સંસ્થાઓ સ્થપાય છે એવા પ્રકારની સસ્થા દેશીરાજ્યો માટે પણ ઉભી થઇ રહી છે. અને હાલ તે નરેન્દ્ર મંડળને નામે કામ કરી રહી છે. ગયા બાર વરસમાં એના કામનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરનારને લાગ્યા વિના રહેશે નહીં કે નરેંદ્ર મંડળની કામ કરવાની પદ્ધતિ ધારાસભાના સભ્યોની પદ્ધતિનું અનુકરણ કરી રહી છે. એ રીતે ધીમે ધીમે જેમ બીજી સભાઓમાં થાય છે, તેમ આ નરેંદ્ર મંડળમાં પણ જુદા જુદા વિચારનાં જુથો ( Parties ) વિચારભેદને લીધે પરસ્પર લડ્યા કરશે; છતાં પણ જે સરકારી સત્તાની નીચે એને કામ કરવું પડે છે તે સત્તાને માટે–બીજી ધારાસભાઓને છે તેમ–અસંતોષ રહ્યા કરવાના સંભવો છે. એ નરેશોનો દોષ નહિ, પણ મનુષ્ય સ્વભાવમાં રહેલી માનુષી પ્રકૃતિનો દોષ છે. માણસોમાં ઉપકારની સમજણ–શક્તિનું સ્થાન નાનુ છે. સ્વાર્થ અને અસંતોષનો ખાડો વિસ્તારવાળો છે. એ રીતે રૈયતમાં, તેમ રાજાઓમાં પણ અસંતોષ રહ્યા કરશે એમ લાગે છે નરેંદ્ર મંડળના સહવાસમાં રાજાઓ વધારે વધારે પરસ્પરના સંબંધમાં આવતા જશે, એટલે કેટલાક સ્નેહ–સંબંધો ઘસાતા જશે. સગપણ સંબંધોનું ક્ષેત્ર વિસ્તૃત થતું જશે. મિથ્યાભિમાન અને પરસ્પરમાં રખાતી ખોટી મોટાઈ ઓછી થતી જશે, અને ધીમે ધીમે એકલપેટાપણું નાબુદ થશે. આ મીલનમાં ઉપર જણાવેલા ફાયદાની સાથે જે એક મોટો ગેરફાયદો થશે તે એ હશે કે નાના મોટાનો ભેદ જેમ ધીમે ધીમે ઘસાતો જશે, તેમ એ ભેદ ઘસાવાથી ઓછી વધતી ઉપજ ઉપર નજર રહે-

વાને બદલે બધાઓ એક સરખા રહેવાની ટેવવાળા થઇ જશે અને સાદાઇને બદલે દેખાદેખીએ મોજશોખ અને ઉડાઉપણાની ટેવોવાળા થઇ જવાનો ભય છે. એવી ટેવમાંથી પોતાની રૈયતનો એમના પર અભાવ સંભવે એની સાવચેતી નહીં રહે તો માઠાં પરિણામનો ભય છે.

૯. ઉપર પ્રમાણે દેશીરાજાઓનો અંદરઅંદરનો સંબંધ અરસ-પરસ જેવો છે. એનું પ્રથમ નિરીક્ષણે જ ભાન થઇ શકે, એવું ચિત્ર આલેખાઇ શકાય તેવું નથી. અનુમાન માત્ર એટલું થઈ શકે છે કે જ્યારે બ્રિટિશહીંદને સાંસ્થાનિક બંધારણ (Dominion Status) મળશે, ત્યારે રાજ્યોની સાથે બ્રિટિશહીંદને જે સંબંધ બાંધવો પડશે તે દરેક નાનાં મોટાં રાજ્યની સાથે જુદો જુદો હોઇ શકશે નહીં કોઇ પ્રકારનાં સામુદાયિક મંડળો (Federated groups) યોજવાં પડશે એ મંડળોમાં દરેક રાજ્યો પરસ્પર વધારે સંબંધથી જોડાયેલાં હશે, અને હકોનો સ્વાર્થ એમને બધાંની સાથે સાથે રાખ્યા કરશે. આ સામુદાયિક મંડળો (Federated groups) નું નરેંદ્ર મંડળ જ્યારે થશે, ત્યારે દેશમાં એક નવીન જ પ્રકારના બળવાળું જુથ ઉત્પન્ન થશે અત્યારે જોઇ શકાય છે તે પ્રમાણે રાજ્યોના પરસ્પરના સબંધની હાલની અને ભવિષ્યની સ્થિતિ આ પ્રમાણે છે.

૧૦. દેશી રાજાઓના પોતાની રૈયત સાથેના સંબંધનો ખ્યાલ હાલ ઘણા જ થોડા નરેશોને હોય એમ જણાય છે. નરેશ પદ્ધતિ કૌટુંબિક પદ્ધતિ ઉપર રચાયેલી છે. એટલે કે રાજા તે પિતા અને રૈયત તે પ્રજા, એ હીંદના રાજ્યતંત્રનું મૂળ સૂત્ર છે. જ્યાંસુધી એ સૂત્ર ઉપર નરેશની આંખ રહી અને પ્રજાની ભક્તિ એ તંત્ર ઉપર ચોંટી રહી ત્યાં સુધી વગર વૈમનસ્યે એ કૌટુંબિક વ્યવહાર પરસ્પરના સુખમાં પરિણમ્યો. પણ પોતાના ઉદરમાં ઉત્પન્ન થએલી પ્રજા અને માની લીધેલી લોકપ્રજા, એ બે ઉપરના પ્રેમની વચ્ચે જે તફાવત છે, તે તફાવત નરેશોના અંતરમાં ઘુસી ગયો, અને "પ્રજા" માત્ર બોલવાનો શબ્દ રહ્યો. વર્તનમાંથી પ્રેમની ભિનાશ ઉડી ગઇ અને પ્રેમ ગયો ત્યારે સ્નેહભીની પ્રજા લુખી સુકવણી જેવી થઇ ગઇ. દુઃખ અને ભકિત સાથે રહી શકે નહીં, માટે જે નરેશોને ભક્ત પ્રજાની ઇચ્છા હશે એણે તો પ્રજાનાં દુઃખો પોતે

ભોગવવાં પડશે. પ્રજા ગરીબ હોય, ભૂખે મરતી હોય, ત્યારે સોનાની થાળીમાં મિષ્ટાન્ન ખાઇ શકે એ નરેશને નરેશ નામ કેમ છાજે? પ્રજાની સાથે બેસીને, તેનાં દુઃખો સાંભળીને કોસની વાડીમાં તૂટલ ખાટલા ઉપર બેસી, પ્રજાની સાથે જે રાજા ટાઢા ટુકડાનો આહાર કરી શકે એવી વૃત્તિવાળા હોય, તેઓજ રાજ્યો ભોગવી શકશે એવો જમાનો આવતો જતો હોય એમ લાગે છે. નરેશોમાં જે શોભા છે તે બહારના દેખાવમાં કે એમના પોશાકમાં કે એમની જાહોજલાલીમાં નથી, જેટલી તે શોભા લોકોના હૃદયમાંથી ઉત્પન્ન થએલી ભક્તિમાં છે. આ દૃષ્ટિ જો ખરી હોય તો કેટલાં રાજ્યોમાં આ પ્રમાણે છે, તે જોવા નીકળી પડવું ઘટે. અને જ્યાં તે ન હોય ત્યાં તે દાખલ થાય એવો પ્રયત્ન થવો ઘટે—જો નરેશ પદ્ધતિને દેશમાં સુદૃઢ કરવી હોય તો.

૧૧. આ તો રાજા અને પ્રજા વચ્ચે કેવો અભેદ જોઇએ એ કહેવાયું. હાલ તે સંબંધ કેવો છે એ તરફ દૃષ્ટિ કરતાં તો ગણ્યાં ગાંઠયાં સુવ્યવસ્થિત રાજ્ય સિવાય બધી જગ્યાએ પ્રજામાં ગુપ્ત અસંતોષની ગંધ આવે છે. અજ્ઞાન, અશક્તિ, તાબેદારીની પડી ગએલી ટેવ, દુઃખની પણ ચીસ પાડતાં રાખવી પડતી ધાસ્તી, શિક્ષાની બીક, અધિકારીઓને ઓળંગીને નરેશો સુધી પહોંચવાની અશક્યતા: એ બધું રાજા અને પ્રજા વચ્ચે અંતરાય પાડી રહ્યું છે. પરસ્પરની ઉપર અવલંબન રહે નહીં એ દેશમાં રાજા અને પ્રજા—જે રાજ્યનાં બે ખરાં અંગ છે તે—કેમ ટકી શકે? એ ખ્યાલ જેમ બને તેમ વહેલાં આવવાની જરૂર છે. કેમકે બ્રિટિશ હીંદમાં પ્રબળ સત્તાવાન બ્રિટિશ સરકારને પણ પોતાની પ્રજાને સંતોષવી પડે છે, એ કાળમાં નરેશો અસંતુષ્ટ પ્રજા ઉપર શોભી રહે એવી સત્તા ભોગવી શકે એ બનવા જેવું નથી. આ વાત માન્ય રહે તો રાજા પ્રજા વચ્ચેનો હાલનો સંબંધ—જે, સંબંધના નામથી અત્યારે તો ઓળખાઈ શકે એવો નથી તેને—વધારે સુખરૂપ અને સુદૃઢ કરવાની આવશ્યકતા લાગે છે.

જેટલે દરજ્જે પિતા પોતાની બાળ પ્રજાની સેવા કરે છે એટલે દરજ્જે નરેશો પોતાની પ્રજાના સેવક છે. અને જે અધિકારીઓને એ સેવામાં મદદ કરવાને માટે નિયોજવામાં આવે તે અધિકારીઓ પોતાના ઘરના સેવકો જેવા, એ સેવાને માટે યોજવામાં આવેલા છે.

આ તો શાસ્ત્રના જેવાં વાક્ય થયાં એમ લોકોને લાગે, પણ એ શાસ્ત્રવાક્ય પ્રમાણે વર્તન થાય તો જ આ નરેશ પદ્ધતિ ટકી રહે એમ છે. યોજાએલા એ અધિકારીઓ રાજાના કરતાં પણ વધારે સત્તાવાન બને અને એમાંથી જે અસંતોષ ઉત્પન્ન થાય, તે અસંતોષની વાત સુધાં નરેશના કાન ઉપર આવે નહીં તો પૃથ્વીના પડ ઉપર આજે જે મોટી પાદશાહતો એક રાત્રી માત્રમાં જેમ અસ્ત પામી ગઇ છે તેમ આપણાં કાલાંતરથી ભક્તિના પાયા ઉપર રચાયેલાં રાજ્યો અસંતોષના વંટોળીઆમાં પડી જવાનો ભય છે, એ વાત બહુ વિચારવા જેવી છે.

ખરી રીતે પ્રજાનો સંતોષ એટલે પ્રજાની ખુશામત નહીં. અણઘટતાં લાલન પાલનથી જેમ છોકરાંઓ વણસે છે. તેમ અણઘટતી ખુશામતથી રૈયત પણ વણસે છે અને એટલાજ માટે શું અણઘટતું અને શુ યોગ્ય એની વ્યાખ્યા, રાજાએ ચાબુકથી શિખવવી ન પડે એટલા માટે, દરેક સારાં રાજ્યો એ વ્યાખ્યા કાયદામાં બાંધે છે, જેથી પ્રજાનો દરેક જણ યોગ્યાયોગ્યતાનો ખ્યાલ બાંધી શકે. કાયદાનું એવું ધોરણસરનું રાજ્યબંધારણ રાજાની સત્તાને ઓછી કરે છે, એવો ખોટો ખ્યાલ કેટલીક જગ્યાએ જોવામાં આવે છે એ શોચનીય વાત છે. લોકોમાં અસંતોષ છે કે નહીં એનો પુરો ખ્યાલ દરેક ખાતાના ઉપરીઓની કામ કરવાની રીતમાંથી હમેશાં જણાઇ આવતો નથી એ ખ્યાલનું ખરૂં સ્વરૂપ એકદમ જાણવાનું સાધન તો કાયદાઓ જ છે. કાયદાનું બંધારણ કરતી વખતે જે કાયદાઓ લોકોના મોટા સમૂહને અસામાન્ય જેવા લાગે છે, તે કાયદાઓની વિરૂદ્ધ લોકોની લાગણીઓ તુરત જણાઈ આવે છે. એ લાગણી બાળકોની બૂમ છે એમ સમજીને જે પિતા તે કાયદામાં સુધારો કરે છે તે–જેમ ગૃહમાં સુખાનંદમાં રહી શકે છે તેમ–રાજ્યમાં સુખે રાજ્ય કરી શકે છે. માટે દેશીરાજ્યમાં રાજા–પ્રજા વચ્ચેનો સંબંધ જ્યાં જ્યાં લોકોને માન્ય એવા કાયદાથી અનિયંત્રિત રહ્યો હોય ત્યાં–ભલેને ધીમે ધીમે પણ સુરીતિએ–દરેક રાજ્યે એ સંબંધને કાયદાથી નિયંત્રિત કરવો જોઇએ. રાજા અને પ્રજા વચ્ચેના હાલના સંબંધનું અને થવા જોતા સંબંધનું આ ટુંકું બ્યાન છે.

**૧૨.** નરેશ પદ્ધતિએ રાજ્ય કરવા ઇચ્છતા નરેશો માટે પ્રજાની સેવા એજ મહાન રાજ્યદંડ ( Sceptre ) છે. એ ધારણ નહીં થઇ શકે ત્યાં હાલની લોકશાસન પદ્ધતિ દાખલ થશે. તેના ફાયદાઓ અને ગેરફાયદાઓનાં વર્ણનનો અહીં અવકાશ નથી માણસે યોજેલી બધી પદ્ધતિમાં ફાયદા અને ગેરફાયદા રહેલા છે; જેમાં ફાયદાઓ ઘણા અને ગેરફાયદાઓ ઓછા તે પદ્ધતિ સારી. સેવ્ય સેવક પદ્ધતિ માણસાઇભરેલી રીતે પળાય તો એ સૌથી સહેલી અને સ્થૂલ પદ્ધતિ છે. એ તો હંમેશાંના આપણા વ્યવહારમાં આપણે જોઈ શકીએ છીએ. અહીંયાં સેવ્ય સેવકનો શેઠ નોકરના જેવો ટુંકો અર્થ કરવાનો નથી. પરસ્પરની જરૂરીઆત પ્રમાણે વર્તતે શેઠ પણ સેવકને સેવ્ય ગણે છે. એ માણસાઇનો સેવ્ય સેવક સંબંધ થયો એ જાતની સેવ્ય–સેવક પદ્ધતિ રાજા–પ્રજા વચ્ચેના સબંધમાં આવી જાય એ નરેશપદ્ધતિનું સૂત્ર છે. એમાથી ચ્યૂતિ થઇ એટલે રાજ્યનાં એ બે અંગોમાંનું દરેક અંગ પોતાના હક ઉપર જોર દેવા માંડે છે. અને એ જોરની મુસ્તાકી વધે, ત્યારે લોકશાસન સ્થપાય છે એ પદ્ધતિ પણ સંસારનો વ્યવહાર સુખે ચલાવનારી છે. આ બેમાંથી કઈ પદ્ધતિએ નરેશો રાજ્ય ચલાવા ઇચ્છે છે, એ નક્કી કરવાની આવશ્યકતા ઘણા થોડા કાળમાં એમની પાસે આવીને ઉભી રહેશે. અને કાળને જે આગળથી પકડી શકશે, તેમનાં રાજ્યો સુદૃઢ બનીને ચિરકાળ ટકી શકશે. અને જ્યાં ખરો વિચાર સુસ્તીમાં રહેશે ત્યા બ્રિટિશ હીંદની ચળવળનાં મોજાંઓ વહેલાં ફરી વળશે.

લોકશાસનમાં ઘણા નરેશોને પોતાની સત્તા ઓછી થવાનો ભય રહે છે. પણ આ સાચી સત્તાના ખરા અર્થનુ અજ્ઞાન સૂચવે છે. એકહથ્થુ સત્તા અલબત્ત લોકશાસનને ઓછું કરે છે, પણ લોકશાસન રાજ્યસત્તાને ઓછી કરતું નથી. કારણ કે રાજ્યશાસન એ સુયંત્રિત કાયદાઓથી ઘડાએલું શાસન છે. જેમાંથી રાજા તેમજ પ્રજા ચસી શકતાં નથી. અને કાયદાના ઘડાએલા ખરા માર્ગથી ચસવાની અશકિત એ, રાજ્યસત્તાના સ્થાયીપણાની ખરી નિશાની છે. એથી વિશેષ એ વાત છે કે નરેશની જાતીય સત્તા એટલે આપખુદ સત્તા ઓછી દેખાવાની સાથે નરેશના રાજ્યના હકોને જાળવી રાખવાને માટે લોકશાસન વધારે જોરદાર બને છે; કેમકે પોતાના હકોને માટે

રાજા જાતે જેટલું લડી શકતો નથી તેટલું લોકશાસન ચલાવનારા લોકો, રાજ્યના હકોને માટે લડી શકે છે. લોકોની આવી જાતની મદદ નરેશોને ઘણી ઉપયોગી છે અને લોકોની એ મદદ બન્ને પદ્ધતિમાં મેળવી શકાય છે. નરેશ પદ્ધતિમાં માનનીય નરેશ તરીકે રહી, લોકોને માટે જીવન સુધીનું સ્વાર્પણ કરવાની તૈયારીથી. અને લોકશાસનમાં તટસ્થ ઉભા રહી માગે ત્યારે સાહાય્ય આપવા તૈયાર રહી લોકોને પોતાનો વ્યવહાર પોતાની મેળે લોગવી લેવાની છૂટ આપવાથી. બન્ને પદ્ધતિમાં લોકો રાજા અને રાજ્યને મદદ કરે છે. લડાઈ વખતે લાખો માણસો પોતાના નરેશ અને રાજ્યને માટે જીવન સુધાં આપે છે. એમાંથી જે પદ્ધતિમાં એ પદ્ધતિનો ખરો આત્મા નથી હોતો, ત્યાં લડાઇ વખતે લોકોની તૈયારી બરાબર નથી થતી. નરેશ પદ્ધતિમાં લોકો, ભક્તિથી સ્વાર્પણ કરે છે, કારણ કે એ ભક્તિ એમના જીવનને માટે સ્વાર્પણ કરનાર માટે છે. લોકશાસનમાં એ તૈયારી લોકોના હિત અને સ્વાર્થ માટે છે. પરિણામ બેયમાં એક છે. એટલે દરજ્જે બેય પદ્ધતિ–બેમાંથી ગમે તે પદ્ધતિ–તેના ખરા સ્વરૂપમાં પ્રવર્તતી હોય તો એ પદ્ધતિથી સંરક્ષાયેલું રાજ્ય ખરૂં રાજ્ય છે.

૧૩. દેશીરાજ્યોને પરસ્પરના હુમલાઓનો હવે ભય નથી, કેમકે એ જવાબદારી બ્રિટિશ સરકારે કરારોથી પોતાને માથે લીધી છે. એટલે હીંદુસ્તાન ઉપર બહારનું કાંઈ આક્રમણ થાય તો આખા હીંદનો બચાવ કરવાનું કામ બ્રિટિશ સલ્તનતને માથે છે. બહારના સંબંધો પૂરતી આ ગોઠવણને લીધે દેશીરાજ્યોની સાર્વભૌમતામાંથી થોડાક અંશ ઘટ્યો છે. એટલે કે રાજ્યની અંદરના વ્યવહારમાં પૂર્ણ રાજકીય સત્તા હોવા છતાં, રાજ્ય બહારના સંબધો પરત્વે સરકાર સાથે જે કરારનામું થયું છે તે, રાજ્યોની પૂર્ણ રાજત્વ (Sovereignty) સત્તામાંથી એક અગત્યનું અંગ લઈ લે છે. અને તેને અંગે જ દેશી-રાજ્યો, જે સરકારની સાથેના મિત્રરાજ્યો ગણાય છે, તેઓને કેટલીક વાર સહકાર કરવાને બંધાએલાં રાજ્યો (Subordinate co-operation) કહેવામાં આવે છે, "સહકાર કરવાને બંધાએલાં" રાજ્યોનો અર્થ એ છે કે બીજાં અથવા બહારનાં રાજ્યો સાથેનો સંબંધ હીંદનાં બધાં રાજ્યોએ સરકારને સોંપી દીધો છે. એટલે એ સંબંધને

અંગે સરકાર જે જે નીતિ બાંધે તેમાં હીંદનાં રાજ્યો સહકાર કરે. બહારનાં રાજ્યો સાથેના સંબંધોમાં નીતિ મુકરર કરનાર સરકાર અને એ નીતિમાંથી પરિણમતાં પરિણામમાં સરકારને જે જે પગલાં લેવાં પડે તે પગલાંમાં રાજ્યોએ સરકારની સાથે ઉભાં રહીને સહકાર કરવો એ કરાર માત્રનો આશય છે. અને તેથી ‘ કરવો પડતો સહકાર ’ એ વિશેષણ કરારનામાંના એ ભાગને લાગુ કરવામાં આવે છે. જવાબદારી કરારી ( under the treaty ) છે. અને તેની હયાતી બ્રિટિશ સરકારના રક્ષણની હયાતી સુધી છે. એ પરસ્પરની આપલેમાંથી ઉભી થયેલી છે. અને એ આપલે પરસ્પરની હોઇને, એ જવાબદારીમાંથી પરસ્પરતાનું સ્વરૂપ નીકળી જાય એટલે દરેક પક્ષ પોતપોતાની મૂળસ્થિતિએ આવી જાય છે. બીજાં રાજ્યો સાથેના દેશીરાજ્યોના સંબંધોના રક્ષક સરકાર છે અને તે રક્ષકતાના જેટલીજ એ બાબતમાં તેની જવાબદારી છે. એ સિવાયની રાજ્યોની બધી આંતર રાજ્યનીતિ રાજ્યોની સ્વતંત્ર છે. અને એમાં વચમાં ન આવવાનાં સરકારનાં કરારી વચનો છે. પરદેશોને લગતી રાજ્યનીતિમાં સરકારની સાથે સહકાર કરવાની જવાબદારી જેટલે દરજ્જે રાજ્યોની છે, એટલે જ દરજ્જે રાજ્યોની અંદરના વ્યવહારમાં ન પડવાનાં આપેલાં વચનોની જવાબદારી બ્રિટિશ સરકારની છે. જ્યાંસુધી બ્રિટિશ સરકાર આપણા પરરાજ્ય સાથેના સંબંધોનું રક્ષણ કરે છે, ત્યાંસુધી દેશીરાજ્યોને એ સંબંધી કશી ચિંતા નથી. અને એ ચિંતામાંથી મુક્ત થએલાં રાજ્યો, એક એવી ચિંતામાંથી મુક્ત થયાં છે, કે જેને લીધે અવ્યવસ્થિત રાજ્યકાળમાં રાજ્યો ઉપર જે ભયો હતા એ બધા ભયોમાંથી દેશીરાજ્યો અત્યારે તો તદ્દન મુક્ત છે. અને એ નિરાંત, રાજ્યની અંદરના વ્યવહારને સુયંત્રિત કરવા માટે નરેશોને જોઇતો વખત અને જોઇતી દ્રવ્ય સામગ્રી પૂરાં પાડે છે. તેનો ખરો ઉપયોગ થઇ શકે તો કેવું સારું ?



# સહકાર કરવાને બંધાયેલાં દેશીરાજ્યો અને સાર્વભૌમ સત્તા.

( SUBORDINATE CO-OPERATION & PARAMOUNT POWER )

**૧. " સહકાર કરવાને બંધાયેલાં " રાજ્યો**—રાજ્યોના જુદા જુદા સંબંધોનો વિચાર કરતાં બે બહુજ પ્રચલિત અને વખતો વખત વપરાતાં અંગ્રેજી વાક્યોનો અર્થ કરી નાંખવાની જરૂર છે. કેમકે એનો અર્થ જુદા જુદા પક્ષો પોતાને અનુકુળ પડે તેવી રીતે તાણી મરડીને કરે છે. એ ભ્રમણા ભાંગવાની જરૂર છે, જેથી પરસ્પરની સ્થિતિનું ભાન થવાને લીધે જાળુક સાચવવા જેવા આ રાજકીય સ્નેહ સંબધો સારી રીતે જળવાઈ રહે. એ બે વાક્યો ( ૧ ) Subordinate Co-operation, અને ( ૨ ) Paramount Power છે. કહેવાય છે કે ઘણા કરારમાં દેશી રાજ્યો સરકાર સાથે Subordinate Co-operation માં—" સહકાર કરવાને બંધાયેલાં " છે, એવી શરત છે. બરાબર ધ્યાનથી વાંચતાં સમજાશે કે એ શબ્દનો અર્થ પરરાજ્ય સાથેનો સંબંધ સરકારને સ્વાધીન કર્યા પછી સરકારને એ રાજ્યો સાથે જે સ્થિતિ ઉભી થાય તેને અંગે સરકાર જે નીતિ ઠરાવવાના વિચાર ઉપર આવે તે વિચારમાં રાજ્યોએ વગર સવાલ ઉઠાવ્યે સહકાર કરવો એ છે. આ અર્થ સહજ સમજી શકાય એવો છે. કેમકે પરરાજ્યોથી દેશીરાજ્યોનું રક્ષણ કરવાની જવાબદારી સરકારે સ્વીકાર્યા પછી એ રક્ષણ માટેના યોગ્ય રસ્તાનો નિશ્ચય તો સરકારને હસ્તક જ છે. એટલે જે નિશ્ચય સરકાર કરે તે નિશ્ચયમાં તે જેટલો માગે તેટલો સહકાર કરવાને રાજ્યો

બંધાયેલાં છે. રક્ષણ કરવાની જવાબદારીના બદલામાં આ સહકાર એની કીંમત તરીકે સ્વેચ્છાથી અપાયેલો છે. તે તાબેદારીનું અંગ નથી. પરસ્પરની મિત્રતાની તે એક શરત છે. અને એને 'subordinate' તો એટલા માટે કહેવામાં આવેલ છે કે એ સહકારમા સાથે ઉભા રહેવાનું વચન આપ્યાને લીધે તે સહકારના સ્વરૂપની વિચારણામાં દેશીરાજ્યોને કાંઇ ભાગ નથી. રક્ષણ કરવાનું વચન આપ્યાથી "તમારૂં રક્ષણ શી રીતે કરવું જોઇએ" એમ સરકાર આપણને પૂછી શકે નહીં. પણ રક્ષણની જરૂર ઉભી થાય કે તુરત તેણે તે કરવુંજ જોઇએ, તે જવાબદારી વગર પૂછે જેમ સરકારની છે તેમ તે રક્ષણની તૈયારીઓમાં સામેલગીરી રાખવી તે ફરજ રાજ્યોની છે. એટલો જ અર્થ આ "subordinate co-operation" નો થાય છે co-operation એટલે સહકાર. એનો અર્થ જ એ છે કે જે કામમાં બન્ને પક્ષની પ્રવૃત્તિ એક હોય ત્યાં જ સહકાર શબ્દનો પ્રયોગ થઈ શકે. જ્યાં પ્રવૃત્તિઓ ભિન્ન ભિન્ન હોય ત્યાં સહકાર શબ્દને અવકાશ નથી. દેશીરાજ્યોની આંતર વ્યવસ્થા એ કાંઇ સરકાર અને દેશીરાજ્યોની પ્રવૃત્તિનું સામાન્ય ક્ષેત્ર નથી. એ તો નરેશોની રાજ્ય સત્તાનો વિષય છે. સરકારે કરારોમાં ઘસીને કહેલ છે કે સરકાર એમાં બીલકુલ વચમાં પડવા માગતી નથી. જે કામમાં વચમાં પડવા સુધાંતની અનિચ્છા છે, તેમાં સહકાર શબ્દનો અસંભવ છે. એટલે પરરાજ્યોના સંબંધમાં વપરાયેલા Subordinate Co-operation શબ્દમાં રાજ્યની આંતર વ્યવસ્થામાં બીલકુલ સ્વતંત્રતા રહેલી છે. એટલે રાજ્યની આંતર વ્યવસ્થામાં તે શબ્દ તાણીતોશીને ઘુસાડી દેવો એ કરારના મૂળ આશયથી તદ્દન વિરૂદ્ધ છે. પરરાજ્ય સાથેનો સંબંધ સરકારે હાથમાં લેવામાં માત્ર દેશીરાજ્યોનું સંરક્ષણ કરવાનો જ—ઉત્તમ દેખાતો એવો એક જ—આશય નથી. એમાં મોટો રાજકીય અને સરકારને લાભનો મુદ્દો પણ સમાયેલો છે. અને તે એ છે કે પરરાજ્યોના સંબંધમાંથી દેશીરાજ્યોને અલગ રાખવાથી તે રાજ્યો વચ્ચેના પરસ્પરના જાતીય સ્નેહ સંબંધોનો પણ અવકાશ બંધ થાય છે કે જે બંધી સરકારી રાજ્યના અસ્તિત્વને પુષ્ટિકારક છે. આ પરસ્પરની ગ્રંથી જો બરાબર સમજાઇ જાય તો ખુલ્લા દીલથી બન્ને પક્ષની સાચી સ્થિતિ એવી સમજાઇ

જાય કે ભૂતકાળમાં જે શબ્દો વપરાયા છે એનો આજે તાણીતોશીને કોઇ પક્ષને ફાયદો કરે એવો અર્થ કરવાની આવશ્યકતા રહે નહીં. સુખરૂપ અને સ્નેહવાળા સહકારને તાબેદારીનો રંગ ચડાવી દેવો એ તો સહકાર શબ્દમાંથી તેના આત્માને ખુંચવી લેવા બરાબર છે.

**૨. સાર્વભૌમ સત્તા**-જે સ્પષ્ટતાથી subordinate co-operationની વ્યાખ્યા કરવામાં આવી છે, તેવી જ સ્પષ્ટતાથી સાર્વભૌમ સત્તાની પણ વ્યાખ્યા થવી ઘટે છે. રાજ્યોએ વગર ઢીલે અને આશંકા વિના માન્ય કરવું યોગ્ય છે, કે દિલ્હીના તખ્ત ઉપર જે સત્તા બિરાજે છે તે સામાન્યત: હીંદુસ્તાનની સાર્વભૌમ સત્તા છે. પછી તે કોઇ પણ કરારમાં કે તહનામામાં શબ્દ રૂપે હયાતી ધરાવતી હોય કે નહીં. હીંદુસ્તાન એ ભૂગોળની દૃષ્ટિએ આખો અને યોગ્ય સીમાથી અંકાયેલો દેશ છે. રાજકીય, આર્થિક અને સામાજીક દૃષ્ટિએ પણ એનું શરીર અભિન્ન છે. અને દિલ્હીનું તખ્ત એ રાજકીય એકતાનું સ્વરૂપ છે, એ ઇતિહાસનાં પાનામાં સિદ્ધ છે, તો પછી માત્ર શબ્દચાતુર્યથી એ સાર્વભૌમ સત્તા નથી એમ કહેવું એ અસંગત છે. પણ દિલ્હીનું તખ્ત સાર્વભૌમ સત્તા ભોગવે છે એટલે તે ગમે તે રાજ્યની સાથે યથેચ્છ વર્તન કરી શકે એ અર્થ ખોટો છે. જે સત્તા પોતાના લોકોની સાથે પણ યથેચ્છ વર્તન કરી શકે નહીં તે સત્તા દેશીરાજ્ય—જે એક સ્વતંત્ર પરદેશીય રાજ્ય છે અને સરકારી કાયદા કે હકુમતથી પર છે તેના—ઉપર આપખુદી અંકુશ ભોગવવાનો દાવો કરે તો તે માન્ય-રહેવાને પાત્ર નથી. સાર્વભૌમ સત્તાનો ઉપયોગ, તે સત્તાના મોભાને યોગ્ય એવા પ્રસંગોમાં જ વાપરી શકાય.

સાર્વભૌમ સ્વાર્થ, સાર્વભૌમ ભય, અથવા જે ત્રુટીને લીધે આખા દેશને નુકસાન થાય એવું હોય કે સાર્વભૌમ સત્તાની હયાતીને હાનિ પહોંચાડે એવું હોય અથવા એવી તો અસહ્ય કે અન્યાયની સાબીત થાય એવી અમાનુષી રાજ્યપદ્ધતિ કોઇ સ્થળમાં જણાય ત્યારે ઇંદ્રના વજ્રની પેઠે સાર્વભૌમ સત્તાનો હથોડો કદાચ ઉપડે તો તે સામે ફરીઆદ કરવાનું થોડું રહે. સાર્વભૌમ સત્તા, સાર્વભૌમતામાંથી ઉત્પન્ન થતી નથી. એ તો સામા માણસના અપરાધમાંથી જ ઉદ્ભવે છે. દાખલા તરીકે ઇંગ્લેંડનો લૉર્ડ ચીફ જસ્ટીસ એ દેશના મોટામાં

મોટા માણસ ઉપર હકુમત ભોગવી શકે છે. છતાં માત્ર પોતાની એ હકુમતને લીધે કોઇને વગર વાંકે એ પકડી શકતો નથી. તેની એ હકુમત સામા માણસમાં ગુન્હાની અપેક્ષા રાખે છે; એટલે કે જ્યાં સુધી માણસ ગુન્હેગાર છે એવી ફરીઆદ થાય નહીં અને સાબીત થાય નહીં ત્યાં સુધી તે કોઇને હાથ લગાડી શકતો નથી. તેવી જ રીતે સાર્વભૌમ સત્તાનો ઉપયોગ, એ પણ દેશીરાજ્યમાં અરાજકતાની કે અક્ષંતવ્ય અનીતિની અપેક્ષા રાખે છે માત્ર નકામાં કારણને લીધે અથવા માની લીધેલા અપરાધને લીધે દેશીરાજ્યની સ્વતંત્ર આંતર વ્યવસ્થામાં વચમાં પડવાનો દાવો સાર્વભૌમતાની સત્તામાં આવી જતો નથી. એ સત્તા અગાધ શક્તિથી ભરેલી છે, એ વાત ખરી છે, પણ એનો ઉપયોગ યથેચ્છ અથવા કારણ વગર કે સમય વગર થઈ શકે નહીં. જેમ કોઇ મોટા શહેરનુ વીજળીની રોશનીનું કારખાનું, અડતાં વેંત બાળી નાંખે એવી એ કારખાનાની સત્તા દીવાઓના તારમાં ભરી રાખે છે, પરંતુ જ્યાં સુધી અંધારૂં થાય નહીં અને ઉજાસની આવશ્યકતા ઉભી થાય નહીં ત્યાં સુધી દીવાની કળો ખુલ્લી મૂકવામાં આવતી નથી, તેમ જ્યાં સુધી કોઇ રાજ્યમાં સાર્વભૌમ સત્તાની કળ ખોલીને અજવાળું કરવાની આવશ્યકતા ઉભી થાય નહીં ત્યાં સુધી એ સત્તાનો પ્રવાહ યથેચ્છ વહેવા દઇ શકાય નહીં. રાત્રીનું અંધારૂં જેમ સર્વને વગર દલીલે માન્ય છે, એમ જે રાજ્યમાં અંધારૂં સ્પષ્ટ દેખાય ત્યારે ત્યાં અજવાળાને માટે સાર્વભૌમ સત્તા વપરાય તેમાં કશો વાંધો હોઇ શકે નહીં.

રક્ષણ કરનાર જેનું તે રક્ષણ કરે છે તેનામાં રક્ષણની યોગ્યતા માગે છે. એટલે કોઈ પણ દેશીરાજ્ય એમ દલીલ કરે કે હું આંતરનીતિમાં બીલકુલ સ્વતંત્ર છું માટે મારૂં ગમે તેવું વર્તન સલાહ કે ઉપાયના પરિઘની બહાર છે, તો એ અર્થ માન્ય થઈ શકે નહીં એવો લાગે છે. એટલે પરસ્પરના આ સંબંધમાં પણ એક બીજાએ જે જવાબદારીઓ વહોરી લીધેલી છે તે એ છે કે (૧) રાજ્યે કાળને અનુકુળ રહીને સુનીતિથી રાજ્ય ચલાવવું અને અંગત સ્વાર્થને માટે કોઇ વચમાં પડી શકે નહીં એવું ચારિત્ર ઘડવું. (૨) સાર્વભૌમ સત્તાએ વગર કારણે અને જાહેર તપાસથી સાબીત ન

થઇ શકે એવા કૃત્રિમ ગુહ્ાને માટે કે સત્તાના ગર્વમાં સાર્વભૌમ સત્તાનો અયોગ્ય ઉપયોગ કરીને વચમાં પડવું નહીં.

ઉપરનાં બન્ને વાક્યોનો યથાર્થ અર્થ સમજાઈ જાય તો ઘણી શબ્દની તકરારોનો અંત આવે અને દુનીઆના ઘણા સંબંધો, જે સામાન્ય રીતે મીઠા હોય છે અને માત્ર શબ્દની તકરારથી જ કડવા બની જાયછે તે કડવા થતા અટકે.

૧૭-૨-'૨૯.



# બટલર કમિટી.

દેશીરાજ્યોના સંબંધોનું એક અગત્યનું અંગ નક્કી કરવા માટે રાજાઓની માગણીથી સરકારે બટલર કમિટીની નીમનોક કરી છે.* જેના પ્રમુખ તરીકે રાજકીય પ્રશ્નોમાં નિષ્ણાત અને બહોળા અનુભવવાળા સર હારકોર્ટ બટલરની–જેણે ત્રણ વખત ગવર્નરની પદવી ભોગવી છે–નીમનોક કરી છે. બીજા બે સભ્યોમાં એક ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રખર ધારાશાસ્ત્રી મિ. હોલ્ડસવર્થ છે. અને બીજા હાલના સેક્રેટરી ઑફ સ્ટેટના ભાઈ કર્નલ પીલ છે, જેઓ આર્થિક વિષયોનો બહોળો અનુભવ ધરાવે છે. એટલે આ તપાસ રાજકીય, ન્યાયિક અને આર્થિક દૃષ્ટિથી બરાબર થશે. બટલર કમિટી સરકાર અને દેશીરાજ્યો સાથેના જુદા જુદા પ્રકારના સંબંધોની તપાસ કરવા માટે નીમવામાં આવી છે. તપાસવાના મુદ્દાઓ બહુ અગત્યના છતાં ઇતિહાસની દૃષ્ટિએ સાદા અને ટુંકામાં નિર્ણય ઉપર આવી શકાય એવા છે. પરંતુ રાજાઓની કામ કરવાની પ્રણાલિકાને લીધે મોટું સ્વરૂપ અપાઈ જવાથી ઘણો ગુંચવાડો ઉભો થએલો દેખાય છે. પરંતુ બટલર કમિટીના નિર્ણયો એ ગુંચવાડાને ટુંકાણમાં પતાવી નાંખશે એવું લાગે છે. એ મુદ્દાઓ અને તેનો નિર્ણય ટુંકામાં નીચે પ્રમાણે આવી શકે.

**દેશીરાજ્યોના સંબંધ બ્રિટિશ સરકાર સાથે અને બ્રિટિશહીંદ સાથે કેવો છે?**—આ મુદ્દાનો નિર્ણય ઇતિહાસ

* બટલર કમિટીના રિપોર્ટનો સાર એપ્રિલ ૧૯૨૯ માં ટાઇમ્સ ઑફ ઈંડીયામાં છપાયો તે પહેલા બે માસ પૂર્વે આ વિષય લખાયો હતો. આ આગાહી અને કમિટીના રિપોર્ટનું સામ્ય જોવા જેવું છે.

અને કરારની દૃષ્ટિએ સ્પષ્ટ છે, કે એ સંબંધ બ્રિટિશહીંદ ઉપર સત્તા ભોગવનાર ઇંગ્લેંડના તાજની સાથે છે. હીંદનો રાજ્ય વહીવટ રાણી વિક્ટોરીઆએ ૧૮૫૮ માં પાદશાહી ઢંઢેરાથી પોતાને હસ્તક લીધો છે, એ એક જ હકીકત બધા ઐતિહાસિક પુરાવાને મજબૂત કરે છે. એટલે એ સબંધ તાજ સાથેનો છે, એ સાબીત કરવું મુશ્કેલ નથી. તેમ એ વાત માન્ય રહે તેમાં બ્રિટિશ શાહેનશાહત કે બ્રિટિશહીંદ કે બ્રિટિશરાજ્યને કોઈ જાતનું નુકસાન નથી. ગમે તેની સાથે સબંધ હોય પણ તે સંબંધ કરારનામાંની રૂએ ઉત્પન્ન થએલો છે, એટલે બન્ને પક્ષની સંમતિ વિના એ સબંધ કોઇ બીજાને વારસામાં ઉતરી શકે એવો નથી કરારનામાંની મિત્રાઇ બીજા કોઇને બક્ષિસ થવાને પાત્ર નથી. એટલે ઈંગ્લેંડનું રાજ્ય બ્રિટિશહીંદને વધારે સત્તા આપે, એ ઉપરથી મિત્રો પણ બક્ષાઇ ગયા એ માન્યતા વિચારભ્રમણા છે. બ્રિટિશહીંદ અને હીંદહીંદ એ બે વચ્ચેનો પરસ્પર સબંધ, હીંદનાં બીજા રાજ્યોના અંદર અંદરના પરસ્પર સબંધ જેવો છે. કારણ કે બ્રિટિશહીંદ, એ બ્રિટિશ સરકારનું હીંદમાંનાં રાજ્યોનું એક રાજ્ય છે, એમ ઐતિહાસિક દૃષ્ટિએ સ્પષ્ટ સમજાય એવું છે. એટલે દેશીરાજ્યોનો સંબંધ તાજ સાથે નક્કી થવો ઘટે.

**જે સંબંધ નિર્ણિત થાય તે બરાબર જળવાઈ રહે તેને માટે યોગ્ય યોજના શી જોઇએ ?**—સંબંધનો નિર્ણય થયા પછી એ સબંધ પ્રમાણે પરસ્પર વર્તન થાય, એને માટે જે યોજના થાય તે એવી થવી જોઇએ કે જેમાં કોઈ પણ પક્ષની સત્તા કે હિતને નુકસાન થાય નહીં. અને કોઇ પણ પક્ષની સત્તાના ગેર-ઉપયોગને લીધે પરસ્પર વૈમનસ્ય કે અસંતોષ થાય નહીં.

એ માટેની વ્યવસ્થા માટેનુ તંત્ર ગુંચવણીયું કે નાહકનું લંબાણ ભરેલું હોવું જોઇએ નહીં તેમ યોગ્યતા કરતાં વધારે ખરચાળ હોવું જોઇએ નહીં. ઉંદરને મારવા માટે ડુંગર ખોદવા જેવાં પગલાં ભરવાં પડે એવું હોવું જોઇએ નહીં. કામ પૂરતું હોવુ જોઇએ. કામ થોડું અને કરવાવાળાઓ ઘણા એવી યોજના હાસ્યાસ્પદ ગણાય. આ બધો વિચાર કરતાં સહેલામાં સહેલો રસ્તો એ દેખાય છે, કે સરકારે હાલ

એવું ધોરણ રાખ્યું છે, કે "બ્રિટિશ સરકાર કે પ્રાંતિક સરકારના કોઈ પણ ઠરાવથી જે રાજ્યને અસંતોષ થાય તે રાજ્ય એ ઠરાવમાં સમાએલી બાબતની તપાસ માટે સરકાર પાસેથી એક કમિટી માગી શકે છે. અને વાઇસરોય તે કમિટીની પોતાને યોગ્ય લાગે તો મંજુરી (May grant) આપે છે." આ રીતે બરાબર ન્યાય મળે માટે તે મેળવવાનું દ્વાર સરકારે અર્ધ ખુલ્લું રાખ્યું છે. એટલે કે રાજ્ય તપાસ માટે માગણી કરી શકે; પણ વાઇસરોય યોગ્ય લાગે તો જ એ માગણી સ્વીકારે છેઃ તેને બદલે દ્વાર તદ્દન ખુલ્લું કરી નાખી એવું જાહેર કરે કે "વાઇસરોયને યોગ્ય લાગે તો તે તપાસ પંચ નીમે" એ વાક્યને બદલે "તપાસ પંચને માટે કોઈ રાજા માગણી કરે તો વાઇસરોય એવું તપાસ પંચ (Shall grant) નીમશે." આ ફેરફારથી ન્યાયને પૂરતો અવકાશ છે. અને એમ થવામાં કોઇ પણ પક્ષને વાંધાનું કારણ રહેતું નથી. આ છુટથી ઘણાં તપાસ પંચોની માગણી થશે, એવો ભય રાખવાનું કશું કારણ નથી. કારણ કે પંચથી તપાસ એ ખુલ્લી તપાસ છે. અને જ્યાંસુધી પંચ માગનાર રાજ્યની, તદ્દન ખાત્રી હશે નહીં કે તેનો કેસ એક પણ ખામી સિવાય તદ્દન સત્ય છે, ત્યાંસુધી એ રાજ્ય પંચ માગવાની હીંમત ધરી શકશે નહીં. ખુલ્લાં પડી જવાનો ભય રાજ્યને સીધાં રાખશે. બીજી તરફથી રાજદ્વારી ખાતા (Political Department) માટે હાલ જે આપખુદીનો આરોપ મૂકવામાં આવે છે તે નીકળી જશે. કેમકે સરતચૂકથી પણ ભૂલ થઈ જશે અને કોઈ રાજ્ય પંચ માગશે તો વાઈસરોયના ઠપકાને પાત્ર થવાનો ભય, દરેક રાજદ્વારી અધિકારી (Political Officer) ને ખાસ સંભાળ રાખવાની ફરજ પાડશે. અને તે છતાં મનુષ્ય વ્યવહારમાં બને છે તેમ કોઇ વખત ભૂલ થઇ ગઈ હશે તો પંચ મગાયા પછી પણ ઉઘાડા ન પડી જવા ખાતર સરકાર પોતાના ઠરાવને ફરી વિચારમાં લઇને અન્યાયને દૂર કરી શકશે. આ રીતે પરસ્પરનો સંબંધ, ખુલ્લા પડી જવાના ભય માત્રથી જ સુવ્યવસ્થિત ચાલ્યા કરશે.

**બ્રિટિશહીંદ અને રાજાઓ વચ્ચેના પરસ્પર આર્થિક સંબંધોનો નિર્ણયઃ**–રાજાઓ અને બ્રિટિશહીંદના આર્થિક સંબંધનો પ્રશ્ન આ વખતથી જ ખુલ્લી રીતે પહેલો બહાર આવ્યો

છે. એ પ્રશ્નને ચોળીને ચીકણો કરવામાં દેશી રાજાઓને લાભ નથી. થોડા લાખ રૂપીઆના ફાયદાનો વિચાર કરતા સ્વતંત્રતામાંથી પરતંત્રતામાં આવી પડવા જેવું પગલું દેશીરાજ્યો નહીં લઈ બેસે એમ આશા રાખવામાં આવે છે. અત્યારે ખાસ કરીને બંદરી જગાતની મોટી ઉપજ આવતી હોવાથી, અને એ જગાત દેશીરાજ્યોની માલ વાપરનારી પ્રજા ઉપર પણ પડતી હોવાથી દેશીરાજ્યો પૂરતાં વેચાણની જગાત દેશીરાજ્યોને મળવી જોઇએ એવી રાજાઓની માગણી છે. આર્થિક દૃષ્ટિએ આ માગણીનું સમર્થન કરવાને કેટલીક દલીલો મુકી શકાય એવી છે. જો કે તે દલીલો રૂપે સાચી હોય તોપણ ઇતિહાસની દૃષ્ટિએ ટકી શકે એવી નથી. દેશીરાજ્યોએ તેમની હયાતીમાં કોઇ વખત આવી જાતની ઉપજમાં ભાગ લીધો હોય એવો દાખલો નથી. જગાતની ઉપજમાં વધારે ઓછાપણું થાય, તેથી માગણી માટે લોભ થાય એ યોગ્ય દલીલ નથી. હીંદુસ્તાનના કિનારાની ઉત્તર તરફની સીમા સિવાય બધી સીમા દરીઆઈ કિનારાની છે. અને અંગ્રેજ સરકારના રાજ્ય પહેલાં પણ બીજા દેશોની સાથે દરીઆ રસ્તેની લેવડ દેવડ થતી હતી, એ ઇતિહાસ કહે છે એ લેવડ દેવડ વખતે જે રાજ્યના કબજામાં જેટલો કિનારો હતો તેટલા કિનારા ઉપરનાં બંદરોની જગાત એ હકુમતવાળુ રાજ્ય લેતુ હતું. અંદરનાં રાજ્યોને એ ઉપજમાં કાંઇ ભાગ મળતો નહીં એ હકીકત છતાં આજે ભાગની દલીલ મૂકવામાં આવે છે, એ અસગત જેવી લાગે છે.

આ તો માત્ર દલીલની દૃષ્ટિ થઇ. હવે હિતની દૃષ્ટિથી વિચારીએ. રાજ્યોએ એક વખત બ્રિટિશહીંદની ઉપજમાં હિસ્સો લેવો શરૂ કર્યો કે બ્રિટિશહીંદના ખર્ચોમાં ભાગ આપવાની જવાબદારી ગર્ભિતપણે વહોરી લીધી એવું આમાંથી પરિણામ આવશે. દલીલ કરવામાં આવે છે, કે બ્રિટિશહીંદની જવાબદારી એટલે બ્રિટિશહીંદના રક્ષણને માટે લશ્કરી ખર્ચમાં ભાગની જવાબદારી અને એ જવાબદારી તો સરકારને અપાતી ખંડણીમા અને કેટલાંક દેશીરાજ્યોમાં રખાતાં પાદશાહી લશ્કર (Imperial Service Troops)માં પૂર્ણતાને પામે છે. આ દલીલ કરતાં ભુલાઇ જવાય છે, કે ખંડણીની રકમ જે વખતે નક્કી થઈ તે વખતે લશ્કરનું ખર્ચ હાલના જેટલું ન હતું;

તેમ સંરક્ષણને માટે લશ્કરના પ્રકારમાં હાલ એટલો બધો ફેર થઈ ગયો છે, કે એ પૂરતા ખર્ચની જવાબદારીનો સમાસ, ઠરેલી ખંડણીમાં આવી જતો નથી, એમ સામી દલીલ કરવામાં આવે તો આશ્ચર્ય નહીં. પણ એથી આગળ જઇએ તો સંરક્ષણ માટે હાલ માત્ર જમીનપરનું લશ્કર અને એ લશ્કરનાં પૂરતાં જ સાધનો છે. તેમાં નજીકના ભવિષ્યમાં દરીઆઈ લશ્કર અને હવાઇ લશ્કરનો ઉમેરો થશે અને એમાં ભાગ આપવાને માટે સૂચનાઓ થશે. અને એક વખત ઉપજમાં હિસ્સો લેવો શરૂ કર્યો કે આ સૂચનાઓની સામે ઉભા રહેવાની તાકાત રાજ્યોએ વેચી મારી એમ સમજવું. વળી એ પણ ખ્યાલ રાખવાની વાત છે, કે બ્રિટિશહીંદમાં જે સુખ–શાંતિ પ્રવર્તે છે, તે એકલા લશ્કરના સંરક્ષણને લીધે જ નથી. પોલીસ અને ન્યાય જેવાં ખાતાંઓની સુવ્યવસ્થાને લીધે હીંદનાં બધાં અંગો આનંદજીવન ગાળે છે. એટલે આગળ જતાં એ ખાતાંઓના ખર્ચમાં પણ ભાગ માગવાની, આજ બેહુદી લાગતી માગણી હીંદની ધારાસભા કરે તો નવાઇ નહીં. અત્યારે ન કલ્પી શકાય એટલી ભવિષ્યની આ બધી—મોટી જવાબદારીઓ રાજ્યોએ પુખ્ત વિચાર કર્યા વિના આંખ મીંચીને કબૂલ કરવા જેવી સ્થિતિમાં આવી પડવું એની સામે ખાસ ચેતવણીની જરૂર છે. સ્વાર્થના પ્રવાહમાં તણાતાં, બ્રિટિશહીંદની ઉપજના હિસ્સાના રીંછને એક વખત બાથ ભરી તો " આંઉ તો છડુંતો પણ કુથ્થો નથ્થો છડું* " એ સ્થિતિ ઉભી થવાનો ભય છે એટલે એક વખત આર્થિક સંબંધોમાં બંધાયા કે હીંદનાં બધાં વમળોમાં તણાયા એનો ખ્યાલ કરવા જેવું છે.

---

* વાત એમ છે, કે એક વખત નદીમા પૂર આવ્યું. પૂરમાં એક રીંછ તણાઇ આવતું હતુ. કિનારે ઉભેલા બે ભરવાડોએ દૂરથી તે જોયું. તેમને લાગ્યું કે કોઇનો ધાબળો તણાઇ આવે છે. એટલે એક ભરવાડ બીજાને ' હમણાં ધાબળો લઇ આવું છું, ' એમ કહી તે લેવા નદીમાં પડયો. રીંછે પોતાનો જાન બચાવવા એ ભરવાડને બાથ ભરી. એ જોઇ કિનારે ઉભેલા ભરવાડે બૂમ મારી કહ્યું કે ' છોડી દે છોડી દે. ' પેલા ભરવાડે કહ્યું કે " આંઉ તો છડું તો " ( હું તો છોડી દઉં છુ, ) પણ " કુથ્થો નથ્થો છડું " ( ધાબળો મને છોડતો નથી. )

ઉપજમાં ભાગ માગ્યાથી ધારાસભાઓમાં જ્યારે બજેટો ઉપર, હાલ થાય છે તેવી પ્રખર ઘોષણાઓ થશે, ત્યારે રાજ્યોના હિસ્સા ઉપર જે ટીકાઓ થશે તે ટીકાઓ માત્ર તે હિસ્સા પૂરતી જ નહીં, પણ રાજ્યોની આખી રાજ્ય પદ્ધતિ ( monarchical constitution ) ઉપર, રાજાઓનાં વર્તનો ઉપર, અને રાજ્યોની વ્યવસ્થા પદ્ધતિ ઉપર થશે. અને વખતે તેમાંથી ઉત્પન્ન થતા દેશીરાજ્યોના બજેટ ઉપરના અંકુશ માટેની સૂચના પણ આ નાની સરખી વાતમાંથી જન્મ પામે તો કહેવાય નહીં. એટલે દ્રવ્ય લેતાં સ્વાતંત્ર્ય ખોઇ બેસવા જેવું ન થાય તે જોવા જેવું છે. અને એ દ્રવ્ય રાજ્યો પોતાની પ્રજાને માટે જાણે માગતાં હોય એવો દેખાવ કરે છે, એટલે એ ભાગ મળશે તો એટલી રકમની વ્યવસ્થા પ્રજા પોતાની ઇચ્છા પ્રમાણે કરવા માગશે; કારણ કે તે કહેશે કે એ તો અમારા પૈસા છે. કેમકે અમારા આપેલા કરમાંથી એની હયાતી છે. આમ રાજ્યોની આંતર વ્યવસ્થામાં પરિવર્તન થવા પામશે.

આ સવાલમાં ઘણાં જુદી જુદી જાતનાં વિસ્તારવાળાં દોરડાંની ગુંચ છે. અને એ ગુંચ કાઢવાને માટે રાજ્યોએ અંદર અંદર મળીને આ વિષયને સમજે એવા નરેશો અને મંત્રીઓની એક ખાનગી કમિટી કરવી જોઇએ.

**બેય પક્ષને પરસ્પરના હિતાહિતની બાબતોમાં સાથે બેસીને કરવાના વિચારની ઘટના:—**આર્થિક માગણીઓ આ રીતે મુકી દેવામાં આવે અને તે મુકી દેવી જોઇએ, તો પછી પરસ્પરના–બ્રિટિશહીંદ અને રાજ્યો સાથેના–હિતની એવી કોઇ બાબત ભાગ્યે જ રહેશે કે જેમાં સાથે બેસીને વિચાર કરવાના પ્રસંગો ઉભા થાય બ્રિટિશહીંદ, હીંદુસ્તાનનો ⅔ ભાગ છે. દેશીરાજ્યો એ દેશનો ⅓ ભાગ છે. સાથે બેસીને કરેલા વિચારમાં ⅔ જુથની સામે ⅓ નું નાનું ટોળું શી રીતે પોતાનું હિત જાળવી શકવાની આશા રાખે એ પ્રશ્ન, ઉત્તર આપનારને કફોડી મુશ્કેલીમાં મુકે એવો છે. બટલર કમિટી પાસેના પહેલા બે મુદ્દાનું નિરાકરણ ઉપર લખ્યું છે, તેમ થઇ જાય તો બીજી બધી બાબતો રાજ્યોએ હાલ તુરત તો છોડી દેવી તેમાં ડહાપણ છે. અને તે "હાલ અમે છોડી દઇએ છીએ" એમ કહીને છોડી દેવી, કે જેથી ભવિષ્યમાં

એવી બાબતો ફરીથી ઉત્પન્ન કરવાની જરૂરીઆત આવી પડે તો તે વખતે તે હાથમાં લઈ શકાય.

ઉપરના વિચારોની સાથે બધાઓ એકમત થાય એવો આશય આ લખાણનો નથી. પણ બધા પ્રકારનો વિચાર દૃષ્ટિગોચર થયા વિના ઉતાવળે કાંઇ થઇ બેસે નહીં, એનો ખ્યાલ માત્ર આપવા માટે આ વિચારો ઘણા જ ટુંકાણમાં લખાય છે. આ ધોરણ ઉપર રાજાઓ એકમત થાય તો સંભવ છે, કે હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા, ગ્વાલીયર વગેરે મોટાં રાજ્યો બટલર કમિટી પાસેના સવાલોને અંગે બીજા રાજ્યોથી જુદાં રહ્યાં છે, તેઓ પણ એ રાજ્યોની સાથે આ સંબંધે એકમત થાય; કેમકે રાજ્યોનો સંબંધ બ્રિટિશ તાજ સાથે ઠરે અને સરકારના વાંધો લેવા લાયક ઠરાવને અંગે તેઓ ખુલ્લી તપાસથી પોતાના ખરા હકોનો નિર્ણય કરી શકે, તો તેમાં તેમને પણ લાભ છે. એમને જે નથી ગમતું અથવા નથી જોઇતું તે પૈસાની વાણીઆગત અને ભવિષ્યની જવાબદારીનો ભય તથા માત્ર દ્રવ્યને ખાતર ધારાસભાની ટીકામાં ફસાઇ પડવાની અનિચ્છા–એ જ છે. આ મોટાં રાજ્યોને આખા રાજ્ય સંઘમાં સાથે લેવાં એના જેવો સારો બીજો કોઇપણ લાભ રાજાઓને હોઇ શકે નહીં.

૧૭–૨–’૨૯.

## બટલર કમિટીની ભલામણના મુખ્ય મુદ્દા.

બટલર કમિટીના રિપોર્ટની ભલામણના મુખ્ય મુદ્દાઓ ટુંકામાં તા ૧૮–૪–૨૯ ના ટાઇમ્સ ઑફ્ ઇંડિયામાં છપાયા છે તેનું ટુંકામાં નિરીક્ષણ કરીએ તો માલમ પડે છે કે—

(૧) દેશી રાજ્યોનો સંબંધ ઇંગ્લેંડના તાજની સાથે સ્વીકારાયેલો છે.

(૨) એ સંબંધ બ્રિટિશ હીંદના કોઈ અમલદારની દરમિયાનગીરી વગર તાજના પ્રતિનિધિ તરીકે વાઇસરોયથી સંરક્ષિત થએલો રહેશે અને મતભેદ વખતે કમિટીથી ઉહાપોહ થઇ નિર્ણય કરાશે

(૩) બ્રિટિશ હીંદની કસ્ટમ્સ વગેરે બીજી ઉપજ જેનો બોજો સીધી નહીં પણ આડકતરી રીતે દેશીરાજ્યોની રૈયત ઉપર પડે છે એમ કહેવાય છે, તેમાંથી દેશીરાજ્યોને શા પ્રમાણમાં હિસ્સો આપવો અને એ હિસ્સો લેવાના પ્રત્યુપકાર તરીકે બ્રિટિશ હીંદના ખર્ચમાં દેશીરાજ્યો તરફથી કેટલો ભાગ લેવો એ સંબંધીનો નિર્ણય કરવાને તત્સંબંધી જ્ઞાનવાળા નિષ્ણાત માણસોની કમિટીથી તપાસ કરવી.

આ ભલામણો રાજ્યોએ જે માગ્યું હતું તે તેમને આપે છે, એટલે હવે રાજ્યોને અહીં તહીં વપરાયલા કોઇ શબ્દના વાંધા સિવાય મુખ્ય મુદ્દામાં કાંઇ અસંતોષનું કારણ રહેવાનો સંભવ નથી. સર હારકોર્ટ બટલર જેવા રાજ્યનીતિમાં રસબસ થઇ ગયેલા પુરૂષને હાથે અને ઇતિહાસ, કાયદા તથા આર્થિક વિચારણામાં એ તટસ્થ

પુરૂષોને હાથે જે નિશ્ચય થશે તે સંતોષકારક જ થશે એમ જે કેટલાક વિશ્વાસુઓનું માનવું હતું તે ખરૂં પડયું છે. સર હારકોર્ટ બટલરે હીંદુસ્તાનના સંરક્ષવા જેવા સંબધોને સુદૃઢ કરીને દેશ-લાભનું એક એવું બીજ રોપ્યું છે, કે જ્યારે મતભેદનો વંટોળીઓ મટી જશે ત્યારે એ બહુ પ્રશંસનીય મનાશે એમની રાજકીય સંબંધોની વ્યાખ્યા બીજા ઘણા સંબંધોમાં અનુકરણીય થઇ પડશે એવી સચોટ છે. એક કાર્યદક્ષ તરીકે એમની હાલ સુધી વખણાયેલી કીર્તિમાં એમના રિપોર્ટે ઘણો વધારો કર્યો છે એમ કહેવાઇ જાય છે.

આ પરિણામ પછી યુરોપમાં ચાલુ કરેલું રાજ્યો તરફનું "પ્રોપેગેન્ડા" અને "પ્રીવી કૌંસીલની જ્યુડીશ્યલ" કમિટી પાસેની અપીલના વિચારો, ગઇ નરેંદ્રમંડળની મીટીંગ વખતે દિલ્હીમાં નરેશોની ખાનગી સભામાં ચર્ચાયા હતા તેને હવે અવકાશ રહેતો નથી. "પ્રોપેગેન્ડા" એ બે ધારી તલવાર છે. એ જેમ જેની સામે કરવામાં આવ્યું હોય, તેને નુકસાન કરે છે તેમ કોઇ વખત પાછું ફરીને તે હથીઆર વાપરનારના પણ હાથ કાપે છે. મળવાનું મળી ગયા પછી તો "પ્રોપેગેન્ડા" અસ્થાને છે. એટલું જ નહીં પણ તદ્દન નુકસાનકારક છે, એ વાત વિચારવા જેવી છે. અને "Judicial decision"—ન્યાયિક નિર્ણય-લેવાના પ્રયત્નનો સવાલ તો હવે ઉડી જ ગયો છે.

નરેશો આ રિપોર્ટ ઉપર શું ઠરાવ ઉપર આવશે તે તો હવે પછી જણાશે પણ પ્રાયશઃ ઉપરના વિચારોથી બીજી રીતે થવાનો સંભવ નથી.

દરેક કમિટીનો રિપોર્ટ ભલામણના સ્વરૂપમાં હોય છે. અને એ ભલામણો ઉપર હીંદી પ્રધાન છેવટના નિશ્ચયો આપે છે. એ ધોરણે આનું પણ થશે. એ નિશ્ચય બહુ લાંબી ભાષામાં કરવાને બદલે ટુંકમાં જ કરીએ તો નીચે પ્રમાણે આવી શકે.

(૧) રાજ્યોનો સંબંધ ગ્રેટબ્રિટનના તાજ સાથે છે.

(૨) એ વાઇસિરોય દ્વારા સંધાઇ રહેશે

(૩) વાઇસિરોયના કોઈપણ ઠરાવ સામે કોઇપણ રાજ્યને મતભેદ હશે તો તે તપાસ કમિટી માગી શકશે. અને વાઇસરોય સાહેબ વગર આનાકાનીએ તે આપશે.

પહેલી બે બાબત તો બટલર કમિટીએ સ્પષ્ટ કરી છે. ત્રીજી બાબતમાં નિષ્ણાત (experts) માણસોની કમિટી નીમવાની અને તેથી સંતોષ ન થાય તો જાહેર કમિટીથી તપાસની બટલર કમિટીએ ભલામણ કરી છે. કમિટી વિષેની તે ભલામણ કાંઇક મભમ છે. કોણ નીમે, ક્યારે નીમે, કોઈને માગવાનો હક છે કે નહીં, તે બહુ ખુલ્લું દેખાતું નથી નિર્ણયોની ભાષા સ્પષ્ટ અને એક કરતાં વધારે અર્થ ન થઇ શકે એવી હોવી ઘટે છે. એટલા જ માટે મતભેદ વખતે જેને અન્યાય લાગતો હોય તેને કમિટી માગવાની છૂટ અને વાઇસરોય ઉપર મગાય ત્યારે તે આપવાની ફરજ નાંખવી આવશ્યક છે તેમાં ફળ પણ મોટું છે અને તે એ છે કે જાહેરમાં ખુલ્લું પડી જવાના ભયથી રાજ્યને તેમજ સરકારને પોતાના નિર્ણયો કરતાં બહુ જ સાવચેતી રાખવી પડશે. વાઇસરોયનો નિર્ણય કોઇ પણ રાજ્યને અનુકુળ નહીં પડે ત્યારે જ્યાં સુધી એ રાજ્યના નરેશના હૃદયની ખાસ ખાત્રી નહીં હોય કે એમનો કેસ કાંઇ પણ અપવાદ વિના નિ:સંશય રીતે સત્ય છે, ત્યાં સુધી કમિ-ટીની માગણી તે રાજ્ય કરશે નહીં. કેમકે કમિટી પાસે જાહેરમાં ખુલ્લાં પડી જવાની ધાસ્તી એને તેમ કરતાં અટકાવશે. એવી જ રીતે ભૂલચૂકથી કે મદમાં સરકારથી ભૂલ થવાનો અવકાશ રહેશે નહીં. કેમકે પોલીટીકલ સેક્રેટરીને હંમેશાં એ ભય નજર આગળ રહ્યા કરશે કે રખેને ખોટો નિર્ણય થઈ જશે તો રાજ્ય કમિટિની માગણી કરશે અને તે વખતે વાઈસરોય સાહેબ જો કમિટિ આપતાં બરા-બર તપાસ કરશે કે પોતાના રાજદ્વારી ખાતાની કાંઇ ભૂલ તો થઇ ગઇ નથી કે જેના પરિણામે જાહેરમાં એ ખાતું ટીકાને પાત્ર થાય. રાજદ્વારી ખાતાને એ બહુ સીધું રાખશે એટલે પરસ્પર બધા ઉકેલો ન્યાયદૃષ્ટિથી થવાનો પૂરતો સંભવ છે. અને માગણી અને તેનો સ્વીકાર એ રસ્તે એટલો સરલ છે, કે જેમાં કોઇ પણ જાતની મભમતા કે ખોટા અર્થવાદને અવકાશ નથી. રાજ્યોને આટલું મળે તો એમણે સંતોષ પામવો જોઈએ

હીંદની ઉપજમાં ભાગ માગવાની બાબત રાજ્યોએ મૂકી દેવી જોઇએ. કેમકે હવે તો બટલર કમિટીએ એ બાબતની તપાસ કરવામાં સાફ કહી નાખ્યું છે, કે ભાગ એ શબ્દનો ઉપયોગ ઉપજમાં અને ખર્ચમાં બેયમાં કરવાનો છે. ખર્ચ એ એટલી અચોકસ વસ્તુ છે કે એ અચોકસ ભવિષ્યમાં કુદી પડવાની ધૃષ્ટતા કોઈ પણ રાજ્ય કરે તો એ દીર્ઘદૃષ્ટિ નથી એમ કહ્યા વિના ચાલે નહીં. આ ખર્ચના પ્રકરણનું પાનું અહીંયાંથી જ બંધ થાય એમાં રાજ્યોને લાભ છે.

૧૯–૪–'૨૯.



# નરેશો, શ્રીયુત પંડિત મોતીલાલ નહેરુનું આમંત્રણ સ્વીકારશે ?

શ્રીયુત મોતીલાલ નહેરુનું આમંત્રણ મુસલમાનોએ સ્વીકાર્યું નથી, શીખો પણ હમણાં હમણા જાતીય સ્વાર્થના વિચાર કરી રહ્યા છે. અબ્રાહ્મણપક્ષ, બ્રાહ્મણો તરફના તિરસ્કારને લીધે દેશના સ્વાર્થનો ધ્વંસ કરવા કટિબદ્ધ થયો છે. આમ સ્વરાજ્ય માટે લડનારાઓ દેશને પણ પોતાથી બીજે નબરે મૂકી દે છે. એવા સમયમાં શ્રીયુત મોતીલાલજીનું દેશીરાજ્યોને થએલું આમંત્રણ શું ખપ આવશે, એ એક ગંભીર પ્રશ્ન છે. એ વધારે ગંભીર એટલા માટે છે કે હંમેશાં હુકમો આપવાને ટેવાઇ રહેલી સત્તા, વિનયથી બીજાઓ સાથે વાટાઘાટ કરવા બેસે એ પ્રથમ દર્શને ન બનવા જેવું લાગી જાય એવું છે.

" बुद्धेर्फलमनाग्रहः " ( અનાગ્રહ–ડહાપણ–એ બુદ્ધિનું ફલ છે. ) એ એક અચ્છું સંસ્કૃત વાક્ય છે. મુશ્કેલીનો વખત આવ્યા છતાં ભૂતકાળનો સારી રીતે આગ્રહ રાખવાથી ઘણાં રાજ્યોને નુકસાન થયાના દાખલા ઇતિહાસમાં છે. અને શિક્ષણની બધી ચોપડીઓમાં ઇતિહાસ એ, એક અફર ઉપદેશ સ્થાન છે. ઇતિહાસનું શિક્ષણ એ સંસારની જીંદગાનીનું શિક્ષણ છે. એની અવગણના પોતાનું હિત ઇચ્છનારાઓ કરે નહીં અને કોઈથી એની અવગણના થતી જણાય તો હિત સમજવાની બુદ્ધિનું તત્વ એ મનુષ્યમાં ઓછું છે, એમ કહેવાની ધૃષ્ટતા કરનારો, એ જેને અવલંબીને એ. કહે છે એનો શુભેચ્છક છે એમ મનાવું ઘટે. શિખામણ ઉતરતા દરજ્જાના મનુષ્યોનેજ આપવાની વસ્તુ છે, એવો સંસ્કાર હાલતા જમાનાનો પડી ગયો છે નરેશોને

પણ લંગોટી પહેરનાર ઋષિયો ઉપદેશ આપતા તે બદ્ધહસ્ત થઇને વિનિત ભાવથી એક કાળમાં સંભળાતો. આજે સત્તા પાસે બુદ્ધિ દાસ્ય કરે છે એવા સમયમાં પંડિત મોતીલાલજીનું આમંત્રણ રાજાઓ સ્વીકારે એવો સંભવ ઓછો છે અથવા કહીએ કે બીલકુલ નથી તોપણ ચાલે. પોત પોતાના મત ઉપર મુસ્તાક ઉભા રહેનારાઓની મનોવૃત્તિ જ એવી હોય છે કે "આપણે વિચાર્યું એટલુંજ ખરૂં. અને એટલા જ માટે બધા ઉહાપોહને અંતે એજ માન્ય રહેવું ઘટે."

જો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ થાય તે પહેલાં મુસલમાનો અને હીંદુઓ શીખો અને અંત્યજો, સાથે મળી વિચાર કરી એકમત થઈ પોતાને જોઇતી વસ્તુ માગશે નહીં તો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનું પરિણામ સારૂં આવવાનો સંભવ નથી. અને એમાં જ્યારે નરેશો જુદા પડશે ત્યારે તો સાંસ્થાનિક બંધારણ Dominion status ની આશા રાખવી જ નિષ્ફળ છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભાંગી પડશે તેથી "આ જુદા જુદા પક્ષોની સ્થિતિ હાલ છે એવી જ જુદી જુદી રહેશે અને જીવનમાં દરેક પક્ષ પોતાનો જ સ્વાર્થ પોતે ઇચ્છે એમ મેળવી શકશે." એમ માનનારાઓ વિચાર શક્તિથી ઘણે દૂર છે. "એકમત થઇને સ્વાર્પણ કરશું નહીં તો સ્વાર્થને સાચવી શકશું" એ માન્યતા ભૂલ ભરેલી છે. આ વખતે દેશ એકમત થશે નહિ—એકમત થવામાં દરેકને થોડો ઘણો પણ સ્વાર્થ ત્યાગ કરવો પડશે—તો પછી દેશને, આધીન રહીને જીંદગી જોગવવી પડે તો નવાઇ નહીં. "કરો અથવા કરવા દો." એ જીંદગાનીના મૂળમાં રહેલું સૂત્ર છે. જેઓ કરશે નહીં તેઓએ બીજાને કરવા દેવું પડશે. નરેશોને પોતાને સ્વતંત્ર રહેવું હશે તો બ્રિટિશહીંદને સ્વતંત્ર રહેવા દેવા તૈયાર થવું પડશે. અને હીંદમાં બે સ્વતંત્ર પદ્ધતિની રાજ્યનીતિ ( લોકશાસન અને નૃપતિશાસન ) છે, તેથી જો બન્ને સાથે મળીને પોતપોતાની સત્તાનો સ્વતંત્ર પરિઘ કેટલો અને બન્ને પક્ષે સાથે મળીને કરવાનો પ્રદેશ કેટલો એ બે બાબતનો ચોક્કસ નિર્ણય થશે નહીં તો બેમાંથી જે પક્ષ દુરાગ્રહથી દેશના સ્વાતંત્ર્યને તોડશે તે દેશદ્રોહીના વિશેષણથી સંબોધાશે. એટલા માટે ખાસ અગત્યનું છે કે પંડિત મોતીલાલજીનું

આમંત્રણ રાજ્યોએ સ્વીકારીને એમની સાથે બેસીને પરસ્પરની શંકાઓ નિવારવી. અને સાથે મળીને કામ કરી શકાય એવી કોઇ પદ્ધતિ એકમતથી ઘડી કહાડવી. ઇચ્છા હોય તો એ કામ મુશ્કેલ નથી.

હીંદના સ્વાતંત્ર્યમાં રાજાઓ વચમાં આવે નહિ એમ બ્રિટિશ-હીંદના નેતાઓની ઇચ્છા હોય તો રાજાઓના રાજ્યના આંતરવ્ય-વહારમાં બ્રિટિશહીંદે વચમાં આવવું નહિ એ નિશ્ચય કરી લેવો પડશે. રાજ્યો અને બ્રિટિશહીંદ પોતપોતાની રાજનીતિ બાંધે તે વખતે જેમ રાજાઓ, બ્રિટિશહીંદનો વહીવટ પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવાનો આગ્રહ રાખે એ જેટલું બેહુદું છે, તેમ બ્રિટિશહીંદ, રાજ્યોની આંતરવ્યવસ્થામાં, આંતરવ્યવસ્થાની શરતો રાજાઓ પાસે કબૂલ કરાવવાનો આગ્રહ રાખે તે પણ એટલું જ બેહુદું છે. એટલે દરેક પક્ષે એક બીજાની સાથે ભેટતી વખતે ત્રીજા પક્ષનો વિચાર લાવવો યોગ્ય નથી. બ્રિટિશહીંદની રાજ્યસત્તા પાસેથી બ્રિટિશ-હીંદની પ્રજા જેમ પોતાના હકો લઈ શકે છે, તેમજ દેશીરાજ્યની પ્રજા એમના નરેશો પાસેથી પ્રયત્ન કરીને મેળવી લે એમ થવા દેવું જોઇએ. પણ બ્રિટિશહીંદ દેશીરાજ્યોની પ્રજાનું ઉદ્ધારક બનવા જશે તો એકસંપનો પાટો બાઝશે નહિ.

સમજી શકાય છે તે પ્રમાણે તો રાજાઓ, પંડિત મોતીલાલજી અને એવા બીજા નેતાઓ સાથે બેસવાને નાખુશ જણાતા નથી. પણ તેઓને ભય છે કે આવા મીલન તરફ સરકાર કેવી નજરથી જોશે ? સરકારની એક મોટી કમનસીબી એ છે કે હીંદનાં બીકણ હૃદયો એની શુભેચ્છાઓને પણ શંકાની દૃષ્ટિથી જુએ છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ નક્કી થઈ એટલે એમાં બેસનારા બધા પક્ષો અંદર અંદર પણ વાતો કરીને એક રસ્તા ઉપર આવી શકે તેમાં સરકાર નાખુશ હોય એમ માનવાનું કારણ નથી.

નામદાર વાઇસરોયે પોતાના દેશના રાજકીય પક્ષોની દરકાર કર્યા વગર સામ્રાજ્યને મજબૂત કરનાર એક ખરા રાજ્યપ્રેમીને છાજે એવી હીંમત બતાવી છે. એની તો એજ ઇચ્છા સંભવે કે વિલાયતના જે પક્ષો સામે એને ફતેહ મેળવવી છે, તે ફતેહનો ખરો આધાર હીંદના બધા પક્ષોની એકસંપી ઉપર છે. હું તો એમ માનું

છું કે એકસંપી મેળવવામાં ના. વાઇસરોયની મદદની કોઈ પણ ઇચ્છા રાખે તો તેવી ખરા પ્રકારની મદદ આપવા વાઇસરોય મથે. આવી સ્થિતિમાં રાજાઓને ઘટે છે કે એમણે બ્રિટિશહીંદની સાથે વિલાયત ગયા પહેલાં વિચારણા કરી લેવી. હીંદુ–મુસલમાન એક મતના થાય એમાં જેટલી મુશ્કેલી અત્યારે દેખાય છે એના પ્રમાણમાં રાજાઓ અને બ્રિટિશહીંદ એકમત થાય એમાં ઘણી જ ઓછી મુશ્કેલીઓ છે. જે બાબતમાં ધર્મઝનુન દાખલ થાય છે ત્યાં સહકાર પ્રાપ્તિ બહુ કઠિન છે. રાજા અને બ્રિટિશહીંદ એ બે વચ્ચે ધર્મની લડાઇ નથી. માત્ર દરેકને બીજાની દખલગીરીથી મુક્ત રહેવું છે. એનો નિર્ણય સહજ છે. પણ એ સિવાય દરેક પક્ષની એવી ઇચ્છા છે કે દરેકનું સ્વાતંત્ર્ય રહેવા છતાં સામાના સત્તા પ્રદેશમાં કાંઇક પોતાની મોટાઇ દાખલ કરી દેવી. બ્રિટિશહીંદને એ મોટાઈ જોઇએ છીએ રાજાઓ, રાજ્ય ભલે આજ કરે છે તેમ કરે, પણ તેમના આંતરપ્રશ્નોમાં બ્રિટિશ-હીંદ, છેવટના ન્યાયાધીશ તરીકે આવે એમ બ્રિટિશહીંદને લાલસા છે. રાજાઓ તે કદિ કબૂલ કરે એવું નથી કેમકે બ્રિટિશહીંદના હાલના વિચારકો આજથી જ એવું કહેવા લાગ્યા છે કે રાજાઓએ જવું જોઇએ. પોતાની હયાતી સુધાંતનો ભોગ આપવાની તત્પરતા હજી સુધી જનસ્વભાવમાં જન્મ પામી નથી. એટલે બ્રિટિશહીંદનું ડહાપણ તો એમાં છે કે આવી માગણીઓને છોડી દેવી એથી ઉલટું નરેશોને બ્રિટિશહીંદની ઉપજમાં હિસ્સો માગવાની લાલચ છે. ઉપ-જમાં હિસ્સો અને ખર્ચની જવાબદારીમાંથી સ્વાતંત્ર્ય, એવી નરે-શોની મનોવૃત્તિ દેખાય છે. “ તું મારા મુખમાં આંગળી નાંખ અને હું તારી આંખમાં ઘોચું. ” એ ગ્રામ્ય કહેવતનું આમાં ભાન થાય છે. હજાર વર્ષ ઉપરાંતથી હીંદ પરદેશના સામ્રાજ્ય નીચે છે. કોઇ વખત પાદશાહતની ઉપજમાં રાજ્યોએ ભાગ લીધો હોય તેના દાખલા નથી. એટલે તવારીખની દૃષ્ટિએ જેમ આ વાત છોડી દેવા જેવી છે, તેમ રાજ્યનીતિની દૃષ્ટિએ પણ ભાગ માગવાનો સવાલ ઉપાડવા જેવો નથી. અત્યારે હીંદની કાયદા બાંધનારી સભાઓમાં કોઇ પણ દેશી રાજ્યનો પ્રશ્ન ચર્ચવાની સામે પ્રતિબંધ છે. ઉપજમાં ભાગ લેવાવાની શરૂઆત થઇ, કે એ પ્રતિબંધ નીકળી ગયા વિના રહેશે નહિ. બજેટપરની ચર્ચા અને તકરારોમાં રાજ્યો ધીમે ધીમે

દાખલ થઇ જશે અને ઉપજના ભાગ પૂરતી જ તકરારમાંથી કોઇ વખત નરેશ રાજ્ય પદ્ધતિની સામે સામાન્ય ચર્ચાઓ પણ તે સભાઓમાં થશે કે જેનો જવાબ આપવાને રાજ્યના પ્રતિનિધિઓ ત્યાં હશે નહિ. એટલે " હવેલી લેતાં ગુજરાત ખોઇ " એ કહેવતની માફક પૈસા લેતાં સ્વતંત્રતા વેચી, એવું પરિણામ આવવાનો ભય છે.

આ બધો વિચાર કરતાં બન્ને પક્ષ માટે શ્રેયસ્કર તો એજ માર્ગ છે કે દરેક પક્ષે પોતપોતાનું ઘર બાંધતાં એકબીજાનાં નેવાં એકબીજાનાં મકાન ઉપર પડે નહિ એમ યોજના કરવી. આ ગોઠવણથી બ્રિટિશહીંદ કે દેશીરાજ્યોની પ્રજાને કાંઇ પણ ધાસ્તી રાખવાની નથી કેમકે દરેક સત્તાની પ્રજા સ્વાત્મબળથી પોતપોતાના હકો મેળવી શકશે.

૧૫-૧૦-'૨૯.



# કરારનામાઓની પુનર્ઘટનાની જરૂર.

સરકાર સાથેના સંબંધો નક્કી કરવામાં નરેશો, સરકાર સાથેના પોતાના કરારોની વાત ઉપર બહુ ભાર મુકે છે. એના લાભાલાભ તો ત્યારે જ સમજાઇ શકે કે કરાર એટલે શું તેની વ્યાખ્યા પુરેપુરી ધ્યાનમાં રહે. એ દૃષ્ટિએ કરારનામાને તપાસીએ.

કરારનામા એ કાલબાધ્ય વસ્તુઓ છે. સર્વત્ર સત્ય વસ્તુઓ નથી. જે વખતે જે સ્થિતિ, તે વખતે થયેલો જે બંદોબસ્ત તે કરારનામું. એ સ્થિતિમાં કે એ કાળમાં ફેરફાર થાય તે વખતે પણ કરારનામાના પક્ષો પોતપોતાને લાગુ પડતી કલમો ઉપર જ ભાર મુકીને લડ્યા કરે તો—એ શબ્દ સામર્થ્ય ભલે હોય પણ—એ માનસ યોગ્ય તો નથી જ. કરારો પરસ્પરના આંતરિક સંબંધને નિર્ણિત કરે છે, પણ કાયમની વર્તણુકને નિર્ણિત કરતા નથી. કરારમાંથી ઉદ્ભવિત થતું મૂળ સગપણ એનું એ રહે, પણ વર્તણુક કાળ ફેરે ફરવી જોઇએ. પિતા અને પુત્ર એ બેનો સંબંધ જીંદગી સુધી એક જ છે અને તે છતાં પિતા પુત્ર વચ્ચેનો વ્યવહાર જેમ બેયની ઉંમર વધતી જાય છે તેમ તેમ તથા કાળ કાંઈ અઘટિત ઘટના કરે છે, ત્યારે ત્યારે ફરતો જાય છે. રાજા અને પ્રજાના સંબંધમાં પણ તેમ જ છે. રાજા પાલક છે. સત્તાધીશ છે. પ્રજા, રક્ષણને લાયક છે, તાબેદારી ઉપાડવાને બંધાયેલી છે, છતાં દુનિયાના બધા દેશોમાં દેખાય છે તેમ રાજત્વ અને પ્રજાત્વ એ બે મૂળ સંસ્કાર એક રહેવા છતાં પરસ્પરનો વ્યવહાર ફરતો જાય છે. પ્રજા, કેળવણી અને વિચારમાં આગળ વધે તેમ રાજાનું સ્વામીત્વ રહ્યા છતાં પ્રજા તરફનો એનો વર્તાવ જોહુકમી ભરેલો રહી શકતો નથી. એ જ નિયમ કરારનામાઓને લાગુ પડે છે.

કરારનામાથી સરકાર અને હીંદી રાજ્યોનો સંબંધ એક મૂળ સિદ્ધાંતથી જે જાતની મિત્રતાનો બંધાયો છે, તે કાયમી છે. પણ જે કાળે એ સંધીઓ થઇ, તે કાળનો ખ્યાલ કરીએ તો તે વખતના અને હાલના પરસ્પરના વ્યવહારમાં ફેરફાર કર્યા વિના પરસ્પરની આ સગાઇ શાંતિ અને સુખમાં નભી શકે નહીં.

જુદાં જુદાં કરારનામાને તપાસીશું તો માલમ પડશે કે કેટલાંક નાનાં રાજ્યો સાથે એવા કરારો થયા છે, કે જાણે બ્રિટિશ શહેનશાહત અને તે નાનું રાજ્ય સરખા દરજ્જાની સત્તા અને સરખા દરજ્જાની મોટાઇ ધરાવતાં હોય લુહારૂની સંધી જુઓ લાખની ઉપર નહીં એટલી ઉપજનું રાજ્ય, સો માઇલથી વધારે નહીં એટલી સીમાવાળું રાજ્ય અને તેની સાથેની સંધી પ્રતાપી ઉદેપુરના રાણા પ્રતાપના રાજ્ય સાથેની સંધીના કરતાં ઘણી જ મોભાવાળી. અલવર, ભોપાલ, બીકાનેર, એઓની સંધી વાંચીએ તો જણાશે કે મૈત્રી એક તરેહની અને શરતોમાં એવો શબ્દ—ફેરફાર, કે વ્યવહાર જુદો જુદો થઈ શકે. એનું કારણ શું ? તેનું કારણ એ કે સરકાર શરૂઆતમાં પોતાની સત્તા જમાવવાને તરફડીઆં મારી રહી હતી ત્યારે પોતાના સ્વાર્થનો વધારે વિચાર કરીને એણે સારી શરતો આપી જેમ જેમ જમાવ થતો ગયો તેમ તેમ પાછળથી જે સંધીઓ થઈ તેની શરતોમાં વધારે જોરદાર કલમો દાખલ થતી ગઇ. આ હકીકત જે એક વાત પૂરવાર કરે છે, તે એ છે કે જેમ માણસોના તેમ રાજ્યોના પરસ્પરના વ્યવહાર સંબંધો કાળના બળ પ્રમાણે બંધાય છે. જો કાળને આપવામાં આવતું આ પ્રાધાન્ય બરાબર છે, તો પછી સંધીઓ છતાં વ્યવહારના ફેરફાર કાળના પ્રાધાન્યને અવલંબીને હોવા જોઇએ, એ વાત પણ એટલી જ સ્વતઃસિદ્ધ છે. માટે નરેશો એકલા કરારો ઉપર જે ભાર દે છે તેમાં મોટી ભૂલ થાય છે, એમ વિચાર કરતાં લાગ્યા વિના રહે નહીં.

બ્રિટિશ હીંદમાં શાહી સત્તા અને હીંદી પ્રજાનો વ્યવહાર સંબંધ દિવસે દિવસે નવું સ્વરૂપ ધારણ કરે છે. સરકારનું શાહીત્વ અને પ્રજાનું પ્રજાત્વ ફરતું નથી પણ પરસ્પરની વર્તણુક સ્પષ્ટ રીતે ફરતી જાય છે એ કાળનો પ્રભાવ છે. એજ કાળ, રાજાઓ

અને સરકાર વચ્ચેના વ્યવહારને અસર કરે એમ કહેવું, એમાં કાંઈ ધૃષ્ટતા નથી. સંધીના મૂળમાં જે મિત્રાંઈનો ભાવ છે, તે સુખે તેમને તેમ રહે, પણ વર્તણુકમાં, કાળ સૂચવે છે તેવો ફેરફાર જરૂર થવો ઘટે. અને એ પરસ્પરની સંમતિથી બન્ને પક્ષને સંતોષ થાય તેવી રીતે નહીં થાય તો કાળ ધક્કેલીને એ કરાવશે એમ કહેવું એ વધારે પડતી હીંમત નથી. આ દૃષ્ટિએ કરારોના શબ્દો ઉપર ભાર મૂકવાનું ગેરડહાપણ કરવું જોઇએ નહીં.

બની શકે તો સંધીપત્રો બધાં એક જાતનાં થવાં ઘટે. કેમકે દેશી રાજ્યોની બધી સ્થિતિ ઇતિહાસથી સરખા પ્રકારની છે. પછી રાજ્યો ભલે નાનાં મોટાં હોય. તેઓ સ્વતંત્ર હતાં એટલે કરારમાં બધાં મિત્રો છે. એટલે સંધીનો મુસદ્દો એક પ્રકારનો હોય તો મોટાં રાજ્યોને તેમાં હીનપદ નથી. અને નાનાં રાજ્યોને વધારે પડતા હક્કો મળી જતા નથી. પણ આવા બંદોબસ્તનું શુભ પરિણામ એ આવે કે વખતો વખત મતભેદ થાય ત્યારે કાયદાશાસ્ત્રીઓની માફક શબ્દોની તાણખેંચ થવાને બદલે સુખરૂપ સંબંધ તરફ એક-બીજાનું ધ્યાન ખેંચવામાં આવે તો ખોટી દલીલવાળા પક્ષને શરમ ઉત્પન્ન થયા વિના રહે નહીં. અને તકરારનું સુખરૂપ પરિણામ આવવામાં આવી શરમના જેવું બીજું સચોટ હથિયાર કોઈ છે નહીં

વળી કરારોમાં જે શરતો હોય છે તેમાં અસંતોષનું કારણ પણ હોય. અને એવી અસંતોષકારક શરતનો ફેરફાર કરવાની ઇચ્છા એ પક્ષવાળાને થાય તે મનુષ્ય સ્વભાવ છે. હક ઉપર મુસ્તાક રહીને સામા પક્ષવાળાની અસંતોષકારક શરત પણ ચાલુ રાખવી એ સ્નેહ સંબંધમાં વિઘ્નરૂપ છે. એટલે એવી શરતોમાં ફેરફાર થવો જોઇએ. શરતોના હક ઉપર નહીં પણ મિત્રતાના મુદ્દા ઉપર સંધીનો સામાન્ય મુસદ્દો થવો જોઇએ. એમ થાય તો જાથુકની શાંતિ થાય. સરકારને એમાં હાનિ નથી. રાજ્યોને એમાં વિશેષ લાભ નથી. માત્ર બન્નેનું એમાં સરખું શ્રેય છે. રાજ્યોએ દરેક મતભેદમાં કરાર ઉપર ભાર દઈને, સરકારના આગમન પહેલાં રાજ્યોને જે સ્વાતંત્ર્ય હતું તેના ઉપર ભાર દઈને, પ્રજા આગળ વધતી જાય છે તો રાજ્યોને પાછળ રાખવામાં લાભ નથી એ વાત ઉપર ભાર દઈને, પરસ્પરના લાભમાં બધા એક સાથે એક જ વહાણમાં બેઠા છીએ એ તરફ લક્ષ ખેંચીને

શુદ્ધ દલીલો કરવી જોઇએ. અને બ્રિટિશહીંદ માટે જ્યારે નવું બંધારણ થવાનું છે ત્યારે રાજ્યોએ પણ નવું સંધી બંધારણ ઘડવું જોઇએ.

નવી સંધીના મુસદ્દાની વાત તો બરાબર છે. પણ એમાં સંભાળ રાખવાની એ છે કે મુસદ્દો સુધારવા જતાં ઓર બગડી જાય નહીં. આપણો અનુભવ છે કે મોટી સત્તાની સાથે નાની સત્તા મુસદ્દો કરવાં બેસે ત્યારે જરૂર કાંઈ મુકીને ઉઠે. એવું કાંઈ ન થઈ જાય એવી ખાત્રી હોય, એવી હીંમત હોય, તો જ એ પ્રયત્ન કરવો યોગ્ય છે. એ મુસદ્દો રાજ્યોએ તૈયાર કરવો. પછી સ્નેહ ભાવે અને ઑફીશ્યલી નહીં એવી રીતે વાઇસરોય સાહેબને બતાવવો અને કાંઈ સંતોષકારક પરિણામની આશા જણાય તો પછી બન્ને પક્ષના પ્રતિનિધિ વચ્ચે છેવટના નિર્ણય માટે મૂકવો. પરિણામ ધાર્યા પ્રમાણે આવે તો ઠીક છે. નહીં તો નવી દરખાસ્તને છોડી દઇને "ત્યારે તો અમારૂં આગળનું જ ઠીક છે." એમ કહીને ઉઠી જવું. વિચારકૌશલ્ય ( diplomacy ) એ હાલના જમાનાનું હથીઆર છે. એ એક વખત વપરાયાથી નિષ્ફળ જાય તો ફરી ફરીને વપરાયાથી કાંઈક ફળ આપે છે. પ્રજા એમ જ આગળ વધે છે. તો હીંદનાં આટલાં બધાં રાજ્યોનો સમૂહ એ જ રીતિએ આગળ ન વધે એમ માનવાનું કારણ નથી. એ જ દરખાસ્ત ફરી ફરીને આવશે ત્યારે કોઇ કાળે તે મંજુર પણ થશે.

એ મુસદ્દો એકલે હાથે થઈ શકે નહીં. એ માટે એકલા કારભારીઓનું કામ નથી. એ સંબંધ, ભાવનાના છે. અને જેવી રાજ્યભાવના નરેશોના હૃદયમાં સ્વાભાવિક રીતે જન્મેલી હોય છે, એવી રાજ્યભાવના માત્ર વિચાર કરનારાં–મગજમાં સહજ ઉદ્ભવી શકે નહીં. એટલે કરારમાં આવવાની ભાવના માટે રાજાના ભાવ જોઇએ. મંત્રીઓ તો માત્ર એ ભાવને યોગ્ય શબ્દોમાં ઘડવાની મદદ જ કરી શકે. એટલે રાજા તરીકેની ખરી ભાવના સેવેલા નરેશો અને મગજનું ચાતુર્ય બતાવનારા જ માત્ર નહીં પણ અનુભવથી રાજ્ય ભાવનાને સમજી શકનારા અને એને તેવી જ ભાષામાં ઉતારી શકવાની શક્તિવાળા મંત્રીઓની એક નાની મંડળી સાથે બેસીને મુસદ્દો ઘડે તો સુંદર થાય ખરો.

જુલાઇ–'૩૦.

# સંસ્થાનિક પદવીનું ખરૂં સ્વરૂપ.

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં કરવાના નિર્ણયોમાં બહુ મુશ્કેલી નથી, જેટલી તે કોન્ફરન્સ માટે ચર્ચાવાના વિષયોના મુદ્દાઓમાં મુશ્કેલી છે. મુદ્દો એક વસ્તુ છે, અને એ મુદ્દાનો વિસ્તારવાળો પ્રસ્તાવ એ જુદી વાત છે. મુખ્ય સવાલ તો સામ્રાજ્યમાં હીંદની જગા કયાં છે, તે નક્કી કરવાનો છે. એમાં સરકાર અને હીંદી પ્રજા વચ્ચે મોટો મતભેદ ઉભો થયો છે. હીંદ કહે છે કે શહેનશાહતના બીજા દેશો જે માનભરેલી પદવી ભોગવે છે, એ પદવીને યોગ્ય હીંદુસ્તાનની પદવી હોવી ઘટે. તાબાના રાજ્ય તરીકે નહીં, પણ સામ્રાજ્યના એક અંગ તરીકે એ ગણાય. જેમ શરીરમાં મસ્તક, હાથ, પગ વગેરે જુદા જુદા અવયવો છતાં એક શરીરના ભાગ તરીકે દરેક પોષાય છે અને એ બધા અવયવોની કર્મેન્દ્રિયો જુદી જુદી પદ્ધતિના બંધારણથી કામ કર્યા કરે છે અને છતાં તે એકજ શરીરના સરખી સ્વતંત્રતા ધરાવતા ભાગો છે; એ પ્રમાણે શહેનશાહતમાં હીંદ, શહેનશાહતનાં બીજાં સંસ્થાનો( dominions ) જેવું છે. સરકારે તો એ ઘણાં વર્ષથી કબૂલ કર્યું હોય તેમ એમની સાથેનો વ્યવહાર સરકાર ચલાવ્યા કરે છે. પ્રજાસંઘ( League of Nations ) માં બીજાં સંસ્થાનોની માફક હીંદનું સ્વતંત્ર પ્રતિનિધિ તત્વ છે. ત્યાં વિચારોની આપલેમાં બીજાના જેટલી હીંદને સ્વતંત્રતા છે. અને તેને પોતાનો સ્વતંત્ર મત આપવાનો અધિકાર છે. શાહીસંઘ ( Imperial conference ) માં પણ હીંદને એટલી જ સ્વતંત્રતા બધી રીતે છે. હમણાં જ ભરાયેલી દરિયાઇ કોન્ફરન્સમાં પણ પૂર્ણ સ્વતંત્રતાથી બધા સાથે સરખી સ્થિતિમાં ઉભા રહીને હીંદે ભાગ લીધો છે.

આ રીતે આંતરરાષ્ટ્રીય ( International ) બધા સવાલોમાં હીંદ એ બીજા દેશોની ગણતરીમાં ઉભો રહે એવો દેશ છે. એજ એની રાજદ્વારી પદવી છે. એટલે હીંદ એમ આગ્રહ કરે છે કે એ પદવીને બીજા સંસ્થાનોને નામ છે એ નામથી સંબોધવી. આંતર રાષ્ટ્રીય જેવી અગત્યની બાબતમાં સ્વાતંત્ર્ય છે, તો ગૃહસ્વાતંત્ર્યમાં અયોગ્યતા કહેવી એ હીંદને અપમાન લાગે છે. અને એક રીતે જોતાં હીંદની એ માગણી સામે વાંધો લઈ શકાય એમ નથી. આંતર્ વ્યવહારમાં જે રીતિએ સુખરૂપ કારભાર ચલાવી શકાય, એ રીતિનું બંધારણ બાંધવામાં દેશે આનાકાની કરી નથી. હીંદ કહે છે કે અંદરનું બંધારણ બધા મળીને જે ઠરાવે તે ખુશીથી થાય પણ બીજાં સંસ્થાનોના બંધારણમાં અને અહીંના બંધારણમાં ફેરફાર હોવાથી દરજ્જામાં ફેરફાર હોઇ શકે નહી.

શહેનશાહતના બધા સંસ્થાનોનાં બંધારણ ( constitution ) કાંઇ શબ્દે શબ્દ સરખાં નથી. અને છતાં એ બધા દેશોની સ્થિતિ એક સરખી છે. એટલે કે બધાં સંસ્થાન પણ છે, એજ પ્રમાણે હીંદુસ્તાનના આંતરિક બંધારણમાં ગમે તે શરતો તેના પ્રતિનિધિયો કબૂલ કરી આવે તે છતાં સામ્રાજ્યના બીજા પ્રાંતોની બરોબરીમાં તો એ બધાના સરખું ઉભું રહે તો એ માટે ના પાડી શકાય એવું નથી.

પણ ભૂલ એટલા માટે થતી લાગે છે, કે ઇંગ્લેંડ જાણે એમ સમજે છે, કે સંસ્થાનિક પદવી ( Dominion Status ) કબૂલ કરીએ તો ઑસ્ટ્રેલીઆ, સાઉથ આફ્રિકા કે કેનેડા જેવું બંધારણ હીંદ એકદમ બાંધી દે અને તેથી સરકારની હાલની સત્તામાં ધાર્યા કરતાં વહેલો ફેરફાર થઈ જાય. પરંતુ ઉપર ખુલાસો કર્યા પ્રમાણે એવું કાંઈ છે નહીં ન આપી શકાય કે ન ચલાવી શકાય એવું બંધારણ હીંદ કદી લેશે જ નહીં. અલ્હાબાદમાં ગાંધીજીની સાથે હીંદના જાણીતા બીજા પાંચ સત્પુરૂષોએ ના. વાઇસરોયના ૧૯૨૯ ના ૧ લી નવેંબરના ભાષણનો જ્યારે સ્વીકાર કર્યો ત્યારે મહાત્મા ગાંધીજીએ પોતે જ કહ્યું છે કે હીંદની સંસ્થાનિક પદવીનો સ્વીકાર થાય અને બંધારણ ( Constitution ) તો આ દેશની પરિસ્થિતિને યોગ્ય ઘડાય એમ અમે ઇચ્છીએ છીએ. તો બંધારણ સર્વાનુમતે અહીંની

સ્થિતિને યોગ્ય ઘડાય અને પદવી સંસ્થાનિક દરજ્જાની સ્વીકારાય તો એથી કાંઇ હીંદને જેમ વધારે મળી જતું નથી, તેમ ઇંગ્લેંડ કાંઇ પોતાનું સ્વામીત્વ ખોઇ બેસતું નથી. માત્ર શબ્દની સમજફેરમાં રાજા પ્રજા વચ્ચે જે ભક્તિભાવ અને સુખરૂપ સંબંધ જોઈએ તેનો ધ્વંસ થાય છે.

સંસ્થાનિક પદવીનું ખરૂં સ્વરૂપ આ રીતે સમજાય તો હીંદની બધી જેલોનાં દ્વાર ખુલ્લાં થઇ જાય. ઇંગ્લેંડને તસલ્લી થાય કે હીંદ આપણું છે. અને હીંદ જેવા મોટા દેશની મિત્રતાનો શહેનશાહતને ટેકો છે બન્ને પક્ષને લાભ છે. રાજા અને પ્રજા વચ્ચેનું ઘર્ષણ કોઈ પક્ષને સુખકારક નથી. એટલું જ માત્ર સમજાઈ જાય તો મોભા ( Prestige ) ઉપરના આગ્રહમાંથી જે મુશ્કેલીઓ ઉભી થાય છે, તેનો તુરત નિકાલ આવે

કોઇપણ પક્ષ તરફ વલણ કર્યા સિવાય કહીએ તો અમને તો એમ લાગે છે કે હીંદનું મગજ પેટીમાં બંધ રાખવામાં માલ નથી એને તો બહારનું અજવાળું આપવું જોઇએ. એ અજવાળામાં જ સહાનુભુતિ સહજ મળે છે.

બાકી તો જે પક્ષ માત્ર કુટુંબમાં સરખું સ્થાન માગે છે તેના તરફ જો વૃદ્ધદૃષ્ટિથી જોવામાં આવશે તો હીંદનું વાતાવરણ બ્રિટિશ રાજ્યને શોભે એવું થવાનો સંભવ ઓછો છે. દરેક નરેશને પ્રજાની મદદની જરૂર છે. શાંતિના કાળમાં એમ લાગે કે પ્રજા માત્ર નરેશના જોરથી પોષાય છે. વિપ્લવના વખતમાં જરૂર ભાસ્યા વગર રહેતું નથી કે પ્રજા, રાજાનો મોટો પક્ષ છે. અને તેને જોરે જ રાજ્યની સ્થિતિ સ્થાયી છે. એ દૃષ્ટિ જે જે રાજ્યપદ્ધતિમાં ખુલે છે, તે તે રાજ્યપદ્ધતિનો પાયો મજબૂત નંખાય છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની આ વખતની બેઠકમાં બન્ને પક્ષ એ દૃષ્ટિએ કામ કરે એમ સૌ કોઈ ઇચ્છે.

# રાઉન્ડટેબલ કોન્ફરન્સ: એક ભવિષ્યવાણી.

આકાશવાણીના મંદ શબ્દો પરથી પડેલી છાપને આધારે આ ભવિષ્યવાણી લખાય છે.

ઈંગ્લેંડમાં રાઉન્ડટેબલ કોન્ફરંસ થઇ ગઈ. ત્યાં શું કામ થયું તેના લગભગ આખા ખબર તારોમાં અહીં આવી ગયા છે. જનારાઓ ગયા ત્યારે મોટી આશંકા હતી કે પરિણામ કોણ જાણે કેવું આવશે. કાળા વાવટાઓ અને લોકોના વિરૂદ્ધ પોકારો વચ્ચે દેશના ઘણા નેતાઓ ફરજ સમજીને ત્યા ગયા હતા. ધાર્યા કરતાં વિશેષ સારૂં પરિણામ લાવીને તેઓ બધા પાછા ફર્યા છે. એ જેમ ખુશી થવા જેવી વાત છે, તેમ જનારાઓને માટે માન ઉત્પન્ન થાય એવી પણ વાત ગણાય.

ઇંગ્લેંડે આ વખતે તો ખરેખર મોટાઇ અને રાજકીય કુશળતા વાપરી છે. રોગોનું બરાબર નિદાન કરીને ઔષધ સારૂં આપ્યું છે. અને મજુર સરકારે બીજા બન્ને પક્ષને મુદ્દા ઉપર પોતાની સાથે લઇ લીધા, એ એની રાજ્યનીતિજ્ઞતા અને સાફ કુનેહ બતાવી આપે છે. સરકારને ધન્ય છે. જનારાઓને માન છે. પણ સાથે કહી દઇએ કે આ બધા પરિણામનું કારણ તો મહાત્મા ગાંધી અને તેમની પાછળ ભક્તિથી ચાલીને કેદમાં ગયેલાઓનો કારાગૃહ-વાસ જ છે. સરકારનું અને ત્યાં જેહમત ઉઠાવનાર હીંદ નરરત્નોનું હૃદય એની સાક્ષી પૂરે છે.

ત્યાંનો ઇતિહાસ તો બધી હકીકત બહાર આવશે ત્યારે આપણે આલેખી શકીશું. અત્યારે જે અગત્યનો સવાલ દેશ પાસે છે તે તો

આટલું બધું થયા પછી ગાંધીજી દેશને કયે રસ્તે દોરશે એ છે. આપણી ભવિષ્યવાણીનો સંબંધ આ પ્રશ્નને અવલંબીને છે.

ગાંધીજીની આખી જીંદગીનું ચિત્ર સ્પષ્ટ જગજાહેર છતાં જેઓ એને જોઇ શકયા નથી તેઓ એમને જીદ્દી, હઠીલા, માત્ર સિદ્ધાંત ઉપર દોડ કરનાર 'પોલીટીશ્યન' ગણે છે. પણ જેઓને એમના ખરા સ્વરૂપનું થોડું પણ ભાન છે તેઓ સમજે છે કે હાલ જેને રાજકુશળતા ગણવામાં આવે છે તેની તો એને બદબો આવે છે. પ્રભુની હાજરીમાં જે થઇ શકે નહીં તે કરવા જેવી વસ્તુ નથી એવો અવાજ તેના હૃદયમાંથી હંમેશાં આવ્યા કરે છે. એટલે રાજ-નીતિની યુક્તિ-પ્રયુક્તિ એમના લોહીમાંજ નથી. અને અત્યારે જ્યારે બધા પક્ષો પૂછે છે, કે એ શું કરશે ત્યારે જાણે એમ લાગી આવે છે, કે એ પૂછનારાઓ જે જાતની કુનેહમાં માનવાવાળા હોય છે તે જાતની કુનેહ જાણે ગાંધીજીએ વાપરવી જોઇએ એવી માન્ય-તાવાળા લાગે છે. એ બધી માન્યતાઓને તપાસીને એનો નીચોડ કહાડવા બેસીએ તો જરૂર ભૂલભરેલા સિદ્ધાંત ઉપર આપણે આવીએ અને એ સિદ્ધાંત પરિણામે જરૂર ભૂલભરેલો નીકળે.

ગાંધીજીને, જેવા છે તેવા ગાંધીજી સમજીને જો કોઇ કાંઇ અનુમાન કરે તો તેની ભવિષ્યવાણી સાચી નીવડે, એમ લાગે છે. એમને સમજવા મુશ્કેલ છે, એ ખરૂં પણ તેનું કારણ એ નથી કે એ ઘણા ઉંડા છે. એનું ખરૂં કારણ તો એ છે, કે એ અસામાન્ય મનુષ્ય છે. જેમ નીખાલસ હૃદયનું બાળક એક અસામાન્ય ઉગતું મનુષ્ય છે, એવા એ છે. એ સમજણથી અત્યારે એ શું કરશે એમ કલ્પના કરનાર કોઈ હોય તો તેની ભવિષ્યવાણી વખતે સાચી નીવડે.

આપણે પ્રયત્ન કરીએ.

ગાંધીજી આ વખતે જરૂર શાંતિનો આદેશ આપશે. સત્યનો આગ્રહ હોવાથી એ આગ્રહ લડાઇનું સ્વરૂપ લઇ બેસે એ ખરૂં છે, પણ તેનો આત્મા લડાયક નથી. એટલે શાંતિ કરવા જેવાં સહેજ પણ પ્રમાણિક કારણો તેને ભાસે ત્યારે બધો મમત્વ છોડીને એ શાંતિ કરે એવા મનવાળા છે.

૧૯૧૯ના તોફાન વખતે મી. મોંટેગ્યુના નવા હીંદી સુધારા થયા ત્યારે સી. આર. દાસ જેવા હીંદના સમર્થ નેતાની ઇચ્છા એ સુધારાઓ અપૂર્ણ હોઇ ન સ્વીકારવાની હતી. તે વખતની અમૃતસરની કોંગ્રેસનો ઇતિહાસ જે જાણે છે તે સમજે છે, કે આખી કોંગ્રેસની મરજી વિરૂદ્ધ ગાંધીજીએ એ સુધારાને અજમાયેશ આપવાની ભલામણ કરી હતી, અને આખા દેશને એ સુધારા સ્વીકારવાની હા, પાડવી પડી હતી, એ એના હૃદયની સલાહ તરફની વૃત્તિ બતાવે છે. એ સુધારાઓ ધાર્યા પ્રમાણે ફળ લાવી શક્યા નહીં તેથી તેઓ પોતે પાછળથી બેએક વર્ષ પછી સામા થયા એ વાત જુદી છે. પણ આશાનાં કંઈક પણ ચિહ્નો દેખાય તો એ આશાવાદી એ ચિહ્નોને તરછોડ્યા વિના શાંતિથી એને તપાસી લેવાની તૈયારી તો જરૂર બતાવે એ દૃષ્ટિએ આ વખતે પણ અલ્હાબાદમાં અત્યારે શું ગોફતેગો ચાલે છે, તેની આપણને પૂરતી માહિતી નથી, છતાં પણ ગાંધીજીના સ્વરૂપનો વિચાર કરીને આપણે ભવિષ્ય અટકળવા માગીએ તો તે નીચે પ્રમાણે નીકળે.

ગાંધીજી જરૂર શાંતિ કરાવશે. સંસ્થાનિક સ્વરાજ્ય અને હીંદને જવાબદાર રાજ્યતંત્ર મળવાના મૂળ સિદ્ધાંતો નક્કી થઇ ગયા છે. માત્ર એમાં પૂરવી જોઇતી બીજી રેખાઓજ પૂરવાની છે. તે રેખાઓ સિદ્ધાંતની વિરૂદ્ધ તો પૂરી શકાય જ નહીં. ત્યાંથી સિદ્ધાંતો લઇ આવનારા હીંદીવાનો એવી ખોટી રેખાઓ માન્ય રાખે નહીં, એવી ઉંચી પદવીવાળા એ પણ છે. એટલે ગાંધીજીને એ વાત પણ શાંતિ ઉપર આવવાને દોરે એવી છે.

રાજ્ય બંધારણમાં જે સાવચેતીઓ અને અંકુશ મૂકવાની વાતો થયા કરે છે એ સંબંધમાં એક વાત જે યાદ રાખવાની છે તે એ છે, કે ગાંધીજીએ પોતે નામદાર વાઇસરોયનું–૧૯૨૯ ના નવેંબરનું હીંદને સંસ્થાનિક પદવી આપનારૂં–પહેલું ભાષણ જ્યારે આનંદથી સ્વીકાર્યું અને તેને માટે લૉર્ડ અરવીનનો છડેચૉક ઉપકાર માન્યો ત્યારે જ એમણે એ પણ કહ્યું હતું કે હીંદનું રાજ્ય બંધારણ હીંદની પરિસ્થિતિને અનુકુળ બાંધવાનું છે. એ પરિસ્થિતિને ધ્યાનમાં લઇને દેશના હિતમાં જે જે સલામતીના માર્ગો લેવા જોઇએ તે તો કોઇ

પણ દેશના બંધારણ બાંધનારાઓ પોતાની મેળે જ તેમાં દાખલ કરે. એ રીતે જ જેને હાલ સલામતીના રસ્તા ( Safe-guards ) કહેવામાં આવે છે તે બંધાશે, એમ તેઓ માનશે. એવા સલામતીના રસ્તા એ, બહારથી પરાણે નાંખેલી ફરજો નહીં પણ દેશ હિતની સાવચેતીઓ ગણાશે, અને એવી હશે તે મંજુર રખાશે એવું જોર ગાંધીજી કરી શકે તેમ છે. દેશ હિતની વિરૂદ્ધની કે કોમ કોમ વચ્ચે ભેદ બતાવનારી કે કોઈ હિત હિત વચ્ચેનો તફાવત બતાવનારી શરતો સિદ્ધાંતની વિરૂદ્ધ ગણીને દાખલ ન કરવી જોઇએ એમ પણ તેઓ કરી શકે એવું છે. એટલે માન્ય રાખવા યોગ્ય એવી સાવચેતીઓ માટે તૈયારી બતાવી જરૂર તે શાંતિના રસ્તા સૂચવશે.

જે વાત ઉપર તેઓ ભાર મૂકશે તે એ છે, કે રાજદ્વારી કેદીઓ છૂટા કરવા, સરકારના ઓર્ડીનન્સો, જાપ્તાના ઉપાયો બંધ કરવા અને સ્વદેશી માલના ઉપયોગ માટે શાંત પીકેટીંગ શરૂ રાખવું કેમકે સ્વદેશીનો આ પ્રશ્ન રાજકીય નહીં પણ દેશનો આર્થિક પ્રશ્ન છે, કે જે પ્રગતિ, પશ્ચિમના દરેક સુધરેલા દેશ–ઇંગ્લેંડ સુધાં–પોતાના દેશના હિતને ખાતર કરી રહ્યા છે. આ ત્રણમાની પહેલી બે વાત વિષે નામદાર વાઇસરોયે પણ કહ્યું છે, કે કાયદાનો સવિનય ભંગ બંધ થાય તેની સાથે જ એ બન્ને વાતો બંધ પડવી જ જોઇએ. એટલે એ બે વાત તો સરકાર તરફથી કબૂલ કરાયેલી છે. સ્વદેશી માટેના શાંત પીકેટીંગ માટે પણ વાઇસરોય સાહેબે ક્યાંક કહ્યું છે, કે સ્વદેશીનો ઉપયોગ રહ્યા કરે અને તેને માટે તોફાન વગરનું સમજુતી ભરેલું પીકેટીંગ રહે તો તે અમાન્ય રહેશે નહીં. જે સરકાર પોતાના દેશ–ઇંગ્લેંડના પોસ્ટલ સ્ટેમ્પ્સ ઉપર ‘ ઇંગ્લેંડમાં બનેલો માલ વાપરો ’ એવી છાપ મારે તે સરકાર પોતાના હાથ નીચેના કોઈપણ શહેનશાહતના પ્રદેશમાં તે દેશની સ્વદેશી ચીજો વાપરવાની ના પાડે જ નહીં. સાથે સાથે ગાંધીજીએ પણ કહ્યું છે, કે ઉપરની ત્રણ બાબતની સરકારની તૈયારી હોય તો કાયદાનો સવિનય ભંગ પણ એની સાથેજ પોતે બંધ કરશે. એટલે કે બન્ને બાજુએથી જે બાબતમાં એક મત છે તે મતની એકવાકયતા એક જ ક્ષણે બન્ને બાજુ તરફથી પ્રદર્શિત થાય એટલે શાંતિ થઇ.

કેટલાક એમ માની બેઠા છે, કે આ બધું થાય તો પણ મીઠાનો વેરો જ્યાં સુધી બંધ થાય નહીં, ત્યાં સુધી કાયદા વિરૂદ્ધ મીઠું કરવાની છુટ માટે ગાંધીજી આગ્રહ કરશે. ભવિષ્યવાણી એ વાત કબૂલ રાખતી નથી. કેમકે કાયદાનો ભંગ કરવા ઇચ્છનારને કાયદો ભંગ કરવાની સ્વતંત્રતા છે, તે સાથે એ ભંગમાં સમાયેલી શિક્ષાને તાબે થવાની પણ તત્પરતા છે. પણ કાયદો ભંગ કરવાની રજા કોઈ એક રાજ્ય કે કોઈ સત્તા આપી શકે નહીં. કેમકે કાયદા ભંગની રજા એ, તે કાયદો કરનારની કાયદા માટેની અવગણના બતાવે છે. કે જે અવગણનાની આશા કોઇ સમજુ માણુસ રાખે નહીં, તો ગાંધીજી જેવા મનુષ્ય સ્વભાવના તલસ્પર્શી એ આગ્રહ રાખે એવું બનેજ નહીં. વળી તેઓ એમ પણ માને કે જ્યારે હીંદને સ્વરાજ્ય મળે છે, કાયદા બાંધનારી સભાઓ યથેચ્છ કાયદા બાંધી શકે છે, યથેચ્છ કરો નાંખી શકે છે અને ઇચ્છા પ્રમાણે કરો બંધ પણ કરી શકે છે તો એવું બંધારણ બંધાયા પછી મીઠાવેરો કાઢવો હોય તો પોતેજ કાઢી શકે છે. એટલે નાહકનો બાલઆગ્રહ એ અત્યારે કરે એ માન્ય રહે એવી વાત નથી. "(૧) હીંદનું બંધારણ હીંદ સ્વરાજ્યના ધોરણે બંધાવાનું છે, તો કયો કર નાંખવો અને કયો રાખવો એ હીંદના હાથમાં છે એ માન્યતાથી, (૨) હીંદના નવા બંધારણમાં સંસ્થાનિક પદવી મળે છે એ માન્યતાથી, અને (૩) બંધારણ, હીંદના પ્રતિનિધિયોના હાથમાં છે એ માન્યતાથી હું શાંતિ સ્વીકારૂં છું. એ શરતે કે બધા જાસાના ઉપાયો બંધ થાય, ઓર્ડીનંસો બંધ થાય, સભાઓ અને વર્તમાનપત્રો ઉપરનો પ્રતિબંધ ખસેડાય અને સ્વદેશીના પ્રચાર માટે શાંતિમય સુલેહ ભર્યા પીકેટીંગનો અટકાવ ન થાય."

ગાંધીજીનું હૃદય આ વિચારો ઉપર અત્યારે હોય તો આશ્ચર્ય થવા જેવું નથી અને તેને લીધેજ આ ભવિષ્યવાણી ભાખવામાં આવી છે કે આ થોડા વિચારો છપાઇને બહાર આવ્યા પહેલાં આજની તારીખથી એક અઠવાડીઆથી વધારે નહીં એટલી મુદતમાં હીંદ, આ દેશમાં શાંતિ જોશે. ૧૯૧૯ માં તો હીંદનાં બત્રીશ કરોડ માણુસની આંખ અમૃતસર કોંગ્રેસ વખતે ગાંધીજીના ઉપર હતી અત્યારે આખી દુનીઆની ઇંતેજાર નજર એ મહાત્મા ઉપર છે, એ વાત એ

વિશાળ મન ભૂલી જાય એવું નથી. અને મનુષ્ય શરીર હોઇ ક્ષણુ-વારના અભિમાનની નજરથી પોતાની પ્રવૃત્તિ ઉપર પોતે નજર કરે તો પણ એમના ' અહિંસાત્મક કાર્ય ' ના હથીઆરની આ એક મોટી ફતેહ છે. તેને આગ્રહથી આશંકામાં ન નાખવાની મનુષ્ય સ્વભાવને સહજ યોગ્ય એવી ઇચ્છા પણ એમને થાય.

આ બધા વિચારોએ આ ભવિષ્યવાણીને પ્રેરી છે, એની સફળતા એટલા માટે સ્પષ્ટ છે કે જ્યારે ૧૯૨૧ ની સાલના તોફાન વખતે દેશમાં એક જ મહાત્મા હતા, ત્યારે અત્યારે પ્રજા અને રાજા બન્ને પક્ષમાં એકેક મહાત્મા છે. પ્રજાપક્ષે મહાત્મા ગાંધીજી અને રાજ્યપક્ષે લૉર્ડ અરવીન. બન્ને ધર્મનિષ્ટાવાળી વ્યક્તિઓ છે, અને પ્રમાણિકપણે બની શકે તો શાંતિ મેળવવાને ઉત્સુક અને તૈયાર છે. ત્રાહિત માણસો વાટાઘાટ કરી કરીને લંબાણુ ન કરે અને તે બન્ને વ્યક્તિઓ સાથે મળીને પરસ્પરનાં હૃદયો ખુલ્લાં કરે એવી તક હાંસલ થાય તો ઉપરને ધોરણે શાંતિ કરવાની એમાંથી એકેય વ્યક્તિ ના પાડે નહિ, એવી ભાવનાવાળી છે. વળી આ સમાધાનમાં કોઇ પક્ષના મોભાને હાનિ આવતી નથી. આ બન્ને વ્યક્તિઓમાંથી એકેય વ્યક્તિ એવી નથી કે પોતાના—સ્વાત્મીય—મોભાથી ( Prestige ) દોરવાઈ જાય. અને કદી મોભાનો વિચાર એમની પાસે મૂકવામાં આવે તો દેશ અને શહેનશાહતના હિતની ખાતર એક વાર તો મોભાના એ ખોટા દંભને એ બન્ને એક તરફ મુકી શકે એવી મહાનુભાવતા વાળા છે. એથીજ આવી ભવિષ્યવાણી ભાખવાની હિંમત થઇ શકે તેમ છે.

દેશ, શાંતિના સુખ માટે તૈયાર થઇ રહે.

તા. ૧૪–૨–'૩૧



# ફીડરેશનમાં દેશીરાજ્યોનું સ્થાન.

રાઉન્ડટેબલમાં ફીડરેશનની ચર્ચામાં જે ઉહાપોહો થયા છે, તે દરેકના ઉપર બની શકે તો વિવરણ કરવાનો અમારો ઈરાદો છે. પરંતુ ગયા વર્ષની ગોળમેજી પરિષદ્‌માં છેવટના નિર્ણયો ઘડાયા નથી. એટલે અમારૂં વિવેચન પણ ત્યાં મળેલા બધા રાજકીય પુરુષોના જેવું 'અંધારામાં કુદકા' જેવું થઇ પડે, એવો ભય અમને સ્વાભાવિક રીતે રહે છે. અને તેથી ગાંધી–અરવીન સમાધાનીને પરિણામે આશા રખાયા પ્રમાણેનું ગોળમેજી પરિષદ્‌નું મીલન, તુરતમાં હીંદમાં અને પછી વિલાયતમાં થઇ જાય ત્યાર પછી એ વિષય ઉપર લખવાનું અમને વધારે ઉચિત લાગે છે. છતાં "ફીડરેશનમાં દેશીરાજ્યોનું સ્થાન:" એ વિષે થોડાક ઉદ્‌ગારો નીચે લખી નાંખવાની ઇચ્છા છે.

એક કરતાં વધારે સ્વતંત્ર સત્તાઓ સાથે મળીને સર્વના સામાન્ય હિતમાં રાજ્યતંત્ર ચલાવવાનો જે પ્રબંધ ઘડી કાઢે તેને અંગ્રેજીમાં (Federation) કહેવામાં આવે છે. આ યોજનાનું મુખ્ય ધ્યેય સામાન્ય હિત છે. અને એમાં મળનારાઓ પૂર્ણ સ્વતંત્ર સ્વેચ્છાથી પોતાના હિતાહિતનો વિચાર કરીને, અને જરૂર પડે તો સમગ્રના હિતને ખાતર, પોતાના થોડા હિતનો ભોગ આપીને પણ ભવિષ્યમાં પોતાની હયાતી સ્થાયી કરવાના દૃષ્ટિબિંદુથી તેમાં દાખલ થાય છે.

હીંદના નરેશોએ પણ ફીડરેશનની યોજનાને આ વિચારથી આદર આપ્યો હોય એમ માનીએ.

હીંદનું રાજ્ય હીંદના સ્વાધીનમાં રહે એ રીતે ચાલવાનો કોઇ પ્રબંધ કરવો હોય તો ફીડરેશન એક જ માર્ગ છે. સાથે મળના-

રાજ્યો બધા જ્યાં એકજ પંક્તિના અધિકારવાળા હોય, ત્યાં ફીડરેશન સુખસાધ્ય છે. પણ જ્યાં ભિન્ન ભિન્ન અધિકારવાળા અને અધિકારના સ્વરૂપમાં ફેરફારવાળાઓને ફીડરેશન કરવું હોય છે, ત્યાં સર્વ સામાન્ય સ્વાર્થત્યાગને બદલે પરસ્પરના હકો તરફ અને પરસ્પરના હકોની જાળવણી તરફ વધારે જોર અપાઈ જાય એ મનુષ્ય સ્વભાવ છે. બ્રિટિશ હીંદ અને દેશી હીંદ: એ બે વચ્ચે આ જાતની સ્વાર્થની ખેંચતાણ થાય એ દેખીતું છે. આ ખેંચતાણનાં બે કારણ છે. એક કારણ એ છે, કે પોતપોતાના રાજ્યમાં સ્વતંત્ર એવા નરેશોને પોતાના સ્વાતંત્ર્યના થોડાક ભાગનો ભોગ આપવો પડે તેમ છે, તેઓ તો વખતે ભોગ આપશે, પણ જે ખરી મુશ્કેલી છે, તે એ છે કે બ્રિટિશ હીંદ, જે બ્રિટિશ સરકાર પાસેથી હીંદનું બધું હસ્તગત કરવા માગે છે, તે બ્રિટિશ હીંદ, સાથે સાથે દેશી રાજ્યોનું પણ બધું કબજે કરવા મથે છે. દેશને સ્વાયત્ત સત્તા મળે એવી સગવડ ખાતર જેઓ ફીડરેટ થવા માગે છે, તેઓનું બધું જાણે તેમણે છોડી દેવું જોઇએ, એમ હીંદીવાનો આગ્રહ કરી રહ્યા છે. સ્નેહ અને આગ્રહને બનતું નથી.

પરણ્યા પહેલાં સરતો કરાવનાર સ્ત્રીના લગ્નનો જેટલો સંભવ એટલો બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ વચ્ચે સ્વાર્થની ખેંચતાણમાં ફીડરેશન થવાનો સંભવ, એમ અમને ભય છે. માટે બન્ને હીંદ છાતીએ છાતી મેળવીને પરસ્પર મળે તે પહેલાં સ્નેહપુરઃસર અંગ્રેજી રીતિ પ્રમાણે હસ્તમીલન ( shake-hand ) કરે અને એ પ્રમાણે સંબંધમાંથી પરસ્પરનું જ્ઞાન એટલું બધું વિશ્વાસપાત્ર નીવડે કે ફીડરેશનનું ખરૂં સ્વરૂપ એનાથી ઉદ્‌ભવે. આવી કોઇ યોજના થઇ શકે તો બન્ને પક્ષને લાભ છે એમ અમે માનીએ છીએ.

પ્રજાસત્તાક રાજ્ય અને નરેશ શાસન એ બન્નેનું એકદમ મીલન કુદરતના નિયમ વિરૂદ્ધ છે, એમ ભાસ્યા વગર રહેશે નહીં. એટલા માટે એક નાનીશી સૂચના ફીડરેશનના સ્વરૂપની કરવાની હીંમત ધરીએ છીએ.

હીંદમાં નાનાં મોટાં છસો રાજ્યો છે જેમાંનાં સોએક તો તદ્દન સ્વતંત્ર રાજ્યો છે, અને એ સોમાં પણ એક તરફ હૈદ્રાબાદ જેવું

મોટું રાજ્ય અને બીજી તરફ લોહારૂ જેવું–પણ સંધીના હક ભોગ-વતું–ઘણુંજ નાનું રાજ્ય છે. પોતપોતાના સ્વાતંત્ર્યના મોભાનો વિચાર કરીને આટલા બધા ફેરફારવાળાં સો રાજ્યો, ફીડરેશન કૌંસીલમાં પોતપોતાનું સ્વતંત્ર સ્થાન પોતાના પ્રતિનિધિઓ મારફત ઈચ્છે તો ફીડરલ કૌંસીલના સભ્યોની સંખ્યા એટલી બધી વધી જાય કે એ વ્યવસ્થા સુખરૂપ ચાલે કે કેમ તેની શંકા છે. અને એમાં વળી જો બાકી રહેલાં છસો રાજ્યો, જેઓ પણ સ્વતંત્ર પ્રતિ-નિધિઓ માગી રહ્યાં છે, તેઓને–પછી ભલેને અમુક સંખ્યાનાં રાજ્યો વચ્ચે–એકાદ પ્રતિનિધિ આપવામાં આવે તો પણ પ્રતિનિ-ધિઓની સંખ્યા એટલી બધી મોટી થઇ જાય કે કામ કરવાની પદ્ધતિમાં નાહકની ભાંજગડો આવે.

ફીડરેશન ભાંગી પડવામાં જે બે મુશ્કેલી છે, એમ અમને લાગે છે, તેમાંની એક આ પ્રતિનિધિત્વના ખેંચતાણની છે. એ મુશ્કેલી દૂર કરવાનો એક ઉપાય છે. જો હીંદની સાથે સુખરૂપ સંબંધ બાંધવામાં, રાજ્ય રાજ્ય પરત્વે વ્યક્તિગત મોટાઇનું મમત્વ બાજુ ઉપર મૂકવામાં આવે તો એ ઊપાય આ છે, કે બધાં રાજ્યોએ હીંદની સાથે ફીડરેશન કર્યા પહેલાં પોતપોતામાં અંદર અંદર દેશી રાજ્યોનું ફીડરેશન કરવું. ફીડરેશન કરવાનો મૂળ આશય એ છે, કે જે બાબતોનું નિરાકરણ કરવું હોય તે બધી બાબતો જો ફીડ-રેશનનાં બધાં અંગોને લાગુ પડતી હોય તો તે ફીડરેશનની સભા પાસે આવે. એટલે રાજ્યો અંદર અંદર ફીડરેશન કરે તો નરેશ પદ્ધતિના જેટલા સવાલો હોય તેટલા બધા સવાલો એ રાજ્યોના ફીડરેશનની પાસે આવે.

જેમ લોકશાસન ( Democracy )ને પોતાનું રાજ્યબંધારણ ( Constitution ) હોય છે, તેમ નરેશ પદ્ધતિને પણ પોતાનું રાજ્યબંધારણ ( Autocracy ) છે. એટલે નરેશ રાજ્યતંત્ર ( Personal rule ) શી રીતે ચલાવવું તેનાં ધોરણો બાંધવાનું અને તે પ્રમાણે વર્તવાનું કામ નરેંદ્રોનું ફેડરેશન કરે, અને દેશી રાજ્યોને તથા બ્રિટિશ હીંદને જે સામાન્ય બાબતો હોય તેના નિર્ણયો દેશી રાજ્યોના ફીડરેશનમાંથી હીંદના ફીડરેશનમાં રહીને કરે.

આ યોજનામાં સર્વ એકમત થાય એવો સંભવ નથી; એ ખરૂં છે, પણ વ્યક્તિગત પ્રતિનિધિત્વ અને દરેક રાજ્ય હીંદની સાથે પૃથક્ પૃથક્ ફીડરેશનમાં ભળે એ યોજનામાં જે ભય છે તે ભય, હીંદનાં બધાં રાજ્યોનું ફીડરેશન, પોતે ચુંટી કહાડેલા પ્રતિનિધિયો હીંદમાં મોકલે તેના ફાયદાની સાથે સરખાવતાં, અમારી સૂચના અમને વધારે મનનીય તો લાગે છે.

એમાં એક બીજો ફાયદો છે. બ્રિટિશહીંદ કહી રહ્યું છે, કે ફીડરેશનમાં જ્યારે હીંદ તરફના પ્રજાએ ચુંટી કહાડેલા પ્રતિનિધિઓ આવશે ત્યારે દેશી રાજ્યો તરફના રાજાઓએ નીમેલા અધિકારીઓ પ્રતિનિધિ તરીકે આવશે. હીંદી પ્રતિનિધિઓ યોગ્યાયોગ્યનો વિચાર કરી પોતાના મતો આપશે. ત્યારે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ રાજ્યોમાંથી લઇ આવેલા હુકમો પ્રમાણે મતો આપશે. એક ઘોડો અને બીજો બળદ એ બે જેમાં સાથે જોડેલા હોય એવું ગાડું કેવી મુસાફરી કરી શકશે એ વિચારણીય વાત નથી?

આ ટીકાનો અટકાવ થોડે ઘણે દરજ્જે અમે ઉપર કહી છે તે યોજનામાં થઇ જાય છે. એટલે કે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ, દેશી રાજ્યોની રૈયતે ચુંટેલા તો નહીં આવે પણ દેશી રાજ્યોના ફીડરેશનને લીધે જે છસો-સાતસો રાજ્યોના પ્રતિનિધિઓ દેશી રાજ્યોના ફીડરેશનમાં થશે તે બધાનું એક મતદારમંડળ (Electorate) થશે જે મંડળ મતોથી પોતાના પ્રતિનિધિઓ સમગ્ર હીંદના ફીડરેશનમાં મોકલશે. પરિણામ એ થશે કે કોઇ રાજ્ય પોતાના કૃપાકાંક્ષીને સભ્ય તરીકે નહીં મોકલી શકે. પણ બધા સાથે મળીને સમગ્ર દેશી રાજ્યોના હિતની દૃષ્ટિવાળા અને વિચારશીલતામાં નિષ્ણાત એવા-હીંદના પ્રતિનિધિઓ સાથે બરાબર શક્તિ અને ન્યાયપુરઃસર વિચારણા કરી શકે એવા-ચુંટાયેલા પ્રતિનિધિઓ આવશે.

હીંદની રાજ્યવ્યવસ્થા એ રીતે સમર્થ માણસોના હાથમાં રહેશે. અને હીંદ જે અત્યારે અભિશાપ મુકે છે કે રાજાના કૃપાકાંક્ષીઓ સાથેના સહવાસમાં શું ફળ, તેનો જવાબ પણ મળી જાય છે, કે રાજાની કૃપાનું સ્થાન હોય એવો કોઇ સભ્ય એમાં આવશે નહીં. પણ જેઓની યોગ્યતા બધાં રાજ્યોમાં સર્વમાન્ય હશે તેઓ જ

ત્યાં આવશે. એટલે દેશી રાજ્યોએ ચુંટી કહાડેલા સભ્યો થોડે ઘણે દરજ્જે પણ લોકશાસનના સિદ્ધાંત ઉપર ચુંટાયેલા હશે. કેમકે એક સમગ્ર એવા મતદાર મંડળમાંથી એઓનો જન્મ હશે.

પ્રજા ચુંટણી અને નરેશ ચુંટણી એ બેની વચ્ચેની ચુંટણીનો આ પ્રબંધ છે. પરસ્પરમાં વિશ્વાસ સ્થાપન કરવા માટે આવા અર્ધા રસ્તાની પણ વિચારવા જેવી યોગ્યતા છે, એમ અમને ભાસે છે.

તદ્દન અજાણ્યા એવા બે મનુષ્યને મિત્રતા કરવી હોય તો એનું પહેલું પગથીયું ઓળખાણ છે. અને ઓળખાણને પોષી પોષીને મિત્રતા સ્થપાય છે. તેમ બ્રિટિશહીંદ અને હીંદી હીંદ ઓળખાણનો પહેલો પાઠ ભણી લે—અને તે પણ મિત્રતા કરવાના અંતિમ ઉદ્દેશથી ભણી લે, તો જરૂર હીંદ, ભવિષ્યમાં પોતાની સ્થિતિને અનુકૂળ રાજ્યબંધારણ, કોઈની દરમિયાનગીરી વગર સ્વતઃ ઘડી લઈ શકશે

બેમાંથી એક પણ પક્ષ અત્યારે જ આગ્રહ રાખીને પોતપોતાના વ્યવસ્થિત સ્વાર્થની ખેંચતાણ કરશે, તો જરૂર ત્રીજા પક્ષ તરીકે સરકારને વગર ઇચ્છાએ પણ દરમિયાનગીરી કરવાની ફરજ પડશે. કારણ વગરની દરમિયાનગીરી કોઇના હિતને ફાયદાકારક નીવડે નહીં એ દેખીતું છે. અને જેના ઉપર દરમિયાનગીરીની ફરજ પડે તેઓને તો એ દખલગીરી ગમે જ નહીં એમ અમે માનીએ છીએ. દરમિયાનગીરીથી થયેલી વ્યવસ્થા સ્વયંભુ નહીં હોઇને અસ્વાભાવિક રહેશે. અને એને લીધે વ્યવસ્થાનું ચક્ર સુવ્યવસ્થિત ફરશે નહીં. આ કારણને લીધે પણ બન્ને હીંદે આસ્તે આસ્તે, પરસ્પરનો વિશ્વાસ ઉત્પન્ન કરતાં કરતાં ફીડરેશનના છેવટ સ્થાન ઉપર આવવું એ અમને તો વધારે ઇચ્છનીય પગલું લાગે છે. બન્ને પક્ષ આ ઉપર લક્ષ આપે એમ અમે પ્રાર્થીએ છીએ

સ્વભાવે જ જુદી એવી બે શાસન પદ્ધતિનું ખરૂં ફીડરેશન કરવામાં, ઉપર કહેલી મુશ્કેલી ઉપરાંત બીજી ઘણી મુશ્કેલીઓ છે; પણ તેનું વર્ણન અને તેના ઉપાયોને માટે અત્યારે અવકાશ નથી. તેમ આ સ્થાન પણ નથી. એ બધી વાતો તો ગોળમેજી પરિષદના બધા સવાલોને તપાસવાનો જ્યારે પ્રયત્ન કરશું ત્યારે જોઈશું.

માર્ચ, '૩૧.

# હીંદનો ઉકેલ એ આખી શહેનશાહતનો ઉકેલ છે.

જેમ દુનિયાના બધા દેશોમાં તેમ હીંદમાં પણ અત્યારે અશાંતિ પ્રસરેલ છે. અને અશાંતિ જાણે મનુષ્ય સ્વભાવ હોય, એવી અત્યારે તો પ્રતીતિ થાય છે. દરેક ધર્મ કહી રહ્યો છે કે વિશ્વકર્ત્તાની બધી સૃષ્ટિમાં મનુષ્ય એ ઉત્તમ પ્રાણી છે. સારાસારનો વિચાર કરવાની શક્તિ પ્રભુએ એને આપી છે; એટલે યોગ્ય શું અને અયોગ્ય શું, એનો વિચાર કરીને દરેક વ્યક્તિ પોતપોતાનો વ્યવહાર જોગવે છે. અને દરેક વ્યક્તિ એ રીતે સુવિચાર કરે એટલે સુવિચારનો પ્રવાહ આખી જનતામાં વહે. જેને પરિણામે લોકનું જીવન શાંતિમય હોવું ઘટે.

પશુ પક્ષીઓ પણ કારણ વગર લડી મરતાં નથી. મનુષ્યમાં લડી મરવાનું કારણ ઉત્પન્ન થાય ત્યારે તેઓ લડે એ તો સંભવી શકે એવી વાત છે; પણ બુદ્ધિ જેમ સારાસારનો વિચાર કરે છે તેમ વ્યક્તિગત સ્વાર્થનો પણ વિચાર કરે છે. અને એ સ્વાર્થ લડાઇનાં કારણો શોધે છે. તથા તેને લીધે જેઓ બીજી સૃષ્ટિ કરતાં વધારે સુખમય જીંદગી ગાળવાને સરજાયેલાં છે તેઓ પ્રાણીમાત્ર કરતાં વધારે કંકાસવાળી જીંદગી ભોગવે છે. અત્યારે આખા જગતમાં સ્વાર્થનું શાસ્ત્ર વંચાય છે. અને સ્વાર્થ એટલે વિરોધ, એ ન્યાયે જેમ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, તેમ દેશ દેશ વચ્ચે કંકાસ ઉત્પન્ન થયો છે. સ્વાર્થ અને ચેપી રોગ વચ્ચે બહુ ફરક નથી. દેશમાં કોઇ ચેપી રોગ પ્રસરે છે ત્યારે તે કોઈ માણસનું માન રાખતો નથી. ગમે તેવો સુદૃઢ શરીરવાળો કે ગમે તેવા સુશીલ માણસ પણ

એ ચેપનો ભોગ થઇ પડે છે; તેમ સ્વાર્થનું વાતાવરણ જ્યારે પ્રસરે છે, ત્યારે સામાન્યત: નિવૃત્ત વૃત્તિવાળો પણ એના વાતાવરણમાં આવી જાય છે. સ્વાર્થમાંથી તો કુટુંબ ક્લેશ પણ થાય છે, એ આપણો દરરોજનો અનુભવ છે. અને છતાં એ રોગનો ઉપાય સ્વાર્થ ત્યાગ છે એ વાત સમજાતી નથી. આપણે જ સૌથી ડાહ્યા અને બીજા બધા ઉંધી દૃષ્ટિવાળા એ અભિમાને ઘણાઓનો નાશ કર્યો છે. સત્તા વગર કોઇ વ્યવસ્થા સુઘટિત રીતે પળાઇ શકાય નહીં, પણ એવી વ્યવસ્થામાં અમુકના સ્વાર્થને તો જરૂર અવરોધ આવે, એટલે વ્યવસ્થાની સામે થવાનું સ્ફુરણ પણ ઉત્પન્ન થયા વગર રહે નહીં. બધી લડાઈનું આ મૂળ કારણ છે.

એક કુટુંબમાં ક્લેશ થાય ત્યારે પાડોશીઓને પણ દુઃખ થયા વગર રહેતું નથી. તેમ એક ઘરનો હમેશનો ક્લેશ કાને પડી પડીને પાડોશીઓનાં ગૃહોમાં પણ પક્ષ બંધાઇ જાય છે. જો કે એ પક્ષ, પ્રથમ તો કુટુંબને અંગે હોય છે પણ મગજ એવો સૂક્ષ્મ કાંટો છે કે બીજાંઓને માટે પણ પક્ષ બંધાવાની ટેવ પડે ત્યારે અંદર અંદર પણ એ પક્ષવૃત્તિ મૂળ ઘાલ્યા વગર રહેતી નથી. આ પ્રમાણે દેશ દેશ વચ્ચેનો પણ સંબંધ યોજાય છે.

બ્રિટિશ શહેનશાહત આખી દુનિયામાં મોટામાં મોટી શહેનશાહત છે. એક દેશ ઉપર નહીં પણ અનેક દેશ ઉપર તેના સામ્રાજ્યની સત્તા છે અને એક પિતા છતાં તેના કુટુંબમાં અશાંતિ છે. આનું કારણ તપાસીએ. કેટલાંક માણસો દોષોનું નિવારણ કરવા માટે કારણો તપાસે છે; એ દષ્ટિએ તપાસીએ તો એમ લાગ્યા વગર રહેશે નહીં કે પોતાની અને પરની વચ્ચે સ્વાર્થનું ઘર્ષણ થાય, એવા પ્રસંગો જ્યારે જ્યારે ઉભા થયા છે, ત્યારે ત્યારે સત્તાવાન ઇંગ્લેંડે સમગ્ર સામ્રાજ્યના સ્વાર્થનો વિચાર કર્યા પહેલાં પોતાના સ્વાર્થનો પહેલો વિચાર કર્યો છે. એ સામ્રાજ્યનો દરેક ભાગ, પછી તે ગમે તેવા દૂર પ્રદેશમાં આવેલો હોય છતાં, એક જ શરીરનું એ એક અંગ છે અને એટલા માટે એક જ હૃદયમાંથી ફરતું લોહી, એક જ શરીરના હૃદયમાંથી ફરતા લોહીથી પોષવાને યોગ્ય છે, એ સાદું જ્ઞાન રહ્યું હોત, તો સામ્રાજ્ય, અત્યારે જે છિન્નભિન્ન સ્થિતિ ભોગવે છે તેમ બન્યું હોત નહીં.

પંદર વર્ષ ઉપરની સ્થિતિ અને હાલની સ્થિતિનો વિચાર કરીએ તો લાગ્યા વગર રહેશે નહીં કે જર્મની સાથે લડાઇમાં દરેક સંસ્થાને સાથે ઉભા રહીને એકજ ક્ષેત્રમાં પોતપોતાનું લોહી રેડયું છે. અને એને જ લીધે જે ભાઇચારો, જે એકદીલી, જે પરસ્પરના હિતની વૃત્તિ અને એક બીજાની મુશ્કેલીમાં મદદ કરવાનું વલણ એ સઘળું ઉત્પન્ન થવું જોઈએ તેને બદલે લડાઇ પહેલાં હતી તેના કરતાં વિશેષ ભિન્નતા, વધતી જતી સ્વાર્થબુદ્ધિ અને સ્વતંત્રતાની ધૂન, સામ્રાજ્યના દરેક અંગમાં દેખાય છે. અત્યારની દુનિયા તેને વ્યક્તિગત વિકાસ માને છે. પણ ભવિષ્યમાં વખતે એને શહેનશાહતનો પાયો ઉખેડનારી સ્વાર્થ–ઘેલછા પણ માનશે. સહકાર, ( co-operation ) જનોન્નતિ અને દેશોન્નતિનું મૂળ છે, એમ ઘોષણા કરતાં કરતાં પણ અસહકારની પ્રવૃત્તિઓ ફાલવા લાગી છે. એવે વખતે પણ ઇંગ્લેંડ પોતાના હાથ નીચેના પ્રદેશોમાં સહકારમાં જ સુખ છે એ વાત જો ભુલી જાય અને તાત્કાલિક સ્વાર્થ ઉપર તેની વૃત્તિ રહે તો તેનાં કડવાં ફળ આવે એમાં નવાઇ શું ?

અંગ્રેજી શહેનશાહતની નીચેનો દરેક દેશ, ઇંગ્લેંડની સાહાય્ય ઇચ્છે છે. પણ એ સાહાય્યની ઇચ્છામાં, જે આત્મભોગ આપવાની પણ જરૂર છે એ આપવા તૈયાર નથી; એ વાત, સામ્રાજ્ય પરિષદ્ ( Imperial conference ) ની બેઠકોનાં વર્ણનનાં પાનાં વાંચવાથી સ્પષ્ટ થયા વગર રહેશે નહીં. સાથે મળીને કામ કરવાના પ્રયત્નમાંથી–એવા દરેક મીલન વખતે–મતભેદના તણખાજ ઉડે છે. અને મતભેદ એટલે જુદાઈ, જુદાઇ એટલે લડાઇ અને લડાઈ એટલે નાશ: એ ચક્ર ઉપર દુનિયા અત્યારે કુદડી ફરી રહી છે, એ ખરેખર અફસોસની વાત છે. એનું પરિણામ અટકાવવું હોય તો સત્તાનો ઉપયોગ નહીં, પણ એક ભાણામાં સાથે બેસીને ખાવાની વૃત્તિ કેળવવી જોઇશે. અને જુવાન ઉંમરનું જોર વૃદ્ધાવસ્થામાં વાપરી શકાય નહીં, એ ખ્યાલ પણ લાવવો પડશે.

જ્યારે બધાં સંસ્થાનો બાળક હતાં, ત્યારે પિતાની માફક અને તેને અંગે માગવામાં આવતું નિયમબંધન ( Discipline ) એ

બાળકો સહન કરતા હતાં. પણ " **प्राप्तेषु षोडशे वर्षे पुत्रं मित्रसमाचरेत्** " એ સૂત્ર ન સમજાયાને લીધે, જુવાનોને પણ એક લાકડીએ હાંકવાની પદ્ધતિ ચાલુ રહી. પરિણામ એ આવ્યું કે પિતા અને પ્રજામાં વિચ્છેદ થયો. દરેક સંસ્થાન એક જ વખતે ઉછરીને સશક્ત થયેલું ન હતું, એટલે એકે એકે સ્વાતંત્ર્ય તરફ ઢળ્યું. અને ઇંગ્લેંડે એકે એકે એને સ્વતંત્ર થવા દીધું. બધાં સંસ્થાનો એમ સ્વતંત્ર થશે તો સામ્રાજ્યની સાંકળ સુદૃઢ રહેશે કે કેમ તેનો ખ્યાલ તે વખતે આવી શકેલો નહીં. જો આવ્યો હોત તો એક ભાગ છૂટો પડવાના કારણોનો અભ્યાસ થાત અને એ અભ્યાસમાંથી શિક્ષણપાઠ શીખી, બીજાં સંસ્થાનમાં કઢંગી સ્થિતિ ઉભી થાત ત્યારે પ્રથમ પઢાયેલા પાઠને લીધે, એ સ્થિતિનો તોડ એવી સરલ અને પરસ્પરના હિતની બુદ્ધિથી થાત કે એ જોડાણ સામ્રાજ્યને સુદૃઢ કરત. અને તેમાંથી થતાં શુભ પરિણામને જોઇને, પહેલાંથી જરા ઉચ્છૃંખલ સ્વાતંત્ર્યવાળું સંસ્થાન, કુટુંબ જાળમાં પાછું આવવા લલચાત. પણ કમનસીબે તેમ બની શક્યું નથી. અને તેને લીધે ઑસ્ટ્રેલીઆ, કેનેડા, દક્ષિણ આફ્રિકા, આયર્લેન્ડ અને ન્યૂઝીલેંડ વગેરે પ્રદેશો બ્રિટિશ શહેનશાહતમાં હોવાનો દાવો કરતાં કરતાં પણ જાણે તદ્દન નિરાળા દેશો હોય એવું વર્તન કરે છે.

હીંદ, આ સંસ્થાનોમાંનું છેલ્લું સંસ્થાન છે, કે જ્યાં પણ બીજાં સંસ્થાનોની હવાની અસર પહોંચી છે. એનો ઉકેલ એ આખી શહેનશાહીનો ઉકેલ છે, એમ અમને લાગે છે. કેમકે રાજ્યવ્યવસ્થાના પુસ્તકના છેલ્લા પાનામાં આ ઉકેલનાં સૂત્રો છૂપી શાહીથી લખાયેલાં છે. હજી પણ મોડું થયું નથી. હજી હીંદનો ઉકેલ એવો થઇ શકે એવું છે, કે જેમાંથી હીંદ અને ઇંગ્લેંડ હમેશના સહચારમાં પોતપોતાને ભેટીને જગતને પાઠ ભણાવી શકે. અને એ સહચારમાંથી સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોને એવું જ્ઞાન મળે, કે તેઓ પણ સંગઠનમાં જ સુખ છે, એમ માનીને એક બીજાનાં હિતનાં કામોમાં સાથે રહે. પરસ્પરનું હિત પરસ્પરના સ્વાર્થ ત્યાગમાં સંતાઇને રહેલું છે. અને બધાના હિત માટે એક અંગનો સ્વાર્થ ત્યાગ, એ સ્વાર્થ ત્યાગ કરનાર અંગનો મોટામાં મોટો સ્વાર્થ સાધે છે એ વૃત્તિ વગર સંગઠન મુશ્કેલ છે.

હાલના હીંદી પ્રધાન મી. વેજવુડ બેને ઠીક કહ્યું છે, કે "રાજ્ય, વખતે સત્તાથી ભોગવી શકાશે પણ માલ પરાણે વેચી શકાશે નહીં." વ્યક્તિ સ્વાતંત્ર્યને માનનારાઓએ એક વાત ખૂબ ધ્યાનમાં રાખવાની છે, કે એ સ્વાતંત્ર્ય જ પરસ્પરના સંબંધને સુદૃઢ કરે એવી વસ્તુ છે. ક્લેશમાંથી સહચાર ન ઉદ્‌ભવે. સ્નેહ, આત્મભોગ વિના ન સંભવે. સ્નેહમાંથી કોઇ પણ સ્નેહીને નુકસાન થતું નથી, એ જીંદગીની દરેક પળનો અનુભવ છતાં, જેમાં રાજા અને પ્રજા બન્નેનું મોટું હિત સમાયેલું છે એવી સુરાજ્ય વ્યવસ્થામાં એ સૂત્રની ઓર વધારે આવશ્યક્તા છે, એ વાત કેમ ભુલી જવાતી હશે વારૂ?

સત્તા એકલી જ ભૂલ કરે છે, એમ જાણે ઉપરના લખાણમાંથી કોઇ સમજી જાય એવો ભય છે. એ વાત કબૂલ છે, કે સત્તાની નજર વિસ્તીર્ણ છતાં સુદૃષ્ટિવાળી નથી હોતી. અને છતાં એમ કહ્યા વગર ચાલતું નથી કે રાજા અને પ્રજા વચ્ચે જ્યારે મનદુઃખ થાય છે, ત્યારે રાજા એકલોજ દોષપાત્ર હોય છે, એમ કહેવુ એ એક આંખ મીંચીને નિરીક્ષણ કરવા બરાબર છે. પરસ્પરનો સ્વાર્થ-ત્યાગ એટલે રાજાનો એકનો જ સ્વાર્થ ત્યાગ એમ ગણાવું જોઇએ નહીં. લોક સંગ્રહ અને રાજ્ય વ્યવહાર, એમાં રાજ્યકર્તા અને પ્રજા બન્ને અંગનો સમાવેશ થાય છે. અને પરસ્પરનો સંબંધ એક સરખી રીતે બન્ને વચ્ચે સાચવી રાખવામાં આવે નહીં, તો એક બીજાના ઉપર દોષારોપણ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય અને દોષારોપણ એટલે વૈરભાવ. એ દૃષ્ટિએ હીંદુસ્તાનનું માનસ હવે તપાસીએ.

ઘણા વખતથી તાબેદારીની સ્થિતિ ભોગવવાથી બ્રિટિશ સત્તાને હીંદ, તાબેદાર પ્રદેશ લાગ્યા કર્યો છે. પણ સ્વાતંત્ર્યની હવા હીંદમાં પહોંચી અને યોગ્ય એવી માગણીઓ હીંદે કરી, તેની પણ જ્યારે અવગણના થઇ ત્યારે ગમે તે ભોગે, સંસ્થાનોના જેવું સ્વતંત્ર જીવન ભોગવવાની ઉત્કટ ઇચ્છા હીંદમાં પણ ઉદ્‌ભવી. એ ઇચ્છામાંથી હીંદની હાલની પરિસ્થિતિ ઉભી થઇ છે. પણ હજી એ સુધરી શકે એટલે દરજ્જે ઉભી છે. એના સુધારામાં ઇંગ્લેંડને મનાઇ ગયેલા સ્વાર્થનો ભોગ તો આપવો પડશે; પણ હીંદ જો એમ માનતું હોય

કે એ ભોગ તદ્દન એક તરફી જ હોવો જોઇએ તો તે યોગ્ય નથી. કારણ કે ઈંગ્લૅંડના પૃથ્વીતલ ઉપરના સમર્થ મોભાનો લાભ લેવો હોય, એના શૌર્યને આધારે બહારના અતિક્રમણમાંથી–પોતાની તૈયારી થયા પહેલાંના કાળ સુધી–સંરક્ષાવું હોય, તો તેની કીંમત તરીકે અને પરસ્પરના આત્મભોગમાં પરસ્પરનું હિત છે, એ શિક્ષાપાઠને અવલંબીને, હીંદે પણ ઈંગ્લૅંડને તોષવું તો પડશે. કમનસીબી એ છે, કે તોષવાની એ તૈયારી શુદ્ધ હૃદયથી કરવામાં આવે તો પણ તે નબળાઈની નીશાની છે એવું ઈંગ્લૅંડ જાણે માની બેસશે એવો ભય છે. અને એ ભયને લીધે છે તેના કરતાં વધારે બળ બતાવવાની જીજ્ઞાસામાં હીંદ એવા ઉપાયો લેવા બેઠું છે, કે જેમાંથી યા તો બીલકુલ સ્વાતંત્ર્ય અને સામ્રાજ્યમાંથી જુદાપણું આવી જશે, યા તો કેટલાંક વર્ષો સુધી પછાત પડવું પડે એવી મુશ્કેલીમાંથી પસાર થવું પડશે.

એક તરફ મારામારી અને મુશ્કેલીઓ, બીજી તરફ થોડી ખામોશ, થોડો સ્વાર્થત્યાગ અને તેના પરિણામમાંથી ઉદ્‌ભવતું સુખ: એ બે વચ્ચે અહીંસાના પાઠ ભણનાર હીંદ શું પસંદ કરે તો સારૂં ? અમને તો એમ લાગે છે, કે જેમ બે હાથ વગર તાળી પડતી નથી એ વાત સાચી છે, તેમ બે હાથના મીલન વગર એક સંપી પણ થતી નથી. કલેશમાંથી તો દ્વેષ અને કલેશની શાખાઓજ ફુટે, એ ન્યાયે ઈંગ્લૅંડની સાથે લડતાં લડતાં હીંદ અંદર અંદર પણ લડવા લાગ્યું છે. મુસલમાન અને હીંદુઓ વચ્ચેના મતભેદે તો એટલું બધું ઉગ્ર સ્વરૂપ લીધું છે, કે ઈંગ્લૅંડથી સ્વતંત્ર થયા પછી દેશની કોણ જાણે શી સ્થિતિ થશે એનો ખ્યાલ સરખો આવી શકતો નથી.

એ વાત કબૂલ કરીએ કે 'ભેદનીતિ' નો અખત્યાર કરીને સત્તાધીશો, આ કોમી વીખવાદ કરતા હોય; છતાં પણ એ વિખવાદનો ભોગ થવાની હીંદમાં માનસવૃત્તિ છે એ વાત પણ કબૂલ કર્યા વગર ચાલતું નથી. અને એવી વીખવાદ વૃત્તિવાળી પ્રજા, સત્તામાં આવે ત્યારે શું ન કરી બેસે, એ પણ ખૂબ ખ્યાલ કરવા જેવી વાત છે. ઈંગ્લૅંડના દોષોને યાદ કરીને નહીં, પણ આપણા હિતનો વિચાર કરીને એકસંપીની આવશ્યકતા અમને તો લાગે

છે. "ખેંચ પકડ મુજે જોર આતા હે" એ વૃત્તિ તજવા જેવી છે. સાથે રહીને સરખું થવું એમાં જે આનંદ છે તે છૂટા પડીને સ્વતંત્ર થવામાં નથી. આખી દુનિયા વચ્ચેનો વ્યવહાર જ્યારે એક થતો જાય છે, ત્યારે સામ્રાજ્યનાં અંગો જુદાં જુદાં થવા માંડે એ શોચનીય નથી શું ?

હીંદ વિસ્તીર્ણ દેશ છે, ફળદ્રુપ પ્રદેશ છે. પોતાને રસ્તે પ્રગતિ થવા દેવામાં આવે તો થોડા કાળમાં એ સુખી અને ધનાઢ્ય બને એ પણ દેખીતું છે. પણ એ જાહોજલાલીમાં દુનિયાનો પણ ભાગ છે. એ ભાગ જેનો જેટલો યોગ્ય હોય, તેને તેટલો સ્વેચ્છાથી હીંદ આપે, તો જગત કુટુંબમાં બીજા પ્રદેશોની જાહોજલાલીમાંથી હીંદને પણ સંકોચ વગર ભાગ મળે એવું શા માટે ન કરવું ? "આપણે આપીશું તો પણ, સ્વાર્થી પશ્ચિમ તો આપણને કદી લેવા દે નહીં" એ માન્યતા શા માટે વગર અજમાવ્યે માની લેવી ? ભૂતકાળના ઇતિહાસ ઉપરથી એમ કોઈ કહે, પણ એ ભૂતકાળના ઇતિહાસમાં તો સત્તા અને તાબેદારી વચ્ચેનો સંબંધ હતો. એમાં તો જરૂર દરેક મનુષ્યવ્યક્તિ કરે છે, તેમ સત્તા પોતાની જમાવટ કરે એ સત્તાનું સ્વરૂપ છે. પણ અત્યારે જે સહચારની આપણે વાત કરી રહ્યા છીએ તે સહચાર, સત્તા અને તાબેદાર વચ્ચેનો સહચાર નથી. અત્યારે તો આપણે મિત્ર મિત્ર વચ્ચેના સહચાર અને સહકારની વાત કરી રહ્યા છીએ. આપવાની તૈયારી બતાવીએ; લેનાર ના પાડે ત્યારે જોઇ લેવાશે. કેમકે હસ્તમીલન માટે લંબાવેલો હાથ, આપોઆપ જ્યારે સ્વીકારતો નથી ત્યારે કોણ કેટલી માણસાઈ ઉપર ઉભું છે તે દુનિયા આખી સ્પષ્ટ જોઇ લેશે. અમને તો આશા છે કે સ્વાર્થ સાધવામાં, સ્વાર્થ ત્યાગની થોડી ઘણી તૈયારી રાખીએ તો બીજું નહીં તો શરમને ખાતર પણ—લોક લાજને ખાતર પણ—જગતની હાંસીમાંથી બચવાને ખાતર પણ—સામી વ્યક્તિ જરૂર અર્ધે રસ્તે મળવાની તૈયારી બતાવે. બહુ મોડું થવા પહેલાં દરેક પક્ષે આ વાતનો ખ્યાલ કરવા જેવું છે એમ અમને લાગે છે.

ઉપર આ નિબંધને મથાળે "હીંદનો ઉકેલ એ, આખી શહેન-શાહતનો ઉકેલ છે" એ મથાળે લખેલા વાક્યનો ઉપરના લખાણમાં

સ્પષ્ટ ઉદ્દેશ હજી સુધી દર્શાવાયો નથી. બીજાં સંસ્થાનોની માફક હીંદ સ્વતંત્ર સંસ્થાન થાય તો શહેનશાહતને બીજાં સંસ્થાનોના સ્વાતંત્ર્યથી જે નુકસાન થયું છે તે કરતાં વધારે નુકસાન શું થાય એમ કોઈ પ્રશ્ન પૂછે તો તે સ્વાભાવિક છે. પણ હીંદ અને બીજાં સંસ્થાનોમાં ઘણો મોટો ફરક છે. હીંદ ઉપરની સામ્રાજ્ય સત્તા, આખી દુનિયામાં ઇંગ્લેંડને પ્રથમ દરજ્જાના સામ્રાજ્યની પદવી આપી રહી છે. અને આખા એશિયા ખંડમાં ઇંગ્લેંડની પદવી હીંદ ઉપરની તેની સત્તાના આધારે છે. એશિયાની પીળી પ્રજા, હીંદ ઇંગ્લેંડનો ભાગ હોવાથી, ઇંગ્લેંડની સાથે, બીજા કોઈ પ્રદેશ સાથે ન વર્તે એવા માનથી વર્તે છે. આખી દુનિયા ઉપર ફરી વળી શકે એવી એશિયાની મુસલમાન પ્રજા, યુરોપ પર નજર નાંખી રહી છતાં અત્યારે તો શાંતિથી બેઠી છે, તેનું કારણ પણ હીંદ સાથેનો ઇંગ્લેંડનો સંબંધ છે. તેની સાથે હીંદને પણ જોવા જેવું છે, કે એક તરફ પીળી પ્રજા અને બીજી તરફ મુસલમાન રાજ્યોનો સમૂહ: એ બેની વચ્ચે આવેલું હીંદ, કાલ સવારે સ્વતંત્ર થાય તો પોતાથી નિર્ભય રહી પોતાનું ભોગવી શકે એ બને તેવું નથી. તો પછી હીંદનું પોતાનું તાત્કાલિક સ્વાતંત્ર્યરક્ષણ કરી શકાય, એવી સ્થિતિ આવ્યા પહેલાંનું લશ્કરી સ્વાતંત્ર્ય, જેમ હીંદને નુકસાનકારક છે, તેમ ઇંગ્લેંડને તો એથી પણ વધારે નુકસાનકારક છે; કેમકે હીંદ સાથેના સ્નેહ સંબંધનો ભંગ, એ આખી દુનિયા ઉપરના ઇંગ્લેંડના મોભાનો ભંગ અમને તો લાગે છે. હીંદના પોતાના સ્વાર્થ ખાતર એ ભંગ અમે ઇચ્છિતા નથી.

જાતીય સ્વાર્થને થોડાં વખત વીસરી જઇએ તો દુનિયાપરની બધી પ્રજામાં ઇંગ્લેંડ વિશેષ ન્યાયવૃત્તિવાળી સત્તા છે જ્યાં સ્વાર્થમાં ન્યાયવૃત્તિને ઇંગ્લેંડ ભુલી જાય છે, ત્યાં તે ભુલે નહીં, એટલું જ જોર હીંદે કરવું ઘટે છે. હીંદના ઉકેલમાં શહેનશાહતનો ઉકેલ છે. એ વાત વિષે લાંબુ કહેવાની જરૂર નથી. ઉપલા પેરેગ્રાફમાં ટુંકામાં એ સમજાઈ જાય તેમ તે વાત કરી છે. શરીરમાં એક નાક ન હોય તો શરીરની જેમ શોભા નથી, તેમ શહેનશાહતમાં હીંદ ન હોય તો શહેનશાહતની શોભા નથી. અને એ તો ઈંગ્લેંડ પણ કબૂલ કરી રહ્યું છે. નાક વિના શરીર ખરાબ લાગે પણ શરીર

વગર નાક શોભી શકશે એમ હીંદની માન્યતા હોય તો એ ધૃષ્ટતા તો અક્ષંતવ્ય છે. શહેનશાહતને ટકાવવાની ઇચ્છાવાળા દરેક સમજુ રાજકીય પુરૂષો, એકલા ઈંગ્લેંડમાં નહીં પણ સમગ્ર જગતમાં કહી રહ્યા છે કે હીંદને ખોવું એ શહેનશાહતનો અંત છે. સ્વતંત્ર થનારા હીંદમાં પણ કેટલાક એવા વિચારના હશે. જગતના બીજા ભાગોમાં પણ છેં, ને જેઓ કહી રહ્યા છે કે શહેનશાહતમાથી હીંદે બહાર જવુ એ અત્યારના જગતની સ્થિતિ જોતાં દુનિયામાંથી બહાર જવા જેવું છે.

## ઉકેલના ચાર મુદ્દા

ઘણા પ્રશ્નોના ઉકેલ સહેલા હોય છે. પણ એના ઉકેલમાં ઘણાઓનો જુદો જુદો સ્વાર્થ હોવાથી એ સીધા ઉકેલમાં પણ યુક્તિ પ્રયુક્તિથી જુદા જુદા પક્ષોને સંતોષવાની લાલસામાં, વિચારવંતો પણ પ્રપંચ રમવા મંડી જાય છે. તેઓ એમ સમજે છે, કે માણસોને શબ્દ માત્રથી સમજાવી શકાય છે. પણ એ વાત ભુલાઇ જવાય છે, કે શબ્દનો આત્મા અક્ષરો સોંસરો ડોકીયાં કરે છે. શબ્દથી સમજાવી લઇ બીજાઓને છેતરવાનો પ્રયત્ન કરનાઓ પોતે જ છેતરાય છે. શબ્દજાળની આ શેતરંજમાં કઠિન પ્રશ્નોનો ઉકેલ થવાને બદલે ઉલટો ગુંચવાડો ઉત્પન્ન થાય છે.

આખા જગતનું અત્યારે જે કોકડું ગુંચાયેલું છે, તે અંગ્રેજીમાં જેને 'ડીપ્લોમસી' કહેવામાં આવે છે, એ પ્રયોગમાંથી ઉત્પન્ન થયેલ છે. ખરો ઉકેલ કરનારે સીધા, ચોકખા અને સ્પષ્ટ શબ્દોનો પ્રયોગ કરવો જોઇએ. ઈંગ્લેંડમાં ભરાયલા રાઉન્ડટેબલ કોન્ફરંસ વખતે સર તેજ બહાદુર સપ્રુ અને મુસ્લીમ પક્ષના એવાજ નિષ્ણાત મી. ઝીન્હાએ, શ્રી નિવાસ શાસ્ત્રી અને મી. જયકરે, દીલગીરી ભરેલું અવસાન પામેલા મી. મહમદઅલી અને ડૉ. મુંજેએ, શીખ પ્રતિનિધિ અને ડૉ. આંબેડકરે કેટલીક બહુ સ્પષ્ટ વાતો કરી નાંખી છે. તેમજ હીંદના વ્યાપારને તથા હીંદની નાણાં પ્રકરણી સ્થિતિને સમજનાર મી. એચ. પી. મોદી, સર કાવસજી જહાંગીર, અને સર ફીરોજ શેઠનાએ પણ એમના વિષયમાં તો નિર્ભયતાથી કહેવામાં પાછી પાની કરી નથી. બરમાના લોકોએ

પોતાનું મંતવ્ય સ્પષ્ટ કહ્યું છે. અને હીંદના ⅓ ભાગ ઉપર રાજ્ય ચલાવનારા દેશી રાજ્યોના પ્રતિનિધિઓએ પણ પોતાની હમેશની ધાસ્તી છોડીને પોતાની માન્યતા ખુલ્લી કરી છે.

આ બધાના વક્તવ્યમાં હીંમત અને વિચાર સ્પષ્ટ છે, એ ખરૂં છે પરંતુ એ બધામાં 'ડીપ્લોમસી' નો વધાર માત્ર નહીં, પણ ઘણો જબરો શેળભેળ છે. અને તેથી જે લંબાણ થયું છે, તેના પ્રમાણમાં ફળ હજી તો ઘણું અચોક્કસ રહ્યું છે. અને અમને ભય છે, કે ભવિષ્યની વાટાઘાટ એ ધોરણે થશે તો હજી હીંદના ઉકેલને ઘણો વિલંબ થશે. પણ આવી બાબતમાં વિલંબ, એ બન્ને દેશને અતિ હાનિકારક છે એવો અમારો મત છે. જેવો રોગ તેવા ઉપાય એમ વૈદકશાસ્ત્ર કહે છે, તે નેક સલાહ છે. સરજનનું શસ્ત્ર વાપરીને કોઇ અંગને કાપી નાંખવા જેવો રોગ હોય, તેમાં બાટલીમાં ભરેલાં પીવાનાં ઔષધ કામ લાગે નહીં એજ પ્રમાણે દેશ દેશની પ્રજા વચ્ચે જ્યારે સંબંધ તૂટવા જેવું મનદુઃખ થાય ત્યારે ઉપર ઉપરની સમજાવટના ઉપલકીયા શબ્દો સંધી કરી શકે નહીં ત્યારે તો હઠ કરનાર પોતે પણ સમજી શકતો હોય કે અમુક હઠ ખોટી છે. અને જ્યારે અમુક સ્વાર્થ માટેની હઠ ખોટી છે, ત્યારે તે સ્વાર્થ ઉપર ત્યાગની છરી ફરી જવી જોઇએ. એ દૃષ્ટિએ આપણે હીંદનો ઉકેલ કરીએ.

હીંદના ઉકેલમાં મુખ્ય ચાર મુદ્દાઓનો વિચાર કરવાનો છે. એ ચાર મુદ્દાઓને સમજાવવામાં ઘણા શબ્દોની જરૂર પડે એમ નથી. તેમ એ મુદ્દાઓનો સંતોષકારક રીતે ઉકેલ કેમ થાય તે બતાવવામાં પણ ઝાઝા તત્વજ્ઞાનની જરૂર પડે એવું નથી. ટુંકામાં એ મુદ્દા નીચે પ્રમાણે છે.

( ૧ ) સંયુક્ત બંધારણ ( Federation ) ( ૨ ) સલામતીના ઉપાયો ( safeguardes ) ( ૩ ) જવાબદાર રાજ્યતંત્ર ( ૪ ) કોમી વીખવાદ.

' ફીડરેશન ' શબ્દના ગર્ભમાં એ અર્થ છે કે એક દેશમાં સર્વેએ સાથે મળીને સમગ્રના લાભ માટે રાજ્ય વ્યવસ્થા બાંધવાની જે તૈયારી કરવી તે ફીડરેશન.

હીંદમાં અત્યારે બે મોટા પરસ્પર વિરૂદ્ધ એવા દેખાતા સ્વાર્થ છે, તે એ કે એક તરફ નરેશ શાસનવાળું હીંદી હીંદ, અને બીજી તરફ પ્રજાકીય રાજ્યના પથમાં ચાલતું બ્રિટિશ હીંદ. એ બન્ને સાથે મળીને કામ કરે, એટલે એ બન્નેનું ફીડરેશન થયું ગણાય.

સ્વતંત્ર સત્તા અને મતાધિકારથી ઉભી થયેલી સત્તા એ બન્નેનું જોડાણ આપણે કલ્પીએ તેના કરતાં વધારે કઠિન ભાસે છે. અને તે છતાં ગમે તેટલું સરસ હોય તો પણ પરદેશી રાજ્ય, સ્વદેશીય રાજ્ય જેવું દેશહિતકર ન હોઇ શકે એ વાત પણ સર્વમાન્ય રહે એવી છે. અને એ સર્વમાન્ય માન્યતામાંથી જ ઇંગ્લેંડની તોડ કરવાની વૃત્તિ ઉદ્ભવી છે.

હીંદુસ્તાનનો ⅔ ભાગ અને ¾ વસ્તી લોકમત માગી રહી છે, તે સાથે નરેશ પદ્ધતિ સહચાર ઇચ્છવા છતાં, પોતાની રાજ્ય પદ્ધતિ ઉપર નિર્ભર રહેવાની આશા રાખી રહી છે. એ બે પક્ષમાંથી કોણ સાચું અને કોણ ખોટું એ કહેવાનો અમારો અહીં આશય નથી. અમે તો જે ઇચ્છીએ છીએ તે એજ છે, કે એ બેયનો એવો સમન્વય થાય કે દરેક સ્વેચ્છાથી પોતાનો આગ્રહ એટલે દરજ્જે છોડે, કે જેથી સ્વાર્થ ત્યાગની કડવાશ યાદ ન રહેતાં, સહચારની મીઠાશમાં આનંદ લઈ શકાય. જેની પાસેથી હીંદને સત્તા જોઇએ છીએ, તેની પાસેથી તે લેવી હોય ત્યારે જેઓ સાથે મળીને તે લેવા માગે છે, તેઓએ અંદર અંદર એક બીજાનો નાશ થાય એવી ધડામાર ન કરવી ઘટે. ઇંગ્લેંડ પણ જાય, દેશી રાજ્યો પણ જાય, હીંદનું રાજ્યતંત્ર સ્વતંત્ર ઘડાય અને બધુંજ સ્વેચ્છા પ્રમાણે બને એવી આશા રાખીને, આ મુશ્કેલ પ્રશ્નનો નિકાલ કરવા કોઇ બેસે તો અમને લાગે છે કે એ બાળરમત છે. એટલા માટે બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ, એ બેનું ફીડરેશન કયે ધોરણે-તોફાન વગર ચાલી શકે એવું-અને તે સૂચવવાનો અહીં પ્રયત્ન છે.

નવી મૈત્રી બાંધવી હોય ત્યારે પ્રથમ માણસ સંસર્ગમાં આવે છે. એ પ્રથમ સંસર્ગમાંથી પરસ્પર વિશ્વાસ ઉદ્ભવવા માંડે ત્યારે એક બીજાને ભેટવાનું મન થઈ શકે. તારા મૈત્રીની માફક પ્રથમ

દર્શને જ, એક સંસ્કૃતિવાળી પ્રજા બીજી સંસ્કૃતિવાળી પ્રજાને આંખમીંચીને ભેટી પડે એ બનવું મુશ્કેલ છે. એટલે નરેશ પદ્ધતિ અને બ્રિટિશ હીંદની રાજ્ય વ્યવસ્થાની પદ્ધતિ, પ્રથમ જો શરૂઆતના સ્નેહમીલન જેવી બંધાય તો ઘણું ઘર્ષણ દૂર થાય. અને એ મીલનના આશયમાં, ભવિષ્યમાં એક બીજાને તોડી પાડવાનું નહીં, પણ એક બીજાના અનુભવનો લાભ લઇને દેશને યોગ્ય એવું રાજ્યબંધારણ બાંધવાની આકાંક્ષા રહે, તો જ એ પ્રથમ મીલનમાંથી સુદૃઢ એવો સંબંધ બંધાઈ શકે. ત્યારે હવે એવું સારૂં મીલન શી રીતે થઈ શકે તે તપાસીએ.

શરૂઆતના આ ફીડરેશનમાં શરૂઆત જેવોજ સહચાર સંભવે. રાઉન્ડટેબલ કોન્ફરંસમાં દરેક રાજ્ય નિરનિરાળું હીંદની મધ્યવર્તી સરકાર ( Central Government ) સાથે સહચાર કરવા માગે છે, તેને બદલે આખી નરેશ પદ્ધતિ એટલે બધાં દેશી રાજ્યો, અંદર અંદર સહચાર કરે. અને એ સાથે મળેલાં બધાં રાજ્યો નરેશ પદ્ધતિનું એક સુવ્યવસ્થિત બંધારણ બાંધે તથા એ બંધારણ પ્રમાણે દરેક રાજ્ય પોતપોતાની વ્યવસ્થા કરે, એટલે જુદાં જુદાં રાજ્યની જુદી જુદી વર્તણુકમાંથી સારાં નરસાં બધાં રાજ્યો વિષે અત્યારે જે ટીકાઓ થાય છે તે ટીકાઓ વ્યક્તિગત રાજ્ય પરત્વે થવાને બદલે, પછી રાજ્યબંધારણમાં જે ખામી હોય તેને અંગે જ થાય. એમ થવાથી બધાં સહચારવાળાં રાજ્યોનું ધ્યાન એ ખામી ઉપર દોરાય અને તેમાં વ્યક્તિગત ટીકા ન હોવાથી નરેશોને જે હાલ દુઃખ, કલેશ કે રીસ થાય છે તે સહજ થવા જ પામે નહીં. એટલે નરેશોનું ચિત્ત સુવ્યવસ્થા ઉપર કેંદ્રિત થઇને રહે. એ રાજ્ય વ્યવસ્થાની સુધારણા સંયુક્ત થયેલાં ( Federated ) દેશી રાજ્યોની સભામાં થાય. એટલે લોકનજર એ વિચારણા ઉપર હોવાને લીધે, રાજા અને પ્રજા બન્નેની હિતની દૃષ્ટિથી રાજ્યબંધારણના સુધારા થાય. એમ થતાં થતાં દેશી રાજ્યની રૈયતને સંતોષ થાય અને રાજાની પદવી સુદૃઢ થાય. હીંદની સંસ્કૃતિમાં રાજા અને પ્રજાનો જે વર્ગ છે, તે બરાબર સચવાય તો જ નરેશ પદ્ધતિ સજીવન રહે એમ માનનાર આ સૂચના કરે છે.

આવું એકત્રિત થયેલું નરેશ રાજ્યતંત્ર, એક તરફ સહચાર

કરનાર શરીર બને અને બીજી બાજુએ બ્રિટિશ હીંદના બધા પ્રાંતો પોતાની આંતર વ્યવસ્થામાં વ્યક્તિગત દેશી રાજ્યની માફક સ્વામીત્વ ભોગવે. તથા એવું સ્વામીત્વ ભોગવનારા બધા પ્રાંતો પરસ્પર સહચાર કરીને સમગ્ર હીંદની એક મધ્યવર્તી ધારાસભા ( Federal Assembly ) થાય. અને જેમ નરેશો પોતાના રાજ્યબંધારણ વિષે પોતાની સભામાં ઉહાપોહ કરી નિશ્ચય ઉપર આવે, તેમ સમગ્ર હીંદની આ મધ્યવર્તી સભા પણ પ્રજાકીય રાજ્યબંધારણ ઉપર વિચાર ચલાવતી ચલાવતી પ્રસંગને અનુકુળ સુધારા વધારા કરતી રહે આમ પોતપોતાના રાજ્યબંધારણમાં એક બીજાની દખલગીરી ન હોવાથી અંદર અંદરના ઘર્ષણને અવકાશ ન રહે.

આ રીતે હીંદના બે મોટા ભાગ પોતપોતાનું હિત જાળવતા થકા એ બેય ભાગને જે જે બાબતોમાં હિત હોય, તે તે બાબતોની વિચારણામાં તે બન્ને પક્ષો સાથે બેસીને નિશ્ચય ઉપર આવે. અને બંધાયેલા એ નિશ્ચયો દરેક સંસ્થા પોતપોતાના અધિકારીઓની માર્ફત અમલમાં મૂકે. બન્નેની એકત્રિત સભા તે સહચારની સભા ( Federal Assembly ) ગણાય. ફીડરલ સભાનુ દરેક અંગ, થયેલા ઠરાવોના ભંગને માટે બહુમતે ફીડરલ સભાને પૂર્ણાંશે જવાબદાર રહે. અને એ ભંગ કરનારને એ જવાબદારીનું ફળ ભોગવવું પડે એવો પ્રબંધ થાય, તો પછી એક બીજાની રાજ્ય વ્યવસ્થાના પરિઘમાં એકબીજાની દરમિયાનગીરી થયા સિવાય સ્વાયત્ત વિષયોમાં પૂર્ણ સ્વાતંત્ર્ય અને સહચારના વિષયો ( Federal subjects ) માં સમગ્ર જવાબદારીવાળું રાજ્યતંત્ર બંધાય.

પ્રથમ મીલનનું આ સ્વરૂપ ખૂબ સુખરૂપ કામ કરે એમ અમને ભાસે છે. એવા મીલનમાંથી પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થશે. એ વિશ્વાસમાંથી નજીકનો સંબંધ પણ વખતે બંધાશે. અને અંતે તેમાંથી બે જુદાં જુદાં રાજ્ય બંધારણને બદલે હીંદને અનુકુળ આવશે એવી કોઇ એક રાજ્યવ્યવસ્થા ઉદ્ભવશે એમ અમને આશા લાગે છે. આ પગથીએ કામ લેવામાં જે મોટો લાભ છે તે એ છે કે પ્રજામતનું ધોરણ ( Democracy ) હીંદને કેટલે દરજ્જે માફક આવે છે તે થોડાં વર્ષોમા જણાઈ આવશે.

હીંદના સ્વતંત્ર વિષયોમાં દેશી રાજ્યોની દખલગીરી ન હોવાથી હીંદમાં લોકશાસન ( Democracy ) ના સાફલ્યની સ્વતંત્ર પરીક્ષા થઈ રહેશે. અને એ પરીક્ષામાં હીંદ પાર ઉતર્યું એટલે દેશી રાજ્યોને પરાણે તોડી પાડવાની જે પ્રવૃત્તિ અત્યારે જોરથી ધપાવાય છે તેને ધપાવવાની જરૂર રહેશે નહીં. બ્રિટિશ હીંદના પ્રજાતંત્રની ફતેહજ દેશી રાજ્યોની નરેશ પદ્ધતિને પુનઃવ્યવસ્થિત કરશે એથી ઉલટું કમનસીબે કે એક દેશનાં ફળો બીજા દેશની હવામાં પાકતાં નથી, એ કુદરતના ન્યાયને લીધે પશ્ચિમનું લોકશાસન ( Democracy ) નું વૃક્ષ, રામરાજ્યનુ સ્મરણ કરતા હીંદમાં ફુલી-ફાલીને મોટુ થાય નહીં. અને લોકશાસનની બીકને લીધે સંભાળથી ચાલતું નરેશતંત્ર પ્રજાને સવિશેષ સંતોષ આપતું થાય, તો એવી રામરાજ્યના જેવી નરેશ પદ્ધતિ પ્રજાકીય હીંદને પણ ઘડીભર મોહમાં નાંખે બેમાંથી ગમે તે થાય યા તો લોકશાસનની પૂર્ણ ફતેહ થાય, યા તો સુધારાને લીધે નરેશ પદ્ધતિની સફળતા થાય. બેમાંથી એક થાય પણ એ એકતા સમગ્ર લોકને પસંદ પડે તેવી થાય એટલે એ જ આપણી રાજ્ય વ્યવસ્થા વર્તમાન પત્રોનાં મોટાં મથાળાં ( Head lines ) ની માફક કોઈ દેશના કપાળમાં અમુક રાજ્ય વ્યવસ્થાની જાહેર ખબર આલેખી શકાય નહીં. રાજ્ય વ્યવસ્થા એ કાગળો ઉપર લખવાના અક્ષરો નથી રાજ્ય વ્યવસ્થા તો લોકના સંતોષથી ઉદ્ભવતી હૃદયની શાંતિમાં ઝગમગે છે. એટલે અમને તો એમ લાગે છે કે આ બન્ને પક્ષને, જેટલું પોતાનું છે એટલું તેને રહેવા દેવામાં અને જે સામાન્ય છે તે માટે સાથે બેસીને નિર્ણય ઉપર આવવામાં મહદ લાભ છે. તોડવા બેઠા છીએ એટલે બધુ જ સાથે તોડી નાંખીએ તો કેવું સારૂં, એ વૃત્તિ બંધારણ બાધવાની નથી એ તો જે થોડું ઘણું પણ રાખવા લાયક હોય તેને તોડવાની વૃત્તિ ગણાય. એમાં સુખનો સંભવ નથી. એમાં સ્નેહ ભરેલી મિત્રાચારીને અવકાશ નથી. એમાં દેશની સંસ્કૃતિ સચવાવાનું સાધન નથી. કુદરતી નિયમ પ્રમાણે નાશ પામવા જેવું હોય એ નાશ પામશે. ટકવા જેવું હોય તે ટકશે. એ વૃત્તિથી એક બીજાને જીવવા દેવામાં સમગ્ર જીવનનો સરવાળો છે એ વાત જેમને રુચે, તેમણે તો આવતી રાઉન્ડટેબલ કોન્ફરંસમાં બન્ને હીંદને સમજાવીને પ્રથમ મીલનના સહચાર જેવો પ્રબંધ જ કરવો ઉચિત છે.

આવા પ્રકારના ફીડરેશનમાં પોતપોતાના સ્વતંત્ર વિષયોમાં દરેક હીંદ પોતાનું ધાર્યું કરી શકશે. પ્રાંતના ગવર્નરો–હીંદના વાઇસરોય એ બધા, ચેમ્બરે ચુટી કહાડેલા મંત્રી વર્ગની સલાહથી રાજ્યતંત્રને નિયમિત કરશે. એ પદ્ધતિએ બ્રિટિશ હીંદમાં ઈંગ્લેંડના જેવી અને બીજાં સંસ્થાનોમાં છે એવી બંધારણીય રાજસત્તા ( Constitutional monarchy ) ની પદ્ધતિ હયાતીમાં આવશે.

નરેશોના હીંદને પણ પોતપોતાના સ્વતંત્ર વિષયોના નિર્ણયમાં બ્રિટિશ હીંદના પ્રધાનોના જેટલું સ્વાતંત્ર્ય રહેશે. એવી સભાના મંત્રીઓની સલાહ, સ્વતંત્ર દેશી રાજયોના વિષયોમાં વાઇસરોયને માન્ય રહેશે. માત્ર સર્વ સામાન્ય વિષયોમાં સાથે ઉહાપોહ થશે. એમાં થનારા મતભેદનો નિર્ણય બહુમતિથી થશે એટલે કોઇ ઉપરી સત્તાને અધિકાર વાપરવાનો અવકાશ રહેશે નહીં. રાજ્ય વ્યવહારમાં જ્યાં ઉપરની સત્તા વચમાં પડવાનો ભય નથી ત્યાં માણસો પ્રાયશઃ ન્યાયવૃત્તિથી અને સુખાભિલાષી હોવાથી શાંતતાથી વિષયોનો વિચાર કરી શકશે. હીંદ જ્યારે આમ સ્વસ્થ થશે ત્યારે જેમ શાંતિમય જીવન ભોગવનારો બીજા ખાતર નહીં, તો પોતાની જાતીય શાંતિને માટે પણ બીજાના સ્વાર્થને ખલેલ કરતો નથી, તેમ સમગ્ર હીંદ, ઇંગ્લેંડ તો શું પણ દુનિયાના બીજા દેશોના સ્વાર્થમાં નાહકની દખલગીરી કરવા પ્રેરાશે નહીં. પોતે એકત્રિત થયું હશે એટલે હુમલો કરનારની સામે તો એક જુથના જેવું સામું થઇ શકશે. અને હીંદ સશક્ત તથા એકસપીલુ છે એ ભાન, જગતના બધા દેશોને હીંદ ઉપર લોભવશ થવાની આકાંક્ષામાંથી દૂર રાખશે. એ રીતે જગતના સ્વાસ્થ્યમાં પણ હીંદનો ફાળો આવશે.

આ ફીડરેશન સુસાધ્ય છે કોઈના સ્વાર્થની આડે આવતું નથી. ધીમે ધીમે પરસ્પર બન્નેને વિશ્વાસમાં લાવે એવું છે. અને ઈંગ્લેંડને વિશ્વાસ આવવાથી વગર આનાકાનીએ પ્રાપ્ત થઇ શકે એવું પણ છે. આવો તોડ હીંદે ઈંગ્લેંડ ગયા પહેલાં અહીંથી જ કરી લેવો ઘટે છે કે એ વિષયમાં મતભેદ ન હોવાથી ત્યાં બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ વચ્ચે નાહકની અંધારૂં કરે એવી ધુમસ ઉભી થાય નહીં.

હીંદના સમાધાનમાં બીજો મુદ્દો, જેને રાઉન્ડટેબલ કોન્ફ્રેરસમાં "સલામતીના માર્ગો" ( Safeguards ) કહ્યા છે, તે છે.

“ સલામતીના માર્ગો ” એ શબ્દથી ભડકવાની બીલકુલ જરૂર નથી. દરેક માણુસ પોતાની હયાતીને માટે સાવચેતીના ઉપાય યોજે છે. દરેક સંસ્થા, દરેક ખાતું, દરેક કલબ અને દરેક મંડળ પોતાની હયાતીના મૂળમાં જ તે પડી ન ભાંગે એને માટે જે ઉપાય યોજે છે તે તેની હયાતીના “ સાવચેતીના ઉપાય ” ગણુવા ઘટે. જગતના કોઇ રાજકારણુમાં એવું રાજ્યબંધારણુ નહીં હોય કે જેમાં, જે દેશ માટે એ બંધારણુ ઘડાયું હોય તે દેશની સાવચેતીના રસ્તા ન લેવાયા હોય! તો પછી હીંદે ‘ સેફગાર્ડસ ’ શબ્દથી બીવાની શું જરૂર છે? પણુ માત્ર ‘ સેફગાર્ડસ ’ શબ્દથી હીંદ બીતું નથી. કેમકે તેમાં તો હીંદ સલામતી જુએ છે. બીક તો આ શબ્દની જે જુદી જુદી વ્યાખ્યાઓ પોતપોતાના સ્વાર્થને પોષનાર રાજપુરુષોના મગજમાંથી નીકળી છે તેમાંથી ઉદ્ભવી છે. એ સ્વાર્થને ઉઘાડો પાડીને તેને પોષનારને શરમીંદગી આપી શકાય, તો જગતની દૃષ્ટિએ વિચારશીલ ગણાતા એ જ રાજપુરુષો પોતાના આગ્રહને છોડી દે એવી આશા સાવ નિર્મૂલ નથી.

હીંદની સલામતીની યોજના પરદેશીઓ સૂચવે એટલા જ માટે તેને ના કબૂલ રાખવી એ મિથ્યા બાલ આગ્રહ છે. “ **बालादपि शुभं ग्राह्यम्** ” એ હીંદ હૃદયનું અચ્છું સૂત્ર છે. એ ધોરણે કોકનું સૂચવેલુ પણુ શુભ હોય, તો શા માટે ગ્રહણુ ન કરવું ? એ મત પ્રમાણે “ સલામતીના માર્ગો ” ને વિચારીએ તો સલામતીના એ માર્ગો માટે તો આપણે જરૂર પ્રબંધ કરવો જોઇએ ઘણાં વર્ષથી શાંતિમાં ઉછરવાને લીધે, હથીઆરોની બંધીને લીધે અને બીજાઓને હાથે રક્ષણુ થવાથી રક્ષણુની જરૂરીઆતના ભાનના અભાવને લીધે, દેશમાંથી શુરવીરતાનું ભાન અને જરૂર પડે તો લડાઈ કરવાની તત્પરતા ઘણે અંશે નાબૂદ થયાં છે. જગતના બધા દેશોમાં એ પ્રમાણે હોત તો બહુ ભય ન હતો. પણુ હીંદના સીમાડાઓ ઉપર લડાયક પ્રજાઓ રહે છે. ઝનુની ચિત્તો વસે છે. કેળવણીમાં તે પછાત છે. અને તેથી કરીને મનુષ્ય મનુષ્ય પ્રત્યેની હોવી જોઇએ તેવી વર્તણુકના અભાવને લીધે હીંદને હજી પોતાનું રક્ષણુ શસ્ત્રથી કરવાની જરૂરીઆત છે. પણુ એ રક્ષણુને માટેની જે તૈયારી, જે કેળવણી, જે હીંમત અને જે તત્પરતા જોઇએ તે હજી હીંદમાં લાવવી રહી છે. એ આવી જાય ત્યાં સુધી જે મિત્ર આપણુને

સાહાય્ય આપવા રાજી છે, તેને તરછોડવો એ કઠણુ લાગે એવો 'મુર્ખાઈ' શબ્દ છે:

સ્વાભિમાન બહુ સુંદર વસ્તુ છે. એ ન હોય તો ઉન્નતિને અવકાશ નથી એ વાત કબૂલ છે. પણ ખરૂં સ્વાભિમાન ખરી શક્તિમાંથી ઉદ્દભવે છે. શક્તિ કમ હોય અને સ્વાભિમાનની વાતો થતી હોય તો તે મિથ્યાભિમાન જેવું છે એમ અમને લાગે છે. એટલા માટે સ્પષ્ટ કહીએ તો હીંદના રક્ષણને માટે ઇંગ્લેંડની સાહાય્ય, જે, તે આપવા માગે છે તે લેવી જોઇએ. એ પરાણે આપવા માગે છે, એ જ સાહાય્યના સ્વીકારમાં અંતરાય રૂપ છે. હીંદે સ્વેચ્છાથી એ સાહાય્યનો સ્વીકાર કરી લેવો જોઇએ. અને સ્વેચ્છાથી સ્વીકાર થાય ત્યારે ઇંગ્લેંડે એ સ્વીકારને કઠણુ સરતોથી વીંટાળી લેવો ઘટે નહીં. બન્ને પક્ષ આ વાત સમજી જાય તો પરસ્પરના સ્વીકારથી જે યોગ્ય છે તે સહજ અસ્તિત્વમાં આવી શકે. આ, એક સલામતીની સરત.

સલામતીનો બીજો પ્રબંધ પરદેશો સાથેનો નાણાં પ્રકરણી સબંધ છે. હીંદ ફળદ્રુપ પ્રદેશ હોઈ એની પેદાશનો વેપાર બધા દેશો સાથે છે. અને જ્યાં વેપારની આપ લે ત્યાં નાણાંની પણ આપ લે, એ નિયમ છે. અને નાણાંની આપ લેનો આધાર દેશની શાખ ઉપર રહે છે. હીંદ સંસ્કૃતિમાં પોતાની શાખને અમૂલ્ય વસ્તુ ગણે છે. પણ એ શાખ લગભગ બસેંહ વર્ષથી ઇંગ્લેંડને સ્વાધીન કરવામાં આવી છે. એટલે શાખ, હીંદની છતાં જાણે તે શાખ ઇંગ્લેંડની હોય એમ જગત માની બેઠું છે એ માન્યતા ખોટી છે. પણ હીંદ, શાખને પોતાનું જીવન ગણે છે એટલી પ્રતીતિ અન્ય દેશોને થાય ત્યાં સુધી શાખની એ તેજોરી હીંદની છતાં તેનાં એક બે ખાનાની ચાવી થોડા કાળ માટે ઇંગ્લેંડના કબજામાં રહેવા દેવામાં આવે, તો એને સદાની પરતંત્રતા માની લેવાની જરૂર નથી. કારણ કે એ થોડા કાળની ગોઠવણ છે. અને આખું હીંદ હાથમાં આવ્યા પછી આપણી યોગ્યતા પૂરવાર થશે ત્યારે ઇંગ્લેંડ એ ખાનાંઓ પણ હીંદને સોંપી દેશે એવી પ્રતીતિ રાખવી ઘટે છે. તેમ એવી હીંમત પણ રાખવી ઘટે છે કે યોગ્યતા પછી ના પાડવાની હીંમત ઇંગ્લેંડ પણ કરી શકે નહીં.

'. આ બે પ્રબંધ ઉપર જરા શાંતિથી અનુમતિ થાય અને નાણાં પ્રકરણી બીજી બધી સ્વતંત્રતા હીંદના હાથમાં રહે, નાણાં પ્રકરણી પ્રધાન હીંદ નીમે તે નીમાય, પરદેશી અને હીંદી ચલણ વચ્ચેનું હુંડીઆમણ હીંદની આંટના પ્રમાણમાં હીંદ જે ઠરાવે અને જે ટકી શકે તે ઉપર રહે તો પછી નાની નાની બાબતોમાં રકજક કરવામાં લાભ નથી.

સાવચેતી એટલે હીંદના બંધારણની સાવચેતી ઇંગ્લેંડનો સ્વાર્થ સચવાય અને તે હીંદને ભોગે, એવી સાવચેતીની કલમ હીંદના રાજ્યબંધારણમાં હોઈ શકે નહીં. કોઇ સંસ્થાન (Dominion) ના રાજ્યબંધારણમાં એ સંસ્થાનને ભોગે ઈંગ્લેંડના સ્વાર્થની સાવચેતીથી કલમ અમારા જોવામાં આવી નથી. ઇંગ્લેંડનો વેપાર ખાસુખાં આગ્રહથી બંધ કરવાની ઝુંબેશ પસંદ કરવા લાયક વાત નથી. જેની સામે આપણે કમાડ બંધ કરીએ તેઓ આપણી સામે પણ કમાડ બંધ કરે તે ઇશ્વરી નિયમ છે. બહોળો જગ વ્યવહાર કરનારે તો બારીઓ બંધ ન કરતાં સ્વચ્છ હવા અને અજવાળાની આવ જા થવા દેવી એ જ ઉચિત છે. હીંદે હજારો વર્ષથી પરદેશથી આવનારાઓને આશ્રય આપ્યો છે. અને ભાઇ તરીકે રહે તો હજીએ આશ્રય આપે એ ઉચ્ચાશય અમને લાગે છે. એટલે અત્યારનાં ગાલીપ્રદાનો બંધ થાય અને તેને બદલે હીંદને સહજ એવો વિવેક-વાર્તાલાપ ઉત્પન્ન થાય એવુ અમે ઇચ્છીએ છીએ.

આ વિચાર પૂરો કરતા પહેલાં એક વાત કહેવાની રહી જાય છે. તે એ છે કે હીંદનુ રક્ષણ જેટલા કાળ માટે ઈંગ્લેંડને હસ્તગત રહે તેટલા કાળમાં પણ લશ્કરના ઉપયોગમાં લશ્કરના ખર્ચની બજેટમાં મંજુર રહેલી રકમમાં રહીને તેજોરીના ખર્ચની સુવ્યવસ્થામાં પ્રધાનોના મતનું પ્રાબલ્ય હોવું ઘટે છે. કેમકે ખુશીથી સ્વીકારાએલું, હીંદીઓ વિવેકથી જ સાચવશે એમ માનવુ જોઇએ. એનું નામ જ પરસ્પરનો વિશ્વાસ ઇંગ્લેંડ અને ત્યાંના રાજદ્વારી પુરૂષો ઘોષણા કરીને કહી રહ્યા છે, કે "અણુવિશ્વાસને દૂર કરો. પરસ્પર ભાવ રાખો. જુદાઈમાં નહીં પણ સાથે મળીને કામ કરવામાં જ બન્નેનું હિત છે." એની સાર્થકતા કરવી હોય તો હીંદે સાવચેતીના અહીં બતાવેલા ઉપાયો ખુશીથી સ્વીકારવા અને ઇંગ્લેંડે

એ સ્વીકાર થયા પછી એની વ્યવસ્થામાં, હીંદના અવાજને સવિશેષ માહાત્મ્ય આપવું. એમ થાય તો જ પરસ્પરનો વિશ્વાસ બંધાય. તથા એ વિશ્વાસ માત્ર શબ્દ પ્રયોગમાં નહીં પણ ખરેખરા અસ્તિત્વમાં હસ્તી ભોગવે.

હીંદ પોતાને માટે જવાબદાર રાજ્યતંત્ર માગે છે, કે જેવું ઇંગ્લેંડના સામ્રાજ્યમાં બધાં સંસ્થાનોનું છે. સહચાર થાય અને જવાબદાર રાજ્યતંત્ર મળે નહીં, તો તેનું નામ સહચાર કહેવાય નહીં. સાથે વિચારવું તેનુ નામ સહચાર છે. એકની પાછળ બીજાએ ચાલવું તે સહચાર નહીં. તે તો અનુગમન થયું. અનુગમનમાં તો પાછળ ચાલનાર કાંઈ સહકર્મચારી ગણાય નહીં. હીંદને સરખી પદવી જોઇએ છીએ. ઇંગ્લેંડ, જેમ જલ્દી હીંદને એ આપશે તેમ તેટલી સુદૃઢ મિત્રતા તે હીંદ સાથે બાંધશે. અને તે મિત્રતાના મૂળમાં જો ખરેખર શુદ્ધતા હશે, તો તે સંબંધ એવો બંધાશે કે જેના પરિણામનો દાખલો ઇંગ્લેંડનાં બીજા સંસ્થાનો લેવાને વખતે પ્રેરાશે. સત્તાને જોરે એક વખત જે ઇંગ્લેંડ બધાં સંસ્થાનો ઉપર ઐશ્વર્ય ભોગવતું હતું તે ઇંગ્લેંડ, સ્નેહમાંથી ઉદ્‌ભવતા ઐક્યને લીધે આખા સામ્રાજ્યનું મધ્યબિંદુ થઇ રહેશે. અને એવું ઇંગ્લેંડ જગતના કોઈ પણ દેશના હુમલામાંથી હમેશાં નિર્ભય રહી શકશે પણ હીંદથી જુદું પડેલું ઇંગ્લેંડ, નામમાત્ર સામ્રાજ્ય જેવું રહે એવો ભય છે. તેમ ઇંગ્લેંડથી જુદું પડેલું હીંદ ચીન, અફગાનીસ્તાન, ઇરાન અને એવા બીજા એશિયાના પ્રદેશો જેવું જીવન ગાળતું થાય એવો પણ મોટો ભય છે. આ બધું ઇંગ્લેંડ અને હીંદને સાથે રહેવાને ન લોભાવે?

જવાબદાર રાજ્યતંત્ર એ આ સબંધનો મૂળ પાયો છે. જવાબદારી, સ્વાનુભવમાંથી શિખાય છે. એ પાઠ ઇંગ્લેંડે ઘણાં સંસ્થાનોને ભણાવ્યો છે. અને જ્યાં જવાબદારી આપવામાં ઇંગ્લેંડે વિલંબ કર્યો છે કે આનાકાની કરી છે ત્યાં તે અમેરિકાની માફક સંસ્થાન ખોઇ બેઠું છે કે આયર્લૅન્ડ અને દક્ષિણ આફ્રિકાની માફક નામનાં સંસ્થાન રહ્યાં છે. વિલંબના અને આનાકાનીના એ અનુભવ છતાં, હીંદના વિષયમાં હજી ઇતિહાસનાં એ પાનાં કેમ યાદ આવતાં નહીં હોય?

અમે ઇચ્છીએ છીએ કે જવાબદાર થનારાઓને જવાબદારીનું ભાન થાય. અને જવાબદારી ન આપવાનો આગ્રહ રાખનારાઓને એ આનાકાનીના ભયનું ભાન થાય.

ઉપલા ત્રણ મુદ્દાઓ ઇંગ્લેંડ અને હીંદ એ બન્નેને ઉદ્દેશીને લખાયેલા છે. એક ચોથો મુદ્દો એ છે કે જે ઇંગ્લેંડ અને હીંદની તૈયારી છતાં પણ જવાબદાર રાજ્યતંત્ર મળવામાં અંતરાય રૂપ થઇ પડવાનો સંભવ ઉત્પન્ન કરે છે. એ મુદ્દો તે કોમી વીખવાદ છે. એકજ દેશની જુદી જુદી કોમ પરસ્પર લડે એ એકજ કુટુંબીઓ એક બીજામાં લડે એવું છે. અને કુટુંબ કલેશનાં જે પરિણામ કુટુંબમાં, તે કોમ કોમના કલેશનું પરિણામ દેશમાં. હીંદુઓ આ દેશના પૂર્વકાળના માલેકો હતા. મુસલમાનો લગભગ હજાર વર્ષ સુધી માલેક થયા હતા. મુસલમાનોની એ માલેકીમાં પણ હીંદુઓ અને મુસલમાનો વચ્ચે કોમી તફાવતના ઝઘડા હતા નહીં. હાલ છે એવું ધર્મયુદ્ધ હોત તો હજાર વર્ષના મુસલમાની રાજ્યના હીંદમાં એક પણ હીંદુ બચ્યો રહી શકયો હોત નહીં અને તે છતાં, હીંદમાં અત્યારે મોટો ભાગ હીંદુઓનો છે, એ માન મુસલમાનોના રાજકર્ત્તા તરીકેના વર્તનને ઘટે છે. સત્તાના સમયમાં હીંદુઓ તરફ જેમની આવી વર્તણુક હતી એ મુસલમાનો આજે બહુમતિના ધોરણના સમયમાં જુલમ કરે એવો ભય અમને નિરર્થક લાગે છે. હીંદુઓ બહુમતિમાં છે એટલે મુસલમાનોના સ્વાર્થમાં અંતરાય આવશે એ ભય મુસલમાનોને રાખવાનું કારણ એટલા માટે નથી કે હાલ વીશેક વર્ષથી સ્વાર્થને લીધે થયેલાં હીંદુ મુસલમાનની એકતાને તોડનારાં ભાષણો અને પ્રયત્નોમાંથી જે અફસોસકારક વીખવાદ આજ આપણે જોઇ રહ્યા છીએ તે ભૂતકાળમાં ન હતો. એ જ હકીકત એ બેય કોમ વચ્ચેના મૂળ એખલાસની સાબીતી છે. આજ પણ બન્ને પક્ષના નેતાઓ પરસ્પર વિરૂદ્ધ ભાષણો કરવાનું બંધ કરે, વર્તમાન પત્રો પોતાની પ્રતો વધારે ખપાવવાના લોભને તજીને સંપ રાખવાની જરૂરીઆતની વાતો લખે, કોમી નિશાળો અને કૉલેજોમાં મનુષ્ય વર્તનના ખરા સ્વરૂપના પાઠો શિખાય અને રાજકર્તા, દેશશાંતિને માટે કોમ કોમ વચ્ચે નિષ્પક્ષપાત વર્તન ચલાવે તો જરૂર હીંદ, અસલ હીંદ બને એમ અમને તો લાગે છે. હીંદુઓએ એક વિચાર કરવાની આવશ્યક્તા

છે. તે એ કે મુસલમાન ધર્મ હીંદુ ધર્મથી તદ્દન જુદો છે; એટલે તેઓ તો જૂદું સ્વાતંત્ર્ય ઇચ્છે, એ સમજી શકાય એવું છે. પણ હીંદુઓની જ્ઞાતિઓ જુદા મતોની માગણી કરે એ શોચનીય વાત છે. સંયુક્ત કુટુંબની ભાવનાવાળું હીંદ, કુટુંબભંગના આ પાઠો ક્યાંથી શિખ્યું હશે એમ મનમાં થઈ આવે છે. એમાં દેશના કેટલાક ભાગો એવા છે કે જેમાં અસ્પૃશ્ય માણસોની સંખ્યા વિશેષ છે. અને તેઓ પણ પોતાને માટે જુદી કોમી જગાઓ રાજસભામાં માગે છે. સમજાવટથી આ વાત ગમે તેવી રીતે બંધ કરવી જોઇએ. અને તે બંધ પાડી શકાય નહીં તો, હીંદની જવાબદારીવાળા રાજ્યતંત્રની મહત્વાકાંક્ષા આકાશકુસુમવત રહેશે એવો ભય છે. હીંદુઓના જ્ઞાતિ પરત્વેના આ ભેદમાંથી મુસલમાનોએ પણ એક અચ્છો પાઠ શીખવાનો છે. તે એ છે કે જેમ સ્વાર્થને લીધે હીંદુ જ્ઞાતિઓ જુદા મત માગે છે, તેમ મુસલમાનોને, એક વખત એમણે માગેલો કું ભાગ સભામાં મળશે એટલે મુસલમાનની જુદી જુદી કોમોમાં પણ હીંદુ કોમોની માફક જુદા જુદા ભાગો અવશ્ય પડશે. શીઆ અને સુન્ની, પઠાણ, વહોરા, મેમણ, ખોજા વગેરે અનેક કોમો મુસલમાનોમાં પણ છે. અને એ જ્યારે જુદી જુદી જગાઓ માટે આગ્રહ કરશે, ત્યારે મુસલમાનોની એકતાનું શું થશે તેનો ખ્યાલ સમજુ મુસલમાન નેતાઓએ કરવો ઘટે. કોમને છોડી દેશનો વિચાર કરનારા જ ઉન્નતિ પામશે. જગત આખાની સામે જેમ કોઈ દેશ પોતાની ઉન્નતિ કરી શકતો નથી, તેમ એક આખી પ્રજાની સામે કોઈ કોમ કે વ્યક્તિ પોતાની ઉન્નતિ સાધી શકે નહીં; એ વાત ઉપર આ બન્ને કોમની દૃષ્ટિ ખેંચવાનો અમને લોભ થાય છે. ઇંગ્લેંડ તો કહે છે કે “ તમે એક થાઓ અને જોઇએ તે લઇ લ્યો. ” એ વચનની પરીક્ષા માટે પણ એક થવાની જરૂર છે.

ટુંકામાં મુદ્દા ચાર છે. ઉપર કહ્યું છે તેમ દરેકનું નિરાકરણ પણ સહેલું છે. ઉપર લંબાણ થયું છે તે સમજાવવા ખાતર છે. બંધારણ બાંધવામાં એ લંબાણની જરૂર નથી. ટુંકી કલમોમાં લખીએ તો ઉપરના મુદ્દાઓ બંધારણમાં નીચે પ્રમાણે લખાય.

( ૧ ) દેશી રાજ્યોની અંદર અંદર પોતાની એક સંસ્થા થાય,

તેમાં નરેશો બધા સભ્યો થાય અને એ પદ્ધતિએ એનું રાજ્ય બંધારણ બાંધે કે જે પ્રમાણે વર્તન કરવાને બધા સંમતિથી બંધાય.

(૨) બ્રિટિશહીંદના પ્રાંતો પણ બધા સાથે મળીને એક સહચાર સભા કરે. અને બધા પ્રાંતોને લાગુ પડે એવું રાજ્ય બંધારણ બાંધે; જે પ્રમાણે વર્તન કરવા સર્વ અનુમત થાય. આ બે જુદાં બધારણવાળાં ફીડરેટેડ રાજ્યો થયાં. તેઓ અંદર અંદર બેયને સામાન્ય એવા વિષયોમાં જોડાય અને એ સમગ્ર સભાના નિર્ણયો અમલમાં આવે.

(૩) રક્ષણ અને પરદેશમાં નાણાંની આંટ: એ બાબતોમાં ઇંગ્લેંડની જેટલી મદદ જોઇએ એટલી ખુશીથી સ્વીકારવી. અને અગત્ય મટે કે તે સ્વાધીનમાં લેવી. એ શરતે ઇંગ્લેંડે હીંદને જવાબદાર રાજ્યતંત્ર આપવું.

(૪) બની શકે તો મતાધિકાર સાથે રાખીને મુસલમાનોને ⅓ જગાઓ મુકરર કરી આપવી. નોકરીમાં પણ તેટલો હીસ્સો આપવો. કેળવણીમાં એ વર્ગ પછાત હોવાથી કેળવણીના બજેટનો ⅓ ભાગ પણ એમની કેળવણી માટે જુદો રહે તો ખોટું નથી. એમનો કૌટુંબિક કાયદો, વ્યવહારો અને એમના ઘર સંસારની બાબતોમા વચમાં આવવું નહીં. અને સમગ્ર હીંદના કાયદાઓમાં, જે કાયદાઓ કોમ તરીકે મુસલમાનોને લાગુ પડી જાય એવા હોય, તેમાંથી પોતાના સભ્યોની બહુમતિથી તેઓ બહાર રહેવા માગે તો તેમને રહેવાની છૂટ આપવી. આટલું થાય તો મુસલમાનોએ તે કબૂલ કરવા જેવું લાગે છે હીંદુઓને તેમાં વધારે પડતું આપી દેવા જેવું લાગે તો તે આપવાની તૈયારી બતાવવી જોઇએ આમ છતાં સમગ્ર મતાધિકારને બદલે જુદા મતાધિકારનો આગ્રહ મુસમાનો રાખે તો તે પણ તેઓ ખુશીથી લઇ જાય તેવી તૈયારી હીંદુઓએ બતાવવી જોઇએ.

ક્લેશમાં જીંદગી બરબાદ થાય છે. અને એથી દેશ આખાની અવનતિ થાય. તેના કરતાં સ્વાર્થનો ભોગ આપવો પડે એ ઉત્તમ છે. **बुद्धेर्फलमनाग्रहः** બુદ્ધિનું ફલ અનાગ્રહ છે. સમજુને એમજ ઘટે છે. દુરાગ્રહમાંથી દુઃખજ થાય છે.

મે. ૧૯૩૧

# રાઉન્ડટેબલ કોન્ફરન્સ.

ગયા વર્ષની રાઉન્ડટેબલ કોન્ફરન્સ બધા સવાલોનો નિર્ણય કરી શકે એવા ઉદ્દેશથી ભરવામાં આવી હતી. રોગનું ભાન થયા પછી તેનો ઉપાય કરવામાં જેટલો વિલંબ, તેટલું શરીરનું અસ્વાસ્થ્ય વધારે, રોગની સારવારમાં મુશ્કેલી વધારે અને નિરામય થવાની આશા ઓછી. શારીરિક રોગને એકલાને જ આ વાત લાગુ પડતી નથી; માનસિક રોગને તેમજ રાજકીય રોગને પણ તે એટલે જ દરજ્જે લાગુ પડે છે. રાજકીય રોગને તો વિશેષ પણે લાગુ પડે છે; તેનું ખાસ કારણ એ છે, કે શારીરિક કે માનસિક રોગ જ્યારે એક વ્યક્તિ પર હોય છે, ત્યારે રાજકીય રોગ આખી જનતા પરત્વે હોય છે. જેટલો રોગ ફેલાય એટલું રાજ્યને નુકસાન, એટલું જનતાના માનસસ્વાસ્થ્યને નુકસાન અને એટલું ઉછરતી પ્રજાની મગજની શાંતિને નુકસાન. તથા જેટલું એ શાંતિને નુકસાન એથી સોગણું વધારે રાજ્યસત્તાને નુકસાન. એ દૃષ્ટિએ રાઉન્ડટેબલ કોન્ફરન્સ પાસે આવેલા સવાલોનો નિર્ણય જેમ બને તેમ જલ્દીથી થવો જોઇએ, એમ કોઇને પણ લાગ્યા વગર રહેશે નહીં.

ગઇ રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં જો કે ઘણું શરૂઆતનું કામ થયું છે, છતાં પણ ઘણી બાબતોની ચર્ચા થઈ છે એ સ્પષ્ટ છે. બધી મુશ્કેલીઓ ઉઘાડી પડી છે, એ પણ દેખાઈ આવે છે. સબકમિટીઓએ પોતાને સોંપાયેલ કામમાં ચીવટથી ઉહાપોહ કર્યો છે, એ તો એના બહાર પડેલા રિપોર્ટ ઉપરથી દેખાઇ આવે છે. પણ એ બધામાંથી જે વાત સ્પષ્ટ રીતે ડોકીયાં કરી રહી છે, તે તો એ છે કે ચર્ચાઓનાં હજારો પાનાં છતાં, કોઇ પણ બાબતના નિર્ણયનો એક શબ્દ સુદ્ધાં તેમાંથી સ્પષ્ટ થતો નથી. કાંઇક રોગ છે, અને આવા

પ્રકારનો રોગ લાગે છે, એમ બધા વૈદ્યોએ કહ્યું છે. પણ એનું ખરૂં નિદાન હજી થઇ શકયું નથી. અને નિદાન વિના ચિકિત્સા કરનારાઓ ઝખ મારે છે. શું રોગ છે એ વાત અત્યારે તો માત્ર બે જ વૈદ્યો જાણે છે. (૧) મહાત્મા ગાંધી અને (૨) લૉર્ડ અરવીન.

ઘણી ખાનગી મસલતોને પરિણામે રોગના મૂળમાં સળી નાંખીને એ બન્ને એક નિર્ણય ઉપર આવ્યા છે. જેઓ રોગને પારખે તેઓને જ તેનો ઉપાય સોંપવામાં આવે તો પંદર દિવસની વાટાઘાટમાં જે પ્રાથમિક સલાહ થઈ છે, તેને હમેશની સલાહમાં તો જરૂર તેઓ ફેરવી શકે, એમ એમનાં હૃદયોને જાણનારને લાગ્યા વિના રહેશે નહીં. જુદી જુદી વૃત્તિવાળાં સો માણસો સાથે મળીને બેસશે અને નિર્ણયના કરતાં પોતાના ઉહાપોહોનું જગતને દિગ્દર્શન કરાવવાની મહત્વાકાંક્ષાવાળાઓ પોતાનું ભાષાચાતુર્ય અને શબ્દજ્ઞાન બતાવશે તો મુંગી અને શુદ્ધ હૃદયની વાટાઘાટમાં જે પરિણામ આવવાનો સંભવ છે તે આવશે નહીં, એમ કહેવાની ધૃષ્ટતા અમને શરમાવતી નથી.

ગઇ પરિષદના કામની નોંધ લેતાં ઇંગ્લેંડના વડા પ્રધાને 'Noted' (નોંધ લીધી) એ શબ્દની શોધ કરી કાઢી છે. નવાઇની વાત તો એ છે કે થયેલું કામ પણ Noted' અને નોંધ કરવામાં કોઇએ એકાદ વાંધાનું કે સૂચનાનું વાકય કહ્યું હોય તે ઉપર પણ કાંઇ પણ ચર્ચા સિવાય 'એ વાત પણ Noted' એ રીતે ઉકેલ થયો છે. આ 'Noted' પ્રયોગમાંથી અમને નોટ કરવા લાયક લાગે છે, તે તો એ છે કે જે મહેનત ગયે વર્ષે મુલતવી રાખી છે, તે આવતી પરિષદ વખતે ઘણી મુશ્કેલી ઉભી કરશે. એ મુશ્કેલી ઉભી થાય નહીં એટલા માટે જ ગાંધીજી બની શકે એટલા સવાલોનું નિરાકરણ હીંદુસ્તાનમાં જ કરીને ત્યાં જવા ઇચ્છતા હોય તો આશ્ચર્ય નહીં.

રાઉન્ડટેબલ કોન્ફરન્સ વિષે લંબાણથી લખવાનો અહીં ઉદ્દેશ નથી. જેમ બને તેમ જલ્દી નિકાલ થવાની જરૂર છે, એટલું જ બતાવવાનો આશય છે. એ નિકાલ બે રીતે આવી શકે એમ અમને ભાસે છે. (૧) એક ઉપાય એ છે કે ૧૯૧૯ના સુધારાઓ માટે તે વખતના હીંદી પ્રધાન મી. એડવીન મોંટેગ્યુએ હીંદમાં આવીને

તપાસ કરીને જે રિપોર્ટ તૈયાર કર્યો હતો તે ઉપરથી ૧૯૧૯ના વર્ષનો સુધારાના ધારાનો એક ખરડો એમણે તૈયાર કર્યો. પછી તે ખરડો પ્રધાન મંડળમાં રજુ કરીને દીવાનેઆમ અને દીવાનેખાસના સભ્યોની એક સંયુક્ત કમિટી, એ ખરડા ઉપર લાગતા વળગતાઓનો અભિપ્રાય લઇને રિપોર્ટ કરે એમ ઠર્યું. તે જ પ્રમાણે તપાસને અંગે કમિટીએ રિપોર્ટ કર્યો. પાર્લામેંટમાં તે રિપોર્ટ રજુ થયો અને ત્યાં ચર્ચા થઇને "ઍક્ટ" પસાર થયો. અર્થાત્ ૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦મીએ હીંદના રાજ્ય વહીવટને અંગે સુધારાનો ઢંઢેરો બહાર પડયો. ૧૯૧૯ની આખરે બે વરસની તપાસ અને સતત મહેનત પછી કાયદો પસાર થયો.

આ વખતે સાયમન કમીશન ૧૯૨૮ ના શિયાળામાં આવ્યું. ત્રણ વર્ષ આ તપાસને અને ત્યાર પછીની ઉત્તરક્રિયાને થઇ ગયાં. પણ હજી આ પાકમાંથી કઇ રસોઇ તૈયાર થશે તેની ગંધ પણ આવતી નથી. બીજાં બે વર્ષ તો જરૂર ચાલ્યાં જાય એવો ભય છે. મૂળના મોંટફોર્ડ સુધારાને બે વર્ષ અને તેની પુનઃવ્યવસ્થામાં પાંચ વર્ષ એ કેવી વસ્તુસ્થિતિ લાગે છે ? એ વખતે કહેવામાં આવ્યું હતું કે ૧૯૧૯ માં જે થયું તે એક વર્ષ પહેલાં થયું હોત તો બહુ સંતોષથી દેશ તેને ગ્રહણ કરત. વિલંબ થવાથી મોહ ઓછો થયો, મુશ્કેલીઓ વધી, પરાણે જાણે ખેંચીને સુધારા લીધા હોય એવી લોકની મનોદશા થઇ અને તેને પરિણામે "**प्रथमग्रासे मक्षिकापातः**" એટલે 'પહેલે જ કોળીએ માખી' એવું થઇ ગયું. અને જે દ્વિમુખીતંત્ર ( Dyarchy ) એકદીલીથી કામમાં લેવાયું હોત તો, વખતે પુનર્વ્યવસ્થામાં જે જોઇએ છીએ તે અનાયાસે આવ્યું હોત, એવું બનવાનો સંભવ હતો તે દ્વિમુખી તંત્ર (Dyarchy) તો મરણ પામ્યું. અત્યારે હવે એકત્રિત રાજ્યતંત્રના પ્રયત્ન થઇ રહ્યા છે. પણ એ એકત્રિત પ્રયોગમાં તો દ્વિમુખીતંત્રમાં જે વિભાગો હતા તેના કરતાં અનેકગણા વિભાગોવાળું, એકત્રિત શબ્દની શબ્દજાળમાં વીંટળાયેલું, અનેક કોમી વિચારોથી બંધાયેલું અને મંત્રણામાં જ વીખવાદ કરનારૂં એવું કોઇ તંત્ર ઘડાય એવો અમને ભય લાગે છે.

રાજ્યતંત્ર તો સરલ અને સાદું જોઇએ. લોકજીવન સરલ અને સાદું કરવું હોય—અને એવું લોકજીવન જ દેશને શાંતિ આપી

શકે—તો રાજ્ય ધોરણ પણ સરલ, સાદું, દરેક વર્ગ સમજી શકે એવું અને પ્રથમ દર્શને જ સ્વાર્થ સ્વાર્થમાં ઘર્ષણની ગંધ ન આવે એવું હોવું જોઇએ. એવું થવા માટે પ્રથમ તો હીંદને મહાન ભોગો આપવા પડશે, કોમોને ભૂલી જવી પડશે, વ્યક્તિગત સ્વાર્થો દેશ સ્વાર્થમાં સમાવી દેવા પડશે અને જીવન, પોતા માટે નહીં પણ જનતા માટે છે એવા મંત્રો જપવા પડશે. પણ એટલેથી પૂરતું નથી. કારણ કે એ તો હીંદની જનતાના ભોગોની વાત થઇ. પણ હીંદમાં બે મોટા સ્વાર્થ પરસ્પર લડી રહ્યા છે. એક તરફ હીંદની વસ્તીનો સ્વાર્થ, જેમાં વસ્તીએ ભોગ આપવાની વાત તો કહેવાઇ ગઇ છે. બીજી તરફ રાજ્યસત્તાનો સ્વાર્થ. જે દેશમાં તે દેશના લોકોમાંથી જ રાજ્યસત્તા ઉદ્ભવી હોય છે, ત્યાં તો રાજ્યનું હિત અને પ્રજાનું હિત પ્રાયઃ એક હોય છે એવી માન્યતા છે. અને રાજ્યની એમાં કુદૃષ્ટિને લીધે એ માન્યતામાં જો ભંગ પડે છે, તો લોકો પોતાના અસ્તિત્વને ધપાવીને એ કુદૃષ્ટિને સુદૃષ્ટિમાં ફેરવી શકે છે.

અંગ્રેજી રાજ્ય ન્યાયી છે એમાં શક નથી. એથી તો આટલાં વર્ષ–ઇતિહાસમાં બીજાં કોઇ રાજ્યે ન ચલાવ્યું હોય એવી સારી રીતે–રાજ્ય ચલાવવાનું અભિમાન કરી શકે છે. એ અભિમાનને એ યોગ્ય છે એમ પણ કબૂલ કરવું જોઇએ. પણ આપણી અને એની કમનસીબીની જે એક વાત છે, તે એ છે કે તે વિદેશીય સત્તા છે એમ હવે તો સર્વમાન્ય માન્યતા થઇ ગઇ છે. એ માન્યતા મટે એવું વર્તન બ્રિટન કરે, તો હીંદને હજી પણ એના જેવી બીજી રાજ્યસત્તા મળવી મુશ્કેલ છે. પણ ગત વર્ષોમાં, જેને હાલ લોકો હીંદને ભોગે ઈંગ્લેંડનો સ્વાર્થ ગણે છે, તે દિશામાં ઇંગ્લેંડની નીતિ ચાલી છે; એ માનસમાં ફેરફાર કરવો એ ઘણો મોટો ભોગ આપવા જેવું છે.

પરસ્પરના ભોગ વગર પરસ્પરનો સ્નેહ સંબંધ મુશ્કેલ છે, એ સત્ય ધ્યાનમાં રાખીને જેમ હીંદની કોમો પોતાનો કોમી સ્વાર્થ ઘડી એકત્ર થાય એમ સર્વની ઈચ્છા છે, તેમ ઇંગ્લેંડ પણ સહભોજનમાં મજા છે એ સૂત્રને પોષતું પોષતું જેમ વેપારમાં "ફ્રીટ્રેડ" સ્વીકારીને ઇજારાને ધિક્કારે છે, તેમ સત્તાના પ્રદેશમાં

પણ ‘ ફ્રીડમ ’ ની જરૂરીઆત માન્ય રાખે તો હીંદ અને ઇંગ્લેંડનું જોડાણ ઇતિહાસનાં પાનામાં કદિ નહીં ઝળકેલું એવું પ્રકાશિત થાય. હિત, ભોગના પ્રમાણમાં થાય છે. હિતને પરાણે પકડી રાખવાના પ્રયત્નમાં હિત જળવાતું નથી. અને અંતે મોટા ભોગ આપવા પડે છે. પૃથ્વીના પડ ઉપરના બધા રાજ્ય વિપ્લવો, આ સત્યની અવગણનામાંથી થયા છે અને દરરોજ નજર આગળ થતા જાય છે. પણ હીંદ એવો વિપ્લવ ઇચ્છતું નથી. ઇંગ્લેંડ સાથેની મિત્રતામાં એનું સ્વાસ્થ્ય સુદૃઢ છે એમ માને છે. એ માન્યતા ઉપર વિશ્વાસ રાખી ઇંગ્લેંડ એને ભેટે તો એ જોડાણમાંથી સામ્રાજ્ય એવું સુદૃઢ થાય કે જેને પરિણામે સાંસ્થાનિક સ્વાતંત્ર્ય છતાં સામ્રાજ્યના ભાગો જે જુદા માનસથી અત્યારે વર્તે છે તે પણ હીંદના માનસવાળા થાય. સર્વને એમાં લાભ છે. પણ જેટલો સ્વાર્થ ત્યાગ અને ભોગ આપવાની તૈયારી એટલો તેનો લાભ, એ વાત પણ એટલી જ સ્વતઃસિદ્ધ છે.

ત્યારે આ તકરારનો જલ્દી નિકાલ આણવાનો એક પ્રકાર મર્હુમ હીંદી પ્રધાન મી. મોંટેગ્યુની માફક એક નવા સુધારાનો કાયદો ઘડી રાઉન્ડટેબલ કોન્ફરન્સ પાસે મૂકવો એ લાગે છે. છેડો ન આવે એવી ચર્ચાઓમાંથી એકત્રિત ધારો થતાં બહુ વિલંબ અને બહુ મનદુઃખો થશે. ઘણાનો સ્વાર્થ જેમાં સમાયેલો છે એવા ઉકેલોનો વિચાર કરવા માટે જે જે સંમેલનો યુરોપમાં કે બીજા દેશોમાં થયાં છે અને થાય છે તેમાંથી સમાધાન વધારે થયાં છે કે ઉપર ઉપરના સમાધાનની નીચે, મનના સખત પ્રવાહો વધારે વહેતા થયા છે; એ વાત એના અનુભવીઓ પોતપોતાના હૃદય ઉપર હાથ મુકીને સ્પષ્ટ કહે, તો આપણે સમજી શકીએ કે આવાં મીલનોની કીંમત કેટલી છે ?

સુસાધ્ય સમાધાનનો બીજો પ્રકાર કોઇને માન્ય ન રહે એવો— પણ અમને તો ખરા ઉપાય જેવો લાગે છે, તે—એ છે કે લૉર્ડ અરવીન અને ગાંધીજીને—માત્ર બેને જ સાથે મળીને એક કાયદાનો ખરડો ઘડી કહાડવા કહેવું. નિઃસ્વાર્થ અંતઃકરણોમાંથી બીજાઓના હિતના વિચારો સ્ફુરે છે. સમાધાનમાં પોતપોતાના સ્વાર્થ તરફની

ખેંચતાણુવાળાઓ લાંબો વખત ચાલે તેવું સમાધાન આણી શકતા નથી. લોર્ડ અરવીન અને મહાત્મા ગાંધી પ્રભુને હાજર ગણીને લોકહિતના વિચારો કરે એવી વ્યક્તિઓ છે, એ વાતને હવે દલીલોની કે બીજી સાબીતીની જરૂર નથી. તો શામાટે એમની પાસેથી તે ખરડો ન માગવો? ખરડો આપ્યો એટલે માન્ય જ રહેવો જોઇએ એવું કાંઈ છે નહીં. એ ખરડા ઉપર ખુશીથી બન્ને પાર્લામેંટની સંયુક્ત કમિટી નીમાઇ રિપોર્ટ કરે અને ભલે તે રિપોર્ટ પાર્લામેંટ પાસે ચર્ચાય. પણ અમને તો લાગે છે કે હીંદી પ્રધાનના ખરડાના કરતાં પણ, આ બે મહાત્માઓના ખરડા ઉપર ઘણી થોડી તકરારો થવાનો સંભવ છે. દરેક માણસ પોતાને '**पण्डितंमन्य**' માને એવા આ જમાનામાં બે વ્યક્તિઓ ઉપર દેશ અને સામ્રાજ્યનું ભવિષ્ય છોડી દેવાની આ સૂચના ઘણા લોકો હસી કહાડશે એમ અમે કબૂલ કરીએ છીએ. પણ ઘણી હસવા જેવી બાબતોમાંથી પણ હમેશાં આનંદથી હસાય એવાં પરિણામ પણ આવે છે. શ્રીકૃષ્ણભગવાને હથીઆર છોડી અર્જુનનું સારથી-પણું સ્વીકાર્યું, તેમાં પાંડવોની હાર નહીં પણ જીત હતી. હીંદ અને ઇંગ્લેંડ દરેક પોતાના માનનીય એવા એક એક મહારથીને આ કામ સોંપી દે તો એ વિશ્વાસમાંથી જરૂર સુખરૂપ પરિણામ આવે. આવાં કામોની જવાબદારીમાં દરેક વ્યક્તિ યશ અને દિગંત-કીર્તિનો વિચાર કરીને તથા દુનિયાની બીજી મુશ્કેલીઓમાં પણ દાખલારૂપ થઇ પડે એવા પ્રબંધનો વિચાર કરીને જરૂર આ દુઃખદ તકરારનું છેવટ આણે એમ અમને લાગે છે.

એક વાત ઓર કહી દેવાનું મન છે. એ એ કે જો જુની ઘરેડ પ્રમાણે કામ કરવાનું હોય તો ફ્રીડરલસ્ટ્રકચર કમિટી એકલી જ ઇંગ્લેંડમાં મળે અને રાઉન્ડટેબલ કોન્ફરંસના બીજા સભ્યો હાલ ત્યાં જાય નહીં, એવી જે ઘટના સંભળાય છે એનું તો સારૂં પરિણામ આવશે નહીં. ફ્રીડરલ સ્ટ્રકચર કમિટી ઉપર બીજી નીમ-ણુકો કરવાની આવશ્યક્તા છે. કોંગ્રેસ તરફથી તો એકલા ગાંધીજી રહેશે એમ લાગે છે. એમાં ઘણું ડહાપણ દેખાય છે; કારણ કે એક કરતાં વધારે વિચારવંતોની સરત જેમ્સીઝ પેલેસના વિચાર અખાડામાં એ પક્ષમાં તો થશે નહીં; એટલે કોંગ્રેસના નિર્ણયોમાં

સંભ્રમનો સંભવ જ નહીં રહે. બીજા પક્ષોમાં ઐક્ય નથી એ વાત તો ગયે વખતે સિદ્ધ થઇ ગઈ છે. જ્યાં સભ્યોનાં આવાં માનસ છે, ત્યાં માત્ર ફીડરલ સ્ટ્રકચર કમિટી એકલી વિલાયતમાં મળશે, તો તેના નિર્ણયો ઉપર રાઉન્ડટેબલ કોન્ફરંસમાં ઘણા મતભેદ થવાનો ભય છે. એટલા માટે સબ કમિટીનું કામ કોન્ફરંસના બધા સભ્યોની એ જગ્યાએ હાજરી હોય ત્યારે થવું જોઇએ કે સભ્યોના પરસ્પર મતને અવકાશ અને તક રહે.

નરેશોના પ્રતિનિધિઓમાં તો જરૂર વધારો ઘટાડો થશે. નરેંદ્ર-મંડળ વખતે એ મંડળની ખાનગી બેઠકોના ઉહાપોહની હવા જેના જાણવામાં આવી હશે તે તો કહી શકશે કે ઘણા બીજા વિચારોનો ઉમેરો આ વરસની રાઉન્ડટેબલ કોન્ફર સમાં એ પ્રતિનિધિ મંડળમાં તો થવો જોઇએ. એ પ્રતિનિધિ મંડળના ઉપર એક આરોપ છે, તે એ છે કે 'ફીડરલ સ્ટ્રકચર' કમિટીમાં નરેંદ્રમંડળના જે પ્રતિનિધિઓ છે એ બધા 'બીઝનેસ કમિટી'માં પણ છે. અને બીઝનેસ કમિટીએ 'ફીડરલ સ્ટ્રકચર' કમિટીના સભ્યોનાં નામ આપ્યાં છે તેમાં તેઓએ પોતપોતાને નીમી દીધા છે. આ આરોપ ખોટો પણ હોય. પણ જે વાત ઇચ્છનીય છે તે એ છે કે સીઝરની સ્ત્રીની માફક નરેશ પ્રતિનિધિ મંડળે આવા આવા આક્ષેપોમાંથી બીલકુલ સ્વચ્છ રહેવું ઘટે છે.

આવી બાબતોના નિર્ણયોમાં કોર્ટમાં ચાલતા કેસોમાં વકીલોના જેવું માનસ જોઇએ નહીં. પોતપોતાના મતનું સમર્થન કરવામાં આગ્રહ જોઇએ નહીં. બધી જાતનું તોલન કરીને ન્યાયપુરઃસર અભિપ્રાય આપવાવાળું જડ્જનું માનસ આવા મોટા વિચારોનો નિર્ણય કરનારા દરેક દેશભકતનું હોવું ઘટે. એટલા જ માટે કેટલુંક સ્પષ્ટ કહી નાંખ્યું છે, તે માટે ક્ષમા થાય.

મે-જુન'૩૧.



# હીંદના ભવિષ્યના બંધારણમાં દેશી-રાજ્યોનું સ્થાન.

હીંદુસ્તાનના ભવિષ્યના રાજ્યબંધારણની જે ચર્ચા હાલ ચાલે છે અને તેને પરિણામે જે બંધારણ બંધાવાનો સંભવ છે, તેમાં દેશી રાજ્યોનું સ્થાન ક્યાં ગોઠવાશે એ પ્રશ્ન, હીંદના અને દેશી રાજ્યોના ભવિષ્યનો વિચાર કરનાર દરેક માણસ પુછે છે. બ્રિટીશ હીંદનો વિચારક, હીંદી રાજ્યોની હસ્તી આજ નહીં તો કાળે કરીને નાબૂદ થાય એ હેતુથી પુછે છે; અને હીંદી હીંદનો વિચારક, હીંદ આખાનું બંધારણ, શુભ થાય એવું બાંધતાં બાંધતાં પણ, હીંદની હયાતીને સુવિદિત એવાં દેશી રાજ્યો ભવિષ્યના બંધારણમાં અને બંધારણ પ્રમાણે ચાલતી વ્યવસ્થામાં મદદગાર થઈ શકે એવા અંતરના હેતુથી એ પ્રશ્ન પુછે છે. કોઇ પણ પ્રશ્નના ગર્ભમાં જે હેતુ છુપાઇ રહેલો હોય છે તે હેતુના સ્વરૂપ ઉપરથી એ પ્રશ્ન કરનાર માણસનું મન મપાઇ જાય છે. બ્રિટીશ હીંદની દૃષ્ટિ અત્યારે એક કોરે રાખીએ; હીંદી હીંદની દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરીએ. કોઇ પણ વસ્તુની હયાતી સ્થાયી કરવી હોય તો તે વસ્તુનો પક્ષ લઇને સ્થાયી કરવાના ઉપાયો યોજવામાં આવે, તો જરૂર તે ઉપાયોમાં ભૂલ ભરેલી ગણતરીઓ થયા વગર રહે નહીં; કેમકે પક્ષવાળું મન, સીધા ઉપાયો વિચારી કે યોજી શકે નહીં. એટલા માટે દેશી રાજ્યો હીંદની સંસ્કૃતિને યોગ્ય હોઇ, તે સજીવન રહે તો દેશહિતની વાત છે એમ માનનારે માત્ર રાજ્યોને ટકાવવાનો વિચાર નહીં પણ રાજા અને રાજ્ય એ બે શું વસ્તુ છે, હીંદના પ્રાચીન ઇતિહાસમાં એ સંબંધ શા કારણથી સુયોગ પામ્યો હતો, અને જે સુયોગ રાજા અને પ્રજાના હિતમાં તે કાળમાં પરિણમ્યો હતો તે જ સુયોગ, આજે

દુર્યોગ જેવો કેમ થઇ ગયો છે તેનો વિચાર કરવો ઘટે. આજની કઢંગી સ્થિતિ સુધરીને જેને લોકો " રામ રાજ્ય " ના નામથી સ્મરે છે, તેવાં રાજ્યો ફરીથી થઇ શકે નહીં તો ભૂતકાળમાં રાજાઓનાં રાજ્યો હતાં માટે આજે પણ રાજાઓનાં રાજ્યો જોઇએ, એ જ દૃષ્ટિથી આ સવાલનો તોડ કાઢવા બેસીએ, તો એ તોડમાંથી દેશી રાજ્યોની હયાતી રહી શકે એવું નથી. દેશી રાજ્યો રહેવા લાયક હોય તો કોઇ એને કાઢી શકે એમ નથી એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે; એટલે રાજ્યોનું જવું કે રહેવું એ કોઇના અભિપ્રાય કે પ્રયત્ન ઉપર નહીં પણ લોકો કબૂલ કરે એવી રાજ્યની કીંમત ઉપર છે.

**राज्** શબ્દ મૂળ સંસ્કૃત ભાષાનો છે. એનો અર્થ 'પ્રકાશવું' એમ થાય છે. **राजा** એટલે પ્રકાશ પાડનારી વ્યક્તિ. **राज्य** એટલે જેના ઉપર પ્રકાશ પડે છે તે વસ્તુ, એમ સામાન્યતઃ જાડી દૃષ્ટિએ આપણે સમજી લેવું જોઇએ. રાજામાંથી પ્રકાશ પડે. એ પ્રકાશમાંથી રાજ્ય શોભે, તો તે રાજ્યના પાયા સુદૃઢ છે એમ સમજવું. રાજ્ય શોભતું ન હોય તો કૃષ્ણ પક્ષના ચંદ્રના જેવા રાજા હશે એમ માનવું જોઇએ શુકલ પક્ષનો ચંદ્ર હોય તો જેમ પૃથ્વી પ્રકાશે છે તેમ ધવલ-કીર્તિનો નરેશ હોય તો રાજ્ય શોભ્યા વિના રહે નહીં. અને જ્યાં અજવાળું ત્યાં અંધારાની નિશાચરવૃત્તિ કોઇ કરી શકે નહીં, એટલે એવા રાજ્યને ભયનું કારણ નહીં.

આ દૃષ્ટિએ આપણે અત્યારની દેશી રાજ્ય વ્યવસ્થાને તપાસીએ. એ વાત તો સર્વ કબૂલ કરે એમ છે કે ભૂતકાળનું " રામ રાજ્ય " અત્યારે માત્ર સ્મૃતિની પાટી ઉપર જ લખાયું છે. એવાં રાજ્યની મગરૂબી અત્યારે કોઇ દેશી રાજ્ય-પછી તે ગમે તેવું સારી રીતે ચાલતું હોય તો પણ-કરી શકે એમ નથી. શ્રી રામના વર્તનના કેટલા દોકડા આજે કોઈ નરેશમાં દેખાય છે? એમના વનવાસથી કેટલાં લોકો રડ્યાં હતાં? કોઇ કહે કે એ તો પ્રજાની બલિહારી હતી, અને પ્રજા એવી રાજ્યભક્ત હતી કે રાજાનો વિયોગ એને દુઃખરૂપ લાગ્યો હતો. આ વાક્ય બહુ ગમે એવું છે, પણ એમાં પૂરૂં સત્ય સમાયેલું નથી. ભૂતકાળનાં રાજ્યોની પ્રજા, ગમે તેવો રાજા છતાં ભક્તિવાળી હતી એમ કહેવું એ ઇતિહાસના પાઠથી વિરૂદ્ધ છે. નરેન્દ્રપદ્ધતિથી ટેવાયેલી આર્યાવર્તની પ્રજાએ, વેન રાજાની જે

દશા કરી હતી તે ખ્યાલમાં લઇએ તો તરત જવાબ મળે એવું છે કે પ્રજાની ભક્તિ, રાજાના હૃદયના પ્રજા પ્રત્યેના વાત્સલ્યભાવ ઉપર અવલંબીને રહે છે. તો પછી દેશી રાજ્યોને ટકાવવાની ઈચ્છા— અને હીંદની શાંતિ ઈચ્છનાર દરેકે એ ઈચ્છા રાખવી જોઇએ એમ અમે માનીએ છીએ—રાખનાર અને ટકાવવાને પ્રયત્ન કરનાર દરેક નરેન્દ્રે અને દરેક મંત્રીએ જે કરવાનું છે તે પ્રથમતઃ તો એ છે કે "રામ રાજા" થઇ જવું; એટલે પ્રજા, રામની પ્રજા જેવી થયા વગર રહેજ નહીં. કેમકે જેવો તેજ પાડનાર, તેવું તેજનું પ્રતિબિંબ. જેના ઉપર તે તેજ પડે તેમાં તેનો પ્રાદુર્ભાવ થયા વગર રહેજ નહીં. ચંદ્રનું તેજ પડે છે ત્યારે ક્ષણવાર કલાઈ પણ રૂપા જેવી ચળકે છે. દરીઆ પરની છીપ પણ રૂપું દેખાય છે. અંધારૂં હોય છે ત્યાં સોના, રૂપા અને ધૂળમાં કાંઈ ફરક દેખાતો નથી. રાજા અને રાજ્ય, એનો સંબંધ પ્રકાશ અને પ્રકાશ્યના જેવો છે, એટલે નરેશ પદ્ધતિને નાબુદ કરનારાઓના હેતુ ઉપર ગુસ્સે થવાને બદલે એ હેતુ નિષ્ફળ થાય એટલા માટે પ્રજાનાં અંતઃકરણ જીતી લેવાના પ્રયત્નો, પોતાના ગુણોથી કરવા એ જ આ જમાનામાં દેશી રાજ્યોને સુદૃઢ કરવાનો એક જ ઉપાય છે.

હાલ જે પ્રમાણે રાજ્યબંધારણ અને પ્રજાના હિતનો વિચાર થયા કરે છે તે દૃષ્ટિએ તો ઉપલી વાતો તત્વજ્ઞાન જેવી ભાસે એવું છે. આવી વાતોને Philosophy શબ્દ વાપરીને હસી કાઢવામાં આવે છે. પણ તત્વ ખરૂં હોય તો હાસ્યથી બીવાનું નથી. હીંદનું બંધારણ અત્યારે પૃથ્વી ઉપર ચાલતાં વહન પ્રમાણે બંધાયા વગર છુટકો નથી. જેવું વાતાવરણ તેવી મનુષ્ય પ્રવૃત્તિ એ સત્ય અબાધ્ય છે. હાલ જ્યાં એકહથ્થુ સત્તા ચાલે છે તે દેશની સત્તા કેવી છે તેની પરીક્ષા કરવી હોય તો તે **દેશની પ્રજાના** શા હાલ છે તે જોવું. અફ્સોસની વાત છે કે એ દૃષ્ટિએ જોઇએ તો તો દેશી-રાજ્યોને ટકાવી રાખવાની મુશ્કેલીઓ બહુ જણાય.

પણ હીંદમાં હજી એટલી બધી નાસીપાસી થવા જેવું નથી. હજી પ્રયત્ન કરવામાં આવે તો દસબાર વરસમાં હીંદની જુની સંસ્કૃતિવાળાં દેશીરાજ્યોને આ ભૂમિમાં સ્થાન છે કે પશ્ચિમમાં ચાલતી પ્રજાવૃત્તિ ઉપર બંધાયેલાં રાજ્યબંધારણને અહીં સ્થાન છે-

તેનો સ્પષ્ટ નિશ્ચય અનુભવ જ કરાવી દેશે. કોઇ દેશનું ખરેખરૂં શુભ ઇચ્છનાર એમ જ ઇચ્છે કે નવા વિચારો ઉપર દોડી જઈને એકદમ જુનાં સ્થાનો નાબૂદ કરવાને બદલે નવાં ગૃહો બંધાય તે સારા પાયા ઉપર બંધાયાં છે કે કેમ એ આખાં ઘર પુરૂં થયા પછી ચોક્કસ કરવું. તેમાં થોડાંક વરસ ગુજારેલી જીંદગી પ્રતીતિ કરાવે કે જુનાં ઝૂંપડાં કરતાં આ નવા મહેલો સુખરૂપ છે, અને પછી આડાં આવતાં એ જુનાં ઘરોને કાઢી નાખીને એ જગ્યાએ બગીચાઓ થાય તો એમાં વાંધો હોઇ શકે નહીં. કેમકે રાજ્ય કોઇ વ્યક્તિની મીલકત નથી. રાજ્ય તો પ્રજાનું પાલન કરનાર વ્યક્તિને શોધે છે. તેવી શોધ કરવી જ ન પડે એ રાજ્યનો નરેશ હમેશાં નિર્ભય છે. પણ અત્યારે ફરીઆદો છે. તે ફરીઆદોનું નિવારણ દલીલોથી કરવામાં સાર નથી. ફરીઆદ કરનારનું મોઢું જ ઉઘડી શકે નહીં એવી વસ્તુ સ્થિતિ ઉત્પન્ન કરવાનાં સાધનોનો હજી સદંતર નાશ થઈ ગયો નથી. હજી જે કેટલુંક છુટું છવાયું ઘણે ઠેકાણે હયાત છે તેને ભેળું કરીને મજબૂત કરવા માટે અને છે તેના કરતાં વધારે સુંદર અને પ્રિય લાગે એવું કરવા માટે પ્રયત્ન થાય તો દેશીરાજ્યોનું ભવિષ્ય સુધરી શકે ખરૂં.

આવી આશા છતાં દેશી રાજ્યોમાં ઠેક ઠેકાણે એવા ભયના શબ્દો સંભળાય છે કે દેશી રાજ્યો તો જાણે હવે જવા બેઠાં છે. રોગથી પીડાતો માણુસ જ્યારે પોતાની જીંદગીની આશા છોડે છે ત્યારે ધન્વન્તરિ જેવા વૈદ્ય પણ એને બચાવી શકતા નથી. દરદીના મન ઉપર તેના આરામનો ઘણો આધાર છે. તે પ્રમાણે " જાણે હવે ઈલાજ જ નથી, જ્યાં દરીઓ ફરી વળે છે ત્યાં કિનારાનાં વૃક્ષોનો કાંઇ ઉગારોજ નથી. " એમ માની બેસીએ તો તો ખરેખર એ ભયમાં જ વિનાશ છે. ભયની સામે તો ઉપાયો કરનારાઓ જ ટકી શકે. મજબૂત ખડકને સમુદ્ર ભલે ક્ષણુવાર ઢાંકી દે, પણ વેળ ઉતરે ત્યારે તે ત્યાંના ત્યાં હોય. એમ જે રાજ્યો રહી શકે તે રાજ્યો પ્રજાની ઘોષણાની વેળની વચ્ચે પણ પોતાનું અસ્તિત્વ જાળવી શકે. કારણુકે એ ઘોષણા પોતાની પ્રજાની નહીં પણ બહારની પ્રજાની હોય. જેના ઉપર રાજ્ય ચલાવવાનું હોય એ પ્રજાને જ્યાં સુધી સંતોષ છે ત્યાં સુધી બહારના 'અવાજો' એવી પ્રજાનાં

રાજ્યને નુકસાન કરી શકતા નથી. કોઇપણ સંસ્થાના પાયા ખોદનાર, એ સંસ્થાની નીચે રહેનારા જ્યાંસુધી મળી આવે નહીં ત્યાંસુધી, એ સંસ્થાને ડગાવી શકે નહીં. લોઢાના કુહાડામાં લાકડાનો હાથો ભળે નહીં ત્યાંસુધી વૃક્ષોને કપાવાની બીક નથી. તે પ્રમાણે જે રાજાની પ્રજા મક્કમરીતે રાજા સાથે ઉભી રહે છે તે નરેશને બહારના વંટોળીઆથી બ્હીવાનું કારણ નથી. પણ આવા હીંમતના શબ્દોથી જ માત્ર વંટોળીઆઓ વળાવી શકાય એવું નથી. એને માટે પ્રજાનાં હૃદય જીતવાની જરૂર છે. અને તે માટે સ્વાર્પણ કરવું પડે, આત્મભોગ આપવા પડે, અને એ પરસ્પરના સુખ સંબંધને જાળવવા માટે છે; એટલે કે પરાણે આપવા પડેલા ભોગથી માણસને જે દુઃખ થાય છે તેવું દુઃખ થવાને બદલે કોઇ સારી વસ્તુની પ્રાપ્તિમાં જે આનંદ મનુષ્યને થાય છે તેવો આનંદ એવા નરેશને થાય. રાજ્ય જવાની બીકથી ઉત્પન્ન થતા અફસોસને બદલે " મગદૂર નથી કે મારી પ્રજાનાં હૃદયથી મને કોઇ છુટ્ટો કરી શકે " એવા મંત્રો જપતાં જપતાં જે રાજાઓ પ્રજાના હિતને પોતાનું કરી લે છે તેઓનાં રાજ્યો સુદૃઢ રહે છે.

પ્રજાતંત્ર હોય—કે રાજતંત્ર હોય કે ગમે તે તંત્ર હોય—પણ જો એ તંત્ર પ્રજાને સુખ આપતું હોય તો તે જ તંત્ર ખરેખરૂં રાજ્યતંત્ર છે એમ માનવું ઘટે. " પ્રજાને તો આવુંજ તંત્ર જોઇએ " એમ વિચારી કાઢનારાઓ પ્રજાવર્ગના નથી એમ જેઓ કહે છે, તેઓ જ્યાં સુધી પ્રજાના અવાજો સાંભળી તેની સાથે સહાનુભૂત થાય ત્યાં સુધી સલાહકારક તરીકે પૂજાય છે. પણ જ્યારે પ્રજા એમની સલાહ માને નહીં એવી સ્થિતિ ઉત્પન્ન થાય, ત્યારે જોરથી એ સલાહ મનાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો રાજ્યતંત્રમાં જરૂર પરાણે ફેરફાર કરવો પડે એવો પ્રસંગ આવે કેમકે પ્રજા, મનુષ્ય હૃદયનો ચાલતો ઝરો છે. એ વ્હેતા પ્રવાહમાં ભયનું ભાન થાય ત્યાં બે ચાર પથરા નાખીને એને રોકવાનો પ્રયત્ન કરવો એ નિષ્ફળ છે. આ દૃષ્ટિએ અત્યારે પ્રજા કાંઇક નવું માગી રહી છે. એ નવું એ બધું જ માગનારને હિતકર છે કે કેમ તે જોવા જેવું છે. પણ એ હિતકર છે કે નથી તેનો અભિપ્રાય પ્રજા અત્યારે અધિકારી પાસેથી લેવા તૈયાર નથી. જ્યારે આવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે જેને અધિકાર છોડવો પડે તેમ

હોય, તેણે પ્રજાને સંતોષ થાય એવાં રાજ્યબંધારણનો પ્રબંધ કરવો જોઇએ. પછી પ્રજાના આગ્રહને લીધે એમાં ત્રુટીઓ રહી જાય તોપણ એ કબૂલ કરવું. અને કબૂલ કર્યા પછી પ્રજા પોતાના અનુભવથી "ભૂતકાળનું સારૂં હતું કે આપણે બાળહઠ કરીને લીધેલું છે તે સારૂં છે" એમ જોઇ શકે ત્યાં સુધી પ્રજાહિતમાં માનનારાઓએ સહન કરવું ઘટે. એ સહનશીલતાનું ફળ એ આવે કે જો નવું તંત્ર પ્રજાને અનુકૂળ નહીં હોય તો તે જ પ્રજા પાછી ભૂત સુખોનું સ્મરણ કરીને બંધારણમાં તેવો ફેરફાર કરાવશે. પણ એવા ફેરફારની આશા હોય તેણે એ ભૂત સુખોનું સ્મરણ થાય એવાં સુખો ભૂતકાળમાં પ્રજાને આપ્યાં હશે તો.

આમ છે તો હીંદને પ્રજાકીય તંત્ર મળે કે નરેશ પદ્ધતિ તંત્ર કાયમ રહે એ માટે ગડમથલ કરવાની કે એ બે વચ્ચે મતભેદને પરિણામે લડી મરવાની કાંઇ જરૂર નથી. અમે તો એમ જ માનીએ છીએ કે પ્રજાતંત્ર હોય પણ તંત્રને એક સ્વામી તો જરૂર જોશે. એ સ્વામી દંડધારી હોય છે અને હોવો જોશે એ વાત પણ ખૂબ સમજી લેવી જોઇએ. રામરાજ્ય હતું ત્યારે બધા સ્વતંત્ર હતા એ વાત ખરી; પણ સ્વતંત્ર એટલે સ્વચ્છંદી હતા એ ભ્રમણા કાઢી નાખવી ઘટે છે. કેમકે આખા પ્રજાગણને સંતોષનારા રામે રાવણને રાજી રાખવાનો પ્રયત્ન ન હતો કર્યો. એટલે લોક સંગ્રહ જળવાઈ રહેવા માટે પ્રજાતંત્રના સ્વામીએ રાજતંત્રના સ્વામીની માફક જ કાયદાઓ કરવા પડશે, અને કાયદાઓનો ભગ ગ કરનારને શિક્ષા કરવી પડશે. એનાંએ ફાંસીના લાકડાં, એનીએ તલવારો અને એનાંએ—જેમ બચાવનાં સાધનો તેમ મારણનાં—હથીઆરો રાખવાં પડશે. ત્યારે સ્પષ્ટ એ થયું કે પ્રજાને ગમે તે તંત્ર, એને ગમે ત્યાં સુધી તે તંત્ર, એ ફેરફાર કરાવે તે ફેરફારની તૈયારીનું માનસ અને ખોટા ફેરફાર કરવા પડે તો પ્રજાની અજ્ઞાન આંખ ઉઘડે ત્યાં સુધીની સહનશક્તિ—એ બધા ગુણો એ દંડધારીમાં જોશે જો દેશી રાજ્યોની આટલું કરવાની તૈયારી હોય તો અમને તો દેશી રાજ્યો કાલે જવાનાં છે એવી બ્હીક બીલકુલ લાગતી નથી. કાઢનારા ભલે ગમે તેમ કહે, પણ રહેનારાના પગ જ્યાં સુધી સ્થિર ઉભા રહેવાની શક્તિવાળા છે ત્યાં સુધી ધક્કો

મારનારા જખ મારે છે. સડેલા સાંઠા જેવા જેઓ હશે તેની વાત જુદી છે. વડના વૃક્ષ જેવા હજારો મૂળથી મજબૂત હોય તેને ધાસ્તીનું કારણ નથી.

પ્રજા તો સુખે રહેવા માગે છે. પોતાના સ્વતંત્ર વ્યવહારમાં કોઇ આડે ન આવે એમ ઇચ્છે છે, ભયથી રક્ષાવા ઇચ્છે છે, નિરોગી થવા ઇચ્છે છે, પરસ્પરની લડાઇમાં કે જુલમ સામે ન્યાય મળે તે માટે ઇંતેજાર છે, પોતાનું હિત પોતે વિચારી કાઢી શકે એ માટે કેળવણી માગે છે અને યોગક્ષેમ વહે એવા હુન્નર ઉદ્યોગ અને જન સેવાનાં સાધનોની આશા રાખે છે.

આટલું થાય તો પ્રજા, રાજાની જગ્યા લઇને બીજાને તોષવાની ઉપાધિ કરવા ઇચ્છે નહીં એ જન સ્વભાવ છે. રાજ્ય કરવું એ આનંદ આપે એવો હક્ક નથી, એ તો જહેમત ઉઠાવવાની જવાબદારી છે. “રાજ્ય કરવામાં પોતાના સુખને માટે નહીં પણ બીજાને માટે જીવવું પડે એવું છે.” એ તો દરેક રાજકર્તાને પુછી જુવો પછી તે નરેન્દ્ર હોય કે પ્રજાસત્તાક રાજ્યનો પ્રેસીડન્ટ હોય. એમ છે ત્યારે હીંદને કયુ રાજ્ય બંધારણ જોઇએ તે માટે વળી મારા મારી શા માટે ઘટે ? કોક સારો ને પ્રજા ખાતર જીવવાવાળો પ્રજાને જોઇએ છીએ. તો પછી અત્યારે જે સર્વેએ વિચારવા જેવું છે તે એ છે કે હીંદનું નવું બંધારણ થાય છે ત્યારે એક સાવરણીએ બધાં રાજ્યને વાળી નાંખીને આપણે મગજમાંથી કાઢીએ છીએ, અને જે સારૂં નીવડશે એમ અનુમાન કરીએ છીએ, એવું બંધારણ પરાણે બાંધવું કે જે છે તેને એક તરફથી સુધારવાનો પ્રયત્ન કરવો અને બીજી તરફથી કુંભાગ, જ્યાં પ્રજાતંત્ર ચાલે છે તેને આગળ વધારીને પ્રજાનું મંતવ્ય સ્વતંત્ર રીતે આગળ ચાલી શકે એવું બંધારણ હીંદને આપવું ? દશેક વર્ષ સુધી એ બેય પદ્ધતિ બની શકે એટલી સહાનુભૂતિથી અને પરસ્પરની આપલેથી ચાલે અને જે સામાન્ય હિતની વાત હોય તેમાં સાથે મળીને કામ લે અને જ્યાં પરસ્પરનાં જાતીય હિતની વાત હોય તેમાં તેની પ્રજાને સંતોષ થાય તેવી રીતે પોતાની પદ્ધતિએ કામ લે. આ પ્રમાણે ભાગીદારીની રીતે પોતપોતાનું કામ કરે તો દશ વર્ષને અંતરે જે એક વાત જરૂર સિદ્ધ થશે તે એ છે કે કાં તો હીંદનું નવું

બંધારણ—જે ચોકખું પ્રજાકીય બંધારણ હોવું જોઇએ તે—ફળીભૂત થશે, અને કાં તો એના કમનસીબે કોઈ અંતરાય આવશે તો, એ પ્રજાકીય તંત્રની બ્હીકે સુધરેલાં રાજ્યો સંતોષ આપે એવાં નીવડશે. જો પ્રજાતંત્ર પૂર્ણતાને પામશે તો રાજાઓ પોતાની મેળેજ પોતાની પ્રજાને માટે એ તંત્ર સ્વીકારશે અને પોતે Constitutional Rulers બનશે. એથી ઉલટું જો હીંદી પ્રજાને એમ લાગશે કે નવું બંધારણ એમના જીવનને બંધ બેસતું નથી તો કાંઈક સુધારેલા નરેશ તંત્ર ઉપર એ પ્રજા ફરી આવશે. ડહાપણ અજમાયેશમાં છે; ઉતાવળમાં નહીં. અનુભવમાં છે; ખાલી તંતમાં નહી. એટલા માટે અનુભવના અને કાળના પલ્લામાં આપણે આપણી બન્ને પદ્ધતિઓને સોની જેમ સોનું જોખે છે તેમ સૂક્ષ્મ દૃષ્ટિએ તોળી જોવાની ખાસ જરૂર છે. વહેમની દૃષ્ટિએ લડવાની નહીં; નિષ્પક્ષપાત રીતે વિચારીને તોડ કાઢવાની જરૂર છે.

જુન. '૩૧.



# ઓર્ડીનન્સો અને દેશીરાજ્યો.

## એક પૃથક્કરણ.

પ્રભુએ પ્રાણીમાત્રને અને ખરૂં કહીએ તો બધા પદાર્થોને સ્વતંત્ર રહી શકે એમ ઉત્પન્ન કરેલ છે. પણ ઉત્પન્ન થયેલી દરેક વસ્તુની વ્યક્તિગત સ્વતંત્રતામાં સામાજીક સ્વતંત્રતાને પણ અવકાશ રહે એવી વ્યવસ્થા છે. દરેક વૃક્ષ યથેચ્છ ફાલી ફુલી શકે છે. પણ પાસેના બીજા વૃક્ષને જગાનો અવકાશ આપે નહીં, તો બન્ને એકલાં હોત ને જેવાં ઉગત, તેવાં ફેલાઇ શકતાં નથી. એટલે એ દરેક સુંદર રીતે ઉગે અને પોતાનું સ્વાતંત્ર્ય ભોગવી શકે, એ રીતે ઉગાડવાની સુવ્યવસ્થા માણસને કરવી પડે છે. આ નિયમ મનુષ્ય જાતિને પણ લાગુ પડે છે. દરેક મનુષ્યને પોતપોતાના પરિઘમાં પૂર્ણ સ્વાતંત્ર્ય છે. અને જ્યાં સુધી બીજાની સ્વતંત્રતામાં એ આડો આવતો નથી ત્યાં સુધી કોઇપણ જાતના દુ:ખ વગર અને સ્વતંત્રતાના પૂર્ણ સુખમાં એ જીંદગી ભોગવી શકે છે. આમાંથી એક વાત જે સ્વત: ઉદ્‌ભવે છે, તે એ છે કે સમાજ સ્વાતંત્ર્ય જળવાંઇ શકે એટલા માટે વ્યક્તિગત સ્વાતંત્ર્યના ઉપર થોડો ઘણો કાબૂ સમાજ ખુશીથી મૂકે છે. તે સ્વાતંત્ર્યનો એટલો ભોગ આપવામાં આવે નહીં તો, જેમ વ્યક્તિગત સ્વાતંત્ર્યનો આનંદ મેળવી શકાય નહીં, તેમ સામાજીક સુખને બદલે કંકાસમાં જીવન વ્યતિત થાય.

આવી વ્યવસ્થા બરાબર પળાઈ શકે માટે મનુષ્યે નિયમ પળાવનાર સંસ્થાઓ ઉભી કરી. એવી સંસ્થા ધર્મને બ્હાને સ્થાપિત થઇ. એ સત્તાનો અમલ હૃદય માર્ફત થતો હતો. માણસ જેમ જેમ બુદ્ધિમાં આગળ વધતું ગયું તેમ તેમ, મગજે હૃદયને દબાવવા માંડયું અને અંધ વિશ્વાસના રાજ્યને વિચાર શક્તિએ દબાવવા

માંડ્યું. હૃદય અને વિચાર એ, જીવનની મહાન શક્તિઓ છે. અને અનુભવમાં દેખાય છે કે એ બન્નેની લડાઇમાંથી એકેયનો પૂર્ણ વિજય થઇ બીજું તદ્દન હારી જાય તેવું બને એમ નથી. આ બે લડતાં, જોરથી એમની વચ્ચે ન્યાય કરવા માટે એક ત્રીજી સંસ્થાને ઉત્પન્ન કરવાની મનુષ્યને આવશ્યકતા જણાઇ. અને કોઇ તટસ્થ રહી શકે એવો પ્રબંધ આદરાયો. આ પ્રયત્નમાંથી રાજ્યસત્તા ઉદ્ભવી. કોઇ પણ માને નહીં તો ત્રીજો પક્ષ જોરથી મનાવે એ સિદ્ધાંત બહાલ રહ્યો. અને મનાવી શકે એવા પદ ઉપરની સ્થાપના તે રાજ્યસત્તા.

સમાજની જરૂરીઆતમાંથી આ સત્તાનો જન્મ છે. પણ રોજ વપરાઇ વપરાઇને જાણે, એની વપરાશ માટે જનસમાજની જરૂરીઆત હોય એમ સત્તા માની બેઠી છે. સત્તા માટે જનસમાજ નથી, પણ જનસમાજનો લોક વ્યવહાર જળવાઇ રહે માટે સત્તા છે, એ લક્ષ-બિંદુ ભુલાઇ જવાયું છે. અને તેમાંથી જ આજના જગતમાં સમર્થ એવી ઘણી સત્તાઓની હયાતી છતાં, સમાજ નિયમનમાં રહેવાને બદલે સમાજ અને સત્તાનાં બેયનાં જીવન તોફાનવાળાં અને અસુખી છે.

એકલે હાથે તાળી પડતી નથી એ વાત જો સાચી હોય તો સમાજ વગર સત્તાની હયાતીનો અસંભવ છે. સમાજને સંતોષ આપતી સત્તા અને સત્તાના ન્યાયી વર્તનને પોષતો તથા કબૂલ રાખતો સમાજ, એ બન્નેની સહાનુભૂતિ એટલે જગજીવન.

દરેક દેશનાં મનુષ્યો આ નિયમને આધારે જ પોતાના દેશનું વ્યક્તિત્વ જાળવી રહ્યાં છે. પણ રોજના અમુક જાતના વર્તનથી જેમ ટેવ બંધાઇ જાય છે, તેમ રોજ વપરાતા અધિકારથી સત્તા, એ સેવા ધર્મ છે એમ માનવાને બદલે સત્તા, એ જોરદાર માણસે તાબેદાર માણસો ઉપર વાપરવાની ટેવવાળી સત્તા થઇ ગઇ. એટલે એનો ન્યાય જે મનુષ્યો પહેલાં આનંદથી સ્વીકારતાં, તેના તરફ સમાજે ઘૃણાની દૃષ્ટિથી જોવા માંડ્યું. અને રાજા તથા પ્રજા, એ બેની વચ્ચે જે પિતા અને બાળકો જેવો સંબંધ હતો તે પોલીસ અને ગુન્હેગાર વચ્ચેના સંબંધ જેવો ઘડાઇ ગયો.

પૂર્વની રાજનીતિમાં પશ્ચિમના દેશો કરતાં, રાજા પ્રજાના ધર્મો વિષે કંઇક વધારે સાનબુદ્ધિ રહી. કેમકે પૂર્વના કાયદાઓ દાખલ

થયા તે પહેલાં, ધર્મબુદ્ધિ અને તેની ફરજો વહેલી દાખલ થઇ ગઇ હતી. અને પૂર્વનું એ માનસ, ઘણાં લાંબાં વર્ષો સુધી ટકી રહ્યું હતું. એટલે ત્યાં રાજા અને પ્રજાનો સંબંધ સુખરૂપ ચાલ્યો હતો. સ્વતંત્રતાના ખરા સ્વરૂપને સમજવાના અજ્ઞાનને લીધે કે પછી સ્વાતંત્ર્ય એ પોતે મૂળમાં દોષથી ભરેલુ હશે તેથી, પૂર્વમાં જે જમાનામાં રાજા પ્રજા વચ્ચેના સંબંધમાં શિથિલતા થઇ, તે જમાનામાં પશ્ચિમની પ્રજા જાહેરમાં આવવા લાગી. અને જે હૃદયથી સચવાવાનું હતું, તે જોરથી સચવાઇ શકે એવી માન્યતામાં પશ્ચિમનું રાજ્યબંધારણ આગળ વધવા માંડયું. લશ્કર એ રાજાનું પ્રથમ આભુષણ ગણાયું અને તાબેદારી એ પ્રજાની ફરજ સમજાવા લાગી. પશ્ચિમની ભાષામાં જ આ વાતનો ચોકખો ઉલ્લેખ છે. ત્યાં રાજા અને રૈયત એટલે " King and his subjects " એ ઉપનામથી બન્ને પક્ષ સંબોધાય છે. જ્યારે પૂર્વમાં હજી પણ રાજા અને પ્રજા એ નામ પ્રચલિત છે. રાજ્યસત્તા, બન્ને ગોળાર્ધમાં માન્ય છે. પણ પશ્ચિમ ગોળાર્ધ પ્રજાને Subjects કહે છે; અને Subjects નો ખરો અર્થ Sub–under, Jetio–I throw એ પ્રમાણે થાય છે. એટલે કે પ્રજાને તો રાજા ગમે તેમ કચરી શકે એવી માન્યતા એ શબ્દમાં જ છે. જ્યારે પૂર્વમાં રાજા પિતાને સ્થાને છે. મૂળ માન્યતામાં જ આ ભેદ હોય ત્યાં પરસ્પરના સુખરૂપ વર્તનની આશા ક્યાંથી રાખી શકાય ?

પૂર્વમાં જે ધર્મભાવનાથી તાબેદારી રહેતી તે ભાવના ઓછી થઇ ત્યારે, પશ્ચિમના લોકોની લશ્કરી તાલીમ ઉંચી હતી તેમણે પૂર્વ ઉપર રાજ્યસત્તા જમાવી અને પ્રજાને Subjects માનીને રાજ્ય કરવા માંડયું. પશ્ચિમની રાજ્યસત્તાએ, પૂર્વની ગરીબ પ્રજા તરફ દયાભરેલી દૃષ્ટિથી કામ લેવા માંડયું. અને રાજા તથા રૈયતનો સંબંધ ઠીક સચવાયો. તો પણ એટલું કબૂલ કર્યા વગર ચાલતું નથી કે જેમ મનુષ્ય સ્વભાવ પ્રથમ પોતાના સ્વાર્થ તરફ વળે છે તેમ ન્યાય આપતાં આપતાં સત્તા પણ પોતાના લાભ તરફ ધીમેધીમે વળવા લાગી. પશ્ચિમમાં જેમ જેમ વિદ્યાનો ફેલાવો થતો ગયો તેમ તેમ ત્યાંની પ્રજા પણ સ્વતંત્રતાના પાઠ શીખવા મંડી. અને ધીમે ધીમે ત્યાંના દેશોએ એકહથ્થુ સત્તાને રાજ્યાસન ઉપરથી ખસેડી.

પ્રજામત પ્રમાણે રાજ્ય ચાલી શકે એ પાઠ પ્રજાએ સત્તાને શિખવ્યો અને જે Subjects હતી તેની ઇચ્છાને આધીન, રાજ્ય ઇચ્છાને કરી. અર્થાત્ વસ્તુતઃ એ સત્તા અને ' સબજેકટસ ' એ બન્નેની સ્થિતિ તદ્દન ઉલટાઇ ગઇ.

અત્યારે પશ્ચિમના દેશોમાં રાજ્યસત્તા લોક ઇચ્છાને આધીન ( Subjects to ) રહે છે. પશ્ચિમનાં જે રાજ્યો પૂર્વમાં રાજ્ય કરે છે તેઓને શરૂઆતમાં તો એમ લાગ્યું કે પોતાના જ દેશમાં લોક ઇચ્છાને માન આપવું પડે છે, તો એ પદ્ધતિ સુંદર હોઈ ધીમે ધીમે પૂર્વમાં પણ દાખલ કરવામાં આવે, તો લોકોના સંતોષથી રાજ્ય કરી શકાય. એટલે પોતાને અનુકૂળ લાગ્યું તેટલું સ્વાતંત્ર્ય લોકમતને આપ્યું. જેટલા દેશો ઉપર એક રાજા રાજ્ય કરતો હોય તે બધા દેશોમાં રાજ્યપદ્ધતિ એક સરખી થાય નહિ ત્યાં સુધી, પાછળ રહેલા લોકો, એ રાજ્યના જે ભાગના લોકો આગળ હોય તેના જેવા થવા ઈચ્છે એ મનુષ્ય સ્વભાવ છે. અને જ્યાં જ્યાં રાજાએ એ સરખાપણું આપવામાં અંતરાય નાખ્યો છે ત્યાં ત્યાં એ સરખાપણાની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે લોકોએ ઝુંબેશ ઉઠાવી છે; એ વાત ઇંગ્લેંડના દરીઆપારના પ્રદેશોના ઇતિહાસમાં સ્પષ્ટ છે. ફ્રાન્સ, જર્મની, રશિયા વગેરેમાં પણ એક સરખોજ ઇતિહાસ છે. ખરૂં કહીએ તો મનુષ્ય સ્વભાવનો એ ઇતિહાસ છે.

આ ધોરણે આપણે અત્યારે હીંદની બે રાજ્ય સંસ્થા—હિંદીહીંદ અને બ્રિટિશહીંદને—તપાસીએ. બ્રિટિશહીંદ, બ્રિટનના શહેનશાહનું રાજ્ય છે. એ સ્થાપિત થયું ત્યારથી ન્યાયની અદાલતો, સંરક્ષણ માટેનું લશ્કર અને ગુન્હા અટકાવવા માટેની પોલીસ ફોજથી સુંદર રીતે હીંદની વ્યવસ્થા ચાલે છે. ઇતિહાસનાં જુનાં પાનાં તપાસીએ તો એક તરફથી જેમ ઇંગ્લેંડના બચાવ માટે હીંદનો ઉપયોગ થયો હશે, તેમ ન્યાયની દૃષ્ટિએ પણ ઘણા અધિકારીઓ હીંદ માટે મર્યાના દાખલાઓ મળી આવશે. દેશની પ્રજા અધિકારીને તાબે રહી ત્યાં સુધી ન્યાય અને સ્વાર્થનાં ત્રાજવાં ઘણે ભાગે સમતોલ રહ્યાં હતાં. બ્રિટનના દરીઆપારના બધા પ્રદેશો જેમ જેમ બ્રિટનની પદવી ઉપર આવતા ગયા તેમ તેમ હીંદને પણ તાજ નીચે એવાજ માનથી રહેવાની સ્વાભાવિક ઇચ્છા

થઈ. પ્રથમ તો એને પોષવામાં પણ આવી. પણ એ પોષણ લોકોને એટલું જૂજ જણાયું કે એણે વિશેષ માનની માગણી કરી. લોકોથી એ વાત ભુલાઇ ગઈ લાગે છે, કે પશ્ચિમના લોકો પોતે જ ત્યાંની સત્તાને લશ્કર પૂરું પાડે છે, એની રાજ્ય પદ્ધતિમાં પોતે જ પોતાથી પોતાના ઉપર કર નાંખે છે, કેળવણીની સંસ્થાઓ અને ધાર્મિક સંસ્થાઓ પોતે યથેચ્છ નભાવે છે અને કાળને અનુસરીને એમાં જે ફેરફારો કરવા એમને યોગ્ય લાગે છે એ ફેરફારો કરવાની તે તેટલી જ શક્તિ ધરાવે છે. આવી શક્તિવાળી પ્રજા ત્યાં રાજાને તોફાન વગર પોતાને અનુકુળ કરી શકે છે. હીંદમાં ઉપલી બધી વાતોનો અભાવ છે. સંરક્ષણનું લશ્કર બહારનું, કર સરકારની ઇચ્છાથી ભરવાના, ન્યાય અને પોલીસની નીમણુંક પણ સત્તાના જ હાથમાં. એ પરિસ્થિતિમાં રાજ્યસત્તાની સામે, પશ્ચિમની પ્રજાના જેટલું જોર કરવું એ હથિયાર વગરનાં ટોળાંએ, હથિયારબંધ લશ્કરની સામે સામનો કરવા જેવું ગણાય. આ વાત ભુલાઇ ગઈ અને એક વાવટા નીચે છીએ, તો બધા એક જ રાજ્યની પ્રજા હોઇ સરખાં સ્વાતંત્ર્યને યોગ્ય છીએ, એવું માનસ ઘડાઇ જવાથી સત્તા અને પ્રજા વચ્ચે સહાનુભુતિની આપલેને બદલે ખેંચતાણની ઝુંબેશ ઉત્પન્ન થઇ. ધીમે ધીમે પણ આપવું આવશ્યક છે એ વાત જાણ્યા છતાં, સત્તાએ પકડી રાખવાનો આગ્રહ કર્યો અને "નબળાં પણ ઝાઝાં" એ સત્ય સત્તાની નજર આગળથી બહાર રહ્યું. પરિણામ એ આવ્યું કે સત્તાની એવી માન્યતા થઈ કે પ્રજાને કેટલુ આપવું જોઇએ તેનો વિચાર તો સત્તા જ કરી શકે, એ વાત પ્રજાના પોતાના લાભની છે, એમ સમજાવટ કરીને સમજાવવાને બદલે હઠથી સમજાવવાનો પ્રયત્ન થયો. અને સત્તા તથા જન-સમાજના માનસના ઘર્ષણમાંથી, એવો અનર્થ થયો કે સામાન્ય કાયદાના રાજ્યને બદલે અસામાન્ય કાયદાઓ ઘડવાની જરૂરીઆતમાં ડહાપણ લાગ્યું.

હાલના ઓર્ડીનન્સોની હયાતી આ ઇતિહાસમાંથી ઉદ્ભવી છે, એમ ઇતિહાસના અભ્યાસીને જણાશે. હીંદના ઓર્ડીનન્સો સંબંધી વિચારો અત્યારે લખવાનો પ્રસંગ નથી. તેમ એવો પ્રયત્ન એ ઓર્ડીનન્સોથી વિરૂદ્ધ વર્તન ગણાય એમ પણ બને. આપણે

અત્યારે દેશી રાજ્યોને અંગે ઓર્ડીનન્સોનો સંબંધ તપાસવા બેઠા છીએ. આ નિબન્ધનું મથાળું એટલા માટે જ છે.

ઓર્ડીનન્સ એટલે લોકોને સાથે લઇને નહીં, પણ રાજાની ઇચ્છા પ્રમાણે કાયદો કરીને સત્તા ચલાવવાની પદ્ધતિ. સિદ્ધાંત તરીકે અમે એની ના પાડવા તૈયાર નથી કે કોઇ કોઇ વખતે દરેક દેશમાં એવી પરિસ્થિતિ ઉભી થવાનો સંભવ છે કે જ્યાં લોકો માને જ નહીં તેને પરાણે મનાવવાની જરૂરીઆત ઉભી થાય છે. પરંતુ પશ્ચિમની રાજસસત્તાના દૂરના દેશોમાં ઓર્ડિનન્સોની જરૂરીઆત એ એક વાત છે. અને હીંદમાં–હીંદમાંના કોઇ રાજ્યને–પોતાની પ્રજા ઉપર ઓર્ડીનન્સોની રૂઢિથી રાજ્ય કરવાની જરૂરીઆત એ બીજી વાત છે. કોઈપણ વિષયનું ઇતિહાસની દૃષ્ટિએ વર્ણન કરીએ ત્યારે અભ્યાસની નિખાલસ દૃષ્ટિથી એ વર્ણન થાય નહીં ત્યાંસુધી તેનું ખરૂં સ્વરૂપ સમજાતું નથી. એટલે બને તેટલું તે સ્વરૂપ સ્પષ્ટ કરવામાં વખતે ગમે તેટલી નિખાલસ ( Unprejudice ) નજરથી આ વિષય ચર્ચાશે તો પણ તેમાં એક યા બીજા પક્ષને ઠીક ન લાગે એવું કંઈક ક્યાંક આવી જવાનો ભય છે. પણ આ વિષય એક નિબંધની દૃષ્ટિથી લખ્યો છે, દેશી રાજકર્તાના અને તેની પ્રજાના હિતની દૃષ્ટિથી લખ્યો છે, એટલે તદ્દન સીધી સડક ઉપર ચાલતાં ચાલતાં પણ, સકારણ કોઈ જગ્યાએ ચિતરવાની આવશ્યકતા હોય, એવી પીંછી વાપરવી પડે તો તે ક્ષંતવ્ય ગણાશે.

મૂળ વિષય ઉપર આવીએ.

પ્રથમ તો જે એક વાત સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે, તે એ છે કે ઓર્ડિનન્સ એ, ટુંક મુદતની હયાતી ભોગવનારા ધારાઓ છે, અને લાંબો વખત ટકવાના નથી. બીજી વાત એ છે કે બ્રિટીશ સરકાર અમુક પ્રવૃત્તિને દાબી દેવાનો ઇરાદો જાહેર કરે છે; તેની સાથે એમ પણ સ્પષ્ટ જાહેર કરે છે, કે હીંદને અન્ય સંસ્થાનોના જેવું જ સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનું છે; એટલે લોકો સહન કરતાં કરતાં એમ આશા રાખે છે કે આ સહિષ્ણુતા એ, સ્વરાજ્ય માટે આપેલી કિંમત છે. મહાન સમ્રાટની ઈચ્છાઓ ઉપર વિશ્વાસ રાખીએ. થોડા વખતના સખત કાયદાને લાંબુ આયુષ્ય નથી એ

વાત પર રહીએ; એટલે એ કાયદાને વાપરનારા તરફ વર્તમાનમાં જે કંઇ વિરૂદ્ધ ઉર્મિ ઉદ્ભવે તે સ્વરાજ્ય મળે ત્યારે ઉપકારવૃત્તિમાં બદલાઇ જાય. એટલે મા બાપનો ગુસ્સો, જેમ બાળકોને પ્રેમ ચૂમીઓમાં પરિણમે છે એવું પરિણામ, હીંદના અત્યારના ઘર્ષણવાળા વાતાવરણમાંથી ઉદ્ભવે. એ રીતે બ્રિટનને ઓર્ડિનન્સો ભલે ફાવે; પણ દેશીરાજ્યોને ઓર્ડીનન્સ પદ્ધતિ બીલકુલ ફાવે એવી નથી; એ વાત સ્પષ્ટ સમજાય તેમાં સરકારનું, રાજ્યોનું, આખા હિંદનું અને પ્રજાનું હિત છે.

ઓર્ડીનન્સોની માઠી અસર એકલા સમજુ વર્ગના માણસોમાં નહીં પણ અણુસમજુ વર્ગ—સ્ત્રી વર્ગ અને બાળવર્ગમાં પણ પ્રસર્યા વગર રહેશે નહીં. એ અસરનો પ્રત્યવાય બ્રિટિશ હીંદને મળેલા સ્વાંતગ્યથી થઇ રહેશે. પણ જે દેશીરાજ્યોમાં ઓર્ડીનન્સ પદ્ધતિએ કામ લેવાશે, ત્યાં ઓર્ડીનન્સોથી ઉત્પન્ન થતી લાગણીઓના બદલામાં શાંતિનો કયો મલમ રાજાએ પ્રજાને આપવાનો છે, એમ એમની પ્રજા સવાલ કરશે ત્યારે એનો ઉત્તર નથી. એટલા માટે નાના કારણુસર ઓર્ડીનન્સ જેવી સખ્ત કાયદા પદ્ધતિ, ખાસ કારણ વગર દાખલ કરવી એ દેશીરાજ્યોની હસ્તિના મૂળમાં વિષ રેડવા બરાબર અમને તો લાગે છે.

રાજાઓ આ દેશની જ વ્યક્તિઓ છે. અત્યારે એમની વિરૂદ્ધ બ્રિટિશ હીંદમાં ગમે તેવી લાગણી ફેલાવવામાં આવતી હોય, પણ એમની પોતાની પ્રજામાં તો હજી તેઓ તરફ લોકો ભક્તિથી જુએ છે. રાજાઓ તરફથી બધી જાતની મદદની તેઓ આશા રાખે છે અને મોટે ભાગે એ મદદ મેળવે છે પણ ખરી. હજી રાજા અને પ્રજાનો મોટો ભાગ પૂર્વની પદ્ધતિએ રાજ્ય ચલાવવાની અભિલાષાવાળો છે. તેવા વખતમાં માત્ર બ્રિટિશ હીંદના એક ભાગમાં છે માટે હીંદના આ દેશીભાગમાં પણ પશ્ચિમની રીતિ દાખલ થવી જોઇએ એમ મનાઇ જશે તો પશ્ચિમ પોતાની પ્રજાને જે સ્વાયત્ત તંત્ર આપશે, એવું સ્વાયત્ત તંત્ર રાજાઓએ પણ પોતાની પ્રજાને આપવાની તત્પરતા બતાવવી પડશે. જો એ તત્પરતા હોય તો ઓર્ડીનન્સોનો વિચાર કરવો. જો એ તત્પરતા ન હોય, તો સ્ટેટોમાં ચાલતા કાયદા પ્રમાણે રાજ્યતંત્ર ચલાવ્યે જવું. રાજા અને પ્રજા

વચ્ચેનું વૈમનસ્ય ઉત્પન્ન કરવા જેવી વસ્તુ નથી. એક વખત વૈમનસ્ય થયું કે બન્નેના જીવનમાં દુઃખરૂપ પરિણામ ઉત્પન્ન થાય છે.

જનતામાં એક સ્વતઃસિદ્ધ ગુણ છે, તે એ છે કે પરાણે તાબેદારી એ સતત ટકી રહે એવી વસ્તુ જ નથી. જનસમાજ એ, અતૂટ વહેતું વહન છે. સત્તા વ્યક્તિગત રીતે નાશવંત વસ્તુ છે, એ વાત ખૂબ યાદ રાખવા જેવી છે. દેશી રાજ્યોની પ્રજા ખોળામાં બેસાડી શકાય એવી છે. એ હજી બેસવાને દોડી પણ આવે છે. એને ધકેલીને બાળકની પેઠે હડસેલી મૂકવામાં ભૂલ થાય છે.

એક વાત ઇતિહાસની દૃષ્ટિએ સ્પષ્ટ કરવી પડે છે. તે એ છે કે સરકારની સાથે દેશીરાજ્યોનો જે કરારી સંબંધ છે, તેમાં, સરકારને વિષમ અવસરે મદદ કરવાની દરેક દેશી રાજ્યની ફરજ છે. લડાઇ થાય તો રાજ્યોએ સાથે ઉભા રહેવું જોઇએ, સલાહ થતાં નુકસાનમાં રાજ્યોએ પોતપોતાની સ્થિતિ પ્રમાણે સહન કરવું જોઇએ અને માગવામાં આવે ત્યારે નિખાલસપણે મદદ કરવી જોઈએ, એ બધું ખરૂં છે અને ફરજ તરીકે કરવા જેવું છે. પણ નાના કારણસર પ્રમાણ કરતાં વધારે કરી બેસીને જોખમ વહોરવા જેવું થશે તેમાં, સરકારની પણ એવી સલાહ મળે એમ વિશ્વાસ છે કે નાહકનું તમારી અને તમારી પ્રજા વચ્ચે વૈમનસ્ય થઇ બેસે એવું કાંઇ કરાવવાની સરકારની ઈચ્છા નથી. કારણકે આપણે જાણીએ છીએ તેમ સરકાર પણ દેશી રાજ્યો તરફની પોતાની મૈત્રીભાવવાળી ફરજોની બરાબર કીંમત આંકે છે. અને જે દેશી રાજ્ય, રાજકારણને લીધે મુશ્કેલીમાં આવી પડે છે તેને સરકાર સાહાય્ય કરે છે. અને તેની સ્થિતિ જળવાઇ રહે એવી મદદ–જરૂર પડે તો લશ્કરની પણ મદદ–સરકાર કરે છે. તેનો કાશ્મીરનો તાજો દાખલો અત્યારે આપણી નજર આગળ છે.

એટલે જરૂરીઆત પ્રમાણે પરસ્પર સાથે ઉભા રહેવાની વાત કબૂલ કરતાં કરતાં પણ એટલું સ્પષ્ટ કહેવાની આવશ્યકતા છે કે જે કારણોને લીધે બ્રિટિશ હીંદમાં ઓર્ડીનન્સો કાઢવા પડ્યા છે, તે કારણો દેશીરાજ્યોમાં ન હોય છતા, ઓર્ડીનન્સ કાઢીને પોતાની પ્રજાના માનસને નાહકનું ખળભળાવવું એ ઉતાવળ ગણાય. દેશી

રાજ્યોની પ્રજા રાજાઓ પાસેથી રાજ્ય ખુંચવી લેવા માગતી નથી. અને રાજ્ય જવા બેસે ત્યારે એ પ્રમાણે કરવું તે બરાબર ગણાય, પણ એવું દેશી રાજ્યોમાં જ્યાં છે નહીં ત્યાં અસાધારણ કાયદાતંત્ર ઘડી બેસવું એ રાજકીય દૃષ્ટિએ પણ અજુગતું છે. કારણ વગર આપણે પાડોશી સાથે પણ બગાડતા નથી તો પછી પ્રજાનાં મન ઉંચાં કરવાની અયોગ્યતા તો સર્વથી સમજી શકાય એવી છે. સત્તા વાપર્યા વગર સત્તાની હયાતીનું ભાન પ્રજાને રહ્યા કરે એ સત્તા જ ખરી જામેલી સત્તા છે. જે સત્તા જોરથી બતાવ્યા સિવાય પ્રજાના ધ્યાનમાં આવે નહીં તે સત્તામાં અસ્થિરતાનો ભય છે. રામરાજાને તરવાર લઈને પ્રજાને તાબે રાખવી પડેલી નહીં. એથી તો આજ પણ એનું નામ સ્મરણપટ ઉપર ગુંજ્યા કરે છે. ત્યાર પછી ઘણાં રાજ્યો થઇ ગયાં અને પાદશાહતો સ્થપાઈ ગઈ પણ જે સત્તા, લોકોના ભય ઉપર પોતાની નિર્ભરતા માને છે, એને ઇતિહાસના પાઠોની ખબર નથી, એમ કહેવાની જરૂર નથી. રાજાઓની મીઠી નજર માત્રથી પ્રજા હજી હસે છે. એના પગ આગળ બેસીને પોતાને કૃતકૃત્ય માને છે. બ્રિટિશ હીંદમાં જે માણસો મોટા અધિકારીઓ સાથે સરખાપણાનું અભિમાન રાખે છે, તેઓ પણ રાજાઓ પાસે અતિશય નમ્રતાથી વર્તતા આપણે જોઇએ છીએ. એનું કારણ હીંદની જુની સંસ્કૃતિ છે જુના રાજાઓનાં રાજ્યત્વનાં સ્મરણ હજી પ્રજામાં છે એની એ નિશાની છે. થોડાક નરેશો બાદ કરતાં, બીજા નરેશોની લોકપાલન તરફની અભિરુચિની પણ એ નિશાની છે. એ બધું, વગર કારણે દેખાદેખીથી, ઓર્ડિનન્સોની નવીન પદ્ધતિ દાખલ કરીને ગુમાવી બેસવું એ, એવો મોટો રાજકીય સટ્ટો છે, કે જેમાં લાભના કરતાં ગુમાવવાનું ઘણું છે.

ખાત્રી છે કે આ પૃથક્કરણને સરકાર તરફનું પણ અનુમોદન મળે એવું છે. કેમકે એ પણ દેશી રાજ્યનું શુભ ઇચ્છે છે. અને જોઇએ ત્યારે મદદ માગતાં માગતાં, કારણ વગર માત્ર વિવેકને ખાતર રાજ્યો, પોતાની હયાતીને નુકસાન કરે નહીં એવી એની ખાસ ઇચ્છા છે, એમ જેઓ જાણે છે તે જાણે છે.

માર્ચ-એપ્રીલ' ૩૨.



# સ્વરાજ્ય પક્ષ

હીંદ ઉપર અંગ્રેજોનું રાજ્ય છે છેલ્લાં લગભગ એક હજાર વર્ષથી હીંદને નસીબે પરદેશી રાજાઓનો કાળ લખાયેલો છે એ અફસોસની વાત ઘણાઓ માને છે. અને છે પણ ખરી. પણ ઈશ્વરના રાજ્યશાસનમાં એક એવો મહાન નિયમ છે કે માણસને કર્મ અને યોગ્યતા પ્રમાણે ફળ મળે છે. હીંદનાં કર્મ અને હીંદની વર્તણુક કોઈ લાંબા ભૂતકાળમાં જરૂર એવાં થયાં હશે કે જેનો પાકકાળ હજુ પણ જાણે લાંબા વખત સુધી ચાલ્યા જ કરશે. ઇચ્છા રાખવા પ્રમાણે ફળ થતું નથી. પણ વાવેલાં વૃક્ષ પ્રમાણે ફળ ઉગે છે. બાવળો વાવીને કેરીની ઈચ્છા જેમ નિષ્ફળ છે, તેમ અનિચ્છનીય ચારિત્ર્યમાંથી આત્માની કે વ્યવહારની કેળવણી મેળવી શકાય નહીં. એ ન્યાયે હીંદ, આજ જેવું છે તેવું છે. અને ભૂતકાળના પાપને લીધે જે દુઃખમય જીંદગી તે આજ ભોગવી રહ્યું છે તેમાંથી તેણે મુક્ત થવું હોય તો માત્ર વ્યક્તિગત નહીં પણ સમગ્ર દેશની વર્તણુક એવી થવી જોઇએ કે જેમાંથી સુંદર ભવિષ્ય ઉગે.

હાલની રાજ્યસત્તા પરદેશી છે છતાં જો હીંદ ઇચ્છે તો એમાંથી ઘણું હિત પ્રાપ્ત કરી શકે એવા સ્વભાવની એ સત્તા છે. અંગ્રેજ પ્રજાનું માનસ લોક સ્વાતંત્ર્ય અને વ્યક્તિ સ્વાતંત્ર્યને પોષનારૂં છે. અને તે ધોરણ ઉપર એ પ્રજાને એટલો બધો વિશ્વાસ છે કે એ કારણથી જ દુનિયાની સર્વ પ્રજામાં ઈંગ્લેંડ—અંદર અંદરના ગમે તેટલા તેવા મતભેદ છતાં—લોકને સંતોષી પોતાનું રાજ્ય, બીજા દેશોના પ્રમાણમાં સુખરૂપ ચલાવી શકે છે. આવા માનસવાળી પ્રજાને બીજા દેશો ઉપર રાજ્ય કરવાનું પ્રાપ્ત થાય છે, ત્યારે

પોતાના દેશના અનુભવમાંથી ઉત્પન્ન થયેલા માનસને અનુસરીને એ પ્રજા બીજી પ્રજા ઉપર પણ એ પદ્ધતિએ જ રાજ્ય કરવાની પ્રણાલિકા ઉપર ધીમે ધીમે મુસાફરી કરે છે.

માનસશાસ્ત્ર ( Psychology ) નો એ નિયમ છે કે વર્તણુક, સ્વભાવને અનુસરીને અને સ્વભાવને અનુકુળ રહીને વહ્યા કરે છે. એનો પ્રત્યક્ષ દાખલો હીંદમાં એ છે કે સ્વતંત્ર સત્તાથી કામ કરવા છતાં, ઈંગ્લેંડે ધીમે ધીમે પણ પ્રજાનો અવાજ રાજ્યતંત્રમાં દાખલ કર્યો અને જગતના બીજા દેશોમાં થઇ રહેલી પ્રગતિ અને ચાલી રહેલી ચળવળને પરિણામે હીંદમાં અત્યારે લોકેચ્છાના ધોરણ ઉપર રાજ્યતંત્રમાં ફેરફાર કરવાની જરૂરીઆત માટે ઈંગ્લેંડ તૈયાર થયું છે. એમાંથી હીંદનું ખરૂં હિત સચવાય એવું ફળ મેળવવું હોય તો એ તૈયારીને પોષે એવી વર્તણુક હીંદે ગ્રહણ કરવી જોઇએ.

રાજા અને પ્રજા એ બન્નેનો પરસ્પર શોભે એવો સંબંધ કરવો હોય તો રાજા તાબે અને પ્રજા ઉચ્છૃંખલ એ વિચારશ્રેણિને મુકી દેવી પડશે. બીજાને ધોકા મારીને સુખ મેળવી શકાય છે એમ માનનારાઓ મોટી ભૂલ કરે છે રાજ્ય જેમ તરવાર કે ભાલાઓથી સદા જાળવી શકાતું નથી તેમ પ્રજાની ભક્તિ પણ શાસન પદ્ધતિથી વિમુખ થઇને ઉચ્છૃંખલ જોર કરવાથી સ્થાયી રાખી શકાતી નથી. જેમ કુટુંબમાં મોટાં થતા જતાં બાલકો ઉપર પિતા જોહુકમીથી કાબુ રાખી શકતો નથી તેમ રાજ્ય પણ શરીરમાં, માનસમાં, જ્ઞાનમાં અને ઇતિહાસના તોલનમાં આગળ વધતી જતી પ્રજાને લાકડીના દંડાથી હાથમાં રાખી શકતું નથી. ગૃહવ્યવહાર જેમ સ્નેહથી, પ્રેમથી, પરસ્પરની આપ–લેથી, નાનાઓને માટે મોટાઓએ ભોગ આપવાની તૈયારીથી અને નાનાઓની તરફેણમાં કાળ છે એવી સમજ બુદ્ધિથી સાચવી શકાય છે તેમ રાજ્ય પણ સત્તા માત્ર વ્યક્તિગત છે અને પ્રજાનો ધોધ અખંડિત–સતત વહ્યા કરે છે એવી બુદ્ધિથી, રાજસ્થાન એ મોજમજા ભોગવવાના હકનું સ્થળ નથી પણ મોટી જવાબદારીની ઉપાધિ છે એ ભાનથી, જેમ સ્થાન ઉંચું તેમ વિવેક અને નમ્રતાની વિશેષ અગત્ય એ વસ્તુના જ્ઞાનથી અને શક્તિના પ્રમાણમા દાન તથા બીજાને માન આપવાની તૈયારીથી સાચવી શકાય છે.

આ તત્ત્વજ્ઞાન, જગતમાં–પાદશાહોમાં, નરેશોમાં કે સામાન્ય મનુષ્યોમાં–ઉત્પન્ન થવાને હજી કોણ જાણે કેટલાં વરસો જોશે ? પરંતુ બધા દેશોમાં પ્રજા અત્યારે જે ધોરણે આગળ ધપ્યે જાય છે એ ધોરણ ઉપર હીંદને પણ આગળ વધ્યા વગર છુટકો નથી, એમ દેખાય છે. તો હવે એ ધોરણે હીંદમાં હાલ કેટલા પ્રવાહો વહી રહ્યા છે તેનો વિચાર કરીએ.

ઉપર કહ્યું તેમ પ્રજાને યોગ્ય રસ્તે આગળ વધવા દેવાથી જ રાજ્યનું સ્થાયીપણું સાચવી શકાય છે એવી માન્યતા ધરાવનારૂં ઇંગ્લેંડ, હાલ હીંદુસ્તાનને પ્રજાકીય જવાબદારીવાળી રાજ્યપદ્ધતિ આપવા તૈયાર થયું છે. એ પ્રજાકીય જવાબદારી પૂર્ણાંશે ન હોય એ દેખીતું છે પણ જેટલી આપવામાં આવશે તેમાંથી કાળે કરીને પૂર્ણ પ્રજાકીય જવાબદારી ઉદ્ભવ્યા વગર રહેવાની નથી, એમ માનવાને કારણ છે. ધસતો જતો ધોધ આગળ જ પ્રયાણ કરે છે. ઉંચાણમાંથી વહેતું પાણી નીચે વહેવા માંડયા પછી પાછું ઉંચાણના મૂળ તરફ જેમ જતું નથી તેમ પ્રજામાં થવા માંડેલી પ્રગતિનો પ્રવાહ આગળ જ વહ્યા કરવાનો એ પ્રભુ નિયમ છે. એટલે જો એ પ્રવાહ, સુવ્યં-વસ્થિત રીતે–અને જે બે કાંઠાઓ વચ્ચે તે વહે છે એને તોડીને તેની ધૂળ અને ગારાને પોતામાં મેળવ્યા વગર–ચાલ્યો જશે તો તેમાંથી ખરા હિતનીજ આશા રાખી શકાય. દરેક પ્રવાહને અંતરાયો તો આવ્યા જ કરે છે. અને અંતરાયોના એવા ભાનથી જેમ બીજા દેશોમાં મંડળો બંધાયાં છે તેમ હીંદમાં પણ જુદા જુદા વિચાર-વાળાં માણસોનાં જુદાં જુદાં મંડળો બધાવા માંડયાં છે. નરેશો, પોતાના વિચાર પ્રમાણે પોતાના હિતનું વિચાર મંડળ બાંધી રહ્યા છે. હીંદુઓ બીજી કોમને ગૌણ ગણીને પોતાના હિતનું મંડળ બાંધે છે. મુસલમાનો ધર્મના વધારે પડતા વઘારવાળા હોવાથી પોતાની દૃષ્ટિએ પોતાની જુદી સંસ્થા બાંધે છે. દેશી ખ્રીસ્તીઓ આ દેશનાં બાળકો હોવા છતાં પોતાના સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખી રહ્યા છે. અને વેપાર અર્થે આવેલા યુરોપીઅનો વ્યાપારી દૃષ્ટિના તાન-વાળા હોવાથી પોતાનાં મંડળો ( Chambers ) ની ઘટના કરે છે. જ્યારે બીજી તરફથી પંજાબના શીખો ભૂત ઈતિહાસ ઉપર નજર રાખીને પોતાનું વ્યક્તિત્વ જુદું રાખવા મથી રહ્યા છે. એક જ એવી

કોમ છે અને તે નાની છે છતાં એમ સમજી રહી છે કે જુદું વ્યક્તિત્વ એમના હિતનું નથી. એટલે એ કોમ તો સમગ્ર હીંદના હિતમાં પોતાનું હિત સમજી રહી છે. જે કોમ પારસીની છે.

કોઇ પણ લશ્કરમાં અંદરો અંદર જુદું જુદું પોતાનું હિત જાળવનારૂં ટોળું હોય, તો જેમ યુદ્ધમાં સરલતા પડતી નથી તેમ જે દેશમાં, દેશ સમગ્રના હિત તરફ દૃષ્ટિ રાખવાને બદલે વ્યક્તિગત મંડળો પોતપોતાના હિત તરફ દૃષ્ટિ રાખે છે ત્યાં દેશનું હિત ન સધાવાને લીધે કોમનું પણ ખરૂં હિત સાચવી શકાતું નથી. હીંદમાં અત્યારે એ સ્થિતિ છે, એ કમનસીબી છે, એ વાત કબૂલ કરવા છતાં એ કમનસીબી આપણે આપણા કર્મથી ઉત્પન્ન કરી છે એમ કહ્યા વગર ચાલે એમ નથી. એક ઘણો જ સામાન્ય પણ હમેશાં દૃષ્ટિગોચર થતો દાખલો લઇએ. આઠ દશ શ્વાનોની વચમાં એક રોટલો નાખવામાં આવે છે ત્યારે દરેક શ્વાન એ આખો રોટલો પોતે ખાવાને ઇંતેજાર હોવાથી એમાંનો એક પણ શ્વાન એ રોટલા તરફ જતો નથી. પણ પ્રથમ એક બીજાના કાન ફાડે છે. અને તે એ અભિમાનમાં કે હું એકલો જીવતો રહીશ એટલે વગર અંતરાયે આખો રોટલો જમી શકીશ. આ પ્રમાણે હીંદમાં અત્યારે બની રહ્યું છે તે ઘણુંજ શોચનીય છે.

આવી સ્થિતિમાં દેશનું ખરૂં હિત સાધી શકાય નહીં, એ ભાનથી એક જ વ્યક્તિ એવો પ્રયત્ન કરી રહી છે કે સ્વાર્પણની એક મોટી વેદીમાં વ્યક્તિગત સ્વાર્થને હોમી દેવો. એ વ્યક્તિનો ભગીરથ પ્રયત્ન છે કે જેવું માનસ પોતાનું છે તેવું માનસ દેશના દરેક જણનું થાય. પ્રભુના જે જે અવતારો થઇ ગયા તેઓએ એવા ઘણા પ્રયત્નો કર્યા, પણ તે અવતારી પુરૂષો થાકીને અને મનુષ્ય સ્વભાવની વિચિત્રતાથી ખેદ પામીને સ્વધામમાં પધારી ગયા. આજે એવો પ્રયત્ન ફરીથી થાય છે. ફેર માત્ર એટલો છે કે દરેક અવતારે ભક્તનું પાલન અને દુષ્ટોનું દમન કરવાની નીતિ સ્વીકારી હતી. પણ હાલનો એ મહાપુરૂષ, ભક્ત કે દુશ્મન એ બે વચ્ચે ભેદ રાખતો નથી. દરેક મનુષ્ય પછી તે ગમે તે ધર્મનો હોય, ગમે તેવો સ્વાર્થી હોય, ગમે તે વિચારનો હોય પણ સર્વને મનુષ્ય તરીકે સરખા હક છે એમ માની સમદૃષ્ટિથી

જુએ છે. એટલે ભેદબુદ્ધિમાંથી જે વિષમતા અને કલેશ થાય છે એ કલેશ મટાડવા એ, એનું ધ્યેય છે એમ નિષ્પક્ષપણે કોઈ પણ વિચારનારને લાગ્યા વગર રહે નહીં. આ ધ્યેય પાર પડે છે કે કેમ તે જોવાનું છે.

જન સ્વભાવની વિચિત્રતા એવી અવર્ણનીય છે કે એની સફળતા વિષે ચોક્કસપણે વિચાર બાંધી શકાય એવું નથી. છતાં એ વાત તો નિઃસંદેહ છે કે એ પ્રયત્ન તરફ જોવાની જેમ ઘણાં માણસોની સુબુદ્ધિ એના પ્રમાણમાં હીંદના ખરા હિતની સફળતા. રાજા અને પ્રજાની એકતા તરફ એની દૃષ્ટિ છે એમ સ્પષ્ટ દેખાય છે. કેમકે એ માને છે કે એ બે જુદી દેખાતી પણ ખરૂં જોતાં એક પક્ષની એ સંસ્થા છે. આ એકતા સાધવા માટે હાલના જમાનામાં જે મંડળ તરફ મોટી સંખ્યાનું લક્ષ હોય એવુ મંડળ બાંધવાનો પ્રયત્ન થઈ રહ્યો છે.

લગભગ ૫૦ વર્ષ ઉપર દેશના કેટલાક સુચરિત અને હિતેચ્છુ-ઓએ હીંદમાં કોંગ્રેસની સ્થાપના કરી હતી. યુરોપીઅનો, હીંદુ, મુસલમાન, શીખ, પારસી, દેશી ખ્રીસ્તી એમ બધી કોમો તેમાં ભાગ લેતી હતી. આ સંસ્થા તરફ મોટા ભાગની સુવૃત્તિ હોવાના સબબે એ સંસ્થા હજી નામધારી રહી છે. ઇચ્છા પ્રમાણે કોંગ્રેસની પદ્ધતિ ન દેખાઇ ત્યારે એમાંના કેટલાકની ઇચ્છા, કાળ રજા આપે તેના કરતાં વધારે ઝડપથી દોડવાની થઇ. જેને લીધે એ મંડળમાં મતભેદ થવા માંડ્યો. વય અને અનુભવમાં વિશેષતા ધરાવનારા પોતાને વિનિત ( Moderates ) વર્ગમાં ગણાવવા લાગ્યા. ઉતા-વળી વૃત્તિવાળાઓએ ઉદ્દામ ( Extremists ) મંડળ બાંધ્યું. એ એનાં ઘર્ષણમાંથી, આવા મતભેદ ન હતા ત્યારે જે રાજસત્તા આખી પ્રજા ઉપર સમદૃષ્ટિથી જોઈ રહી હતી તેને, પોતાના પરિઘમાં આક્રમણ થવાનો સંભવ લાગવાથી એણે પણ પ્રસંગને અનુસરીને એક યા બીજા પક્ષમાં ભળી જવાની પ્રણાલિકા શરૂ કરી. અને તેને લીધે પરસ્પર પક્ષોમાં જેમ વિશાદ થયો તેમ સત્તા અને પક્ષો વચ્ચે પણ વિશાદ ઉત્પન્ન થયો જેનું પરિણામ આપણને હાલ દેખાઇ રહ્યું છે. એમાં નથી પ્રજાને લાભ કે નથી

સત્તાનું હિત. ગમે ત્યારે પણ એ બન્નેને ભેટ્યા વગર છુટકો જ નથી. જો હીંદે હીંદ રહેવું હશે તો.

એ આશય ઉપર દોર રાખીને અત્યારે સ્વરાજ્ય પાર્ટી બંધાઈ રહી હોય એમ લાગે છે. વર્તમાનપત્રોથી જેટલું જોઇ શકાય છે તે ઉપરથી દેખાય છે કે બધી કોમો, બધા ધર્મવાળાઓ અને જુદા જુદા મતો છતાં હીંદના હિત તરફ દૃષ્ટિબિંદુ રાખનારાઓ: એ બધાએ સાથે મળીને હીંદની પ્રગતિ કરવી એવા વિચારથી આ મંડળ સ્થાપ્યું છે. જે જુદી જુદી રાજકીય મંડળીઓ છે તેના સૂત્રના ગર્ભમાં ઉંડા ઉતરવામાં આવે તો જણાયા વગર રહેશે નહીં કે હીંદનું રાજ્ય હીંદીઓના હાથમાં રહે એવી તે દરેકની ઇચ્છા છે. માગણી પણ એવી જ છે. યોગ્યતા પ્રમાણે હોદ્દાઓ મળે, વ્યક્તિગત સ્વાતન્ત્ર્યમાં આક્રમણ ન થાય, હીંદના હિત તરફ બીજાં બધાં હિત કરતાં પ્રથમ દૃષ્ટિ રહે અને સમગ્ર પ્રજા અંદર અંદરના વિખવાદ વગર ભાઇચારાથી રહી શકે, પ્રજાની સંમતિથી કાયદા બંધાય, કરોનો બોજો સર્વના ઉપર શકિતના પ્રમાણમાં પડે, ખોટી ચળવળને બદલે વિવેકભરેલા વર્તનવાળું ચારિત્ર્ય બંધાય— ટુંકમાં જે સ્વતંત્રતા પ્રભુ સમષ્ટિને આપી રહ્યો છે, એવી સ્વતંત્ર સત્તા, આ દેશની સત્તા, હીંદની પ્રત્યેક વ્યકિતને આપે અને કરમાંથી ઉત્પન્ન થયેલા ધનનો ઉપયોગ, જેની પાસેથી એ ધન કર રૂપે લેવાય છે તેના હિતમાં અને શુભમાં થાય, એવી વ્યવસ્થા આ સ્વરાજ્ય પક્ષ માગી રહ્યો હોય એમ ભાષણો અને વર્તમાનપત્રો-માથી જેટલું જોઇ શકાય તે જોતાં દેખાય છે.

પણ દરેક ટોળામાં હંમેશાં ઘોષ કરવાનું માનસ હોય છે. એવી ઘોષણામાંથી જેમ ભૂતકાળનાં બધાં મંડળોમાં વિખવાદ થયો છે એવો વિખવાદ ન થાય એ પ્રયત્નમાં જેને અત્યારે દેશ, સર્વ માન્ય વ્યક્તિ ગણે છે એવા એક નરની સલાહ ઉપર ચાલવાનું અત્યારે તો સ્વરાજ્ય પક્ષે પસંદ કર્યું છે, .એ એક સુભાગ્યની વાત છે. એ વ્યકિતની કામ કરવાની પદ્ધતિ માટે જુદા જુદા પક્ષોમાં ગમે તેટલો મતભેદ હોય તો પણ જે એક બાબતમાં તે સર્વ પક્ષો સંમત છે, તે એ છે કે એ વ્યક્તિના આશયની પ્રામાણિકતા. વિરોધીઓ પણ જેના આશયને શકની નજરથી જોતા

નથી, એવા માણુસની સલાહને માન્ય રાખવાની પસંદગી કરવામાં ડહાપણુ તો છે. અને છતાં ભય લાગ્યા વગર રહેતો નથી કે સ્વરાજ્ય પક્ષ જેમ એક વખત નિષ્ફળ ગયો હતો તેમ આ વખતે પણુ તે નિષ્ફળતાના ખડક ઉપર ફરીથી અથડાઇ પડે! જો કે તે અથડાઇ પડવાનું કારણુ ઘણું નાનુ છે, છતાં સચોટ પરિણામવાળું છે. અને તે એ છે કે મૂળ સિદ્ધાંતમાં એકતા ન હોય તો તે સ્નેહ સંબંધ લાંબો કાળ ટકતો નથી.

સિદ્ધાંતમાં આપ લે હોઇ શકે નહીં. આપ લે તો કોઇ નાની સુની વિગતોમાં કરી શકાય. સત્યથી ચાલવું એ લાભકારક છે કે ક્ષણુભરના જુઠાણામાં લાભ માનીને એ સત્યને છોડી દેવું એ લાભકારક છે? એ વિષય ઉપર જો મતભેદ હોય અને ગમે તે જોખમે સત્યને જો ટકાવી જ રાખવું એવો સર્વ માન્ય વિશ્વાસ ન હોય તો જેમ ધર્મ મંડળોનો વિનાશ થાય છે તેમ રાજકીય મંડળનું પણુ સમજવું. નિઃસ્વાર્થ, સમદ્રષ્ટિ, બધાએ સાથે મળીને ભોગવવાનું સુખ, દુઃખમાં પણુ સાથે ઉભા રહેવાની તૈયારી, વિરોધીઓ સાથે મતભેદ છતાં, તેના વિનાશમાંથી નિવૃત્તિ, માર ખાવો પણુ મારવુ નહીં એવો દૃઢ આગ્રહ, શરીરને તાબે રાખીને નહીં પણુ સામાના હૃદયને જીતી લેવાનો પ્રયત્ન—એ બધું જે મંડળમાં હશે તે મંડળનો અંતે જય છે. આવી માન્યતા એ સિદ્ધાંતો. આમાં તો આ નવા સ્વરાજ્ય પક્ષે શરીરને ભોગે પણુ તૈયાર રહેવુ પડશે; જો અંતિમ ફતેહ જોઇતી હશે તો સિદ્ધાંતમાં આવી દૃઢ એકતા રાખ્યા પછી નાની વિગતમાં આપ લે કરવાની જરૂર પડે ત્યારે તે કરવાની પહેલાં છુટ હોવી જોઇએ. જગતના બધા વ્યવહારમા, બધા સંબંધમાં, બધી મિત્રતામાં, બધા ગૃહવ્યવહારમાં અને આગળ વધીને કહીએ તો પરણિયત સ્ત્રી પુરૂષોમાં પણુ એવી છુટ હોય છે. જો એવી છુટ હોય નહીં તો લોક સંગ્રહ ટકી શકે જ નહીં.

નાના નાના મતભેદોમાંથી આખા મંડળનો નાશ ન થાય એટલા માટે સિદ્ધાંતને ચુસ્તપણે વળગી રહેનારાઓ, મતભેદ છતાં પણુ પરસ્પરની નાની નાની આપ લે હસીને કરી લે છે. સાથે સાથે સુખ દુઃખના સર્વ પ્રસંગો સાથે રહીને જ સહી લે છે. સ્વરાજ્ય પક્ષને આ પ્રમાણે કરવું પડશે. તે કરશે કે નહીં એ તો બહુ

ટુંકા વખતમાં જણાઇ રહેશે. કેમકે સમગ્ર હીંદ માટેનું જે નવુ રાજ્યબંધારણ સરકાર ઘડી રહી છે તેમાં સ્વરાજ્ય પક્ષ સિદ્ધાંતને ક્યાં સુધી વળગી રહે છે અને નાની નાની બાબતોમાં કરવી જોઈતી આપ લે કેટલા મોટા મનથી કરે છે તેના ઉપર એ પક્ષની પરીક્ષા છે.

જેના ઉપર વિશ્વાસ રાખવો ઘટે એવા કોઇ નેતાની સલાહ પ્રમાણે ચાલવાના નિશ્ચય ઉપર જ્યાં સુધી આ મંડળ રહેશે ત્યાં સુધી આશાને અવકાશ છે. પણ જ્યારે દરેક વિચારવંતને નેતા થવાની ઇચ્છા થશે ત્યારે એ મંડળમાં કોઇ. સૈનિક નહીં રહેવાને લીધે એનું લડાયક બળ ઓછું થશે અને તેમાંથી નિષ્ફળતા વગર બીજું કાંઇ ઉદ્ભવી શકશે નહીં.

પણ બીજું એક મોટામાં મોટુ નુકસાન તો એ છે કે દ્વેષથી કે જોરથી કોઇનું પડાવી લેવાની સતત ઇચ્છાઓ કેળવવાથી દેશ પોતે સત્તામાં આવશે ત્યારે પણ ખરા નરેશમાં, જે મહાનુભાવતા, ઉદારતા, કોઇનું લઈ લેવાની નહીં પણ સર્વનું જાળવી રાખવાની વૃત્તિ જોઈએ, તેમાંથી સત્તાધીશો વિમુખ રહેશે. અને તે વિમુખતાથી હાલની સત્તાને જે નુકસાન છે તેના કરતા વિશેષ નુકસાન તે વખતના હીંદને થશે. એથી ઉલટું આશા અને વિશ્વાસનું સ્થાન માત્ર એજ છે કે સુકાન તદ્દન નિઃસ્વાર્થ અને વિશ્વહિતૈષી માણસના હાથમાં છે. આ કઠિન કાળમાં દુઃખી થતી પણ ભક્ત ગોપીઓનો નીચેનો શ્લોક ઠીક બંધબેસ્તો છે.

जीर्णातरी सरिदतीव गभीरतोया ।
बालावयं सकलमेतदनर्थहेतुः ॥
विश्वास मात्रमिदमस्ति कृशोदरीणाम् ।
यन्माधवस्त्वमसि संप्रति कर्णधारः ॥

૨૦–૫–'૩૪

—:o:—

# સુખમય રાજ્યતંત્ર.

અંગ્રેજીમાં એક કહેવત છે કે "The least goverened is the best governed" એટલે કે લોકોની જીંદગી ઉપર સત્તા કે અમલનું જેટલું ઓછું દબાણ, તેટલી સુખમય રાજ્ય પ્રવૃત્તિ. લોકોના સ્વાતંત્ર્યમાં રાજ્ય વચમાં પડે નહીં અને રાજ્યને પણ નાહકનો સત્તાનો ઉપયોગ કરવો પડે નહીં. પરસ્પરનો એ સંબંધ, બન્ને બાજુની સુખમય જીંદગીના મૂળમાં છે.

ઉપરની દૃષ્ટિએ હીંદની અત્યારની સ્થિતિને સુધારવી હોય તો, શું સાદા ઉપાયો યોજવા જોઇએ તેનો વિચાર કરીએ.

લોકતંત્ર ( Democracy ) બહુ ખરચાળ છે, એમ કહેવામાં આવે છે. લોકમતને ઇંગ્લેંડમાં માન આપવામાં આવે છે. જ્યારે હીંદમાં લોકતંત્રથી નુકસાન થશે એમ ઇંગ્લેંડ કહી રહ્યું છે. આશ્ચર્યની વાત છે, કે જે વસ્તુ માણસને પોતાને પસંદ હોય છે, તેની પસંદગી બીજો કરે છે ત્યારે તે આડો આવે છે. મનુષ્ય સ્વભાવમાં એવું શું છે કે જ્યાં ઇર્ષાની આગળ બીજી કોઇ સારી મનોવૃત્તિ ટકી શકતી જ નથી ? છતાં એ વાત સાચી છે કે લોકશાસન ખૂબ ખરચાળ રાજ્યપદ્ધતિ છે. અને જ્યારે બહુ કર પડવાથી લોક સમગ્ર, કરના બોજામાં દબાયાને લીધે રાજ્યથી નાખુશ થાય છે ત્યારે તોફાન, ખુનામરકી અને રાજ્યક્રાંતિ થાય છે. કરો, કારણ વગરના પડી શકે નહીં એ છતાં, લોકોમાં માન પામે એવી સાદી રાજ્યનીતિ સ્થપાય તો લોકશાસન ( Democracy )ની સાર્થકતા અને રાજ્ય નિયમની સ્વસ્થતા જળવાઇ શકે.

હીંદમાં અત્યારે સામાન્યતઃ કહેવાય છે, તેમ "divide and rule" ની નીતિ ચલાવવાનો આરોપ સત્તા ઉપર મૂકવામાં આવે છે.

ઈરાદાપૂર્વક, અને કોઈ અંતિમ ધ્યેય પાર પાડવા માટે આ નીતિ ચલાવવામાં આવે છે, તે વાત, અમાન્ય રાખીએ તો પણ જે વસ્તુસ્થિતિ હાલ છે, તે ઉપરથી કોઇથી ના પાડી શકાય એવું નથી કે સરકારની ગમે તેટલી શુભેચ્છા છતાં પ્રજામાં અંદર અંદરનો કલહ છે. મુસલમાન અને હીંદુ જુદા, શીખો અને મુસલમાન જુદા, હીંદુ હીંદુમાં પણ ભાગલા, નાતે નાત જુદી, સંબંધે સંબંધો જુદા, રાજા પ્રજાનાં મન જુદાં જુદાં, ચુસ્ત ધર્મ-વાદીઓ છતાં, જુદા જુદા ધર્મ ઉપર મુસ્તાકી હોવાને લીધે ધર્મ જ જુદા અને એ બધી જુદાઇઓનો સમન્વય કરવાના પ્રયત્ન કરનારા અધિકારીઓનાં મન, જુદા જુદા પ્રસંગોમાં જુદાં જુદાં.

હયાતી ભોગવતી આ બધી જુદાઇઓ છતાં એમ કેમ કહી શકાય કે "divide and rule" ની નીતિનું અત્યારે સામ્રાજ્ય નથી ? અભિશાપ આપ્યા વગર હયાત વસ્તુઓમાંથી જે સાર કાઢી શકાય, તે ઉપર આવ્યો.

આ આંતર અને બાહ્ય જુદાઇઓ, જે એક મોટા સ્વાર્થમાંથી ઉત્પન્ન થઇ છે તે સ્વાર્થ, આખા જગતને આજ સુધી લડાવી રહેલો "પૈસો" જ છે. "જર, જમીન અને જોરૂ એ લડાઈ અને કલહનાં મૂળ છે" એમ આપણે હમેશાં કહીએ છીએ. એ ત્રણમાં જર એટલે પૈસો મુખ્ય સ્થાન ભોગવે છે. અને તેની જ લડાઇમાં બીજા દેશના લોકોની માફક હીંદુસ્તાનનો જનસમાજ ગુંચવાઈ ગયો છે.

પૈસો કાંઇ સોના રૂપાઓના:સીક્કાઓમાંજ સમાપ્ત થઇ રહેતો નથી. રાજ્યની નોકરીઓ, વેપારી એક હથ્થુપણું, એક દેશના વેપારની સામે બીજા દેશના વેપારની હરીફાઇ અને તેમાં જે દેશની ઉપર બહારની પ્રજાનું રાજ્ય હોય, તે પ્રજા જે દેશની હોય તે દેશના વેપારને મળતી વધારે સાહાય્ય–આ બધા પૈસાના દાખલા છે. એટલે પૈસા કમાવાના વિષયમાં અને કર રૂપે તે પાછા આપવાના વિષયમાં જો કોઈ સાદી અને સરલ નીતિ ઘડી શકાય તો તેટલે દરજ્જે તે દેશમાં વધારે શાંતિ રહી શકે.

હીંદુસ્તાનના લોકોને રાજ્યતંત્રમાં વધારે હીસ્સો આપવાના ઇરાદાથી, અત્યારે સરકાર ફ્રીડરેશનની યોજના ઘડી રહી છે. એ

યોજનાના ખરડાનાં પાનાં એટલાં બધાં છે કે જેમાં વાંચનારની બુદ્ધિ ગુંચવાઇ ગયા વગર રહે નહીં. એ ગુંચવણીમાથી જ્યારે મુશ્કેલી ઉભી થશે ત્યારે એ મુશ્કેલી કાઢવા માટે ફીડરેશનના ધારાઓના જે અર્થ કરવામાં આવશે, તેના અર્થમાં જ પ્રથમ તો મારામારી થશે. દરેક પક્ષ કે દરેક મનુષ્ય–સરકાર કે પ્રજા પોતપોતાના સ્વાર્થને અનુકુળ આવે તેવો અર્થ, કાયદાનાં આ વાક્યોમાંથી કાઢવાનો મહા પ્રયત્ન કરશે. આખી યોજના તકરાર ઉત્પન્ન કરે એવીજ ઘડાયેલી છે. એમાં નથી પ્રજાને લાભ કે નહીં મળે રાજ્યસત્તાને લાભ. પ્રજા અને સત્તા વચ્ચે જેટલું અંતર અને મતભેદ, એટલો બન્નેનાં સ્વાસ્થ્ય અને સલામતીમાં ભય. આ વાત જો માન્ય હોય તો પ્રજા અને સત્તા બન્નેએ મળીને એવું તંત્ર ગોઠવી કાઢવું જોઇએ કે જેમાં લોકોને સલાહ આપવાનું સ્વાતંત્ર્ય રહે, અને સત્તાને એ સલાહનો ઉહાપોહ કરીને, દેશને જેમાં લાભ હોય એવું તંત્ર ઘડી કાઢવાની સત્તા રહે.

સલાહ અને તે માનવાની તૈયારીમાં જે આનંદ અને લાભ છે, તે સત્તાના બીજા કોઈ અંગમાં નથી. સલાહ આપવાનું સ્વાતંત્ર્ય બક્ષવામાં જ સત્તાની મનોવૃત્તિની યોગ્યતા સાબીત થાય છે.

લોકો સૌથી પહેલું જે માગે છે તે પોતાની જીંદગી જોગવવામાં જે સૌથી વધારે ઉત્તમ વસ્તુ છે તે માગે છે. અને તે વસ્તુ—જોઇએ તેટલો ખોરાક, જરૂર પડે તેટલાં વસ્ત્ર, અનુકુળ પડતો ધંધો કરવાનું સ્વાતંત્ર્ય, પોતાની લાગણીઓને પ્રદર્શિત કરવાની છૂટ, બીજાના આક્રમણ વિના પોતાનું ગૃહસૂત્ર ચલાવવાની સ્વતંત્રતા અને શક્તિ પ્રમાણે કર આપવાનું ધોરણ એ—મુખ્ય વસ્તુ છે. એ બધું વગર તકરારે પાર ઉતરે એટલા માટે, રાજ્યતંત્રના ખર્ચમાં જે પૈસાની જરૂર પડે, તે પૈસા જેમ બને તેમ ઓછા ખરચાય અને છતાં રાજ્યતંત્ર સારૂં ચાલે તે રીતે બની શકે એવું ધોરણ ઘડી કાઢવાની અગત્ય છે. આપણે પ્રયત્ન કરીએ.

હીંદના નવા બંધારણમાં દરેક પ્રાંતને એ પ્રાંતના આંતરિક વહીવટની વ્યવસ્થા (Provincial Autonomy) સોંપવાનો નિશ્ચય થયો છે. અને મધ્યવર્તી સરકારને હસ્તક તો માત્ર, બધા પ્રાંતો

અને બધાં દેશી રાજ્યોને, સામાન્ય રીતે જે જે બાબતમાં સરખો સ્વાર્થ છે, તે બધી બાબતનો એક ખરડો કરીને, એ બાબતોની મધ્યવર્તી રાજસભામાં વિચારણા થાય અને તે વિચારણાને પરિણામે વધારે મતથી તથા વાઈસરોય સાહેબની સંમતિથી, જે નિશ્ચય થાય તે પ્રમાણે નીતિ ઘડવાની સત્તા રહેવાની છે.

આ ધોરણના મૂળમાં જે એક સ્પષ્ટ નિયમ છે, તે એ છે કે પ્રાંતો અને રાજકર્ત્તાઓ પોતાની પ્રજાના નિકટ સંપર્કમાં આવીને તેના ઉપર રાજ્ય ચલાવવાની સ્થિતિમાં રહે છે. મધ્યવર્તી સરકારને કાંઈ લોકો ઉપર રાજ્ય ચલાવવાનું નથી. માત્ર બધા પક્ષને સામાન્ય એવી નીતિનું પાલન કરવાનું છે. એટલે લોકો ઉપર રાજ્ય કરનાર પ્રાંતો તથા રાજ્યોનેજ માત્ર લોકો ઉપર કર નાંખવાની સત્તા રહેવી જોઈએ. નહીં કે મધ્યવર્તી સરકારને. જે સરકાર લોકોના નિકટ સંબંધમાં કદી આવવાની નથી

આ ધોરણમાં એક મોટો ફાયદો છે તે એ છે, કે પ્રાંતિક રાજ્યસત્તાને લોકો ઉપર કર નાંખવાનો હોવાથી તથા એ રાજ્યસત્તામાં લોકોથી સીધા ચુંટાયેલા સભ્યો આવતા હોવાથી, જે કરો પડે તેમાં લોકવૃત્તિ ઉપર આધાર રાખીને પ્રાંતિક સભા કરો માટે હા પાડે. અને જે કરની વિરૂદ્ધ બહુમત હોય, તે મતને માન આપીને સરકારને કરની એ પદ્ધતિમાં ફેરફાર કરવો પડે.

રાજા પ્રજાના રોજના નિકટ વ્યવહારમાં ઉપલું ધોરણ જ માત્ર શુભ પરિણામ લાવી શકે. મધ્યવર્તી સરકારને લોકો સાથે આવો પરિચય નથી. અને છતાં કોઇ પણ પ્રકારના કર નાંખવાની સત્તા તેને સોંપવામાં આવે અને એ કરો દેશના લોકોને અણગમતા હોય તો આખા દેશમાં અશાંતિ અને સરકાર ઉપર રોષ થાય.

મધ્યવર્તી ધારાસભાના સભ્યો લોકોથી ચુંટાયા હોય, તો એક વખત ચુંટાયા પછી પ્રાંતના સભ્યોના જેટલા લોકોની સાથેના નિકટ સબંધમાં આવી શકે નહીં, એવી એમની સ્થિતિ છે. એટલે એમને પસંદ કરવાના કરો હીંદની સમગ્ર પ્રજા ઉપર પડતા હોવાથી, એ આખા મંડળનો અભિપ્રાય, નાંખવાના કર વિષે કેવો હશે તેના અજ્ઞાનમાં કરો નંખાય છે. તેમ મધ્યવર્તી ધારાસભાના સભ્યો પ્રથમ

તો સંગઠિત રીતે એકમત થયા વિના લોકમત યથાયોગ્ય જાણી શકે નહીં. એટલે ગમે તેવા કરો ગમે ત્યારે મંજુર થઈ જાય. આવી સ્થિતિમાં લોકસંતોષ કદી ઉદ્ભવી શકે નહીં.

આ કારણથી તેમજ લોકશાસનના સ્વભાવમાં જે ખરચાળપણું છે તેને અટકાવવા માટે ધોરણ તરીકે એવી પદ્ધતિ માન્ય રાખવી જોઇએ કે (૧) કર નાંખવાની સત્તા માત્ર પ્રાંતોને રહે. અને (૨) મધ્યવર્તી સરકારના બજેટમાં જે રકમ જોઇએ તે રકમ, પ્રાંતો અને રાજ્યો પોત પોતાની ઉપજના પ્રમાણમાં અમુક ટકા પ્રમાણે આપ્યા કરે. રેલ્વે, પોસ્ટ, તાર અને ચલણ વગેરે જે ખાતાંઓ આખા દેશનો ઉપયોગ માટે છે—અને જેના ભાગ, પ્રાંતો કે રાજ્યો માટે પડી શકે એવું નથી—એવાં જે જે ખાતાંઓ હોય અથવા જે જે ઉદ્યોગ હોય તેની ઉપજ મધ્યવર્તી સરકાર ભેળી કરે. અને એ ઉપજ ઉપરાંત બજેટમાં જેટલી ઉણપ રહે તે ઉણપ, ઉપરની કલમ ૨ માં કહ્યા પ્રમાણે ફ્રીડરેશનનું દરેક અંગ ભરી આપે.

આમ થવાથી પ્રાંતો પ્રાંતો વચ્ચેની હરીફાઇ અટકે દાખલા તરીકે જ્યુટ ઉપર કર નાખવાનું મધ્યવર્તી સરકાર પસંદ કરે તો દેશના કોઈ બીજા પ્રાંતમાં જ્યુટ ઉત્પન્ન ન થતુ હોવાથી બધા પ્રાંતો સ્વાર્થની દૃષ્ટિથી એ કર સહર્ષ વધાવી લે. અને બંગાલ પ્રાંત મરી જાય. એજ પ્રમાણે મીલો ઉપર કર નાંખવાનો પ્રસંગ આવે ત્યારે મુંબઇ ઇલાકો, કે જે મીલોનું મધ્યસ્થળ છે, તેના ઉપર કર પડે. તેમાં બીજા પ્રાંતો વગર વિચારે એક મત થઇ જાય. આવા ઘણા દાખલાઓ આપી શકાય. આ ધોરણે પ્રાંતો પ્રાંતો વચ્ચે અને પ્રાંતો તથા દેશીરાજ્યો વચ્ચે હમેશનું મનદુઃખ રહે.

આખા દેશનું માનસ વગર લડયે સુખરૂપ રહી શકે એવી પદ્ધતિમાંજ રાજ્યનું હિત છે અને પ્રજાનું હિત છે. પણ રાજ્ય-નીતિમાં જ લડાઈ થાય, એવાં ધોરણ ઘડાય તો એમાંથી કોઇ પક્ષે હિતની આશા રાખવા જેવું નથી. એ વિચારથી કરની સત્તા, લોકો ઉપર સીધી સત્તા ભોગવનારા અધીશોને સોંપવામાં આવી છે. અને માત્ર સર્વને સામાન્ય એવી બાબતોના નિયમો તથા નીતિ ઘડી કાઢવાની સત્તા, આ યોજનામાં મધ્યવર્તી સરકારને સોંપવામાં આવી

છે. અને તેના ખર્ચની ચિંતા, તેના ઉપર ન રહે માટે પ્રાંતો અને રાજાઓ ઉપર નાંખવામાં આવી છે.

આ ધોરણમાં સમાનતાનું એક મુખ્ય અંગ છે. તે એ છે કે ફીડરેશનના દરેક અંગ ઉપર આથી સરખો કર પડે છે. અને તે શક્તિના પ્રમાણમાં પડે છે. એકના ઉપર વધારે અને એકના ઉપર ઓછો એવો ભેદ આ કરપદ્ધતિમાં નથી.

દેશી રાજ્યો કહી રહ્યાં છે કે હાલ અમારા ઉપર જે પરોક્ષ (Indirect) કર પડે છે, તે સિવાય દીવાસળી ઉપરની આબકારી જગાત, તમાકુના વેચાણ ઉપરનું સરકારી એકહથ્થુપણું (Monopoly) તથા કંપનીઓ ઉપરના કર (Corporation tax) સિવાય બીજા કર પડવા જોઇએ નહીં. અને પડશે તો અમે ફીડરેશનમાં આવશું નહીં.

ઉપરની માન્યતામાં જે મોટી ત્રૂટી છે, તે એ છે કે કોઈપણ દેશના આખા ભવિષ્યને આજથી પરિમિત કરી શકાય નહીં. દેશને ગમે તેટલી જરૂર પડે તે છતાં ફીડરેશનનું અમુક અંગ વધારે નાણાં આપે નહીં એવી બંધણી કરવામાં આવે તો ફીડરેશનમાં કલેશ જ ઉત્પન્ન થાય ફીડરલ સત્તા, જોઇતાં નાણાં માગવાનો આગ્રહ કરે. અને દેશી રાજ્યો, કાયદા પ્રમાણે તે આપવા બંધાયાં નથી એમ આગ્રહ કરે, એ ઝુંબેશનું પરિણામ શું ? અમને તો લાગે છે કે તેમાં દેશી રાજ્યોએ આગળ જતાં પડતું મૂકવું પડે.

એક મોટો દાખલો લઇએ. લડાઇ થાય તો શું કરવું ? એ બધું ખર્ચ શું એકલા પ્રાંતો જ આપશે ? ને દેશી રાજ્યો તેમાંથી મુકત રહી શકશે ? સંરક્ષણ બધાને સરખું મળે છે; તો એ સંરક્ષણની કીંમત પણ સૌએ એક બીજાની શકિત પ્રમાણે આપવી પડે, તે દેખીતી વાત છે. આ વાત કબૂલ થાય તો રાજ્યોના હિતમાં પણ એક ચોક્કસ ધોરણ સ્થાપિત થાય, એ ઇચ્છવા લાયક છે. ઉપજ વધશે તેને જ વધારે આપવું પડશે. ઉપજ ઘટશે તો તેના પ્રમાણમાં ઓછું આપવું પડશે. પણ ખુલ્લી આંખે સૌને સૌની જવાબદારીનું પ્રથમથીજ ભાન રહેશે, એટલે ભવિષ્યમાં અસંતોષનું કાંઇપણ કારણ ઉત્પન્ન થશે નહીં.

ઉપલા ધોરણમાં એક મોટો ફાયદો એ છે કે બધા પ્રાંતો અને બધાં રાજ્યોને પોતપોતાની ઉપજનાં સાધનો વધારવાની સ્વતંત્રતા રહેશે. મધ્યવર્તી સરકારનાં ધોરણનાં સૂત્રોને વળગીને દરેક પ્રાંત અને દરેક રાજ્ય પ્રગતિ કરી શકશે. કોઇ ઉદ્યોગ ઉપર એક્સાઇઝ જકાત પડશે તો તે દરેક અંગમાં સરખી પડશે. અને કોઈ વેપાર ઉપર જગાત પડશે તો દરેક બંદરમાં સરખી પડશે. અને તેમાંથી થતું ઉત્પન્ન સૌ સૌનું સૌને રહેશે. આથી હરીફાઇને અવકાશ રહેશે નહીં. અને તે છતાં હુન્નર, ઉદ્યોગ અને વેપાર વધારવાની દરેક અંગને બીન અટકાયતી સ્વતંત્રતા રહેશે.

વિદ્યા, હુન્નર, ચાતુર્ય: આ સર્વની અજમાયશને એક સરખો અવકાશ મળશે અને આ સ્વતંત્રતાથી મળતા આર્થિક લાભ ઉપરની જવાબદારી, મધ્યવર્તી સરકારના ખર્ચ પૂરતી દરેક અંગ ઉપર એક સરખી પડશે. દરેક પ્રાંતના આંતરિક રાજ્ય વહીવટ માટે જે કરો અથવા ઉત્પન્નનાં સાધનો કરવાં પડશે, તે દરેક પ્રાંત પોતપોતાની જરૂરીઆત પૂરતું સ્વતંત્રતાથી કરી શકશે.

આ નીતિમાંથી અને એ નીતિમાં રહેલી સ્વતંત્રતાથી તથા જવાબદારીના એક સરખા ભાનમાંથી દેશનું માનસ એક ધોરણ ઉપર બંધાશે. સ્વાર્થની લડાઈમાંથી દેશ અલગ રહેશે. અને તેમાંથી સરકારી સત્તાનું સ્વાસ્થ્ય જન્મશે. તથા હાલ જે વૈમનસ્ય છે તેનો, લોકો સાથે સીધા મતભેદમાંથી દૂર રહેવાને લીધે ધીમે ધીમે નાશ થઇ જશે.

લોકશાસન (Democracy) ના ખર્ચ ઉપર જે અત્યારે અંકુશ નથી તે ઉપરની નીતિમાંથી ખાસ મુકી શકાય એવું છે. સમજાવીએ.

પ્રાંતોમાં જે સભ્યો નીમાશે તે સીધા, એટલે તે તે પ્રાંતના લોકોના મતથી નીમાશે. લોકમતને માન આપવાની વૃત્તિ એમણે કેળવવી પડશે. અને પોતાના દરેક કાર્યમાં એ સભ્યોની નજર એમને ચુંટનારા લોકો ઉપર રહેશે. જે પક્ષનું પ્રધાનમંડળ સત્તામાં હશે, તેને ખાસ કરીને આખી સભાના માનસ ઉપર અવલંબીને ચાલવું પડશે, જો પ્રધાનમંડળ કાયમ રાખવું હશે તો. આ જરૂરી-

આતમાંથી જે એક મોટો ફાયદો થશે તે એ કે, પ્રધાનમંડળ પોતાને સત્તાધારી માનવાને બદલે, સેવા કરનારી સંસ્થા છે એમ સમજતું થશે.

મધ્યવર્તી સરકારમાં જે સભાસદો જશે તે લોકોની સીધી ચુંટણીથી નહીં પણ પ્રાંતોની સભાએ ચુંટી કહાડેલા સભ્યો હશે. અને રાજ્યો તરફથી પણ નીમાયેલા કે ચુંટાયેલા હોય તો પણ આડકતરી રીતે તો તેઓ નીમાયેલા કે ચુંટાયેલા સભ્યો હશે. મધ્યવર્તી ધારાસભાના ખર્ચનું બજેટ તેઓને પસાર કરવાનું હશે એ ઉપર કહેવાઇ ગયું છે. તેમ બજેટમા આવતી ખોટ દરેક પ્રાંતે અને રાજ્યે આપવાની હોવાથી, દરેકના હિત અને સ્વાર્થને લીધે એ બજેટ જેમ બને તેમ ઓછી ખોટ બતાવે તેવો પ્રયત્ન દરેક સભ્ય તરફથી થશે. જે ખર્ચ હાલ વધારે પડતો હશે, જે ખાતાંઓ વગર દેશ ચલાવી શકે એવું હશે, લશ્કર, સંરક્ષણના પૂરતુ રાખીને એમાં કાપકૂપ કરવાની હશે, તો એ બધું આખા દેશના જવાબદાર પ્રાંતોના પ્રતિનિધિઓ એકમત થઈને કરી શકશે કે જેની સામે થવું એ મુશ્કેલ થઇ પડશે. અને લોક શાસન ઉપર આવી રીતે આપોઆપ મુકાયેલો અંકુશ એ ઉડાઉ ખર્ચને અટકાવશે.

બધી રાજનીતિના મૂળમાં જે એક સિદ્ધાંતની ખાસ જરૂર છે, તે એ છે કે તેના ધોરણમાં જ આપોઆપ મુકી શકાય એવા અંકુશનો વધાર હોય. આ ધોરણમાં આપણે એવો ખાસ અને ઈચ્છવા લાયક વધાર મુકયો છે.

નાણાં પ્રકરણી મંત્રી ( Finance Member ) ની મુશ્કેલીઓ એથી ઓછી થઇ જાય છે. મધ્યવર્તી સરકારને લોકોનાં મન દુભવવામાંથી અલગપણું મળે છે. એને લીધે લોકોમાં એનો મોભો અને માન વધે છે. અને કોઈ દેશી રાજ્ય કે કોઇ પ્રાંતમાં, ગેર વહીવટને લીધે લોકમત દુભાય તો હીંદુસ્તાનની શાહી સત્તા અને શાહી સભાને લોકો વિશ્વાસથી ફરીઆદ કરી શકે છે. તે એવી આશાએ કે મોટા મનવાળું એ મંડળ, જ્યાં અંધારૂં હશે ત્યાંથી દૂર કરશે.

આ ધોરણ હીંદી પ્રધાન અને પાંર્લામેંટની નાહકની દખલગીરી આપોઆપ બંધ કરે છે. અને હાલ એ બન્ને સત્તાઓ ઉપર જે

આક્ષેપો થાય છે તે પણ આથી આપોઆપ બંધ થઈ જાય છે. આથી બીજો મોટો કોઇ લાભ ઇંગ્લૅંડ ઇચ્છતું હોય એમ માનવાને કારણ નથી. હીંદુસ્તાને નાનપણથી રાજ્ય તરફની જે ભક્તિ ગળથુથીમાં પીધી છે એ રાજ્ય ભક્તિ, ઇંગ્લૅંડના શહેનશાહને સહજ પ્રાપ્ત થશે. કોઇ રાજા કે રાજ્ય આથી વધારે શું ઇચ્છે?

સત્તા વાપર્યા વગર ધોરણમાં જ લોકમાનસને જીતી શકાય, એવી વ્યવસ્થા ઉપલા વિચારમાં છે, એમ સહજ સમજાઈ શકે એવું છે.

'૨–૮–'૩૪.



# રાજ્યસત્તા એટલે શું ?

( હીંદનાં દેશીરાજ્યોના પ્રશ્નને અંગે લખાયેલું. )

**રાજ્યોની સ્થાપના:—**

શરૂઆતમાં મનુષ્ય, વ્યક્તિગત સ્વાતંત્ર્ય ભોગવતો હતો. એટલે કે પશુના કરતાં તેનામાં વિશેષ બુદ્ધિ છતાં પશુના જેટલું તેને એક બીજાથી સ્વાતંત્ર્ય હતું. પછી ધીમે ધીમે જોરાવર માણુસોએ અશક્ત માણુસોની સ્વતંત્રતાનો ભંગ કરવા માંડ્યો અને એ રીતે પરસ્પર ટંટા થવા લાગ્યા; એટલે તેઓમાં જે સૌથી વધારે જોરાવર હોઇ બીજાનું રક્ષણુ કરી શકે અને બધાને સારી રીતે સંપથી રાખી શકે એવા માણુસોનું રક્ષણુ શોધ્યું અને પરસ્પરના સુખને માટે મનુષ્યોએ વ્યક્તિ સ્વાતંત્ર્ય એટલું ઓછું કર્યું. આ રીતે નાની નાની જાતિના રાજાઓ "Triber chiefs" થયા. લોકોની પસંદગીથી નીમાયલા આ મુખીઓ–પોતાની નીચેની બીજાઓની તાબેદારીને લીધે–સત્તાનું ભાન અનુભવતા થયા. અને સત્તાનું ભાન થયું, એટલે મોટાં ટોળાંએ નાનાં ટોળાંને તાબે રાખી પોતાની સત્તાનો વિસ્તાર કરવા માંડ્યો. છેવટે એ વિસ્તારમાંથી રાજ્યો સ્થપાયાં.

એ રાજ્યોમાં બધા તાબેદાર છતાં બધા જ હથીઆર વાપરી જાણુતા; એટલે હાલના હથીઆર વગરનાઓ ઉપર હાલ હથીઆર-બંધ નરેશો જે સત્તા વાપરી શકે છે એટલી સત્તા તે વખતના ટોળાંનો ઉપરી કે વિસ્તારવાળાં રાજ્યોનો ઉપરી વાપરી શકતો

નહીં. કેમકે એ સત્તા વાપરતાં જો અસંતોષ થાય તો હથીઆર બંધ માણુસોનો બળવો થાય, એવો ભય તેને લાગતો. એ ભય, એ ટોળાના ઉપરીને જે કાંઇ શીખવતો તે એ હતું કે હાથ નીચેના માણુસોની વૃત્તિઓ અને યોગક્ષેમ એમની સ્થિતિ પ્રમાણે તોષાયા કરે. આ સ્થિતિ સુધી તો એકહથ્થુ સત્તાના દુર્ગુણો દાખલ થએલા નહીં, પણ જેમ જેમ એ ટોળાના ઉપરીનો મુલક, વિસ્તાર અને વસતી વિસ્તાર થતો ગયો તેમ તેમ તે જાતે તે વિસ્તાર ઉપર નજર રાખી શકયો નહીં. આથી તેને લીધે એને અધિકારીઓ (Agents) રાખવા પડ્યા. એ અધિકારીઓને રાજ્યની સત્તા મળી ખરી, પરંતુ એ સત્તાનો ગેરઉપયોગ થાય તો રાજ્ય ખોવાનો ભય જે રાજાને હોય તે એમને હોય નહીં, એટલે એ સત્તાના જોરમાં કે સ્વાર્થ સાધવાના તોરમાં વસતી ઉપર જુલમ થવા લાગ્યો. અને એ જુલમ જ્યારે સહન ન થયો ત્યારે રાજા પાસે ફરીઆદ ગંઇ. મૂળમાં લોકોએ પસંદ કરીને નીમાએલ હોવાથી અને લડાયક લોકોએ સ્વેચ્છાથી આપેલી સાહાય્યથી રાજ્ય મેળવેલું હોવાને લીધે સર્વની વૃત્તિ સંતોષવાવાળા એ રાજાને અધિકારીઓ ઉપર ગુસ્સો આવવા લાગ્યો એને પરિણામે કારણ વગર પણ ગુસ્સે થવાની ટેવ ઉદ્‌ભવી ટેવ એવી વસ્તુ છે, કે એક વખત જન્મ પામી એટલે તે પ્રવર્તવા માટે કારણ માગતી નથી. આથી અધિકારી પરત્વે ગુસ્સાની જે ટેવ પડી તે ટેવ ધીમે ધીમે લોકોએ ફરીઆદ કરીને ઉત્પન્ન કરેલા કંટાળામાંથી પણ ઉત્પન્ન થવા પામી. તથા લોકોએ એ ગુસ્સો રાજા સશક્ત ગણી સહન કરવા માંડ્યો. લોકોની એ સહનશીલતાને લીધે ઉત્પન્ન થએલી સફળતાથી રાજાની ગુસ્સાની ટેવ પોષાઇ અને ગુસ્સો એ રાજ્યનું જરૂરનું હથીઆર છે, એવો નરેશને ભ્રમ થયો. આમાંથી એકહથ્થુ સત્તા જન્મી. ઇતિહાસમાં એકહથ્થુ સત્તાને ખાતે ઘણા જુલમો તે સત્તાની બાજુએ છે.

હીંદુસ્તાનમાં પણ રાજ્યોની આ પ્રમાણે શરૂઆત થતાં થતાં હાલ આપણે જેવાં દેખીએ છીએ તેવાં તે રાજ્યો છે. રાજ્યો સત્તાથી મેળવી શકાય છે, પણ સત્તાથી ટકાવી શકાતાં નથી. લોકો ભયથી કે હાર પામીને તાબે થાય પણ વશ રાખવા માટે તો સ્નેહ અને સંભાળ જ જોઇએ. જ્યાં સુધી સર્વત્ર સત્તા જ ગુણ મનાતો

હોય, ત્યાં સુધી જુના જંગલી જમાનામાં દુનિયા પર બધે હતું તેમ સત્તા, રાજ્યને મેળવી તેમ ટકાવી પણ શકે; પરંતુ જેમ જેમ કેળવણી અને સમજણ અથવા છેવટ કડવા અનુભવને લીધે આંખ ઉઘડી તેમ તેમ માણસના મનમાં સત્તા સામે તિરસ્કાર અને ઘૃણા ઉત્પન્ન થવા લાગી. અને સમગ્ર પ્રજામાં એ સમજણ જેટલે દરજ્જે આવી ગઈ તેટલે દરજ્જે કાં તો રાજ્યે, લોક સંતોષ માટે સુધરવું પડયું અથવા જ્યાં તેમ ન બન્યું ત્યાં પ્રજાસત્તાક રાજ્યો સ્થપાતાં ગયાં. એશિયા ખંડમાં એ સુધારાનું મોજું હજી આવ્યું નથી અને આવેલું દેખાય છે તે ઘણું નિર્બળ છે, એટલે હીંદુસ્તાનમાં સ્થપાએલાં રાજ્યો ટકી રહ્યાં છે. લોકશાસનને માન્ય રાખતી અને જેણે એ શાસનને ગળથુથીમાં પીધેલ છે, એ અંગ્રેજ પ્રજા હીંદુસ્તાન ઉપર રાજ્ય કરે છે. અને જો કે સ્વાર્થને ખાતર અથવા તો એકહથ્થુ સત્તાની હવાવાળા એશિયા ખંડના પ્રતાપથી એ કેટલેક દરજ્જે એકહથ્થુ સત્તાની પદ્ધતિએ રાજ્ય ચલાવે છે, તો પણ એ સરકારના હાથ નીચે આ દેશને પણ સ્વતંત્રતાનો પવન લાગ્યો છે. અને બ્રિટિશ હીંદની પ્રજા, સમ્રાટ પાસેથી પણ લોકશાસન પદ્ધતિ માગી રહી છે. એટલે આ કાળમાં હીંદુસ્તાનમાં હવે જુનાં રાજ્યો, જુના કાળની એકહથ્થુ સત્તા કેટલો વખત વાપરી શકશે તે સવાલ છે.

**ઈસ્ટ ઇંડીઆ કંપની અને દેશીરાજ્યોઃ—**

મોગલ શહેનશાહત સુધીની હીંદનાં દેશી રાજ્યોની તવારીખમાં ઉતરવાની જરૂર નથી. ભૂતકાળનું એ બધું આપણે ભૂતકાળને જ ભળાવી દઈએ. અત્યારે જે વિચારવાનું થાય છે, તે તો માત્ર એ જ છે, કે દેશી રાજ્યોની હાલની સ્થિતિ શું છે? ઇસ્ટ ઇંડીઆ કંપની આંહી આવી ત્યારથી બ્રિટિશ શહેનશાહતની સૂક્ષ્મ સ્થાપના અત્રે થઇ છે. વેપારના અર્થે આંહી આવ્યા પછી પોતાના રક્ષણને માટે ઇસ્ટ ઇંડીઆ કંપનીને લશ્કર રાખવાની જરૂર પડી. દેશના અંદર અંદરના કલેશમાં કેટલાંક રાજ્યોએ એ લશ્કરનો ઉપયોગ કર્યો અને એ ઉપયોગમાંથી કંપનીના લશ્કરની જરૂરીઆત અને શક્તિ સ્થપાતાં ગયાં. તેમજ તેમાંથી એને મહત્વ મળ્યું. એ મહત્વનો તેણે ડહાપણથી અને દુરદેશીથી ઉપયોગ કરીને મોટું રાજ્ય સ્થાપ્યું. અને ન્યાય તથા નિષ્પક્ષપાતપણાથી રાજ્ય ટકાવી શકાય

છે, એવી હૃદયંગત માન્યતા અને સ્વદેશના અનુભવને લીધે શરૂઆતનાં ઘણાં વર્ષો લોકસંતોષને ધ્યાનમાં રાખીને તેણે રાજ્ય ચલાવ્યું. ઇસ્ટ ઇંડીઆ કંપનીની સત્તા જામતી ગઇ તેમ તેમ આંહીનાં રાજ્યોએ તેની સાથે સંધી કરારો કર્યા. તેમ ઇસ્ટ ઇંડીઆ કંપનીને પોતાને પણ તે સંધી કરારો લાભના લાગ્યા જે કરારો શરૂઆતમાં થયા, તે કરારો રાજ્ય અને કંપની વચ્ચે લગભગ સરખા દરજ્જા જેવા થયા. હીંદનાં રાજ્યોનો વિસ્તાર કે ઉપજ કે લશ્કરી સત્તા: એ ત્રણ વાતનો વિચાર કરતાં ઇસ્ટ ઇંડીઆ કંપનીને તે વખતની જરૂરીઆત ધ્યાનમાં રહેવાથી કેટલાંક નાનાં રાજ્યોની સાથે બરાબરીના જેવી સંધીઓ થઇ અને એ પ્રથામાં જેમ જેમ કંપનીની સત્તા વધતી ગઇ તેમ તેમ પાછળથી સંધીના સંબંધમાં આવેલાં મોટાં રાજ્યો સાથેની સંધીઓ ઉતરતા દરજ્જાની થઇ. કેટલાંકે તો ઇસ્ટ ઇંડીઆ કંપનીની વધતી જતી સત્તાની સામે અટકાવ નાંખવા માટે લડાઇઓ કરી, જેમાં હારને લીધે કેટલાંક રાજ્યો સાવ નાબુદ થયાં અને કેટલાંકને શરમ ભરેલી સંધીઓ કરવી પડી આ રીતે જો કે લગભગ બધાંને પોતાનો આંતર રાજ્ય વહીવટ સ્વતંત્ર રહ્યો, છતાં સંબંધમાં આંતરગત તાબેદારી જેવુ તો રહ્યું.

**તાજ સાથે સંબંધઃ—**

એ અરસામાં કમનસીબે દેશમાં બળવો થયો અને સત્તા તથા સુરાજ્ય વહીવટને પાત્ર એવો વિજય ઇંગ્લેંડને મળ્યો. તેના પરિણામે ઇસ્ટ ઇંડીઆ કંપનીના વેપારી મંડળ પાસેથી ગ્રેટ બ્રિટનની રાજ્યસત્તાને હીંદનું રાજ્ય મળ્યું. સત્તાથી રાજ્ય મળ્યું છતાં લોકને સંતોષવાની અગત્ય અને રાજાઓને મિત્ર રાખવાની જરૂરીઆત એ બાબત ધ્યાનમાં રાખી લોક અને રાજ્યો સંતોખાય એવાં સમ્રાટનાં સાંતવનનાં જાહેરનામાં નીકળ્યાં, અને તેમાં રાજાઓને તસલ્લી આપવામાં આવી કે "તેઓનાં રાજ્યો, તેઓની પદવી અને તેઓનાં માન—અકરામ તથા હકો કાયમ રાખવામાં આવશે, એટલું જ નહીં પણ આપત્તિ વખતે રક્ષવામાં પણ આવશે. અને તેઓના આંતર વહીવટમાં બીલકુલ દખલગીરી કરવામાં આવશે નહીં." સંધીઓ અને જાહેરનામાં, એ હીંદનાં રાજ્યોને સ્વતંત્રતાનો પટ્ટો છે. તેથીજ જ્યારે કોઇ રાજ્યમાં સકારણ પણ

દખલગીરી કરવાની જરૂર પડે છે ત્યારે કરારો અને વચનોના ભંગનો આરોપ સરકાર ઉપર સૂચવાય છે. સાથે સાથે કબૂલ કરવું જોઇએ કે કોઈ કોઇ પ્રસંગે વગર કારણે પણ હસ્તક્ષેપ થવાના દાખલા છે. સત્તા જ્યારે સકારણ પણ હસ્તક્ષેપ કરવા પ્રેરાય છે, ત્યારે તેમાંથી હસ્તક્ષેપની ટેવ પડતાં પડતાં માત્ર સત્તાના મોહમાં કોઇ વખત વગર કારણે પણ હસ્તક્ષેપ કરવા તે લલચાય છે. એમાં સત્તા ભોગવનાર વ્યક્તિના કરતાં, સત્તાના સ્વરૂપનો વધારે દોષ છે. કારણકે સત્તાને આંખો નથી એ વાત સર્વમાન્ય છે.

**સરકાર સાથે હાલનો વ્યવહાર:—**

હીંદનાં દેશી રાજ્યોની અત્યારે આ સ્થિતિ છે. કરાર અને વચનમા સ્વતંત્રતા છે વસ્તુત: તાબેદારી છે. એ સ્વતંત્રતા બરાબર ભોગવવાનો અને વગર તાબેદારીએ ભોગવવી પડતી તાબેદારીમાંથી બચવાનો મોટો માર્ગ એક જ છે, અને તે એ કે સ્વતંત્રતાનો સદુપયોગ કરવો અને હસ્તક્ષેપનું કારણ ન આપવું; કે જેથી ખોટા હસ્તક્ષેપનો સહેલથી સામનો થઇ શકે. સરકારની સાથેનો દેશી રાજ્યોનો સંબંધ સ્પષ્ટ છે. ગુચવાડો, દેશી રાજ્યોના વર્તનમાંથી પ્રાયશ: ઉત્પન્ન થાય છે એ વર્તન કોઇ આંગળી ન ચીંધી શકે એવું થાય અને પ્રજા સંતોષથી સ્વતંત્ર જીવન ગાળી શકે એવો રાજ્ય વહીવટ રહે, તો આંતર રાજ્ય વહીવટની સ્વતંત્રતામાં ખલેલ પહોંચે નહીં. આ તો હાલની સરકારની સાથેના વ્યવહારની વાત થઈ.

**દેશીરાજ્યોનો રાજદ્વારી સંબંધ:—**

પણ હાલની સરકાર એકહથ્થુ સત્તામાંથી ધીમે ધીમે લોકની યોગ્યતા પ્રમાણે લોકશાસનના માર્ગ ઉપર ઢળવા માંડી છે. ક્યાંક ક્યાંક ડહાપણથી ઢળે છે અને કમનસીબે એ ડહાપણ સ્પષ્ટ દેખાતું નથી, ત્યારે લોકમાં ઉત્પન્ન થતા અસંતોષના પરિણામે તેના દબાણથી પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે ચળવળ થાય છે ગમે તે કારણથી પણ લોકશાસનનો સૂર્ય ધીમે ધીમે પણ ઉંચો ચડે છે. અને એના તાપમાં સરકારની સાથેના સંબંધવાળાં દેશીરાજ્યોની એકહથ્થુ સત્તા પીગળ્યા વિના રહી શકે નહીં, એમ દેશી રાજ્યોને ભય છે. એ ભયમાંથી બચવા માટે રાજ્યોએ અવશ્ય ઉપાય યોજવાં એ

ડહાપણ છે. મનાય છે કે એ ભય બ્રિટિશ હીંદમાં વધતા જતા લોકશાસનને લીધે છે. એટલા માટે પૂર્ણ લોકશાસન સ્થપાયા પહેલાં દેશી રાજ્યોનો બ્રિટિશ હીંદ સાથેનો સંબંધ નક્કી કરી નાખવો કે જ્યારે બ્રિટિશ હીંદ સ્વતંત્ર થાય ત્યારે હીંદુસ્તાનનો તે મોટો ભાગ રાજ્યોમાં દખલગીરી કરી શકે નહીં. આ વિચાર ડહાપણ ભરેલો છે એમ કબૂલ કરીએ, તો એ પણ કબૂલ કરવું પડે કે દેશી રાજ્યોનો અત્યાર સુધીનો સંબંધ હીંદી સરકાર સાથે નહીં પણ હીંદી સરકારના પણ સમ્રાટ ગ્રેટબ્રિટનના નરેશ અને હીંદના પાદશાહના તાજની સાથે છે. હીંદ અને દેશી રાજ્યોની પાદશાહી સત્તા ઇંગ્લેંડની છે, તેની કોઈથી ના પાડી શકાય એમ નથી. તેમજ એ પાદશાહ હીંદુસ્તાનના બ્રિટિશ હીંદના ભાગને પોતાની સત્તા સુપ્રત કરે, એટલા પરથી જ દેશી રાજ્યો ઉપરની પોતાની સત્તા પણ બ્રિટિશ હીંદને મળી જાય છે, એમ બને નહીં. કારણ કે બ્રિટિશ હીંદના ઉપરની શહેનશાહની સત્તા નૃપતિ તરીકે છે, જ્યારે દેશી રાજ્યો ઉપરની સત્તા મિત્ર તરીકેની છે તેમજ સીધી નહીં પણ રાજદ્વારી " Diplomatic " સંબંધવાળી છે. એ રાજદ્વારી સંબંધ પોતાની ઇચ્છા પ્રમાણે અન્યને સુપ્રત કરી શકાય એવો નથી; પરંતુ એ સંબંધ લગભગ આંતર્ રાષ્ટ્રીય સંબધ જેવો છે. મિત્રાચારીનો સંબંધ તો પરસ્પરની ખુશીથી જ આપ લે થઇ શકે. એક મિત્ર બીજા મિત્રને તેની સ્વેચ્છા વિના ત્રીજાને સોંપી શકતો નથી. એ રીતે સ્પષ્ટ છે, કે હીંદનું સ્વતંત્ર થતું જતું લોકશાસન હીંદનાં દેશી રાજ્યોનો સંબંધ ગળી જઇ શકે નહીં. એટલે જો તે રાજ્યો સમ્રાટ્ સાથેના સંબંધની દલીલને મક્કમ કરવા માગતાં હોય, તો તેમાં કાયદાની રીતે બાધ લઇ શકાય નહીં.

**બે પ્રકારના મિથ્યા ભયઃ—**

છતાં અવાજ આવ્યા કરે છે, કે દેશી રાજ્યોની એ દલીલ વજુદદાર નથી અને તે સરકારે માન્ય રાખવી જોઇએ નહીં. આ બૂમને માટે બે કારણ છે. ( ૧ ) એક તો એવો વહેમ છે, કે દેશી રાજ્યોને પોતાના કબજામાં લઇને સરકાર લોકશાસનના કાળને લંબાવવા માગે છે; અને ( ૨ ) બીજું એ છે કે દેશી રાજ્યોની રૈય-

તને રાજ્યોનો એટલો સંતોષ નથી કે રાજ્યોની આ પ્રવૃત્તિને તેઓ ઉત્તેજે. કારણકે એમને એવો ભય છે, કે એક વખત જો તાજની સાથે રાજ્યોનો સંબંધ બંધાયો તો જે લોકશાસન બ્રિટિશ હીંદમાં આવે છે, તેની ઝાંખી દેશી રાજ્યોમાં થવાની નહીં. પહેલો ભય બ્રિટિશ હીંદની વસતીને છે. પણ ખરી વાત તો એમ છે, કે બ્રિટિશ હીંદના લોકશાસનમાં વચ્ચે પડવાની કોઈ પણ દેશી રાજ્યની બીલકુલ ઇચ્છા નથી. એથી ઉલટું ખરી હકીકત તો એમ છે, કે દરેક દેશી રાજ્ય ઇચ્છે છે કે બ્રિટિશ હીંદને યોગ્યતા પ્રમાણે પ્રગતિ મળે, તેમાં પોતે વચમાં આવે નહીં, તો બ્રિટિશ હીંદ પણ દેશી રાજ્ય સંસ્થાના વહીવટમાં તેમને અડચણ કરે નહીં. “જીવો અને જીવવા દો.” એ સૂત્ર અત્યારે દેશી રાજ્યોનું છે, એમ દેખાય છે. બ્રિટિશ હીંદની રૈયતનો વહેમ ખોટો છે પણ એ ખોટો છે એવી ખાત્રી એ પ્રજાને વિશ્વાસમાં લઈને સરકારે અને રાજાઓએ કરી આપવી ઘટે છે. વહેમ તોડવાનો મંત્ર પરસ્પરને વિશ્વાસમાં લેવા એ જ છે. બીજા પ્રકારનો ભય રાજ્યોની પ્રજામાંથી ઉત્પન્ન થયો છે. એ મટાડવાનું સાધન રાજાઓની પોતાની પાસે છે. પ્રજાને માત્ર વચનોથી જ વિશ્વાસમાં લેવી એ અશક્ય છે; કેમકે પ્રજા વર્તનથી સંતોષાય છે, એકલી શબ્દ માત્રથી સંતોષાઇ શકે નહીં. જનસ્વભાવ બરાબર તપાસીએ તો જણાયા વિના રહેશે નહીં કે લોકોને રાજ્ય પદ્ધતિ સામે થોડી નીસ્બત છે. તેઓને જે જોઇએ છીએ, તે તો જીંદગીના સુખને માટે જોઇતું સ્વાતંત્ર્ય, બહારના દુશ્મનોથી બચાવ અને અંદરના વિખવાદ માટે ન્યાય. એટલું નરેશો કરી શકે તો હકોને માટેની રાડ પડતી બંધ થાય અને એકહથ્થુ સત્તા લોકશાસન જેવી ન હોવા છતાં એના જેટલું જ સુખ આપી શકે. લોકોના એવા સુખમાં સત્તાની–પછી તે લોકશાસનના સુખની કે એકહથ્થુ શાસનની–હયાતી છે.

**રાજ્યોની હયાતીનો મૂળ પ્રશ્નઃ—**

એટલે આ બધાનો સાર એ છે કે રાજ્યોનો સંબંધ ક્યાં છે, એ મૂળ મુદ્દો નથી પણ રાજ્યોની હયાતી ક્યાં છે, તે મૂળ મુદ્દો છે. રાજ્યોને એ સમજાય અને સમજીને તેનો બરાબર ઉપાય થાય, તો અત્યારે કારભારીઓની સલાહ અને કાયદાશાસ્ત્રીઓની મદદ

માટે જે ઉત્સુક્તા દેખાય છે તે બંધ થાય. હું નૃપતિ તંત્રને માનવાવાળો છું. ટોળાના કિલકિલાટ કરતાં રામ જેવા રાજામાં મને વધારે વિશ્વાસ છે. એવા રાજા હવે મળવા મુશ્કેલ છે, એ વાત માન્ય છતાં એવાં રાજ્યો હતાં તો હવે પણ થઈ શકે એ બુદ્ધિગ્રાહ્ય વાત છે. પ્રયત્ન માત્રનો જ સવાલ છે. એ પ્રયત્ન કરવાને બદલે લોકશાસનનું જે પૂતળું હજી ઘડાય છે અને ઘડાયા પછી આબેહુબ થશે કે કેમ એ હજી ભવિષ્યના ગર્ભમા છે, ત્યાં યુગોથી પરિચિત એવી નૃપતિ તંત્રની સંસ્થાને બીજી સંસ્થા ઉત્પન્ન થયા પહેલાં તોડી પાડવી, એ બીજું કાંઇ નહીં તો ધૃષ્ટતા તો લાગે છે. કબૂલ કરીએ કે કાળ એટલો ફર્યો છે, કે હવે એકહથ્થુ સત્તાને અવકાશ નથી; તો પણ ભવિષ્યમાં જે સંસ્થા આપણને જોઇએ છીએ, તે સંસ્થા સ્થપાઇને તેના નીચે રહેવા જેવી થાય, ત્યાં સુધી હાલના આપણા પ્રાસાદને તોડી પાડવો એ ડહાપણ ભરેલું છે કે કેમ એ વિચારવા જેવું છે. આ તો માત્ર લોકોને કહેવાની વાત થઈ. સાથે સાથે નરેશોને પણ કહેવું પ્રાપ્ત થાય છે, કે રાજ્યના સંબંધો ગમે તે સત્તાની સાથે હોય અથવા આપણે માનતા હોઇએ કે એ સંબંધો નવા ઘડીએ, તો પણ ખૂબ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે એક ખંડ જેવડા મોટા દેશમાના એ ખંડના કોઇ નાના ભાગનો—એ દેશના મોટા ભાગની રાજ્યસત્તાથી બહાર જઇને—પરદેશના તાજ નીચે રહેવાનો પ્રબંધ ચિરકાળ ટકી શકે નહીં. આમાં તત્કાલની સલામતી દેખાતા છતાં ભય છે. એમાં દેશમાં કુસંપનું મૂળ છે. વહેમ અને સ્વાર્થ વિરોધના ટંટાઓ એમાં વસે છે અને એક જમીન ઉપર રહેનારાઓમાં હોવા જોઇતા સ્વાસ્થ્યનો ભંગ થાય છે. બન્ને શાસન પદ્ધતિઓ પોતપોતાના રસ્તા ઉપર પોતાનું હિત કેળવી લે એવો ઉપાય હીંદ ન શોધી શકે એવું બુદ્ધિહીન નથી. માત્ર એક બીજામાં વચ્ચમાં ન ઝઘડવાની વૃત્તિ અને પોતાનું છે, તે જાળવવા ઉપરાંત બીજામાંથી ચોરી ન લેવાની ભાવના: એટલું હોય એટલે બસ છે. ત્રીશ ચાલીશ વર્ષો સુધી એક તરફ લોકશાસન અને બીજા ભાગમાં નૃપશાસન, એ બે પદ્ધતિઓની અજમાયશ કરવા દેવામાં આવે તો એટલા કાળને અંતે જે પદ્ધતિ દેશને અનુકૂળ અને સાત્મ્ય થશે, તે પદ્ધતિ બીજો ભાગ ખુશીથી ગ્રહણ કરી લેશે. જો લોકશાસન ફતેહમંદ નીકળશે અને એકહથ્થુ સત્તા વાપરનારાઓ પોતાનું

હિત ન સમજતાં પોતાની રૈયતમાં અસંતોષ થવા દેશે તો રાજ્યોની રૈયત બ્રિટિશ હીંદની રૈયતનું અનુકરણ કરીને પરાણે લોકશાસન જમાવશે. એ જમાવટ અટકાવવા માટે શહેનશાહ સાથેનો સંબંધ જોડયા છતાં વિલાયતથી લશ્કર લાવી શકાશે નહીં. કેમકે શહેનશાહ, એક વખત બ્રિટિશ હીંદને સાંસ્થાનિક સ્વરાજ્ય "Dominion Status" આપ્યા પછી દેશના તોફાન માટે સ્વતંત્ર લશ્કર મોકલી શકે નહીં આથી બીજી રીતે હજી અજમાયશ ઉપર છે, એવું ધીમે પગલે ચાલતું અહીંનું લોકશાસન પરિણામે નિષ્ફળ નીવડશે અને ઘણાઓ જેને મિથ્યા આશાવાદ કહે છે એવું નૃપતિશાસન રામરાજ્યની પદ્ધતિએ ચાલતાં શીખી લોકોને આશીર્વાદ રૂપ લાગશે, તો એમ પણ બને કે નિષ્ફળ થયેલા લોકશાસનની નીચે વસતી પ્રજા પોતાની ખુશીથી મરજીમાં આવે એવી નૃપેશ પદ્ધતિ ત્યાં દાખલ કરે. લોકો પસંદગી કરીને સારૂં હોય તે જ લે છે. ત્રીશ ચાલીશ વર્ષ જોવા દો. લોકોને પસંદગી કરી લેવા દો. બુદ્ધિવાદથી અમુક પદ્ધતિને અજમાયશની સરાણ ઉપર ચઢાવ્યા વગર આગ્રહથી ઠોકી બેસાડવાની ઉતાવળમાંથી ન વીરમી શકાય ?

ઉપરના આ વિચારોમાં રાજ્યોની હયાતીનું કારણ, તેઓનો ભૂતકાળ, તેઓની હાલની સ્થિતિ અને એના ભવિષ્યના હિતનું સૂચન આવી જાય છે.

ફેબ્રુ. '૨૮



# લોકશાસન.

**લોકશાસનનું કારણ અને લક્ષણઃ—**

લોકશાસનમાં સમગ્ર લોકોનો વિચાર થઇ શકે છે એ, વ્યક્તિના શાસનમાંથી લોકશાસન ઉદ્‌ભવવાનું પ્રધાન કારણ છે. પરંતુ લોકશાસનનું મુખ્ય લક્ષણ વ્યક્તિનો સ્વાર્થત્યાગ છે; એટલે જે માણસમાં વ્યક્તિગત સ્વાર્થત્યાગ ન હોય, તે ખરો લોકશાસક બની શકે નહીં. અર્થાત્ કે લોકશાસનની સ્થાપના માટે વ્યક્તિમાં વધતે ઓછે અંશે પણ સ્વાર્થત્યાગ તો હોવો જ જોઇએ. સ્વાર્થત્યાગની આ વૃત્તિ બુદ્ધિ માત્રથી ન કેળવાય; કારણ કે ત્યાગ વિચારોનું નહીં પરંતુ વર્તનનું અંગ છે. એટલા માટે જેને જ્યાં લોકશાસન જમાવવું હોય તેણે ત્યાં પ્રથમ મનુષ્યમાં ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવી ઘટે. આ નીચેનો ઉપાય ઠીક જણાય છે.

૧. સ્વાર્થત્યાગમાં સૌથી પહેલાં પોતાના સ્નેહીઓ અને સંબંધીઓ સહેલાઇથી તૈયાર થઈ શકે છે; એટલે સ્વાર્થત્યાગનું સ્થળ ગૃહ છે.

૨. લોકશાસનની વાતો કરતાં કરતાં પણ દરેક ગૃહ રાજશાસનની પદ્ધતિસર બંધાયું છે; એટલે ઘરનો મુખી–પછી તે મા હોય કે બાપ હોય–તેના હુકમ પ્રમાણે આજ તો દરેક ગૃહ ચાલે છે. એટલા માટે લોકશાસનની પદ્ધતિ રાજ્યમાં દાખલ કરવાને બદલે પ્રથમ ઘરમાં દાખલ કરવી જોઇએ. અર્થાત્ કે ઘરનો બધો જ વ્યવહાર ઘરનાં બધાં માણસોના મત લઈ ચલાવવો.

**ખરાં લોકશાસિત ગૃહોઃ—**

આ હસવા જેવી વાત લાગે પરંતુ સવારથી સાંજ સુધીના ઘરનો બધા વ્યવહારો લોકશાસનની સરાણ ઉપર ચડવા જોઇએ. એટલે

કે સવારની દાતણ કરવાની વાતથી માંડીને ખોરાક, કપડા પહેરવાની પસંદગી, સુવા બેસવાનાં સાધનો અને ઘરવખરીની બધી જ પસંગીમાં ઘરનાં બધાં માણસોનો મત લઈ વ્યવહાર કરવો જોઇએ. શરૂઆતમાં આનું પરિણામ એ આવશે કે સખ્ત મતભેદો થવાને લીધે ઘણાં ગૃહો ભાંગી પડશે અને ભાગલા પડીને નવાં ગૃહો બંધાશે. આ નવાં બંધાયેલા ગૃહોમાં પણ સૌના મત લઇને કામ કરવાની પદ્ધતિ દાખલ કરવી જોઇએ; જેના પરિણામે ભાંગતાં ભાંગતાં ઘરોનાં અમુક માણસો તો પછી સાથે રહી શકે એવો પ્રબન્ધ થઈ જાય. આમ છતાં પણ એ સાથે રહેનારનું સુગમ તો ત્યારે જ થશે કે જ્યારે એ ઘરનાં બધાં માણસોમાંથી છણાતાં છણાતાં કોઈ એવી વ્યક્તિ એ બધાંયની નજરમાં આવશે, કે જેને પોતાનાં સુખનાં સાધનો સુપ્રત કરવામાં આવે અને બધાંયની જરૂરીઆતો તે વ્યક્તિ પુરી પાડશે એવો ભરોસો સૌને આવી જાય. આમ થાય એટલે પછી દરેક વાતમાં મત લેવાની ઉપાધિ કરવાને બદલે એ પસંદ કરાયલી વ્યક્તિ ઉપર ગૃહવ્યવહારનો ભાર બધા માણસો મુકી દે અને કાંઇ પણ મતભેદ વગર ગૃહસંસાર ચાલ્યો જાય. વળી આવાં ઘરમાં બધાંને સમદૃષ્ટિથી રાખનાર માણસ સત્તાથી કામ કરતો દેખાતો છતાં, જાતીય સ્વાર્થનો ત્યાગ કર્યા સિવાય બધાંને કદી સંતોષી શકે નહીં અને એ જાતનો ત્યાગ તેની જીંદગીનું મૂળ સૂત્ર થઈ ગએલું હોવાથી આ એક માણસને સ્વાર્થત્યાગ સાત્મ્ય થઈ જાય. આવાં ગૃહો ખરાં લોકશાસિત ગૃહો કહેવાય.

**મતાધિકારઃ—**

હવે રાજ્યશાસનને માટે જે મતાધિકાર આપવામાં આવે તે આવાં ગૃહોને જ આપવામાં આવે તો તે દેખીતી વાત છે, કે બધાં માણસો એ જ માણસને પોતાના પ્રતિનિધિ તરીકે મત આપે કે જે આખા ઘરની વ્યવસ્થા સ્વાર્થત્યાગથી અને બીજાના સુખની દૃષ્ટિથી કરતો હોય. આવી રીતે ચુંટાઇને લોકશાસન માટે રાજ્યમાં ગએલા માણસો જેમ ગૃહને, તેમ આખા રાજ્યને સ્વાર્થત્યાગનું અને પર સેવાનું ક્ષેત્ર માને. પરિણામે સત્તાનું અંધત્વ કદી આવે નહીં અને આ રીતે લોકશાસન બરાબર ફળીભૂત થાય. આટલો લોકશાસન પરત્વે વિચાર છે.

**મતભેદ બંધ કરવાનો સાચો માર્ગઃ—**

આ પ્રકારનું લોકશાસન હસી કહાડવા જેવી વસ્તુ છે, એમ કદાચ લોકો માને, પણ મતભેદો બંધ કરવાનો સરસ રસ્તો એ છે કે જો નાની નાની બાબતોમાં એકમત થવાય તો પછી મોટી મોટી બાબતોમાં પણ થવાય. જે લોકો સાધારણ બાબતોમાં લડી પડતા હોય તે લોકો રાજ્યમાં એકમતિથી વર્તે એ અશક્ય છે. એટલા માટે પહેલાં ગૃહથી લોકશાસનના શિક્ષણની શરૂઆત કરવી જોઇએ. કારણ કે આવી રીતે તૈયાર થએલા માણસો જ્યારે રાજ્યમાં જાય ત્યારે લડવાને બદલે સ્વાર્થત્યાગથી સાથે કામ કરી શકાય એના ઉપર દૃષ્ટિ રાખીને જ વિચાર કરવા બેસે છે. તેઓનો વિચારપ્રદેશ જ બદલાય છે. આ લોકશાસનનું ખરૂં સ્વરૂપ છે. અને જ્યાં સુધી એ સ્વરૂપને ન પહોંચાય તથા રાજસત્તા કે લોકશાસનના પરિણામમાં તફાવત ન પડે ત્યાં સુધી તો હુકમથી જ રાજ્ય ચાલવાનાં એ નક્કી છે.

**બહુમતિ અને લઘુમતિઃ—**

આ પ્રકારના લોકશાસનમાંથી બહુમતિ અને લઘુમતિ ઉત્પન્ન ન થાય. બહુમતિ અને લઘુમતિ બન્ને મતભેદનાં પરિણામ છે. અને એ મતભેદ ખરૂ જોતાં સ્વાર્થમાંથી ઉત્પન્ન થાય છે. પરંતુ લોકશાસનને ખરૂં ફતેહમંદ કરવુ હોય તો તેનું પહેલું સૂત્ર સર્વેએ એ કબૂલ કરવું જોઇએ કે વધુમતિ પાસે લઘુમતિએ તદ્દન તાબે થવુ. કાયદાના પહેલા સૂત્ર તરીકે જો આ વાત મંજુર રહે તો લઘુમતિ ઉત્પન્ન જ ન થવા પામે કારણ કે માણસ જ્યારે એમ સમજે છે, કે કાયદાથી એને તાબે થવું પડશે, ત્યારે તે સ્વેચ્છાથી તાબે થવા લલચાય છે. આમ છતાં એ વાત પણ એટલીજ મહત્વની છે, કે લઘુમતિની વાત મુદ્દે સાચી હોય, તો તે બહુમતિને પોતાના મતની કરી શકે એવું તેના મુદ્દામાં સત્ય હોય છે. અને તેમ હોય તો જ તે બહુમતિની સામે થઈ શકે છે. જ્યાં લઘુમતિનો આવો સામનો થાય છે ત્યાં આખરે લઘુમતિ બહુમતિમાં બદલાઈ જાય છે.

**લઘુમતિની જુદી હયાતીઃ—**

આટલા જ માટે જે દેશમાં લોકશાસનના ખરા સિદ્ધાંત ઉપર રાજ્ય પદ્ધતિ બંધાય છે, ત્યાં લઘુમતિને જુદી હયાતી આપવામાં આવી નથી. જેમકે ઇંગ્લેંડમાં કન્ઝરવેટીવ, લીબરલ, લેબર, કમ્યુનિસ્ટ, ઇન્ડીપેન્ડેન્ટલેબર વગેરે એવા ઘણા પક્ષો છે, પરંતુ તેમાં જ્યારે એકપક્ષ બહુમતિથી રાજ્ય ચલાવવાને નિમાય છે, ત્યારે બીજા બાકીના પક્ષો મતમાં ગૌણ હોવા છતાં એ પક્ષોને રાજ્યશાસનમાં માત્ર વિચાર સ્વાતંત્ર્ય સિવાય કાંઈ હકો આપવામાં આવતા નથી. લઘુમતિના હકો જાળવવા માટે નિયુક્તિના ધોરણે ત્યાં કોઈ માણસોની ખાસ પસંદગી થતી નથી. પરિણામ એ આવે છે, કે બહુમતિ વાળો વર્ગ સત્તામાં હોય, ત્યારે જો લઘુમતિવાળાની સંમતિ મેળવ્યા વગર ગમે તેમ રાજ્ય ચલાવ્યા કરે તો આવતી ચુંટણી વખતે, એ લઘુમતિ વાળાઓ લોકોને એવું સાબીત કરી આપી શકે, કે જેને લોકોએ ગયે વખતે પસંદ કરેલા તેઓ એમના વિશ્વાસને પાત્ર ન હતા. અને એ સાબીતી થતાં જ ગઈ ચુંટણીની વધુમતિ આવતી ચુંટણીની લઘુમતિ બની જાય છે.

**કૃત્રિમ લઘુમતિના ગેરલાભઃ—**

એટલે ખરા લોકશાસનમાં લઘુમતિના ખાસ લાભો જાળવવાની કૃત્રિમ પદ્ધતિ દાખલ કરવી એ તો લોકશાસનના ખરા જીવનના ઝરાને બંધ કરવા બરાબર છે. જે દેશને ખરૂં લોકશાસન જોઇતું હોય, તે દેશના લઘુમતમાં રહેતાં માણસોએ કાં તો પોતાના વિચારનો ભોગ આપવો ઘટે અથવા તો પોતે ખરેખર, નિસ્વાર્થ રીતે સાચા છે, એમ ખાત્રી થઇ હોય તો મરતાં સુધી એ વિચારને વળગી રહી ચુંટણી કરનારાઓના મન ઉપર પોતાના વિચારોની છાપ પાડી પોતે વધુમતમાં આવે. ટુંકામાં વધુમત—પછી તે ગમે તે રીતે કરવામાં આવ્યો હોય—એ જ લોકશાસનના જીવનનો આત્મા છે. હવે આ નિયમ જો સિદ્ધાંતમાં સાચો હોય તો જે શાસન, પાછળ રહી ગયેલા લોકોનું હિત જોવાનાં ખોટાં બહાનાં નીચે મતોના ભાગ પાડવાની કાયદામાં બારી રાખે છે, તે તો માત્ર એ લઘુમતવાળાના મતો હંમેશાને માટે પોતાની તરફેણમાં ખેંચી રાખવાનું માત્ર કાપટ્ય જ કરે છે.

**મત આપવાની યોગ્યતા:—**

લોકશાસન એટલે માણસોના ઘણા ભાગના મત પ્રમાણે ચાલતું રાજ્ય શાસન. તો પછી તેમાં ઘણાની સાથે થોડાં માણસોનું હિત નભી શકે નહીં. એટલે જો લોકશાસન બરાબર જમાવવું હોય તો તે થોડાં માણસોના હિત તરફ દૃષ્ટિ જ કરવી જોઇએ નહીં. લોકોને એક કરવાનો આજ એક ખરો રસ્તો દેખાય છે જ્યાં જ્યાં થોડાં માણસોને ઝાઝાં માણસોની સામે કૃત્રિમ રક્ષણ આપવામાં આવે છે ત્યા ત્યાં એકતા માત્ર સ્વપ્નું નીવડે છે. એટલા માટે મત આપવાની યોગ્યતાની બધી વ્યાખ્યાઓ કાઢી નાંખીને માત્ર જે ગૃહો ઓછામાં ઓછાં બે વર્ષ સુધી કુટુંબના મત લઈને ગૃહ વ્યવહાર ચલાવતા છતાં ભાગલા પડયા વિના અખંડિત રહી શકે તેને જ રાજસભાના સભ્યો ચુંટવાનો માત્ર મત મળવો જોઇએ.

**લોકશાસન અને રામરાજ્ય:—**

આ આદર્શ લોકશાસન છે. પણ જેમ રામના જેવા રાજા હોય તો લોકાનુકૂલ રાજ્ય ચાલે તેમ લોકશાસનનુ દરેક અંગ પણ રામના જેવી વૃત્તિવાળું થવું જોઇએ. સિવાય તો લોકશાસન કહેવાય પણ રામરાજ્ય ન કહેવાય. માત્ર પદ્ધતિથી રામરાજ્ય નહીં સ્થાપી શકાય પણ જો અધિકારીઓ રામના જેવા હશે તો જ રામરાજ્ય સ્થપાશે એટલે ખરૂં જોતાં વ્યક્તિતંત્ર અને લોકતંત્રમાં જે દોષ છે, તે પદ્ધતિના નથી પણ વ્યક્તિના છે. અર્થાત્ કે સત્તામાં આવ્યા પછી તેનો ઉપયોગ બીજા માણસના હિતને અર્થે ન થાય તો તે સત્તા એક માણસના હાથમાં હોય કે પાર્લામેંટના હાથમાં હોય તો પણ તે સરખુંજ છે.

**લોકશાસનનું ખોટું સ્વરૂપ:—**

બહુમતિ જ્યારે સત્તામા આવે છે અને લઘુમતિને સમજાવીને પોતાનામાં ભેળવી દઇ શકતી નથી, ત્યારે લોકશાસનનું ખરૂ સ્વરૂપ નહીં સમજવાવાળી બહુમતિ જોરજુલમ કરી લઘુમતિને તારાજ કરવા માંડે છે જેનો ઈતિહાસ ફ્રાંસના શરૂઆતના લોકશાસનમાંથી મળી આવે છે. તેમજ અત્યારે તે રશિયાની બોલ્શેવીક ચળવળમાં દેખાય છે. એકહથ્થુ સત્તાવાળા ઝારને મારનારા માત્ર દશ વર્ષમાંજ ખરા એકહથ્થુ સત્તાવાળા થયા અર્થાત્ કે રશિયાનું એ રાજ્યતંત્ર ખરૂં લોકશાસન હતું જ નહીં. ખરૂં જોતાં તો

તે ઘણાં માણસોના નામે થોડાં માણસોના હાથમાં સત્તા લેવાની પ્રવૃત્તિ માત્ર હતી. ખરા લોકશાસનવાળા દેશમાં મતભેદ હોય છે, પરંતુ એ મતભેદ જુલમથી દાબી દેવાનો પ્રયત્ન ન હોઇ શકે. છતાં જે દેશમાં એવું થતું હોય, ત્યાં તેના ઉપર નરેશનું રાજ્ય ન હોય, અને તેને બદલે ચુંટાએલા અધિકારીનું રાજ્ય હોય, તો પણ એ રાજ્યશાસનને તો એકહથ્થુ શાસનવાળુંજ રાજ્યતંત્ર કહેવું ઘટે. તેમજ એ એક માણસની એકહથ્થુ સત્તા કરતાં વધારે ભયંકર સત્તા ગણાવી જોઇએ; કારણ કે એક માણસ જ્યારે જુલમ કરે છે, ત્યારે ઘણાં માણસોના જુલમ જેવો તે મોટો હોતો નથી. તેમ વારસામાં રાજ્ય મેળવનાર એકહથ્થુ સત્તાધારીને જુલમના પરિણામે તેને ખોઈ બેસવાની ધાસ્તી રહે છે, જ્યારે આવી ધાસ્તી અમુક વખત માટે પસંદ કરાયેલા સત્તાધારીને રહેતી નથી. ઈતિહાસ બતાવી આપે છે, કે એક જુલ્મી નરેશ ન્હાના પ્યાલામાં એક ઝેરના ટીપાથી અથવા તો એક ખુની માણસની કટારથી નાબૂદ કરી શકાય છે; પરંતુ જ્યારે સંસ્થા આખી જુલ્મી હોય ત્યારે તેમ બનવું મુશ્કેલ છે. કોઇ પણ સંસ્થાની યોગ્યતા તેની પદ્ધતિમાં નહીં, પરંતુ એ સંસ્થા જેના હાથમાં હોય તે માણસની વૃત્તિમાં છે. વળી આ પ્રકારના લોકશાસનમાંથી સ્પેનની જેમ સરમુખત્યારી જલ્દી આવે છે. અને તેમાંથી નેપોલીઅનની માફક વ્યક્તિ શાસનની ભાવના પછી જાગૃત થાય છે.

હુકમ પાલનની વૃત્તિઃ—

અર્થાત્ કે લોકશાસન એટલે સ્વાર્થત્યાગની શક્તિ. પણ જેમ હુકમ સિવાય વ્યવસ્થા ન જ રહી શકે, તેમ એક માણસની સત્તા સિવાય પણ વ્યવસ્થા ન જ રહી શકે. એટલે ખરા લોકશાસનમાં સ્વતંત્રતાની ભાવના છતાં હુકમ પાલનની વૃત્તિ જરૂર જોઇએ. દાખલા તરીકે આખા શરીરમાં સ્વતંત્રતાનું એક જ પ્રકારનું લોહી વહે છે, પરંતુ તેમાં પણ હુકમ તો એકનો જ ચાલે છે. તેમ એક અંગ અપંગ થતાં બીજાં અંગો તેના હિતને તાબે થાય છે. આ પ્રમાણે લોકશાસનમાં પણ હોવું જોઇએ. પણ તે કોણ સમજે ? એટલે ખરૂં લોકશાસન તો આદર્શ રૂપે જ રહેવાનું. કારણકે લોક માત્રને અમુક રસ્તે કેળવવા એ ઘણું કઠણ છે, અને તેથી લોકશાસન નિષ્ફળ

જાય છે. જ્યારે એક માણસને કેળવવો એ સરળ છે. એટલા જ માટે ઈતિહાસમાં પણ નરેશ તંત્ર–રાજતંત્ર લાંબો વખત ટકી શકે છે.

**લોકશાસનની વાતો કરનારાઃ—**

ગમે તે દેશમાં જુઓ પણ જેઓ લોકશાસનની વાતો કરનારા છે, તેઓના ખમીરમાં સત્તામાં આવવાની ઇચ્છા છે. ઉદ્દેશ તેમનો સત્તા મેળવવાનો છે, તેઓ અત્યારે લોકશાસનની વાતો કરે છે ખરા, પરંતુ તેઓનું લોહી તો એકહથ્થુ સત્તાજન્ય જ છે. તેને લઈને જ તેઓ અન્યથા સત્તા મેળવવા પ્રયત્ન કરે છે. તેઓ પોતાની ધૂનમાં ખોટું સાચું માની લોકશાસનના નામે પ્રવૃત્તિ કરી રહ્યા છે. પડી ગએલા રાજ્યોના વંશજો અથવા તો સત્તા જેની ખોવાએલી છે, એવા અધિકારી વર્ગના કુટુંબીઓ પ્રાયશઃ આ પ્રવૃત્તિમાં જોવામાં આવશે.

**લઘુમતિના સંતોષનો માર્ગઃ—**

ખરો લોકશાસક એમ તો ન જ કહી શકે કે લઘુમતિનો બચાવ ન કરવો. તે તો એમ જ કહે કે લઘુમતિની વાત હું સમજતો નથી. લોકશાસન ઘણાનું કલ્યાણ થાય તેનો વિચાર કરે છે. એ તેનો ધર્મ છે. તો પછી તે લઘુમતિના કલ્યાણનો વિચાર નથી કરતો એમ કેમ બને? આ વાત સમજાતી નથી ત્યાં આ મુશ્કેલી છે. જ્યાં એકહથ્થુ સત્તા છે ત્યાં તો સત્તાધારી લઘુમતિ વધાર-વાના જ; કારણ કે તેમાં તેમની શક્તિ–બળ છે. ખરૂં જોતાં લઘુમતિ એટલે ઘણા નાના નાના જથ્થા ઝાઝા ભાગમાં. આ જથ્થા સ્વયં ઝાઝા નથી પણ જો તેને ભેગા કરીએ તો બહુમતિ થઈ શકે છે. આ એક પ્રકારની ભુલામણી છે. કારણ કે તે લાગે લઘુમતિના હિતમાં અને હોય બહુમતિના અહિતમાં. પરંતુ આવા પ્રકારનો અંધ-પિછોડો કરવા કરતાં લઘુમતિને મેળવી લેવી એ ઘણું સહેલું છે. આ માટે માત્ર બહુમતિએ થોડો ભોગ આપવા તૈયાર થવું જોઈએ. થોડો એટલા માટે કે લઘુમતિ વધારે ભોગ માગતી નથી.

**લોકહિતઃ એ ફળઃ—**

એકહથ્થુસત્તા કે લોકશાસન એ બન્નેનું ફળ લોકહિત જ છે. ફળ એક છે, માત્ર તે શાસનવૃક્ષની જુદી જુદી ડાળી ઉપર

ઉણેલું છે. માત્ર એ માર્ગો જ જુદા છે. પરંતુ એક વાત નક્કી છે, કે જો દુનિયા ઉપર રાજ્ય ચલાવવું જ છે, તો તે લોકોને જ માટે ચલાવવું જોઈએ. આ સિવાય બીજું બધું નકામું છે. પ્રબળ એક-હથ્થુ સત્તાધારી પ્રભુ: જેને કાંઈ કરવાનું નથી તેમજ કાંઈ મેળવવાનું નથી તે કહે છે. કે "મારે કાંઇ કરવાનું નથી છતાં લોક સંગ્રહ અર્થે કરૂં છું." અર્થાત્ શાસનનું મુખ્ય ધ્યેય લોક સંગ્રહ જ છે. અને એ દૃષ્ટિએ શાસન કાંઇ ચલાવવાની વસ્તુ નથી પણ લોકોને શિખવવાની વસ્તુ છે. મતલબ કે શાસન એટલે માર નહીં, પણ શાસન એટલે શિખામણ.

**શાસનનું એક ત્રીજું સ્વરૂપ:—**

હવે "લોકશાસનના અભાવે રાજસત્તા પણ લોકશાસનની ભાવનાથી શાસન કરે એવો કોઇ માર્ગ છે, કે કેમ?" આ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. એક વાત તો ખરી છે, કે પ્રજાનાં બધાં અંગોનો વિચાર કરી તે અંગોનું હિત એક સમિતિ કે એક વ્યક્તિ જાણી શકે નહીં. તેનામાં એટલી બધી બુદ્ધિમતા પણ હોઈ શકે નહીં. તેમ લોકહિતના ઉત્પન્ન થએલા વિચારોને પાર પાડવા વ્યક્તિ કે સમિતિની શારીરિક તથા આર્થિક સ્થિતિ પણ ન હોઇ શકે. ત્યારે કરવું શું? જે રાજા કે અધિકારી એમ માનતો હોય કે "મારી યોજનાથી સુધારો થાય" તો તે ખોટું છે. રાજ્યમાં સુધારો કરવાનો અને લોકમતાનુસાર તંત્ર ચલાવવાનો સાચામાં સાચો માર્ગ તો એ છે કે ખેડુત, વેપારી વગેરે પ્રજાના દરેક અંગની સુધારણાનું કાર્ય તે તે અંગને જ સોંપી દેવું. તેઓને કહેવું કે "રાજ્ય, ખર્ચ કરી શકે એવી તમારી જે જે દરખાસ્તો હોય તે લાવો." આ પ્રમાણે કરે તે જ ખરો રાજા છે. પણ પછી આ અંગોને સોંપેલા કામમાંથી તેમને ચસવા દેવાં ન જોઈએ. તેઓ બધાં બનતાં સુધી પોતાનો ઘણામાં ઘણો સ્વાર્થ સાધવા પ્રયત્ન કરે. તેમ જ પોતાના હિત અર્થે તેઓ પછી જે જે ઉપાયો બતાવે તે શાંતિથી સાંભળવા; પરંતુ તે સાથે એટલું લક્ષમાં રાખવું કે પ્રજાના એક અંગનું હિત જાળવવામાં આડકતરી રીતે પ્રજાનાં બીજાં અંગોને નુકસાન થાય છે કે કેમ? જો નુકસાન થતું જણાય તો રાજા કે અધિકારી પ્રજાના તે અંગને સમજાવી

શકે કે તમારૂં હિત એટલે બીજાનું અહિત કરવાની અનામત નહીં; એટલે તમારે તમારા હિતમાં જ રહીને દરખાસ્તો મૂકવી ઘટે.

**આ પદ્ધતિથી લાભઃ—**

આ પ્રમાણે કરવાથી પોતાના સ્વાર્થની સાથે બીજાના સ્વાર્થની વચમાં કેમ ન આવી શકાય તેનું પ્રજાના દરેક અંગને જ્ઞાન થાય. ખેડુત, વેપારી વગેરેનાં જુદાં જુદાં મંડળો છતાં એક બીજા પ્રતિ તેમને સહાનુભૂતિ થાય તેમજ પરસ્પરનો સ્વાર્થ સમજાય એટલે તેઓની વચ્ચે બહારથી વિરોધ દેખાતા છતાં એક બીજાનાં અંગભૂત થઇ રહે. એક ઉદાહરણ લઇએ. વેપારીઓનું મંડળ કહેશે, કે જપ્તી કરાવી ખેડુતો પાસે લેણું અપાવો; તો તેમને કહેવું કે એ ખરૂં, પણ એ ખેડુતોનો અને તમારો સ્વાર્થ સચવાય એવી રીતે કામ કરવું જોઇએ; કેમકે ખેડુતોની સ્થિતિ સુધરશે તો જ તમારૂં લેણું પતશે

**સાવચેતી અને અધિકાર મર્યાદાઃ—**

આ રીતે પ્રજાનાં દરેક અંગના મંડળો સ્થાપી તે મંડળો પાસેથી તેની ઉન્નતિની દરખાસ્તો લઇને બનતી સહાનુભૂતિ આપવી આમ કરતાં વધારે પડતી વાતોને જોરથી રોકવી અને આપી શકાય એવી સગવડને હસ્તે મુખે તુરત આપવી; જેથી પરસ્પરનો વિશ્વાસ સધાય અને બેવકુફી ભરેલી વાતો કહેવાની બીક લાગે. આનું આડકતરૂં પરિણામ એ પણ આવે કે દરબારની–રાજ્યની દરમિયાનગીરી સિવાય પ્રજાનાં આ જુદાં જુદાં અંગો જેને પરસ્પર સંબંધ હોય તે પોતાથી જ ખાનગી રીતે અંદર અંદર મળીને વાટાઘાટ કરી લે અને આ રીતે પ્રજાનાં અંગો પણ લોકશાસનના સિદ્ધાંત ઉપર સમાધાની કરવા મંડી પડે. પરંતુ આ બધાં મંડળોની સત્તા, સલાહ આપવા જેટલી જ હોય. અધિકારની નહીં. કારણ કે અધિકાર આવે છે, ત્યારે કોઈ પણ સંસ્થામાં સત્યનો વિચાર કરવાને બદલે સ્વાર્થ તરફ ખેંચતાણ વધારે થાય છે. લોકમતથી રાજ્ય ચલાવવાની પદ્ધતિનું આ નવું સ્વરૂપ છે અને તેનો પ્રયોગ કરવા જેવું છે.

૧૬–૧–'૨૮



# લડાઈ.

**લડાઈ અટકાવવાનો માર્ગ:—**

અત્યારે દુનિયા લડાઇના ભયથી ઘેરાએલી છે. અને રાજ્યોં પણ ભવિષ્યમાં લડાઇ ન થાય તે માટે જુદા જુદા ઉપાયો યોજે છે. પણ હંમેશના માટે લડાઈ અટકાવવી હોય તો બે રીતે અટકાવી શકાય. (૧) ઇશ્વરના હૃદયને મનુષ્યે ઓળખીને. પરંતુ સ્વર્ગની એ વાત અહીં લાવવી અશક્ય છે. એટલે લડાઇ અટકાવવાનો (૨) બીજો ઉપાય એ છે, કે "હું બીજાનો રક્ષણકર્ત્તા છું" એવી ભાવના થવી જોઇએ. આ બીજા પ્રકારની ભાવના જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં નહીં ઉતરે, ત્યાં સુધી પ્રજાસંઘથી કાંઇ જ ન થાય. ત્યારે શું લડાઇ થવા દેવી ? ઉપરના દૈવી ઉપાયો ન જ થઇ શકે તો પછી કોઇ એવો મનુષ્ય પ્રયત્ન છે, કે જેથી પોતાના સ્વાર્થને અંગે લડાઇ થતી બંધ પડે ?

**સ્વાર્થનો માર્ગ:—**

હા, એવો એક ઉપાય છે અને તે સ્વાર્થનો કિંવા બીજી રીતે કહીએ તો આસુરી છે આ માર્ગનો અમલ થઇ શકે એટલા માટે દરેક મનુષ્યને એવો બનાવવો અર્થાત્ તેનું માનસ એવા પ્રકારનું ઘડવું કે જે કેવળ પોતાના જ સ્વાર્થની ખાતર બીજા સાથે લડે નહીં. ગીતામાં વર્ણવેલા "કાર્પણ્ય" જેવો મનુષ્યને કૃપણ બનાવવો. એટલે કે લડાઈ અટકાવવા માટે કાં તો પ્રભુ થવું અને કાંતો કૃપણ થવું. હવે એ સિદ્ધાંત રાજ્યો પરત્વે એવી રીતે લાગુ પાડી શકાય કે જે રાજ્ય–મોટા રાજ્યમાં બહુ મતભેદ થતા હોય તેને વિભક્ત કરી નાંખી, નાનાં નાનાં રાજ્યો બનાવી દઇ, લોકશાસનના ધોરણે તે રાજ્યોનો વહીવટ ચલાવવો. આનું પરિણામ એ આવે કે રાજ્યોના

સ્વાર્થથી ભાગલા થએલા હોવાથી તે રાજ્યોના શાસકો પણ સ્વાર્થ વૃત્તિવાળા જ હોય. અને આ સ્વાર્થ જ્યારે સત્તામાં આવે ત્યારે પોતાની સત્તા ન જાય એ તરફ એ સ્વાર્થી શાસકોની પહેલી દૃષ્ટિ રહે. વળી જેને સ્વાર્થ તરફ દૃષ્ટિ હોય તેને સ્વમાન કરતાં સ્વાર્થ વધારે વહાલો હોય, એટલે માનને ભોગે પણ તેઓ બનતાં સુધી બીજા સાથે લડવા તૈયાર ન થાય. એટલું જ નહીં પણ આવા શાસકોની સત્તા, બીજાના મત ઉપર આધાર રાખતી હોઇ વ્યક્તિ તંત્રની માફક સ્થાયી પણ ન હોય. અને લોકો પણ લડવૈયા સ્વભાવ વાળા કરતાં પોતાને જે શાંત જીવન ગાળવા દે તેને પોતાના અગ્રણી તરીકે વધારે પસંદ કરે. એટલે એક તો આ દૃષ્ટિએ, તેમ જ સાધનોનો અભાવ, મોટાં લશ્કરો રાખવાની અશક્તિ અને સ્વાર્થ ખોવાની બીકઃ એ ત્રણ કારણોથી નાનાં નાનાં રાજ્યો એક બીજાની સાથે લડી શકે નહીં. હાલની સ્થિતિમાં આ જ માર્ગ ઠીક છે.

**સત્તાતુલાઃ—**

મોટી લડાઇઓ સત્તાતુલાની પ્રવૃત્તિમાંથી જ ઉભી થઇ છે. સત્તાતુલાની પ્રવૃત્તિ જો ઉભી કરવામાં ન જ આવી હોત તો ગત મહાયુદ્ધ ન થાત અને થાત તો ૧૮૭૦ની માફક વ્યક્તિગત લડી છૂટત. બેશક કોણ જીતત એ જોવાનુ નથી, પરંતુ આટલાં બધાં માણસો તો ન જ મરત. આ તો જર્મનીએ ત્રિરાજ્યોની એકસંપી સાધી તો ઇંગ્લેંડે ચાર રાજ્યોની મૈત્રી સાધી. પરિણામે લડાઈ થઇ. આ કરતાં જો દરેક રાજ્ય છુટું છુટું લડયું હોત તો આટલું નુકસાન ન થાત અને કદાચ થાત તો આટલાં માણસો તો ન જ મરત.

**ઝઘડાનું મૂળઃ—**

દરેક માણસ એક બીજા ઉપર દુશ્મનાવટ રાખે એથી કાંઇ ઝઘડો કે લડાઇ નથી થતાં, પરંતુ બીકથી વધારે માણસો રાખે તેથી ઝઘડો ઉભો થાય છે. એ રીતે શાંતિ રાખવાને નામે સત્તાતુલાની પ્રવૃત્તિ ઉભી કરવામાં આવી પરંતુ તેમાંથી છેવટે લડાઇ થઇ. નાનાં નાનાં રાજ્યો હોય તો પણ તેમાં સંભવ છે, કે લડાઈ થવાનો પ્રસંગ ઉભો થાય, અને ધારો કે લડાઇ થાય તો તે લાંબો વખત ચાલી શકે જ નહીં. કારણ કે રાજ્યોનો જે અગ્રણી હોય તે એમ સમજે

કે મારા હાથમાં ક્યાં સુધી સત્તા રહેવાની છે ? એટલા માટે હાલની સ્થિતિમાં લડાઇ અટકાવવાનો સારામાં સારો માર્ગ એ છે, કે નાનાં નાનાં ટોળાંઓના એકઠા સ્વાર્થ કરી નાનાં નાનાં રાજ્યો ઉભાં કરવાં.

પ્રજાસંઘ લડાઇ બંધ કરવાનું કહે છે, તે આદર્શ હોવાથી ઠીક લાગે છે; પરંતુ જીતેલાઓએ જે લીધું છે, તે તેમને ખોવું નથી અને જેણે ખોયું છે તે તેમને પાછું મેળવવાનો કશો ઉપાય નથી. આવી સ્થિતિમાં રાજ્યો રાજ્યો વચ્ચેનો સંબંધ અને પ્રજાસંઘનો આદર્શ શી રીતે સાચવી શકાય એ જોવા જેવી વાત છે. આ કરતાં તો તમામ પ્રકારની પ્રગતિને જ બંધ કરી દેવી એ હિતાવહ છે.

૧૬-૧-'૨૮



# પ્રજાતંત્ર કે રાજસત્તા ?

હમણાં હમણાં દેશી રાજ્યોમાં કેટલીક જગાએ પ્રજા પ્રતિનિધિ સભાઓ સ્થપાય છે, એ ખુશી થવા જેવું છે. કારણકે કોઇ પણ રાજ્યનો વહીવટ પ્રજાની ઇચ્છા પ્રમાણે ચાલે એ સર્વથા ઇષ્ટ છે. પરંતુ પ્રશ્ન એ છે, કે પ્રજાને રાજ્યતંત્રમાં ખરેખર હિસ્સો આપવાની તેમાં ઇચ્છા છે કે કેમ ? જો વસ્તુતઃ તેમ ન હોય અને તે માત્ર બહારનો જ દેખાવ હોય તો પ્રજાતંત્રના નામે કરવામાં આવતી એવા પ્રકારની રચના, એ દુકાળીઆને પેટ ભરીને ખાવા આપવાને બદલે સાકરના થોડા ગાંગડા આપી, તેઓને સંતુષ્ટ કરવાનો મિથ્યા પ્રયત્ન કરવા જેવી છે.

એકહથ્થુ રાજસત્તા અને પ્રજાતંત્ર એ એક નીસરણીના બે સામસામા છેડા છે. આ નીસરણીના ઉપરના–રાજસત્તાના છેડાથી જો ઉતરવાનું શરૂ કરવામાં આવશે, તો નીચે ગયા વગર છુટકો જ નથી; કેમકે આ ઉભય સત્તાઓ વચ્ચે મધ્યસ્થ માર્ગ એકેય છે જ નહીં. અને તે પણ વૃદ્ધની માફક નહીં પણ જુવાનની માફક બબ્બે પગથીએ એ નીસરણીએથી ઉતરવું પડશે. એમ છતાંય ખરેખર શુદ્ધ દીલથી દેશીરાજ્યોમાં પ્રતિનિધિ મંડળો સ્થાપવામાં આવતાં હોય તો તે હેતુ પ્રશંસા પાત્ર છે. પણ જો આવી યોજનાઓ કરી પ્રજાને છેતરવી હોય તો તેમાં પ્રજા નહીં પરંતુ યોજનાના ઉત્પાદકો જાતે જ છેતરાય છે: કેમકે ઘણી જગાએ આવાં મંડળો સ્થાપવામાં આવ્યાં છે પરંતુ તેને સ્થાપ્યા પછી સ્થાપકો પોતે જ એને ચાલવા દેતા નથી. એટલે જો માત્ર દેખાવ જ કરવો હોય તો નીસરણીનું એકપણ પગથીઉં નીચે ન ઉતરવું.

સાથે સાથે બીજો પ્રશ્ન એ ઉભો થાય છે કે રાજ્ય, રાજાનું કે પ્રજાનું ? આ સંબંધી યથાર્થ દૃષ્ટિ કેળવ્યા વિના કોઇપણ પ્રકારનું પગલું ભરવું એ રાજનીતિનું પૂર્ણ અજ્ઞાન સૂચવે છે. અત્યારે આ સંબંધી વસ્તુતઃ મતભેદ છે. બ્રિટિશ હીંદના રાજદ્વારી આગેવાનો સંપૂર્ણ જવાબદાર પ્રજાતંત્રની માગણી કરે છે. આ આગેવાનોમાં એક પક્ષ એવો પણ છે, કે જે દેશી રાજ્યોનું અસ્તિત્વ અને તેનું રાજ્યતંત્ર–પ્રજાકીય દૃષ્ટિએ હાનિકારક માને છે. પ્રજાતંત્રની આ દૃષ્ટિ પાશ્ચાત્ય કેળવણીની અસરે પરિણમી છે. પણ પૂર્વની રાજ્ય સંસ્થાઓ આ પાશ્ચાત્ય ઢબે ચાલી શકે કે કેમ ? અને તે પણ હીંદુસ્તાન જેવા વિશાળ દેશમાં. ખરૂં જોતાં પૂર્વની રાજ્ય સંસ્થાઓ પૌર્વીય કેળવણી–સંસ્કૃતિની ઢબે જ રચાવી જોઇએ. તેમ છતાં પણ આ સિદ્ધાંત સર્વથા સત્ય છે એમ ન કહેવાય કારણકે રાજકારણમાં તો એક સુભાષિતમાં કહ્યું છે, તે પ્રમાણે:—

न सत्यं सर्वथा सत्यम्<br>
असत्यं नानृतम् तथा ।<br>
हितं यत् सर्व लोकस्य<br>
तत्सत्यं शेषमन्यथा ॥

અર્થાત્ કે લોકોનું–પ્રજાનું હિત કરનારૂં જે સત્ય તેજ સત્ય રાજકારણમાં પ્રજાતંત્ર સફળ થાય તેના જેવું તો એકેય સારૂં નહીં, પરંતુ ભિન્ન ભિન્ન ધર્મ અને જાતિવાળા દેશમાં આની વ્યવહારૂતા વિષે જ્યાં બહુધા શંકા હોય અને પૌર્વીય સંસ્કૃતિ અનુસાર રાજ્ય તંત્રની સફળતાની બહુધા ખાત્રી હોય, ત્યાં આ ઉભય રાજ્યતંત્રમાંથી કયું સફળ થઈ પડશે, તે જાણવા માટે સારામાં સારો પ્રયોગાત્મક માર્ગ એ છે, કે એક તરફથી બ્રિટિશ હીંદમાં સરકારે અબાધિત રીતે પ્રજાતંત્રના ધોરણે રાજ્યતંત્ર દાખલ કરી દઈ, વાઇસરોયે સાવ અલિપ્ત રહેવું અને પોતાને મળેલી અસાધારણ સત્તા–"Veto Power" નો ઉપયોગ કરવાની સત્તા, સિવાયની તમામ જવાબદારી–આ રાજ્યતંત્રના સંચાલકો ઉપર નાંખી દેવી. જ્યારે બીજી દિશામાંથી રાજકર્ત્તાઓએ પૌર્વીય રાજ્ય બંધારણના ધોરણે ધર્મરાજ્ય સ્થાપી એ રીતે પોતાનો કારોબાર

ચલાવવો, અને એ પ્રયોગોને પરિણામે ખાત્રી કરી લેવી કે ઉભય રાજ્યતંત્રમાંથી કયું રાજ્યતંત્ર આ દેશને માટે અનુકુળ અને સફળ થઇ પડશે. સંભવ છે કે આ અનુભવને પરિણામે બ્રિટિશ હીંદની પ્રજા આપોઆપ કહેશે કે પૂર્વના ધોરણે ચલાવવામાં આવતો દેશીરાજ્યોનો વહીવટ સ્વીકાર્ય અને સુખપ્રદ છે.

૨૦-૧૦-'૨૭.



# રાજસત્તા ઉપર નિયમન.

રાજકર્તાઓની સત્તા નિયમમાં રહે એટલા માટે તેના ઉપર અન્ય સત્તાની આવશ્યકતા હોવી જોઇએ, એમ અત્યારે વાર વાર કહેવામાં આવે છે. ખરૂં છે, કે રાજકર્તાઓની અનિયંત્રિત સત્તાના દુરૂપયોગ સામે જે ફરીઆદ કરવામાં આવે છે તે ખોટી નથી. પરંતુ એ સત્તા ઉપર અન્ય સત્તાનું નિયમન મૂકવામાં આવે તો થોડા સમયને માટે તે કદાચ સુખરૂપ નીવડે પરંતુ જ્યારે એ અન્ય મોટી સત્તા પણ અતિશયતાનું રૂપ લેશે, ત્યારે પાછી એની એ ફરીઆદ ઉભી થશે. આ રીતે સત્તાના નિયમનના ચક્રાવાનો અંત જ નહીં આવે એટલે રાજકર્તાઓની સત્તાને નિયમમાં રાખવાનો સરસ માર્ગ તો એ છે, કે તેમને અપાતા શિક્ષણમાં ફેરફાર કરવો. અત્યારે રાજકુમારોને જે શિક્ષણ આપવામાં આવે છે, તે કેવળ એકહથ્થુ સત્તાનું પોષક અને પ્રજાને તાબામાં રાખવાના હેતુથી જ અપાય છે. જે શિક્ષણ તેમને મનુષ્યત્વમાંથી ચ્યુત કરે છે. એટલે જ્યાં સુધી રાજકર્તાઓને અપાતી કેળવણીમાં ફેરફાર કરવામાં નહીં આવે ત્યાં સુધી હાલની રાજ્યપદ્ધતિમાં કશો જ તાત્વિક ફેરફાર નહીં થાય

રાજ્ય વહીવટમાં પણ "Preventive" બાધક અને શામક "Curative" એવી બે મુખ્ય પદ્ધતિ છે. તેમાં આપણાં દેશી-રાજ્યોનો વહીવટ ઘણે ભાગે પહેલી પદ્ધતિ અનુસાર જ ચાલે છે. જ્યારે બીજા પ્રકારની શામક પદ્ધતિ તરફ સાવ દુર્લક્ષ રાખવામાં આવે છે. રાજકુમારોને જે શિક્ષણ આપવામાં આવે તે શિક્ષણમાં આ ઉભય પદ્ધતિનો સમન્વય કરવામાં આવે તો જ્યારે તેઓના

હાથમાં રાજ્યની લગામ આવે ત્યારે ઉભય પદ્ધતિ પૈકી કઇ પદ્ધતિનો ક્યારે અને ક્યાં તથા ક્યા સંયોગોમાં ઉપયોગ કરવો તેની તેમનામાં સમજણ હોવાથી તેમનો વહીવટ લોકોપકારક થઇ પડે. અને એ વહીવટ ઉપર કોઇ બીજી સત્તાના નિયમનની જરૂર ન રહે.

૨૦–૧૧–'૨૭.



# કોમી પ્રતિનિધિત્વ.

કોઇપણ રાજ્યતંત્રમાં જ્યાં સુધી કોમી પ્રતિનિધિત્વ ( Communal Representation ) અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી તે રાજ્યતંત્ર સંપૂર્ણ જવાબદાર રાજ્યતત્રની કક્ષાએ પહોંચી શકે જ નહીં. હીંદુસ્તાનમાં અત્યાર સુધી આ ધોરણ ચાલે છે ,પરંતુ આંહીના રાજદ્વારીઓનો મોટો ભાગ પ્રથમથી જ આવા પ્રકારના પ્રતિનિધિત્વની સખત વિરૂદ્ધ છે. એટલું જ નહીં પણ અત્યારે હવે તો સરકાર પણ એમ ઇચ્છે છે, કે કોમી પ્રતિનિધિત્વને ધોરણે કરવામાં આવતી ચુંટણી હીંદુસ્તાનના લાભોને હાનિકર્તા છે. એટલા માટે સરકારનો ઇરાદો પણ એવો છે કે કોમીભેદ ઉપર રચાયેલાં જુદાં જુદાં મતદાર મંડળો રદ કરી સમાન ધોરણે ચુંટણીનું ક્ષેત્ર વિસ્તારવુ. કારણ કે પ્રતિનિધિત્વનું એ ધોરણ સ્વીકાર્યા વિના કોઇપણ દેશ જવાબદાર રાજ્યતંત્રના માર્ગે જઇ શકે નહીં. બેશક હવે પછીના રાજદ્વારી સુધારામાં સંભવ છે કે કોમી પ્રતિનિધિત્વ રદ કરવામાં આવે. પરંતુ એમ લાગે છે કે ચુંટણી માટે નક્કી કરેલા દરેક વિભાગમાં જ્યા જરૂરનું લાગશે, ત્યાં ખાસ કોમો માટે અલાયદી બેઠકો રાખવામાં આવે. આ પગલું પણ જવાબદાર રાજ્યતંત્રની નજરે તો અયુક્ત ગણાય, પરંતુ હીંદુસ્તાનની હાલની પરિસ્થિતિ પૂરતું તે વ્યવહારૂ લેખાવું જોઇએ. કારણ કે તેથી મહત્વનો લાભ એ થશે કે ચુટણી માટે ઉભા થનાર દરેક ઉમેદવારને ચુંટણીમાં ફતેહ મેળવવા માટે બીજી કોમોના મતોની પણ જરૂર પડશે આથી ધીમે ધીમે જાતીય ધિક્કારની લાગણી ઓછી થશે. અને એક કોમને બીજી કોમની ગરજ પડવાથી તેઓ વચ્ચે વાણી અને વિચારનો સંબંધ વધશે.

દરેક કોમના આગેવાનોએ બીજી કોમનાં માણસોને ખુશી રાખી તેમનાં દીલ જીતી લેવાં પડશે. પરિણામે અત્યારે દેશમાં જે કોમી વીખવાદ છે, તે નાશ પામી સલાહશાંતિનું વાતાવરણ ફેલાશે

૨૦-૧૧-'૨૭.



# અંતઃકરણનો અવાજ.

અંતઃકરણનો અવાજઃ—

આ બધી મારામારીનું કારણ આપણે ઇચ્છા પહેલી અને વિચાર પછી કરીએ છીએ તે છે. તેને લીધે જ ઝેર ને વેર રોપાય છે. વળી જેને આપણે "રીઝન" (Reason) કહીએ છીએ, તેનો ઉપયોગ સત્ય શોધવામાં નહીં, પણ દલીલો શોધવામાં કરીએ છીએ. તેમ છતાં કહીએ છીએ તેને "રીઝન", એટલે પછી શી રીતે મારામારી અટકે? પણ જો મારામારી અટકાવવી હોય તો દરેક માણસે છાતી ઉપર હાથ મુકીને પોતાને પૂછવું કે હું કરૂં છું તે બરાબર છે કે નહીં? કારણ કે જ્યાં સુધી માણસ પોતાના હૃદયને છેતરે છે, ત્યાં સુધી તે બીજા સાથે લડ્યા વગર રહેતો નથી. એટલે જેણે લડવું હોય તેણે હૃદયના અવાજને ન માનવો. પરંતુ જેને અંતઃકરણનો સાચો મતભેદ હોય છે તે માણસ લડાઇની ભાષા વાપરી શકતો જ નથી. કારણકે શુદ્ધ અંતઃકરણ "Sincerity" અને ગુસ્સાને મેળ ખાતો નથી. એટલું ખરૂં કે આવા માણસના વિચારો ન ફરે, પણ જુદી જુદી વખતે ભાષાનું સ્વરૂપ બદલાય. અર્થાત્ સિદ્ધાંતો તો એકજ હોય, પણ ભાષામા ફેર પડી જાય. એકલા હોઇએ, થાકીને આવ્યા હોઇએ, ઘણાં માણસો બેઠાં હોય કે આપણા કરતાં વધારે બુદ્ધિશાળી માણસો સાથે વાત કરતા હોઇએ ત્યારે શબ્દો ઉપર કાબુ રાખવા માટે ભાષા જુદી જુદી વપરાય. વિચારોનો પાયો તો એક જ રહે, પણ સ્વરૂપમાં ફેર પડ્યા વગર રહે નહીં.

દુષ્ટમાં દુષ્ટ કે ચોરી કરનારને પણ અંતઃકરણનો અવાજ નથી એવું નથી. કારણકે તે નથી એમ તો ત્યારે જ મનાય કે તે માણસ

જે છુપું કરે છે, તે જાહેરમાં રહીને કરે ત્યારે જ. અને જ્યારે તેમ કરે ત્યારે તો તે ગાંડો જ હોય !

" દેશસેવા " કરવી છે, એ જો ખરેખરો અંતઃકરણનો અવાજ હોય તો પછી મતભેદ કેમ હોઈ શકે ? નજ હોઇ શકે. બધા આગેવાનો કહે છે કે અમારે સ્વતંત્રતા જોઇએ છીએ પછી તેને પોષાક ભલે જુદો જુદો આપે. રીસ્પોન્સીવીસ્ટ, લીબરલ, અને મુસલમાનો પણ કહે છે, કે અમારે જુદું મતદાર મંડળ જોઈએ છીએ, પરંતુ જોઇએ છીએ તો સ્વરાજ્ય જ. આ જો ખરૂં હોય તો તે અંતઃકરણનો અવાજ છે. પરંતુ એ સ્વતત્રતા ફલાણાને નહીં ને મને એમ થાય છે ત્યાં જ મગજ માથે ચડી બેસે છે.

અંતઃકરણનો અવાજ કાંઈ અદ્વિતીય સત્ય ન હોઇ શકે. કારણ કે અંતઃકરણ સમુદ્રના જેવું એક નથી પણ ઘડાના પાણીની માફક નોખુ નોખું હોય છે. દરેક માણસના અતઃકરણને મર્યાદા હોય છે અને તેથી જ વિચારમાં ભેદ પડે છે. આનું કારણ એ છે કે અતઃકરણનો અને મગજનો ભેદ એકદમ પારખી શકાય એવો નથી. એ બન્ને વચ્ચેનો તફાવત એ છે કે અંતઃકરણના અવાજને માન આપતાં આપતાં માણસ પડે ત્યારે તેને ગુસ્સો ચડવાને બદલે મારી આ ભૂલ થઇ, એવું તેને ભાન થાય છે. અને એ ભૂલમાંથી ઉત્પન્ન થએલા દુઃખના અનુભવથી અંતઃકરણ એક પગલું આગળ વધે છે. જ્યારે મગજની જાણી જોઇને કરેલી ભૂલથી માણસ ગુસ્સે થાય છે એટલે મગજ આગળ વધવાને બદલે ઉલટું નીચું ઉતરે છે. " Sincerity અને Insincerity " ની પરીક્ષા પણ ત્યાં જ છે.

તમે કોઇવાર સાધુ–સંન્યાસીઓને વાત કરતાં સાંભળ્યા છે ? તેમાંના ઘણા જ્યારે આ બધું બ્રહ્મમય છે એમ કહેતા હોય છે, ત્યારે જ તેઓ જાણતા હોય છે કે પોતે દભથી ખોટું બોલે છે. તમે તેની આંખ કે ચહેરામાંથી જ પારખી શકશો કે તેઓ જુઠ્ઠા છે. આ પરીક્ષા શક્તિ કઠણ નથી. અનુભવે સહજ છે.

અંતઃકરણનો અવાજ સાપેક્ષ " Relative " સત્ય છે. અને તેથી જ વિકાસક્રમને અવકાશ છે. કારણ કે આપણું અને બીજાનું અંતઃકરણ એક હોય તો પછી વિકાસક્રમને અવકાશ ક્યાં રહ્યો ?

**દેશભક્ત અને ચળવળ કરનાર:—**

પગારદાર સૈનિક એ કંઇ ખરો સૈનિક નથી. પણ પૈસા દે તેનો ચાકર છે. તેને જ્યાં “ચંદા” મળે ત્યાં જ રહે. આવા સૈનિક mercenary soldiers જેમ કહેવાય છે, તેમ ચળવળ કરનારાઓ ( Agitators ) પણ તેવા જ કહેવાય. તેઓ ખરા દેશભક્ત નથી. તેમનામાં અને દેશભક્તમાં એક ફેર છે, તે એ કે દેશભક્ત અસત્યની સામે લડનારો અને ચળવળીઓ માત્ર ધાંધલ કરનારો હોય છે ધાંધલ કરવી એ ચળવળીઆને મહાન કામ લાગે છે. જ્યારે દેશભક્તને તે શરમભર્યું લાગે છે. ખરા અને ખોટા ચળ-વળ કરનારાઓમાં આજ તફાવત છે.

જે ખરો આગેવાન-દેશભક્ત છે, તેને પરિણામ સાથે સંબંધ છે. જ્યારે માત્ર ચળવળ કરનારને પરિણામ સાથે કશો સંબંધ નથી. વળી જે ચળવળખોર હોય છે, તેનો ઉદ્દેશ તો સત્તા મેળવવાનો જ હોય છે અને દેશભક્તનો હેતુ કેવળ સેવા કરવાનો હોય છે. દેશી રાજ્યોમાં જ્યાં ચળવળ કરનારાઓ છે, ત્યાં ત્યાં તેમનો હેતુ ઘણે-ભાગે સત્તા મેળવવાનો જણાય છે.

ચળવળખોર જ્યારે ખાનગીમાં વાત કરે છે, ત્યારે વિવેકથી વાત કરે છે. અને ત્રીજો માણસ બેઠો હોય છે, ત્યારે તે વાત કરતાં કરતાં એમ જણાવે છે, કે મને અધિકારની કે સત્તાની અસર નથી. ત્રીજા માણસના દેખતાં જેમ આપણે બોલ્યા વિના રહેતા નથી. તેમ ચળવળ કરનાર પણ પોતાનું ડહાપણ બતાવવા માટે ઘણું કરે છે, જ્યારે દેશભક્તની પ્રવૃત્તિ બધે એકસરખી હોય છે. સત્યને ખાનગીમાં અને ઘણામાં તેને એક જ કહેવાનું હોય છે અને તે સત્યને માટે અત્યારની કેળવણીની ખામીને લીધે આ બધી ધમાધમી છે. કેળવણીથી માણસોને પહેલાં પોતાનું સ્વરૂપ સમજાવું જોઇએ તે સમજાતું નથી તેનું ખરૂં કારણ એ છે કે કેળવણીનો પાયો ખોટો છે.

**સરકારનું વહાણ:—**

સરકારનું વહાણ જો કોઇ પણ ખડગે અથડાઇને તુટી પડે એમ હોય તો તે બે ખડગો છે. એક એનું ખાણાનું ટેબલ અને બીજું ખાનગી રિપોર્ટ કરવાની અધિકારીઓને અપાયેલી છુટ.

ખાણુાના ટેબલ ઉપરની અંદર અંદરની અદેખાઇ અને દુનિયા ઉપરનો અવિશ્વાસ, એ ખરી સત્તાવાળામાં સંભવે નહીં. તેમ જે પોતાની સત્તામાં મક્કમતા માનતા હોય તેનામાં આ બન્ને દોષો ન હોય. એ કુટેવો તો જે સત્તાનો પાયો રેતી ઉપર ચણ્યો હોય એની છે. ખાણુાની બેઠકને માટે થતી મારામારી એ અંદર અંદરની અદેખાઈ બતાવે છે અને જગત ન જાણે એવા ખાનગી રિપોર્ટો– જેમાંનાં ઘણાં જુઠાણાંઓ સત્ય તરીકે માની બેસવામાં આવે છે, તે–જગત ઉપરનો અવિશ્વાસ બતાવે છે. અને બીજાની ઉપર અવિશ્વાસ એ અશક્ત માણસનું લક્ષણ છે. જે સત્તામાં ઉપર પ્રમાણે દોષ હોય તે સત્તા નભી જ શકે નહીં; કારણકે ઉપરની નબળાઇઓ અને ખરી સત્તાને મેળ જ ખાતો નથી.



# સામાજિક પ્રશ્નો.

જેમ કોઇ દરદી જ્યાં સુધી વૈદ્ય પાસે ન જાય ત્યાં સુધી વૈદ્યને જેમ દરદીની વચ્ચે આવવાનો અધિકાર નથી, તેવી રીતે પ્રજા જ્યાં સુધી કોઇ પણ બાબત સંબંધી રાજાને વચ્ચે પડવા સંબંધી વિનતિ ન કરે ત્યાંસુધી પ્રજાના સામાજિક પ્રશ્નોમાં હસ્તક્ષેપ કરવાનો રાજકર્ત્તાને અધિકાર નથી. રાજાનું કાર્ય તો પોતાની પ્રજાનું રક્ષણ કરવાનું અને પ્રજામાં જ્યારે આંતરવિગ્રહ જાગે ત્યારે તેનું સમાધાન કરવાનું છે. એટલે જો રાજકર્ત્તાએ સુખેથી રાજ્ય ચલાવવુ હોય તો તેણે પોતાનું આ કર્તવ્ય હમેશાં પોતાની દૃષ્ટિ સમક્ષ રાખવું જોઇએ. રાજકર્ત્તા એ, પ્રજાના સામાજિક સવાલોમાં વચ્ચે પડનાર વ્યક્તિ નથી પણ જ્યારે એ સવાલો સંબંધે પ્રજામાં મતભેદ પડે છે ત્યારે તેનું સમાધાન કરનાર વ્યક્તિ છે.

હા, કેટલાક સવાલો એવા છે કે જેમાં રાજા વચ્ચે પડી શકે છે. એક તો સમગ્ર પ્રજાજીવનને લગતો કોઇ સવાલ હોય ત્યારે અથવા તો પ્રજામાં પક્ષ પડી જઇ બહુમતિ અને લઘુમતિ વચ્ચે તીવ્ર મતભેદ જાગૃત થયો હોય ત્યારે રાજા વચ્ચે પડી તેમાંથી માર્ગ કહાડવાનો અધિકાર ધરાવે છે અને તે પણ–ત્યારે જ કે એ બન્ને પક્ષો રસાકસી ઉપર આવ્યા છતાં સમાધાન ન કરી શકે ત્યારે. અથવા તો એ બન્ને પક્ષો મર્યાદાનો સદંતર ત્યાગ કરી રહ્યા હોય ત્યારે. અને જ્યારે આવો પ્રસંગ આવે ત્યારે પણ પહેલાં તે ઉભય પક્ષની સંમતિ મેળવ્યા પછી જ દરેક પક્ષનું સાંભળી પોતાને યોગ્ય લાગે તે ન્યાય આપવો. અને તેમ છતાં જો તેની અસર ન થાય તો પછી હુકમ કરી પોતાના નિર્ણયનો અમલ કરાવવો





# બે પ્રકારના આદર્શવાદી.

અત્યુત્સાહી ( Enthusiastic ) માણુસો બે પ્રકારનાં હોય છે. ( ૧ ) ઉચ્ચાશયને સિદ્ધાંત તરીકે શ્રદ્ધાથી માની તેને માટે ઉત્સાહ-પૂર્વક જીવતોડ શ્રમ કરનારાઓ; અને ( ૨ ) માત્ર અમુક હેતુ ( Policy ) ને ખાતર આદર્શની વાતો કરી તેને વળગીને આગળ વધવા મથનારાઓ

પહેલા વર્ગના માણુસોને પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં આદર્શમાં ક્યાં ભૂલ છે તે જોવાથી આંખ ઉઘડે છે. કેમકે એમનાં હૃદય શુદ્ધ આદર્શવાદી હોઇ શુદ્ધાશયને જ સેવે છે. અને આદર્શમાં ભૂલ દેખાય, તો તેને સ્વચ્છ કરીને આગળ વધે છે

પૉલીસને ખાતર એક સિદ્ધાંતને પકડી આગળ દોડનારાઓ પોતાના સિદ્ધાંતના જોર ઉપર કે પોતાની જાતના પ્રયત્ન ઉપર આધાર રાખવાને બદલે બીજા માણુસોને અસર કરાવીને પોતાની પૉલીસીને છુપાવવા ઇચ્છા રાખતા હોવાથી એઓ પોતાની ભૂલ જોતા છતાં પૉલીસીને વળગી રહે છે. કારણુકે પૉલીસીનો ફેરફાર કરવા જતાં જે માણુસો ઉપર તેમની ફતેહનો આધાર તે સમજે છે, તે માણુસો તેને તજી દે છે. એટલે જાણે અજાણે પણ પૉલીસી-વાળાઓમાં શુદ્ધાશયની ભક્તિ કરતાં દુરાગ્રહ વધારે સ્થાન પામે છે. અને પરિણામે પૉલીસીની ફતેહ થતી નથી કેમકે દુરાગ્રહની જીત કુદરતના નિયમથી વિરૂદ્ધ છે.

આથી ઉલટું આદર્શોને જ ધ્યેય માનીને ભૂલ જણાય ત્યારે તેને સ્વચ્છ કરીને, તે સ્વચ્છ સ્વરૂપને પકડી રાખનારાઓની ફતેહ વિલંબવાળી હોય પણ તે ચોક્કસ છે; કેમકે કુદરતથી સત્યની અવ-

ગણના કરી શકાતી નથી. વળી આદર્શને વળગી રહેનારાઓને કાળની ગણતરી કે દરકાર હોતી નથી. જ્યારે પૉલીસીને વળગી રહેનારને "વાહવાહ" શબ્દ સિવાય બીજા કશાનો મોહ નથી. બલિરાજાએ આદર્શને વળગતાં રાજ્ય ખોયું પણ પ્રભુને દ્વારપાળ બનાવ્યા. ત્યારે પૉલીસીને પકડતાં શુક્ર આંખ ખોઇ બેઠા; એ આ વિષયનું શાસ્ત્રીય દૃષ્ટાંત છે. પણ વ્યવહારૂ દાખલા લઇએ તો આ વાત તુરત સમજાઇ જાય એવી છે. આનો જીવતો દાખલો અત્યારે મહાત્મા ગાંધીજી છે, કે જેઓ ભૂલ સમજાય ત્યારે તેની આદર્શો-પરની ભક્તિના કરતાં પણ એ ભૂલને કબૂલ કરવામાં વધારે માન સમજે છે. જ્યારે માત્ર પૉલીસીને ખાતર શબ્દને વળગી રહેનારા ઉત્સાહીઓ ભૂલ જણાયા છતા, એ ભૂલવાળા આશયોને આગળ ધપાવવાના પ્રયત્ન કર્યા કરે છે. સત્યની ફતેહ ખરી હોય તો ગાંધીજીની સ્વચ્છતાની ફતેહ થશે. જ્યારે પૉલીસીને નિયમ તરીકે પકડી રાખનાર મગજોને માત્ર શબ્દાનંદ જ મળશે. ફતેહાનંદ નહીં.

શુદ્ધ આદર્શ અને પોલીનીતિ એ બે વચ્ચેના તફાવતનું બીજું એક અચ્છું દૃશ્ય અત્યારે વિલાયતમાં ખુલ્લું થાય છે. માત્ર કહેવાની નીતિ ( Policy ) વાળો કન્ઝરવેટીવ પક્ષ ચાર વરસમાં જે કામ કરી શકયો નહીં તે કામ, આદર્શને વળગીને, સત્તામાંથી પડવાની પણ દરકાર રાખ્યા સિવાય આગળ વધનાર લેબર પક્ષે ચાર માસમાં બર આણ્યુ.

**એકલા બેસીને વિચાર કરનારાને આ તત્વનું રહસ્ય આનંદ ઉપજાવે એવું સમજાશે.**

૧૫-૧૦-'૨૯. વડોદરા.



# દીવાનો.

રાજ્યમાં નરેશ શિરછત્ર છે. અને મંત્રીઓ સૂત્રને ચલાવનાર છે. નરેશ વગર રાજ્ય નહીં, તેમ મંત્રી વગર રાજ્યતંત્ર નહીં. નરેશ પુરુષ શરીર છે અને મંત્રીતંત્ર એ પ્રકૃતિ છે. રાજા અને પ્રકૃતિનો સુખરૂપ સંબંધ હોય તો રાજ્યતંત્ર પ્રજાહિતમાં ચાલે. એમાં સહેજ પણ ખટરાગ હોય તો પ્રજાહિતને નુકસાન થાય, નરેશને ઉપાધિ થાય અને મંત્રી સદા ભયમાં રહે. રાજા અને મંત્રીનો સમન્વય એટલે સુખરૂપ રાજ્યતંત્ર.

મંત્રીઓ એટલે દીવાનો ત્રણ પ્રકારના છે.

(૧) ધણીનો બધો ભાર ઉપાડી કામ ચલાવનાર, મુશ્કેલી આવે તો પોતાથી જ એનો ઉકેલ કરી ધણીને ચિંતામાં ન નાંખનાર અને કામની ફતેહ થયા છતાં પોતાની બડાઈ ન કરતાં થએલું કામ જાણે ફરજને અંગે થએલું છે એમ સમજી કામ કર્યા કરનાર. આવા–દીવાનમાં હૃદયની ઉચ્ચતા અને બુદ્ધિનું સામર્થ્ય યોગ્ય પ્રમાણમાં મિશ્રિત થએલું હોય છે આવા દીવાનનું પદ પોતાની ઉપયોગિતાને લીધે જળવાઇ રહે છે

(૨) કામ કરવામા ચતુર છતાં ફરજને બીજે નબરે મુકી પોતાની પદવીની સ્થિરતાનો પ્રથમ વિચાર કરીને રાજ્યતત્ર ચલાવનાર. મુશ્કેલીઓ પોતાથી ઉભી કરી અથવા કરાવીને અને પછી એને મટાડી, મટાડવાનો દંભ કરનાર. એવી મુશ્કેલીઓને નાબૂદ કર્યા પછી નરેશની પાસે પોતાની બડાઈ કરી, પોતે ન હત–તો શું સ્થિતિ થાત એનું ભાન કરાવવાનો પ્રયત્ન કરનાર. પહેલા પ્રકારના દીવાનમાં શાંતિનું સ્વરૂપ હોય છે અને બીજા પ્રકારના દીવાનમાં ચાંચલ્ય તથા યુક્તિમત્તા સ્પષ્ટ દેખાય છે. આવા દીવાનમાં હૃદયને

ભોગે મગજ શક્તિ વધારે ખીલેલી હોય છે. પહેલા પ્રકારના દીવાનમાં બુદ્ધિ ઉપર હૃદય રાજ્ય કરે છે અને બીજા પ્રકારનામાં બુદ્ધિ હૃદયની ઉપયોગિતાને ગૌણ માને છે. આવો દીવાન નરેશને પોતાની ઉપયોગિતા, સેવા–ભક્તિથી નહીં પણ જરૂરીઆતના ભયનું ભાન કરાવીને બતાવે છે. અને આ યુક્તિને પોતાના પદની સ્થિરતાનુ સાધન માને છે.

( ૩ ) ત્રીજા પ્રકારના દીવાનો તો રાજ્યના સૌથી ઉપલી પદવીના અધિકારી હોવા માત્રથીજ દીવાનના નામને શોભાવે છે. એમાં બુદ્ધિ કે વિક્રમનું પ્રમાણ જોઈએ તેવું હોતું નથી. યથાશક્તિ કામ કર્યે જાય છે, સેવક છીએ માટે બનતું કરવું એ વાત તો તેમના હૃદયમાં હોય છે, પરંતુ હૃદયની ઉચ્ચતાવાળાઓ જેમ પોતાના સ્વાર્થની પહેલાં, રાજ્ય અને ધણીનો સ્વાર્થ મુકે છે તેમ તેઓથી મુકાઇ શકાતો નથી. તેમ બીજા પ્રકાર વાળાઓમાં બુદ્ધિ ચાંચલ્યની સાથે જે હીંમત હોય છે તે પણ આવા દીવાનોમાં ઓછી હોય છે. એટલે જ્યાંસુધી સ્વસ્થતાથી રાજ્ય ચાલ્યું જતું હોય ત્યાંસુધી નરેશને કે પોતાને અડચણ આવતી નથી પરંતુ મુશ્કેલીનો પ્રસંગ ઉભો થાય ત્યારે તેમે પહોંચી વળવામાં તે અશક્ત નીવડે છે. અને છતાં સામાન્ય જેવી પણ એમની સેવા નરેશને યાદ રહે છે ખરી. એટલે સંપત્તિમાં અને આપત્તિમાં જેમ રાજા પોતાની સ્ત્રીઓને પોષે છે તેમ આવા મંત્રીઓ રાજ્યમાં પોષાયા તો કરે છે.

ઉપરની દૃષ્ટિએ અત્યારે આપણે દીવાનોને તપાસીએ.



# દૃષ્ટિભેદ.

હીંદનું માનસ લાંબા ભૂતકાળથી નરેશ પદ્ધતિની માન્યતાવાળું છે. દુનિયાના ઇતિહાસમાં નરેશ પદ્ધતિના જેટલી લાંબો કાળ ટકી રહેલી કોઇપણ રાજ્ય પદ્ધતિ નથી. છતાં આજે રાજ્ય ભક્ત એવા હીંદમાં, રાજ્યશાસનને તોડી પાડવાના પવન કેમ ફુંકાય છે વારુ ?

જે શરીરમાં રોગ હોય તે શરીર ટકાવી રાખવાને ધન્વંતરી પણ હંમેશને માટે સશક્ત નથી. એટલે રાજ્યોની મુશ્કેલીના મૂળમાં કાંઇ ખોડખાંપણ છે કે કેમ તે તપાસ કરવાની આવશ્યકતા સ્પષ્ટ છે. હીંદને રાજ્યપદ્ધતિ એટલા માટે પસંદ છે કે તેણે ઇતિહાસમાં રામ, જનક, યુધિષ્ઠિર, પ્રતાપ અને અકબર જેવા લોકહિતમાં જીંદગી અર્પણ કરનાર નરેશો દીઠા છે. એ મોહ હજી જનતાને જતો નથી. એથી જ નરેશોમાં કેટલીક જગ્યાએ દોષદર્શન થયા છતાં, પ્રજા, નરેશ પદ્ધતિને ઇચ્છી રહી છે. તે ઇચ્છા સુદૃઢ થાય તો રાજ્યોનો ટકાવ ઘણો સુલભ છે. એ મોહમાં ઉણપ આવશે ત્યારે પૃથ્વીપરનો હાલનો પવન રાજ્યશાસનના વાવટાને ચીરી, ઉરાડી દેશે એવો ભય છે. માટે દરેક રાજ્યશાસનનો ભક્ત એવું ઇચ્છે તો એ ક્ષંતવ્ય છે, કે દરેક નરેશ, નરેશપદ્ધતિના ખરા અર્થનું રહસ્ય સમજે અને પિતા જેમ પોતાની પ્રજાનું લાલન પાલન અને હિત જાળવે છે, તેમ રૈયતનું હિત જાળવે.

યથાર્થ નરેશ પદ્ધતિમાં લોકોનું શુભ છે. કારણ કે દરેક શાસનના ઉંડાણમાં જે સિદ્ધાંત રહ્યો છે, તે એજ છે કે લોક કલ્યાણ થાય એવું રાજ્યશાસન જોઇએ. કાયદાઓમાં નહીં, માત્ર શબ્દોના ઘડતરમાં નહીં, પણ એ ઘડતરમાંથી જે શુભ પરિણામ નીપજે એના ઉપર જ જનતાની જીંદગી છે. આ વાત કબૂલ થાય તો નરેશ પદ્ધતિ,

( Monarchy ) લોકપ્રેરિત નરેશશાસન, ( Constitutional Monarchy ) અને સ્વાયત્ત લોકશાસન, ( Republic ): એમાંથી ગમે તે પદ્ધતિ દેશમાં હોય તે છતાં લોક અને શાસનતંત્ર વચ્ચે સુખરૂપ સંબંધ જળવાઇ રહે. અત્યારે દુનિયાના કયા દેશમાં આ સુખરૂપ સંબંધ છે ? નરેશોની સામે ઉશ્કેરણી છે. લોકથી પ્રેરાયલું નરેશશાસન કંકાસ વિનાનું નથી. અને સ્વાયત્ત લોકશાસન જનતાના ભાગ પાડીને:લખલૂંટ ખર્ચથી પ્રજામાં છુપો અસંતોષ ફેલાવી રહ્યું છે. દરેક પદ્ધતિમાં પ્રજાના આવા:અસંતોષના પરિણામે એકહથ્થુ સત્તાવાળો શાસનદંડ ( Dictator ) જન્મ પામે છે.

આ બધી ધમાલમાં બધા દેશના ઇતિહાસ તરફ આપણે નજર કરીએ તો જણાયા વગર રહેશે નહીં કે હીંદને પરિચિત એવી પદ્ધતિ તો આપણી .પૂર્વની રામ રાજ્ય પદ્ધતિ જ છે. પણ **“ રામરાજ્ય–પદ્ધતિ ”નો ઉચ્ચાર એ રામરાજ્ય લાવી શકે નહીં. એ માટે તો રાજાઓએ રામ બનવું પડે, રામની માફક પ્રજાને પાળવી પડે, રામની માફક દુષ્ટોને દંડ દેવો પડે, અને રામની માફક પોતાના જાતીય કુટુંબનો–સ્ત્રી સુધાંતનો–લોક સંતોષને માટે ભોગ આપવો પડે. વૃદ્ધ માતાપિતાને, રાજસત્તા છતાં અધીન. રહેવાની તૈયારી રાખવી ઘટે. બાળકોને સુખમાં પ્રથમ પદ આપવું પડે અને સત્તા છતાં જેમ પ્રભુ અદૃશ્ય રહી ભય ઉપજાવ્યા વગર વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન કરે છે, તેમ સત્તાનું શરીર છતાં રાજાએ, લોકોમાં નિર્ભયતા, વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન કરવો પડે. જેઓ આ દિશામાં પ્રયત્ન કરશે તેઓજ નરેશ પદ્ધતિને ટકાવી શકશે.**

એ સાથે કહ્યા વગર રહી શકાતું નથી કે આ જમાનામાં નરેશ પદ્ધતિ બહુ માનને પાત્ર-નથી. કેટલાક કહે છે, કે પૈસા કઢાવવાની લાલસાવાળા માણસો નરેશો ઉપર જુઠ્ઠા અતિશયોક્તિવાળા આરોપો મૂકી, અજ્ઞાન રૈયતને ભંભેરી નરેશો ઉપરની રાજ્યભક્તિ પ્રજામાંથી ઓછી કરે છે. હશે, મનુષ્યો એવાં પણ હોય છે. કેટલેક ઠેકાણે તો એવા છે, એમ સિદ્ધ પણ થયું છે. છતાં એજ એકલા માત્ર

રાજ્યભક્તિમાં ખલેલ કરે છે, એમ કહેવુ એ પણ અતિશયોક્તિ ભરેલું છે. રાજ્યોના પાયાના મૂળમાં અસ્થિરતા આવવાનું મૂળ કારણ તો એ છે, કે નરેશોનુ ધ્યેય પૂર્વના જેવું નથી. એવું થઇ જાય એમ આપણે ઇચ્છીએ. એવું થઈ જાય તો એમની સ્થિતિ એવી સુદૃઢ થાય કે એમની સામે થુંક ઉડાડનારાઓ થુંકથી જ માત્ર રાજપદ્ધતિના મહેલોને ડુબાડી દઇ શકે નહી

અત્યારે તો એવું બન્યું છે, કે રાજ્યોની ઉણપને લીધે જે કાંઇ પ્રજામાં ખળભળાટ છે, તે જાણે વર્તમાનપત્રોમાં લખનારાઓ કે રાજ્ય વિરૂદ્ધ ભાષણ કરનારાઓ કરી શક્યા છે, એમ એઓ માની બેઠા છે ખૂબસુરત સ્ત્રીને બદસુરત કહેનારાઓ એને કદી બદસુરત જેમ કરી શકતા નથી, તેમ ખૂબસુરતીને સમજનારાઓ એને બદસુરત સમજતા નથી. એ પ્રમાણે જ રાજ્યોની સામેની ટીકાઓ જનતાના કાનમા પડતી નથી. એ વાત સમજાઈ જાય તો રાજ્યતંત્ર સુલભ થાય. અને ટીકાની કલમની અણી બુઠ્ઠી થઇ જાય. તેઓ થાકીને જ પોતાને ઘેર બેસે. અને ધંધો બંધ થતાં રાજ્યને શરણે આવે. અત્યારે તો અશ્લિલ ભાષાના વપરાશથી યોગક્ષેમ ચાલતો હોય ત્યાં રાજ્ય સેવા ( અને સેવા તો પ્રભુની .પણ કેટલીક વાર કડવી લાગે છે )ની દરકાર કોણ કરે ?

સાર એ છે, કે રાજ્યો પોતાને ભારે અત્યારે મુશ્કેલીમાં છે. અને રાજ્યોના વિરૂદ્ધપક્ષવાળા એમ મિથ્યા માની બેઠા છે કે એમના પ્રયત્નથી રાજ્યને તેઓ હલાવે :છે. એકને ધર્મ તરફ ઓછું ભાન દેખાય છે, બીજાને મિથ્યાભિમાનની અંધતા છે.



# પ્રચારકાર્ય.

## ( Propaganda )

જગતના ઇતિહાસમાં કાળના ફેરફાર પ્રમાણે જેમ કાયદાઓ, રાજ્યનાં બંધારણો અને ધર્મના ફેરફારો થાય છે અને નીતિ સંબંધી માણસોના વિચારો બદલાયા કરે છે તેમ કેળવણીની પદ્ધતિઓ પણ ફરતી જાય છે; કેમકે માણસો ફરતા જતા જમાનાને અનુકુળ થવાને પ્રકૃતિથી પ્રેરાય છે. એક કાળ એવો હતો કે જ્યારે નેત્રેંદ્રિયને પસંદ એવા સુંદર કલાના વિષયો વિશેષતઃ હસ્તી ધરાવતા હતા. એ જમાનામાં ચિત્રકલા વધારે ખીલેલી. અને ત્યાર પછી તો કર્ણેન્દ્રિયને પ્રિય એવો જમાનો આવ્યો હશે, ત્યારે ગાયનકલાનો પ્રચાર થયો. ઘ્રાણેંદ્રિયે જ્યારે સ્વામીત્વ પ્રાપ્ત કર્યું ત્યારે અત્તર, ગુલાબ અને સુગંધી પદાર્થો ઉપર મનુષ્ય પ્રવૃત્તિ ચાલી. કમનસીબે કોઇવાર એવો પણ કાળ આવી ગયો હશે અને ઇતિહાસનાં પાનાં ઉથલાવીએ તો તેનો પુરાવો પણ મળી આવે કે તે વખતે, આજ આપણને ત્રાસ ઉપજાવે એવા જનનેંદ્રિયના શોખે પણ જગતને ભમાવ્યું હશે.

એ બધા કાળમાંથી જગત પસાર થઈ ગયું છે. એક ઇંદ્રિય રહી ગઈ હશે. એટલે આજે એને તક મળેલી લાગે છે. તે ઇંદ્રિય તે જીહ્વા ઇંદ્રિય છે. તેના એ ધર્મ છે. એક સ્વાદ લેવાનો અને એક વાણી વિચારનો. અત્યારે જીભ સ્વાદ લેવામાં પણ તત્પર છે, તે તો દરેક કુટુંબ જાણે છે. પણ બીજા ગુણે તો આજ આખા જગતને ભમાવી મૂક્યું છે. વાચાળપણું એ અત્યારનું જાણે મહાસમર્થ અને સર્વને મોહ પમાડે એવું હથીઆર ગણાય છે. અને ઠામ ઠામ ભાષણો, વિવાદો, લેખો અને બીજું કાંઈ ન બને તો નવલકથા

રૂપે જીહ્વા ઇંદ્રિય અત્યારે સામ્રાજ્ય ભોગવે છે. એના ફાયદા–ગેરફાયદાનું માપ, જગતમાં વાક્ચાતુર્યથી કેટલું સુખ, કેટલું દુઃખ, કેટલો ક્લેશ, કેટલો આનંદ, કેટલો વીખવાદ, કેટલો સંપ, કેટલી મૈત્રી, કેટલી દુશ્મનાવટ, કેટલો પ્રજાકીય સ્નેહસંપ અને કેટલી પ્રજાકીય લડાઇઓ થાય છે એની માપણી ઉપરથી થઇ શકે. જો બહુમત એવો હોય કે વાક્ચાતુર્યના આ મોહમાં ઉપર કહેલાં દ્વંદ્વોમાંથી લાભની તરફેણમાં વધારે વજન છે, તો આ લખાણમાં દર્શાવેલા વિચાર તદ્દન ખોટા છે એમ સમજવું. જો તપાસણીમાં એમ લાગે કે લાભના કરતાં ગેરલાભનું પ્રમાણ વધારે છે, તો જ આ વિષય ધ્યાનથી વાંચવો. નહીં તો જેમ શાહી–કાગળના આ જમાનામાં ઘણાં લખાણો કચરાની ટોપલીમાં જાય છે તેમ આને ત્યાં સ્થાન આપવામાં આવશે તો લખનારને અફસોસ થશે નહીં. કેમકે આ લખાણ પણ જીહ્વાના સામ્રાજ્ય માટે લખાયેલું છે.

બોલવાની તો માણસને જરૂર છે. પણ શું બોલવું, ક્યારે બોલવું, કેટલું બોલવું અને શા માટે બોલવું એ વિચાર કર્યા વિના જેટલું બોલાય તેટલું જ માત્ર ન કરાવા જેટલું જણાવું જોઇએ. આ દૃષ્ટિએ આપણે આજના પ્રચારકાર્યને તપાસીએ.

ઘણા બોલે છે એ એટલા માટે કે પોતાનું મંતવ્ય ઉંચા પ્રકારનું હોય એમ માનીને અથવા તો એ બોલવાથી પોતાને લાભ છે એમ માનીને બોલવા લલચાય છે. એટલે આ બે વૃત્તિઓ એટલી બધી મોહક છે કે મનુષ્યને બોલતાં તો જેમ અટકાવી શકાય નહીં, તેમ બોલવાની છૂટમાં કેટલેક પ્રસંગે તો ખાસ લાભ પણ હોય છે તે લાભાલાભનો વિચાર કરવાની આવશ્યક્તા હોઇને માત્ર પ્રચાર કાર્ય વિષે કાંઇક લખવાનું મન થાય છે.

દેશ પરત્વે, જુદા જુદા દેશના મનુષ્યસ્વભાવ પરત્વે, રાજનીતિનાં જુદાં જુદાં ધોરણો પરત્વે, જુદી જુદી તવારીખની મનુષ્ય ઉપર પડી ગયેલી ઘરેડને લીધે પ્રચારકાર્યનાં સ્વરૂપો પણ જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં હોવાં જોઇએ. એક દેશને બંધબેસ્તુ કે કોઈ એક અમુક સ્થિતિને અનુકુળ પ્રચારકાર્ય એથી બીજી જ સ્થિતિવાળા દેશમાં દેશકાળને જોયાવિના કે જરૂરીઆતને તપાસ્યા વિના માત્ર

અનુકરણવૃત્તિને લીધે કરવામાં આવે છે, ત્યાં જરૂર વિપરિત પરિણામ આવ્યા વિના રહેતું નથી, એવો દરેક મનુષ્યને અનુભવ થયો હશે. આપણે થોડાક દાખલા લઇએ. ( ૧ ) હાલના જમાનામાં પ્રાયશઃ રાજકીય વિષયો ઉપર બહુ પ્રચારકાર્ય થઇ રહ્યું છે પશ્ચિમના દેશોમાં જ્યાં પ્રજાસત્તાક રાજ્યો ચાલે છે. અથવા તો જ્યાં મર્યાદિત રાજ-સત્તાનું ધોરણ ( Constitutional Monarchy ) છે, ત્યાં વર્ત-માનપત્રો અને ભાષણ કરનારાઓ બહુ ચળવળ કરે છે. તેમાં પ્રચાર-કાર્યની આ પદ્ધતિ પ્રજાકીય રાજ્યબંધારણને યોગ્ય છે. અને એવી છુટ હોય નહીં તો પ્રજાકીય તંત્ર બરાબર ચાલે નહીં. ( ૨) જ્યાં સર મુખત્યાર–( Dictator )–એકજ વ્યક્તિ–યથેચ્છ રાજ્ય કરી શકે એવી સ્થિતિ હોય છે, ત્યાં પ્રચારકાર્યની છૂટ, ભાષણની છૂટ કે વર્તમાનપત્રોના સ્વાતંત્ર્યની કે સભા સ્વાતંત્ર્યની છૂટ હોતી નથી. સરમુખત્યારનું પ્રચારકાર્ય તો શુળી કે ફાસી દેવાનું લાકડુ જ હોઇ શકે. કારણ કે જેવું રાજ્યધોરણ એવું પ્રચારકાર્ય હોય. ( ૩ ) આથી બીજી રીતે જ્યાં રાજ્યકર્તા કોઈ સરમુખત્યાર કે પ્રજા ન હોય પણ નૃપતિની પદ્ધતિથી રાજ્ય ચાલતું હોય, ત્યાંનું પ્રચાર-કાર્ય ઉપરના બન્નેના કરતાં જુદા પ્રકારનું હોઇ શકે. જે રાજા પોતાની પ્રજાને રક્ષણીય અને પાલનીય ગણતો હોય તેનું પ્રચારકાર્ય નથી ભાષણો કે નથી ફાંસીનું લાકડું. એનું ખરૂં પ્રચારકાર્ય તો સારા કાયદાઓ અને એ કાયદાઓ બરાબર અમલમાં આવે એવી રાજ્યસંસ્થાઓ હોય છે. જેથી કરીને પ્રજા સંતોષી અને સુખી હોઇને એ રાજ્ય ટકી રહે છે.

આ ઉપરથી સમજાશે કે પ્રચારકાર્ય અને રાજ્યપદ્ધતિ એ બન્નેને ઘણો જ અતલગનો સંબંધ છે. પ્રજાસત્તાક રાજ્ય જો સર-મુખત્યાર જેવો જુલમ કરે તો ચીનના જેવી અંધાધુંધી પ્રસરે. સરમુખત્યાર જો પ્રજાસત્તાક–રાજ્ય જેવી છૂટ આપે તો સરમુખત્યારીનો અંત આવે. એજ રીતે નૃપતિ–સંસ્થા હોય ત્યાં જો વાચાળપણું દાખલ થાય તો અશાંતિના કાંઇપણ કારણ સિવાય રાજાના કે તેના મંત્રીઓના ભાષણના શૉખથી જ માત્ર, પ્રજાને બીજી બધી રીતે સંતોષ છતાં રાજાની કે મંત્રીઓની સંનિષ્ઠા વિષે ધીમે ધીમે જરૂર શંકા ઉત્પન્ન થાય; કેમકે કારણ વગર કોઇ બોલતું નથી, એ સર્વ

માન્ય નિયમ હોઇને રાજા કે મંત્રીઓ શા માટે નાહકના આવા ખુલાસા કરતા હશે એવી આશંકા સહજ લોકોને થાય છે. એ બધા ઉપરથી સમજી શકાય કે જેમ ઋતુના ફેરફારના લીધે પોશાકમાં ફેરફાર થાય છે, તેમ રાજ્યપદ્ધતિની ભિન્નતાને લીધે પ્રજાકીય પ્રચારકાર્યમાં પણ ફેરફારની જરૂર છે. એનો વિચાર કર્યા વગર જ્યા લોકસંગ્રહ કે લોકવ્યવહાર કે લોક અભિરૂચીની વિરૂદ્ધ પ્રચારકાર્યની શરૂઆત થાય ત્યાં સમજી લેવું કે એ દેશ કે રાજ્યમાં રાજ્યપદ્ધતિ ફેરફાર માગે છે

હીંદના શહેનશાહની સત્તા અને અમલદારો તથા દેશીરાજ્યોમાં રાજાસાહેબો અને તેના મંત્રીઓ અત્યારે પશ્ચિમના દેશોનાં જેવાં ભાષણોના શૉખમા તણાય છે. અને તેથી જે પરિણામ આવે છે, તે ઉપરથી આ ઉદ્ગારો લખાયેલા છે

એક મોટો માણસ ભાષણ કરે છે, તેની સામે દસ બીજા માણસો વિચારો આપવા પ્રેરાય છે, જેને પરિણામે વાઇસરોય સાહેબ કે ગવર્નરોના જેવી પદવી ભોગવતા અને સત્તાધીશ નરોના વિચારોની તારવણી કરવાને સામાન્ય માણસો પણ પ્રેરાઇ જાય છે. નૃપતિઓએ ભાષણ કરવા મંડ્યા પછી તો એમના રાજ્યોમાં પણ અનેક પ્રચાર-પ્રવૃત્તિના પ્રવાહો એક બીજા સાથે અથડાઇને તેમાંથી વમળો ઉભાં થયાં છે. ઘણાકોને તો ભાષણ કરીને કીર્તિ મેળવતાં મેળવતાં મુશ્કેલીઓ પણ ઉભી થઇ છે. અને એ મુશ્કેલીઓને મટાડવા માટે મૌનની જરૂર ગણાવાને બદલે ઑર વધારે ખુલાસાનાં ભાષણ કરવાની તત્પરતા થાય છે. અને જેમ એ પ્રચારપદ્ધતિ આગળ વધારવામાં આવે છે તેમ મુશ્કેલીઓના પહાડો બંધાતા જાય છે.

પણ રાજ્ય પ્રકરણની વાત કોરાણે મૂકતાં સામાજીક પ્રચારકાર્યનો એક ટુંકો દાખલો લઇએ તો ઉપલા વિષયનું સૂત્ર બરાબર સમજાઇ જશે. અસ્પૃશ્ય લોકોને, અસ્પૃશ્ય ગણવા જોઇએ નહીં એ વાત મનુષ્ય ધર્મની દૃષ્ટિથી જોઇએ તો ખરેખર છે. પ્રભુનાં બધાં બાળકો એક બીજાને સ્પર્શ પણ ન કરે એ તો પ્રભુની ઇચ્છાની વિરૂદ્ધનું વર્તન છે. છતાં પણ જ્યાં સુધી દેશમાં સ્પર્શાસ્પર્શ વિષે બે મત છે ત્યાં સુધી લોકોને પરસ્પરના ધર્મ સમજાવીને અસ્પર્શતાનો

અંત લાવવાને બદલે આગ્રહથી અને લડીને એ વહેમ મટાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેનું પરિણામ એવું જોવામાં આવે છે કે જુના જમાનાનો વૃદ્ધ પિતા અને નવા જમાનાના યુવાન વચ્ચે અસ્પૃશ્યતાની વાતમાં એવો ખટરાગ ઉત્પન્ન થાય છે કે જેમાંથી પુત્ર–પિતા વચ્ચે ક્લેશ થાય છે. અને પરિણામ એ આવે છે કે અસ્પૃશ્યતા મટાડવાને મથતો યુવાન પોતાના પિતા સુધાંતથી જુદો પડી એની સાથે ન બોલીને અને ન વ્યવહાર રાખીને અસ્પૃશ્યતાને સ્પૃશ્ય કરવામાં પોતાના પિતા સુધાંતને તે અસ્પૃશ્ય બનાવે છે. પ્રચારકાર્યની પદ્ધતિનું આ ફળ છે. કરવી જોઇતી કર્મનિષ્ઠાનો દોષ નથી.

વળી પદ્ધતિ કે માણસની સ્થિતિ પ્રમાણે પ્રચારકાર્ય હોવું જોઇએ. જેમકે બ્રાહ્મણનું પ્રચારકાર્ય વિદ્યા અને ધર્મનીતિ. વણિકનું પ્રચારકાર્ય વાણિજ્ય. ખેડુતનું પ્રચારકાર્ય કૃષિ અને મજુરનું પ્રચારકાર્ય મજુરી. એમ સૌ સૌના ધર્મ પ્રમાણે કાર્ય કર્યા કરે તો આખો લોકસંગ્રહ સચવાય અને સુખી રહે. પણ બ્રાહ્મણ વેપાર કરે તો જરૂર પૈસા ખોઇ બેસે. વણિક બ્રાહ્મણના ધર્મ બજાવી શકે નહીં. કૃષિકાર, બ્રાહ્મણ કે વણિક બેમાંથી એકે ભાગ્યે જ બની શકે. અને મજુર પણ એકદમ બીજા કોઇ વર્ણનાં કાર્યો યોગ્ય રીતે કરી શકે નહીં. આ વિષે શંકા હોય તેણે અજમાવી જોવું. આ દૃષ્ટિથી જ ગીતામાં શ્રી ભગવાને કહ્યું લાગે છે કે "**परधर्मो भयावहः**" એટલે કે પોતાનામાંથી બીજાનો ધર્મ ગ્રહણ કરવામાંથી ભય જ ઉત્પન્ન થાય છે. અહીં ધર્મનો અર્થ પોતપોતાનો વ્યાવહારિક ધર્મ પણ સમજવાનો છે.

આ લખવાનું કારણ એમ નથી કે પ્રચારકાર્ય ખોટું છે. પણ પ્રચારકાર્યની પદ્ધતિમાં દોષ છે. આશય માત્ર એજ છે કે જેવી રાજ્યપદ્ધતિ તેવું પ્રચારકાર્ય ગોઠવવું જોઇએ. સર્વ માણસો લાભ માટે પ્રચારકાર્ય કરે છે. પણ તેમાંથી ગેરલાભ દેખાવા માંડે ત્યારે તે ખોટું પ્રચારકાર્ય છે એમ સમજવું જોઇએ. લખનારની ભૂલ હોય છતાં કહેવાનું મન થાય છે કે હીંદને પશ્ચિમના પ્રચારકાર્યની જરૂર નથી. જ્યાં કાર્ય કરનારને પ્રથમદૃષ્ટિ પોતાના ઉપર હોય ત્યાં પશ્ચિમનું પ્રચારકાર્ય હોય, જ્યાં કાર્યદૃષ્ટિ બીજાના હિતમાટે હોય–કે જેવું માનસ હીંદનું છે–ત્યાં કાર્યમાં સેવા પરાયણતા,

પરનું હિત, સ્વાર્થત્યાગ સુધાંતની તૈયારી, અબોલ મહેનત અને બીજાની ફરીઆદનું તાત્કાલિક નિવારણ: એ પ્રચારકાર્ય સંભવે. આ બાબતમાં હીંદ પશ્ચિમને રસ્તે ચાલી શકશે નહીં. અને ચાલશે તો જરૂર પશ્ચિમની અશાંતિ દાખલ થશે, કારણકે પૂર્વના સ્વભાવથી એ પ્રચારકાર્ય વિરૂદ્ધ છે. આપણો ઇતિહાસ, જેને માટે હજી ભૂતકાળની વાતો કરીને આપણે મગરૂબ થઇએ છીએ તે આ વાતની સાક્ષી પૂરશે. રાજકર્તાઓમાં ધર્મત્યાગ થઇ જાય ત્યારે પ્રચારકાર્યની પદ્ધતિઓમાં પણ અયોગ્ય ફેરફાર થઇ જાય છે. અને અયોગ્યતામાંથી યોગ્ય હિત કેમ સંભવે ? જુલમ હશે ત્યાં બરાડા તો થવાના પણ બરાડામાંથી જુલમ ઓછો થશે કે કેમ એ શંકાની વાત છે. લોક બરાડા ન પાડે એવું વર્તન એજ મોટું પ્રચારકાર્ય છે.

આ ફીલસુફીની વાત જાણે કોઇ એકહથ્થુ સત્તામાં માનવાવાળા માણસે લખી છે એમ વખતે લાગી આવે એવું છે. ખરૂં જોતાં એ એક એવું માનનારના હૃદયનો ઉદ્‌ગાર છે કે જે એમ માને છે કે **માણસે બીજા માટે જીવવું જોઈએ, કે જેથી એનું જીવન જ એનું ખરૂં પ્રચારકાર્ય હોય.** અકુદરતી ઉપાયો કુદરતને પણ થરથરાવે છે. અને થરથરેલ કુદરત કદી શાંતિ આપી શકે નહીં એમ માનીને યોગ્ય પદ્ધતિને યોગ્ય પ્રચારકાર્ય થવું જોઇએ, એટલું બતાવવા ખાતર જ આ લખાયેલું છે. આ ઉપર કહેલા પ્રચારકાર્યમાંથી કયું પ્રચારકાર્ય હીંદને યોગ્ય છે તે સમજુઓએ શોધી કહાડવું.

ફેબ્રુ. '૩૧



# પ્રચારકાર્ય.

## ( ૨ )

### ( ત્રણ પ્રકાર. )

રાજા અને પ્રજા, એ બન્ને મળીને રાજ્ય સંસ્થા થાય છે. રાજા, પ્રજાનો શિરછત્ર છે. અને છતાં તે એનો મોટામાં મોટો સેવક છે. તે એટલા માટે કે પ્રજાનું હિત બરાબર સચવાય. અત્યારે તે, પ્રજાની જાહેર નહીં તો ગર્ભિત સંમતિથી સિંહાસન શોભાવે છે. પ્રજા, રાજાના શાસનને અધીન રહે છે. તે એટલા માટે નહીં કે તે દાસ છે. પણ તે એટલા માટે અધીન રહે છે, કે પ્રજાના હિતનો રાજા રક્ષણહાર છે. એક તાબે રહે છે અને બીજો તાબે રાખે છે. પણ તાબે રહેવું અને તાબે રાખવું એ બેય સિદ્ધાંતના ગર્ભમાં, પરસ્પરનું હિત અને પરસ્પરનો સ્વાર્થ સંડોવાયેલો છે. પરસ્પરની એ ગ્રંથી, જ્યાં શુદ્ધ દોરડાંથી વણાએલી હોય છે, ત્યાં રાજ્ય સંસ્થા લાંબો કાળ શાંતિમાં અને સુખમાં ટકી રહે છે. પણ જ્યાં પરસ્પરના એ સ્વાર્થમાં ઘર્ષણ થાય છે ત્યાં ભલેને તત્કાળ વિપરિત પરિણામ ન દેખાતું હોય, પરંતુ એ ઘર્ષણમાંથી જરૂર અંતે એવો અગ્નિ ઉદ્ભવે છે કે જેમાંથી સત્તા અને તાબેદારી, એ બન્નેને મહાન ગેરલાભ થાય છે. આ સત્ય ભૂતકાળના ઇતિહાસમાંથી, વર્તમાનકાળના બનાવોમાંથી અને દિવસે દિવસે રાજ્ય સંસ્થાનાં એ બન્ને અંગમાં જે જે ફેરફારો થતા જાય છે તેમાંથી—દૃષ્ટિગોચર થતા ભવિષ્યમાંથી—સ્પષ્ટ દેખાઇ આવે છે.

રાજ્યનીતિનાં ઘણુાંય સૂત્રો છે. અને રાજા તથા પ્રજાએ પરસ્પર કેમ વર્તવું ઘટે એ સંબંધીનાં ઘણાં પુસ્તકો છે. પણ અત્યારે એ

બધાનું પૃથક્કરણ કરવાનો આશય નથી. પણ જન સ્વભાવને તપાસતાં અને સત્તાના શરીરને ચીરીને તેનું હૃદય જોતાં એક ચોકખી વાત નજરે પડે છે. અને તે એ છે કે કોઇપણ રાજ્ય ત્રણ વસ્તુ ઉપર અવલંબીને રહે છે.

( ૧ ) તરવારના જોર ઉપર.

( ૨ ) સદ્દ્વર્તન અને ન્યાય ઉપર.

( ૩ ) છેતરપીંડી અને ભૂલથાપના પ્રચારકાર્ય (Propaganda) ઉપર.

પહેલું પ્રજાના શરીરને તાબામાં રાખે છે. બીજું પ્રજાના હૃદયને અને છેલ્લું પ્રજાના માનસને–બુદ્ધિને–તાબામાં રાખે છે.

જે કાળમાં રાજા અને પ્રજા વચ્ચે શારીરિક બળ કેળવવાનાં સાધનો સંભવિત હોય–અને એ કેળવણીમાં અંતરાય મુકી શકાય નહીં–એવા કાળમાં તરવાર એકલી કાંઇ કામ કરી શકતી નથી. જે કાળમાં કેળવણીમાં ચારિત્ર્ય અને વ્યક્તિગત ધર્મની વૃદ્ધિ ખીલવવા ઉપર સવિશેષ ધ્યાન આપવામાં આવે છે તે કાળમાં તરવારની કે છેતરપીંડીની જરૂર રહેતી નથી. રાજા અને પ્રજાનો પરસ્પરનો સંબંધ, એ કાળમાં તો હૃદયની એકતામાંથી જન્મ્યો હોય છે. ત્રીજો કાળ પ્રચારકાર્ય ( Propaganda )નો છે. આ કાળમાં રાજા અને પ્રજા એમ માની બેસે છે કે સામો પક્ષ અજ્ઞાન છે અને પોતાના બુદ્ધિબળને લીધે, એ પક્ષને પોતે અમુક રીતે ફોસલાવી કે સમજાવી શકે છે એવી મુખ્ય માન્યતા તેની બંધાઈ જાય છે.

ભૂતકાળમાં પ્રજા હથીઆરથી તાબે રહેતી ખરી; પણ ઇતિહાસનું એ સૂત્ર પણ અબાધ્ય છે, કે તરવારથી રાજ્ય કરનારાઓ તરવારથી જ નાશ પામે છે. ભૂતકાળનાં ઘણાં રાજ્યો પાદશાહતોમાંથી ગયાં અને એ બધાં તરવારથી પરસ્પર કપાઈ ગયાં તેના જીવંત દાખલા ઇતિહાસમાં છે.

એક રાજ્ય પડ્યા પછી જે પ્રજામાં પોતાનું રાજ્ય સ્થપાતું નથી, પણ બીજી પ્રજાની હુકમદારી માથે આવી પડે છે, ત્યારે

નવા આવનારને ફરજવૃત્તિથી નહીં, તો સ્વાર્થવૃત્તિથી પણ એવું લાગ્યા વગર રહેતું નથી કે તરવારને બદલે માણસોનો પ્રેમ અને વિશ્વાસ મેળવીને, રાજ્ય કરવામાં આવે તો સ્થાયીપણું જાળવી શકાય છે. પ્રેમ અને વિશ્વાસ માત્ર નિષ્પક્ષપાત વૃત્તિથી સહજ પ્રાપ્ત કરી શકાય છે, એવું ડહાપણ એ નવા આવનારામાં ઉત્પન્ન થાય છે. કાળે કરીને રાજા વિષે દૃઢ ભરોસો લોકોમાં બંધાઈ જાય છે. અને એમાં ઉણપ થવાની જ નથી એવું મિથ્યાભિમાન નરેશને ઉત્પન્ન થાય છે. અને એ મિથ્યાભિમાનમાંથી બેદરકારી, મોજશોખ તથા પોતાના અને પારકાના હિત વચ્ચેની ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે. એ ભેદબુદ્ધિની ગંધ આસ્તે આસ્તે પ્રજામાં આવવા માંડે છે. થોડાક કાળ સુધી તો એવું કાંઇ પણ બન્યું છે એની ખબર જ મુખ્ય સત્તાધીશને પડતી નથી. અને એનું પ્રકૃત્તિમ ડળ પણ લાંબા વખત સુધી એ વાતથી બેખબર જ રહે છે. તથા વાત જ્યારે ખરેખર ઉઘાડી પડી જાય છે, ત્યારે મંત્રીઓ, રાજા–પ્રજા બન્નેને જુદી જુદી યુક્તિથી સમજાવવાનો પ્રયત્ન કરે છે. રાજા પાસે યથેચ્છ કરાવવું હોય ત્યારે પ્રજાને અમુક જાતનું વર્તન કરવાની શિખામણ આપે છે. અને પ્રજા, માત્ર પોતાના એકલા સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખીને એ શિખામણ પ્રમાણે પ્રચારકાર્ય કરવા માંડે છે.

વાંદરાને મદ્ય આપવામાં આવે ત્યારે જે સ્થિતિ થાય છે એવી સ્થિતિ, પ્રજાને અયોગ્ય પ્રચારકાર્યને રસ્તે ચડાવવાથી થાય છે. વાત વધી ગઇ છે એ વાત જ્યારે મંત્રીઓને સમજાય છે, ત્યારે મંત્રીઓ પ્રજામાં એક એવું નવું ટોળું બાંધે છે કે જેની પાસે પહેલાંના ટોળાએ આરંભેલા પ્રચારકાર્યથી વિરૂદ્ધ એવું પ્રચારકાર્ય રાજાના લાભને માટે કરાવે છે. જેમ બે લશ્કર એક બીજાની સાથે લડે અને તેના ઘર્ષણમાંથી જેમ ખુનામરકી થાય છે, તેમ પ્રચાર કાર્યનાં આવાં ઘર્ષણમાંથી એક તરફ રાજા અને બીજી તરફ પ્રજા, એ બે વચ્ચે સખત પક્ષો બંધાઈ જાય છે. એ પક્ષો બંધાયા કે રાજ્ય સંસ્થાની કમનસીબી બેઠી.

ઉપર પ્રમાણે દરેક રાજ્ય સંસ્થા, જે સાધનથી બંધાય છે એ જ સાધનના દુરુપયોગથી નાશ પામે છે. તરવારથી મેળ-

વેલા રાજ્યમાં કોઇ દિવસ ભાંગે નહીં એવું તરવારનું સ્વામીત્વ મનાઇ જાય છે ત્યારે તરવારનો દુરુપયોગ થાય છે. અને એ દુરુપયોગમાંથી સામા પક્ષનું જોર વધે ત્યારે પહેલાના પક્ષનું દાસત્વ ઉદ્ભવે છે. તે જ પ્રમાણે શુદ્ધ આચરણ અને ન્યાય બુદ્ધિની ફતેહમાંથી પ્રજામાં જે વિશ્વાસ બંધાઇ જાય છે, તે વિશ્વાસ ઉપરની સુદૃઢ માન્યતામાં પોતાની સલામતી મનાઇ જાય છે. અને એ સલામતીના અભિમાનમાં ન્યાયવૃત્તિ અને સદ્વર્તન ઓછું થવા માંડે છે ત્યારે માણસોના ધિક્કારમાંથી અને પ્રજાના અવિશ્વાસમાંથી જે અગ્નિ પ્રજ્વળે છે તેમાં એ રાજ્ય બળી જાય છે.

એવા અગ્નિમાંથી બચવા માટે મનુષ્યોનાં હૃદયને અસર કરે એવું સદ્વર્તન ચાલુ કરવાને બદલે, જાણે પોતે પહેલાં હતી તેવીને તેવી જ શુદ્ધ આચરણીય છે એવો પ્રજાને સમજાવી દેવાનો પ્રયત્ન બહિર ઉપાયોથી રાજ્યસત્તા કરવા માંડે છે. થોડો કાળ તો એ કારીગરી કામ કરતી દેખાય છે. પણ પ્રભુના નિયમમાં અસત્યમાંથી સત્યની ગંધ આવી શકે નહીં એવું હોવાથી પ્રજામાં રાજ્યને પગલે ચાલવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. એટલે કે જેમ પ્રજાને ગમે તે બહાને સમજાવીને—પોતાના ઉપર ભાવવાળી રાખીને છેતરપીંડીથી—પોતાનું કાર્ય કરી લેવાની પદ્ધતિ રાજાને ઠીક લાગે છે તેમ પ્રજા પણ નરેશ કે જે રાજનીતિમાં લોક સમગ્રનો મહાવિદ્યાગુરુ હોય છે એની પાસેથી ગુરુશિક્ષા લઇ લે છે. અને એ પણ પ્રચાર કાર્યથી પોતાની અભક્તિને ભક્તિ હોય એવા સ્વરૂપમાં બતાવે છે. પરસ્પરની છેતરપીંડીમાં કોઇનો સ્વાર્થ સધાતો નથી. અને જ્યારે બન્ને પક્ષનું આચરણ ઉઘાડું પડે છે ત્યારે દેશમાં અંધાધુંધી ચાલે છે. જગતનાં ઘણાં રાજ્યોમાં અને ખાસ કરીને યુરોપમાં, પ્રચાર કાર્યમાં માનતાં રાજ્યો, આજે લોકોના પ્રચાર કાર્યને લીધે એક પછી એક યજ્ઞમાં જેમ નાળીએરની આહુતિઓ અપાય છે તેમ—લોકપ્રગતિના યજ્ઞમાં—હોમાયા કરે છે.

મનુષ્ય શરીર ત્રણ છે. શારીરિક, માનસિક અને આધ્યાત્મિક. પહેલું તરવારથી તાબે રાખી શકાય છે. બીજું પ્રચાર કાર્યથી અને ત્રીજું સર્વાત્મભાવથી. અત્યારનાં રાજ્યોમાં કયું રાજ્ય મનુષ્ય શરીર ઉપર, કયું રાજ્ય જનસમાજના મન ઉપર અને કયું રાજ્ય

લોકોના આત્મા ઉપર રાજ્ય કરી રહ્યું છે, તેનો વિચાર વાંચનારને સોંપીએ. ભય લાગે છે, કે આધ્યાત્મિક દૃષ્ટિએ કોઇ રાજ્ય અત્યારે હયાત નથી. તરવારનાં તો આ કાળમાં દાતરડાં બની ગયાં છે. છેતરપીંડી અને અસત્યથી ભરેલા પ્રચારકાર્યને આધારે પોતપોતાની સત્તા જમાવવાના અત્યારે બધે પ્રયત્ન થતા દેખાય છે. તરવારવાળા રાજાઓ ગયા. અને તેને બદલે ઘણામાં ઘણાં પાંચ વરસની જીંદગી ભોગવનાર ચાણુક્ય નીતિના ઉપાસક મંત્રીઓના ટોળાંઓ આજ સિંહાસન ઉપર ચડી બેઠાં છે. એમાંથી પાછી તરવાર છે. એ નવી તરવારમાંથી હૃદય ઉપરનું સામ્રાજ્ય, અને તેમાંથી પાછી સેતાનીયત નીતિઃ એ પ્રમાણે ચક્કર ફર્યા કરશે. પ્રભુને પણ જાણે તેમાં આનંદ આવતો હોય એમ લાગે છે, કે તે આખા જગતને આમ એક ફાળકે ફેરવ્યા જ કરે છે.

૨૮–૫–’૩૪



# જયપુર નરેશનો રાજ્યાભિષેક.

તા. ૧૪ મી માર્ચે નામદાર લૉર્ડ અરવીનના હાથે જયપુરના યુવાન મહારાજાના રાજ્યાભિષેકની ક્રિયા થઇ હતી. લૉર્ડ અરવીનનું તે વખતનું ભાષણ ઘણુંજ મનનીય છે એ ભાષણમાં સમાયેલા વિચારોનો પદચ્છેદ આગળ આપણે કરીશું, ત્યારે દરેક વિષય ઉપર કહેવા લાયક હશે તે કહેવાશે.

રાજ્યાભિષેક વિષે લખતાં પ્રથમ તો એ રાજયની પ્રજા, બાળ-મહારાજાની યોગ્યતા, એને મળેલ કેળવણી અને એનામાં રખાયેલી આશાઓ વિષે લખવાનું પ્રાપ્ત થાય છે

**જયપુર રાજ્ય અને મહુર્મ મહારાજા.**

જયપુર રાજ્ય, એ રાજપુતાનાનું હીંદમાં ખૂબ પ્રખ્યાત થયેલુ એક રાજ્ય છે. એના વિસ્તારના પ્રમાણમાં એની વસ્તીની સંખ્યા અને ઉપજ ઘણી સારી છે. મહુર્મ મહારાજા જુના જમાનાના નરેશ હતા અને તે છતાં હાલના પ્રગતિના વખતમાં પણ પોતાની પ્રજાનું હૃદય સ્વાધીન રાખી શક્યા હતા. પ્રજાનાં હૃદયો સ્વાધીન રાખવાનું કામ તો દરેક સત્તાધીશ કરે છે; કારણકે તે સત્તાધીશ છે. દુનિયાનો કોઇ ભાગ એવો નથી કે જ્યાં સત્તાએ લોકોના શરીરને તાબે રાખવાનો પ્રયત્ન ન કર્યો હોય ! પ્રયત્ન તો તાબેદારી તરફ છે. ફળ, એ તાબેદારી મેળવવામાં કઇ જાતનું હથી-આર વાપરવામાં આવે છે તેના પર છે.

**નરેશ શાસનની વ્યાખ્યા.**

નરેંદ્રશાસનને એક હથ્થુ સત્તાના નામથી સંબોધવામાં આવે છે. નરેશ શાસનની એ વ્યાખ્યા હાલના જમા-નાએ નવી ઘડી કહાડી છે. નરેંદ્રશાસન, જેનો હીંદને અનુભવ છે, તે હાલ ગણાય છે એવું

માત્ર એકહથ્થુ સત્તાનું ધોરણ ન હતું. રાજાજ્ઞા વંદનીય ગણાતી છતાં એ આજ્ઞા થયા પહેલાં સમર્થ મંત્રીઓ, શિક્ષાગુરૂઓ અને લોકમાન્ય સલાહકારોની વિચાર યંત્રણામાં થઈને તે આજ્ઞા પ્રથમ છણાઈને બહાર આવતી, તેને અંગે જ—દુનિયાના બીજા ભાગોમાં ટુંકા ટુંકા વખતમાં જ્યારે રાજ્યબદલા થયા છે ત્યારે—હીંદની નરેશ શાસન પદ્ધતિ, હજ્જારો વર્ષથી હયાતી ભોગવતી રહી છે.

**પશ્ચિમનું વાતાવરણ અને તેનું પરિણામ.**

પશ્ચિમનું વાતાવરણ હીંદમાં આવ્યા પછી જેમ બીજા સાંસારિક—વ્યાવહારિક વિચારોમાં ફેરફાર થઈ ગયો, તેમ નરેશ શાસનમાં પણ મિશ્ર તત્વો દાખલ થયાં. અને તેને લીધે જુનું અને નવું: એ બે વચ્ચેની સ્થિતિ અત્યારે રાજ્યોમાં આપણે જોઈએ છીએ. એ મિશ્રણ ઘણો કાળ ચાલશે નહીં. યા તો નવું સુદૃઢ થશે અને નરેન્દ્રો નામના રહેશે. અથવા તો બ્રિટિશ હીંદના રાજ્ય બંધારણમાં પ્રજા શાસનનું જે વહન વહેવા માંડયું છે, તે અભંગ—તૂટ્યા વિના—શાંત પ્રવાહથી વહેતું રહેવાની જે આશા છે, તે પ્રવાહ સુકાઈ જવાને લીધે હીંદ વખતે પાછું જુની નરેશ પદ્ધતિ ઉપર પણ આવે. પાછળની આ વિચારણા ઘણી અસંભવિત લાગે છે; કેમકે રાજ્ય પદ્ધતિના ફેરફારનો એવો સ્વભાવ છે કે ગયું પાછું ફરીને આવી શકતું નથી. એનું કારણ એ છે કે લોકપદ્ધતિ ઘણાના વિચારમાં ગમે તેટલી સ્વયંભુ ગણાતી હોય, પણ ખરૂં જોતાં તો પ્રજાનું માનસ રાજાના વર્તનમાંથી જ ઘડાયછે. માનવામાં આવે કે ન માનવામાં આવે પણ રાજા માત્ર એકલો સત્તાધીશ જ નથી. ઇચ્છા પ્રમાણે આજ્ઞા મનાવવાનું યંત્ર માત્ર એ નથી. એ ગુરૂ પણ છે. કેમકે મનુષ્ય સ્વભાવ અનુકરણ કરવાની ટેવવાળો હોવાથી પોતાના કરતાં મોટા—પોતાના કરતાં વિશેષ સત્તાવાળાઓનું અનુકરણ કરવાને એ દોરાય છે. અને નરેશ પદ્ધતિમાં રાજા અનુકરણીય વ્યક્તિ હોવાથી પ્રજા તેનું અનુકરણ કરે છે. એટલે અનુકરણીય વ્યક્તિ કોઇ હોય નહીં એવા રાજ્યમાં વિપ્લવ થાય ત્યારે યથેચ્છ એવી કોઇ નવી શાસન પદ્ધતિ લોકટોળું ઘડી કાઢે છે. એવા ફેરફારોને લીધે નાબૂદ થયેલું જુનું તંત્ર—પછી તે ભૂતકાળમાં ગમે તેટલું સારૂં હોય છતાં—ફેરફારના કાળમાં પાછું આવી શકતું નથી.

**ફેરફારનું વમળઃ બહાર આવવાનો માર્ગ.**

હીંદની નરેશ સંસ્થા એ રીતે ઘણા મોટા ફેરફારના વમળમાં અત્યારે છે. પણ હજી એ વમળ એટલું જોરદાર નથી કે ખરો તરનાર કે સમર્થ તરનાર એમાંથી બહાર આવી શકે નહીં. બહાર આવવાને માત્ર બે વસ્તુની જરૂર છે. (૧) ભયનુ ભાન, અને (૨) એ ભય ઓળંગવાનો સતત આગ્રહ. અત્યારે તો કોઇક જ જગ્યાએ એ ભયનું ભાન દેખાય છે. અને ભાન જ ન હોય ત્યાં એ ભય ઓળંગવાના આગ્રહનો ક્યાંથી સંભવ? અને કોઈ કોઇ સ્થળે તો ભયના થોડા ઘણા ભાન છતાં લાંબા વખતની આસાએશે પ્રયત્નના આગ્રહને સ્મૃતિમાંથી એટલો બધો ઘસી નાંખેલ છે, કે રાજ્ય હાથમાંથી સરી જશે ત્યારે પણ એને પકડવાને વિચાર સુધાં પણ નહીં ઉદ્‌ભવે આ સ્થિતિમાં નરેશ પદ્ધતિ બદલીને કોઇ નવુ પ્રજાશાસન ઉત્પન્ન થાય તો નવાઈ નહીં! લોકોને તો સુખરૂપ હોય એવું શાસન જ જોઇએ છીએ શાસનનો એ દંડ કોના હાથમાં છે, એની પ્રજાને દરકાર નથી. માત્ર એ દંડ ન્યાયપુરઃસર પ્રજાના બરડા ઉપર પડે છે કે અન્યાયથી, એટલું જ લોકો તો જુએ છે. એટલે પ્રજાશાસન જો સુખરૂપ હશે તો પ્રજા તેને પણ નીભાવી લેશે.

**જુના અને નવા રાજાઓ.**

હીંદના દેશીરાજ્યોની અત્યારે આ સ્થિતિ છે. રાજ્યબંધારણનો વિચાર કરનારાઓ ગમે તેમ માનતા હોય પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને જણાયા વગર રહેશે નહીં કે હાલના વૃદ્ધ રાજાઓના રાજ્ય કરતાં હાલના યુવાન નરેશોના રાજ્યમાં પ્રજા વધારે અસંતોષવાળી છે. રાજકુમાર કૉલેજોમાં અભ્યાસ મળે છે, ઇંગ્લેંડ અને યુરોપ જેવા પ્રદેશોની તાલીમનો સંભવ છે, સારીએ પૃથ્વી ઉપર મોટામાં મોટી ઇંગ્લીશ શહેનશાહતના અમલદારોની સલાહ પ્રાપ્ત છે, જવાબદારીઓનું ભાન કરાવનારાં ભાષણોની પરંપરા રાજ્યાભિષેક વખતે કે બીજા એવા પ્રસંગે નામદાર વાઇસરોય અને એવા બીજા મોટા અધિકારીઓ પાસેથી સાંભળવાની તકો મળે છે, જગતની તવારીખમાંથી સારાં સારાં રાજ્યોનાં ભવિષ્ય સમજાયાં હોય છે, આખી પૃથ્વીના ખબર હરહમેશ મળતા

રહે એવી વર્તમાનપત્રોની સાહાય્ય છે અને તે છતાં નવયુવાન રાજાઓના રાજ્યની પ્રજામાં અને વૃદ્ધ તથા ઉંમરના પ્રમાણમાં જુના જમાનાનાં ગણાતાં રાજ્યોની પ્રજામાં, પ્રજા ભક્તિમાં કેમ ફેરફાર હશે વારૂ ? આ સવાલ વિચાર કરનારને મુંઝવે એવો છે. પણ એ બન્ને રાજ્ય પદ્ધતિનો તલસ્પર્શી અનુભવ કોઇને થયો હોય તો તે તો એકદમ કહી શકે કે એ ફરકનું કારણ માત્ર મગજ અને હૃદય, એ બેમાંથી કઇ પદ્ધતિએ રાજ્યકારણ ચલાવવામાં આવે છે તે ઉપર આધાર રાખે છે. પ્રજા જેટલી સ્નેહ અને દયાથી વશ રહે છે એટલી ન્યાયના અંકુશથી કે દમામના મોહથી રહી શકતી નથી. એટલા જ માટે મગજના ઉપર હૃદયશાસન સામ્રાજ્ય ચલાવે છે.

કોઈ પણ રાજા ગાદી ઉપર આવે છે, કે તેનો રાજ્યાભિષેક કરવામાં આવે છે, ત્યારે. ઉપલા વિચારો સહજ થઇ આવે એવું છે. તેથી જ જયપુર નરેશના રાજ્યાભિષેક વખતે પણ આ ઉહાપોહ ક્ષંતવ્ય છે.

**માતપિતાની સંભાળ નીચે અને સરકારી દેખરેખ નીચે ઉછરેલા બાળ રાજાઓમાં ફેર.**

જયપુર નરેશની ઉંમર સાડીઓગણીશ વર્ષની છે. મેયો કૉલેજમાં એમનો અભ્યાસ છે. ખાસ નિષ્ણાત યુરોપીયન શિક્ષાગુરૂઓની દેખરેખ નીચે ભણી તૈયાર થએલા છે, અને એ જ નજર નીચે ઉછર્યા પણ છે. એક વાત સર્વને સારૂ સમજવા જેવી છે, તે એ છે કે ભાષાજ્ઞાન અને વિષયજ્ઞાન તથા ઉછેર એ બન્ને જુદી જુદી વસ્તુઓ છે. શિક્ષા–ગુરૂઓ વિષયોનું જ્ઞાન આપે. ઉછેર તો માબાપ જેવા બીજાથી થઈ શકે નહિ. વિષયજ્ઞાનમાં વિચારબળની જરૂર છે. તે તો ગમે તે ભાડુતી શિક્ષાગુરૂ પણ આપી શકે ઉછેરમાં, હૃદયના ખરા સ્નેહની જરૂર છે. એ સ્નેહસ્થાન માબાપ જેવુ બીજું કોઇ પૂરૂં પાડી શકે નહિ. આ સિદ્ધાંતને લીધે જ માત–પિતાની નજર આગળ ઉછરેલા બાળ મહારાજાઓ અને રાજા બાળક હોવાથી સરકારી દેખરેખ નીચે ઉછરેલા નરેંદ્રોમાં ઉછેરનો ફેર છે. અને ઉછેરનો આ ફેર, પ્રજાના માનસથી, નરેશના માનસને એટલું બધું ફેરફાર

વાળું રાખે છે કે જે બે સંબંધોને પરસ્પરની ખૂબ દીલ્લગી જોઇએ તે સંબંધમાં સ્નેહને બદલે અધિકાર સ્થાન લઈ બેસે છે. નરેશ પદ્ધતિને કોઇ પણ નુકસાન કરનાર વસ્તુ હોય તો ઉમર લાયક થયા પછી રાજાની વર્તણુંક નથી, પણ એમના ઉછેરની ખામી છે. ઉછેર મૂળ કારણ છે. વર્તન તો નિશાની માત્ર છે. વર્તન સુધારવા માટે સલાહકારના દબાણની જરૂર પડે છે. પણ ભાગ્યેજ કોઇ નરેશ સલ્લાહનું દબાણ સહન કરી શકે છે. ઉછેર સારો હોય તો વર્તન સારૂં જ હોય; એટલે બહારના દબાણની જરૂર રહેતી નથી "રાજાઓએ મંત્રીઓની સલાહ માનવી જોઈએ. યથેચ્છ વર્તન કરતાં તેને અટકાવવા જોઇએ" એવી ઘોષણા કરનારાઓને કહેવાની જરૂર પ્રાપ્ત થાય છે, કે ઉછેર તરફ પ્રથમથી બેદરકારી હશે તો સત્તાના મૂળ એવા નરેશના વર્તનને દબાવવાની વાતો માત્ર મિથ્યા પ્રલાપ છે. પ્રવાહના ધોધને મૂળમાંથી જ નિયમિત રીતે ચાલે એમ કરવું એ પ્રથમ જેટલું સહેલું છે, એટલું જ મુશ્કેલ, અવ્યવસ્થિત રીતે ધોધબંધ ચાલ્યા આવતા પૂરને અકુદરતી રીતે બંધ કરવાનો પ્રયત્ન કરવો એ છે. કોઇપણ સત્તાને દાબવાના પ્રયત્નો એટલે દરજ્જે ફળીભુત થતા નથી, જેટલે દરજ્જે સત્તામાં આવનાર વ્યક્તિને કેળવીને સરખી કરવાથી બને છે.

**હાલના જયપુર નરેશ.**

જયપુર નરેશને અંગે આ ધોરણે ખ્યાલ કરવાનો હજી પ્રસંગ આવ્યો નથી. બે ચાર વરસમાં તે આવશે. તે વખતે જ આપણે કહી શકીશું કે એમનો ઉછેર, એમની કેળવણી, એમની પ્રજા ભક્તિ અને એમનામાં નામદાર વાઇસરોયે બાંધેલી આશા કેટલે દરજ્જે ફળીભુત થાય છે, કે થવાની છે ? ત્યારે જ એ રાજ્યના ભવિષ્યનું ચિત્ર ચીતરી શકાશે. અત્યારે તો દેશી-રાજ્યની સંસ્થા સુધરીને લાંબા કાળ સુધી એમની પ્રજાના સંતોષ વચ્ચે નભી રહે એ જ આશા અને આશીર્વાદમાં આપણે સંતોષ માનવો ઘટે છે.

જયપુર નરેશ નસીબદાર છે, કે એમને એમના દત્તક લેનાર પિતાનું રાજ્ય મળે છે. તે સાથે એમના પિતાએ પ્રજામાં પોષેલી રાજ્યભક્તિ પણ એમને મળે છે. એ એમને ટકાવી રાખવી હશે,

તો જે સાધનો અને જે વર્તનથી એમના પિતાએ પ્રજામાં તે પ્રેરી હશે તે ઉપાયો અને સાધનોનો એમને અભ્યાસ કરવો પડશે. એ અભ્યાસ એમને એ જ સ્થળના કોઇ દેશી ગુરૂઓથી મળી રહે એવો સંભવ છે. જો એવા કોઇ અનુભવી મંત્રીઓ ત્યાં હયાત હશે તો.

જુનું એટલું બધું જ ખરાબ નથી. તેમ નવું એટલું બધું જ સારૂં નથી; એ વાત દરેક માણસે પોતપોતાની જવાબદારીના પ્રમાણમાં ખૂબ ધ્યાનમાં રાખવા જેવી છે. એ સામાન્ય માણસને તેમ જેના હાથમાં ઘણાનું ભવિષ્ય છે, એવાઓને પણ વિચારવા જેવી છે ખરી.

**રાજ્યાભિષેકનાં ભાષણો.**

કોઇ પણ રાજાને ગાદીનશીન કરવામાં આવે છે, ત્યારે જો તે રાજ્ય મોટું હોય છે, તો પ્રાયશઃ નામદાર વાઇસરૉયને હાથે આ ક્રિયા થાય છે. અથવા તો જે પ્રાંતનું એ રાજ્ય હોય છે, ત્યાંના સર્વાધિકારી સરકારી અમલદારને હાથે તે શુભ ક્રિયા થાય છે. તે વખતે ખાસ કરીને ( ૧ ) સગીર રાજ્યવહીવટનો હિસાબ. ( ૨ ) બાળરાજાને અપાયલી કેળવણીનું સ્તુતિગાન. ( ૩ ) સત્તા હાથમાં લીધા પછી વર્તન વિષેની શિખામણોના પાઠ અને ( ૪ ) રાજ્યની મહેમાનગીરીનાં વખાણનો વિવેકઃ આટલા વિષયો રાજ્યાભિષેકનાં ભાષણમાં હોય છે. એ પ્રમાણે જયપુરના રાજ્યાભિષેકમાં પણ જોયું છે. આનંદની વાત એ છે, કે એ એવા સહૃદય વાઇસરૉયના શબ્દ પ્રયોગમાં છે, કે જેનું ખરૂં હાર્દ જો સમજાય અને તે પ્રમાણે વર્તન કરવાની પ્રેરણા થાય તો જયપુર નરેશનાં તેમ જ તેની પ્રજાનાં સદ્ભાગ્ય સમજીએ.

**મહુર્મ નરેશની શક્તિ અને વહીવટ.**

નામદાર વાઇસરૉયે મહુર્મ જયપુર નરેશની શક્તિ અને રાજ્યકારભારનાં વખાણ કરીને એમ કહી દીધું છે, કે એમની વૃદ્ધ ઉમરે જે માંદગીનો તેઓ નામદાર ભોગ થઇ પડ્યા હતા, તેને લીધે શરૂઆતની કારકીર્દિમાં જે કુનેહ, જે દઢતા અને જે ઉદારતાથી તથા સંભાળથી તેઓએ રાજ્ય ચલાવ્યું હતું તે પ્રમાણે પાછળના કાળમાં બની શક્યું ન હતું. સાથે સાથે કાળ

પણ પોતાનું કામ કરી રહ્યો હતો. અને કાળના એ ઘસારાની અસરમાં મર્હુમ મહારાજાની માંદગીએ ઉમેરો કર્યો હતો. જેને પરિણામે કાળને માન આપીને અને લોકેચ્છાને અનુવર્તીને રાજ્ય-પદ્ધતિમાં ફેરફાર કરવાની જરૂરીઆત લાગી હતી. જુની પદ્ધતિના ગુણ લોકહૃદયમાંથી ઓછા થતા જતા હતા. અને લોકહૃદયને ભક્ત રાખવું હોય તો ફરતા જતા કાળની સલાહ માન્ય કરવી પડે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ હતી. એ સ્થિતિમાં નરેશની શરીરની માંદગી ઘણી મુશ્કેલીઓ ઉભી કરે છે.

**રાજનીતિમાં ફેરફાર વખતે સંભાળની જરૂર.**

એક પદ્ધતિમાંથી બીજી પદ્ધતિમાં આવવું તેમાં, મુશ્કેલીઓના પ્રમાણમાં નવા કાર્યકર્તાઓમાં રાજ્યનીતિના ઘણા ચાતુર્યની જરૂર પડે છે. અને જેમ રાજકીય કુશળતાની તેમાં અગત્ય છે, તેમ કયું રાખવું અને શેનો ફેરફાર કરવો એનો નિશ્ચય કરવામાં અતિશય સંભાળ રાખવી પડે છે. તેમાં પણ દેશીરાજ્યોમાં ખાસ કરીને સંભાળ રાખવાની જરૂર હોય છે. કેમકે જ્યાં એક નરેશ પછી બીજો નરેશ ઉમર લાયક હોઇને તુરત પિતાની ગાદી લઇ શકે છે, ત્યાં તો થવા જોઇતા નવા ફેરફાર રાજ્યની પદ્ધતિને બહુ હલમલાવ્યા વગર અને લોક લાગણીઓને અનુકુળ રહીને, આસ્તે આસ્તે અને બહુ ખળભળાટ વગર ધીમેધીમે દાખલ થઇ જાય છે. પરંતુ જ્યાં નરેશ ઉમરમાં બાળક હોય છે અને તેથી અંગ્રેજ સરકારને એ રાજ્ય વાલી તરીકે સંભાળવાનું પ્રાપ્ત થાય છે ત્યારે તો એ રાજ્યની ચાલતી આવેલી પ્રણાલિકામાં અગત્યનો એવો ઘણો જ ફેરફાર એકાએક થાય છે. કેમકે નરેશ પદ્ધતિથી ટેવાયેલાં નહીં એવાં મગજોના હાથમાં એ રાજ્ય આવે છે. રાજ્યની પ્રજાની લાગણીઓને ઓળખવામાં મુશ્કેલી પડે એવી રીતે ટેવાયેલાં હૃદયોના હાથમાં સત્તા આવે છે અને તેમાં પણ ખાસ કરીને સત્તાનું અને પ્રજાનું માનસ જુદું હોય એવી વ્યક્તિના ઉપર જવાબદારી પડે છે, ત્યારે ખરેખર એ રાજ્યનું વહાણ બહુ સંભાળથી ચલાવવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. આવાં ઘણાં વહાણો કિનારે સુખરૂપ પહોંચ્યાના દાખલા સગીર વહીવટના ઇતિહાસમાં છે, તેમ કેટલાંક પડી ભાંગ્યાના પણ છે.

**સગીર વહીવટમાં જયપુર રાજ્યની લેવાયેલી સંભાળ.**

નામદાર વાઇસરોયે, જયપુર નરેશની સગીરવયમાં રખાયેલી જયપુરની સંભાળનું જે વર્ણન આપ્યું છે, તે ઉપરથી એ રાજ્યની સભાળ રાખવામા બહુ કાળજી રાખવામાં આવી છે એવું સ્પષ્ટ થાય છે. સર રેજીનાલ્ડ ગ્લૅન્સીનો જેમને પરિચય છે, તેઓ એકે અવાજે કહી શકે એમ છે, કે એનામાં બુદ્ધિ અને હૃદયનુ એટલુ અચ્છુ મિશ્રણ છે, કે જેને લીધે રાજ્યનું શુભ અને પ્રજાનું હિત એ બન્ને, સુયોગથી જાળવી શકે એવા છે એ શક્તિનો ફાળો એમણે જયપુર રાજ્યને આપ્યો દેખાય છે. અને રાજ્યના સુભાગ્યે એમની બદલી થયા પછી એ સુકાન એમના જ ભાઈના હાથમાં આવ્યુ હતુ. એટલે સહજ રીતે જ શરૂ થયેલી રાજ્યપદ્ધતિને પોષણ મળ્યા કરે એવુ બન્યુ. સર્વ રાજ્યનાં આવા સારા નસીબ હોતાં નથી જયપુર રાજ્યની આમદાની વધી છે, ખરચમાં બચાવ થયો છે, અને તે છતાં જાહેર બાંધકામ અને પાણીનાં બાંધકામમાં છુટે હાથે દ્રવ્યનો ઉપયોગ થઈ શકયો છે. આઠ નવ વરસનું સગીર રાજ્યબંધારણ હતું. રાજ્યના ઉપજ ખર્ચની સુવ્યવસ્થા સાથે સાથે રાજ્યમાં પ્રકૃતિ મંડળ એવું સુદૃઢ કરવામાં આવ્યું છે કે કેમ તે હવેના થોડાં જ વર્ષોમાં જણાશે.

**પ્રકૃતિ મંડળમાં પ્રજાનાં માણસો.**

પૈસો, મકાનો, રસ્તાઓ, પાણીનાં બાંધકામો, નિશાળો, ઇસ્પીતાલો એ બધાં બહુ ઇચ્છનીય ખાતાંઓ છે. પણ નરેશથી બીજે નંબરે જો કોઇ પણ સંસ્થા સુદૃઢ કરવાની જરૂર હોય તો તે પ્રકૃતિ મંડળ અથવા તો જેને આપણે મંત્રી કે અધિકારી મંડળ કહીએ છીએ તે છે. ઉપર કહેવાઇ ગયેલાં બધાં ખાતાંઓનો વહીવટ અધિકારી મંડળના હાથમાં છે. અને એ સહજ સમજાય એવી વાત છે કે વહીવટ, કાગળ ઉપર લખી નાખેલા નિયમો પ્રમાણે નહીં પણ વહીવટ ચલાવનાર મનુષ્યની સારી નરસી હૃદય ભાવના ઉપર આધાર રાખે છે. સગીર વયમાં રાજ્ય વહીવટ ગમે તેટલો સુંદર અને પ્રશંસનીય ચાલ્યો હોય તો પણ જો નરેશનો ઉછેર બરાબર થયો નહીં હોય તો તે બધી સુવ્યવસ્થા થોડા કાળમાં

અદૃશ્ય થઇ જાય છે. તે જ રીતે જો સગીર રાજ્ય વહીવટ દરમિયાન પ્રજામાંના સુશિક્ષિત માણસોને રાજ્ય વહીવટ માટે તૈયાર કરવામાં આવ્યા હોય નહીં અને બહારનાં માણસોથી બધું રાજ્યમંડળ ભરી દેવામાં આવ્યું હોય તો ચોક્કસ નરેશ ગાદીએ આવ્યા પછી પ્રજા પોતાનામાંથી રાજ્યવહીવટમાં દાખલ કરવાની ચળવળ સ્વાભાવિક રીતે જ કરે. અને તેને લીધે રાજ્ય વહીવટમાં એટલા બધા ફેરફાર થાય કે જેથી વ્યવસ્થામાં ભંગ પડે. તેથી ચાલતો પ્રવાહ અટકવાને લીધે સગીર રાજ્ય વહીવટની બધી મહેનતના ફળમાં ખામી આવે. એવું ઘણે થયું પણ છે. આથી ઉલટું થોડા વખતનો સગીર રાજ્યવહીવટ હોવાને લીધે કે કમનસીબે એ વહીવટ કોઇ એવાના હાથમાં આવ્યો હોય કે રાજ્યને ધાર્યા જેટલો ફાયદો થાય નહીં, છતાં પણ જો બાળ મહારાજનો ઉછેર સારો થયો હોય તો તે ગાદીએ આવ્યા પછી રાજ્યને સુવ્યવસ્થિત કરી શકે. અને અધિકારી મંડળ રાજ્યના હિતમાં ઉત્સુકતાવાળું હોય તો સગીર વહીવટ પુરો થયા પછી પ્રજાને સાથે લઇને રાજા પ્રજા વચ્ચેની હોવી જોઇએ એવી રાજનીતિ તે ફરીથી સ્થાપિત કરી શકે. અહીં જયપુર નરેશને એક પક્ષે તો સારો લાભ મળ્યો હોય એમ અત્યારે તો લાગે છે. એટલે કે એમને સંભાળ રાખનાર સરકારના અમલદાર સારા મળ્યા હતા. એમને કેળવણી આપનારા પણ સારી પસંદગીવાળા હતા. જોવાનું માત્ર એ છે કે સગીર રાજ્ય વહીવટની અંદર હીંદના કેટલા અને કેવા પુત્રો જયપુરમાં રાજ્ય હિતને માટે તૈયાર કરવામાં આવ્યા છે?

**રાજા અને પ્રજા વચ્ચે પૂલની ગરજ સારનાર પ્રકૃતિ મંડળ.**

અધિકારીઓની જાત માટે કાંઇ કહેવાનો અહીં આશય નથી. દેશી અમલદારોના ઉપર ભાર મૂકવામાં આવે છે, તેનું કારણ નાતજાતના તફાવતને લીધે નથી. માત્ર એટલા જ માટે છે કે પ્રજા દેશી છે, રાજા દેશી છે, તો પ્રજા અને રાજા એ બન્નેની વચ્ચે વ્યવહાર ચલાવનાર કારભારી દેશી હોય તો પરસ્પરના હૃદયના ભાવને લીધે, પરસ્પરના અને પોતાના હિતના સામ્યને લીધે, કીર્તિ-અપકીર્તિના ખરા સ્વરૂપની પરીક્ષાને લીધે, પ્રજામાંના પરિચયની

સગવડતાને લીધે અને એવાં અનેક કારણથી દરેક રાજ્યમાં બનતાં સુધી તે રાજ્યના માણસોનો અને જરૂર પડે તો બહારથી બીજા રાજ્યના કોઇ નિષ્ણાત અધિકારીનો ઉપયોગ કરીને, દરેક રાજ્યમાં એક એવું રાજ્યમંડળ ઉભું કરવાની જરૂર છે કે જે રાજા અને પ્રજા વચ્ચે એક મોટા પૂલની ગરજ સારે.

**આડી ભીંત જેવો અધિકારી વર્ગ ન જોઇએ.**

રાજા વિના પ્રજા નથી. પ્રજા વિના રાજા તો હોઇ જ શકે નહીં. આ વાત માન્ય રાખતા છતાં પ્રજા અને રાજા વચ્ચેનો વ્યવહાર સતત ચાલુ રહે માટે એક પ્રકૃતિ મંડળની પણ એટલી જ જરૂર છે. જયપુર નરેશ, અથવા કહીએ તો સર્વ નરેશ આ વાત ખ્યાલમાં રાખી શકે તો ક્રાન્તિના આ સમયમાં પણ હજી દેશીરાજ્યોને સ્થાન છે. ટુંકાણમાં કહીએ તો નીચેનું વાક્ય યાદ રાખવા જેવું છે.

"રાજા અને પ્રજાની વચમાં એવો અમલદાર વર્ગ ન હોવો જોઇએ કે જે એક આડી ભીંત જેવો બનીને રાજા અને પ્રજાને એક બીજાને–ભેટવાના પ્રસંગોમાં અંતરાય લાવે." દરેક સગીર રાજ્ય વહીવટના ભવિષ્યને અને તે નવા નરેશના ભવિષ્યને અમે આ દૃષ્ટિથી આંકીએ છીએ.

**વિચાર કર્યા વગર ફેરફાર ન કરવો જોઇએ.**

સત્તા સુપ્રત થયા પછી વિચાર કર્યા વગર ફેરફાર કરવાની વૃત્તિ એ પણ નુકસાનકારક છે. સગીર વહીવટ ચાલુ થાય છે ત્યારે ઘણાં રાજ્યોમાં અધિકારી વર્ગમાં અને રાજ્ય વહીવટમાં એકદમ ફેરફાર થાય છે. જેને પરિણામે સગીર વહીવટ પુરો થાય છે ત્યારે એવા જ તાત્કાલિક ફેરફારો થાય છે. આવું જ્યાં બને છે, ત્યાં સગીર રાજ્ય વહીવટનાં બધાં વર્ષો, એ રાજ્યના ઇતિહાસમાં માત્ર નકામાં જેવાં નહીં પણ રાજ્ય-પદ્ધતિમાં અંતરાય જેવાં નીવડી પડયાં છે. અને એ રાજ્યને પોતાની અસલ સ્થિતિ ઉપર લાવતાં ઘણી વિટંબણા અને ઘણી કાર્ય કુશળતા ખરચવી પડી છે. જયપુરમાં એ બાબતની ધાસ્તી નથી, એમ અત્યારે દેખાય છે એ શુભ ચિહ્ન છે. એનાં સારાં ફળ દેખાશે ત્યારે જ સગીર રાજ્ય વહીવટની ખરી પરીક્ષા થશે.

**રાજબાળકોને કેમ કેળવવાં?**

બાળ મહારાજાની કેળવણી ઉપર ખૂબ ધ્યાન રાખવામાં આવ્યું છે. બુદ્ધિમાં તેજ છે. સ્વભાવ શાંત છે. વિલાયત ગયા પછી નવા વાતાવરણથી એ બુદ્ધિ અને એ શાંતિમાં કાંઇ ફેરફાર થયો છે કે કેમ તે વિષે કાંઇ કહેવું એ ઘણું જલદી છે. રાજબાળકોને કેમ કેળવવાં જોઇએ તે સંબંધી લખવાને અહીં સ્થાન નથી. કેમકે તે એટલો બધો વિચારણીય પ્રશ્ન છે, કે જેના ઉપર એક જુદો જ વિષય લખવો ઘટે. પણ સાથે સાથે સામાન્ય એવી એક નાની વાત ધ્યાનમાં રાખવા જેવી છે, અને તે એ છે કે સગીરને તેની પ્રજાની વચમાં રાખીને કેળવણી આપવી જોઈએ. સરસમાં સરસ જ્ઞાન મળે એવો પ્રબંધ કરવો જોઈએ. એ વાત સર્વમાન્ય છે, પણ તેની સાથે જે વાત ઘણી આદરણીય હોવી જોઇએ તે એ છે કે જે પ્રજા ઉપર, ઉમર લાયક થયા પછી રાજાને રાજ્ય કરવું છે તે પ્રજાની નજર આગળ એ કેળવાવા જોઇએ કેમકે હયાતીનો એ સહવાસ ચુપકીથી પણ ચોક્કસ રીતે એવી હવા ઉત્પન્ન કરે છે, કે જેથી બાળ રાજાને પ્રજા તરફ અને પ્રજાને બાળ રાજા તરફ સહજ સદ્ભાવનો ઝરો વહ્યા કરે છે. એ ઝરામાં જ દરેક રાજ્યની હયાતીનો સ્થાયી ભાવ છે. સગીર વયનાં બધાં વર્ષોમાં એ પરિચયથી બહાર રહેલ નરેશની અમને દયા આવે, એની પ્રજાના કમભાગ્ય સમજીએ અને એના પ્રકૃતિ મંડળની ભવિષ્યની મુશ્કેલીને માટે અમને ચિંતા રહે.

**વિલાયતનો વાસ કેટલે અંશે લાભકારક છે?**

વિલાયતની મુસાફરી કે વિલાયતનો થોડા વખતનો વાસ ફાયદાકારક છે એમ કહ્યા વગર ચાલે એવું નથી. પણ એ વાસનો ફાયદો માત્ર ત્યાંના વસવાટ ઉપર નહીં પણ એ વસવાટ દરમિયાન એ બાળ નરેશ ઉપર કોની દેખરેખ હતી? ત્યાં એના બાપદાદાના ધર્મનું સ્મરણ રહે એવી શું વ્યવસ્થા રાખવામાં આવી હતી? ત્યાંનાં કેટલાંક પ્રલોભનોમાં દોરવાઈ ન જાય તેની કેટલી સંભાળ રાખવામાં આવી હતી? ઉમરના ક્યા કાળમાં એને ત્યાં લઇ જવામાં આવ્યા હતા? કઇ જાતની કેળવણી માટે લઈ જવામાં આવ્યા હતા? અને

એ કેળવણી દરમિયાન કેવાઓનો સહવાસ એમને પ્રાપ્ત થયો હતો એ બધા ઉપર એ નરેશના આખર ઉછેરનો આધાર છે.

**છેલ્લાં ત્રીશ વર્ષનો હિસાબ.**

વિલાયતનો પ્રવાસ અને વિલાયતમાં વર્ષો સુધીનો વસવાટ, એ બે વસ્તુએ નરેશ ઉછેર પદ્ધતિમાં શું ફાયદા અને શું ગેરફાયદા આણ્યા છે, એ વિષે માત્ર માનસિક વિચારો કરવાને બદલે ગયાં ત્રીશ વર્ષમાં ક્યાં ક્યાં રાજ્યોના કુમારો વિદેશ ગયા હતા અને કયા કયા આ દેશમાં રહીને જ ઉછેરાયા હતા તેનાં પરિણામો તપાસી કાઢીએ તો અભ્યાસ પદ્ધતિ કઇ વધારે સારી છે તેનો તુરત ખ્યાલ આવી શકે. અનુભવથી જોનારને એમ કહ્યા વગર ચાલશે નહીં કે પ્રજામાં રહીને યોગ્ય શિક્ષાગુરૂઓને હાથે અપાયેલું શિક્ષણ, નવા વાતાવરણમાં અભ્યાસક્રમ કરતાં એકંદર વધારે શુદ્ધ ફળદાયી થયું છે.

**જયપુર નરેશવિષે આશા.**

જયપુર નરેશની ગેરહાજરી, હીંદમાંથી માત્ર એક વર્ષ માટે જ હતી. એટલે ત્યાંના સારાનું ભાન અને અહીંના સારાનું જ્ઞાન એક બીજા સાથે સરખાવાઇને જે ઉપયોગી લાગ્યું હશે તેનું ગ્રહણ કરવાની વૃત્તિ એમનામાં થઈ હોય એમ આપણે આશા રાખીએ છીએ.

**ઉછેરમાં એક ખામી.**

આ ઉમેદ રાખતાં રાખતાં એમ પણ કહી દેવું જોઇએ કે એમના ઉછેરની દરમ્યિાન એમની પ્રજાની વચમાં કોઈ પણ રાજાને જેટલો વખત રાખવા જોઇએ તેટલો વખત રાખવામાં આવ્યા નથી એની ખોટ, હવે એ નરેશ ગાદી ઉપર આવ્યા પછી લાંબો વખત પ્રજામાં રહીને પુરી પાડે એ ઇચ્છનીય છે. રાજા–પ્રજાના પરસ્પરના માનસનું જ્ઞાન એજ રાજ્યની સારી સલામતીનો મૂળ પાયો છે, એ વાત તો દરેક નરેશે યાદ રાખવા જેવી છે. પિતા નીચે ઉછરેલા દરેક બાળને એનો રોજ અભ્યાસ થાય છે અને મોટી ઉમરે એ અભ્યાસ–જ્ઞાનનો ઉપયોગ થાય છે. પિતાથી વંચિત સગીર નરેશને એ લાભ મળતો નથી, એ કમનસીબીની વાત છે.

એનો કેટલોક ભાગ નરેશના શિક્ષાગુરૂઓમાં જો કોઇ સારા હીંદી શિક્ષાગુરૂની પણ ગોઠવણ હોય છે તો કંઇક અંશે પુરો પડે છે. જયપુર નરેશને એક સારા હીંદી શિક્ષક હતા તે અમે જોયું છે. વિલાયતમાં તેઓ સાથે હતા કે નહીં તે જાણવામાં નથી. જો નહીં હોય તો પાછળના ઉછેરમાં એની ખોટ લાગ્યા વિના નહીં રહે. સિવાય કે નરેશમાં સ્વભાવથી જે શાંત ગુણું અને સારૂં નરસું પારખી શકવાની શક્તિ છે તેનો ઉપયોગ કરીને દેશમાં પધાર્યા પછી એ ખોટ, એ અહીં તુરત પુરી પાડી લે.

**ના. વાઇસરોયની શિખામણ.**

રાજ્યગાદી ઉપર બેસાડતાં જયપુર નરેશને ના. વાઇસરોયે ઘણી સારી શિખામણ આપી દીધી છે. તે એકે (૧) હીંદના ફરતા જતા વાતાવરણની અસરમાંથી જેમ બ્રિટિશ હીંદની રાજ્યપદ્ધતિ બહાર રહી શકતી નથી તેમ દેશીરાજ્યો પણ બહાર રહી શકે નહીં, એમ એ નામદારે કહી દીધું છે. અને (૨) કાળનો ફેરફાર જે રાજનીતિનો ફેરફાર માગે છે, તે કાળની પરીક્ષા કરીને ડહાપણથી આપવામાં આવે નહીં તો એ પરાણે પણ આપવું પડે છે, તે વાતનું પણ તે નામદારે સૂચન કરી દીધું છે. (૩) સારા રાજ્યનું મુખ્ય અંગ રાજ્યની ન્યાય પદ્ધતિ છે. એટલે રાજ્યના ન્યાયખાતા તરફ પ્રજાના દરેક મનુષ્યને માન ઉત્પન્ન થાય એ રીતે પ્રજાને ન્યાય મળે એની એમણે પ્રથમ ભલામણ કરી છે. (૪) સારા અમલદારોની ચુંટણી અને એઓ વિશ્વાસ લાયક નીવડે તો તેમનાં કામો તરફ પૂર્ણ સહાનુભૂતિ આપવા માટે અને પોતાના અંગત ખર્ચ ઉપર અંકુશ રાખવા માટે પણ ભલામણ કરી છે. (૫) લોકહિતનાં અને લોક સુખકારીનાં ખાતાંઓ જેવાં કે નિશાળો, ઇસ્પીતાલો, રસ્તાઓ, પાણીનાં બાંધકામો એ બધાનો વિસ્તારથી લોકોને ઉપયોગ મળે તે માટે અને (૬) પ્રજા અને રાજા વચ્ચે નિકટનો સંબંધ રાખવા માટે સૂચન કર્યું છે.

આ બધી શિખામણોમાં જે એક સુંદર વાત કહી દીધી છે તે એ છે કે “ રાજા અને પ્રજા વચ્ચે નિકટનો સંબંધ રહે અને રાજાની ખાનગી તથા જાહેર જીંદગીનું અનુકરણ કરવાને પ્રજા અને અધિકારીઓ લોભાય એવું વર્તન નરેશે રાખવું.” આ બધી શિખા-

મણુ સામાન્ય જેવી લાગે એવી છે. પણ એના દરેકના ગર્ભમાં ઘણા ઉંડા સિદ્ધાંતો સમાયેલા છે.

**લૉર્ડ અરવીન એટલે ?**

લૉર્ડ અરવીન એટલે માત્ર વિવેકનાં વાક્ય ઉચ્ચારનાર વાઇસરોય નહીં. લૉર્ડ અરવીન એટલે જે કહે તે ખરેખર માન્યતાથી કહેવાવાળા અમલદાર. દરેક ગાદી-નશીનની ક્રિયા વખતે આવા જ પ્રકારની શિક્ષાઓ દરેક બાળ નરેંદ્રને અપાય છે. પણ એમાં અને આમાં જે ફેર છે તે એ છે કે લૉર્ડ અરવીનની ભાષામાં આત્મા છે. અમુક પ્રકારની સંભાળ રાખવાનું કહેવાને બદલે રાજાએ કેવા થવું જોઇએ એ એની શિખામણના દરેક વાકયમાં ઉંડા મર્મ છે. પાંચ મિનિટના શ્રવણ પછી ભુલાઇ જાય નહીં અને સારે નસીબે નરેશના હ્રદયમાં એ વાકયો કોતરાઇ જાય તો ભરતી ઓટના આ વખતમાં રાજ્ય સહી સલામત તરતું રહી શકે, એવી એમની શિક્ષા પદ્ધતિ છે.

**સરકારની "સલાહ અને મદદ."**

દરેક રાજ્યને સરકારની સાથેનો મિત્રાચારી ભરેલો સંબંધ છે. એ સંબંધ ચાલુ રહેવા માટે બન્ને પક્ષને સતત પ્રયત્ન કરવાની જરૂર છે. એ ન્યાયે રાજાનો ધર્મ છે કે સરકારના અમલદારો સાથે વિનયભરેલો અને મિત્રતાભરેલો સંબંધ રાખવો. આ ખ્યાલથી જ્યારે કોઇ રાજા ગાદીએ બેસે છે, ત્યારે તે પ્રાંતના મુખ્ય અમલદાર સાથેનો સંબંધ સુદૃઢ રાખ્યા કરવાની અને એમની સલાહ ઉપર ધ્યાન રાખવાની તથા મદદની આશા રાખવાની ભલામણ કરવામાં આવે છે. તે પ્રમાણે જયપુર નરેશને પણ કહેવામાં આવ્યું છે. દરેક બાળરાજા સ્વભાવથી અને પોતાના હિતને ખાતર એ સંબંધ જાળવવાનો પ્રયત્ન કર્યા જ કરે છે. આ સંબંધમાં બન્ને વ્યક્તિઓનો પરસ્પર ધર્મ છે. રાજાની તો સ્થિતિ જ એવી છે કે એ સંબંધ જાળવવાનો તણાઇને પણ પ્રયત્ન કરે. પણ સામા અધિકારીને લૉર્ડ રે કોઇ કોઈ વખત જે ભલામણ કરી દેતા તે ભલામણ ધ્યાનમાં રહે તો જ આ સુખરૂપ સંબંધ આપણે ઇચ્છીએ એવો રહે એવું છે. "સલાહ અને મદદ" એ મિત્રભાવે જ્યાં સુધી

અપાવાનું માનસ રહે ત્યાં સુધી એ સંબંધ આનંદનો રહે છે. પરંતુ સલ્લાહ માનવી જ જોઇએ, મદદ લેવી જ જોઈએ, એવું જો એકાદ પણ પક્ષ તરફથી મનાઇ જાય તો સ્નેહ પણ ભારરૂપ થયા વગર રહે નહીં. આવાં દૃશ્યો ક્યાંક ક્યાંક જોવામાં આવે છે. અને તેથી જ પરસ્પરના હિતને ખાતર એ વિષયના થોડાક શબ્દો કહી-દેવાની ધૃષ્ટતા અહીં કરી છે.

છેવટમાં જયપુરના રાજ્યની કુદરતી શોભા, એના શહેરની રચના અને ત્યાં થયેલ પરોણાગતના ઉપકારની વિવેકવાર્તા થયા પછી જયપુરની ગાદીનશીનની ક્રિયા સંપૂર્ણ થઈ હતી.

**બીજી રાજકીય વાતોનો ઉલ્લેખ.**

આવે અવસરે બીજી રાજકીય વાતો વિષે પણ ઇસારો કરવાનો પ્રસંગ જેમ વાઇસરૉય સાહેબો લઇ લે છે, તેમ આ વખતે પણ હીંદના રાજ્યબંધારણમાં જે નવા ફેરફારો ગોળમેજી પરિષદમાં ચર્ચાયા છે તેનો ઇસારો પણ તે નામદારે કર્યો હતો. હીંદનું નવું ભવિષ્ય ઘડાવાની શરૂઆત એ નામદારને હાથે થઇ છે. સારૂં કરવામાં પણ મુશ્કેલીઓ ઉભી થાય છે, એનો એક નવો દાખલો એ છે કે નામદાર વાઇસરૉયની ગોળમેજી પરિષદની ભલામણ અને હીંદને સાંસ્થાનિક સ્વરાજ્ય મળવાનો આગાહીમાંથી પણ મુશ્કેલી ઉભી થઈ છે.

રાજકારણ એ ન્યાયનું જ ક્ષેત્ર છે. પ્રજાહિત માટે મથતાં-મથતાં પ્રજાનો સંતોષ ઇચ્છનારને પણ ઘણીવાર એના અસંતોષના ભોગ થવું પડે છે. એ સ્થિતિ અત્યારે નામદાર વાઇસરોયની છે. અને જેઓ તેમને બરાબર ઓળખે છે તેમને એ પ્રસંગ શોચનીય પણ લાગ્યા વગર રહે નહીં. જતાં જતાં પણ ગુંચવાઈ ગયેલાં દોરડાંઓ ઉકેલવાનો એ નામદાર પ્રયત્ન કરી રહ્યા છે. થોડા જ અઠવાડીયામા વિદાયગીરી છે, છતાં કાર્યનિષ્ટા ઉપર નજર રાખીને, શહેનશાહતના હિત તરફ ધ્યાન રાખીને, અહીંની પ્રજાના હિતનો પણ ખ્યાલ રાખીને અને એમના પછી આવનાર વાઇસરોયનો માર્ગ બની શકે એટલો સરલ કરવા માટે ના. લૉર્ડ અરવીન સતત મથી રહ્યા છે એ તો હવે સર્વને ખુલ્લુ જણાયું છે. એ રીતે સમગ્ર હીંદની એ મુબારકબાદી લઇ જાય છે.

**સમાન શીલની મૈત્રી.**

મહાત્મા ગાંધી વિષે ઈસારો કરીને એમણે પોતાના માનસની ઉત્તમતા બતાવી છે. " **समानशील व्यसनेषु मैत्री** " એ ગંભીર અર્થવાળું સંસ્કૃત વાક્ય આ બે મહાત્માઓના અંતઃકરણની ચિત્રાવલી છે. પરીક્ષક, સામાની પરીક્ષા પોતાના અનુભવ ઉપરથી કરે છે. બીજાના હૃદયનું પ્રતિબિંબ લેવામાં લેનારના હૃદયની શુદ્ધતા ઉપર બહુ આધાર છે. સ્વચ્છ અરીસો જ સ્વચ્છ પ્રતિબિંબ લઈ શકે છે. આ ન્યાયે લૉર્ડ અરવીને હીંદના સંતનું પ્રતિબિંબ લીધું, શહેનશાહનો આવો મોટો પ્રતિનિધિ દેશી રાજ્યમાં દેશના એક નેતા માટે નિખાલસ વચન ઉચ્ચારે એ એના પોતાના હૃદયની સ્વચ્છતાની ખૂબી છે. એ શહેનશાહતનાં અને દેશનાં પણ ભાગ્ય ગણવાં ઘટે. અને દેશી રાજ્યમાં એવો ઉચ્ચાર એ, દરેક દેશીરાજાને પણ મનનીય વાત છે ખરી.

ગોળમેજી પરિષદ્‌માં છણાતા સવાલોનું છેવટ આવ્યા પહેલાં એ નામદાર પોતાનો હોદ્દો છોડે છે, એ અંગ્રેજ અને હીંદીઓ વચ્ચે નિખાલસતાનો શુભ સંબંધ ઇચ્છનાર દરેકને ખેદ ઉપજાવ્યા વગર રહે નહીં. કેમકે પાયો બાંધનાર શીલ્પી આખું મકાન પુરૂં કરે એવી દરેકને ઇચ્છા રહે. લૉર્ડ અરવીન મકાન અધુરૂં મુકીને જાય છે, પણ એમની પછી આવનારને હીંદનો દસ વરસનો અનુભવ છે એટલે અરધું રહેલું કામ લૉર્ડ અરવીનના જેવી જ ખંત અને સુનિષ્ઠાથી કરશે એમ માનવાને લૉર્ડ વીલીંગ્ડનની અહીંની અને કેનેડાની કારકીર્દિ સુચિહ્ન બતાવે છે. અને જેઓ લેડી વીલીંગ્ડનને ઓળખે છે, તેઓ તો એમ પણ કહેવા પ્રેરાય કે એમના આ કામમાં તો એઓ એક અગત્યનો અને પરસ્પરનાં હૃદયને મેળવી લેવાનો ભાગ પડદા પાછળ રહીને પણ ભજવશે.

**જયપુર મહારાજને એક શિક્ષાવાક્ય.**

જયપુરના રાજ્યમાં હાલ થયેલી આ શુભક્રિયા સંબંધી જે વિચારો આવ્યા તે અહીં લખી નાંખ્યા છે. એ વિચારોમાં જે જે સિદ્ધાંતની વાત છે, તે તો દરેક બાળરાજાને લાગુ પડે એવી છે. અમે આ યુવાન નરેશનું શુભ ઈચ્છીએ છીએ. કેમકે હીંદની જુની રાજ્યપદ્ધતિનું એ રાજ્ય એક અંગ છે.

એમની પ્રજાને ધીરજ રાખવાનું અને રાજ્યભક્તિથી એમના તરફ નજર રાખવાનું કહીએ છીએ. કેમકે હીંદની પ્રકૃતિને અનુકુળ એવો રાજા પ્રજા વચ્ચેનો સંબંધ અમને ગમે છે. એ સંબંધ જાળવવામાં જયપુર મહારાજને સતત પ્રયત્ન તો કરવો પડશે, પણ એ સંબંધ જાળવવામાં જે આનંદ છે તે એના બધા શ્રમને ઉતારી દેશે.

એક જ શિક્ષાવાક્ય યાદ રહે એમ અમારી ઇચ્છા છે, તે આ છેઃ—

" યુવાવસ્થા અનર્થનું મૂળ છે, લક્ષ્મીમદ કુમાર્ગનો રસ્તો છે, અને સત્તા પણ ભૂલ ખવરાવે એવી વસ્તુ છે. આ ત્રણમાંથી એક પણ હોય તો પણ ઘણું નુકસાન કરે છે. તો પછી એ ત્રણે વસ્તુનો એક વ્યક્તિમાં સમન્વય થાય તો એ એના રાખનાર પાસેથી કેટલી બધી સંભાળ માગે એ ખ્યાલ મહારાજ, આપને સદા રહ્યા કરે એવી અમારી નમ્ર પ્રાર્થના છે. કેમકે આપના યોગક્ષેમ માટે અમારી શુભ ઇચ્છા છે. "

એપ્રિલ '૩૧.



# દરગુજર.

સ્પેનના રાજા સાહેબને દેશ છોડીને જીંદગી બચાવવા ખાતર નાસી જવું પડ્યું છે. એ પરિણામ શી ભુલોથી આવ્યું હશે, કેટલા કાળની બેદરકારી ભરેલી રાજનીતિનું એ પરિણામ હશે, પોતાની ગફલતથી આ પરિણામ થયું હશે કે સલાહકારોની પસંદગીમાં થયેલી ભુલનું એ ફળ હશે, એ તો એ બનાવની પાછળ સંતાયેલાં છુપાં પાનાંઓ જ્યારે જાહેરમાં આવે ત્યારે જ એનો ખરો ખ્યાલ આવી શકે. બનેલી બીનાનાં કારણ શોધીને તેમાંથી પાઠ શીખવા કરતાં, બનેલા બનાવ ઉપરથી જ સીધી શિક્ષા લેવી એ વધારે ડહાપણ છે, એમ ખરા અભ્યાસીને લાગ્યા વિના રહેશે નહીં. "દરગુજર" શબ્દ ઉપર લખવાનો અમારો આશય આ પ્રમાણે સીધો પાઠ શીખવાની ઉત્કંઠામાંથી ઉત્પન્ન થયો છે.

જગતમાં એક કાળ એવો પણ હતો કે જ્યારે દરેક દેશ વ્યક્તિ પરત્વે ઉન્નતિ મેળવી શક્તો. અને અવનતિમાં આવ્યા છતાં પણ તે દેશના ભોગવનારનો તદ્દન વિધ્વંસ થતો નહીં. એમ થવાનું કારણ એ હતું કે દેશ દેશ વચ્ચે હાલ છે એવો તારનો, વાયરલેસનો, મુસાફરીનાં સાધનોનો અને વિમાન ગમન વગેરેનો વ્યવહાર ન હોવાને લીધે, જેમ એક દેશની ઉન્નતિને પોષનાર સારી રાજ્ય નીતિનું વાતાવરણ બીજા દેશમાં જઇ શકતું નહીં તેમ એક દેશનું અધઃપતન થાય એવા રાજકારણના ખબર પણ બીજા દેશમાં પહોંચી શક્તા નહીં. એટલે દરેક દેશ પોતપોતાના વ્યક્તિત્વ ઉપર યથેચ્છ નિર્ભર રહી શકતો. પ્રજામાં જ્યાં કેળવણી હતી, ત્યાં તે પ્રજા, બુદ્ધિ સામર્થ્યથી ત્યાંના નરેશો ઉપર પ્રજાકીય સ્વાર્થની અસર કરી શક્તી. જ્યાં પ્રજા અજ્ઞાન હતી ત્યાં હથીઆર, પ્રજાને તાબે

રાખી શક્તાં. એમ દરેક દેશ પોતપોતાના રાજા અને પ્રજાની શક્તિ અશક્તિ ઉપર હયાતી ભોગવી રહ્યો હતો. પણ જગ વ્યવહાર હમેશાં એક સરખો ચાલી શક્તો નથી. કરોડો વર્ષના આયુષ્યવાળા સૂર્યચંદ્ર નિયમિત રીતે ચાલવાને સરજાયેલા છતાં, એમની ગતિમાં પણ આસ્તે આસ્તે ફેરફાર થયા કરે છે, એમ આજનું ખગોળશાસ્ત્ર શીખવી રહ્યું છે.

જગત એટલે સતત ચાલતું લોકવહન. વહન એટલે ફેરફાર થતી સ્થિતિ. એ ન્યાયે ભૂતકાળ જ્યારે ભવિષ્યમાં બદલાય છે, ત્યારે એ ભવિષ્યના વર્તમાન પ્રવાહો ભૂતવહન જેવા જ કે એવી જ ગતિવાળા હોઇ શકે નહીં. એ નિયમે ભૂત જગત આજે બદલાઇ ગયું છે. જુના પાઠોને હાલના અનુભવમાં ગોઠવી શકાય એવું નથી. બુઢ્ઢાઓ ભૂતકાળનું સ્મરણ કરી કરીને નિસાસા મુકે, તો તેમ કરવાનો તેમને હક છે. પણ એમને એ નિસાસાઓ ન મૂકવા પડે એટલા માટે હાલનું જુદી વૃત્તિવાળું જગત, ભૂતકાળનાં વર્ષોમાં જવા માટે તૈયાર નથી. આજનો જગત પ્રવાહ જે ધસારાથી આગળ વધે છે, તે ગમે તેટલો ભયંકર ભાસે છતાં, એની આડી પાળ બાંધીને રોકી શકવાનો પ્રયત્ન કરનાર માણસ ઘણું સાહસ કરે છે, અથવા જખ મારે છે, એમ કહીએ તો પણ ખોટું નથી. ખોટું છે માટે અટકાવવું જોઈએ એ વાત કબૂલ કર્યા છતાં, એ ખોટાનો પ્રવાહ એવા જોરથી ચાલતો હોય કે જે થોડાઓ એ જુઠાણાને અફસોસ કરતાં કરતાં પણ એને સહી શકે નહીં, તો ડહાપણ એ છે કે પ્રવાહ ધસી ધસીને થાકે, ત્યાં સુધી એને વહેવા દેવો ઘટે. ઈશ્વરના જગતનો આ નિયમ દેખાય છે. કેમકે એ પ્રમાણે જો નિયમ હોત નહીં તો જેને વૃદ્ધ અનુભવીઓ દુઃખરૂપ કે નિરર્થક પ્રવૃત્તિઓ ગણે છે, તેવી પ્રવૃત્તિઓ જગન્મિત્ર પ્રભુ કેમ ચલાવી રહ્યો હોત ? જે થાય છે તે બહુમતિથી માન્ય હોય તો તે જ બરાબર છે, એમ જાણે પ્રભુ નિયમ હોય એમ લાગે છે !

આ દૃષ્ટિએ જોતાં સ્પેનનો વિપ્લવ રાજાના ભૂત અનુભવમાંથી ઉત્પન્ન થયેલો દુરાગ્રહ અને એ દુરાગ્રહને પોષીને રાજ્યવૈભવ ભોગવવાની લાલસાવાળા અધિકારીઓની સલાહ: એ બે કારણમાંથી ઉત્પન્ન થયેલો અમને દેખાય છે. કોઇનું પણ પતન, એ દરેક

સહૃદય માણસને દુઃખ કર્યા વિના રહેતું નથી. ભીંડાઓ સુકાઈ જાય એનો અફ્સોસ માણસ કરતું નથી; પણ ઓકનાં વૃક્ષો કે છાંયો આપનાર વડલાઓ જ્યારે કોઇ વાવાઝોડાથી પડી જાય છે ત્યારે શોક થયા વગર રહેતો નથી, એ ન્યાય્યે નરેશ આલ્ફ્રેન્ઝોનું પતન દુઃખદાયક છે. તેમ એને નાસી જવું પડે એવી અરાજકતા દેશ આખામાં થઇ જાય એ પણ દુઃખદાયક પ્રસંગ છે. જુલમને પણ ભાંગવા માટે સામાને જુલમ કરવો પડે, એ વાત પણ એટલી જ અફ્સોસકારક છે. કેમકે સત્ય ખાતર પણ જુલમમાં ખરડાયેલા હાથો, જુલમની પડી ગયેલી ટેવને લીધે કેટલીક મુદત સુધી તો પ્રજા તરફ જગત–હિતના ભાવથી વર્તન ચલાવી શક્તા નથી. પદભ્રષ્ટ રાજા પોતાનું રાજ્ય ટકાવવા જે જુલમ કરે છે, તેવા જ પ્રકારનો જુલમ રાજાને ઉઠાડી પોતાનું રાજ્ય સ્થાપવાને મથતા પ્રજાજનો પણ કરે છે. જુના મહેલો તોડી નાખવામાં આવે છે એ ખરૂં, પણ તેની જગાએ નવા રાજકર્તાને નવા મહેલોની આવશ્યક્તા લાગે છે. અને એ નવા મહેલો રૂપાન્તરે નવા જેવા દેખાયા છતાં પાડી નાખવામાં આવેલા મહેલોની જ જગ્યાના ખંડેરમાં અને એની જ જુની ઇંટો તથા ચુનાના ગારામાંથી ચણાય છે, એ કબૂલ કર્યા વિના ચાલે એવું નથી. રશિયાના પાદશાહ ઝારે સૈબીરીઆમાં ઘણાં માણસોને બંદીવાન રાખ્યા હતા. આજે એમના વિનાશને ચૌદ વર્ષ થઇ ગયાં. કહેવાતા જુલમી ઝારને બદલે આજે રશિયામાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું છે. એ પ્રજાના માનીતાઓ હજી આજ સુધી ઝારના જેવું વર્તન નથી કરતા? સ્વતંત્ર થયેલા રશિયાની જેલમાં, સૈબીરીયાની માફક કેટલાક ત્યાંના દેશીઓ નથી સડતા? ઝારે ફાંસીને લાકડે લટકાવેલાઓની સંખ્યાના પ્રમાણમાં રશિયાની સોવીએટ સરકારે કેટલા બધા વધારે કમનસીબોને દેહાંત શિક્ષા કરી છે? આ બનાવોની ફરીઆદ કરવાનો અહીં આશય નથી. મનુષ્ય હૃદય સત્તામાં આવે છે, ત્યારે શું શું કરે છે એટલું જ માત્ર બતાવવાનો ઉદ્દેશ છે. સત્તાના સ્વરૂપનું ખરૂં ચિત્ર આપવાનો જ આમાં આશય છે.

સ્પેનમાં આજે આ જાતનું નાટક ભજવાય છે. ત્યાંના ડીક્ટેટરોએ નરેશ આલ્ફ્રેન્ઝોની જે સ્થિતિ કરી છે, તે સ્થિતિ આલ્ફ્રેન્ઝોની

પોતાની નબળાઇએ કરી ન હોત! સત્તા વાપરી શકવાની વસ્તુ છે, માટે વાપરી જુઓ એ સલ્લાહ એને મળી ન હોત તો એ રાજા, પ્રથમ તોફાન વખતે જ લોકલાગણીને નમી જવાનો પ્રયત્ન કરત અને વખતે હાલ ઇંગ્લેંડમાં છે એવું બંધારણ પૂર્વકનું રાજ્યતંત્ર સ્પેનમાં સ્થપાયું હોત. પણ ઘર્ષણમાંથી તો અગ્નિ જ થાય એ ન્યાયે, રાજા અને પ્રજા વચ્ચેના ઘર્ષણે ત્યાં વિપ્લવનો ભડકો કર્યો અને રાજા, આજે ક્યાં રહેવું તેનો નિશ્ચય પણ કરી શકવાની અશક્તિમાં ફ્રાંસ અને ઇંગ્લેંડ વચ્ચે અત્યારે તો મુસાફરી કરી રહ્યા છે. એ દુઃખમાં–જેમ એવી સ્થિતિમાં આવનાર દરેક મનુષ્યને થાય છે તેમ–પોતાનાં ભૂતકર્મો ઉપર એ રાજા સાહેબની નજર પડતાં, એના દોષોનું એને ભાન થવાથી, પ્રજાને એ દોષો તરફ દરગુજર કરવા કહેવાનું એમને મન થઇ રહ્યું છે.

દરગુજર કરવી એ મહાન હૃદયનો ગુણ છે. કોઈ પ્રજાએ અજ્ઞાનતાને લીધે કોઇ નરેશની અવગણના કરી હોય કે તેનો ગુન્હો કર્યો હોય અને તે પ્રજા, દરગુજરને માટે વિનતિ કરે તો જરૂર સત્તાના સ્વાભિમાનમાંથી પણ જે મહત્તાનું અભિમાન સત્તાધારીને થાય છે, તે અભિમાનને લીધે દરગુજર સહજ થઈ પડે છે. મતલબ કે જેના ઉપર ક્ષમા કરવાની છે તેની સાથે સરખામણીમાં દરગુજર કરનારની જેટલી પદવી વધારે ઉંચી, તેટલી તેનામાં 'દરગુજર કરવાની સહજ સ્વાભાવિકતા વધારે એ વાત કબૂલ રાખીએ તો સ્પેનના રાજાની દરગુજર માટેની માગણી સ્પેનની પ્રજા અત્યારે કબૂલ કરી શકશે નહીં એ બન્ને વચ્ચે જીવનમાં મોટાઇનો એટલો બધો ફરક છે, કે લોકો રાજાને આ ઉશ્કેરાયેલી સ્થિતિમાં માફી આપશે જ નહીં. એટલે ક્ષમા માટેની તે માગણી બહેરા કાનો ઉપર જ પડી છે એમ માનવું ઘટે છે. પાપોની ક્ષમા પ્રભુ કરે છે એનું મૂળ કારણ એ છે કે એ એની સર્જીત વસ્તુઓ કરતાં ઘણો મહાન અને ઉંચો છે. આ જુની સંસ્કૃતિનો વિચાર છે એમ લાગી આવશે, પણ એ વિચારનું મૂળ જનસ્વભાવની હયાતીમાં છે એમ કહેવાની અમે ધૃષ્ટતા કરીએ છીએ.

સત્તા જ્યાં છે, ત્યાં ભાંગવી જ એવી ગાંડાઇ બધે સ્થળે પ્રસરી રહી છે. એ ગાંડાઇ છે, છતાં પણ એ એટલાં બધા માણસોની છે

કે જે થોડામાં તે ગાંડાઇ નથી તેઓને, પોતાને ડાહ્યા માનતા આ સંખ્યાબંધ ગાંડાઓ ગાંડામાં ગણે છે. અને પરિણામ પણ એ ખોટી ગણતરી પ્રમાણે જ આવે છે. કેમકે ઝાઝે મતે દુનિયાના વ્યવહારો બંધાય એ જગતનું સૂત્ર છે. એટલે નરેશ પદ્ધતિને માનનાર એમ ઇચ્છે કે લોકોને સ્નેહભાવથી સાચવવાં એજ ખરી રાજનીતિ છે. સ્નેહભાવથી સાચવવાં એટલે પ્રજા કહે તે આંખ મીંચીને કર્યા કરવું એમ કોઇ કહે તો તે ભૂલ છે. પ્રજાના વ્યક્તિગત વ્યવહારમાં આડે ન આવતાં એ વ્યવહારને સ્વતંત્ર વહેવા દેવો, જ્યાં પરસ્પર સ્વાર્થોનું ઘર્ષણ થાય ત્યાં પક્ષ પક્ષ વચ્ચે ન્યાય આપવો, ચોરો, લુંટારાઓ કે બહારના હુમલાઓથી પ્રજાનું રક્ષણ કરવુ, જન સમૂહનું સ્વાસ્થ્ય બન્યું રહે એવાં સાધનો ઠામ ઠામ હસ્તીમા લાવવાં, બુદ્ધિવિકાસ અને હૃદયવિકાસ થાય એવી કેળવણીના પ્રબંધો બાંધવા અને એ બધું પુરૂં પાડવામાં જે ખર્ચ થાય તેટલા પૂરતા જ માત્ર કર નાંખવા એ ટુંકામાં સારા રાજ્યતંત્રનાં અમે લક્ષણ માનીએ છીએ. સુખનાં પણ સાધનો પરાણે આપવાં, જનસમાજનાં વર્તનોને પરાણે સુઘટિત કરવાં અને રીતરિવાજો બદલવા સામે વસ્તીના ઘણા ભાગનો વિરોધ હોવા છતાં, સત્તા તેને લોકહિતની વાત સમજી આડી આવે તો તે પણ પ્રજાના વ્યક્તિ સ્વાતંત્ર્યમાં અવરોધ છે એમ સમજાવાની જરૂર છે. ફરીઆદનું તત્કાલ નિવારણ થાય, ખોટી માગણીઓની રીસ થાય નહીં પણ હસ્તે મોઢે સમજાવીને ના પડાય અને લોકોમાં એ પ્રતીતિ ઉત્પન્ન કરાય કે યોગ્ય હોય તે હાથે ઉપાડીને લઈ જઈ શકાય છે અને અયોગ્ય હોય તે લોકહિતને ધ્યાનમાં રાખી આપવાની ના પાડવામાં આવે છે, તો જરૂર કદી નાશ ન પામે એવું નરેશ રાજ્યતંત્ર હસ્તીમાં આવે.

બાપ દાદાઓએ તરવારથી લીધું છે, માટે તે અમારૂં છે અને તેમાં સુવર્તન ન થતું હોય છતાં લોકવૃત્તિ વિરુદ્ધ તરવારના ઉપયોગથી તે સાચવી રાખવાનો ધર્મ છે, એ ભૂલ ભરેલી માન્યતાથી ઘણાં રાજ્યોને અત્યારે મુશ્કેલી ઉભી થતી હોય એમ દરેક રાજ્યભક્તને લાગ્યા વિના રહેશે નહીં.

પ્રજાની ત્રૂટીઓની દરગુજર, એજ પ્રજા પાસે રાજાને દરગુજર માગવાની ફરજમાંથી મુક્ત રાખી શકે. આ પાઠ સ્પેનના હાલના વિપ્લવમાંથી આપણે પઢી લઇએ તો કેવું સારૂં ? આ લખાણ, રાજા અને પ્રજા એ બન્નેના સ્વાસ્થ્યના વિચારે ઉદ્ભવ્યું છે. બન્ને પક્ષને પોતપોતાના ધર્મ વિષે વિનતિ કરવામાં આવી છે. શુભેચ્છકને પણ એવો તો ભય રહે જ કે સ્પષ્ટ વાતમાં. બન્ને પક્ષને ખોટું લાગવાનો સંભવ છે. હિતની વાત કરતાં કરતાં એવું કાંઇ આ લખાણમાં આવી ગયું હોય તો લખનાર બન્નેની દરગુજર માગે છે. દરગુજર કરવી એ મોટો ગુણ છે. માગનાર નમ્ર રીતે માગે છે; કેમકે તે સિવાય " દરગુજર કરો " એ શબ્દના વપરાશનો પણ સંભવ નથી. માત્ર દરગુજર કરનારની બલીહારી છે.

મે '૩૧



# મૌન.

માણસ માંદુ પડે છે, ત્યારે દવા આપવાની સાથે ડૉક્ટર સલાહ આપે છે, કે દરદીએ ખૂબ આરામ લેવો જોઇએ. શાન્તિથી બીછાનામાં પડ્યા રહેવું જોઇએ ખોરાકની વ્યવસ્થા પણ દરદીને અનુકૂળ આવે એવી કરવામાં આવે છે. ગમે તેવી અગત્ય છતાં શારીરિક કે માનસિક વ્યવહાર ઓછો કરવામાં આવે છે, જેથી દરદીને આરામમાં મદદ થાય.

જેમ શરીરને આરામની જરૂર છે તેમ મનને એથી વધારે આરામની જરૂર છે. જેટલે દરજ્જે ત્વરાથી થાક લાગે છે, એટલે દરજ્જે ત્વરાથી આરામ આવશ્યક છે. જ્ઞાનતંતુઓ મહાશક્તિથી ભરેલા છે. પણ એ શક્તિના ઉપયોગનો અતિયોગ થાય, ત્યારે તેનો થાક પણ બહુ ઉગ્ર સ્વરૂપ લે છે. 'હૃદયના બંધ પડવાથી માણસ તુરત મરે છે. એના કારણમાં માત્ર હૃદયના શારીરિક થાકનો સમાવેશ થતો નથી, પરંતુ હૃદયના બંધ પડવામાં જ્ઞાનતંતુઓનો થાક મુખ્ય છે. કેમકે જ્યાં સુધી જ્ઞાનતંતુઓ શક્ત હોય, ત્યાં સુધી શારીરિક થાકને મટાડવાનું એ મોટું ઔષધ છે. હૃદયનું બંધ પડવું પ્રાયશઃ જ્ઞાનતંતુઓના થાકનું કારણ છે. અને તેથી જ બહુ દુઃખી માણસનું, બહુ હેરાન થયેલા માણસનું કે એકાએક ન સહન થાય એવા શોકના કારણથી કે જીંદગી ઉપરથી અભાવ થઇ જાય એવો કોઈ ભોગ આપવો પડ્યો હોય એ કારણથી હૃદયનું બંધ પડવું પ્રાયશઃ હોય છે.

આત્માને પણ થાક લાગે છે. આત્મામાં મહત્‌શક્તિ છે. પ્રભુ સાથે એક રસ થઈ જવાય તો ઇશ્વરના જેવી શક્તિઓ કેળવી શકાય છે. પણ એનાં સાધનોમાં શરીર અને મનને–પ્રભુ જેમ આ

આખા સંસાર વ્યવહારને તાબામાં રાખી શકે છે, તેમ મનુષ્ય જો પોતાના શારીરિક અને માનસિક વ્યવસાયને-તાબામાં રાખવાની શક્તિ કેળવી શક્યો હોય તો. એટલે દરજ્જે પહોંચાયું હોય નહીં અને જો ધર્મની લાગણી ઉગ્ર થઇ જાય .તો જેને આપણે ધર્મઘેલો કહીએ છીએ તેવો માણસ થઇ જાય છે. અને પોતામાં ઇશ્વરી શક્તિ ન હોય છતાં હોય એવું ખોટું ભાન એને થઈ જાય છે. વળી જેમ કેટલાક મગજના ગાંડા આપણે જોઈએ છીએ તેવા ધર્મ વિહ્વલ પણ ક્યાંક ક્યાંક જોવામાં આવે છે. એવાઓને ધર્મવૈદ્યો વ્યવહારમાં લાવવાનો પ્રયત્ન એટલા માટે કરે છે કે-જેની અસર સહન ન કરી શકાય એવી ધર્મ ભાવનામાંથી, એને જરા વ્યવ-હારના વમળમાં લાવવાથી, જે જ્ઞાનતંતુઓ યોગ્ય રીતે વપરાય તો તે પ્રભુ સુધી પહોંચી શકે એવાં હોય છે તેને જરા સ્થિર કરીને-શરીર, મન અને આત્માનો સમન્વય કરી શકાય.

શરીર, મન અને આત્માના થાકનું કારણ જો સૂક્ષ્મ રીતે વિચારવામાં આવે તો એ ત્રણે શરીરના ઉપયોગનો અતિયોગ થવો એ છે અને જ્યાં મહેનતનો અતિયોગ ત્યાં આરામની જરૂર એ સ્પષ્ટ છે. રાત્રી અને દિવસ એવા બે ભાગમાં-પ્રભુએ માણસના જગવ્યવહારમાં-સમયને વહેંચી દીધો છે. એનું કારણ અનુમાનથી એમ લાગે છે, કે એ ત્રણે શરીરને સ્વાભાવિક રીતે જ થાક ઉતરે તેવો આરામ મળે. એ આરામ ઉંઘમાં યોજવામાં આવ્યો છે.

આ પ્રમાણે આરામની જરૂર હોય તો આખા દિવસના થાક પછી રાત્રે આરામ મળી રહેશે એ વિચાર ભૂલ ભરેલો છે. રાત્રે તો બધાને અનાયાસે આરામ મળે છે. અને એ આરામ ભોગવાતો હોય છે ત્યારે પ્રભુશક્તિના જળાશયમાંથી મનુષ્યને ન ખબર પડે એવા અજાયબ ઝરણ દ્વારા જે પ્રભુ-શક્તિ આપણને જીવાડે છે તે પ્રભુશક્તિનો પ્રવાહ વહ્યા કરે છે.

આ વાત સમજાઇ જાય તો ઉંઘમાં પુરાતી શક્તિ પહોંચી વળે એ કરતાં વધારે થાક, માણસે કોઇપણ પ્રકારના શારીરિક શ્રમથી, માનસિક તદબીરથી કે આત્મિક વિચારોના ગાંડપણથી વહોરી લેવો જોઇએ નહીં.

શારીરિક થાક અટકાવવાની શક્તિ દરેક મનુષ્યમાં છે. એ ઇચ્છા પ્રમાણે શ્રમ કરી શકે છે. અને ઇચ્છા પ્રમાણે શ્રમમાંથી

વિરમી શકે છે. પણ માનસિક થાકનો અટકાવ એટલે દરજ્જે માણસને સ્વાધીન નથી. જગતના વ્યવહારમાં એટલા બધા પરિચયો, એટલા બધા સ્નેહસંબંધો, એટલા બધા સ્વાર્થસંબંધો અને કર્તવ્યની એટલી બધી ઉર્મિઓ હોય છે, કે માણસની ઇચ્છા ન છતાં આ બધાં એને થકવી રહ્યાં છે.

શરીર થાકે તો પરાણે ખાટલે પડ્યા રહેવું પડે છે. પરંતુ મન થાકે તે છતાં–અને ખાટલે પડ્યા છતાં–જગતના સંબંધનાં વમળો માણસને હલાવ્યા જ કરે છે. અને તેમાં મુખ્ય પરિશ્રમ આપનાર માણસની જીહ્વા ઇન્દ્રિય છે. સ્વાદ લઇને તે શરીરને મારે છે બકબકાટ કરીને તે મનને અને તે દ્વારા શરીરને મારે છે. બધી ઇંદ્રિયોનો અટકાવ ઇચ્છાથી કે પરાણે થાય છે પણ જીહ્વા કબજે રાખવી એ મુશ્કેલ વાત છે. ખાવામાં તો સ્વાદ છતાં પેટ ગ્રહણ કરવાની ના પાડીને જીભને અટકાવે છે. પણ બોલવાનુ અટકાવવું એ કેટલું મુશ્કેલ છે કે સહેલ છે તે માટે તો મૌનવ્રતના અભ્યાસી મહાત્મા ગાંધીને પૂછીએ ત્યારે ખબર પડે. મૌનને દિવસે પણ કાં તો નિશાનીથી અને કા તો કાગળ ઉપર લખીને એ મહાત્માને મૌનના ખરા સ્વરૂપને કોઇ કોઇ વખત છોડવું પડે છે.

कर्मेन्द्रियाणि संयम्य, य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा, मिथ्याचारस्स उच्यते ॥

ગીતાનુ આ વાક્ય બહુ સખ્ત કહી દે છે છતાં એમાં સત્ય છે એની ના પાડી શકાય એવું નથી.

મહાત્માજી જેવા આ જમાનાના મહાસંયમીને ( જેને મિથ્યાચારી કહેવા એ પાપ છે. કેમકે જીંદગી સુદ્ધાંની દરકાર ન કરનાર નાની બાબતમાં મિથ્યાચારી હોઇ શકે નહીં ) પણ આવી સ્થિતિ થાય છે તો પછી સામાન્ય માણસની શી વાત કરવી ?

બધા થાકનું મૂળ કારણ વાચાળપણું છે. અને ઘણી વખત એ પરાણે માણસના ઉપર લદાય છે. મૌનની પળો વિચાર શક્તિને કેળવે છે. મૌનની મિનિટો પણ સારા સ્વભાવવાળા માણસને પ્રભુના વિચારમાં દોરવે છે. મૌનમાં માણસ સારાજ વિચાર કરે છે, માણસ માટે એ પ્રભુ કૃપાની નિશાની છે ઉત્તમ ફરજો બજાવવાના

ખરા અને જોરદાર વિચારો મુંગી સ્થિતિમાં જ આવે છે. એટલે મૌન એ બધી રીતે અને બધાં શરીરો માટે મહૌષધ છે. એની માત્રાઓ જેટલે દરજ્જે વધારે લઇ શકાય, એટલે દરજ્જે ત્રણે શરીરને ફાયદાકારક છે. તેમ શરીરના વ્યવહારોને, એ શરીરો યથેચ્છ રીતે પાર પાડી શકે એવી શક્તિ ક્ષણે ક્ષણે પૂર્યા કરે છે.

મૌનના ઘણા ફાયદા છે. તેમ તેમાં કેટલાક અવગુણો પણ છે. જગતની બધી વસ્તુઓમાં અને બધા વિચારોમાં ગુણાવગુણનું મિશ્રણ છે. આ ન્યાયે મૌનમાં થોડાઘણા અવગુણો પણ છે. પણ એ અવગુણો માત્ર વ્યાવહારિક ગેરલાભ સિવાય બીજો કશો ગેરલાભ કરતા નથી થોડું બોલનારની જરૂરીઆતનો બીજાઓને ખ્યાલ આવે નહીં એટલે ઓછી જરૂરીઆતે તેણે કામ ચલાવી લેવુ પડે છે. અને પોતાની ફરજમાંથી પછી મૌનના ગુણોને બદલે એ મૌનનો થાક અનુભવે છે. કોઇના અયોગ્ય વર્તનને જોઇને મૌન રહેવામાં એટલા માટે પાપ છે, કે એ અયોગ્ય વર્તનમાંથી જગતની કોઇ બીજી વ્યક્તિને નુકસાન થતું હોય છે. એવા મૌનને લીધે ફરજમાંથી પતન થાય છે. આવા ઘણા દાખલા ગણાવી શકાય. અને તે છતાં મૌન અને વાચાળપણું, એ બે વચ્ચેના ફાયદા ગેરફાયદાનું તોલન કરવામાં આવે તો મૌન જ એના ખરા સ્વરૂપમા મહાન ગુણવાળું અને ઇશ્વિરીશક્તિવાળું છે એમ કહ્યા વિના ચાલે એવું નથી.

જેમ બહુબોલાપણામાંથી માણસને નુકસાન થાય છે તેમ બહુ બોલા સ્વભાવવાળા દેશને પણ એના પ્રમાણમાં નુકસાન થાય છે. યુરોપની અત્યારની ભયંકર સ્થિતિ એ, ખરૂં જોઇએ તો આવા બહુબોલાપણાનું જ કારણ છે.

વક્તૃત્વના સાધનમાં પ્રભુએ જીભ આપી છે પણ એ જીભને સાંભળનાર અને સંભળાવનાર વચ્ચે જ એ મનદુઃખ કરી શકે છે. આ જમાનામાં તો વર્તમાનપત્રોની મુંગી જીભ અનેક મતભેદો, વૈરના અનેક ભાવો, સ્વાર્થની અનેક વૃત્તિઓ અને યુદ્ધની તૈયારીઓ કરાવી રહી છે. ખરો સ્નેહ હોય છે ત્યાં હૃદયના મીલન ઉપરાંત વિવેકી વાક્ચાતુર્ય હોતું નથી. સ્વભાવે જ બીજાનો સ્વાર્થ સાધવાવાળા માણસો પ્રાયઃ થોડું બોલનારા હોય છે. લડાઇની પહેલી ગોળી છુટે છે ત્યાર પહેલાંના કેટલાક દિવસો, લડાઈ શરૂ કરનાર-

દેશ મૌનમાં જ ગાળે છે. અને બીજાનું પડાવી લેનારાઓ જેમ અંધારામાં ઘરમાં ઘુસે છે, તેમ સ્વાર્થી દેશો બીજાના અજ્ઞાનની પળો ઉપર બગલાની પેઠે ધ્યાન રાખીને બેસી રહે છે. મનનું આ પાર્થીવ સ્વરૂપ છે.

વાચાળ સ્વભાવવાળા મનુષ્યોનો દેશ એકલા બહારના દેશો સામે બાખડી પડે છે એવું નથી. પણ અનેક વિચાર ભેદોને લીધે, વિચાર ભેદોને સ્વાભાવિક એવા વિચાર વિગ્રહો દેશની અંદર જ ઉભા કરે છે. 'કમ્યુનિઝમ,' 'સોશ્યાલિઝમ,' 'કન્ઝરવેટીઝમ,' 'લીબરલીઝમ' એ બધાં 'ઇઝમ્સ' વાચાળપણાનો પ્રભાવ છે. દરેકને આ વાત માન્ય છે અને તે છતાં તે માન્ય રાખનારા પણ વાચાળપણાનો દારૂ પીધા વગર રહી શકતા નથી, એમ અત્યારે તો આખી પૃથ્વી ઉપર દેખાય છે

ગરીબ બિચારૂં આ હીંદ, આ રોગમાં અત્યારે છિન્નભિન્ન થઈ રહ્યું છે. સ્વાદ લેવા અને બોલવા સિવાય જીભની બીજી શક્તિ નથી. પણ તિક્ષ્ણ તરવારોના જેવું એ કામ કરી શકે છે. આટલા જ માટે

**निस्त्यक्त वासनात् मौनात्, ऋते नास्ति परंपदम् ॥**

અર્થાત્ "વાસના વિનાના મૌન સિવાય કોઇ બીજું મોટું પદ નથી." એ વાક્ય પ્રયોગ યોજાયો લાગે છે.

મૌન વગરના મનુષ્યો કોઈ ખાનગી વાત પકડી રાખી શક્તા નથી. મિત્રોને કેટલીક વખત એક બીજાની મદદ કે સલાહની જરૂર પડે છે. અને એક મિત્રની વાત ગમે તેટલી ગુપ્ત હોય છતાં વાચાળ માણુસ એને લાંબો કાળ છાની રાખી શકતો નથી. મદદને બદલે આવો માણુસ મિત્રને નુકસાન કરી બેસે છે. તેમજ દેશના હિતમાં જેઓને સ્વાર્થ હોય છે અને દેશની નવી શોધો અને લડાઈનાં સાધનો ગુપ્ત રાખવાની જેઓના ઉપર ફરજ હોય તે માણુસ જો વાણી વ્યવસાયનો શોખીન હોય તો તે દેશને વેચવા જેવું કામ કરી બેસે છે. વાણીથી એક બીજા માણુસો અને એક બીજા દેશો એક બીજાથી પોતાનું સ્વરૂપ ઢાંકવાનો પ્રયત્ન કરી રહ્યા હોય એમ દેખાય છે. પણ એ વાત સમજાતી નથી કે મુંગા રહેવાથી જે વસ્તુ ઢાંકી શકાય છે, તે વાણીથી બીજાને ખોટું

સમજાવવાના પ્રયત્નથી ઢાંકી શકાતી નથી. હોઠ ઉઘડે અને જીહ્વા લલકારવા માંડે એટલે ગમે તેવા મોટા માણસનું હૃદયપટ ઉઘાડું થઇ રહે છે. પ્રભુની બંદગી મુંગી રીતે જેવી થાય છે તેવી મંદિરોમાં થતાં સ્તોત્રોની ઘોષણાથી થતી નથી.

શારીરિક મુંગાની આપણને દયા આવે છે. તેમ પ્રભુને, મુંગે મોઢે પોતાને ભજનારની દયા આવે છે. પ્રાયશઃ નબળાઓ જ વધારે વાચાળ હોય છે. શક્તિવાળાઓની દૃષ્ટિ કાર્ય કરવા ઉપર હોવાથી જીભને તેઓ ઓછી વાપરે છે. શક્તિ નહીં છતાં શક્તિ છે એવું બતાવવાની ઇચ્છાવાળો જાણે શબ્દ પ્રચારથી જ સત્તાને ગભરાવી શકશે એમ માની બેસે છે. જગતના દેશો તરફ દૃષ્ટિ કરશું તો આ છેલ્લા વાક્યનો અર્થ બરાબર સમજાઈ રહેશે.

આપણે ઘરનું આગણુ તપાસીએ તો હીંદુસ્તાનને આ દાખલો બરાબર લાગુ પડે છે. પ્રજામાં કેટલા બધા મતભેદો છે, અને છતાં તેનું સ્નેહ ભરેલી રીતે સમાધાન કરવાને બદલે પરસ્પરનો અંતરાય વિસ્તૃત કરવા જેવો અત્યારે તો જીહ્વાનો પ્રયોગ થઈ રહ્યો છે. તેનાં નુકસાન સ્પષ્ટ છે અને તે છતાં માણસને અસર કરી શકે એવા વક્તાઓનો ખરો ઉદ્યોગ અત્યારે વીખવાદ વધારે એવાં ભાષણોમાં, સત્તાનું જોર વધે એવા વાક્ચાતુર્યમાં, ભય ઉત્પન્ન થાય એવી હાકલ પડે ત્યારે નાસી જવામાં ચપળ પગલાંઓ ભરવામાં પણ જીહ્વા ચાંચલ્યમાં ખેલી રહે છે. કેવી ખેદની વાત છે?

આપણે ઇચ્છીએ છીએ કે મૌનનો ગુણ સમજાવનાર કોઇ થોડા ઘણા પણ સચ્ચોટ અસર કરે એવું કહેવાવાળા મહાત્માઓ આપણને પ્રાપ્ત થાય. તેઓ વગર બોલે દેશનું અને માણસોનું ખરૂં સ્વરૂપ તેને સમજાવીને મૌનના મહાન દરીઆમાંથી શક્તિનું વહન વહેવરાવે. એક આધુનિક સમર્થ શાસ્ત્રી સંસ્કૃતમાં લખી ગયા છે કેઃ—

"मौनं मौनं पुनरपि पुनर्मौनमेवाऽवलंब्यम्"

અર્થાત્ "મૌન મૌન, ફરી ફરીને મૌન જ મેળવવા યોગ્ય વસ્તુ છે." કારણ કે શ્રી કૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કેઃ—

"मौनम् चैवास्मि गुह्यानाम्."

ઑગસ્ટ '૩૪

# રાજ્યસંસ્થાના પ્રકારો.

તત્વજ્ઞાનની દ્દષ્ટિએ જગ વ્યવહાર સુખ શાંતિમાં અને લોકહિતમા ચાલે માટે રાજ્ય શાસનની જરૂર છે એ વાત નિર્વિવાદ છે. જેવો દેશ, દેશના માણુસોની જેવી કેળવાયેલી બુદ્ધિ, પોત પોતાનું હિત સંભાળવાની શક્તિ અને મનુષ્ય તરીકેનું જેવું સૌજન્ય, તેના પ્રમાણુમાં તે દેશમાં રાજ્ય સંસ્થા સ્થપાય છે અને ધીમે ધીમે પ્રગતિ પામે છે

કોઈપણ રાજ્યશાસનની શરૂઆત અકસ્માતથી થતી નથી. જેમ ઋતુ પ્રમાણે પોશાક પહેરાય છે, જમીનની ઉત્પાદક શક્તિના પ્રમાણે ખોરાકનો પાક લેવાય છે એ જ પ્રમાણે માણુસની વૃત્તિઓને અનુકુળ પણ સારી વૃત્તિઓને પોષે અને નઠારીઓનું નિયમન કરે એવી જાતની રાજ્યસત્તા સ્થપાય છે.

રાજ્યસત્તાના સ્થાપનમાં જેમ જગ વ્યવહાર મોટો ભાગ ભજવે છે તેમ આબોહવાનો પણ તેમાં ફાળો છે. રાજ્ય સત્તાના મુખ્ય પ્રકાર ચાર છે તે નીચે પ્રમાણે:—

(૧) નરેશ પદ્ધતિ ( Monarchy )

(૨) પ્રતિનિધિત્વ પદ્ધતિ ( Democracy )

(૩) લોકશાસન ( Republic )

(૪) સર મુખત્યારી ( Dictatorship )

આના મિશ્રણવાળી પણ ક્યાંક ક્યાંક સંસ્થા દેખાય છે. મનુષ્ય સ્વભાવમાં એક એવી વિચિત્રતા છે, કે અકસ્માતથી કે સકારણ

કોઇપણ પ્રથા એક વખત શરૂ થઇને બંધ થઈ જાય, એટલે પછી ભવિષ્યની પ્રગતિની વિચારશ્રેણિ, એ બંધાઇ ગયેલી પ્રથાને અવલંબીને જ મુસાફરી કરે છે.

આપણે અહીં રાજ્ય પદ્ધતિનું તત્વજ્ઞાન વિચારવા બેઠા નથી. માત્ર હીંદને કઈ પદ્ધતિ અનુકુળ હોઇ શકે તેનો વિચાર કરીએ છીએ. પણ સાથે સાથે કબૂલ કરી દેવું જોઈએ કે આપણી જરૂરઆતને તપાસતાં, સેંકડો વર્ષથી બંધાઇ ગયેલી પ્રથાની અસરમાંથી વિચારકો તદ્દન નિરાળા રહી શકે નહીં. એ અસરમાં લપટાતાં આ લખાણમાં જે વિચારો દર્શાવાશે એમાં જો કાંઇ પક્ષ જેવું જણાય તો તે હજારો વર્ષની મનસ્વભાવ ઉપર થયેલી અસરનું પરિણામ સમજવાનું છે.

હીંદનો ઇતિહાસ વિચારતાં આપણે આખા એશિયાખંડની સ્થિતિ તપાસવાની છે. એશિયાખંડના દેશો પૂર્વના દેશો તરીકે સંબોધાય છે. દુનિયાના મોટા ભાગ ઉપર નરેશ પદ્ધતિનો વહીવટ ઘણા લાંબા કાળ સુધી ચાલ્યો. પણ નરેશ પદ્ધતિનાં ઉંડા મૂળ તો એશિયાખંડના જ ઇતિહાસમાંથી પ્રતીત થાય છે. એશિયાખંડનાં બધા રાજ્યો–પછી તે મુસલમાન, હીંદુ કે બૌદ્ધધર્મી હોય પણ એ બધાં–ઉપરની રાજ્ય સત્તા તો નરેશ તંત્ર જ હતું.

યુરોપ આખાએ જ્યારે નરેશ પદ્ધતિને લગભગ ઉખેડી નાંખી છે અને એની પ્રથમ જગ્યા લેનાર લોક પ્રતિનિધિત્વની પદ્ધતિ ( Democracy ) ને પણ ત્યાંની પ્રજા નિષ્ફળ સમજતી થઇ છે તથા લોકશાસન ( Republic ) કે સર મુખત્યારી ( Dictatorship ) ની પદ્ધતિ તરફ લોભાવા મંડી છે ત્યારે એશિયાખંડ હજી નરેશ પદ્ધતિને ટકાવી રહ્યો છે. ફક્ત એક ચીન દેશે પશ્ચિમની કેળવણી વગર, વિચારપૂર્વકના નિશ્ચય ઉપર પાયો બંધાયા પહેલાં પશ્ચિમની પદ્ધાતના લોભથી પ્રેરાઇને એક ઘાથી નરેશ પદ્ધતિને ઉચકી લઇ તેની જગ્યાએ રાજ્યમાં પ્રતિનિધિત્વ પદ્ધતિ ( Democracy ) દાખલ કરી. તૈયારી વગરના દોડથી શું પરિણામ આવે તેનો આબેહુબ ચિતાર છેલ્લાં ૨૫ વર્ષથી ચીન બતાવી રહ્યું છે. એ એટલું પુરવાર કરે છે કે જે પ્રણાલિકામાં પ્રજા લાંબા કાળથી ઉછરી હોય છે, તેમાંથી બીજી પ્રણાલિકામાં તત્કાલ જઈ શકતી નથી.

પ્રણાલિકાનો ફેરફાર શારીરિક ફેરફાર માગતો નથી. તે તો માનસનો અને વૃત્તિનો ફેરફાર ઇચ્છે છે. વૃત્તિ કેળવણીથી ઘડાય અને ધીમે ધીમે તેમાંથી દૃઢ માનસ બંધાય, ત્યારે નવી પણ ફાયદાકારક પ્રણાલિકા જન્મ પામે. જેમ ધોકો મારીને કપડાં સાફ થઇ શકે છે, તેમ ધોકો મારીને માનસ સાફ થઇ શકતું નથી. તેને લીધે ચીન પશ્ચિમનો સ્વાંગ પહેરતાં પૂર્વનો પણ ભુલી ગયું. અને કોણ જાણે ક્યારે પશ્ચિમની આબેહુબ નકલ કરી શકશે? અથવા જેમ બનવા જોગ છે તેમ કોણ જાણે ક્યારે પાછી નરેશ પદ્ધતિ પસંદ કરશે?

ચીન પછી ભૂતકાળની નરેશ પદ્ધતિમાં થોડો ઘણો ફેરફાર કરી મર્યાદિત નરેશ પદ્ધતિ (Constitutional Monarchy) ઉપર જાપાન આવ્યુ છે. લોકવૃત્તિને ખૂબ પોષતા છતાં, પૂર્વની મનોવૃત્તિના ઉછેરને લીધે નરેશ પદ્ધતિને હજી એ વળગી રહ્યું છે. એ સિવાયના એશિયાના બધા દેશોમાં–નરેશો ભલે ગયા હોય પણ–નરેશ પદ્ધતિ ચુસ્તપણે સ્થાયી રહી છે. ઇરાન અને અફગાનીસ્તાનના પાદશાહો ગયા પણ ત્યાંની શાસન પદ્ધતિ પાદશાહી રહી છે.

આ ખરી હકીકત સાફ પુરવાર કરે છે, કે માનવવૃત્તિ ભૂતકાળના મોહમાંથી ઉતાવળે નીકળી શકતી નથી. ભૂતકાળના એ મોહને અમે અનિચ્છનીય મોહ નથી કહેતા. એટલા માટે નથી કહેતા કે એ મોહ ઘણા લાંબા કાળના અનુભવનું ફળ છે. ટુંકામાં કહીએ તો એશિયા, નરેશ પદ્ધતિને યોગ્ય પ્રદેશ દેખાય છે.

હવે હીંદુસ્તાન ઉપર આવીએ.

હીંદ, નરેશપદ્ધતિ ભક્ત દેશ છે. હીંદુસ્તાનનો ધર્મ, હીંદુસ્તાનનો ઇતિહાસ અને હીંદનું જીવન એ બધામાં નરેશ માનનીય વ્યક્તિ ગણાય છે. અને હીંદના લોકોએ લાંબા કાળથી એને મહત્ત્વ આપ્યું છે. હીંદમાં ઈંગ્લાંડનું રાજ્ય થયું ત્યારપછી "**यथा राजा तथा प्रजा**" એ અબાધ્ય સૂત્રને નિયમે ઇંગ્લેંડની રાજ્ય પદ્ધતિની અસરનો પાસ, હીંદીઓની કેળવણીમાં અને બીજી વર્તણુકમાં બેઠો. અને ચીન તથા જાપાનમાં રાજ્ય શાસનમાં થયેલા ફેરફારથી એ પાસમાં વધારો થયો. આ ફેરફાર ધીમે ધીમે કોંગ્રેસના આગમન

પછી ઉછરતો ગયો અને પ્રખ્યાત દાદાભાઈ નવરોજીએ, ત્યાર પછી સર ફીરોજશા મહેતા અને બદરૂદ્દીન તૈયબજીએ તથા શ્રીયુત રાનડે અને ગોખલેએ હીંદને છાજે એવા સૌજન્યથી અને નિખાલસ હૃદયોમાં જે નીડરતા સ્વાભાવિક હોય છે, તે નીડરતાથી એ ફેરફારને ડહાપણ ભરેલી ગતિથી આગળ ધકેલ્યા કર્યો.

કોઈ પણ દેશમાં એક વખત નવું પ્રજાજીવન દાખલ કરવાના ઉત્સાહી નેતાઓ ઉત્પન્ન થાય છે ત્યારે તે પછી આવનારાઓને ધારેલી મુરાદ પાર પાડવામાં થતો વિલંબ દુઃસહ લાગે છે. મૂળ નેતાઓ બી રોપી કોઇ કાળે પણ દેશ એનાં ફળ ચાખશે એવા ઉન્નત આશયવાળા હોય છે. પરંતુ ત્યાર પછીના તત્કાળના યુગમાં અસલ–મૂળ નેતાઓની જગ્યા લેનારાઓ ઉતાવળા થઈ જાય છે. લોકમાન્ય તીલકની ઉતાવળે, ચળવળની પદ્ધતિમાં ઘણો ફેર કરી નાંખ્યો. અને મહાત્મા ગાંધીજીએ રાજ્યનીતિ અને ધર્મનીતિમાં જે ભેદ ઇતિહાસકારો કરી રહ્યા છે, તે જુઠાણાને ખોટું કરીને માણસની ખાનગી જીંદગી અને પ્રજાકીય તથા રાજકીય જીંદગી એક જ નીતિસૂત્ર ઉપર હોવી જોઇએ એવો ઉદ્‌ઘોષ રાજ્ય કારણમાં જ્યારે દાખલ કર્યો, ત્યારે તો હીંદના પ્રજાજીવનમાં એકદમ એટલો બધો ફેર થઇ ગયો કે એકલા હીંદમાં જ નહીં પણ સબળ પશ્ચિમ પ્રજામાં પણ ગાંધીજીની એ પદ્ધતિને લોકો આનંદાશ્ચર્યથી જોવા લાગ્યા એટલું જ નહીં પણ પશ્ચિમમાં જે દેશોમાં સંપ સલાહ જાળવવામાં Diplomacy નિષ્ફળ નીવડી, ત્યાં તો મહાત્મા ગાંધીજીના શિક્ષણને અવલંબીને ત્યાંની પ્રજાએ ચળવળને નવું રૂપ આપ્યું છે. હીંદ આ રીતે પશ્ચિમને પગલે દોડશે એવો આભાસ ચારે કોરે સ્પષ્ટ દેખાય છે.

બ્રિટનના શાહની સત્તા નીચે એ પ્રયોગ સફળ થાય તો થાય એ આશાનું કારણ એક જ છે. અને તે એ કે બ્રિટનના શહેનશાહ મર્યાદિત નરેશશાસનના ભક્ત છે. પોતાની પ્રજાને વિચાર સ્વાતંત્ર્ય આપનાર અને બને ત્યાં સુધી લોકહિતની ખાત્રી થાય તો લોકમત પ્રમાણે રાજ્ય ચલાવનાર નરેશમાં–ઈશ્વરેચ્છાએ બીજા કોઇ દેશની પ્રજા નીચે, બીજા કોઇ દેશની પ્રજા આવે છે ત્યારે એવા નરેશમાં–ધીમે ધીમે એવી ઇચ્છા થાય છે કે પ્રજાની ચામડીના ભેદને લીધે

મારા રાજ્યના જે ભેદ લેખાય છે, તે ભેદ મટીને હું સમગ્ર શહેનશાહતનો એક સરખો શાહ ગણાઉં તો સારૂં. એમાં એને પોતાનું હિત દેખાય છે. એમાં પ્રજા ભક્તિ સહજ પ્રાપ્ય છે એમ એ માને છે. એમાં આખી શહેનશાહતનું આર્થિક શુભ છે, એની એને ખાત્રી છે, બહારના આક્રમણ વખતે આવી રીતે જોડાએલી પ્રજાની મદદ એ મોટું બળ છે એમ એનું મન કબૂલ કરે છે, આંતરૂ રાષ્ટ્રીય તોફાનને એમાં અવકાશ નથી એમ તેને પ્રતીતિ થાય છે અને પરસ્પરમાં ઈર્ષા દ્વેષનો અભાવ એ એમાં જુએ છે.

આ બધા ફાયદાઓ, બ્રિટન જે રસ્તે પોતાનું શાસન ચલવી રહ્યું છે તે શાસનમાં હીંદને સ્થાયી કરે એવી આશા અશક્ય નથી.

અને તે છતાં આપણે ઉપર કહી ગયા તેમ શાસન પદ્ધતિનો ફેર ઘણા કાળથી બંધાઈ રહેલી પ્રણાલિકાની અસર જડમૂળથી કાઢી શકતો નથી એ કુદરતી નિયમ છે. તેથી ખાત્રી થયા પહેલાં અનુમાનને અવકાશ છે કે હીંદ પૂર્વના દેશોનો પ્રદેશ હોઇ પશ્ચિમની પ્રતિનિધિત્વ પદ્ધતિ ( Democracy ), પશ્ચિમનો સમાજવાદ ( Socialism ), રશિયાનો સામ્યવાદ ( Communism ), અને અમેરિકા કે સ્પેનનો ( Republicanism ) સ્વાતંત્ર્યવાદ કે ઇટલી અને જર્મનીની સરમુખત્યારી ( Dictatorship ) એ બધાંમાંથી હીંદને કાંઈ વખતે રૂચે નહીં એવું બની જાય. આવું લખનારને લોકો અનેક હેતુઓ વળગાડે એવો સંભવ છે. પણ અમારો પ્રયત્ન તો જુદા જુદા દેશની જુદી જુદી માનસવૃત્તિ, આબોહવાની અસર, ધર્મ અને જુની રૂઢિની અસર એ બધાનો ખ્યાલ કરીને ભવિષ્ય પારખવાનો છે.

અત્યારે કેટલાક વખતથી લોકવર્તનને ખરેખરા સદ્વર્તનનું રૂપ આપવાને મથતા ગાંધીજીના ભગીરથ પ્રયત્ન છતાં નીડરતા અને સ્વાતંત્ર્યના એમના શુભ વિચારોનો અર્થ પણ ઉછૃંખલતા અને અસભ્યતામાં ફેરવી નાંખનારી ચળવળ દેશમાં પ્રવર્તે છે; તે જોતાં કોઇ કોઈ વખત એવું લાગ્યા વગર રહેતું નથી કે પશ્ચિમની શાસન પદ્ધતિ હીંદ પચાવી શકે નહીં અને ચીનથી માત્ર વિસ્તાર અને વસ્તીમાં બીજો નંબર ભોગવતું હિંદ, ચીનના જેવી સ્થિતિમાં આવી પડે.

સર્વ ઇચ્છે છે કે એમ ન બને. પણ ઇચ્છા અને ફળ પ્રાપ્તિ: એ વચ્ચે હમેશાં બહુ અંતર છે. ઇચ્છા પ્રમાણે ફળ ઉત્પન્ન કરવા માટે ઇચ્છા યોગ્ય અને સતત પ્રયત્નશીલ માણસના સ્વાધીનમાં હોય તો જ ઇચ્છીત ફળ પ્રાપ્ત થઈ શકે. આવો સંભવ, આ દેશમાં અત્યારે જે જુદી જુદી જાતનાં રાજકીય ટોળાંઓ ઉભાં થયાં છે તેમાં રાખી શકાય એવું છે? આ સહજ પ્રશ્ન થાય છે. જુદા જુદા ધર્મ પ્રમાણેની કામો, જુદા સ્વાર્થ પ્રમાણેના વિચારો, અમુક પદ્ધતિ-ઓનો નાશ થાય તો પોતે એ પદ્ધતિના આગેવાન બની શકે એવી ધારણાઓ અને સૌજન્યને બદલે અશ્લીલ ભાષાના પ્રયોગો: આ બધામાં જે એકતાની અંતિમ આશા આપણે રાખીએ છીએ તે કમનસીબે વખતે ફળીભુત ન થાય આવો યોગ હોય ત્યાં શુભ પ્રયત્ન કરતાં કરતાં પણ મનુષ્યે સંભાળ રાખવાની જરૂર છે.

હવે એ સંબંધીના પ્રચાર ઉપર આવીએ. હીંદમાં પશ્ચિમની રીતિએ રાજ્ય બંધારણ બંધાવા માટે ફ્રીડરેશન એક ઉત્તમ ઉપાય છે. પણ જ્યાં જ્યાં ફીડરેશન થયાં છે ત્યાં ત્યાં ફીડરેશનની ફતેહ તે તે દેશની એકતા ઉપર આધાર રાખીને થઇ છે. સાથે મળીને કામ કરવાની ઇચ્છાવાળાઓ જો ફીડરેશનનું બંધારણ બાંધે તો તેજ બંધારણ માત્ર યોગ્ય રીતે કામ કરી શકે. કારણ કે બંધારણ બાંધનાર પોતાના હિત માટે એ બંધારણ બાંધે છે અને એ બંધારણ પ્રમાણેની સુલભ વ્યવસ્થામાંથી જ 'દેશનું' હિત સધાય છે, એમ તે તે બંધારણ બાંધનારાઓ અને ત્યારપછી તેને ચલાવનારાઓ માને છે. પણ એ પરિસ્થિતિ હીંદમાં છે? એ પરિસ્થિતિ નથી એ આ પ્રશ્નનો પ્રામાણિક ઉત્તર છે.

ખરી પરિસ્થિતિ તો એ છે કે જેને ફીડરેશન જોઇએ છીએ તેને જે ધોરણની સલાહ મળી છે તે માન્ય નથી. પોતાને જોઇએ છીએ તે મેળવવાની એનામાં શકિત નથી. સારી રીતે ચાલે એવું ન મળે તો જે છે તેથી જ અમે હમણાં સંતોષ માનશું અને હીંદ તથા બ્રિટન બન્નેનો યોગ સારી રીતે ચાલે એવું મળશે ત્યારે જ અમે તે લેશું એમ કહેવાની નિઃસ્પૃહતાનો અભાવ છે. એટલે પરિણામ એ આવશે કે બહારથી આપવામાં આવેલું ફીડરેશન

હીંદમાં સ્થાયી થશે. અને અસંતોષથી જેને તે લેવું પડે છે તેઓને એ ફીડરેશન પદ્ધતિ અમલમાં મૂકવી પડશે.

" રોતો જાય તે મુઆના સમાચાર લાવે " એ વાક્ય આ નિબંધમાં ગામઠી જેવું લાગે એવું છે. પણ એની અર્થસૂચકતા અહિં જરૂરની છે.

નરેશપદ્ધતિ, અને બ્રિટિશ હીંદની અર્ધપ્રતિનિધિત્વ પદ્ધતિ, એ બેયનો ફીડરેશનમાં વિવાહ થાય છે. એ જોડું કેવું ઘરસૂત્ર ચલાવશે તે હજી ભવિષ્યના ગર્ભમાં છે. પણ હીંદ સમાજ, માથે આવી પડેલું તે ભોગવી લેવું એવો પ્રારબ્ધવાદી છે, એટલે જે મળ્યું તે ગનીમત એમ માનીને નવી પદ્ધતિ ગ્રહણ કરશે. અને એને બનતાં સુધી–યથાશક્તિ ચલાવવાનો પ્રયત્ન કરશે. પણ જે ભેળા મળીને બેસનારા છે તેની માનસિક એકતા નથી, તે નિર્વિવાદ વાત છે. એટલે ભવિષ્યમાં શું થવાનો સંભવ છે એ ખ્યાલમાં રાખવું એ દરેક વિચારશીલ દેશભક્તની ફરજ છે. અને માંદગી આવ્યા પછી ઉપચાર કરવાના કરતાં માંદગી આવે નહિ એવું વર્તન રાખવાની વાત જો સાચી હોય, તો દેશમાં તોફાન થાય કે બંધારણ નિષ્ફળ જાય ત્યારે તેનો ઉપાય કરવા બેસવા કરતાં એવું ન થવા પામે તો તેનો નિકાલ બહુ મહેનત વગર કરી શકાય એવો કાંઈ વિચાર આજથી કરી રાખવો ઘટે છે એ સંબંધમાં નીચે એક ઉહાપોહ લખાય છે.

હીંદ, નરેશ પદ્ધતિ પ્રિય દેશ છે. અને છતાં જે નરેશ પદ્ધતિમાં ભૂતકાળથી હીંદ ટેવાયેલું છે તે નરેશ પદ્ધતિ પ્રમાણે વર્તનારા વ્યક્તિગત નરેશો ન હોવાથી વ્યક્તિને દોષે આખી પદ્ધતિ–સમષ્ટિ–નો નાશ થવા બેઠો છે. પ્રતિનિધિત્વ પદ્ધતિ ( Democracy ) ના નવા મહેલો બંધાઇને એના કયા ઓરડામાં આપણે સુખ ચેનમાં રહી શકશું તે નજરે જોઈને નક્કી કર્યા પહેલાં નરેશોની જુની ઝુંપડીઓ ઉડાડી મૂકવાની વાતો પ્રગલ્ભતા છે. અમને લાગે છે કે વખતે બ્રિટિશ હીંદના જુદા જુદા પ્રાંતો હીંદના ફીડરેશનમાં સ્વતંત્ર ભાગો થયા પછી ચળવળની ટેવવાળી ત્યાંની પ્રજા જે મેળવવાની આશા રાખે છે, તે મેળવવાના તોરમાં એવું કરી

બેસવાનો સંભવ છે કે ફીડરેશનની મધ્યવર્તી સરકાર (Central Government) ને અનિચ્છાએ પણ કાંઇ જોસદાર પગલાં લેવાં પડે. આ સ્થિતિમાં નરેશ પદ્ધતિને જો નરેશોએ સજીવન રાખવી હોય તો તેની યુક્તિ તેમના હાથમાં છે.

એકહથ્થુ સત્તા યથેચ્છ રીતે વાપરવાનો કાળ જે ગયો છે, તે ફરીને પાછો આવવાનો નથી. ખરૂં જોતાં તો ખરી નરેશ પદ્ધતિના ઇતિહાસમાં આપખુદ સત્તાના યથેચ્છ ઉપયોગને સ્થાન ન હતું. આવી સત્તા તો બ્રિટિશ સરકારના આવ્યા પછી જે રક્ષણ સરકારે આપ્યું છે તે અભયદાનમાંથી જન્મ પામી છે એમ દેખાય છે. રામરાજ્ય એ તો હાલ નામ માત્રથી વખણાય છે. પણ રામ-રાજ્યમાં કે ત્યાર પછી સેંકડો વર્ષ સુધી નરેશો પોતાની રૈયતને પ્રજા માફક પાળતા આવવાને સબબે આટલા લાંબા કાળ સુધી હીંદના ઇતિહાસમા પાદશાહતો અને નરેશોની વાર્તાઓ સુપ્ર-સિદ્ધ છે. એ ઇતિહાસમાં કયાંક ક્યાંક એવી પણ કથા છે, કે એવા કાળમાં પણ પ્રજાને યોગ્ય રીતે ન પાળનાર નરેશોનાં રાજ્યો ઉડી ગયાં છે.

સખેદ કહેવુ પડે છે કે નરેશ પદ્ધતિ કોઇના રક્ષણથી કે પોતાના લશ્કરના જોરથી ટકી શકવાની નથી. એની સ્થિરતા તો પ્રજાના હૃદયના પ્રેમમાં છે. અને પ્રેમ, પ્રજાના કરવામાં આવતા પાલનની સહૃદયતામાં છે. પ્રજા કર આપે છે, તો તેનો ઉપયોગ પ્રથમ પ્રજાના હિત અને શુભમાં થાય, તો કોઇપણ હવાની મગદૂર નથી કે નરેશોને નાબૂદ કરી શકે. જેનું સ્થાન હૃદયમાં છે, તેને ઉખેડવાને કોઇ ચળવળ કે કોઇ આક્રમણ અશકત છે. જો આ વાત માન્ય હોય તો નરેશ પદ્ધતિને સ્થાયી રાખવાનો ઉપાય પણ છે.

એ વાત એ છે, કે શરૂઆતનાં થોડાંક વરસ સુધી પૃથ્વીના બીજા ભાગોમાં રાજ્ય વિપ્લવને લીધે જે અંધાધુંધી ચાલેલી તે અહીં પણ ચાલશે. એ અંધાધુંધીમાં લોકો આંખ વીંચીને પોત પોતાનો ભાગ પણ ભજવશે. પણ જેમ બધા દેશોમાં આવા ફેર-ફારમાં થયું છે, તેમ લોકોને એ અંધાધુંધીમાંથી જે સહન કરવું પડશે તેને લીધે એ સહન કરનારના મનમાં કયું સારૂં અને કયું

અનિષ્ટ એનું ભાન ઉત્પન્ન થશે. એ ભાન થવાનો વખત આવે ત્યારે સારી નરેશ પદ્ધતિ માટે લોકોને જુની યાદદાસ્ત તાજી થાય એવી વર્તણુક નરેશ પદ્ધતિના નેતાઓ એટલે નરેશો અને તેનું પ્રકૃતિમંડળ-મંત્રીમંડળ-રાખે, તો નરેશ પદ્ધતિના પુનરુદ્ધારનું એક આછું કિરણ હજી દેખાયા કરે છે.

આ શી રીતે બને ? ઉપાય સહેલો છે. જો મનમાં ગોઠે તો. ગયાં થોડાં વર્ષોથી નરેશોનું એક મંડળ બંધાયું છે. જે વખતો વખત પાટનગર દીલ્હીમાં મળે છે. એ મીલનમાંથી જે સહાનુભુતિ ઉત્પન્ન થવી જોઈએ તેને બદલે કમનસીબે હમણાં હમણાં પરસ્પર વિરોધ અને વૈમનસ્ય ઉત્પન્ન થયું છે. બહારથી પડતા ઘાવમાં અંદર અંદરનું આ વૈમનસ્ય નરેશ પદ્ધતિને ઓર નુકસાન કરશે એવો ભય છે. બહારના ઘાવો ઝીલવા માટે આંતર જોર જોઈએ. એ જોર વ્યક્તિગત હોય તો પૂરતું નથી. નરેશમંડળના આખાં ટોળાંની સહાનુભુતિ અને નરેશતંત્રની સુવ્યવસ્થિત શાસન પદ્ધતિ જ બહારના આક્રમણની સામે ટકી શકવાનો ઉપાય છે. ત્યારે નૃપોએ શું કરવું ઘટે ?

(૧) શાહી અનુમતિથી ફીડરેશન શરૂ થાય તે પહેલાં હીંદના બધા નરેશો-નાના મોટા નરેશોએ સાથે મળીને રાજ્ય ચલાવવાનું-હાલના જમાનાને અનુકુળ પણ ભૂતકાળમાં પ્રખ્યાત થઇ ગયેલા રાજાઓના ગુણો ઉપર નજર રાખીને-એક ધોરણ:ઘડી કહાડવું. અને તે નક્કી થયેલા ધોરણ પ્રમાણે જ દરેક રાજ્યે, રાજ્ય ચલાવવાનું કબૂલ કરવું. આવી કબૂલાત, એકના ઉપર બીજા કોઇ રાજ્ય કે રાજ્યોએ હુકમથી બેસાડેલી કબૂલાત નથી. એ કબૂલાત તો સૌ સૌનાં જીવન જાળવવાની ઈચ્છામાંથી જે શુભેચ્છા ઉત્પન્ન થાય છે, તેમાંથી ઉદ્ભવે છે. અને ધોરણ જો કે સર્વમાન્ય છે છતાં તે કબૂલ રાખવાની સ્વતંત્રતા દરેક નરેશની પોતાની છે. એ સ્વતંત્રતાનો ઉપયોગ સમગ્રના હિત માટે બંધાયેલા બંધારણને કબૂલ કરવાની "હા" માં દરેક નરેશ કરે એટલું જ માત્ર સમજવાનું છે.

(૨) આ બંધારણમાં સર્વોપરિ સત્તા નરેશની રહે. પણ મંત્રીઓની ચુંટણી, યથેચ્છ કે સ્વેચ્છાને પોષનાર મનુષ્યોની નહીં પણ નિષ્ણાત, કેળવણી પામેલાઓ, રાજ્ય પદ્ધતિના અનુભવવાળાઓ, જાતે જાય છતાં ધણીના હિત માટે જરૂર પડે ત્યારે નીડરપણે સ્પષ્ટ પણ વિવેકથી કહેનારાઓની થવી જોઇએ. જે મુખ્ય ગુણ મંત્રીઓમાં જોશે તે રાજા તરફની વફાદારીની સાથે રાજ્યની વફાદારી પણ માગશે. રાજા એટલે નરેશ ખુદ, રાજ્ય એટલે મોટે ભાગે પ્રજા અને તે સાથે નરેશનો સંયોગ. ધણીના શુભની સાથે ધણીનાં બાળકોનું શુભ જેઓ ઇચ્છે છે તેઓજ ખરા મંત્રીઓ હોઇ શકે. જેઓ પ્રજ્ઞાવાન હોય, જેઓ વિક્રમ-શાળી હોય, જેઓ સ્પષ્ટ વચની હોય અને સાથે સાથે ધણીમાં ભક્તિવાળા હોય તથા પ્રજાને માટે જરૂર પડે તો ધણીના હિતની ખાતર જીવ સુધાં આપવાને તૈયાર હોય તેઓ જ ખરા સેવક છે. એ સિવાયનાઓ તો રાજાઓની સંપત્તિ અને આપત્તિમાં પોષ્યા વગર ચાલે નહીં એવી સ્ત્રીઓ જ છે, એમ આપણાં શાસ્ત્રો કહે છે.

(૩) રાજા અને મંત્રીઓ, પુરૂષ અને પ્રકૃતિ મંડળ છે. પુરૂષ, પ્રકૃતિ વિરૂદ્ધ ચાલે તો દુઃખ પામે છે અને પુરૂષની ઇચ્છા છતાં પ્રકૃતિ બેહુદી થઇ યથેચ્છ વર્તન કરે તોય તેનું અશુભ થાય છે. એટલે જે નવું નરેશ બંધારણ બંધાય તેમાં નરેશોને વર્તવાના નિયમો જોશે. મંત્રીઓની પસંદગીના નિયમો જોશે.

(૪) પ્રજાનો વિચાર પહેલો અને નરેશોના મોજશોખનો વિચાર બીજે નંબરે. નરેશ અને મંત્રીઓ વચ્ચે વિચાર ભેદ થાય ત્યારે નરેશ, જો પ્રજાની તરફેણમાં મત આપે તો મંત્રીઓ વિચારવંત છતાં નરેશના મતને માન આપી તે પ્રમાણે વર્તે. કેમકે પ્રજાને અણઘટતું અપાઇ જાય તો પણ તે પ્રજા માટે છે કે જેના પ્રેમ ઉપર રાજ્યના સ્થાયીપણાનો આધાર છે.

નરેશ અને મંત્રીવર્ગ વચ્ચે મતભેદ થાય ત્યારે મંત્રીઓનું વલણ પ્રજાના હિત તરફ હોય તો અનિચ્છા છતાં મંત્રીઓના મતને માન આપવાનો વિવેક રાખવો એ નરેશોની મોટાઇને છાજે છે. અને તેના ખરા હિતને પોષે છે.

(૫) જે ત્રણ ચાર વસ્તુઓથી રાજ્યોએ સંભાળવાનું છે તે આ છે.

**तस्करेभ्यो नियुक्तेभ्यो, शत्रुभ्यो निजवल्लभात् ।**
**नृपतेर्निज लोभाच्च, प्रजारक्षेत् पिता यथा ॥**

ચોરોથી પ્રજાનું રક્ષણ કરવું અને અધિકારીઓથી પણ પ્રજાનું રક્ષણ કરવું. ચોર અને અધિકારીઓને સાથે મૂકવાનું કારણ એ છે, કે જો અધિકારીઓ પોતાના સ્વાર્થ તરફ દૃષ્ટિવાળા હોય તો ચોર કરતાં પણ વધારે નુકસાન કરે છે. કારણ કે તે સત્તાને જોરે ચોરી કરી શકે છે. ચોરો રાત્રીચર હોય છે. જ્યારે રાજ્યના અધિકારીઓ ધોળે દિવસે તસ્કર બની શકે છે.

શત્રુઓથી અને પોતાના પ્રિય જનોથી ( એમાં પુરુષ અને સ્ત્રી બન્નેનો સમાવેશ થાય છે ) રક્ષણ કરવું. શત્રુઓનું આક્રમણ ઉઘાડું હોવાથી પ્રજા, રક્ષણ માગે છે. અને રાજા પોતાના સ્વાર્થને માટે એ રક્ષણ આપે છે. પણ ભૂપતિઓના પ્રિય જનોનું આક્રમણ ઉઘાડું નહીં પણ ઘણું ખાનગી હોય છે. અને તે એકી સાથે સમગ્ર પ્રજા ઉપર નહીં, પણ જુદા જુદા પ્રસંગે જુદી જુદી વ્યક્તિઓ ઉપર હોઇને વ્યક્તિઓમાં એની ફરીઆદ કરવાની હીંમત સુધાં હોતી નથી. તેથી જો રાજ્યની મહેરબાનીનાં માણસો દુષ્ટ હોય તો પ્રજાની ભક્તિને ખોદી નાંખે છે.

જેમાંથી પ્રજાનું ઘણામાં ઘણું રક્ષણ કરવાની જવાબદારી છે, તે નરેશની પોતાની લોભવૃત્તિ છે. દરેક શાસન, રાજ્ય ચલાવવા માટે લોકો પાસેથી કર લઇને ધનસંગ્રહ કરે છે. માત્ર રાજ્ય ચલાવવા પૂરતા જ પૈસા જોઇતા હોય તો લોકો તે ખુશીથી આપે છે. પણ નરેંદ્રની પોતાની વૃત્તિ લોભિષ્ટ હોય તો એ પોતાના ઉપયોગ અને શોખને માટે જે પૈસા જોઇએ તે વધારે પ્રમાણમાં કર નાંખીને પ્રજામાંથી મેળવવાનો પ્રયત્ન કરે છે.–કરશે.

હીંદની પ્રજાની વૃત્તિ એવી છે, કે બનતાં સુધી રાજાને સીધો દોષ આપતી નથી. એટલે ઉપર આપવામાં આવેલાં કારણોમાંથી

રક્ષણ કરવામાં વિલંબ થાય તો રાજાનો સીધો દોષ કાઢવામાં પ્રજાજન ઉતાવળ કરતા નથી. પણ લોભવૃત્તિથી નંખાયેલા કરોને માટે તો પ્રજા નરેશને જ સીધો દોષ દે છે. અને જે નરેશને માટે પ્રજાને સીધો દોષ લાગે તેનું સ્થાન પ્રજાના હૃદયમાંથી ક્ષીણ થવા લાગે છે એટલા માટે ઉપર જણાવેલી પાંચ બાબતોમાંથી પ્રજાનું રક્ષણ થાય તેવા કાયદાઓની આવશ્યકતા છે. પણ કાયદા બંધાય એટલું જ પૂરતું નથી. કાયદાનો અમલ અને ન્યાયપુરઃસર થતી શિક્ષા, એ કાયદાનો મુળ મુદ્દો છે. એનો અમલ બરાબર થાય અને ન થાય તો રાજાની સીધી કફ્ગી ઉતરે છે એવું ભાન અધિકારીઓ અને પ્રજા સર્વને થઈ જાય એવું વર્તન નરેશનું થવું ઘટશે.

કેળવણી, વૈદકીય સંસ્થાઓ, બીજાના સ્વાતંત્ર્યમાં વચમાં ન આવી શકે એવી જાતનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને જરૂર પડે તો પોતાના દુઃખને વિવેકથી પણ નીડરપણે કહી શકવાનું સ્વાતંત્ર્ય દરેક પ્રજાજનને હોય એ પ્રબંધ ઇચ્છવા લાયક છે. આવું સ્વાતંત્ર્ય રહેવાથી ઉછૃંખલતા થઈ જવાનો ભય રાખવાનું કારણ નથી. સ્વતંત્ર કથન અને સ્વતંત્ર વર્તન, એમાંથી પ્રજાને યથેચ્છ સુખ અને યથેચ્છ લાભ મળી શકે એટલે ઉછૃંખલ થવાનો વિચાર સુધાં માણસને આવતો નથી. ઉછૃંખલતાની વૃત્તિ, મનુષ્ય ઉપર થતા દબાણમાંથી પ્રથમ ઉત્પન્ન થાય છે. અને જ્યારે રાજ્યની કોઇ પ્રકારની નબળાઈને લીધે, ઉછૃંખલતાને ધીમે ધીમે આગળ લેવામાં આવે છે, ત્યારે માણસને અંગત સ્વાર્થ માટે ઉછૃંખલ થવાનું મન થઈ આવે છે. ઉછૃંખલતાનું ગર્ભસ્થાન આ પ્રમાણે દબાણ છે. અને જન્મસ્થાન, શાસન પદ્ધતિની નબળાઇ તથા તેમાંથી ઉત્પન્ન થતી ઉછૃંખલોની લોભવૃત્તિ છે.

જ્યાં સુધી શાહી રક્ષણ ન હતું ત્યાં સુધી નરેશો પોતે લોકોના વિશેષ પરિચયમાં આવતા. ઇનામોથી, ઓછા કરોથી અને અરજીઓ સાંભળીને તત્કાળ આપવામાં આવતા નિશ્ચયોથી પ્રજાને સંતોષતા. અને કોઈ ઉદ્ધત કારભારીના ગેરવર્તનથી પ્રજાને જુલમ લાગતો તો પ્રજા ઉચાળો ભરી ગામ છોડી જતી. અને એ વાતની ખબર નરેશને થતી ત્યારે પોતે, એ જનારા લોકોની સામે જઇ તેમને

સમજાવી પાછા ગામમાં લાવતા. એની ફરીઆદનું કારણ મટાડતા. કેટલાં રાજ્યોમાં અત્યારે આ પ્રમાણે થતું હશે વારૂ ? એ બધું પાછું દાખલ કરવાની જરૂર છે.

ઉપર કહ્યું તે બધું થવાને માટે નરેશમંડળે, આ લખાણની શરૂઆતમાં કહ્યું છે તેમ હાલના જમાનાને યોગ્ય એક સર્વમાન્ય સામાન્ય બંધારણ ઘડી કહાડવું જોઇએ. અને દરેક રાજ્યે પોતાની રાજીખુશીથી તે પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

મનુષ્ય પ્રકૃતિ જોતાં, કમનસીબે કોઇ રાજ્યમાં આ બંધારણ શિથિલ થવાને લીધે કોઇ નરેશને અને કોઇ પ્રજાને વૈષમ્ય થવાનો સંભવ ઉત્પન્ન થાય ત્યારે મધ્યવર્તી સરકારને ( Central Government ) કે સાર્વભૌમ સત્તા ( Paramount Power )ને સલાહકારક તરીકે કે છેવટ સલાહ ન મનાય તો નિયામક તરીકે વચમાં પડવાની ફરજ પડે તે પહેલાં, નરેશમંડળે તે રાજ્યના નરેશને વસ્તુસ્થિતિ સુધારવાને ઉપદેશ કરવો ઘટે.

આ બધું “જેન્ટલમૅન્ટ્સ એગ્રીમેન્ટ”ના ધોરણ ઉપર સૂચવવામાં આવે છે. ખરૂં હિત સમજાઈ જાય અને આ પ્રમાણેનું બંધારણ બંધાઇ જાય તથા તે પ્રમાણે વર્તનનો આગ્રહ રહે તો બ્રિટિશ હીંદના પ્રાંતોમાં ચળવળ, જે તોફાન મચાવશે તે કાળમાં લોકોને સાચી નરેશ પદ્ધતિના ગુણ અને પ્રતિનિધિત્વ શાસનની ( Democracy ) હોહા પદ્ધતિના અવગુણનું ભાન થવા માંડશે. એ ભાનમાંથી લોકવૃત્તિ હમેશાં પોતાના સુખ તરફ વળતી હોવાથી, નરેશ પદ્ધતિ તરફ અનુરાગવાળી થશે.

આ વિચાર માત્ર નરેશોને સ્થાયી કરવા માટે જ લખેલો છે એમ નથી. પણ આખા હીંદના હિતમાં કયું રાજ્ય બંધારણ લોકોનું સ્વાસ્થ્ય અને ખરૂં શુભ જાળવી શકે એ બતાવવા માટે આ લખાયેલું છે. પ્રતિનિધિ શાસન પદ્ધતિ ( Democracy ) અને ખરી નરેશ પદ્ધતિમાંથી જે બંધારણ પરિણામે અનુભવથી હીંદનું ખરૂં હિત કરી શકે એ અમારે માન્ય છે. પણ એ બન્ને પદ્ધતિને હજી સરાણે ચડાવવી રહી છે. સરાણ ઉપર ચડ્યા પછી જે ખરા લોઢાની માલમ પડે તેનો સ્વીકાર કરવો.

આવું કાંઇ પગલું આજથી ભરવામાં આવશે નહીં તો અને ભય છે તેમ, બ્રિટિશ હીંદના પ્રાંતોમાં કોઇ અવ્યવસ્થાને કારણે લોકમાનસ બદલાવા માંડશે તો એનું અનુકરણ કરીને રાજ્યોની પ્રજા પણ તે પ્રમાણે જરૂર વર્તવા માંડશે. અત્યારથી જ એનાં ચિહ્નો દેખાય છે. અને ભલેને નરેશો કે મંત્રીઓ એ વાત જાહેરમાં કહે નહીં પણ એમના દરેકના મનમાં અત્યારની પરિસ્થિતિ વિષે ઉંડો-છૂપો ભય છે.

ઉપલા લખાણના વિચારો વાંચવાનું તો ઘણાને મન થશે પણ દરેક એનો અમલ કરશે કે ? આ બધાં રાજ્યો ભેળાં શી રીતે કરવાં ? કોણે કરવાં ? અને એ ભેળાં કદી કરી શકાય તો ધારેલાં ફળની આશા રાખવા જેવું અત્યારે છે ? એવા પ્રશ્નો પૂછાશે. ઉત્તરનો પ્રયત્ન કરીએ. જે મોટાં રાજ્યો અત્યારે નરેશ મંડળમાંથી બહાર છે અને જેઓ તેમાં જતાં કંટાળીને બહાર રહેવા ઇચ્છી રહ્યાં છે, તેઓ પ્રથમ એક સાથે મળીને આ વાતનો વિચાર કરી લે. અને આ પ્રયત્ન કરવા જેવો છે એવા નિશ્ચય ઉપર આવે, તો પછી એ વિચાર નરેશ મંડળના સભ્ય રાજાઓને ખાનગી પત્રોથી દર્શાવવો. અને એ વિષે વિચારણા કરવા માટે હીંદના બધા રાજા સાહેબો અથવા તેમની સંમતિ લઇને આવેલા મંત્રીઓએ મળવુ અને આ વિચારની શક્યતાનો તોડ કરવો. હીંદની સરકાર આવા પ્રયત્નને ઉત્તેજન આપે એમ સંભવ છે. કેમ કે દેશમાં, તે શાંતિ જોવા ઇચ્છે છે. સત્તાની હયાતી દેશની શાંતિમાં છે માટે.

માર્ચ '૩૪.



# મંત્રીઓ.

" પોતપોતાના વિચારોને સ્પષ્ટ રીતે જાહેરમાં કહેવાની હીંમત " એ મંત્રીઓમાં મોટો ગુણ ગણાવો જોઇએ. ધણીના હિતમાં લડાઇમાં માથાં આપનારા મંત્રીઓ ઇતિહાસમાં જાણીતા છે; તો ધણીના હિતમાં સ્પષ્ટ વક્તવ્યને લીધે કોઇનો ખોફ વહોરી લેવાનો પ્રસંગ આવે ત્યારે મંત્રીઓએ નીડરપણે મતભેદ જાહેર કરવો, એ એમની પદવીની લાક્ષણિકતા છે. જે અયોગ્ય છે, તે તો એ છે કે જાહેરમાં ચુપકી અને ખાનગીમાં એક બીજાના વિચારોને જુદો પહેરવેશ પહેરાવવાનો પ્રયત્ન થાય છે તે.

વ્યક્તિઓનો દોષ કહાડવાનો અહીં કશો ઉદ્દેશ નથી. શિક્ષણ પદ્ધતિનો, ખરી નીડરતાનો સ્વભાવ પ્રકટ કરવાનો, ખરૂં સૌજન્ય સ્વાર્પણની વૃત્તિમાંથી ઉદ્ભવે છે તે બતાવવાનો, દેશના માનસને અનુકુળ રાજ્યધોરણ બની શકે તો બંધાવવાનો અને અધિકારના પ્રમાણમાં મોભાને છાજે એવાં વર્તન પ્રવર્તાવવાનો માત્ર ઉદ્દેશ છે.

અમને લાગે છે કે મંત્રીઓ જો ધારે તો અત્યારની વસ્તુસ્થિતિમાં ઘણો સુધારો થઇ શકે. નરેન્દ્રો પોતે પોતાનો ખરો સ્વાર્થ ન સમજે એમ અમને લાગતું નથી. ખરો સ્વાર્થ ક્યાં છે? શેમાં છે? તે બતાવવાના પ્રયત્નની જ માત્ર જરૂર દેખાય છે. ઘણે ઠેકાણેથી સંભળાય છે કે અસલના જેવા મંત્રીઓ હવે પાકતા નથી. એની સામે જવાબ એ હોઇ શકે કે એવા મંત્રીઓને પોષી શકે એવા નરેશોનો આ કાળમાં અભાવ છે.

મંત્રીઓ બનાવવા અને તેને નિર્ભયતા બક્ષવી એમ નૃપો કરી શકે છે. મંત્રીઓની જુદી નિશાળ હોઇ શકે એવું નથી. એઓ

તો અનુભવમાંથી ઘડાય છે. અને જે વિશ્વાસ એમના ઉપર મૂકવામાં આવે છે તેમાંથી તેઓને નીડરપણું પ્રાપ્ત થાય છે.

×પુરુષ જેમ સત્તા ભોગવી શકે છે, તેમ પુરૂષ, *પ્રકૃતિને નિયમમાં રાખી શકે છે એમ અમારૂં માનવું છે. માત્ર પ્રકૃતિએ યોગ્યાયોગ્યનો વિચાર કરીને સ્થાનચ્યૂત થવાના ભય વિના નીડર કથન કરી શકવાની હીંમત રાખવી જોઇએ.

એક મંત્રીને એક સમર્થ નરેશે કહેતાં સાંભળેલ છે કે " મારા થોડાક મંત્રીઓને તમારી સાથે થોડાક માસ રહેવા મોકલું તો કેમ ? " તેના ઉત્તરમાં કહ્યું કે " રાજન્ ! મંત્રીઓને નહીં, પણ આપનાં બાળકોને છ માસ કૃપા કરી મોકલી જુઓ, એટલે તેઓ આપના મંત્રીઓને બનાવશે. " ખરા બનાવવાના છે તે નરેશો છે, જેઓ સ્થાયી સત્તાધારીઓ છે. અને તેથી તેઓ જો બરાબર બને તો શુભ સત્તાને સ્થાયી કરી શકે છે. મંત્રીઓ–કેટલાંક રાજ્યો સિવાય–ઉડતાં પક્ષીઓ જેવી સ્થિતિ ભોગવે છે એક ડાળથી બીજી ડાળ ઉપર બેસનાર સ્થાયી મંત્રણા ભાગ્યે જ કરી શકે એમ નથી લાગતું ?

આ વિષયમાં નીચેનો હીંદી શ્લોક ઠીક કહી રહ્યો છે.

**सचीव, वैद्य और धर्मगुरु**
**जो राखे भय आश ।**
**राज्य, देह और धर्म को**
**वेगे होत विनाश ॥**



× નરેશ. * અધિકારી વર્ગ.

# નેતૃત્વનું સ્વરૂપ.

રાજ્ય પાસેથી મળવાની આશા નથી એવી ઇચ્છાઓ, જે માણસ આખા જન સમાજમાં ઉત્પન્ન કરી પ્રજાને રાજ્યની સામે કરીને અધિકારીઓ બદલવાનો પ્રયત્ન કરે છે, તે માણસ રાજ્ય શાસનનો ધ્વંસ કરે છે. અને તે માત્ર લોકોની સત્તા વાપરીને પોતે સત્તામાં આવવા માટે. આવા નેતાઓ જ્યારે સત્તામાં આવે છે, ત્યારે જેને બદલે તેઓ આવ્યા હોય છે, તેના કરતાં સવિશેષ સારૂં રાજ્ય ચલાવી શકે નહીં. કેમકે સત્તાની મૂર્ત્તિનું ખંડન કરનારાઓ સારી સત્તાનું મંડન કરી શકે નહીં. મનુષ્ય સ્વભાવનો આ એક અબાધિત નિયમ છે. ભાંગનારાઓ બાંધી શકતા નથી. અને ખરા બાંધનારાઓ ફરજ પડે તો પણ ભાંગવામાંથી અચકાય છે. એટલાજ માટે રાજ્ય ક્રાંતિ થાય છે ત્યારે ખરા સત્તાધિકારીઓ પ્રજાની સામે ન થતાં પોતે સત્તાપદ ઉપરથી ખસી જાય છે અને ભાંગનારાઓ જેવી માન્યતાવાળા જે સત્તાધિકારીઓ હોય છે તેઓ રાજ્યને દમનનીતિની સલાહ આપે છે. એક તરફ દમન અને બીજી તરફ સ્વાતંત્ર્યની ઇચ્છા, એના ઘર્ષણમાંથી જે જ્વાળા નીકળે છે તેમાં બન્ને પક્ષનો બચવો જોઇએ તેટલો ભાગ બળી જાય છે. અને જે પાછળ રહે છે, તે સ્વાતંત્ર્યની ઇચ્છાવાળાં અજ્ઞાન વર્ગનાં માણસો માત્ર રહે છે. એટલે યોગ્ય રીતે રાજ્યક્રાંતિ થયા છતાં, નવી સ્થાપના લોકોને શરૂઆતમાં તો સુખમય જીંદગી બક્ષી શકતી નથી. બધી રાજ્યક્રાંતિઓ ( Revolutions ) નો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે. ફ્રાન્સનો દાખલો બહુ જુના વખતનો નથી. સ્પેન હાલ આ પાઠ ભણાવી રહ્યું છે.

ફેબ્રુ. '૩૪.





# રાજ્ય અને પ્રજા.

પ્રજા માનસમાં જે જે માગણીઓને સ્થાન છે, અને જે સામાન્ય સુખની ઇચ્છાથી સહજ ઉત્પન્ન થઇ હોય છે, એના ઉપર જે રાજ્યનુ ધ્યાન રહે છે અને એને પોષવાની જેની ઇચ્છા છે એવાં રાજ્યો જ લાંબો વખત સત્તા ભોગવી શકે છે. રાજ્ય, એ સત્તા છે એ ખરી વાત છે પણ એ સત્તાનો જન્મ પ્રજાની સહનશીલતામાંથી ઉત્પન્ન થયો છે. એ સહનશીલતા પોષાયા કરે એવું વલણ જે અધિકારમાં હોય તે અધિકારનાં મૂળ ઉંડાં છે.

ઘણો વખત સત્તા ભોગવ્યા પછી આ સાદું સૂત્ર ભુલાઇ જાય અને સત્તા છે માટે જ જગત તાબે છે એવો ખ્યાલ ઉત્પન્ન થાય ત્યારે પ્રજાની માગણીઓ પોષવા તરફ દૃષ્ટિ રહેવાને બદલે એ માગણીઓ જાણે પોતાની સત્તાની અવગણના કરતી હોય, એવો ખોટો ખ્યાલ આવી જાય છે. અને એ ખ્યાલમાં પ્રજાને સંતોષવાના વિચારોને બદલે પ્રજાને જોરથી તાબે રાખવાનું અભિમાન ઉત્પન્ન થઇ જાય છે. અભિમાન થયું એટલે પ્રજામાં સામા પક્ષનું વ્યક્તિત્વ, આવી સત્તા ઉત્પન્ન કરે છે. અને એક વખત પક્ષ બંધાયો કે કુદરતના સહજ નિયમ પ્રમાણે સબળ પક્ષની ફત્તેહ અને નિર્બળ પક્ષની હાર પરિણમે છે.

સત્તા અને પ્રજા, એ બેમાં સામાન્ય એવી માન્યતા બંધાઇ ગઇ છે કે સત્તા એ સબળ પક્ષ છે અને પ્રજા એ નિર્બળ પક્ષ છે. આ દેખીતી ભૂલમાંથી જ રાજ્યો પડયાં છે, પડે છે અને ભવિષ્યમાં પડશે. કેમકે બળ સંખ્યામાં છે. અને રાજ્ય–પ્રકૃતિ સંખ્યામાં ઓછી છે. જ્યારે પ્રજા સંખ્યામાં વધારે છે.

રાજા કે સત્તાધિકારી બદલાતા જાય છે. પ્રજાનો ઝરો હંમેશાં એક સરખો વહ્યા કરે છે. એટલે બદલાતી જતી વ્યક્તિઓમાં વિચાર ભેદને અવકાશે અને તેથી મુશ્કેલ સ્થિતિઓને પહોંચી વળવા માટે જુદા જુદા પ્રકારો વાપરવામાં આવે એટલે બદલાતા હાથો એક સરખું જોર કરી શકતા નથી. એથી ઉલટી રીતે જ્યારે રૈયત એક માનસવાળી થાય છે ત્યારે એક સરખું જોર કરે છે. રૈયત માત્ર સુખમય હયાતી માગે છે. સત્તાની જગ્યાએ તે આવવા માગતી નથી. પણ તે એવા સત્તાધિકારીઓ લાવવા માગે છે કે જેઓ પોતાનું માની લીધેલું સુખ અને સ્વાતંત્ર્ય પ્રજાને બક્ષી શકે.

આ વાત ખરી હોય તો સત્તા, સ્વાર્થથી દોરાઇને પગલાં ભરે છે. જ્યારે પ્રજા, કાળના ફેરફાર પરત્વે જે જીંદગી સુખમય ગણાવી જોઇએ, એવાં જીંદગાનીનાં સાધન માત્ર જ માગે છે. એટલે આવી લડાઈમાં સ્વાર્થનો ધ્વંસ અને કુદરતી જીંદગીને ગાળવાની ઇચ્છા રાખનાર પ્રજાનો વિજય, એ સહજ સમજી શકાય એવી વાત છે

ઉપલી વાત સત્ય છતાં બીજી તરફથી એ વાત પણ ખ્યાલમાં રાખવાની છે કે પ્રજાની સહજ માગણીઓ, અને રાજ્યસત્તાને ઉથલાવી પાડીને એની જગ્યાએ આવવાને ઈચ્છનાર થોડા ઘણા વિચારકોએ, ચળવળથી અજ્ઞાન પ્રજામાં ઉત્પન્ન કરેલી અભિલાષાને લીધે થતી માગણીઓઃ એ બેમાં ફરક છે.

સ્વાર્થથી સત્તાધિકારીઓનો ફેરફાર કરાવનારાઓની ઈચ્છા જ્યાં સુધી પ્રામાણિકપણે ઉત્પન્ન થયેલી છે એવું ભાન પ્રજામાં રહે છે ત્યાં સુધી સમગ્ર પ્રજાનો એને ટેકો હોય છે. પણ ગુપ્ત સ્વાર્થને એવી ટેવ છે કે આખરે તેની ગંધ બહાર આવ્યા વગર રહેતી નથી. તેમ મૂળ નેતાઓમાં પ્રજા કલ્યાણને બદલે સ્વામીત્વ ભોગવવાનો લોભ હોય તો એ વાત પણ રાજ્ય બદલો થયા પહેલાં જાહેર થયા વગર રહેતી નથી. કેમકે ધારેલી મુરાદ પાર પાડવામાં જેટલો વિલંબ તેટલી ઉતાવળ થઇ જાય છે. વિલંબ વિચારની અસ્થિરતા કરે છે. અને ઉતાવળ, વાપરવું જોઇએ તેના કરતાં વધારે બળ વાપરવાને ઉશ્કેરે છે. અને પ્રજાનું બળ ચળવળના હથીઆરથી મળતું હોવાથી, ખરી ચળવળમાં જે શાંત જોર હોય છે, તેને બદલે વાક્પ્રવાહ, ઉચ્છૃંખલતા

અણછાજતા શબ્દ પ્રહાર અને જે વર્તણુક સત્તાધારીઓમાં લોકો 'ધિક્કારતા હોય છે એવી વર્તણુકનું ભાન લોકનેતાઓમાં—લોકોમાંના ઘણાખરાને થવા માંડે છે.

એક વખત આવું ભાન થયું કે પ્રજાનું સંગઠન તડાંઓમાં વહેંચાઇ જાય છે. જેઓ સજ્જન હોય છે, તેઓને અનિષ્ટ પ્રવૃત્તિઓ ગમતી નથી. તેથી તેઓ પોતાનું જુદું તડું કરે છે. જેઓ તોફાનમાં ભય જુએ છે તેઓ શાંતતાથી પ્રચાર કરવાના તડામાં ભળે છે. અને જેઓ સત્તા લોભથી પ્રજા પક્ષમાં ભળ્યા હોય છે તેઓ ઉપરનાં બે તડાંથી જુદા રહી પોતાનું કામ કરવા ઇચ્છે છે. આવું ભંગાણ સત્તાને આડકતરૂં જોર આપે છે.

આખી પ્રજા એક મનવાળી છે, એમ જ્યાં સુધી રાજ્યને લાગે છે ત્યાં સુધી રાજ્ય સખ્ત કાયદાઓ કરીને કે લશ્કર કે પોલીસ વાપરીને પોતાનું ધાર્યું કરતાં સહજ અચકાય છે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે પ્રજામાં જ્યારે ટોળાં બંધાવા માંડે, ત્યારે રાજ્ય નવા હુકમો કાઢીને અને લોકો ડરે એવા ઇલાજો લઇને તથા સત્તામાં આવવાને ઈચ્છનારા ટોળામાંથી વધારે આગળ પડનારાઓને પોતાની સાથે સત્તાના ઉપયોગમાં સ્થાન આપીને, પ્રજા સમગ્રના માનસની સાથે પ્રપંચજાળ પાથરે છે. એ પ્રપંચજાળની સફળતા પ્રપંચના ગુણમાં નથી. કેમકે સર્વ પ્રપંચ દુર્ગુણી જ હોય છે. પણ સત્તાનો એ પ્રપંચ, એટલા માટે ફાવે છે, કે જનતામાં જે એકતા હોવી જોઇએ તેના ભાગ પડી ગયેલા હોય છે.

પ્રજા અને સત્તા વચ્ચે જ્યારે મતભેદ થાય છે ત્યારે બુદ્ધિશાળી સત્તાધારીઓ, જેમ બને તેમ લાંબો કાળ ચાલ્યો જાય એવું ડોળઘાલુ સ્વાસ્થ્ય બતાવે છે. અને એ સામાન્યતઃ માન્ય કરવા જેવી વાત છે કે કેટલાંક કાર્યોનો નિકાલ કરવામાં વિલંબ કરવામાં આવે તો કાળ, એ કામોનો રસ પી જાય છે. અને કેટલીક મુશ્કેલીઓનો ઉકેલ એની મેળે થઈ જાય છે. એ નિયમનું ભાન રાજ્યકર્મચારીઓને જેટલું હોય છે એટલું પ્રજાજનને હોતું નથી. એટલે પ્રજાની ઘણી પ્રવૃત્તિઓનું જોર વિલંબની નીતિથી કારભારીઓ ગૌણ કરી નાખે છે. જો એમ હોત નહીં તો પ્રજાની દરેક પ્રવૃત્તિ યથેષ્ટ ફળ લાવી શકત; જેમ ઇતિહાસમાં બનેલું જોવામાં આવતું

નથી. જ્યાં પ્રજા ફાવે છે ત્યાં એમ સમજવું કે રાજ્ય, પ્રજાની સામે ઉતાવળું થઇને પ્રજા માનસ ભાંગવાનો ઉપાય લઈ બેઠું છે.

રાજનીતિના આવા ઉહાપોહો ઘણી રીતે વર્ણવી શકાય. જુદા જુદા વિચારનાં માણસને તેઓના વિચારોને અંગે શું ખરૂં છે, શું ખોટું છે એ બતાવવા માટે માણસો પુસ્તકો કે લેખો લખે છે તેવો એક નાનો સરખો આ પ્રયત્ન થઈ ગયો. એ રાજનીતિનું મૂળ સૂત્ર તો એક જ છે અને તે ટુંકું છે કે પ્રજાને રક્ષણ વગર ચાલે એમ નથી. અને રક્ષણ કરનારને સત્તા વગર રક્ષણ કરવાનું બીજું સાધન નથી. એટલે જગત ઉપર સર્વ કાળે, સર્વ સ્થળે અને સર્વ પ્રજામાં રક્ષક અને રક્ષાયેલ એ ભાગ તો રહેવાના જ.

પ્રજાની સુખમય જીંદગી આ તંત્રથી જ સ્થાયી કરી શકાય. રક્ષક સેવક છે અને રક્ષાયેલ ભક્ત છે. આ ઉર્મિઓ પરસ્પર પોષાય તો સત્તા સ્થાયી રહી શકે. પ્રજા સુખી રહી શકે. આ સ્થિતિ લાવવાનો એકજ ઉપાય છે અને તે એ કે પ્રજાના સુખ વિષેના વિચારોમાં ક્ષણે ક્ષણે શું ફેરફાર થતો જાય છે તે ઉપર રાજ્યે લક્ષપૂર્વક ધ્યાન આપ્યા કરવું જોઇએ. અને તે લક્ષને પરિણામે ધારા ધોરણોમાં તથા અધિકારીઓની સત્તાના ઉપયોગમાં જે ફેરફાર કરવાની આવશ્યકતા લાગે, તે ફેરફાર પ્રજાની માગણી વગર પોતાની મેળે દાખલ કરવા જોઇએ. આવી પ્રજાને રાજ્ય જોઇતું નથી. એને તો કોઈની પણ દખલ વગર પોતાની જીંદગી જોગવવાનું સ્વાતંત્ર્ય માત્ર જોઇએ છીએ. અને એ સ્વાતંત્ર્યમાં કોઈ ભંગાણ પાડનાર હોય તો તે ભંગ કરનારને શિક્ષા કરી શકે એવો પાલક જોઇએ છીએ. પ્રજાનું એ સ્વાતંત્ર્ય જળવાઈ રહે એમ જે રાજ્ય પોતાની ફરજ સમજીને વર્ત્યા કરે તે રાજ્યના સ્થાયીપણા માટે શંકા કરવાનું કારણ નથી.

પણ ક્લેશની વાત તો એ છે કે રાજ્યો મૂળ સ્થપાયાં ત્યારે આ ધોરણ ઉપર સ્થપાયાં; પણ પાછળથી સત્તાના લાંબા ઉપયોગને લીધે ફરજ ઉપરની દૃષ્ટિ મટીને, સ્વામીત્વ અને તેને અંગે રહેલી સત્તાનું ભાન થવા માંડ્યું. જે માગણીઓ પ્રજાને કરવાની હોય, તેવી માગણીઓ સત્તા, પ્રજા પાસે કરવા મંડી ગઇ. આમ સ્થાન-

ફેર થવાથી નરમ રહેવું જોઇએ ત્યાં જોર વપરાઇ ગયું અને જેણે તાબે રહેવું જોઇએ તેમાં ઉચ્છૃંખલતા વધી ગઈ.

સત્તાનો ઉપયોગ અને ઉચ્છૃંખલતાની ચડાઈમાં ઉચ્છૃંખલતા વધુ ફાવી છે. અને આ વાતના સમર્થનમાં ઇતિહાસને લગતા વાચનનો અવકાશ કે ઈચ્છા જેને ન હોય તેણે અત્યારે માત્ર પશ્ચિમનાં રાજ્યો ઉપર સહેજ દૃષ્ટિપાત કરવો. એટલે તુર્ત સમજાઇ જશે કે પાલક અને પ્રજા: એ બેના વિગ્રહમાં અંતે જય કોનો છે ?



# આજ્ઞાપાલન.

જગતના બધા દેશોના લશ્કરના ઉપરીઓને ભેળા કરીને-તેનું જ એક સૈન્ય બનાવી-લડાઇમાં મોકલ્યા હોય તો તેઓની કદી ફતેહ થતી નથી. કારણ કે એમાંના દરેકની લડાઇના વ્યૂહની જુદી જુદી માન્યતા હોય છે. લડાઇમાં ઘણા મતની જરૂર નથી. એકમત, અને તે પ્રમાણે જીવ જતાં સુધી ભક્તિથી વર્તનાર સૈનિકોની જરૂર છે. બુદ્ધિનું એ માહાત્મ્ય છે, કે બે બુદ્ધિશાળીઓ એકમત થઇ શક્તા નથી. અને એટલા જ માટે દરેક લશ્કરનો સેનાપતિ એક હોય છે. પોતાના હાથ નીચેના લશ્કરી અમલદારોની તે સલાહ ભલે લેતો હોય પણ છેવટનો હુકમ તો સર્વોપરિ સેનાપતિ જ આપે છે. અને જો તે પ્રમાણે સર્વ વર્તે તો તેમાંથી જીત પરિણમે છે.

સીઝર, હેનીબાલ, સીકંદર અને નેપોલીઅન બોનાપાર્ટની ફતેહો આ સૂત્રમાંથી જ ઉદ્ભવી છે. અને આ જમાનાની મોટામાં મોટી છેલ્લી લડાઇનું સુખરૂપ પરિણામ મિત્ર રાજ્યોમાં ત્યારે જ આવ્યું કે જ્યારે લૉઇડ જ્યોર્જે બધાં રાજ્યોના લશ્કરનું સંયુક્ત સેનાધિપતિપણું ફ્રાંસને સુપ્રત કર્યું. એકલું છતાં જર્મની ચાર વરસ સુધી મિત્ર રાજ્યોને હંફાવી રહ્યું હતું એનું રહસ્ય પણ એ જ હતું કે જર્મન લશ્કરનો સરદાર, જે હુકમ આપે તે પ્રમાણે દરેક હાથ નીચેનો લશ્કરી અમલદાર પ્રભુ આજ્ઞા તરીકે એના હુકમોને માન આપતો.

જેમ લશ્કરી જીતને માટે એક શાહ અને બીજા સૈનિકો એ અબાધ્ય નિયમ છે, તેમજ દરેક ટોળાંની સુખરૂપ હયાતીને માટે સર્વને માટે જીવે એવો એક નિયંતાની જરૂર છે, કે જેની વિચારપૂર્વકની આજ્ઞાઓને ટોળાંનો દરેક માણુસ શુદ્ધ હ્રદયથી ઉપાડી લે.

નેપોલીઅનની ઇટલીની ફતેહોથી ડરીને ફ્રાંસના તે વખતના પ્રધાનમંડળે, નેપોલીઅનની સાથે બીજા સેનાધિપતિને સંયુક્ત અધિકાર આપવાનો ઠરાવ કર્યો. અને નેપોલીઅનને એ વિષે લખવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે " બે નિષ્ણાત સરદાર કરતાં એક બેવકુફ સરદાર દેશના હિતમાં વધારે ફતેહ મેળવી શકે એવો મારો મત છે. માટે સરદાર કીલરમેનને હું આ લશ્કરનું સ્વામીત્વ સોંપીને ફ્રાંસમાં પાછો ફરીશ. " નેપોલીઅનના આ કાર્યને લોકો રીસનુ પરિણામ ગણે, પણ રીસના એ વાક્યમાં પણ એક મજબુત સત્ય હતું. અને તે એ હતું કે આજ્ઞા દ્વિમુખી હોઈ શકે નહીં. અને જો તે દ્વિમુખી હોય તો તેનું પાલન કરનારના મનમાં સંભ્રમ થયા વિના રહેતો નથી. સંભ્રમ, કાર્યને શિથિલ કરે છે. મતભેદ, બુદ્ધિચાતુર્ય કે અભિમાન જય મેળવી શકે નહીં. આ વાત સત્ય હોય તો અને ઇતિહાસથી પ્રતિપાદન થયેલી હોય તો હીંદે અત્યારે રાજકીય ઝુંબેશમાં પણ એ નીતિ પ્રમાણે વર્તવું ઘટે.

દેશનો વિચાર કરતાં કરતાં જે સરદાર, પ્રથમ પોતાના વિચાર સામર્થ્યનું અભિમાન રાખી વર્તે છે, તે સંપના ખરા સ્વરૂપને સમજતો નથી એમ કહ્યા વગર ચાલતું નથી. સંપમાં મતભેદ હોઇ શકે નહીં. દાખલો સ્પષ્ટ છે.

મુસલમાનો કરતાં હીંદુઓ બુદ્ધિચાતુર્યમાં આગળ પડતા છે. પણ બુદ્ધિનું એકલું ચાતુર્ય એ ડહાપણ નથી. બધા વિચારોનું મંથન કરીને નિશ્ચયનું નવનીત કાઢવાની શક્તિ એ ડહાપણ. અને બધા વિચારોનું પરસ્પર સંઘર્ષણ થવા દેવું એ ફળ વિનાનું મંથન છે. મતભેદ છતાં મુસલમાનો એક વિચાર ઉપર વળગી રહ્યા છે. અને ચતુર હીંદુઓ પોતપોતાનો જ મત સત્ય છે, એ વિચાર ઉપર આગ્રહ રાખીને ટોળાંની સંખ્યા મોટી છતાં નાના ભાગલાઓમાં વહેંચાઇ ગયા છે. મુસલમાનોનું એ ડહાપણ છે અને તેઓના ધર્મની એકતામાંથી તે ઉદ્ભવ્યું છે. સ્થિતિમાં હીંદુઓએ હારની જ આશા રાખવી.

જે " હુંને છોડીને બીજા "નો વિચાર કરતા નથી તેઓને માટે પ્રભુએ અમૃતનો ઘડો કલ્પ્યો નથી. સુર અને અસુરની લડાઈમાં

મોહિની સ્વરૂપ પ્રભુએ, અમૃતમંથન વખતે શેષ નાગને દોરડું કલ્પીને તથા મેરુ પર્વતને રવૈયો કલ્પીને સમુદ્રસંસારનું મંથન કરાવ્યું. અને બેયને એમ સમજાવીને કે એ મંથનમાંથી અમૃત નીકળશે. અને પીનારાઓ અમર થશે. દૈત્યોએ સર્પનું મોઢું પસંદ કર્યું. અને દેવતાઓ પ્રભુ આજ્ઞા પ્રમાણે પુંછડું પકડીને સંતોષ પામ્યા. એ મંથનમાંથી અમૃતનો ઘડો નીકળ્યો ત્યારે દૈત્યો ઉતાવળા થઇ અંદર અંદર વીખવાદ કરવા માંડ્યા. અને દેવતાઓ મોહિની ભગવાનની આજ્ઞાને અનુસરીને જે મળશે તે ઠીક જ મળશે એ વિચારે અમૃતને પામ્યા. અને દૈત્યો લડતા જ રહ્યા.

આ પાઠ દુઃખદ સ્થિતિમાંથી બહાર આવવા ઇચ્છનાર દરેક દેશે ભણવા જેવો છે. હીંદમાં અત્યારે મહામંથન થઇ રહ્યું છે. કોઇ અમૃત કાઢનાર એક જ મોહન મળશે અને તેની આજ્ઞાનું જેટલે દરજ્જે પાલન થશે તેટલે દરજ્જે અમૃતની આશા રાખવાની છે. આ વિષયમાં નીચેનો શ્લોક ઠીક કહે છે.

**सर्वे यत्र विनेतारः सर्वे पंडितमानिनः ।**
**सर्वे च सुखमिच्छन्ति तद्वृंदमवसीदति ॥**

"જે ટોળાનો દરેક માણસ નેતા થવા ઇચ્છે છે અને જેમાંનો દરેક માણસ હું જ ખરૂં સમજું છું એમ અભિમાન રાખે છે, તથા દરેક પોતાના સુખ માટે મથે છે, તે વૃંદ નાશ પામે છે. અફસોસનું ભાગી થાય છે." આ શાસ્ત્રનો શ્લોક હોઇ, હીંદુઓનો એ વારસો છે. પણ મોઢેથી એનો પાઠ કરતાં કરતાં કયો પંડિત એના રહસ્ય પ્રમાણે ચાલે છે ? કયો આર્ય એમાં રહેલા ભાવને માન આપી વર્તે છે ?



# રામરાજ્ય.

હીંદના ઇતિહાસમાં અને નરેશ પદ્ધતિની તવારીખમાં લોકોને સંતોષ થાય, અને છતાં, શાસનની જરૂરીઆત સિદ્ધ થાય એવું કોઈ રાજ્યતંત્ર ભૂતકાળમાં થઇ ગયું હોય તો તે રામરાજ્ય–તંત્ર હતું.

હાલના જમાનામાં કોઇ પણ રાજ્ય, બીજા રાજ્યની સાથે સરખાવતાં સહેજ સારી રીતે ચાલતું હોય તો, તે રાજ્યના અધિકારીઓ કે તે રાજ્યની પ્રજાની કેટલીક વ્યક્તિઓ, એવા રાજ્યને રામરાજ્ય કહી બેસવાની ઉતાવળ કરે છે. રામરાજ્ય આ જમાનામાં પણ સ્થપાઇ શકે એ અસંભવિત નથી. પરંતુ બીજાની સરખામણીમાં કોઈ રાજ્ય, કાંઇક ઠીક રીતે ચાલે એટલે એ દશરથ પુત્રનું રાજ્ય એમ માની લેવું એ, એટલા માટે અયોગ્ય છે કે ન હોય તેને છે એવું માની બેસવાથી, જે ઉચ્ચ કક્ષાએ પહોંચવાની અગત્ય છે તે તરફ પ્રયત્ન થઈ શકતો નથી.

જગતની દરેક પ્રગતિ જરૂરીઆતમાંથી ઉત્પન્ન થાય છે. અને તે પ્રગતિનો આધાર અને તેનું સ્થાયીપણું, તે પ્રગતિ ક્યાં સાધનોમાંથી ઉત્પન્ન થઇ છે અને કઇ કઇ મદદથી પોષાય છે તથા તે બન્નેને આધારે, તે કઇ પ્રકૃતિથી બંધાયેલી છે તેના ઉપર છે. એ દૃષ્ટિએ ખરા રાજ્ય–રામરાજ્યને આપણે તપાસીએ.

લીંબમાંથી કડવી અને ઝીણી એવી લીંબાળીઓ ઉત્પન્ન થાય છે. અને આંબાના વૃક્ષમાંથી આમ્રફળ થાય છે. તેજ પ્રમાણે કુટુંબની વર્તણુક, ધર્મનિષ્ટા, બીજાને માટે જીવવાની અભિલાષા અને લોકસેવા માટેની તત્પરતા: આવા ગુણવાળા કુટુંબમાં દૈવી અંશવાળી પ્રજા જન્મે છે. પણ જ્યાં એથી ઉલટા ગુણ હોય ત્યાં આસુરી

માનસને અવકાશ છે. રામાયણમાંથી જે રામરાજ્ય વિષે આપણે જાણ્યું છે, એની સંભાવના ક્યાં ક્યાં કારણમાંથી ઉત્પન્ન થઇ છે એ જો ખરેખરૂં સમજાય, તો રામરાજ્યની પુનઃ સ્થાપનામાં એ કારણો પ્રથમ ઉત્પન્ન કરવાં જોઈએ.

પ્રથમ તો રામના પિતા માતા પરત્વે દૃષ્ટિ કરીએ. દશરથ મહારાજની જીંદગીનું આખું બ્યાન કરવાની અહીં ઇચ્છા નથી. એકાદ દૃષ્ટાંત એમના ચિત્ર માટે બસ છે. દેવતાઓને અસુરોથી ભય ઉત્યન્ન થયો ત્યારે, તેઓએ દશરથ મહારાજની મદદની યાચના કરી. બીજાના દૂઃખમાં શક્તિ પ્રમાણે જીવનની પણ દરકાર રાખ્યા વગર યુદ્ધમાં જતાં એમને જરા પણ આંચકો લાગ્યો ન હતો. આજે એવા રાજાઓ છે ? યુદ્ધની મધ્યમા પોતાના રથની ધરી ભાંગી જવાથી જે ભય ઉત્પન્ન થયો હતો, તેમાથી મહારાજને બચાવવા માટે મહારાણી કૈકેયીએ પોતાનો હાથ એ ધરીની જગ્યાએ ધરી રાખ્યો. અને એ સેવાના બદલામાં દશરથ મહારાજે એને વરદાન માગવાનું કહ્યું. મહારાણી કૈકેયી ઉંડા ભાવવાળાં અને ચતુર હતાં. દશરથ રાજાની ત્રણ રાણીઓમાં તે બીજી બેને પડખે બેસી શકે એવાં ન હતાં, એમ એના ઈતિહાસથી જણાય છે એમણે તત્કાલ વરદાન માગવાને બદલે “ જરૂર પડશે ત્યારે મહારાજના વચનનો ઉપયોગ કરીશ ” એમ કહ્યુ. મહારાજે વચન આપ્યું. અત્યારે થયેલા ઉપકાર માટે જે માગો તે આપવાની તૈયારી કેટલા પાદશાહોમાં છે વારૂ ?

મહારાજ દશરથને ચાર પુત્રો હતા. તેમાં સૌથી મોટા રામચંદ્રજી હતા. દશરથની વૃદ્ધાવસ્થા થઈ અને રામચંદ્રજીની યુવાવસ્થા આવી ત્યારે શૉખને માટે નહીં, પણ લોક સેવાના ઈરાદાથી, રાજા દશરથને–પોતે રાજ્યકર્તા હોવાથી વૃદ્ધત્વને લીધે યથાર્થ લોક સેવા નહીં થઈ શકે એવા ભાનથી–વિચાર થયો કે પુત્ર યુવાન અને સુશીલ છે માટે રાજ્યની ધુરા એના ઉપર નાંખી હોય તો પોતાના કરતાં સવિશેષ લોક કલ્યાણ એ પુત્ર કરી શકશે. આથી ગુરૂ વસિષ્ઠજીને બોલાવીને, શુભ મુહૂર્ત જોવરાવીને, રામના રાજ્યાભિષેકનો વિચાર નક્કી કર્યો હાલ કયો નરેશ લોક સેવાના ઈરાદાથી પોતે રાજ્ય છોડી દઈ પુત્રને આપવા તૈયાર થાય તેમ છે ?

રાજ્યાભિષેકની આગલી રાત્રે, દશરથ જેવા રાજાની પત્ની તરીકે અયોગ્ય એવી કૈકેયીના મન ઉપર રાજ્યલોભ ચડી બેઠો. અને મહારાજા દશરથે સુરાસુર સાથેના સંગ્રામ વખતે વચન આપ્યું હતું, તે વચનને આધારે તેણે પોતાના પુત્ર ભરતને રાજ્ય અપાવવાના લોભે, મહારાજ પાસે તેમણે યુદ્ધ વખતે આપેલું વરદાન માગ્યું કે “ રામ વનવાસ જાય અને ભરતને ગાદી મળે. ”

વજ્રાઘાત જેવું આ વાક્ય સાંભળીને દશરથ થોડીવાર તો બેભાન થઇ ગયા. શુદ્ધિ આવતાં એક તરફ પુત્ર વાત્સલ્ય અને બીજી તરફ વચન ભંગનો ભય: એ બે વિચારોનું એમના ચિત્તમાં યુદ્ધ થવા માંડ્યું. મહારાજને, એક યા બીજી તરફ ઢળતાં પ્રાણ જશે એમ લાગ્યું. છતાં પોતાના દુઃખ કરતાં અને પોતાની પ્રજાને જે અન્યાય થશે તેના વિચાર કરતાં, રાજા જેવી વ્યક્તિએ વચનભંગ કરવો એ મહા અનર્થ છે એમ જોયું. કેમકે એવો દાખલો જો પ્રજાજન લે, તો લોક વ્યવહાર ઉખડી જાય. આ ભયથી અને રાજાઓ સત્ય વચની હોવા જોઇએ એવી પોતાની દૃઢ માન્યતા હોવાથી, દશરથે રામ અને રામની સાથે પોતાના પ્રાણ ત્યાગવા સુધીની તૈયારી કરી. અને કૈકેયીને આપેલું વચન પાળ્યું. જગતનાં આજનાં રાજ્ય સિંહાસનો શોધો અને એવો એકાદો દાખલો બતાવો?

જે સવારે શ્રીરામને રાજ્યાભિષેક થવાનો હતો અને ગુરુ વસિષ્ઠજી, એ માટેની બધી સામગ્રી તૈયાર કરી રહ્યા હતા; તથા અયોધ્યાનું જનમંડળ પણ જાણે દરેક ઘેર શુભ પ્રસંગ હોય એવા આનંદથી ગર્જી રહ્યું હતું; એવા પ્રાતઃકાળે દશરથે શ્રીરામને પોતાની પાસે મહેલમાં બોલાવ્યા. અને પોતે કૈકેયી સાથે બંધાઈ ગયેલા હોવાથી પોતાને જે કરવાની ફરજ પડી હતી તે વાત કહી સંભળાવી. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર “ જેવી પિતાશ્રીની આજ્ઞા ” એટલા જ શબ્દો બોલીને તત્કાલ રામચંદ્રે ચૌદ વરસનો વનવાસ સ્વીકાર્યો. રામાયણ કહે છે કે–

“ उदये सविता रक्तो रक्तश्चास्तमये तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥ ”

અર્થાત્ કે “ સૂર્યનો ઉદય અને અસ્ત વખતે જેવો તે એક સરખો રક્ત ભાસે છે તે પ્રમાણે મહાપુરુષોની મુખમુદ્રા પણ

સુખમાં કે દુઃખમાં સમાન રહે છે.” અર્થાત્ ગાદીએ બેસવાના ઉત્સાહ પ્રસંગમાં રામચંદ્રજીનું મુખારવિંદ જેવું હતું તેમાં અને વનવાસ જવાનું પ્રાપ્ત થયું એ વખતના મુખ ઉપર લેશ પણ ફેરફાર જણાયો ન હતો. આવી લાગણીથી પિતાની આજ્ઞા પાળનાર અને રાજ્યગાદી તથા વનવાસને આજ્ઞા પાલનના ધર્મની આગળ સરખાં દેખનાર કયા ધન્ય રાજાને રામચંદ્રના જેવો પુત્ર આજે છે?

હકના ઉપર સચોટ લડવાવાળું માનસ, હાલના જમાનામાં આવી પિતૃ આજ્ઞા ઉપાડવા તૈયાર થાય એવું ક્યાંઈ દેખાય છે? હાલનો જમાનો હક ઉપર મુસ્તાક છે. પોતાની જવાબદારી શું છે એ ઉપર નહીં. પિતા સાથે પણ હકની લડાઈ કરનાર, એવીજ રીતે જ્યારે પોતાનો પુત્ર વર્તે ત્યારે કેવા ભાવથી એના ઉપર જુએ છે એનો થોડો પણ વિચાર કરીએ તો તુરત શિખામણ મળી જાય એવું છે કેઃ—

“ यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥ ”

અર્થાત્ “શ્રેષ્ઠ માણસો કે મુરબ્બીઓ વર્તે તેમ બીજાઓ કે બાળકો વર્તે.” “વાવો તેવું લણો” એ સૂત્રમાં ઘણો અર્થ છે. અત્યારે તો સ્ત્રીથી દોરાઈને, વૃદ્ધ વયે બુદ્ધિ ગુમાવી બેઠા હોય એમ ધારી લઇને પિતાની આજ્ઞાનો ભંગ થવો જોઇએ અને પોતાના વારસાના હક પ્રમાણે જરૂર પડે તો લડીને પણ અને આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ, પોતાનો હક મેળવવો જોઇએ એવી માન્યતા છે. રામરાજ્યના વખતની માન્યતાના વર્તનમાં રામરાજ્યનું ફળ મળ્યું છે. હાલની માન્યતાથી હાલનાં રાજ્યોમાંથી મળતાં ફળો મળ્યા કરશે. જો ઉપર કહ્યું તે “વાવો તેવું લણો” એ વાક્યમાં સાર્થકતા હોય તો.

ઘેરથી પ્રવાસે જતી વખતે માતા અને સ્ત્રીની આજ્ઞા આજ પણ લોકો લે છે. એ પ્રમાણે રામચંદ્રજી પ્રથમ માતા પાસે ગયા. અને હકીકત કહી સંભળાવી. પતિ આજ્ઞામાં ગમે તેટલી દૃઢતાવાળી સ્ત્રી હોય છતાં આવા પુત્રનો આવી રીતે થતો વિયોગ, કોઈ પણ માતા સહન કરી શકે નહીં. એ પ્રમાણે મહારાણી કૌશલ્યાની

સ્થિતિ થઇ પડી. અને છતાં મહારાજના વચનની પવિત્રતા અને પુત્રની તૈયારી તરફ નજર કરીને ચીરાઈ જતા હૃદયે કૌશલ્યાએ રજા આપી. અને "પ્રભુ તમારૂં રક્ષણ કરે" એવો આશીર્વાદ આપ્યો. આવી માતાના આશીર્વાદો પણ ફળે છે. આજે આવી પતિપરાયણ મહારાણી ક્યા દરબારમાં છે? આવી માતાની કુખમાંથી જન્મતા રાજકુમારો જ રામ થઇ શકે. અને એવાઓ જ રામરાજ્ય સ્થાપી શકે. આમાં કોઇને શંકા છે વારૂ?

સીતાને આ વાતની જાણ થતાં તેમણે રામચંદ્રજીની સાથે જવાનો આગ્રહ કર્યો માતા કૌશલ્યાએ ના પાડ્યાં છતાં રામચંદ્રજીએ વનના ભયનું વર્ણન કરી, સીતાજી પોતાની સાથે ન આવે એવી ઇચ્છા દર્શાવી. અને તે માટે આગ્રહ કર્યો. પણ એ સતયુગનો કાળ હતો. સીતાજીએ કહ્યુ "મહારાજ સ્ત્રી એ, પુરૂષનું વામાંગ છે આ વાત જો સત્ય હોય તો અર્ધે શરીરે આપ વનમાં જઇ શકતા નથી. અને હુ મારા અર્ધા શરીરથી પાછળ રહી શકું તેમ નથી. મારા પ્રાણત્યાગ અને મારો આપની સાથેનો સહયોગ એમાંથી આપ ગમે તે એક પસંદ કરી લ્યો." રાજગૃહિણીઓમાં આવું ક્યાંઇ દેખાય છે?

રાજ્યાભિષેકની તૈયારી માટે પહેરેલાં બધા વસ્ત્રાભૂષણો વનવાસ જવાની તૈયારી વખતે એ દંપતીએ ઉતારી નાંખ્યાં. અને વનવાસીઓને યોગ્ય પોષાક પહેરી લીધો. ચાલતી વખતના છેલ્લા પ્રણામ અને આશીર્વાદ માટે અર્ધા ગાંડા જેવા બની ગયેલા દશરથ રાજાની રજા લેવા એ બન્ને બાલકો ગયાં. કેવા હૃદયે દશરથે રજા આપી હશે, તે આજના કઠોર વખતમાં પણ દરેક બાપ સમજી શકે એવી વાત છે. પુત્રને રજા આપી અને તેજ વખતે પ્રાણે પણ શરીરમાંથી જવાની રજા માગી. છતાં વચનભંગથી કંપતા દશરથ રાજા, પોતાના ધર્મ ઉપરની નિષ્ઠામાંથી ડગ્યા નહીં.

શહેરમાં લોકોને આ વાતની જાણ થતાં મહા કોલાહોલ અને ખેદ ઉત્પન્ન થયો. દરેક ઘરમાંથી જાણે પોતાનો બાળક જતો હોય, એવી લોકલાગણી ફેલાઇ ગઈ. છતાં કોઇ પણ માણસ તરફથી દશરથ રાજાને નીંદનારો એક પણ શબ્દ નીકળ્યો નહીં. તેમજ

તેમની પાસે ટોળાબંધ જઈને રામને જતા અટકાવવાનો પોકાર પણ કોઈએ કર્યો નહીં. એવી પ્રજા આજે શોધતાં જડે તેમ છે? પરસ્પરનો આ ભાવ તો બે વસ્તુમાંથી જ ઉત્પન્ન થઈ શકે. (૧) રાજાનું ચારિત્ર્ય હંમેશાં એવું હોય કે પ્રજાને વિશ્વાસ આવી જાય કે મહારાજ જે કરશે તે ખરૂં જ હશે. અને એ વિશ્વાસમાંથી પ્રજાને, રાજા તરફ ખરી ભક્તિ થઇ હોય એવું પ્રજા માનસ હોય તો. તથા (૨) ધર્મ કરતાં વિશેષ એવો બીજો કોઈ સ્વાર્થ હોઇ શકે જ નહીં. અને જીવન પણ ધર્મ સાચવવાના પ્રયત્નમાં નાંખી દેવા જેવી વસ્તુ છે, એવી સતત ભાવના રાજામાં હોય ત્યારે.

પરસ્પરની આવી ભાવના હોય ત્યારે રાજા અને પ્રજાનો રામ-રાજ્ય જેવો સંબંધ ગણી શકાય. અયોધ્યામાં એ પ્રમાણે હતું, તે દશરથ રાજાની અડગતામાંથી અને લોકોની રાજ્ય તરફની પ્રીતિમાંથી આપણે દેખી શકીએ છીએ. આખા જગતની મુસાફ-રીએ નીકળો તો પણ કોઇ સ્થળમાં રાજા–પ્રજા વચ્ચે પરસ્પરની આવી ગ્રંથી મળી શકશે નહીં. એમ હોય તો રામરાજ્ય ક્યાંથી થાય?

એક તરફથી રામે વનવાસ તરફ કુચ કરી અને બીજી તરફથી સતયુગમાં હોય નહીં એવી કૈકેયીએ પોતાના પુત્ર ભરત, જેઓ મોસાળમાં હતા તેને પેગામ મોકલ્યો. તે એમ કહેવરાવીને કે "મહારાજ દશરથની તબીયત ઘણીજ અસ્વસ્થ છે, માટે લેશ પણ વિલંબ કર્યા વગર તમારે આવવું." ભરત, કૈકેયીની કુખમાં જન્મ્યા હતા એ વાત ખરી છે, પણ બીજ મહારાજ દશરથનું હતું. અને રામ જેવા મોટા ભાઈની સંગતમાં બાળપણ કાઢ્યું હતું. એટલે પિતાની માંદગીની વાત સાંભળતાં મહા ઉદ્વેગમાં આવી એકદમ અયોધ્યા તરફ પ્રયાણ કર્યું.

અયોધ્યામાં પહોંચતાં વેંત મહારાજ દશરથના મરણની વાત સાંભળી. પછી ધ્રૂજતે હૃદયે માતા પાસે જતાં એમનો આનંદમય ચહેરો જોઈ ભરતને વિસ્મય થયો. "રામ ક્યાં છે? આ બધું શું બની ગયું? રામના રાજ્યાભિષેકને બદલે ન સમજી શકાય એવું આ બધું શાથી બન્યું?" આવા સવાલના જવાબમાં કૈકેયીએ ભરતને "રાજ્ય કરવાની શુભ તક મળી છે. રામચંદ્ર વનવાસ ગયા

છે. મહારાજનું એમના વિયોગથી મૃત્યુ થયું છે.” એ બધી વાત કહેતાં, પુત્ર છતાં ભરતજીએ માતાને દુઃખનાં જે કઠોર વાક્ય કહ્યાં છે તે વાંચવા જેવાં છે. “ રામની રાજ્યગાદી કોઇને હોઇ શકે નહીં. હું વનમાં જઇને રામને પાછા લાવીશ.” એવો આગ્રહ કરીને ભરતજીએ રાજ્ય વૈભવને તૃણવત ગણી ગુરૂ સામંતોને અને સૈન્યને સાથે લઇ વન તરફ પ્રયાણ કર્યું. આ જમાનામાં રાજ્યને માટે પુત્ર પિતાને હણે છે, અને શરીર ક્ષણભંગુર છતાં જાણે નિત્ય સ્વસ્થ રહેવાનું હોય એવી માન્યતાથી, ગમે તેવા પ્રયત્ન થઇ રહ્યા છે ત્યાં આવો ભાઇ શોધતાં ક્યાંથી મળે ? રામરાજ્યના પાયામાં સારા ભાઇને પણ સ્થાન છે.

ભરત વનમાં ગયા.દૂરથી લશ્કર સામે આવતું દેખીને લક્ષ્મણને ચિંતા અને શંકા થઇ કે કૈકેયી જેવી માતાના ઉદરમાં પાકવાથી રાજ્ય મળ્યા છતાં, રામ વનવાસમાંથી પાછા આવે તો પોતાને રાજ્ય છોડી દેવું પડે એવા ભયથી, ભરતજી લશ્કર સાથે રામનું અહિત કરવા આવે છે રામચંદ્રજીને પોતે કહ્યું કે “ ભાઇ ! આ કાળમાં ન હોય એવી કાંઇ વિચિત્ર મંત્રણા આ તો દેખાય છે ? ” રામે લક્ષ્મણજીનો ભય ટાળતાં કહ્યું કે “ આપણા કોઇ ભાઇઓમાં આવો વિચાર સંભવે જ નહીં. તમે જેવા મારા ભક્ત છો તેવા ભરતજી પણ મારા સ્નેહી ભક્ત છે. અને તેના આગમનમાં કોઇ પણ જાતની અશુભ ભાવના તમારે કરવી ઘટે નહીં. ” લક્ષ્મણજીએ ઉત્તર આપ્યો કે “ સ્નેહમીલન માટે આગમન હોય કે આપના વિયોગથી થતો ખેદ દર્શાવવાની ઇચ્છાથી આવતા હોય, તો સાથે લશ્કર સંભવે નહીં. એટલે મારૂં મન એ વિષે સભય રહે છે. એટલે આપણે આપણી તૈયારી કરી રાખવી જોઇએ.” રામે હસીને કહ્યું: “ એને આવવા દે. આપણે જોશું. ”

બીજાને રાજગાદી મળ્યાનો પ્રસંગ હોય અને પોતાને રાજ્યગાદી છોડવી પડી હોય તે વખતે રાજ્યગાદી લેનાર અને છોડનાર ભાઇઓ વચ્ચે આવો વિશ્વાસ અત્યારે ક્યાં છે ? આવા વિશ્વાસ વગર રામરાજ્ય સ્થાપી શકાય નહીં.

ભરતજી આવ્યા. હાથ જોડી દંડવત પ્રણામ કર્યા. રાજદંડ ભાઇના ચરણમાં ધરી દીધો. અને વિનતિ કરી કે “ આપના

જવાથી પિતાજીનું મરણ થયું છે. લોકો મહાદુઃખ અને વ્યગ્રતામાં છે. આખા રાજ્યની ઇચ્છા છે, કે આપ પાછા પધારો. મારી માના અપરાધની ક્ષમા કરો. હું તો એને એમ જ કહીને આવ્યો છું કે ‘રામ વિનાનું રાજ્ય, એ જીવન વિનાના દેહ જેવું છે. મારે તે નથી જોઇતું.’ એટલે આપ નહીં પધારો તો રાજા વિનાનું રાજ્ય થઇ રહેશે.” આવો સ્વાર્થત્યાગ અત્યારે શોધતાં પણ મળે તેમ છે? રામરાજ્યમાં સ્વાર્થ ત્યાગને પ્રથમ પદ છે.

હસીને રામે કહ્યું: “ભાઇ, જે થવાનું નિર્માણ હતું તે થયું. આવા કારણે પિતાજીના થયેલા મરણથી મને અતિશય દુઃખ થાય છે. મને અત્યારે માતા કૌશલ્યા સાંભરી આવે છે. એમની સ્થિતિ નજરે ન જોતા છતાં, જાણે જોઈ રહ્યો હોઉં એવું મને ભાન થાય છે. તમારે તુરત ત્યાં જઇને એમને, માતા કૈકેયીને તથા માતા સુમિત્રાને આશ્વાસન આપવું ઘટે છે. લોકોનાં ચિત્ત પણ શાંત કરવાની ફરજ તમારા ઉપર છે. માટે તમે પાછા જાઓ એમાં મને જેટલો આનંદ થશે, એટલો આનંદ, તમારા આગ્રહથી પાછા આવીને રાજ્ય લઈશ તેમાં મને થશે નહીં. વળી પિતા આજ્ઞાનો ભંગ, એ મારે માટે હું મોટામાં મોટું કષ્ટ માનું છું. એટલે તમારા વિનયને, તમારી સદ્બુદ્ધિને અને તમારી પ્રામાણિક ઇચ્છાને હું માન આપી શકું તેમ નથી. હું જ્યેષ્ઠબંધુ હોઉં અને આજ્ઞાપાલન એ જો તમે તમારો ધર્મ સમજતા હો તો જરા પણ કાળક્ષેપ કર્યા વગર અયોધ્યામાં પાછા જાઓ. રસ્તામાં પ્રથમ લોકને શાંત કરતા જજો અને પછી માતાઓને. પિતાશ્રીની દૃષ્ટિ નીચે આપણી પ્રજા આપણા પોતાના કરતાં પણ વધારે સ્નેહભાવથી પોષાયેલી છે. એ તરફ દૃષ્ટિ રાખીને અને પિતાને પગલે ચાલીને લોકરક્ષણ કરજો. તથા આપણા કુટુંબના ચારિત્ર્ય તરફ લક્ષ રાખજો. જાઓ તમારી ફતેહ માટે મારો આશીર્વાદ છે.”

રામનો આગ્રહ જોતાં ભરતજીએ માગી લીધું કે “જો મારે પાછું જ જવું હોય તો આપ પધારતાં સુધી, આપના તરફથી હું રાજ્ય કાર્યભાર કરીશ. પણ સિંહાસન ઉપર તો આપની પાદુકાજ બિરાજવી જોઇએ. એટલે હું આપની પાસેથી તેની ભિક્ષા માગું

છું.” એ માગણીનો રામ અસ્વીકાર કરી શક્યા નહીં. પછી નિષ્ફળ ભરતજી, ભાઇ અને ભાભીના આશીર્વાદ પામીને અયોધ્યા તરફ પાછા આવ્યા.

રામાયણના આખા ઇતિહાસમાં બન્ને ભાઇનું પરસ્પરનું આ ચારિત્ર્ય સુવર્ણ અક્ષરે લખાયેલું છે. એ યાદ રહે તો હજી પણ રામરાજ્યનો અરૂણોદય થાય. પણ આ બધું ચારિત્ર્ય, જેમ કુટુંબ પ્રણાલિકામાંથી જન્મ પામે છે, તેવીજ રીતે નાનપણમાં અપાયેલી કેળવણીને આભારી છે. ક્યાં વસિષ્ઠ જેવા ગુરૂ અને ક્યાં વિશ્વામિત્ર જેવા સમર્થ તૈયાર કરનાર! અને ક્યાં આજની દેશ માનસથી ભિન્ન એવી કેળવણીની પદ્ધતિ! અને ક્યાં પગાર ખાઇ વેઠીઆની માફક કરતા શિક્ષા ગુરૂઓ! આ પદ્ધતિમાંથી રામ પાકે નહીં. અને રામ પાકે નહીં ત્યાં સુધી રામરાજ્ય સ્થપાય નહીં.

ભરતજી શહેરમાં આવ્યા. એકલા આવ્યા. તુરત રામને લઇને જરૂર પાછા આવશે, એવી આશાવાળો સમાજ, રામને ન જોતાં બહુ ઉદાસીન થઇ ગયો. પણ રાજ્ય દરબારમાં માતાઓને તો રામના પાછા આવવાની આશા જ ન હતી. કેમકે કૌશલ્યા અને સુમિત્રા તો રામના સ્વરૂપને અને પિતાની આજ્ઞાને પાળવાના એમના દૃઢ આગ્રહને બરાબર સમજતાં હતાં. વચન પાલનમાં જે પિતા, પોતાનો પ્રાણ સુધાં જવા દે છે તે પિતાનો પુત્ર પણ વચન પાલનમાં ચૌદ વરસનો વનવાસ સ્વીકારે એ કાંઇ અસંભવ નથી, એમ એ બન્ને માતાઓને પુરો ખ્યાલ હતો. એટલે એમણે પુનઃ મીલનની આશાના અંકુરો ઉત્પન્ન જ થવા દીધા ન હતા. તેઓ તો એમજ ઇચ્છતી કે દીકરો બાપનું નામ રાખે તેવો થાય. આવી માતાઓ જ રામરાજ્યના વૃક્ષને સ્નેહ સીંચનથી પોષી શકે.

ભરતજીએ રામની પાદુકાને રાજ્ય સ્થાને પધરાવી. એની આજ્ઞા લઇને રાજ્ય ચલાવવા માંડયું. અને દશરથને કે રામને ભુલાવી દે એવી રાજ્ય પદ્ધતિ ગ્રહણ કરી તથા રાજા તરીકેના લેશ પણ અભિમાન વગર ગેરહાજર એવા રામ, જાણે શરીરે સાક્ષાત હાજર હોય અને તેમની આજ્ઞા લે એવી આજ્ઞા લીધેલી માનીને ચૌદ વરસ ભરતે રાજ્ય ચલાવ્યું. પગારદાર કારભારીઓ કરતાં આપણે

"ભાઇ" કારભારીઓ જોઇએ છીએ. એ ભાઈ કારભારી પાકે તો રામરાજ્ય સંભવિત થાય.

શ્રીરામનાં વનવાસનાં દુઃખ તો રામાયણજ વર્ણવી શકે. સીતાજીનું હરણ અને એમને ફરી મેળવવાની રામની શોધઃ એ વિષે અહીં કાંઇ લખવાની જરૂર નથી. રાવણ જેવો રાક્ષસ હરી જાય અને સીતા અશક્ત છતાં, એમના સતીત્વના પરિબળે એ રાક્ષસ સતીને સ્પર્શ પણ કરી શકે નહીં એવું સ્રી ચારિત્ર્ય આજે ક્યાં છે? રામરાજ્યના સ્તંભમાં રાજ્યગૃહિણીના આવા ગુણોનો પણ ભાગ છે.

સીતાને ફરી પામ્યા. અને લંકાને હસ્તગત કરી છતાં સુવર્ણની કહેવાતી એ રાજ્યધાનીને તૃણવત ગણી એ બધું સૌભાગ્ય રાવણના ભાઇને સોંપી પોતાના વનવાસનાં ચૌદ વરસ પુરાં થવાથી રામચંદ્રજીએ અયોધ્યા-પ્રતિ પ્રયાણ કર્યું. જીતેલા દેશ પાસેથી લડાઇના ખર્ચ બદલ એક પાઇ-પણ લીધા વગર પોતાને સ્થળે નિર્લોભપણે પાછા ફરનારા આજે કેટલા શાહો છે? આવી નિર્લોભતા પણ રામરાજ્યમા હોવા જોતા બધા ગુણોમાંનો એક ગુણ છે.

અયોધ્યામાં પાછા પધારતાં ભરતે પોતાની જવાબદારી ઉતરી જાણી, જાણે ભાર ઉતરી ગયો હોય તેમ રામને બધું ઐશ્વર્ય પાછું સોંપી દીધું. અને ત્યારથી રામરાજ્ય શરૂ થયું. હતું તો એ પહેલાંથી જ એવું; પણ વનવાસ જઇને પાછા આવવાથી લોકોને જે આનંદ થયો એ આનંદમાં, રાજ્યતંત્રમાં જે સ્વાસ્થ્ય પ્રથમથી હતું તે લોકોને અતી-ઘણું વધારે સુંદર લાગ્યું. એટલે તે વખતની રાજ્ય સંસ્થાને લોકોએ રામરાજ્યના નામે સંબોધી.

પણ કેટલોક કાળ ગયા પછી માણસોનાં મેલાં કપડાં ધોનાર ધોબી જેવા એક માણસે, પોતાની સ્રી બહારથી હંમેશ કરતાં ઘેર સહેજ મોડી આવતાં, તકરારના જુસ્સામાં કહી દીધું કે એક વરસ સીતા બીજે રહ્યા છતાં રામ જેવા તેને ઘરમાં લાવે. હું નહીં. રાજ્યના કોઈ માણસે આ વાત સાંભળી અને તેણે રામને જાહેર કરી. રામે પોતાનો ધર્મ વિચાર્યો કે એક તરફ વ્યક્તિગત દુઃખ ભોગવવું અને પોતાને વહાલાં જેવા અંગને પણ કાપી નાખવું એ બેય વસ્તુને પલ્લામાં, અને બીજા પલ્લામાં રાજા તરફની લોક

ભાવનાને મૂકતાં જે પલ્લું વધારે ભારવાળું જણાય તે વાતને સ્વીકારવી. એવી તુલનામાં સીતા વિયોગ એમણે પસંદ કર્યો. કારણ કે એ સમજતા હતા કે સ્વાર્પણમાંથી જે શુભ ફળ થાય છે અને બીજાની માન્યતા ખાતર પોતે દુઃખ સહન કરવાથી જે લોક વિશ્વાસ મેળવી શકાય છે તેવો લોક વિશ્વાસ, માત્ર રાજ્યશાસનમાંથી મેળવી શકાતો નથી.

સીતાની શુદ્ધતામાં, સીતાની પતિભક્તિમાં અને એના ચિત્તની પરીક્ષામાં રામને પૂર્ણ વિશ્વાસ હતો. માત્ર લોકનો અવિશ્વાસ અને લોકની ખોટી પણ ટીકા રાજાએ ન થવા દેવાં જોઈએ એવી માન્યતાને લીધે જ, રામ જેવા સહૃદય રાજાએ પોતાના અંગ જેવાં સીતાને તજ્યાં. ભવભૂતિએ કહ્યું છે કે:—

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणाम् चेतांसि को हि विज्ञातुमर्हति ॥

"લોકોત્તર માણસોનાં હૃદય, પ્રસંગે વજ્રના કરતાં પણ કઠિન બને છે અને વખતે પુષ્પના કરતાં પણ મૃદુ બને છે, એ વાત કોણ સમજી શકે?" અર્થાત્ કે લોકોનાં દુઃખ જોઈને મૃદુ બને એવું રામનું હૃદય અત્યારે પોતાનું દુઃખ સહન કરવામાં અને સીતાનું દુઃખ ન વિચારવામાં વજ્ર જેવું કઠિન બન્યું.

લોકની સાથેનો વ્યવહાર જાળવવામાં કયો રાજા પોતાને અને પોતાનાંને દુઃખ થવા દેવામાં આમ તત્પર થાય તેમ છે? સત્યનો અંતે જય છે. સદ્વર્તનની અંતે ફતેહ છે. ખરાં હૃદયો ગમે તેટલા દુઃખમાં પસાર થવા છતાં અંતે પાછાં મળે છે. લોક અને રાજા, પરસ્પરની ખરી ગ્રંથીથી જોડાયેલાં હોય તો આખું શાસનતંત્ર સુખરૂપ ચાલે છે. એ બધી વસ્તુઓ, દશરથના કુટુંબના વર્તનથી અને તે વખતની પ્રજાના વર્તનથી સ્પષ્ટ જણાઈ રહે છે.

રામરાજ્ય આવું હતું. ઉપર કહેલા બધા ગુણોમાંથી કોઇ એક પણ ગુણ હયાત હોય એવું કોઈ રાજ્ય અત્યારે છે? અને છતાં ઘણે ઠેકાણે અમુક રાજ્ય તો રામરાજ્ય છે. અમુક કારભારી અને ગુરૂ વસિષ્ઠ જેવા અને દશરથના મંત્રી જેવા મંત્રીઓ

છે તથા હનુમાન જેવા અંગરક્ષકો છે, એવી ઘોષણા જીંદગી ભોગવવાની યુક્તિવાળા માણસોમાંથી સંભળાય છે.

રામરાજ્યમાં સારા મુરબ્બીઓની, સ્નેહી બંધુઓની, પરાક્રમી અને બુદ્ધિશાળી મંત્રીઓની તથા ભક્ત પ્રજાની જેમ આવશ્યક્તા છે; તેમ જીવ રાખીને સેવા કરનાર અનુયાયીઓની અને પોતાની બુદ્ધિ ઉપર નહીં, પણ સ્વામીનું ઇંગિતજ્ઞ જાણીને સેવા કરનાર અંગ સેવકોની પણ એટલી જ અગત્ય છે. રામાયણમાં હનુમાનનો દાખલો એવો છે. વાનર શરીર છતાં, રામ તરફની એના જેવી ભક્તિને પહોંચી શકે એટલા ઉંચા દરજ્જાની ભક્તિનો દાખલો બીજે કયાંઇ નથી. રાવણ જેવા દુશ્મનના શહેરમાં, મહાન જોખમ ખેડીને એકલા ગયા. અને લક્ષ્મણજીની મૂર્છા વખતે દ્રોણાચળ–પર્વતમાં ઔષધી લેવા જતાં–ઔષધીની પરીક્ષામાં રાક્ષસી વિભૂતિથી–જ્યારે દરેક વૃક્ષ અમરવલ્લી જેવું દેખાવા લાગ્યું ત્યારે પાછા જવાને બદલે પ્રભુના દુઃખનો વિચાર કરી, આખો પર્વત ઉપાડીને હનુમાનજી વેગથી પાછા આવ્યા હતા.

આ બધી સેવા બહાર દેખાતી સેવા હતી. પણ લંકાની જીત પછી રામચંદ્રજીએ, હનુમાનજીને એમની ભક્તિના બદલામાં મોતીનો એક હાર પહેરવા આપ્યો હતો. વાનરશ્રેષ્ઠે એ હારનું દરેક મોતી ભાંગવા માંડયું ત્યારે સીતાએ મશ્કરી કરી કે "મૌક્તિક અને વાનરનો મેળ ખાય નહીં. આવી અમૂલ્ય વસ્તુને–ગમે તેવો ભકત પણ આખર વાનર તે–આ પાષાણથી ફોડી નાંખે છે." રામે હસીને કહ્યું "આપણે એને પુછીએ કે આમ શા માટે તે કરે છે?" પુછવાથી હનુમાને ઉત્તર આપ્યો કે "હું આ જવાહીરનુ હૃદય જોવા માગુ છું કે એમાં કયાંઇ રામ બેઠા છે, કે નહીં?" રામ તો સમજતા જ હતા પણ સીતા ગમે તેવાં ઉત્તમ પણ સ્રી શરીર, એટલે મશ્કરી કરી કે "રામ કાંઇ વસ્તુના હૃદયમાં હોઇ શકે?" હનુમાને તુરત જ પોતાના બે હાથથી છાતી ફાડીને પોતાના હૃદયમાં બેઠેલા રામને પ્રત્યક્ષ બતાવી આપ્યા.

અંગસેવક કેવા હોવા જોઇએ અને કેવા હોઇ શકે છે તેનું આ એક ઘણું ઉત્તમ ચિત્ર છે. આ દાખલા ઉપરથી કોઇએ

પોતાની છાતીને ફાડવાની જરૂર નથી. પણ અંગસેવકે કેવા ભાવથી સેવા કરવી જોઇએ એટલું બતાવવાનો જ આમાં આશય છે. જ્યાં એવા સેવકો હોય, રામ જેવા કદર કરનાર નરેશ હોય, એ રાજ્યને જ રામરાજ્યનું સંબોધન પ્રાપ્ત થાય.

સીતાની શોધમાં રામચંદ્રજી સમુદ્ર કિનારે આવી પહોંચ્યા. સમુદ્રને ઓળગવાની મુશ્કેલી પડી ત્યારે પાજ બાંધવાનો વાનર-સેનાને હુકમ થયો. મોટા મોટા પર્વતો સમુદ્રમાં નખાયા પણ લંકા અને હીંદુસ્તાન વચ્ચેની એ સામુદ્રધુની આજ જેટલી તોફાની છે તે કરતાં પણ સવિશેષ તોફાની તે વખતે હતી એટલે વાનરો પત્થર નાંખતા જાય અને સમુદ્રનાં મોજાંઓ તેને દૂર ફેંકી દેતાં જાય એવું બન્યું.

રામે વિચાર કર્યો કે સમુદ્રની પ્રાર્થના કર્યાથી થોડા દિવસ એ તોફાન ઓછું કરે તો પાળ બંધાઇ જાય. ઇશ્વરાવતાર હોઇ આજ્ઞા કરી શકે એમ હતું; છતાં મનુષ્ય શરીર હોવાથી મનુષ્યને ઘટે એવી પ્રાર્થના—જેની પાસેથી કામ લેવું હોય તેને—કરવી ઘટે એવા વિચારથી સમુદ્ર કિનારે દર્ભાસન ઉપર બેસી, ત્રણ દિવસ ઉપવાસ કરીને સમુદ્રને પ્રાર્થન કર્યું. દેહધારી સમુદ્ર ત્રીજે દિવસે આવ્યો અને રામનું પ્રાર્થન સાંભળીને તેણે હસીને કહ્યું કે " આપની જરૂરીઆત ગમે તેવી મોટી હોય, પણ ઇશ્વરે આપેલો મારો સ્વભાવ અને તેને અંગે ઉત્પન્ન થતી મારી ફરજમાંથી હું ચુકું તો પ્રભુ આજ્ઞાનું ઉલ્લંઘન થયું ગણાય. માટે આપ કહો છો તે પ્રમાણે હું કરી શકું તેમ નથી." રામચંદ્રજી ખિન્ન થયા, પણ ગુસ્સો ન કરતાં કહ્યું કે " જેવી તમારી ઇચ્છા." પછી સમુદ્ર ત્યાંથી ચાલ્યા ગયા.

હૃદયની આવી શીતલતા, અક્રોધનું આવું સ્વરૂપ, ઇચ્છા ભંગ થતાં, ઇચ્છા ભંગ કરનાર ઉપર ઘૃણાની નિર્હયાતી: આ બધું આજના નરેશ શાસનમાં ક્યાં છે? થોડી વારે લક્ષ્મણજી સમીધ વગેરે લઇ પાછા ફર્યા. અને ભાઇનો ખિન્ન ચહેરો જોઇને બોલ્યા: " મહારાજ, આજે પ્રકૃતિ કાંઇ અસ્વસ્થ છે? મુખમુદ્રા ઉપર આટલી બધી ગ્લાનિ કેમ છે?" રામે સમુદ્ર સાથેનો પ્રસંગ કહી બતાવ્યો.

ઉમરમાં નાના અને ભાઇના દુ:ખથી પીડાતા લક્ષ્મણે સ્હેજ રીસમાં આવીને કહ્યું કે " અણસમજુ માણસ વિનતિથી ન સમજે

તો તેને દંડથી સમજાવવો, એ પણ રાજ્યધર્મનું એક અંગ છે. સમુદ્રે આપની વિનતિ માન્ય ન રાખી તો અગ્ન્યાસ્ત્ર ચઢાવીને એને ભસ્મ કરવો જોઇએ. જેથી આપણે લંકા પહોંચી શકીએ" રામે ઉત્તર આપ્યો કે "પોતાના સ્વાર્થ માટે બીજાનો વિનાશ કરવો એ તો સત્તાધીશોએ વર્જવા જેવી વાત છે. એટલે એ તો બની શકે તેમ નથી." લક્ષ્મણ પણ રામના ભાઈ હતા. તેમણે કહ્યું: "હું સમુદ્રના વિનાશની વાત નથી કરતો. હું તો માત્ર એના મનને ભયથી ઉઘાડવાની વાત કરૂં છું. કેમકે મહારાજ, ગમે તેવા સુંદર કાર્યમાં પણ, રાજ્યશાસનનો એક અબાધ્ય નિયમ છે કે:—

मृदोरवज्ञा मुखभंगकारी।
लोकः किलायं भय भोज्य एव॥

'બહુ મૃદુ માણસોની મોઢું ભાંગી જાય એવી અવજ્ઞા લોકો કરે છે. આ લોક તો ભયથી જ ભોગવી શકાય એવી સંસ્થા છે.' એટલે જ્યાં પ્રેમ કાંઇ કાર્ય કરી શકે નહીં, ત્યાં કોઇ કોઈ વખત ભય કાર્ય કરે છે. અગ્ન્યાસ્ત્ર ચઢાવવાથી જે તાપ થશે તેના ભયથી સમુદ્ર હાજર થઇને આપનું કાર્ય કરી દેશે." રામચંદ્રજીએ ભાઈની સલાહ સ્વીકારીને અગ્ન્યાસ્ત્ર માંડયું અને લક્ષ્મણે ધાર્યું હતું તેમ સમુદ્રરાજે હાજર થઈ, થરથરતે શરીરે બે હાથ જોડી વિનતિ કરી કે: "આપના સ્વરૂપનું મને ભાન ન હતું. આપ ઇશ્વર અવતાર છો એમ હવે હું સમજ્યો. મારી ભૂલ ક્ષમા કરો. મરજી હોય તો સમુદ્રના બે ભાગ કરી આપને હું ઉતરવાની જગ્યાએ સ્વચ્છ પૃથ્વી કરી દઉં." રામચંદ્રજીએ જે શબ્દોમાં સમુદ્રને પહેલાં વિનતિ કરી હતી તેજ શબ્દોમાં ફરીને હસીને વિનતિ કરી કે "ભાઇ, મારે તમારા કર્ત્તવ્યથી અયોગ્ય એવું અને પ્રભુએ તમને આપેલી પ્રકૃતિથી વિરૂદ્ધ એવું કાંઈ કરાવવું નથી. મારી તો તમને એટલીજ વિનતિ છે, કે ઉપરા ઉપર પત્થરો ખડકવાથી તે એટલા ભારવાળા થાય કે પછી તમારા તોફાન છતાં તે ત્યાંથી ઉખડે નહીં એટલા કાળ માટે જ તમારૂં તોફાન સ્હેજ ઓછું થાય. એજ મારૂં પ્રાર્થન છે." 'હા' પાડીને સમુદ્ર પાછો ગયો. અને પાજ બંધાઇ.

આ પ્રસંગમાં ઇશ્વરના જેવી શક્તિવાળા માણસે પણ કેમ વર્તવું જોઇએ, અભિમાની હૃદયે પોતાની આંખ ઉઘડે ત્યારે કેમ નમ્ર થવુ ઘટે અને ફરજ ફરજના હોકારા કરતાં કરતાં, ઉચ્છૃંખલ વર્તનને ખરે પ્રસંગે કેમ છોડી દેવું જોઇએ, એ બધી શિખામણ અપાયેલી છે. આ બધી નાની નાની વાતો છે, પણ રામરાજ્યની ઈમારત બાંધવામાં એવા પત્થરોની પણ જરૂર છે

રામાયણના કર્તાએ મંથરાનું પાત્ર કલ્પીને એક અજાયબ ઉપદેશ આપી દીધો છે. દશરથ જેવા રાજાના ઘરમાં જ્યાં પ્રભુ જન્મ લે એવી સર્વ સામગ્રી હતી ત્યાં, મંથરા જેવી દાસી સંભવે નહીં. પણ એવી દાસીની કલ્પના કરીને રામાયણે એવો પાઠ બતાવ્યો લાગે છે કે સઘળી સુખરૂપ સામગ્રી છતાં, એક પણ કુપાત્ર કોઈ કુટુંબમાં પેસી જાય તો આખા કુટુંબની વ્યવસ્થા કેવી રીતે એ કુપાત્ર ભાંગી નાખે છે, એ મંથરાના જીવનમાંથી દેખાય છે. મંથરા હોત નહીં તો રાજા દશરથનું પડખું સેવેલ મહારાણી કૈકેયીના હૃદયમાં લોભે પ્રવેશ કર્યો હોત નહીં. રામનો વનવાસ થયો હોત નહીં. દશરથનું મરણ થયું હોત નહીં. એક ખરાબ ઉપદેશથી કેટલાં બધાં પરિણામ આવે છે, તે મંથરાના ચારિત્ર્યમાંથી સ્પષ્ટ દેખાઇ રહે છે.

રામાયણનાં બધાં પાત્રો અલૌકિક ચારિત્ર્યવાળાં છે. એમાંથી પોતાનો સંસાર સારી રીતે જોગવવાને ઇચ્છનાર હરેક સત્પુરૂષ અને સન્નારી તથા મિત્રતાનો સંબંધ ધરાવવાવાળાઓ, પોતાના હિતના સુખી પાઠો શીખી શકે છે. સારા રાજાઓ અને જુલ્મી રાજાઓ વચ્ચેનો તફાવત રામ રાવણના ચારિત્ર્યમાંથી અને એના યુદ્ધમાંથી તરી આવે છે. એક અયોગ્ય નોકર આખી રામાયણની કથા કેવા સ્વરૂપમાં ફેરવી નાંખી શકે છે એ શક્તિનો પ્રભાવ, દાસી મંથરાના ચારિત્ર્યમાં દેખાઇ આવે છે.

રામચંદ્રજીને બીજા ત્રણ ભાઇઓ હતા. વનમાં જવાનો પ્રસંગ ઉભો થયો ત્યારે, ભરત અને શત્રુઘ્ન પોતાને મોસાળ ગયા હતા. અને રાણી સુમિત્રાના એક પુત્ર લક્ષ્મણજી અયોધ્યામાં હતા પોતાના પતિના વનવાસની વાત સાંભળીને જેમ સીતાજીએ સાથે

જવાનો આગ્રહ કર્યો તેમ લક્ષ્મણજીએ પણ સેવા અર્થે મોટા ભાઇની સાથે જવાનો આગ્રહ કર્યો. ઘણું સમજાવ્યા છતાં લક્ષ્મણે માન્યું નહીં ત્યારે તેમને સાથે લેવાની હા પાડી. પત્નીની સાથે ભાઇ જંગલમાં જાય ત્યારે રક્ષણ કરવા માટે કોઈ જોઇએ તે ભાવનામાંથી લક્ષ્મણજીને આગ્રહની વૃત્તિ થઇ. ભકતોમાં આગ્રહ હોતો નથી. ફકત એક વખત સિવાય. અને તે વખત એ છે કે જેની મૂર્તિમાં પોતે મશગુલ હોય છે તેનાથી જુદું પડવાનું હોઇ, ભક્તને જ્યારે ભક્તિ કરવાની તક ચાલી જાય છે ત્યારે.

ક્યાં રાજ્યોમાં મોટા અને નાનાભાઇઓ વચ્ચે આવો સ્નેહ-ભાવ, આવો ભક્તિભાવ અને મોટાભાઇનો નાનાભાઇ ઉપર આવો વાત્સલ્યભાવ આ જમાનામાં દેખાય છે વારૂ ? એ નથી દેખાતો એ અફસોસની વાત છે. પણ તેના કરતા વધારે અફસોસની વાત તો એ છે કે જ્યાં આવો સંપ અને આવો સ્નેહભાવ નહીં હોય તેવાં રાજ્યોનું શું થશે ?

અમને લાગે છે કે ભરત અને શત્રુઘ્ન તે વખતે અયોધ્યામાં હોત તો એ બન્નેએ પણ રામ વગર સુના અયોધ્યામાં રહેવાનું પસંદ કર્યું હોત નહીં. અને એમ થયું હોત તો ભરતને ગુમાવવા કરતાં કૈકેયીના હૃદયમાંથી રાજ્યનું પ્રલોભન ઉડી ગયું હોત. મંથરાને રાજ્ય દરબારમાંથી રજા મળી હોત. દશરથનો પ્રાણ પોતાની પાસે રહેવાથી એનો જીવન પ્રાણ લાંબો વખત ટકી રહ્યો હોત. કૌશલ્યાનું વૈધવ્ય અટકયુ હોત રામરાજ્યની પ્રજાનો આનંદ સ્થિર રહ્યો હોત. સીતા વનવાસમાં પડ્યાં ન હોત. આ બધું શુભ પરિણામ આવ્યું હોત. પણ જે એક અવશ્ય બનવાની જરૂર હતી તે ન બન્યું હોત. અને તે રાવણનો વધ. આ બધી પરિસ્થિતિ-માંથી રામ ન પસાર થયા હોત તો રાવણે કોણ જાણે કેટલાય કાળ સુધી લંકાની અને આસપાસના દેશોની પ્રજાને દુઃખ દીધા કર્યું હોત. પ્રભુથી એ સહન થાય એવું નહીં હોય એટલે જાતે અવતાર લઇને, રાવણના નાશને માટે જેટલાં કારણોની આવશ્યકતા લાગી હશે, એટલાં કારણો એમણે પોતે જ ઉભાં કર્યાં લાગે છે. જો કે પોતાની જાળમાં માણસ રૂપે પોતેજ વીંટળાઇ ગયા હતા.

જનસમૂહના હિત માટે દુષ્ટોને શિક્ષા કરવા સારૂ પ્રભુને પણ કેટકેટલું સહન કરવું પડે છે, તે રામચંદ્રજીના ચારિત્ર્યથી સાફ જણાઇ આવે છે. કેવા સુંદર પાઠો છે? કેટલા બધા કાળસુધી માણસોએ તે પાઠો વાંચ્યા છે? અને છતાં કેટલાં થોડાં હૃદયોમાં એ ભાવો પેઠા છે? અથવા કહોને કે કોઇનામાં નહીં!

કોઇને પણ દોષ દેવાની ઇચ્છાથી આ લેખ લખાયો નથી. નરેશ પદ્ધતિ, હીંદના લોહીમાં હોવાથી, અત્યારની સ્થિતિમાંથી પાછી ફરીને તે રામરાજ્યના વખતની સ્થિતિ ઉપર આવે એ શુભ નિષ્ઠામાંથી—એની તલખમાંથી—આ શબ્દો નીકળ્યા છે. તે જેવા ભાવથી લખાયા છે એવા ભાવથી વંચાશે કે માન્ય રહેશે એટલે દરજ્જે રામરાજ્ય સ્થાપવામાં લોકોનો જે ફાળો છે, તેવો ફાળો આજના લોકો આપી શકશે. અને જનસમાજના એવા ફાળામાંથી સ્વેચ્છાએ કે પરાણે, રાજાઓએ સારા થવું પડશે. બધું ભવિષ્ય તો પ્રભુના હાથમાં છે, પરંતુ માણસ પણ પોતે પોતાના ભવિષ્યનો ઘડનાર કેટલેક અંશે બની શકે છે, એ માન્યતાએ આ ચિત્ર અપાયુ છે.

ઓગ. '૩૪. સીમલા.



# તંદુરસ્ત જીંદગી.

આ વિષયનું મથાળુ વાચીને, કોઇને .પણ પ્રથમ તુરત ખ્યાલ આવી જાય કે કોઈ પણ ડોકટરનો લખેલો આ વિષય હશે. પણ “ દેશી રાજ્ય ” રાજકીય વિષયને વિશેષ પ્રાધાન્ય આપે છે. છતાં જનસમાજની તંદુરસ્તીનો કોઇ સારો નિબંધ આવે તો અમે ખુશીથી તેને આ પત્રમાં સ્થાન આપીએ અને અત્યારે તો જગતમાં હયાતી ભોગવતી રાજકીય, સાંસારિક, ધાર્મિક, વ્યાપારિક, ઔદ્યોગિક અને એવી જાતની બીજી જે જે સંસ્થાઓ છે તેની તેમજ નવી નવી બીજી જે જે સંસ્થાઓ ઉપસ્થિત થશે તેની જીંદગીની વાત કરવાનો અહીં ઇરાદો છે.

મનુષ્યને સુખરૂપ જીંદગી ભોગવવાનો આધાર, તેના શરીર સ્વાસ્થ્ય, તેની માનસિક ભાવનાઓની શુદ્ધતા અને યોગ્યતા તથા તેના હૃદયની નિર્મળતા ઉપર છે. અને માણસનું લાંબું આયુષ્ય, જેમ એ ત્રણેના સમન્વય ઉપર અવલંબીને રહે છે, તેજ પ્રમાણે કોઇ પણ સંસ્થા, એને પુષ્ટિ મળે તથા વગર મુશ્કેલીએ એ સંસ્થા ચાલ્યા કરે, એવાં સાધનોને અવલંબી ટકી રહે છે. અર્થાત્ તે માટે (૧) દ્રવ્યની વિપુલતા, (૨) સંસ્થા ચલાવવામાં મનુષ્યની મદદની જે જરૂર છે, તે મદદ પૂરવા માટે પ્રાણાર્પણ કરે તેવા તે સંસ્થાના સભ્યો અને (૩) જીવન કરતાં પણ વિશેષ સાચવવા જેવી વસ્તુ ધર્મ છે, એવી તેઓની દૃઢ માન્યતા તથા (૪) ઉપરની ત્રણે બાબતોના સમન્વયથી જગતનાં બીજાં મનુષ્યો સાથે તથા બીજી સંસ્થાઓ સાથે કેવી રીતે વર્તવું એનું ભાન હોવાની જરૂર છે. આ બધાની ઉપર કોઈ પણ સંસ્થાની હયાતી, તેનું સુખ અને તેના જીવનની મર્યાદા બંધાયેલી છે.

ઉપરની દૃષ્ટિએ ઘણી સંસ્થાઓ વિષે અનેક રીતે ઉહાપોહ કરી શકાય એમ છે. પણ અત્યારે તો "દેશી રાજ્ય"નો ઉદ્દેશ, નરેશતંત્રની સંસ્થાની જીંદગી પરત્વે જ વિચાર કરવાનો છે.

લોકસંગ્રહ માટે, સત્તા અને તે સત્તાને તાબે રહેવાની જનવૃત્તિ; એ બેની ખાસ જરૂર છે. જનસમાજની વૃત્તિ કોઇ કાળે એક સરખી હતી નહીં. એટલે કોઇ વિષયમાં, સમગ્ર જનમ ડળ એક જ જાતના સ્વાર્થથી પ્રેરાઇને કે એક જ જાતના ઉચ્ચ અભિલાષથી દોરવાઇને એક સરખી રીતે જ ચાલ્યા કરે એ આશા મૃગજળ જેવી છે. ત્યારે એવું સિદ્ધ થાય છે કે પ્રત્યેક મનુષ્ય, પોતપોતાની પ્રવૃત્તિઓમાં સામાન્યત: સ્વતંત્ર રહે અને મનુષ્યોમાં અંદર અંદર જો ખટરાગ થાય, તો કોઇ સત્તા વચમાં પડીને એનું સમાધાન કરે, એ બે વસ્તુની જરૂર છે. આ જરૂરીઆતમાંથી પ્રજાનો અને રાજ્યનો ઉદ્‌ભવ થયો છે.

ભૂતકાળમાં એક એવો સમય હતો કે જ્યારે શરીરને તાબે કરી શકાતું ત્યારે તાબે થનારાઓ તાબે કરનારની ધાસ્તીથી તેની સર્વ આજ્ઞાઓ મને કે કમને પાળતા હતા આ સ્થિતિમાંથી નરેશ પદ્ધતિનો જન્મ થયો છે. મનુષ્ય એટલે પશુના જેવું શરીરધારી માત્ર પ્રાણી નહીં. મનુષ્યમાં પ્રભુએ એની માનસિક અને હાર્દિક ઉન્નતિ કરવાનાં બીજો રોપેલાં છે. અને કાળાન્તરે પછાતમાં પછાત પ્રજા પણ એ રસ્તે આગળ આવવી જ જોઇએ એવી પ્રભુની રચના છે. માત્ર શરીરને તાબે કરી શકવાની સિદ્ધ થયેલી પદ્ધતિથી પ્રેરાઇને, વ શપર પરાના નરેશોની અને પાદશાહોની એવી દૃઢ માન્યતા બંધાઇ ગઈ લાગે છે કે ગમે તેમ થાય તોપણ ભયથી, શિક્ષાથી અને જરૂર પડે તો જુલમથી પણ મનુષ્યોને તાબે રાખી શકાય, તો રાજ્યનું સ્વાસ્થ્ય હંમેશના જેવું રહી શકશે. ભૂલભરેલી આ માન્યતામાં નરેશતંત્રના નાશનાં બીજ રહેલાં છે. પણ હવે શરીરની તાબેદારી સ્વીકારનારાઓમાં માનસિક યુદ્ધ મચી રહ્યું છે અને મનને તાબે રાખવા માટે બહારનાં હથીઆરો નિરર્થક છે, એટલે મનુષ્યનાં માનસિક મોજાંઓનો સારાં કાર્યો માટે ઉપયોગ કરવો હોય, તો જેમ નદીના કોઈ મોટા ધોધને શાસ્ત્રીય ધોરણે કબજે કરી, હાલ તેનો જગતના હિત માટે ઉપ-

યોગ કરવામાં આવે છે, તે પ્રમાણે નરેશોએ પોતાની પ્રજાના માનસિક વિચારોને એક જ પ્રવાહમાં દોરી, પ્રજાનું અને પોતાનું શ્રેય કરી લેવાની માનસિક યોગ્યતા પ્રાપ્ત કરવી પડશે. આ યોગ્યતા નરેશોમાં નહીં હોય તો અને ગમે તેટલી શુદ્ધ જન પ્રવૃત્તિ છતાં તેને ઉચ્છ્રંખલ છે એમ માની લઇને, એ પ્રવૃત્તિને પશુબળના જોરથી દબાવવાના પ્રયત્ન થશે તો એમાં એ પશુબળ જેમ નિરર્થક નીવડશે તેમ એથી નરેશપદ્ધતિના મૂળમાં સખ્ત ઘા મારવા જેવું પરિણામ આવશે.

માનસિક વિચારોને પણ જેઓનાથી એક તંત્રમાં રાખી શકાય નહીં એવાઓથી જગતનાં હૃદયો, પોતાની ઉપર પ્રેમથી—પ્રેમલગનીમાં—જોયા કરે એવી તો કલ્પના પણ કરી શકાય નહીં. એટલે નરેશતંત્રનું તત્ત્વજ્ઞાન, જગતના ઇતિહાસમાં ગમે તેટલું સુંદર ચીતરવામાં આવ્યું હોય તો પણ અમારો અભિપ્રાય એવો છે—અને તે અનુભવમાંથી નીચોવાઇને નીકળ્યો છે—કે પ્રેમના પાયા ઉપર જે રાજ્ય બંધાય છે, તે પરમેશ્વરના ખોળામાં પોતાની હયાતીને મુકે છે. આ સિદ્ધાંત જો ખરો હોય તો જગતમા અત્યારે જે તોફાનો, યુદ્ધો અને એક જ પ્રજામાં પરસ્પર વિગ્રહો થઇ રહ્યા છે, તે ઉપર કહેલી બાબતની ખામીને લીધે જ છે, એમ કોઇ પણ સમજુ માણસને લાગ્યા વિના રહેશે નહીં. તો એ દૃષ્ટિએ આપણે નરેશ પદ્ધતિને તપાસીએ.

નરેશપદ્ધતિના શરીરની તંદુરસ્તી પ્રથમ જાળવવાની છે. દરેક રાજ્યની તંદુરસ્તી અત્યારે આપણે કેવા પ્રકારની જોઇ રહ્યા છીએ ? સૂર્ય પોતાના કરથી સમુદ્રમાંથી પાણી ખેંચે છે. પણ એથી સમુદ્રનું પાણી ઘટતું નથી. અને જે કર સૂર્ય લે છે તે સમુદ્રને ભારે પડતો નથી. આ રીતે આપણા રાજ્યો અત્યારે પ્રજામાંથી કર લે છે ? સૂર્યે લીધેલા કરના બદલામાં મેઘ–જળ રૂપે એ વૃક્ષોનું સીંચન કરે છે. અને આખા જગતને જીવનનાં સાધનો પુરાં પાડે છે. આપણા નરેશો સંગ્રહ કરેલા કરમાંથી પ્રજા ઉપર કેવું–કેટલું જળ વરસાવે છે વારૂ ? ગરીબો પાસેથી પુષ્કળ પૈસા મળે છે અને જેની પાસેથી એ પૈસા મળ્યા હોય છે, તેનો એ પૈસામાં ભાગ છે એવી વૃત્તિ જુના રાજાઓમાં હતી. આજે એ

વૃત્તિનો લોપ થયો છે. એ વૃત્તિનો લોપ થાય ત્યાં સુધી અડચણ નથી. પણ ધૂળ ધમી ધમીને, નૃપેન્દ્રોને સોનું રૂપું આપનાર ખેડુતો અને મજુરો, એ બધું મન મારીને સહન કરે છે ! એ પણ ભલે હોય પણ જ્યારે કરથી ઉત્પન્ન થયેલા એ પૈસાનો વ્યય, રાજાઓનું અને રાજ્યનું શરીર બગડે એવા અયોગ્ય મોજશોખમાં થાય ત્યારે તો પ્રજાને અસંતોષ થયા વગર રહે નહીં એ સ્વાભાવિક છે.

ગાય, ભેંસ અને ઘોડાને જે નીરણ નીરવામાં આવે છે, તેમાથી મળમૂત્રવાળો–ગંધાતો જે ભાગ પડ્યો રહે છે તે ભાગ કુંભારોથી રાસભોને ખવરાવવામાં આવે છે. અત્યારના સુધરેલા જમાનાની પ્રજા એવો કુચો હંમેશ માટે ખાવાની તૈયારી કરે એ બની શકે એવું નથી. પણ જેવી પ્રજાની માગણીઓ તેવી રાજાની ઉદારતા એવું જ્યારે થશે, ત્યારે રાજ્યનું અંગ તંદુરસ્ત અને સશક્ત રહેશે એ શિખામણ અયોગ્ય નથી, એવું નથી લાગતું ?

રાજ્યના શરીર સ્વાસ્થ્ય વિષે આ થોડાં વચનો લખ્યા પછી એના માનસિક સ્વાસ્થ્યની નાડ તપાસીએ એ નાડ, વૈદ્યો જેમ આપણા હાથની નાડ તપાસી પરીક્ષા કરે છે તેમ તપાસી શકાય એવી નથી. રાજ્યશરીરના માનસિક વાતાવરણને સુંઘવા માટે તો એમના ઝનાના, એમના શીકારગાહ, એમના રાજવલ્લભો અને એમના રાજભંડારો ઉઘાડવા પડે એવું છે.

શરીર સ્વસ્થ હોય પણ માનસિક વિક્રિયા હોય તો જેમ મનુષ્ય લાંબી જીંદગી ભોગવી શકે નહીં. તેમ કોઇપણ સંસ્થા ગમે તેટલા પૈસાથી પોષાતી હોય, ગમે તેટલા લશ્કરથી સુરક્ષિત હોય અને પ્રજાની અશક્તિથી ગમે તેટલી નિર્ભય રહી શકતી હોય તોપણ માનસિક રોગ જેમ મનુષ્યનો તેમ સંસ્થાનો પણ નાશ કરે છે. ઉપર કહેલાં નરેશ પદ્ધતિનાં ચાર કારખાનાંઓ એકે એકે તપાસવાનો આંહી આશય નથી. કેમકે તેમાં તો બહુ ગંદી વાતો કહેવી પડે. અને આ માસિકનો હેતુ રાજ્યો માટે સારૂં હોય તેનું પોષણ કરી, હીંદુસ્તાનને ઘણા કાળથી સદી રહેલી નરેશ પદ્ધતિને સજીવન કરવાનો હોવાથી, અમે એ પદ્ધતિની ત્રૂટીઓ વિસ્તારથી કહેવા ઈચ્છતા નથી. માત્ર એ ત્રૂટીઓ તરફ આ પેરેગ્રાફમાં ધ્યાન

ખેંચવામાં આવ્યું છે; કે જેથી સમજુ નરેશો, કાર્યકુશળ રાજ-પુરુષો, મિત્રતાનો સંબંધ ધરાવતા હોય એવા—પણ સારા નરેશ મિત્રો અને નરેશ પદ્ધતિ ઉપર કોઇ પાદશાહી સત્તા હોય તો તે શાહી સત્તા–આ સઘળાં બળો એકત્ર થઇ નરેશ પદ્ધતિના બચાવ માટે પ્રયત્ન કરે; તે શુભેચ્છામાંથી આ શબ્દો લખાયા છે.

હવે નરેશ પદ્ધતિનું છેલ્લું પણ સૌથી મહત્વનું અંગ લઇએ. ધર્મ ઉપરની નરેશોની આસ્થા એ એમનું હૃદય છે. ગમે તેવા રોગનો ઉપાય ધીરજથી કરવામાં આવે તો કદાચ શરીરનું સ્વાસ્થ્ય પાછું મેળવી શકાય છે. પણ આપણે હમેશાં નજરે જોઈએ છીએ તેમ, જેનું હૃદય-અવ્યવસ્થિત થયું હોય એવો મનુષ્ય, કોઇ વખત અણધારી રીતે–અચાનક હૃદય બંધ થવાથી જેમ મરણ પામે છે; એજ પ્રમાણે ધર્મની કે પ્રભુની ઉપર આસ્થા ન હોય એવાં ઘણાં રાજ્યો આપણે ઇતિહાસમાં અચાનક પડેલાં નથી જોયાં ? અને આજ પણ નથી જોઇ રહ્યા ? હૃદય ઉપર ધર્મનું સામ્રાજ્ય હશે તો એ હૃદયમાંથી દયાનો ધોધ વહેશે. અને જેમ સત્તા વિશેષ, પ્રજાની સંખ્યા વધારે તથા પ્રજાની સ્થિતિ જેટલે અંશે દયા પાત્ર, એટલે અંશે એ ધોધનું જોસબંધ વહન થયા કરશે. પ્રજાનું એમાંથી પાલન થશે, પ્રજાના સંતોષમાંથી નરેશોનું માનસ પોષાશે, અને શુદ્ધ થયેલા એ માનસમાંથી નરેશ સંસ્થાની શક્તિનું પોષણ અને વિકાસ થશે. આ ત્રણે શરીરના સ્વાસ્થ્યમાં નરેશ પદ્ધતિના પાયા નંખાયા છે. બાંધેલા મહેલોને દરવરસે સમારવા પડે છે અને નરેશ પદ્ધતિની અટારીઓને કાંઇ સમારકામની જરૂર જ નહીં એ માન્યતા તો રાજ્યોના શુભેચ્છકોને દુઃખ દઈ રહી છે.

મનુષ્ય સાથરે પડે છે ત્યારે પણ નિષ્ણાત વૈદ્ય ડૉક્ટર એના જીવનની આશા છોડતો નથી. તે પ્રમાણે નરેશ પદ્ધતિનું સ્વાસ્થ્ય સુધારવા માટે કાંઇ ઉપાય જ નથી એવું નથી. માત્ર નિષ્ણાત વૈદ્યની અને એ વૈદ્યની સલાહ પ્રમાણે દવા લેનાર નરેશની અગત્ય છે. પથ્યાપથ્યની જે સૂચનાઓ થાય તે બરાબર પળાતી હોય, પરિ-ચારકો સારા હોય તથા એક વખત શરીર સારૂં થયા પછી ફરીથી બગડે એટલી હદે ન જવા દેવાની વૃત્તિ, જેમ પથારીએથી ઉઠેલા માણસને થાય છે, તેમ જો " ફરીને કદી નહીં. " એવી પ્રતિજ્ઞા

નરેશ પદ્ધતિ લઇ લે તો 'અમને તો એમ લાગે છે કે જ્યારે આ બધું શેળભેળ થવા બેઠું છે ત્યારે પણ 'એ પદ્ધતિની હયાતીનો છેલ્લો પાસો નાંખી શકાય એવું છે.

અત્યારનો જમાનો સહાનુભુતિ અને સહકારનો છે. સંસારના બધા સ્વાર્થીને પોષનારી જુદી જુદી સંસ્થાઓ અત્યારે ઉભી થઈ રહી છે. અને એ સંસ્થાના બધા સભ્યો, પોતે માની લીધેલા હિતમાં માનનાર હોવાથી એકમત થઇને એ હિતને જાળવવા મથી રહ્યા છે. પણ આપણા નરેશો એમ માનતા જણાય છે, કે સિંહોનાં ટોળાં હોય નહીં. અને દરેક રાજા સ્વતંત્ર હોવાથી સહકારમાં, પોતાની વૃત્તિઓને બીજાની વૃત્તિઓમાં થોડી ઘણી સામેલ કરવી પડે એ એમની પદવીને યોગ્ય નથી. નરેશોની આવી માન્યતા કોણ જાણે કેમ બંધાઇ ગઈ છે? બહુ જુના કાળમાં નહીં પણ નજીકના ભૂતકાળમાં જ અમે તો જોયું છે કે રાજાઓ પોતાની પ્રજાની સાથે છૂટથી ભેળાતા હતા. રૈયત એ પ્રજા છે. અને પ્રજા એ બાળક વાચક શબ્દ છે, એની ખરી સમજણ એમનામાં હતી.

નરેશ પદ્ધતિ, લડાયક કાળમા ઉત્પન્ન થઇ છે. પણ પ્રજાની સાહાય્ય વગર, કોઇપણ નરેશને લડાઈ સિવાય દુશ્મનથી બચવાનો બીજો એકેય ઈલાજ નથી. આ વાત અત્યારે એટલા માટે ભુલાઇ ગઈ છે કે હીંદની નરેશ પદ્ધતિ ઉપર એક એવું સામ્રાજ્ય બીરાજે છે, કે જે સામ્રાજ્ય, નરેશોને પોતાના મિત્ર ગણી તેઓની મુશ્કેલીમાં મદદ કરે છે. એ મદદ ઉપર આધાર રાખીને પ્રજાની મદદની પોતાને જરૂર નથી એવું ભાન નરેશોને થઇ જાય એ ખેદજનક છે. જ્યારે લોકોનાં ટોળાંનું રાજ્ય થશે ત્યારે શું થશે, તેનું પણ જો નરેશોને યથાર્થ ભાન થઈ જાય, તો તેઓ પોતાના બાપદાદા જેવી સાદી જીંદગી ગાળવાવાળા, ખોટા એશઆરામથી દૂર રહેવાવાળા, જાતીય અવગુણોથી બચવાવાળા અને જાહેરમાં સર્વ જોઇ શકે એવા ચારિત્ર્યથી, લોકોના હૃદયમાં રાજ્ય ભક્તિ સ્થાપવા-વાળા બની જાય.

પણ એક કે વધારે રાજ્યો એકલાં ઉભાં રહીને આ સદ્વર્તન કરે, તેથી નરેશ પદ્ધતિનું સ્વાસ્થ્ય જળવાઇ રહે એવું નથી. બધા

નરેશોએ એકમત થઇને પોતાના સમગ્ર હિતને માટે, જે જે વાતની જરૂરીઆત લાગે તે તે બધી વાતો કબૂલ કરવી જોઇએ. તે પ્રમાણે પોતપોતાની રાજીખુશીથી રાજ્યતંત્ર ચલાવવું જોઇએ. પ્રકૃતિના દોષને લીધે કે પોતાના દોષને લીધે, કોઈ વખત નક્કી કરેલા તંત્રથી બીજી રીતે કાર્ય થઈ જાય, તો નરેશ સંસ્થાના બીજા નરેશો મિત્રતા ભરેલી જે સલાહ આપે, તે માનવાની તૈયારી હોય, તો નરેશોને ટકી રહેવા માટે આજ મોટા લશ્કરની જરૂર નથી. જીંદગી ભોગવવા માટે જે સમયે જે જે સાધનોની અગત્ય હોય, તે તે સાધનો વાપરવાં, એજ હયાતી માટે પુરતું છે.

ઘણાં વરસો સુધી રાજાઓને એકબીજાથી અલગ રાખવામાં આવ્યા હતા. પરિણામે એકે એક રાજ્યના જુના મોભાઓનો ધીમે ધીમે હ્રાસ થતો ગયો. પણ એ હ્રાસ થવાનું કારણ માત્ર સાર્વભૌમસત્તા જ હતી એમ માની બેસવું એ બરાબર નથી. નળ રાજામાં પ્રવેશ કરવા માટે એની કાંઇક ભૂલ થવાની રાહ, કળીયુગ જોઇ રહ્યો હતો. તેજ પ્રમાણે નરેશોના રાજ્યમાં દખલગીરી કરવા માટે નરેશોની ભૂલની રાહ જોવાઈ હોય તો તેમાં રાહ જોનારનો દોષ નહીં, પણ નરેશોની પોતાની ભૂલનો છે. આ હકીકત જેઓ કબૂલ કરે છે તેઓ સર્વ મળીને પોતાનું સ્વાસ્થ્ય સાચવી શકશે એમ નથી લાગતું ? ચેંબર ઓફ્ પ્રિન્સીસમાં સઘળા રાજાઓ સાથે મળીને સર્વને સામાન્ય એવું હિત, વગર મતભેદે સાધી શકે એવું છે. મુશ્કેલીના સમયના સામર્થ્યનું જેમને ભાન થયું હોય, તેઓ સહજ સમજી શકે એમ છે, કે નરેંદ્રમંડળના નરેશ સભ્યોએ, જેઓ એ મંડળમાં ન હોય તેઓને સાથે લઇ, સર્વને સામાન્ય એવું વિચાર બળ જમાવી, તે વિચારબળ દ્વારા બધાને કબૂલ રહે એવી રાજ્ય ચલાવવાની એક પદ્ધતિ ઘડી કાઢવી જોઇએ.અને પછી રાજી ખુશીથી દરેક રાજા પોતાના તેમજ સમગ્ર નરેશમંડળના હિત માટે એક કમિટી નીમી, એ કમિટીએ નક્કી કરેલી પદ્ધતિ પ્રમાણે વર્તે તો કોઈપણ સમજુ સમજી શકે એવી વાત છે, કે થોડા વખતમાં હીંદમાં જે નવું રાજ્ય બંધારણ થવાનું છે, તેમાં ચુંટણીની ધમાધમી અને મતભેદના

ટંટાને પરિણામે, એસેંબ્લી તથા કૌંસીલ ઓફ સ્ટેટમાં જે જુદા જુદા પક્ષો (પક્ષ એટલે જ મતભેદ અને મતભેદ એટલે કરવા ધારેલા કાર્યમાં આવતી મુશ્કેલીઓ.) પડશે તેમાંથી રાજ્યો ઉગરી જશે આ વાત સિદ્ધ છે તો હીંદનો બીજો ભાગ અનુભવથી ઘડાઈને લોકોને સંતોષ થાય એવું રાજ્યતંત્ર ચલાવે એવું થાય તે પહેલાં, નરેશો સાથે મળી એક યોજના તૈયાર કરી પોતપોતાનાં ઘર એ યોજનાના અમલથી સાફ કરવાનો પ્રયત્ન કરે તો હીંદના રાજાઓ સ્પષ્ટ બતાવી શકે એવુ છે કે જેને નાબૂદ કરવા હીંદ મથ્યા કરે છે તેની પ્રજા હીંદના ભાગ કરતાં વધારે સુખી છે.

લોકશાસન અને રાજ્યશાસન એ બેમાં રાજશાસન લોકોનું વધારે હિત કરી રહ્યું છે, એમ સ્પષ્ટ બતાવી આપવામાં રાજાઓની સલામતી છે. બ્રિટીશ હીંદના પ્રોપેગેન્ડાની સામે રાજ્યો પ્રોપેગેન્ડા કરી શકે એમ નથી. અને કદી એવું કરવામાં આવશે તો પણ રાજ્યોના એક પ્રોપેગેન્ડાના કૃત્યની સામે બ્રિટિશ હીંદમાંથી એ જ પ્રકારનાં બીજાં વીશ પ્રોપેગેન્ડાનાં કૃત્યો થશે. જેમ જનાના સ્ત્રીઓનાં વદનો બહારની સ્ત્રીઓએ કદી ન જોયાં હોય, તેઓ સમજી શકે નહીં તેમ અત્યારે રાજ્યો સંબંધી વર્તમાનપત્રોમાં આવતાં લખાણો ઉલટું પારાવાર નુકસાન કરી રહ્યાં છે એમ અમને લાગે છે. નરેશની શુદ્ધ વર્તણુંકની જનસમાજને ખાત્રી રહે એવું બને અને પ્રજાના હિત માટે આપવા પડે તો ભોગ આપવા પણ નરેશો તૈયાર થાય તો બસ છે. જીંદગીને બચાવવા માણસ મોટા ભોગ આપવા તૈયાર થાય છે તો નરેશપદ્ધતિ પોતાની હયાતી માટે આટલું પણ ન કરી શકે ?

હવે વિશેષ કહેવાનું મન થતું નથી. આ લેખનાં કેટલાંક વાક્યોમાં ન ગમે તેવી કેટલીક સ્પષ્ટ વાતો લખાઈ ગઈ છે એનું અમને ભાન છે. પણ એ નરેશપદ્ધતિની સામેના અમારા વિરોધને લીધે નથી, પણ એના ભવિષ્યને વિષે જે શંકાઓ રહે છે તેમાંથી ઉત્પન્ન થતા ખેદને લીધે એ વાક્યો નીકળી ગયાં છે. હીંદુસ્તાનમાં હૈદ્રાબાદ, બરોડા, મ્હૈસોર, ગ્વાલીયર, વગેરે ઘણાં મોટાં રાજ્યો છે. તેમજ રજપુતાના સાથે બીકાનેર વગેરે એવાં બીજાં પણ ઘણાં રાજ્યો છે કે જેઓ સાથે મળીને રસ્તો કાઢી શકે એમ છે. પણ-

ચેંબર ઓફ પ્રિન્સીસમાં જે જોઇ શકાયું છે તે ઉપરથી અફસોસ થાય છે, કે આ મંડળમાં કોઈપણ મોટા રાજ્યના રાજા, પોતાની ખુશીથી નાના રાજા સાથે ચર્ચામાં ઉતરે એવી સ્થિતિ નથી. કોણ જાણે શા કારણથી એમનામાં પરસ્પર વિશ્વાસ નથી, અને તે એટલે સુધી કે બે નરેશો પણ એકદીલથી એ મંડળમાં સાથે કામ કરતા જોવામાં આવતા નથી. એટલે જ્યાં સુધી કોઈ એક નરેશ હિંમતથી અને સ્વાર્પણથી તથા આપવો પડે તો સ્વાર્થનો પણ ભોગ આપીને સર્વને સાથે કરી શકશે નહીં ત્યાંસુધી ઉપર કહેલી બધી વાતો સ્વપ્ના જેવી છે.

બીજાં મોટાં રાજ્યો સાથે સરખાવતાં રાજ્ય તો નાનું હતું પણ તે રાજ્યના રાજકર્તા આજ નથી. એ નરેશ અત્યારે હોત તો એણે આ પ્રયાસ ગમે તે ભોગે કર્યો હોત એમ કહ્યા વગર રહેવાતું નથી. જામનગરના મર્હુમ મહારાજા રણજીતસિંહજી. ગમે તેવો મતભેદ છતાં પળવાર સર્વને સાથે કરી દેવાની શક્તિ એમનામાં હતી. શોધતાં કોઈ એવું અત્યારે નહીં મળે ?

ઓક્ટો. '૩૫.



# ક્લેશનું વાતાવરણ.

કોઇ પણ દેશનું રાજ્ય શાંતિથી ચાલવા માટે જે એક ખાસ અગત્યના ગુણુની જરૂર છે, તે રાજ્યસત્તા ઉપરનો જનસમૂહનો વિશ્વાસ અને રાજ્યપ્રકરણી બાબતોમાં રાજ્યની પ્રવૃત્તિની યોગ્યતા માટે લોકોનો એકમત છે. ધર્મમાં જુદાં જુદાં મંતવ્યો છતાં દરેક ધર્મનો નિયંતા જેમ એક છે; તેમ લોકોમાં પોતપોતાના અંગત સ્વાર્થ માટે ગમે તેવા વિચારો હોય છતાં જનસમૂહના સમગ્ર હિતમાં તો રાજ્યસત્તા નિષ્પક્ષપાતપણે અધિકાર ભોગવે છે એવી માન્યતા લોકોમાં હોય ત્યાં તે રાજ્યનું જીવન–રાજા અને પ્રજાનું જીવન–સુખમય જોગવાઇ શકે છે.

ધર્મ અને ચારિત્ર્ય એ બેયનો સારો સમન્વય જોઇએ એ વાત કબૂલ થયા છતાં એમ કહ્યા વગર રહી શકાય તેમ નથી કે ગાંડી ધર્મભાવનાના મતભેદને લીધે એ ગાંડપણુ વ્યવહારમાં દાખલ કરીને લોકસંગ્રહ ભાંગી જાય એવો ઝઘડો પ્રજામાં જ્યારે દાખલ થાય ત્યારે એ પ્રજાના ગ્રહો ઉંધા બેઠા છે એમ સમજવું.

અત્યારે જગતમાં મતભેદનો કાળ છે. કલહનું જીવન સર્વત્ર પ્રસરી રહ્યું છે. પ્રજાના શિક્ષણુમાં કોણુ જાણે એવું શું સૂત્ર પેસી ગયેલું દેખાય છે કે એ શિક્ષણુના મૂળમાં કુસંપનું જળ પવાતું હોય એમ કબૂલ કર્યા વગર ચાલતું નથી. ઘરમાં ક્લેશ, કુટુંબમાં ક્લેશ, જ્ઞાતિમાં ક્લેશ, જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે ક્લેશ, કોમે કોમમાં ક્લેશ, રાજા પ્રજામાં ક્લેશ, એક દેશની પ્રજાને બીજા દેશની પ્રજા સાથે ક્લેશ, એક દેશની સત્તાને બીજા દેશની સત્તા સાથે ક્લેશ, વિચારભેદ અને મંતવ્યોના તફાવતને લીધે મિત્રોમાં પણુ ક્લેશ: આમ ચારે તરફ અત્યારે તો ક્લેશનું વાતાવરણુ દેખાય છે. કોઇ

અંતિમ ધ્યેય પાર પાડવા માટે પ્રભુએ આ સ્થિતિ ઉત્પન્ન કરી હશે કે પ્રજાના કોઇ મહાપાપના ફળની શિક્ષા માટે–પ્રજાના કોઈ મહા-પાપમાંથી–આ સ્થિતિ ઉત્પન્ન થઈ હશે તે સમજી શકાતું નથી. પણ જે સ્થિતિ છે તે ખેદકારક છે એમ સહજ સમજાય છે.

કોઇ પ્રજા ઉપર સ્વદેશની જરાક સત્તા હોય છે ત્યારે તો આવું ક્લેશમય જીવન પણ સહન કરી શકાય એવું હોય છે. કેમકે સત્તાનું માનસ પણ એ દેશનું હોઇને જનસમૂહના માનસ સાથે થોડી ઘણી પણ સગાઇવાળું હોય છે. પણ જ્યાં પ્રજા અમુક માનસની, અમુક પ્રકારના ઉછેરવાળી, લાંબા કાળથી જડાઈ ગયેલા સંબંધવાળી હોય, તેના ઉપરની રાજ્યસત્તા તેની સાથે મેળ ન ખાય એવા માનસવાળી કે એવી ઉંધી પ્રકૃતિમાં જડાઇ ગયેલી હોય ત્યારે એ રાજ્યતંત્ર લાંબો કાળ એક સરખું જરૂર ચાલી શકે નહીં. એમાં વીખવાદનાં મૂળ છે. અને તે સંબંધ તૂટ્યા વગર દીર્ઘકાળ નભી શકતો નથી.



# નવા થતા અધિકારીને.

૧. તમે એક જવાબદાર ઑફીસર નિમાયા પણ નિમાવાથી ઑફીસર થવાતું નથી. નિવડવાથી થવાય છે એ વાત યાદ રહે.

૨. ઑફીસર મોટો સેવક છે. હુકમદાર નહીં. સેવાના પ્રમાણમાં એને માણસોની સહજ તાબેદારી મળે છે, કે જે તેનું ખરૂં વેતન છે. એ હુકમદારી નથી પણ સેવાનો લાભ મેળવનારાઓએ સ્વેચ્છાથી આપેલાં (Respect) માનબુદ્ધિ અને Regard નું પ્રતિબિંબ છે.

૩. અધિકાર એ સેવા કરવાની એક Opportunity તક છે. તેને યોગ્ય ન નિવડનાર પાસેથી પ્રભુ **એ લઈ લે છે.** એ વાત ખૂબ યાદ રહે.

૪. શિખામણ નકામી છે. સ્વાનુભવ જ કામનો છે એટલે વધારે નથી કહેતો જો હું જોઇ શકયો છું તે ભક્તિભાવ તથા માન મારે માટે તમને ખરેખર હોય તો તમારા લાભની એ વાત છે કે તમારે મારા જીવન તરફ દૃષ્ટિ રાખીને જીંદગી જોગવવી. મારા અવગુણો સુદ્ધાંતનું અનુકરણ કરશો તોય સહી સલામત રહેશો.

૫. સહુ કહેવાનો એક કહેવામાં સમાવેશ થઈ જાય છે તે એ છે, કે તમે સારૂં ન કરી શકો તો અડચણ નથી પણ તમે અંદર જેવા હો તેનાથી બીજા દેખાવાનો પ્રયત્ન ન કરશો. વર્તણુક અને વિચારોનો સંબંધ બરાબર જાળવી રાખવો; હશો એવા જણાશો—પછી તેમાં ભલે દોષ હોય—તો લોક વિશ્વાસ પામશો. હઇએ તેથી બીજા થવામાં મહત્તા નથી. હઈએ તેવા જણાઇ રહેવામાં ચારિત્ર છે. હઇએ તેથી

સારા દેખાવાનો દંભ ચારિત્રભંગનું પહેલું પગથીઉં છે. એક વખત એ સીડી ઉતરવાની શરૂઆત થઈ કે જીંદગી ઉંધે રસ્તે વળશે. લોક ભરોસો જશે. લોકનો વિશ્વાસ આપણે હઇએ તેવા દેખાઇ રહેવાથી જ પ્રાપ્ત થાય છે. અને એવો વિશ્વાસ એજ ખરી સેવાનો અવકાશ આપે છે. પણ માત્ર વિશ્વાસ મેળવવાના ઇરાદાથી આપણે હઇએ તેવા જણાઈ રહેવાનો પ્રયત્ન કરવાનો નથી. આપણે હઇએ તેથી બીજી રીતે બની શકીએ નહીં, માટે જ તેવા ખુલ્લા જણાઇ રહેવા વર્તવું. વિશ્વાસ તો એ વર્તણુકની પાછળ ચાલવો જોઇએ એનું ધ્યેય ન થવું જોઇએ.

૬. સેવામાં જે મજા છે, તે હુકમ મનાવાથી થતી કૃતકૃત્ય ભાવનામાં નથી. સેવા કરી શકનારને જ તે કરવાની તક પ્રભુ આપે છે. ને તેવી સેવામાં જે બદલો છે તે તો તેનું સહજ ફળ છે. એ એનું મૂળ નથી. સેવા વેતન માટે નથી. વેતન તો સેવાને છેડે ઉગતું ફળ છે.

૭. તમારા ઉપરીઓ તરફ સદા માનથી વર્તજો, જો હાથ નીચેના તમારા તરફ માનથી વરતે એમ ઇચ્છતા હો તો. હાથ નીચેના માનથી ન વરતે તો તે તેની ખામી છે. તમને એ સામુ અપમાન કરવાને છુટ આપનારી સરત નથી. ગુન્હાઓ માફ કરવાથી એ વધે છે, એ ખરૂં હશે પણ એથી ઉલટું એ પણ ખરૂં છે, કે માફ કરનારની હાજરીમાં માણસો ગુન્હો કરતાં શરમાતાં પણ શિખે છે. ફળ એ થાય છે, કે બીકથી જ્યારે માત્ર ગુન્હા થતા અટકે છે ત્યારે માફી, માણસને ગુન્હાના સ્વભાવમાંથી સુધારે છે.

૮. જે ધણીની નોકરી છે તેના તરફ સદા દૃષ્ટિ રાખવી છેવટ સેવા એ મોટી જવાબદારી છે. લખવા બેઠો ત્યારે બે ચાર સાફ સત્યો કહી નાંખવા ઇચ્છેલું. લખતાં લખતાં ફીલોસોફી થઇ ગઇ. પણ એનો સાર લાભનો છે.

૯. બીજાના વાંક માટે આપણને જે રીસ અને શિક્ષા કરવાની ઇચ્છા કે પ્રવૃત્તિ થાય છે, તેવીજ આપણી તુટીઓ માટે પ્રભુને થાય તો આપણી શી દશા થાય, એ ભાન સદા દૃષ્ટિ આગળ રહે. ઉન્નતિનો એથી વધારે સારો ઉપાય હજી મારા જોવામાં નથી

આવ્યો. ગુસ્સો થઇ જાય અને ત્યાર પછીની બીજી જ ક્ષણે એમ થઇ જાય કે "અરે આ મને શું થયું ?" તો સમજવું કે પ્રભુની કૃપાની આંખ તમારાપર છે. જો તમારા ગુસ્સાથી માણસને તમે સુધાર્યો એ ભાનનો તમને સંતોષ થાય તો તમારે બ્હીવું, કેમકે તેમાં તો તમે સેતાનની મેમાનદારી સ્વીકાર્યા જેવું થશે. એમાં તમને મહા અનર્થ થશે. ક્ષમામાં જે સત્તા છે તે શિક્ષા–સામર્થ્યમાં નથી

૧૦ તમે પરબારા અમલદાર નીમાયા છો, તેથી ઘણાને તમારી ઇર્ષા થશે. મને એ અનુભવ છે. બીજાની એ ઇર્ષાને મેં મારી હુકુમતથી નથી તોડી. અધિકારી નિમાયા છતાં મેં કારકુન કરે તે કામથી શરૂઆત કરી. હુકમ આપવા કરતાં હું જાતે લખવા મંડયો. તેમ તમે પણ તમારા ખાતાના નાનામાં નાના કલાર્કના કામથી શરૂ કરી અધિકારીનાં કામ સુધી જાતે કામ કરી અનુભવ લેશો તો દરેક હાથ નીચેના માણસનું માન તમે મેળવશો અને તમારા જ્ઞાનનો તાપ એ દરેકને સીધા રાખશે. માટે અધિકારી છતાં નાના થઇ જશો. મોટા થયા છતાં ન જાણતા હો તે માટે નાનાને પૂછતાં શરમાશોમાં. એમાં માન ઓછું નથી થતું પણ વધે છે. પણ ઘણી વાતની એક વાત એ કે તમે દરેક ઑફીસનુ કામ **શીખીને પછી** જ અધિકારની ખુરશીએ બેસશો. તમારો દાખલો હું બીજાને આપી શકુ એમ કરશો. મારી પસંદગીને શોભાવશો.

૧૧. તમે મારી સારી સેવા કરી છે. અને સંતોષ આપ્યો છે. હું તમને શું આપી શકયો છું તે તો તમે જાણો. પણ અત્યારે તમે બીજે જાઓ છો ત્યારે મારી હૃદયની શુભેચ્છાઓ તમારી સાથે છે.*



* આ પત્ર, મી. દામોદર બી. ભટ્ટ કે જેઓ સર પ્રભાશંકરના પર્સનલ સેક્રેટરી હતા તેમની આસિ૰ ટ્રાફિક સુપ્રિ૰ તરીકે જ્યારે નીમણૂક થઈ ત્યારે સને ૧૯૨૬ માં તેઓ ઉપર લખાયેલો છે.

# નરેન્દ્ર મંડળ

અને

# સાર્વભૌમ સત્તા.

## વિભાગ ત્રીજો.

# સાર્વભૌમ સત્તા અને દેશીરાજ્યો.

એકવાર લંડનમાં મળેલી આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા કરનારી એક સભામાં હીંદુસ્તાનનાં દેશીરાજ્યોના વહીવટમાં બ્રિટિશ સરકારની હસ્તક્ષેપ કરવાની સત્તા કેટલે અંશે છે, તે સંબંધી રસમય ચર્ચા ઉપસ્થિત થઈ હતી બ્રિટિશ રાજદ્વારીઓ સામાન્યતઃ એવો અભિપ્રાય ધરાવતા હતા કે દેશીરાજ્યોની સાથે બ્રિટિશ સરકારને જે સંધીઓ થઈ છે, તેની રૂએ દેશી રાજ્ય વહીવટમાં બ્રિટિશ સત્તા હસ્તક્ષેપ કરી શકે છે. જ્યારે ત્યાં હાજર રહેલા દેશીરાજ્યોના મુત્સદ્દીઓનો અભિપ્રાય સ્વાભાવિક રીતે જ આ કરતાં ઉલટો હતો. એટલે કે તેઓ એવી દલીલ કરતા હતા, કે તેઓની સાથે થએલા કરારો પ્રમાણે તેઓના અંદરના કારભારમાં સરકાર બીલકુલ વચમાં આવી શકે નહીં એવો હક તેમને કરારોથી પ્રાપ્ત થએલો છે. આ ઉભય માન્યતામાં અર્ધસત્ય છે.

બ્રિટિશ સત્તા સાર્વભૌમ સત્તા છે એ સાવ સાચું છે "Paramount Power" એ શબ્દમાં જ સાર્વભૌમપણાનો ભાવ રહેલો છે. એટલે બ્રિટન સાર્વભૌમ સત્તા છે કે કેમ એ ચર્ચા તો નિરર્થક છે. પરંતુ ભૂતકાળમાં થએલી સંધીઓનો કેવળ આધાર લઇ, દેશી રાજ્યોના વહીવટમાં બ્રિટિશ સરકાર કિવા સાર્વભૌમ સત્તા હસ્તક્ષેપ કરવાનો અધિકાર ભોગવે છે એમ કહેવું એ તો ખરૂં નથી. તેમ એક રાજ્યમાં આ સત્તાએ હસ્તક્ષેપ કર્યો કે તેને કરવો પડ્યો એટલે બીજા રાજ્યમાં પણ તેમ કરવાનો તેને અધિકાર પ્રાપ્ત થાય છે એ કહેવું પણ યથાર્થ નથી; કારણકે બ્રિટિશ સરકારને દેશી રાજ્યો સાથે જે જે સંધીઓ કે કરારો થયાં છે, તે એક સરખાં

કારણોને અંગે તેમજ એક જ પ્રકારની પરિસ્થિતિમાં થએલાં નથી. વળી એ સંધીઓ અનુકુળતા અને ઉપયોગિતાની દૃષ્ટિથી કરવામાં આવી છે અને તેમ કરતાં રાજ્યોની મહત્તાનો કે તેની મર્યાદાનો તુલનાપૂર્વક વિચાર કરવામાં નથી આવ્યો. દાખલા તરીકે જ્યારે ઇસ્ટ ઇંડિયા કંપની અસ્થિર સ્થિતિમાં હતી ત્યારે લોહારૂના* નવાબ સાથે જે સંધી કરવામાં આવેલી તે કેવળ મૈત્રીભાવદર્શક સંધી છે. પરંતુ કંપની સરકાર નિઃસંશય સ્થપાઇ ચૂકયા પછી જ્યારે પેશ્વાઇનો અંત આવ્યો અને બીજાં મરેઠી રાજ્યોની સત્તા પણ શિથિલ થઇ ત્યારે પોતાની પ્રતિષ્ઠા અને કુળના સંરક્ષણ અર્થે જેના પૂર્વજો ભૂતકાળમાં મોગલ સામ્રાજ્ય સામે ઝુઝેલા તે ઉદેપુરના+ મહારાણા સાથે કરવામાં આવેલી સંધી સાર્વભૌમપણાની અને સ્વાધીનતાની જ દૃષ્ટિથી કરવામાં આવી છે.

અર્થાત્ કે દેશી રાજ્યોમાં હસ્તક્ષેપ કરવાનો આધાર દેશી રાજ્યો સાથે થએલા કોલ કરારો કે સંધીઓ છે અને તેથી જ સાર્વભૌમપણાનો હક પ્રસ્થાપિત થાય છે એવી જે કેટલાક બ્રિટિશ મુત્સદ્દીઓની માન્યતા છે એ ન્યાય પૂર્વક નથી. વળી મહારાણીના ઢંઢેરામાં તેમજ મોંટેગ્યુ–ચેમ્સફોર્ડ યોજનામાં પણ બ્રિટિશ સરકારનો આ દૃષ્ટિએ દેશી રાજ્ય વહીવટમાં દરમિયાનગીરી કરવાનો હક છે એમ કયાંઈ કહેવામાં આવ્યું નથી.

આમ છતાંય, સાર્વભૌમ સત્તાની સત્તા સામે કે દેશીરાજ્યોના વહીવટમાં હસ્તક્ષેપ કરવાના તેના અધિકાર સામે વિરોધ નથી. પરંતુ એ સત્તા અને અધિકાર, ઉપર કહ્યું તેમ જે રીતે ઉત્પન્ન કરવામાં આવે છે, તે વિચારસરણિ સામે વિરોધ છે. કારણકે ખરૂં જોતાં એ અધિકાર, થએલી સંધીઓ કે પ્રસંગોપાત થએલા કોલકરારોમાંથી નથી ઉત્પન્ન થતો, પરંતુ રાજકર્ત્તાના ગુણો અને તેઓની વર્તણુકમાંથી ઉત્પન્ન થાય છે. અને જ્યાં જ્યાં રાજકર્તાના ગુણો અને વર્તણુકને અંગે ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન થવાનો ખાત્રી ભર્યો

*૨૨૨ ચો. મા. ના વિસ્તારવાળું અને વાર્ષિક ૬૬ હજારની આવકવાળુ પંજાબ પ્રાંતમા એક દેશી રાજ્ય. જુઓ "એચીસનટ્રીટી" પુ. ૬, પૃષ્ટ ૧૦.

+ઉદેપુર–રાજપૂતાનામા ૧૨૭૫૩ ચો. મા. ના વિસ્તારવાળું અને વાર્ષિક ૨૫ લાખની આવકવાળું દેશી રાજ્ય. જુઓઃ–"એચીસનટ્રીટી" પુ. ૩, પૃષ્ટ ૧૭.

સંભવ હોય ત્યાં ત્યાં સાર્વભૌમ સત્તા સારા વહીવટ નિમિત્તે હસ્તક્ષેપ કરવાનો અધિકાર ધરાવે છે, એ ઠીક છે. નળરાજામાં કળીયુગ ત્યારે જ પ્રવેશ કરી શકયો કે જ્યારે તે પોતાના ધર્મને ભુલી ગયા. આ રૂપક સૂચવે છે, કે રાજકર્ત્તાના ગુણ અને વર્તણુક જ્યાં સુધી અબાધિત હોય ત્યાં સુધી દેશીરાજ્યના વહીવટમાં હસ્તક્ષેપ કરવાનો સાર્વભૌમ સત્તાનો અધિકાર નથી.

રાજકર્ત્તાના ગુણ સાથે પ્રજાને ખાસ સંબંધ નથી હોતો પરંતુ એ ગુણ જ્યારે ગેરવર્તણુકના રૂપમાં પરિણમે છે, ત્યારે જ સ્વાભાવિક રીતે સાર્વભૌમ સત્તા પોતાનો અધિકાર ભોગવી શકે અથવા તેને અધિકાર ભોગવવાની લાલચ થાય; નહીં કે અગાઉ થએલી સંધીઓ કે કરારોથી એ અધિકાર ભોગવવાની સત્તા પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ ઈન્દોરમાં સાર્વભૌમ સત્તાએ જે દરમિયાનગીરી કરી તે કરવાનો તેનો અધિકાર વાજબી હતો કે નહીં, તે જો ઇન્દોર મહારાજાએ ભૂતકાળને સ્મરણમાં લાવી સ્વયં પ્રેરણાથી પોતાની પ્રતિષ્ઠા જાળવવા અને ગાદી વારસના હકનું સંરક્ષણ કરવાના હેતુથી ગાદી ત્યાગ ન કર્યો હોત તો નીમાયલા કમીશન સમક્ષ ઓછામાં ઓછું એટલું તો સિદ્ધ થઇ જાત કે કોલકરાર કે સંધીઓ એ દેશીરાજ્યમાં હસ્તક્ષેપ કરવાનું કાયદેસર કારણ નથી. જ્યારે નિઝામ રાજ્યમાં અને છેલ્લે ઇડરમાં સાર્વભૌમ સત્તાના અધિકારનો જે ઉપયોગ કરવામાં આવ્યો છે તે રાજકર્તાના ગુણ તેમજ વર્તણુક જેટલે અંશે પ્રજા ઉપર સીધી અનિષ્ટ અસર કરનારાં ગણાયાં છે તેટલે અંશે તે અધિકારનો ઉપભોગ વાજબી હતો એમ કહેવું પડશે.

ઓકટો. '૨૭.



# સાર્વભૌમ સત્તા.

## ( Paramount Power )

**સરકાર ક્યારે હસ્તક્ષેપ કરી શકે ?**

દેશી રાજ્યોની આંતરિક સ્વતંત્રતા છે તે વાત ઇતિહાસ અને કરારોમાં સિદ્ધ છે. અને તેમાં સરકારને વચમાં પડવાનો બીલકુલ હક નથી. પણ તેની સાથે એટલુ ખરૂં કે એ સ્વતંત્રતા કબૂલ રાખવાની સાથે બહારના આક્રમણથી કે પ્રજામાં થયેલા અસંતોષને લીધે થતાં હુલ્લડોથી બચાવવાની સરકારે લીધેલી જવાબદારી બદલ સંસ્થાનોએ પરરાજ્યો સાથેનો સંબંધ સરકારને સોંપ્યો છે. એટલા માટે ( ૧ ) પરરાજ્ય સાથે નાહકનું તોફાન થાય અથવા તો ( ૨ ) પોતાની પ્રજામાં હુલ્લડ જેવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે એ બાબતમાં સલાહ આપવા અને તે સલાહ પ્રમાણે કરાવવાની સરકારની સુસ્પષ્ટ ફરજ છે. એટલે એવે પ્રસંગે હસ્તક્ષેપ સહજ કરવો પડે; એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

**તપાસ કમિટિનો હેતુ.**

એ બે પ્રસંગો સિવાય રાજ્યની અંદર ચાલતાં કામોમાં સલાહ આપવાનો કે એ સલાહ પરાણે પળાવવાનો સરકારને હક નથી. એવા પ્રયત્નો માત્રઃ અસંતોષ અને પરસ્પરનો અણવિશ્વાસ ઉત્પન્ન કરે છે. વળી રાજ્યોની આંતરિક સ્વતંત્રતા કરારોમાં કબૂલ કર્યા છતાં સરકારના કોઈ કોઇ અમલદારોની ભલામણથી એ હસ્તક્ષેપ સકારણ છે, એવાં ખોટાં બાનાં નીચે આંતર વહીવટમાં વચ્ચે આ-વવું, એ જેમ એક તરફથી વચન ભંગ છે, તેમ બીજી તરફથી જે બે સત્તાએ પરસ્પરના વિશ્વાસથી સાથે રહેવામાં પરસ્પરનું હિત છે એમ માનવું જોઇએ, એ હિત સમજવાની અશક્તિની નિશાની

છે. પોતપોતાના પરિધમાં બન્ને સ્વતંત્ર છે; એ નીતિ બરાબર પળાશે નહીં તો જેમ બ્રિટિશ હીંદમાં સાચાં કે ખોટાં ગમે તે કારણથી અસંતોષનો પવન વાય છે તેવો પવન મુંઝાએલાં રાજસ્થાનોમાં પણ ઉત્પન્ન થવાનો ભય છે. અત્યારે જ જો રાજસ્થાનોના મોટા ભાગમાં મનદુઃખ ન હોત તો બટલર કમિટિને નીમીને ખરી વસ્તુસ્થિતિનો તપાસ કરાવવાની ઇચ્છા જેમ રાજસ્થાનોને થાત નહીં તેમ તે નીમવાની અગત્યતા સરકારને પણ લાગત નહીં. એ કમિટિ નીમાઈ છે એ જ બતાવી આપે છે, કે સરકારને આ સવાલનો તલસ્પર્શ કરવાનું ડહાપણભરેલું લાગે છે.

**સાર્વભૌમ સત્તાનો ઉપયોગ ક્યારે થઈ શકે ?**

સંભવ છે કે સરકાર તરફથી એવી દલીલ થાય કે રાજ્યોની આંતરિક સ્વતંત્રતા છતાં પણ સરકારને યોગ્ય લાગે ત્યારે સરકાર સાર્વભૌમ સત્તા હોવાથી એ સાર્વભૌમ સત્તાના અંગમાં જે અધિકાર રહ્યો છે તે અધિકાર વાપરવાનો તેનો હક છે. આ માન્યતામાં વિચારની ભૂલ છે. સરકાર સાર્વભૌમ સત્તા છે એ વાત સંસ્થાનો ના પાડી શકે એવી નથી. પરસ્પર કરારના સંબંધથી જોડાયા છતાં બે ભાગીદારમાં જે મોટો ભાગીદાર હોય તે વધારે સત્તાવાન હોઇ શકે એ ન્યાયે સરકારનું સાર્વભૌમપણું રાજ્યોએ કબૂલ રાખવું જોઇએ અને તે કબૂલ રાખે છે એ વાતમાં શંકા નથી. પણ એ સાર્વભૌમપણાનો ઉપયોગ કેવે પ્રસંગે થઇ શકે એ વિચારણામાં જ માત્ર સમજફેર છે. સરકાર એમ માનતી લાગે છે, કે અમે સાર્વભૌમ સત્તા હોવાથી ક્યારે વચમાં પડવું અને ક્યારે ન પડવું એના નિશ્ચયનો આધાર અમારા મત ઉપર છે. જ્યારે ખરી હકીકત તો એમ હોવી જોઈએ કે રાજાની અનિચ્છનીય વર્તણુક હોય, અને એ વર્તણુકના પરિણામે રાજ્યનું રક્ષણ કરવાની જરૂરીઆત ઉભી થવાનો સંભવ હોય, ત્યારે એવી વર્તણુક અટકાવવા ખાતર માત્ર સાર્વભૌમ સત્તાનો ઉપયોગ થઇ શકે એ સત્તા સ્વયં સજીવ નથી પણ એ સત્તા બીજાના ગુન્હામાંથી ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે કોઈપણ દેશના "લૉર્ડ ચીફ જસ્ટીસ" ની હકુમત ( Jurisdiction ) તે દેશના મોટામાં મોટા માણસથી માંડીને ગરીબમાં ગરીબ માણસ ઉપર છે. પરંતુ તે સત્તાનો ઉપયોગ એ પોતે "લૉર્ડ ચીફ

જસ્ટીસ " છે તેથી જ કરી શકતો નથી. એ હકુમતનો ઉપયોગ થવાને માટે જેના ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે તેનામાં ગુહ્નાની આવશ્યક્તા ઉભી થવી જોઇએ. અથવા બીજો દાખલો લઇએ તો વીજળીના કારખાનાના તારોમાં જે શક્તિ છે તે તાર, અંધારૂં મટાડવા દીપક કરવા માટે તેની "સ્વીચ" જ્યાંસુધી દબાવવામાં આવે નહીં ત્યાં સુધી-જો તે સજીવ હોય તો તેને અડતાં માણસને મારી નાંખે એવો જબરદસ્ત છતાં ઉજાસને લીધે તેની જરૂર ન હોય ત્યારે તે-બીલકુલ જીવ વિનાનો રહે છે, તેમ આ સાર્વભૌમપણાનું પણ છે.

**અત્યારની શંકાની સ્થિતિ.**

સાર્વભૌમપણાના ઉપયોગ માટે વચમાં પડી શકાય એવો રાજકર્તાનો કાં તો ગુહ્નો હોવો જોઇએ, અથવા તો ત્યાં એવું અંધારૂં હોય કે જ્યાં અજવાળાની ખરેખર આવશ્યક્તા હોય. એ સિવાય સાર્વભૌમપણું હોવાનો માત્ર સબબ જ હસ્તક્ષેપનું કારણ બની શકે નહીં. પરસ્પર જો આ વાત સમજાઇ જાય તો જેમ સરકાર નાહકનો હસ્તક્ષેપ કરે નહીં તેમ રાજ્યો હસ્તક્ષેપ થવાની સ્થિતિનું ખરૂં ભાન હોવાને લીધે એવી સ્થિતિ ઉત્પન્ન થવા દે નહીં. અત્યારે તો આ ભાનના અભાવે સરકાર કોણ જાણે ક્યારે વચમાં પડશે એવો ભય રાજ્યોને રહે છે. તેમ સરકારના અધિકારી, સાર્વભૌમ સત્તા ગમે ત્યારે વચ્ચે પડી શકે છે એવું માનતા હોવાથી પૂરતા સબબ વગર હસ્તક્ષેપનો આગ્રહ કરી બેસે છે. શંકાની આ સ્થિતિનું નિવારણ થવું ઘટે છે. એમાં બન્ને પક્ષનું હિત છે.

**સાર્વભૌમ સત્તાના ઈન્કારની જવાબદારી.**

જેમ સરકારે કારણ વગર વચમાં પડવામાં પોતાનો હાથ પાછો ખેંચવો જોઇએ, તેમ જો આંતર વહીવટમાં ગમે તેટલું અંધારૂં છતાં સાર્વભૌમ રાજ્યે આપેલી સલાહ ન મનાય તો પણ રાજકીય નીતિથી સાર્વભૌમ સત્તાએ વચમાં ન પડવું જોઇએ એવો દાવો કોઇ રાજ્ય કરતું હોય તો તેણે એક વાતનો ખાસ નિશ્ચય કરી રાખવો પડશે, અને તે એ કે રાજ્યમાં તોફાન કે બળવો થાય તેમાંથી બચવાની બધી જવાબદારી પોતાને માથે લેવી પડશે.



# રાજ્યોના અખંડિતપણાનો માર્ગ.

રાજનીતિનું એક અગત્યનું સૂત્ર એ છે, કે કોઈપણ રાજ્ય (દેશીરાજ્ય)માં પ્રજાને અન્યાય ન મળે તે માટે રાજ્યની ઉપર કોઈ પણ પ્રકારના સત્તા-ભયની આવશ્યકતા છે. મોટો પાદશાહ હોય તો પણ તેના મનમાં એવી ખાત્રી હોવી જોઈએ કે જો હું અન્યાય કરીશ તો તેના પ્રતિફલ રૂપે ફલાણી ફલાણી વસ્તુ મારી સામે આડી આવીને ઉભી રહેશે. કોઇ પણ રાજસત્તા ઉપર આવા પ્રકારનો ભય તેને અન્યાય કરતાં ખસુસ અટકાવે છે; એટલા જ માટે ગમે તેવી મહાન સત્તા ઉપર પણ ભયની જરૂર છે.

અસલના વખતમાં આપણા દેશમાં રાજકર્ત્તાઓ ઉપર એ ભય પ્રભુનો અને ધર્મવૃત્તિનો હતો. પરંતુ કાળ જતાં રાજ્ય તંત્રમાં એકહથ્થુ સત્તા જેમ જેમ વૃદ્ધિ પામતી ગઈ, તેમ તેમ અદ્દશ્ય ભગવાનનો ભય કોઇએ ગણકાર્યો નહી. આ રીતે ભગવાનની ગણના ગઈ અને ધર્મવૃત્તિમાં શિથિલતા આવી એટલે આપણાં રાજ્યોમાં અન્યાયે પ્રવેશ કર્યો. એટલું જ નહીં પરંતુ દિવસે દિવસે દેશી રાજ્યોમાં અન્યાયનું પરિબળ વધવા લાગ્યું આ રીતે જ્યારે દેશી રાજ્યોમાં અન્યાય અસહ્ય થઇ પડયો એટલે પ્રજામાંથી જ બ્હારવટીઆઓ નીકળી રાજ્યોને ભયરૂપ થઇ પડયા. આપણાં રાજ્યો ઉપર સત્તાભયનું આ બીજું સ્વરૂપ. પરંતુ આના પરિણામે દેશી રાજ્યોમાં કાયદાનો અને વ્યવસ્થાનો ભંગ થયો અને તે ભંગ થતો અટકાવવા નિમિત્તે દેશી રાજ્યોનાં આંતરૂ વહીવટમાં સરકાર વચ્ચે પડી. સત્તા-ભયનું આ ત્રીજું સ્વરૂપ. એટલુંજ નહીં પણ સરકારે ઠરાવ કરી દેશી રાજ્યોની પ્રજાને હુકમ કર્યો કે કોઇએ બ્હારવટે નીકળવું નહીં. કારણ કે કોઇપણ

બાબત સંબંધી સરકારને અરજ કરવાથી યોગ્ય ન્યાય મળશે. સરકારની આ નીતિના પરિણામે રાજ્યોમાં શાંતિ પ્રસરી.

પછી જેમ જેમ દેશી રાજકર્ત્તાઓ કેળવણીમાં ધીમે ધીમે આગળ વધ્યા અને તેઓ પાશ્ચાત્ય દેશોમાં મુસાફરી કરી દુનિયાના બીજા ભાગોના પરિચયમાં આવ્યા, તેમ તેમ દેશી રાજ્યોમાં સરકારના હસ્તક્ષેપ સામે રાજકર્ત્તાઓને અણગમો થવા લાગ્યો. જ્યારે બીજી બાજુ બ્રિટિશ હીંદમાંજ રાજદ્વારી ચળવળો શરૂ થવાથી સરકારની તકલીફ વધી, એટલે સરકારને લાગ્યું કે અત્યારે દેશી રાજકર્ત્તાઓની મિત્રતા સાચવવામાં લાભ છે. આથી સરકારે દેશી રાજ્યોના આંતરૂ વહીવટમાં વચ્ચે ન આવવાની પોતાની રાજનીતિ જાહેર કરી એટલે કે દેશી રાજ્યોની પ્રજાને અન્યાય ન મળે એટલા માટે રાજકર્તા ઉપર કોઇ પણ પ્રકારની સત્તાની આવશ્યકતાના મૂળસૂત્રનો સરકારની આવા પ્રકારની તટસ્થ વૃત્તિથી ભંગ થયો. આનું પરિણામ એ આવ્યું કે હાલમાં ક્યાંક ક્યાંક દેખાય છે તેમ આપખુદીનાં છમકલાં જણાયાં. 'આ સ્થિતિનાં બે સ્પષ્ટ સંભવિત પરિણામ છે. તે એ કે કાં તો હવે દેશી રાજ્યોમાં હસ્તક્ષેપ કરવાની સરકારની નીતિ—જેની શરૂઆત ઇન્દોર અને નિઝામ સ્ટેટમાં થઇ છે તે—શરૂ થશે અથવા તો સરકારની તે નીતિને અટકાવવા જતાં દેશી રાજકર્તાઓ પોતાની રૈયતને પોતાનીજ સામે કરી બેસશે.

આ ઉભય સ્થિતિમાંથી છેવટે કોને સફળતા મળશે ? આ વિચાર ઉપર આવતાં એમ લાગે છે, કે જે સરકાર બ્રિટિશ હીંદમાં પણ પોતાની પ્રજાની સામે ધીમે ધીમે માથું નમાવતી જાય છે, તે સરકાર રાજાઓને તેમની પ્રજાની સામે મદદ કરવાને અશક્ત નીવડે એવો સંભવ ખરો. તેનું અંતે એ પરિણામ થશે કે જેમ બ્રિટિશ હીંદમાં થતું આવ્યું છે, તેમ દેશી રાજ્યોમાં પણ પ્રજામતનું બળ જામતું જશે. એ બળ હમેશાં સારે માર્ગેજ વપરાશે એ શંકા ભર્યું છે; કારણકે રાજકર્તા જેમ પોતાના સ્વાર્થ અને મત પ્રમાણે પોતાની સત્તાનો ઉપયોગ કરવા લલચાય છે, તેમ પ્રજા પણ જ્યારે એ સત્તા પ્રાપ્ત કરે ત્યારે તેના બે પક્ષ બંધાઈ, અત્યારે જેમ પાશ્ચાત્ય દેશોમાં ઘણી જગાએ થાય છે, તેમ એ પક્ષો એક બીજાની વિરૂદ્ધ પરસ્પર

યથેચ્છ વર્તન કરે એ સ્વાભાવિક છે. એટલે આનું પરિણામ તો એ જ આવે કે દેશી રાજ્યો અસ્થિર સ્થિતિમાં આવી પડે.

આવી સ્થિતિમાં જો દેશીરાજ્યોએ અખંડિત પણે ટકી રહેવું હોય તો રાજકર્ત્તાઓએ, પોતાની સત્તા સામે નહીં પરંતુ માત્ર પોતાના અન્યાયની સામે લોકો ઉપાય લઇ શકે એવી કોઈપણ યોજના કરવી જોઇએ; જેથી દેશી રાજ્યોના અસ્તિત્વનો પાયો મજબૂત થાય.

આ માટે અત્યારની વસ્તુસ્થિતિમાં તો ઇંગ્લેંડની પ્રીવી કોંસીલની જ્યુડીશીઅલ કમિટિની સત્તાનો સ્વીકાર, એ દેશીરાજ્યોને માટે એક જ માર્ગ છે. આ જ્યુડીશીઅલ કમિટિને કોઈપણ પ્રકારની રાજદ્વારી (Political) સત્તા નથી. માત્ર બંધારણ પૂર્વકના કાયદા પ્રમાણે સાંભળી શકાય એવી જ ફરીયાદો આ કમિટિ સાંભળે છે. એટલે દેશી રાજકર્ત્તાઓ પોતાની પ્રજા ઉપર, પ્રજાના પિતા તરીકે રાજ્ય કરતા છતાં, પોતાના નિર્ણયથી પ્રજાના કોઈ અંગને અન્યાય થયો છે, એમ લાગે તો પ્રજાનું તે અંગ, ધારા પ્રમાણે પ્રીવી કોંસીલમાં રાજ્યના ફેંસલા સામે અપીલ કરી દાદ મેળવી શકે છે, એવી જો તેને છુટ હોય તો તેથી પ્રજાનો સંતોષ કેળવાઈ શકે. જે સંતોષ જ રાજ્યનો પાયો મજબૂત રાખે. વળી રાજસત્તા ઉપરનું આવા પ્રકારનું સત્તાભયનું સ્વરૂપ, રાજસત્તાને અન્યાય કરતાં કે પોતાની સત્તાનો દુરૂપયોગ કરતાં અટકાવે છે. તેમ પ્રજાને પણ તેથી એવી ખાત્રી થાય છે કે ગમે તે સંયોગોમાં પણ રાજકર્ત્તાએ જો અન્યાય જ કર્યો હોય તો તે કાયદેસર રીતે ફેરવી શકાય છે.

પરંતુ કોઇ રાજકર્ત્તા આ સત્તારૂપ નિયમન સ્વીકારે એમ નથી લાગતું. કારણ કે આ યુગના શિક્ષણની પ્રથા, ભય વિના સ્વાર્થત્યાગ કરવાની વૃત્તિ કેળવતી નથી. આ ખરૂં છે, પરંતુ જ્યારે દેશી રાજ્યોમાં ભય ઉપન્ન થાય એવી પરિસ્થિતિ આવશે ત્યારે તો ગમે તેટલી સ્વાર્થ ત્યાગ કરવાની તૈયારી હશે તો પણ તે નિષ્ફળ જશે. મૃત્યુથી બચી શકાય એટલા માટે અગાઉથી જ સાવચેતીના ઉપાયો

(Preventive measures) લેવા એજ હિતકર માર્ગ છે. કારણ કે જીંદગીના નાશની છેક છેલ્લી ઘડીએ કોઈ પણ ઉત્તમ ઔષધ પણ કાર કરતું નથી. વળી આવી કોઇ વાત પ્રજા અત્યારે વધાવી લે એમ છે, તે વાત જ્યારે પ્રજા સામી થશે ત્યારે માન્ય નહીં કરે. કારણ કે તે વખતે તો પ્રીવી કૌંસીલની સત્તાના સ્વીકારને બદલે પ્રજાનાં ધાડાં પોતે જ એ સત્તા અજમાવવા ઇચ્છશે.

૨૦-૧૦-'૨૭.



# દેશીરાજ્યો અને નરેંદ્રમંડળ.

દેશી રાજ્યોના પ્રશ્નનો સમાધાન ભર્યો નિર્ણય કરવાનું અત્યારે ઘણાને મુશ્કેલ લાગે છે. એક બાજુ લોકશાસનના પ્રસરતા જતા વિચારો, દેશી રાજ્યોની સાથેના બ્રિટિશ સરકારે કરેલાં કરારો અને સંધીનામા અને ત્રીજું કેટલાંક દેશીરાજ્યોમાં રાજકર્તાની સત્તાની અતિશયતાને લીધે ઉત્પન્ન થએલી પરિસ્થિતિના પરિણામે વધતી જતી ચર્ચાથી અને પ્રજાના અસંતોષથી આ પ્રશ્નની વિકટતા સ્પષ્ટ થઇ છે. પરંતુ એક રીતે દેશી રાજ્યો નષ્ટ થાય એ ગમે એવું નથી અને બીજી રીતે એમ લાગે છે, કે જે રીતે અત્યારે દેશી રાજ્યોનો વહીવટ ચાલે છે, તે તેના અસ્તિત્વ માટે હાનિકર્તા છે. આટલા માટે હવે જરૂરનું છે, કે કોઇપણ ભોગે તેનો અંતિમ નિર્ણય કરી નાંખવો જોઇએ.

અત્યારે હીંદમાં રાજકર્તાઓના વિચારોનું પ્રતિનિધિત્વ ધરાવનારૂં—પણ બંધારણ વગરનું—નરેંદ્ર મંડળ અને લોકશાસનના સિદ્ધાંતને અનુસરી ચાલનાર હીંદી સરકાર: આ પ્રમાણે બે મુખ્ય તંત્ર પદ્ધતિ છે. હવે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદ વચ્ચેના કેટલાક સામાન્ય પ્રશ્નો એવા છે, કે જે પ્રશ્નોનો ઉભયને અનુકૂળ થઇ શકે એવો નિર્ણય કરી શકાય એટલા માટે અત્યારે Federal Scheme વગેરેનું ધોરણ અખત્યાર કરવાનું કેટલાક તરફથી સૂચવવામાં આવે છે. અર્થાત્ કે Federal Councilનું બંધારણ એવું કરવું કે તેમા દેશી રાજ્યોના અમુક પ્રતિનિધિઓ અને હીંદી સરકારના અમુક પ્રતિનિધિઓ સાથે બેસી, અત્યારે અસ્તિત્વ ધરાવતા અને હવે પછી ઉત્પન્ન થાય તે પ્રશ્નોનો પરસ્પર સહકાર પૂર્વક ઉકેલ કરે. પરંતુ તેથી તો માત્ર બુદ્ધિના સહકાર અને અતિ

પરિચયતાને અંગે મતભેદ ઓછો થવાને બદલે ઉલટી તેમાં વૃદ્ધિ થશે, એટલું જ નહીં પણ મતભેદના મુદ્દાઓ ( Points of Controversy ) પણ વધતા જશે. આ બધાનું પરિણામ એ આવશે કે આજ નહીં તો ભવિષ્યમાં પચાસ વર્ષે પણ દેશી રાજ્યોના અસ્તિત્વને તે હાનિકર્તા નીવડશે. તેમ વખત જતા દેશી રાજ્યો હમેશને માટે નષ્ટ પામશે.

આવી નહીં ઇચ્છવા જોગ સ્થિતિ ભવિષ્યમાં ઉત્પન્ન ન થાય એટલા માટે સારામાં સારો માર્ગ એ છે કે જેમ બને તેમ મતભેદના મુદ્દાઓ ( Points of Controversy ) ઓછા કરી નાંખી, બુદ્ધિના સહકારને બદલે હૃદયનો સહકાર સાધવો. આ માટે અત્યારે દેશી રાજ્યોએ જે ખોટ સહન કરવી પડે તે સહન કરી લઈ છુટાં પડી જવું એ જ શ્રેયસ્કાર માર્ગ છે. પચાસ લાખ ગુમાવીને કરોડ બચાવવા એ સારૂં છે, પણ પાંચ લાખ બચાવવા માટે કરોડ ગુમાવવા એ બરાબર નથી. બાકી જો એકવાર સંયુક્ત ધોરણ ( Federal Scheme ) થી વાટાઘાટ કરવાનું શરૂ કરવામાં આવશે તો તેનું પરિણામ નિ:સંશય સારૂં નહીં આવે. એટલા માટે અત્યારથી જ મતભેદના મુદ્દાઓ ( Points of Controversy ) ઓછા કરી નાંખી દેશી રાજ્યોએ માત્ર પોતા પૂરતી જ વિચારણા કરવાનો માર્ગ અખ્ત્યાર કરવો એ હાલની સ્થિતિમાં તેમજ ભવિષ્ય માટે હિતાવહ છે.

આટલી સ્પષ્ટતા કરી નાંખ્યા પછી દેશી રાજ્યો નરેશાધિપત્ય તંત્ર ( Monarchical ) પ્રમાણે અને બ્રિટિશ હીંદ લોકશાસન ( Democracy ) ના ધોરણે પોતાની પ્રગતિ ભલે સાધે. આમ થશે એટલે બ્રિટિશ હીંદમાં લોકશાસનના ધોરણે ચાલતો રાજ્ય-વહીવટ જો સારો હશે તો દેશી રાજ્યોને પણ સ્વેચ્છાથી તેનું અનુકરણ કરવાની અનાયાસે ફરજ પડશે. એટલે કાળ જતાં પરિ-ણામ એ આવશે કે માત્ર રાજાની જ સત્તાથી ચાલતો વહીવટ પણ લોકશાસનના ધોરણે ચાલતા વહીવટનું રૂપ લેશે; અને રાજાની સત્તા રહેવા છતાં તે દ્વારા ચાલતો વહીવટ ક્રમે ક્રમે સર્વાંશે લોક-શાસન રૂપ જ બની જશે. એટલે પછી બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો, ઉભયમાં વહીવટનું સમાન ધોરણ પ્રવર્તશે આવી

પરિસ્થિતિ જ્યારે આવશે ત્યારે બ્રિટિશ હીંદની પ્રજા સમજશે કે અનેક પ્રકારના રાગદ્વેષ વધારનારી આ બધી ચુંટણીની ધમાલ અને વિવિધ જવાબદારીવાળા લોકશાસનના ધોરણે ચાલતા વહીવટ કરતાં તો એ બધી પંચાત વગરનો પણ લોકશાસનના ધોરણ જેવો જ બલ્કે કેટલીક બાબતોમાં તો તે કરતાં પણ સારો રાજાની સત્તાથી ચાલતો વહીવટ લાભપ્રદ અને સ્વીકારવા યોગ્ય છે.

પરંતુ આ પહેલાં નરેંદ્રમંડળને "League of Indian States"ના જેવું રૂપ આપી કાં તો તેને વધારે બળવાન બનાવવું જોઇએ અથવા તો તેને નિર્મૂળ કરવું જોઈએ. બન્ને રીતે લાભ છે બાકી તો અત્યારે નરેંદ્રમંડળમાં કશું બળ નથી. કારણ કે ઇન્દોરના રાજકર્ત્તાએ ગાદી ત્યાગ કર્યો અને નિઝામે સરકારની સત્તાનો લગભગ સ્વીકાર કર્યો આ બન્ને પ્રસંગોએ નરેંદ્ર મંડળે શું કર્યું? જો કે આ વખતે જ એમ ધારવામાં આવતું હતું કે કોઇક એવો રાજકર્ત્તા નીકળશે કે જે સરકારને સામું આહ્વાન કરશે. અને વસ્તુત: ભરતપુરના રાજકર્તાના સંબંધમાં એમ બન્યું પણ ખરૂં! છતાં હવે જોવાનું છે કે નરેંદ્રમંડળ શું કરે છે? આટલા માટે નરેંદ્રમંડળને એટલી મર્યાદા સુધી બળવાન સંસ્થા બનાવવી જોઇએ કે પછી તેમાં સરકાર વચ્ચે પડી શકે નહીં; અને તે દેશી રાજ્યો ઉપર સત્તા સમાન થઇ પડે. અત્યારે તો કોઈપણ પ્રકારના બંધારણ રહિત નરેંદ્ર મંડળ એટલું નિર્બળ છે, કે એક રાજકર્તાના વર્તનને અંગે સમગ્ર નરેંદ્રમંડળની પ્રતિષ્ઠાને સહન કરવું પડે છે. નરેંદ્રમંડળનું બંધારણ દેશી રાજ્યો ઉપર નિયમન રૂપ હોય તો આવે પ્રસંગે એ રાજાને બધા રાજાઓ કહી શકે કે કાં તો તમે તમારૂં વર્તન સુધારો અથવા અમે તમારો ત્યાગ કરશું. અને તમારે નરેંદ્ર મંડળમાંથી નીકળવું પડશે.

હવે જો આમ ન બની શકે તો બીજો માર્ગ એ છે, કે નરેંદ્ર મંડળનું અસ્તિત્વ જ મીટાવી દેવું. આમ થાય એટલે દરેક રાજકર્ત્તા પોતાના રાજ્યનો વ્યક્તિગત રીતે વિકાસ કરશે અને નરેંદ્ર મંડળ રક્ષણ કરશે એ ભાવના જતી રહેશે એટલે દરેક રાજકર્ત્તા સારી રીતે ચાલશે. અત્યારની સ્થિતિ કરતાં તો આ સ્થિતિ ઘણી સારી છે. કારણકે અત્યારે તો સરકાર એક રાજ્યના પ્રશ્ન સંબંધી

બધા રાજકર્ત્તાઓનાં મન નરેંદ્રમંડળ દ્વારા જાણી લઇ પછી નિર્ભય રીતે પોતાનું ધાર્યું કરે છે. પરંતુ જો નરેંદ્રમંડળનું અસ્તિત્વ જ ન હોય તો પછી સરકાર કોઈ રાજ્ય સામે પગલાં લેતા પહેલાં વિચાર કરશે. અને પોતાનું પગલું વાસ્તવિક હશે તો પણ બીજાં રાજ્યો પોતાના વિષે શું ખ્યાલ બાંધશે એવા પ્રકારની પ્રતિષ્ઠાના ભયે સરકારને હાથે દેશી રાજ્યોને અન્યાય થવાના પ્રસંગ ભાગ્યે જ આવશે. એટલું જ નહીં પણ ખાલી બંદુકવાળા એક બીજા સામે તાકી ઉભેલા બે શખ્સ જેમ પરસ્પર ભયભીત રહ્યા કરે છે તેમ દેશી રાજ્યો અને સરકારના સબંધમાં પણ બનશે. એટલે કે સરકાર અને દેશી રાજકર્ત્તાઓ પોતાની મર્યાદાનો ત્યાગ કરતા પહેલાં હજાર ગણો વિચાર કરશે.

ઉપરોક્ત વિચારમાર્ગ કેટલાક રાજકર્ત્તાઓને યોગ્ય લાગે છે, કેટલાકને તેની કશી ઉપયુક્તતા જણાતી નથી, જ્યારે કેટલાક તે સંબંધે ઉદાસીન છે: પરંતુ મોટો ભાગ એવો છે, કે આ વિચારોની વ્યવહારૂતા સ્વીકારે છે. અત્યારે "Inquiry Committee" નિમાઇ છે, તે વખતે જો બુદ્ધિના સહકારનો માર્ગ છોડી દઈ ઉપરના વિચારોને અનુકૂળ પોતાના અભિપ્રાય રાજકર્ત્તાઓ, એ કમિટિ આગળ રજુ કરશે તો તેમને અને તેમનાં રાજ્યોને તેથી લાભ જ છે.

૨૫-૧૨-'૨૭.



# દિલ્હીનો પત્ર.

## (૧)

દિલ્હી, તા. ૨૩ મી ફેબ્રુઆરી, ૧૯૨૮.

સામાન્ય રીતે ફેબ્રુઆરી માસ દિલ્હીમાં ઘણી કામગીરીનો હોય છે. અને આ વર્ષે તો એ વિશેષ ધમાલમાં ગયો છે, કેમકે લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં હીંદનું ભવિષ્ય વિચારી કહાડવાને જે કમીશન નિમાયું છે તે વિષેના વિચારોની ઉહાપોહ થઇ હતી. અને સાથે સાથે હીંદુ–મુસલમાન ઐક્યના પ્રયત્ન માટે બધા પક્ષના નેતાઓની વિચારણા બેઠકો પણ થતી હતી. જ્યારે બીજી તરફથી નરેંદ્ર મંડળની બેઠક પણ આ માસમાં જ હતી. અને લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ એફ સ્ટેટમાં કમીશનની નીમણુકે જે વિચાર શ્રેણિ ઉત્પન્ન કરી હતી, તેના કરતાં પણ વિશેષ ચિંતા ભરેલી વિચારણા, દેશી રાજ્યોના પ્રશ્નોનો તપાસ કરી તેનું ભવિષ્ય ઘડી કહાડવા માટે જે કમિટિ નિમાઈ છે તેને અંગે નરેંદ્ર મંડળમાં થતી હતી.

લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં તો કોઇ મેંબર પાસેથી કાર્ડ મેળવીને ત્યાં થતું કાર્ય જોઈ શકાય છે પણ નરેંદ્રમંડળમાં એ વિષેની મુશ્કેલી છે. નરેશો, એમના મંત્રીઓ તથા થોડાક અંગ્રેજ અધિકારી અને એમની બાનુઓ સિવાય કાર્ડ મેળવીને પ્રવેશ કરવાનો અવકાશ ત્યાં નથી, એમ અનુભવ થયો છે. આ સ્થિતિમાં નરેશમંડળની ખાનગી સભાઓમાં કે એની સામાન્ય બેઠકમાં ખરેખર શું કામ થાય છે તે વિશ્વાસ પાત્ર રીત લખી શકાય એવું નથી. તો પણ જ્યાં સો ઉપરાંત માણસો વાતચીત કરતાં હોય, ત્યાં પછી તે વાત ગમે તેવી ગુપચુપ રીતે થાય તો પણ

તેની હવા બહાર આવ્યા વિના રહે નહીં. તારનાં દોરડાં વિનાના તારોની માફક તે હવા સંદેશાઓ બહાર લઇ જાય છે. તેથી જે થોડાઘણા ભણકારા મારા શ્રવણ પથમાં પડયા છે તે તમારા ઉદ્દેશને ઉપયોગી થઈ પડશે એમ ધારી લખી દઉં છું. નરેશોની નાડી પર હાથ રાખીને તમે લખતા હો અને તેથી તમને કાંઈ કાઢી નાંખવા જેવુ લાગે તો ખુશીથી મુકી દેશો પણ દૂર બેઠાં તમે તેમાં વધારો તો નહીં કરી શકો.

સાંભળેલી વાતોનો ખ્યાલ આવતાં માણસ અનાયાસે અનુમાનની ભૂલ કરી બેસે છે પણ ઇરાદાપૂર્વક તેમ કરવાથી દૂર રહેવાનો મેં પ્રયત્ન કર્યો છે. છતાં પ્રત્યક્ષ અનુમાનની ખામીને લીધે બનેલી હકીકતમાં, એ પ્રવેશ જોનારમાના કોઇ વાંચનારને ન્યૂનાધિકતા લાગે તો તે ક્ષંતવ્ય ગણાશે એમ હું માનું છું.

સાંભળવામાં આવ્યું છે કે પ્રથમ ૧૬ મી તારીખે નરેશોની ખાનગી સભા હતી; તે ફરીને ૧૮ મી એ થઇ. તેમાં ચર્ચાવાના વિષયોની યાદી બહાર આવી શકી નથી. છતાં જેમાં ઘણાને ઉત્સાહ ભર્યો સ્વાર્થ હોય તે વાત બહાર આવે; એ નીતિએ જે બે ત્રણ વાત જાણવામાં આવી છે તે જ લખું છું. સૌથી અગત્યની બીના તો નીમાયેલી ઈંડિયન સ્ટેટ્સ કમિટિને અંગે છે અલવર, બીકાનેર, ઉદેપુર વગેરે સ્થળે આ કમિટિ ફરી આવી છે. મુંબઈ ઈલાકામાં માત્ર જામનગર જશે એવી અફવા છે. ત્યાં ગુજરાત, કાઠીઆવાડના નરેશો એકઠા થાય એવો સંભવ છે. વિચારણા શું થશે તે વાત તો હજી સુધી બંધ બારણાની હોવાથી કલ્પી શકાય નહીં; પણ કમિટિ જ્યારે જાહેર તપાસ કરશે ત્યારે સવાલોની જે પ્રશ્નમાળા ( Questionaire ) બહાર પડશે તે ઉપરથી તપાસનું સ્વરૂપ અને નિર્ણયનું અનુમાન સિદ્ધ જાણી શકાય. પણ કહેવાય છે કે પ્રત્યેક નરેશના જુદા જુદા વિચારો લેવાને બદલે જો આખું નરેશ મંડળ એકમત થઈ કોઇ નિવેદન ( Memorandum ) કમિટિ પાસે મુકે તો તે સહેલાઇથી માન્ય રહે. તેથી અત્યારે તો સંભળાતી વાતો પ્રમાણે એવું એક લખાણ તૈયાર થાય છે તથા તેને માટે વિલાયતના સમર્થ કાયદા શાસ્ત્રી અને પાર્લામેંટના વગવાળા મેંબર સર લેસ્લી સ્કૉટને સારા દરે રોકવામાં આવ્યા છે. સાંભળ્યા પ્રમાણે

રાજ્યોની સ્થિતિની સર્વ હકીકતનો તેમણે ટુંક વખતમા બહુ અચ્છો અભ્યાસ કરી લીધો છે અને નરેશોને સહજ એવાં રાજ્ય-નીતિનાં "Sentiments"માં તેણે તલસ્પર્શ કર્યો છે. નરેશોની ખાનગી બેઠકમાં એમના વિચારો જણાવવાનું જાણ્યુ છે એ શું છે, તે હજી બહાર આવ્યુ નથી પણ મોટા ભાગને એ ગમે છે એમ કહેવાય છે મહારાજા ગાયકવાડ પણ આંહી બીરાજે છે. એઓનો આમાં કેટલે દરજ્જે ભાગ છે, તે જાણુવામાં આવ્યું નથી. તમને હુ જાણું છુ તે જોતાં તો માત્ર તટસ્થ હકીકતો જ તમને મોકલવી જોઇએ, પણ આ વખતે એટલુ તટસ્થ રહેવાનું મન નથી થતુ. કેમકે હુ એમ માનું છું કે આ ઘણા મોટા સવાલનુ નિરાકરણ ખાનગીમાં થવાનું એમ જાણવામા આવ્યું છે. અને તેમ થાય તો એવું નિરાકરણ તે કરનારાએ ધાર્યું હોય તેવુ પરિણામ લાવી શકે નહીં. કોઇપણ ધોરણની ફતેહનો આધાર ગમે તેમ કરીને તેનું પરિણામ ધાર્યા પ્રમાણે લાવવામાં નથી, પરંતુ એ ધોરણના અંગમાં રહેલા સત્યના જોર ઉપર છે. ખાનગી રીતે ધોરણ મંજુર રહે કમિટિ તેને કદી મંજુર રાખે, આજે જેને તે છેવટ મંજુર કરવું છે તેઓ તે બાબતના હુકમો કાઢે; પરંતુ તેની સફળતા તો એ ધોરણ અમલમાં મૂકતાં શી રીતે કાર્ય કરી શકાય છે તેના ઉપર છે. બ્રિટિશ હીંદમા "Dyarchy" દ્વિવિધ શાસનતંત્રનું ધોરણ પાર્લામેંટથી મંજુર રહ્યુ છતાં, કાર્યમાં સુતર ન નીવડ્યું તો અત્યારે હીંદમાં શી સ્થિતિ છે તે સ્પષ્ટ છે. એ જ રીતે આપણી તો શું પણ નરેશોની પોતાની જ દૃષ્ટિએ ખૂબ વિચારવા જેવું છે, કે એવું કાંઇ ન લેવાઇ જાય કે જે વર્તનમાં ફાયદા કરતાં નુકસાન કરી મેલે. એટલા માટે તમને એમ નથી લાગતું, કે દિલ્હીમાં મળેલા નરેશો ઘડી કહાડે એટલી જ વાત કમિટિ પાસે જાય એ યોગ્ય નથી ? કેમકે તો પછી દિલ્હીમાં ન હોય તેવા નરેશોના વિચારોનું શું ? વળી અનુભવ વિના બ્રિટિશ હીંદના કેટલાક વિચારકો દેશી રાજ્ય ઉપર જે આઘાત કરી રહ્યા છે–પછી તે ગમે તેટલા સમજણ વિનાના હોય–તેને પણ પરીક્ષાની સરાણ ઉપર ચડાવીને સંતોષવાની કે ભાંગી નાંખવાની જરૂર છે. એટલે કે બધા પક્ષોને જોઇ સાંભ-ળીને ધોરણ ઘડાય તો તે એટલું સુદૃઢ થાય કે જેને માટે આ ઇમારત ચણાય છે તેઓ તેમાં નિર્ભય રહી શકે. કોઇ નરેશની

જાતીય ખામીને લીધે નરેશ પદ્ધતિ ઉડાવી દેવી એ મત મને માન્ય નથી. તેથી જ લખ્યું છે કે સમજણ વગરની વિરૂદ્ધતાને ખરી રીતે તોડી પાડવી હોય તો તે વિરૂદ્ધતાને જાહેર રીતે પોતાનો વિચાર કહેવાની તક આપવી અને વિચારને એવી જ જાહેર રીતે સાક્ષી વખતે તોડી પાડવા કે જેથી પરસ્પરની ગેરસમજુતી દૂર થાય, જે નઠારૂં હોય તે નીકળી જાય અને જીવવા જેવું હોય તેજ કાયમ રહે. એ દૃષ્ટિએ હું તો ઇચ્છું કે બટલર કમિટિ પ્રશ્નમાળા પ્રકટ કરે અને ઇચ્છા હોય તે ખુશીથી મેદાનમાં કુસ્તી કરે. સત્ય શોધવાનો આથી બીજો સારો માર્ગ મને સુઝતો નથી. નરેશપદ્ધતિનું ખરૂં રક્ષણ વિચારોના આ ઘર્ષણમાંથી નીકળી શકે.

વળી મારી સમજણમાં નથી બેસતી એવી એક વાત સાંભળી છે. રાજ્યોને અંગે ઘણીવાર જે ઘણાં ગપ્પાંઓ ઉડ્યા કરે છે તેમાંનું એક આ પણ હોય છતાં લખી દઉં છું; તે એ છે કે કમિટિ હમણાં કાંઇ સીધી તપાસ કરવાની જ નથી. ગરમીનો વખત આવ્યા પહેલાં કમિટિ વિલાયત જવા માગે છે. તારીખ જણાઇ નથી પણ ગરમી એટલે એપ્રિલ મહીનો. આજ સુધી તપાસ થઇ નથી એટલે એ તપાસ વિલાયતમાં થાય અને નરેશ મંડળની કાર્યવાહક કમિટિ ( Standing Committee ) અથવા બીજા નરેશો જો જવા ખુશી હોય તો તે નરેશો, આખા નરેન્દ્ર મંડળ તરફથી કમિટિ પાસે વિશેષ હકીકત રજુ કરે એટલું પણ સંભળાય છે. આમાં એટલી બધી સ્પષ્ટ મુશ્કેલી દેખાય છે, કે હું તો એમ બનવાનો સંભવ માની શકું નહીં. પ્રથમ તો એ વાતમાં બધા નરેશો એકમત થઇ પોતાનું ભવિષ્ય એટલે બધે દૂર અમુક જ નરેશોને સોંપે એ નરેંદ્ર મંડળના હાલના વર્તનની સાથે મેળ ખાય એવું નથી જણાતું. વળી બ્રિટિશ હિંદના વિચારકોને કહેવાની તક એમાં નથી મળતી અને હીંદી સરકારના વિચારકોને પણ તેમાં જે વધાર બેસવો જોઇએ તે બેસાડવાનો અવકાશ નથી. ત્યાં કોઇ નવા સવાલ ઉત્પન્ન થાય, તો ત્યાં ગએલા રાજાઓને હીંદમાં રહેલા પોતાના મિત્ર રાજાઓ સાથે વિચારણા કરવાની જરૂર લાગે તો આટલો લાંબો દેશાંતર અંતરાય રૂપ થઇ પડે. ટુંકામાં કોઇપણ પ્રશ્નની વિચારણા માટે જે સ્થાનનો એ પ્રશ્ન હોય તે સ્થાનમાં અને જે વ્યક્તિઓને

તે સંલગ્ન હોય તે બધી વ્યક્તિઓના સાનિધ્યમાં તેની ચર્ચા થાય તો જ ભૂલ રહી જવાનો અવકાશ રહે નહીં. આખા રાજ્ય મંડળને પોતાના સ્વાર્થને માટે આ પ્રશ્ન ખ્યાલમાં રાખવાની તમને જરૂર નથી લાગતી ? વળી નરેશો પરદેશમાં, અને એમનાં દફ્તરો તથા મંત્રી મંડળ આંહી, અને ગમે તેવા સામાર્થ્યવાળા પણ પરદેશી ધારાશાસ્ત્રી એક જ માત્ર સલ્લાહકાર; એવા પ્રકારની મંત્રણા તમને કેવી લાગે છે ?

હવે નરેંદ્રમંડળના કામ બાબત:—આ ફેરાની બેઠકમાં-ખાનગી અને સામાન્ય બેઠકમાં—બે પ્રશ્નો ચર્ચાતા સાંભળ્યા છે તે આ છે (૧) તો બાળ રાજાઓની કેળવણીનો પ્રબંધ અને ગાદીએ બેસવાની ઉંમર તથા (૨) જું રાજ્યોની આંતર વ્યવસ્થામાં સુધારણાની દરખાસ્ત પહેલો પ્રશ્ન કહેવાય છે, કે અલવર નરેશે આગળ મુકયો છે. તેઓ નામદારનું માનવું એમ છે, કે હાલ જે રાજ્યાભિષેકની ઉમર ૧૮ વર્ષની છે તે ઓછી છે, અને તેથી તેને ચોક્કસ રીતે ૨૧ વર્ષની કરવી જોઇએ. કેમકે ૧૮ અને ૨૧ વર્ષની ઉંમર જે ખરૂં જ્ઞાન મેળવવાની અને વિચાર શક્તિ કેળવવાની ઉંમર છે તેમાં જવાબદારીના ભાર વગર એ શિક્ષણ લઈ શકે. અલવર નરેશની વિચાર શક્તિ અને ભાષણ શક્તિ એવાં છે કે એમના વિચારોને કોઇ પણ સાભળવા ઇચ્છે એમનો કેસ એમણે અસર થાય એ રીતે મુકયો હશે તેમાં શંકા નથી. તેની સાથે એ પણ જણાયું છે કે બીજા એકાદ નરેશ સિવાય આખું નરેશમંડળ અલવર નરેશના વિચારોની સામી દિશામાં હતું. નરેશમડળના ચૅન્સલર પતીઆલા નરેશ, બીકાનેરના મહારાજા સાહેબ, અને નરેશમંડળની કાર્યવાહક કમિટિના બીજા બે ત્રણ નરેશો ઉપરાંત એક બે કમિટિ બહારના નરેશોએ પણ ૧૮ વર્ષની તરફેણમાં મજબુત વિચાર અને ભાષણો આપ્યાં હતાં. અને કહેવાય છે કે હાલ, જે રાજાઓ કાર્યદક્ષ ગણાય છે તેમાનો મોટો ભાગ ૧૮ મે વર્ષે ગાદી નશીન થએલા હતા; એટલે ૧૮ અને ૨૧ એમ જેઓ ગાદી ઉપર .આવેલા, તેઓની યોગ્યતાની પરીક્ષા વર્ષ ઉપરથી નહીં પણ આજ સુધીની તેમની કારકીર્દિથી મપાવી જોઇએ, એમ દલીલો થએલી સંભળાય છે. કહેવાય છે, કે અલવર નરેશે હીંદુ ધર્મશાસ્ત્ર ઉપર ભાર મુકીને બીજા બધાં

સમર્થનોમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ પણ પોતાના સમર્થનમાં ટાંકી બતાવ્યો હતો જેના પ્રત્યુત્તરમાં ચાર આશ્રમો ધર્મ પ્રમાણે સ્થાપિત કરવામાં આવે નહીં ત્યાં સુધી એ દલીલ કોઇ અંશે લાગુ પડતી નથી એમ સામો પક્ષ કહેતો હતો. આપણે દલીલોની વાત મુકી દઇએ. ખરૂં શું હોય તો ઠીક તેનો વિચાર કરીએ તો વિચારણામા તો એક વખત એમ લાગી જાય કે ૧૮ વર્ષ કરતાં ૨૧ વર્ષ યોગ્યતા પ્રાપ્ત કરવા માટે બેશક લાભ દાયક છે. પરંતુ રાજ્ય, વાતાવરણ, આજ સુધીનો અનુભવ, બીજાઓને ન મળી શકે એવાં યોગ્યતા મેળવવાનાં સાધનો અને ઉંમર લાયક થયા પછી જવાબદારી વગરના સ્વાતંત્ર્યથી થનારાં નુકસાનનો ભય, એ બધુ વિચારતાં છેવટમાં જાણવામાં આવ્યું છે, તે પ્રમાણે ના. વાઇસરોયે જે મત બતાવ્યો છે, તે એ છે કે ૧૮ અને ૨૧ એની ન વળી શકે એવી સજ્જડ મર્યાદા બાંધવી, એ યોગ્ય નથી. ખરો સવાલ તો ઉંમરના આકડાનો નહીં પણ યોગ્યતાનો છે. એટલે ૧૮ એ યોગ્યતા હોય તો ૧૮ કે ત્યાર પછી ૨૧ સુધીમાં જ્યારે યોગ્યતા સિદ્ધ થાય તે વખતે રાજ્યગાદી માટે બાળ રાજા યોગ્ય હોઇ શકે, એ ગળે ઉતરે એવા શાણપણનો વિચાર દેખાય છે. નરેશોના મોટા ભાગનો મત પણ યોગ્યતા એજ ઉંમર: એ મત ઉપર મક્કમ છે. હાલના બાળ રાજાઓનું નસીબ હવે ઉંમર ઉપર નહીં, પણ યોગ્યતા ઉપર રહેશે એ બરાબર લાગે છે. પણ એક નાના નરેશે વાત વાતમાં કહી દીધું કહેવાય છે, તે પણ ખરૂં લાગે છે, કે યોગ્યતાને વાર લાગે તો નરેશને બદલે રાજ્ય વહીવટના "Administration"ના જવાબદાર અધિકારીને અને નરેશના શિક્ષક (Tutor) ને જવાબદાર ગણવા જોઇએ. આ સવાલે ઘણા જવાબદાર માણસોને પોત પોતાની જવાબદારીનું–રાજાને ભણવાનું, એડમીનીસ્ટ્રેશનને પોતાની ફરજ બજાવવાનું અને સરકારને વગર કારણે ગાદીનશીનતાનો વખત ન લંબાવવાનું–ભાન કરાવ્યું છે. મને લાગે છે, કે હું રાજા હોત તો કેવું સારૂં! હું આ બધુ નજરે જોઇ શકત. હાલનું તાટસ્થ્ય હોત તો જાતે સુધરી, બીજાને સુધારી શકત. પણ હું રાજા હોત તો તાટસ્થ્ય રહેત કે કેમ તે કહી શકતો નથી.

બીજો સવાલ રાજ્યની આંતર સુધારણાનો છે. આ સવાલ, અલવર નરેશ જેવા જ બુદ્ધિશાળી અને નરેંદ્રમંડળની શરૂઆતથી, ઘણાં વર્ષ સુધી ચૅન્સલર તરીકે રહેલા તથા રાજ્યનીતિજ્ઞ (Statesman) બીકાનેર મહારાજાએ આગળ ધર્યો છે. તે નામદારે પોતાના રાજ્યની ધારાસભામાં એ સંબંધી એક ભાષણ કરેલું, તે તમારા જાણવામાં આવ્યું હશે. તે પેપરોમાં આખું છપાયું હતું. એ ધોરણ ઉપર ધીમે ધીમે પોતાની જ સ્વેચ્છાથી બહારના હસ્તક્ષેપ સિવાય દરેક રાજ્યમાં સુધારણા દાખલ થાય તો રાજ્યનું સ્થાઇપણું આ જમાનાનાં ચાલુ મોજાં લાગ્યા સિવાય ટકી શકે, એવી માન્યતાથી એમણે નરેશમંડળમાં એક ઠરાવ રજુ કર્યાનું કહેવાય છે. ખાનગી સભામાં ખૂબ ચર્ચાઇને અંતે સર્વ નરેશો એમાં સંમત છે એમ જણાયું છે; એટલે સામાન્ય સભામાં એ વિષે પહેલા સવાલ ઉપર જે રસભર્યાં ભાષણો થયાં હતાં, એવાં થવાનો સંભવ નથી. એટલે સર્વાનુમતે એ ઠરાવ પસાર થશે એમ સહુ કોઇ માને છે. આ ઠરાવમાં રાજ્યનુ ન્યાયખાતું, દખલગીરી વિના સંનિષ્ઠાથી ન્યાય આપી શકે એવું ધોરણ બાધવાનું તથા નરેશના પોતાના ખર્ચનો નિયમ કરવાનુ સૂચવાયલું છે, એમ સંભળાય છે. ઠરાવ અને વર્તન એ બે વચ્ચે ફરક રહ્યા સિવાય આવા સુધારાઓ દાખલ થાય તો દેશી રાજ્યોના હિતમા ખુશી થવા વાળા સર્વને આનંદ થાય એવી આ વાત છે. બ્રિટિશ હીંદને, રાજ્યોનો એ એક જવાબ છે. આવી સારી વાતો પેપરોમાં આપવામાં આવે તો કેવું સારૂં ? આ ઠરાવ એ સંસ્થાનોની પ્રજાને એક નિર્ભયતાની તસલ્લી છે, સરકારી અમલદારોની હસ્તક્ષેપની ઇચ્છાની સામેનો એક કોટ છે અને ઘણુ જ જુજ પણ આપણે કલ્પીએ છીએ તેવી યોગ્ય રાજનીતિ તરફનું શુભ, એવું પાછું વલણ છે. આજ કે કાલ આ સવાલનો ધાર્યા પ્રમાણે નિશ્ચય થઇ જશે.

તમે "દેશીરાજ્ય" પત્ર કહાડો છો એટલે એજ વિષય લખ્યો છે. પણ તમને જાણવાની ઇચ્છા હોય, તો ટુંકમાં લેજીસ્લેટીવ એસેમ્બલી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં રૉયલ કમીશનની થયેલી રસભરી ચર્ચાની વાત લખી દઉં. એસેમ્બ્લીએ બે દિવસની રસ ભરી ચર્ચા પછી ૬૮ વિરૂદ્ધ ૬૨ મતે (આ તો અનુમાનની વાત નથી.

મારી જોએલી છે. ) કમીશનની વિરૂદ્ધ ઠરાવ કર્યો છે. એ ઉત્સાહની તાળીઓમાં એક શરમ ભરેલી વાત બની ગઈ. પ્રેક્ષકોની ઉપરની ગેલેરીમાંથી કોઇએ સર બેસીલ બ્લેકેટ ઉપર કાંઇ વસ્તુ ફેંકી કહેવાય છે. હું સામેજ હતો, છતાં નીચેની તાળીઓ અને ખુશીના અવાજો ઉપર નજર રહેવાથી શું બન્યું તે દેખાયું નથી. પણ કોઈએ તેમ કર્યું હોય તો એકલા ફેંકનારનેજ નહીં પણ આખા દેશને શરમની વાત ગણાય. એક ધોળી ટોપીવાળા ન્યુસપેપરના માણસને પોલીસે હસ્તગત કરેલ છે, તે તો અમે જોયું. ત્યાર પછી વાત ચાલે છે, કે એ ફેંકાયલી વસ્તુ, એ એક Despatch Box હતી તેમાં માત્ર કાગળીઆ જ હતા અને ગેલેરીમાં બેઠેલા માણસોએ, બહુમતી વાળા મેંબરોના અવાજ અને ખુશાલી જોવા જે ધસારો કર્યો તેમાં ગેલેરીની પાળ ઉપર પડેલી એ "ડીસ્પેચ બૉક્સ" નીચે ધસી પડી. અને એ જગાએ સર બેસીલની બેઠક હોવાથી તેમના ઉપર પડી આમ હોય તો તે માત્ર એક અકસ્માત જ ગણાય. એમ હોય તો કેવું સારૂં ? એક શરમીંદગી ઓછી થાય. સર બેસીલ બે ત્રણ મિનિટ બેશુદ્ધ જેવા જણાયા હતા, પરંતુ શુદ્ધિમાં આવતાં, તરતજ આસપાસ વીંટળાઇ વળેલા બધા મેંબરોને કહ્યું કે મને કાંઇ નથી. ફીકર કરવાની જરૂર નથી.

કૌંસીલ ઓફ સ્ટેટે, એસેમ્બ્લી કરતાં બીજું સ્વરૂપ દેખાડયું છે. કૌંસીલની બેઠક મેં જોઈ નથી, પણ કાલે રાત્રે સર બેસીલને અપાએલી એક પાર્ટીમાં સાંભળ્યું છે, કે એ સભાએ ૩૪ વિરૂદ્ધ ૧૪ મતે રૉયલ કમીશનને આવકાર આપ્યો છે. આ ૩૪ સભ્યોમાં ૨૪ અધિકારી તથા નિમાયલા સભ્યો અને દસ ચુંટાએલા છે, જ્યારે સામેના ચૌદેય ચુંટાયેલા છે.

કોઇપણ દેશના મનુષ્યોના મોટા ભાગને લગતો સવાલ પછી તે સંસાર સુધારણાનો હોય કે કેળવણી સંબંધી હોય, વિદ્યા હુન્નર સંબંધી હોય કે જુદી જુદી જ્ઞાતિઓ કે સંસ્થાઓના પરસ્પર સબંધનો હોય, છતાં તે દરેક પ્રશ્ન જુદા રૂપમાં દેખાયા છતાં રાજદ્વારી કક્ષામાંથી બહાર રહી શકતો નથી. હીંદુ–મુસલમાન એકતાનો સવાલ પ્રથમ દૃષ્ટિએ સાંસારિક દેખાતા છતાં હમણાં હમણાં કેટલાંક વર્ષથી એણે રાજકીય સ્વરૂપ પકડયું છે. લોકો પરસ્પરના

સ્નેહ સંબંધને જ્યારે રાજકીય ભૂમિ ઉપર ઘસડી જાય છે, ત્યારે તે દેશની સ્થિતિ દયા ખાવા પાત્ર થાય છે. હીંદમાં તે રીતે હીંદુ–મુસલમાન વચ્ચેનું વૈમનસ્ય દુઃખરૂપ હતું. પણ તમે જાણીને ખુશી થશો કે છેલ્લા આઠ દસ દિવસના સતત પ્રયાસને પરિણામે જ "અમે પ્રથમ હીંદીઓ અને પછી કોમીઓ છીએ" એમ અભિમાન લેતી બન્ને કોમો એકમત થઇ છે. મુસલમાનોની બધી યોગ્ય માગણીઓ હીંદુઓએ કબૂલ કરી છે જ્યારે હીંદુની યોગ્ય માગણીઓ મુસલમાનોએ કબૂલ કરી છે. સીંધ અને સરહદના પ્રાંતોએ માગેલી સ્વતંત્રતા હીંદુઓએ કબૂલ રાખી છે અને બદલામાં સંયુક્ત ચુંટણીનું ધોરણ Joint Electorate મુસલમાનો એ કબૂલ રાખ્યું છે. પોતાની સંખ્યા જ્યાં વધારે હોય એવા પ્રાંતોમાં હીંદુઓ સ્વતંત્ર પ્રાત માગે તો પછી જે પ્રાંતમાં મુસલમાનોની સંખ્યા વધારે હોય તે પ્રાંતમાં મુસલમાનો પોતાનો સ્વતંત્ર પ્રાંત માગે તો તેની વચમાં આવવાનું આજ સુધીનું હીંદુઓનું વલણ યોગ્ય ન હતુ, એવો ખ્યાલ હીંદુ હૃદયને અસલની સંસ્કૃતિ ઉપર આવતાં થયો અને "મને જોઇએ તે તમને પણ આપવું ઘટે" એ માન્યતાએ સીંધ અને સરહદના પ્રાંતોના સુધારા હીંદુઓએ કબૂલ રાખ્યા. મુસલમાનોએ એમાં એકતાનું સ્વરૂપ જોઇને કોમવાર ચુંટણીને મૂકી દઇ પ્રાંતવાર ચુંટણી પસંદ કરી: એટલીજ માત્ર શરત કે ચુંટણી સમગ્ર, પણ પ્રતિનિધિની સંખ્યા હાલ તો કોમવાર રહેવી જોઇએ. આ બેય સમાધાન યોગ્ય થયાં છે. હીંદુ મહાસભાની ધાસ્તી હતી કે સીંધ સ્વતંત્ર થાય તો ત્યાં વસતા મુસલમાનોની બહુમતી હીંદુઓને પજવે. ત્યારે એજ સિદ્ધાંત જ્યાં મુસલમાનોની સંખ્યા ઓછી હોય અને હીંદુની વિશેષ હોય ત્યાં શા માટે ન લાગુ પડે? એનો ખ્યાલ હવે થયો છે. બીજાઓને પોતાની દૃષ્ટિએ જોતાં શિખવું એજ ખરો સ્નેહ સંબંધ બાંધવાની કુંચી છે. એ કુંચી તો અત્યારે તાળામાં પડી છે. હવે જોવાનું માત્ર એ છે, કે તાળું સહેજેથી ઉઘડે છે કે ઘણા દિવસના ચડી ગયેલા કાટને લીધે એ કુંચી ભાંગે છે? એ તો આશાના અને ભવિષ્યના ગર્ભમાં છે, પણ એટલું તો ખરૂં કે સર્વને પ્રાંતિક સ્વતંત્રતા માટે સરખા હકો માન્ય રહ્યા હોય એટલે કડવાશ ઓછી થાય. તેમજ પહેલાંની ચુંટણી મટી ગઇ અને સમગ્ર

ચુંટણી થઇ એટલે રાજકીય બાબતોમાં ધર્મનુ ઝનુન ભળતું હતું તે પણ ઓછું થાય. બન્ને કોમને—દેશને માન્ય હોય એવા—ભલેને પછી તેઓ કોમવાર આવે તો પણ—લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ ઑફ સ્ટેટમાં સભ્યો આવશે. અને પરિણામે માત્ર કોમહિત નહીં પરંતુ દેશહિત ઉપર દૃષ્ટિ રહેશે. દેશ સમગ્રની ઉન્નતિ એમ જ થઇ શકે. ભાગલા પડેલા ખંડમાં તો વહેંચણી અને કલેશ જ. એ કલેશ હવે દૂર થવાની આશા બંધાય છે, છતાં એ આશાનું ફળદ્રુપ થવાપણું આ ઠરાવ ઉપર નહીં પણ એ ઠરાવને પાર પાડવામાં કરવા જોઇતા સ્વાર્થત્યાગ ઉપર રહેશે

મુસલમાનોને આ દેશમાં આવ્યે એક હજાર વર્ષ ઉપરાંત વખત ગયો છે એમના બળના વખતમાં હીંદને, એમને લેવા પડયા. બળ નાબૂદ થયા પછી બધી રીતે એમની સ્થિતિ ઉતરી ગયા છતાં હીંદે એમને નભાવ્યા અને એક અંગરૂપ ગણ્યા. માત્ર ગયાં થોડાં વર્ષથી કોણ જાણે કયાંથી, કમનસીબે એક દેશની બે આંખો સામસામી ઘુરકવા મંડી હવે આ યોજનાને અંગે બન્ને આંખો કુદરતી રીતે જોવા મંડે એમ સૌ માને છે. પણ આ એકતા રાજ્ય પ્રકરણી દૃષ્ટિએ થઇ છે. એટલે જો રાજ્ય પ્રકરણી સ્વાર્થ ઉપર જ એને નભાવવાના પ્રયત્ન થશે તો ભવિષ્યમા પણ ભયનો પ્રસંગ આવશે. એ બન્ને કોમો સાંસારિક એકતા ઉપર સાથે રહેશે તો રાજ્ય પ્રકરણી સ્વાર્થ–એકતા બન્નેની સહજ સરખી જ રહેશે. દેશને આની શી અસર થાય છે તે જોવાનું રહે છે.

તમે રાજ્ય પ્રકરણી પેપર કાઢો છો એટલે મે તેને લગતી જ વાતો ઉપર ઘણે ભાગે લખ્યું છે. બાકી તો હવા સારી છે. ઠંડી મજાની છે, અને ધીમે ધીમે થોડી થોડી ગરમી પડવા આવી છે. ઉપરનાં ત્રણે મંડળોની ગરમી–કામ પૂરાં થએલાંને લીધે–ઓછી થઈ છે, ત્યારે હવે ઋતુ ગરમ થવા લાગી.



( ૨ )

દિલ્હી, તા. ૨૪ મી ફેબ્રુઆરી, ૧૯૨૮.

મે આશા રાખેલી નહીં એ રીતે આજે ચેમ્બરની હકીકત જરા વધારે પ્રત્યક્ષ જાણવાની તક મળી છે. શોભા ભરેલા એ મંડળમાંથી ધીમે ધીમે ગેલેરીમાં જગા ખાલી થતી જાય છે અને માગવામાં આવે તો ટીકીટો મળે એવું દેખાય છે આજની હકીકત વધારે સ્પષ્ટ લખી શકાય એવું લાગવાથી લંબાણના ભયે પણ આ બીજો કાગળ લખું છું. મહારાજા બીકાનેર તરફથી રાજ્યોની અંદરની સુધારણા સંબંધીનો વિચાર શરૂઆતમાં મુકાયો હતો અને બપોરનો ખાણાનો વખત થયો ત્યારે કેટલાંક બહુ જ સાંભળવા લાયક અને સુવિચારવાળાં ભાષણો પછી તે પસાર થયો છે. અર્થાત્ મારા ગઈ કાલના પત્રનું અનુમાન ખરૂં ઠર્યું છે. એ ઠરાવ, રાજ્યમાં દખલગીરી વગરનો ન્યાય મળે એવો પ્રબંધ કરવા સંબંધી અને નૃપતિનું પોતાનું ખર્ચ, સ્થિતિ, મોભો, રાજ્યની ગુંજાશ, એ બધું ધ્યાનમાં લઇને એક રકમ ચોકખી નક્કી કરવા સંબંધનો હતો.

દસ વર્ષના ચૅન્સલર તરીકેના અનુભવને લીધે અને રાજ્યની આંતર વ્યવસ્થાના અનુભવના આધારે બીકાનેર નરેશે એ ઠરાવના સમર્થનમાં એક ઠીક, વિચારવંત અને મનન કરવા લાયક ભાષણ કર્યું હતું. સરકાર તરફથી કોઇ જાતનો હસ્તક્ષેપ ન થાય એ સંબંધમાં આજ સુધી જણાવવામાં આવેલી દલીલો ઉપરાંત ઘણી માન્ય રહેલી દલીલો પણ નિવેદન થઇ હતી સુરાજ્યની ખરી વ્યાખ્યા એમણે આલેખી દેખાતી હતી. લોકશાસન કે વ્યક્તિ શાસન, દરેકના પાયામાં રૈયતનું સુખ અને શાંતિ તથા સત્તા તરફનો સંતોષ મુદ્દાની વાત છે; એ અસરકારક રીતે સમજાવવામાં આવ્યું હતું.

રાજાઓની સ્થિતિને સજ્જડ કરવાની ધારણાની સાથે પ્રજા પાલનની અગત્ય એ કરતાં પણ વિશેષ છે એ વાત તથા એવી રીતે વર્તતા નરેશોના રાજ્યમાં અણઘટતો હસ્તક્ષેપ ઉપરી સતા તરફથી ન થવો જોઇએ એ વાત, એ નરેશની હીંમતને છાજે તેવી રીતે અને કોઇથી વાંધો ન લઇ શકાય એવી મિત્રતા ભરી રીતે એમણે મુકી હતી. એમનું ભાષણ લાંબુ હતું, પરંતુ રાજ્યોની સ્થિતિનું તવારીખવાર વર્ણન કરવાની જરૂરીઆત સ્વીકારીએ તો ઉપયોગી હતું. છતાં કાંઈક સંક્ષેપમાં હોત તો સારૂં એમ કેટલાકને લાગ્યું હતું. લગભગ એક કલાક કરતાં વધારે વખત તેમણે ભાષણ કર્યું હતું. જેમણે એમની શક્તિને ચૅન્સલર તરીકે, રાજા તરીકે, રાજકીય પ્રશ્નોના વિચારક તરીકે અને છેવટ શહેનશાહતના મોટા સવાલોના તથા સુલેહ પરિષદના ગંભીર પ્રસંગોમાં જોઇ હશે એઓથી એમની યોગ્યતા પુરેપુરી સમજી શકાય. મારા જેવા સાંભળીને ખબર મેળવનારા અથવા તો ઘણી મહેનતે કોઇક જ પ્રસંગે જાતે જાણવાનો અવકાશ લઇ શકનાર એના ઉપર ખરો અભિપ્રાય આપી શકે નહીં. આ એકજ પ્રશ્ન ઉપર જેટલું જાણવામાં આવ્યું છે તે ઉપરથી એટલું કહી શકાય કે એઓ આ જમાનાના એક સમર્થ નૃપ છે. અને જે ઠરાવ આજ બહાર લાવવામાં આવ્યો છે તેનો પૂર્ણ અંશે અમલ થાય તો જ્યાં જ્યાં તેનો અમલ થાય ત્યાં ત્યાં હાલ છે તેના કરતાં લોકો સંતોષથી અને રાજ્યભક્તિથી રહી શકે એમ ભાસે છે. એ ઠરાવનું વિશેષ સમર્થન કરવામાં અનુભવવાળા અને બોલવાની શક્તિ ધરાવતા બીજા નરેશોએ પણ ભાષણો કર્યાં હતાં પતીઆળા નરેશ જે અત્યારે નરેંદ્રમંડળના ચૅન્સલર છે એમણે અને ભોપાળના નવાબ સાહેબ કે જે અલીગઢ યુનિવરસીટીના ગ્રેજ્યુએટ છે એમણે, પોતાની વિદ્યાને છાજે એવું અને પોતાનાં વૃદ્ધ રાજ્યમાતાને પગલે ચાલવાની શક્તિ બતાવનારૂં ભાષણ આપ્યું હતું. અલવર નરેશે ટુંકું પણ શબ્દે શબ્દમાં ઠરાવને સમર્થન કરનારૂં અને આ ઠરાવને હથીઆર રૂપ કરીને બહારથી અતિક્રમણ થવાનો ભય લાગતો હોય તો એ ભયને ટાળનારૂં સંભાષણ કર્યું હતું. મહારાજા કપુરથલા, જેની કીર્તિ આંતર રાષ્ટ્રીય છે અને જેમની ભાષાની મધુરતા મોહ ઉપજાવે

એવી છે એમણે પણ એ ઠરાવને અનુમોદન આપ્યું હતું. એક પણ વિરૂદ્ધતા સિવાય આ ઠરાવને આવકાર મળ્યો. ટુંકું પણ બહુજ અસરકારક દલીલવાળું કાશ્મીર નરેશનું ભાષણ, સાંભળનારને ગમે તેવું હતું. ઠરાવના કારણનું સ્પષ્ટ નિદાન જે બીજા કોઈ ભાષણમાં દેખાતું ન હતું, તે સાંભળ્યું છે કે તેમણે કરી બતાવ્યું હતું. એમણે કહ્યું હતું કે દરેક રાજાના બે સંબંધો છે. રાજ્યની અંદરના "Internal" અને રાજ્યની બહારના "External." રાજ્યની બહારનો તત્કાલ સંબંધ બ્રિટિશ સરકાર સાથેનો છે. તેઓની સાથેની મૈત્રી ટકી રહ્યાની સાથે તે હસ્તક્ષેપ ન કરી શકે એટલા માટે આપણે આપણી કરારથી અને વખતો વખત ના. શહેનશાહના જાહેર વચનથી–"announcement" થી–રક્ષાયેલી સ્થિતિ સુદૃઢ રહે એવું કરવું જોઇએ; જે અત્યારે તપાસ માટે નીમાયલી કમિટિના પ્રયાસને અંતે કરી શકીશું, એમ મને આશા છે. પણ રાજ્યની અંદરની વ્યવસ્થા માટે આપણે સ્વતંત્ર છીએ અને એ વ્યવસ્થાને સુદૃઢ કરવાને એ સ્વતંત્રતા બહુ કામ લાગે એમ છે. એનો ઉપયોગ બીકાનેરના ના૦ મહારાજાના ઠરાવમાં સૂચવેલી સુધારણામાં સમાયેલો છે. આપણી પોતાની ઈચ્છા છે કે કોઈની પણ દખલગીરી વગર આવાં કાર્યોથી લોકોને આપણે સંતોષી શકીએ તો રાજ્યોની હયાતી સુદૃઢ થાય છે. "આપણે લોકોમાંના જ છીએ ઘણા વર્ષથી, ઘણા કાળથી, રાજા પ્રજા એક બીજાનાં અંતઃકરણોને ઓળખે છે. પ્રજાપાલનના નિયમો રાજા અને રાજ્યભક્તિના નિયમો પ્રજા પાળે તો બન્નેની સલામતી અને રાજ્યની હયાતી મેળવી શકાય–જાળવી શકાય. એને માટે આ ઠરાવ ખાસ અગત્યનો છે." એવી મતલબનું ટુંકાણમાં પણ અસરકારક રીતે પતીઆલા નરેશ બોલ્યા હતા છેવટે એ ઠરાવ ચેંબર પાસે અભિપ્રાય માટે મુકાયો. ના. વાઈસરોયે જે ભાષણ કર્યું તે ખરેખર એમના ઉંચા દરજ્જાને, હીંદ અને રાજસ્થાનો બન્નેને સમાન દૃષ્ટિએ જોનાર ઉપરી સત્તા તરીકે અને એક ધાર્મિક હૃદયના રાજ્યનીતિજ્ઞને છાજે તેવું હતું. કોઇના મનમાં કાંઈ પણ શંકા ન રહે એવા સ્પષ્ટ શબ્દોમાં તેમણે કહ્યું કે તમે તમારૂં તમારાથી સુધારી લ્યો તેને હથીઆર રૂપ બનાવીને સરકાર કદી પણ રાજ્યમાં હસ્તક્ષેપ કરે નહીં. તેની ખાત્રી

આપવાને સરકારની પદ્ધતિ હસ્તક્ષેપ કરવાની નથી એમ કહ્યું. દેશની બન્ને રાજ્ય પદ્ધતિ પરસ્પરના હસ્તક્ષેપ વિના સુયોગ્ય ચાલી જાય એવી એમણે આશા બતાવી હતી. એના ઉપાયો યોજવામા બન્ને પક્ષની સહાનુભૂતિની જરૂર સૂચવી હતી. અને બન્નેના સંયોગ માટે સરકારની જોઈતી મદદની ખાત્રી આપી હતી એટલુ કહ્યા પછી એ ઠરાવ ચેબરની સંમતિ માટે મૂકવામાં આવ્યો હતો. અને એકે અવાજે તે પસાર થયો હતો

આ કાગળ, થએલાં ભાષણોના તરજુમા રૂપે નથી. એ કરી શકું એવી સ્થિતિમાં હુ નથી. પણ આ કાગળ પહેલાના કરતાં વધારે ખાત્રીથી બીડી શકુ એવા સયોગોમાં લખાયો છે. મને એમ થાય છે કે ચેંબરનાં આવાં ભાષણો જાહેરમાં આવે તો જે ખોટો ખ્યાલ બ્રિટિશ હીંદમા કેટલીક જગાએ છે તેના ઉપર ઘણું અજવાળું પડે. જે સંબંધ પરસ્પર સાથે બેસી વાદવિવાદથી ન સાધી શકાય તે પરસ્પરનાં પરોક્ષ ભાષણો અને પરોક્ષ કાર્યોથી સાધી શકાય એમ માનવું એ અતિશયોક્તિ નથી. ચેબરના બંધ પડદા ખુલ્લા થાય તો કેવું સારૂં ?

જે ખ્યાલ હું મેળવી શકયો છું તે ઉપરથી આ વખતના નરેશ મંડળે ઠીક કામ કરેલું કહેવાય. એક વ્યક્તિ જે હંમેશાં નરેશ-મંડળમાં ઉત્સાહ ભર્યો ભાગ લેતી ગણાય છે, તેની ગેરહાજરી આ વખતે જણાતી હતી. મહારાજા જામસાહેબ દિલ્હીમાં હોવા છતાં માંદગીને સબબે નરેન્દ્રમંડળની સભાઓમાં હાજરી આપી શકયા ન હતા. એમની શક્તિ, વિચારણાબુદ્ધિ અને ભાષણ પદ્ધતિ વિચારનારાઓ કહે છે, કે એ અફસોસની વાત હતી. પરંતુ મારા જાણવામાં આવ્યું છે, કે દિલ્હીમાં એમની હાજરીએ આડકતરી રીતે પણ આ બધા સવાલોમાં ઠીક ફાળો આપ્યો હતો. હજી બીજા બે દિવસ ચેબર બેસશે એમ લાગે છે, પણ હું કાગળો બાગળો હવે લખવાનો નથી.



# રાજસ્થાનોનો વારસા હક.

લૉર્ડ ડલહૌસીના વખત પહેલાં એક રાજાના મરણ પછી રાજ્યોમાં વંશપરંપરાના નિયમ પ્રમાણે જે નજીકનો વારસ હોય તે સામાન્યતઃ ગાદીએ આવતો. જ્યારે ઈસ્ટ ઇંડીઆ કંપનીનું પ્રાબલ્ય ધીમે ધીમે વધીને બહુ જોરદાર થયું, ત્યારે લશ્કરી સમયમાં જેમ દુનિયાના બીજા ભાગોમાં થાય છે તેમ એ કંપનીને પણ પોતાના રાજ્યની સીમા વધારવાની સહજ ઇચ્છા થઇ આવી જેને અંગે એવો નિયમ કરવામાં આવ્યો કે જ્યાં સીધા વારસ હોય નહીં ત્યાં તે રાજ્ય કંપનીના રાજ્યની સાથે મેળવી લેવું. એ રીતે કેટલાંક રાજ્યો ઇસ્ટ ઈંડીઆ કંપનીમાં મળી ગએલાના દાખલા ઇતિહાસના પાનામાં છે. સ્વાભાવિક રીતે આ રાજનીતિને લીધે જેઓ રાજ્ય ખોઇ બેઠા તેમાં તો અસંતોષ થયો, પણ જે રાજ્યો હયાત હતાં તેના રાજાઓને પણ પોતાના ભવિષ્યની બીક લાગવા માંડી. એટલે હયાત રાજાઓમાં અને પદભ્રષ્ટ વારસદારોમાં, એમ સરખી રીતે અસંતોષનું બીજ રોપાયું. અને એ અસંતોષ માંથી ૧૮૫૭ નું બંડ હીંદુસ્તાને જોયું.

હીંદુસ્તાનમાં જેટલી જેટલી રાજસત્તાઓ હતી તેના કરતાં એકંદર રીતે જોતાં કંપનીની રાજસત્તા વધારે ન્યાય પુરઃસરની હોઇને, કુદરતી પરિણામ તરીકે એમાં એનો જય થયો, પણ એ જયના દિવસોમાં પણ વિલાયતના રાજકર્તાઓ અને તેના સલાહ-કારોએ ૧૮૫૭ ના તોફાનનું ખરૂં સ્વરૂપ સમજીને એવો ઢંઢેરો કાઢ્યો કે સરકાર ભવિષ્યમાં વારસાના વિષયમાં વચમાં પડશે નહીં. અને જ્યાં તરતનો સીધો વારસ નહીં હોય ત્યાં દત્તક લેવાનો હક પણ આપશે.

એ પ્રમાણે વારસા પત્રકનું ધોરણ બંધાયું. એ ધોરણ બંધાયા છતાં પણ સરકારે પોતાનો પગ આડકતરી રીતે એવી રીતે રાખ્યો કે જેથી સીધા વારસ અથવા તો દત્તક લીધેલા વારસ છતાં પણ એ વારસના રાજ્યારોહણ વખતે એને કબૂલ રાખવાની તેમજ એ માટે સંમતિ આપવાની સત્તા સરકાર પાસે રહી. સત્તાને લીધે કે વાંધો લેવાની અશક્તિને લીધે એ ધોરણ ઠેઠ ૧૯૧૬ સુધી ચાલ્યા કર્યું. રાજકર્તાઓની કોન્ફરંસના રિપોર્ટ ઉપરથી જણાય છે, કે ૧૯૧૬ માં રાજકર્તાઓની કોન્ફરંસ વખતે ના બીકાનેર નરેશે એ સવાલનું ઘણુ જ સુક્ષ્મતર નિરીક્ષણ કરીને કોન્ફરંસમાં એ વિષે ચાર નિયમો સૂચવ્યા હતા આ નિયમો નીચેની મતલબના હતા

( ૧ ) હીંદુ રાજ્યોમાં અને મુસલમાન રાજ્યોમાં જ્યાં વંશ-પરંપરાના સિદ્ધાત પ્રમાણે રાજ્યાભિષેકનો રિવાજ હોય, ત્યાં એક રાજકર્ત્તાના અવસાન પછી વંશપરંપરાના નિયમ પ્રમાણે જે નજી-કમાં નજીક વારસ હોય, તેનો સરકારની રજા કે સંમતિ સિવાય રાજ્યની ઉપર હક હોવાથી, તે ગાદી ઉપર આવે.

( ૨ ) ઉપરના મત સાથે મળતાં થતાં ભોપાળનાં નામદાર બેગમ સાહેબે સાથે સાથે એવો અભિપ્રાય આપેલો કે જે મુસલ-માન રાજ્યોમાં એથી બીજી જાતનો રિવાજ હોય, તે રાજ્યમાં ત્યાંના રિવાજ પ્રમાણે વારસો ઉતરે.

(૩) સીધા વારસના અભાવે કોઇ રાજાને દત્તક લેવાની ઇચ્છા હોય, તો તે તેમ કરવાને સ્વતંત્ર છે. અને એ દત્તવિધાન કબૂલ રાખવાનું વચન ૧૮૫૭ ની સાલમાં લૉર્ડ કેનિંગ તરફથી જે સનદ આપવામાં આવી છે, તે પ્રમાણે દત્તક લીધેલો વારસ ગાદીએ બેસી શકશે.

(૪) તકરારી વારસાના કેસોનો ફેંસલો સરકારના નિશ્ચય ઉપર રહેશે.

આ સવાલના ઉહાપોહને અંતે સરકારે આ બધી વાતના સિ-દ્ધાંતને સ્વીકાર્યો અને સરકારની આવી બાબતમાં વચ્ચે પડવાની

બીલકુલ ઇચ્છા નથી એમ જાહેર કર્યું. પરંતુ સાથે સાથે માત્ર એક શિરસ્તા તરીકે ગાદીનશીન ક્રિયા જે વખતે ખુશાલી બતાવનારા ખરીતાઓ લખાય છે તેમાં મુબારકબાદીના વિવેક સાથે સરકાર માત્ર "આપના રાજ્યાભિષેકને સહાનુભૂતિની નજરથી જુએ છે" એવી જાતના કાંઇક શબ્દ પ્રયોગ રાખવાનો ઠરાવ સરકારે બહાર પાડ્યો અને હાલમાં હવે એ ધોરણે કામ ચાલે છે.

છતાં કોઇ કોઇ બાબતમાં એ સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન પણ થઈ ગયું દેખાય છે. દાખલા તરીકે બસ્તરના નરેશને પુત્ર ન હતો, પણ એક પુત્રી હતી. બસ્તર નરેશના મરણ પછી એ રજપુત રાજા હોઇને વંશપરંપરાના નિયમ પ્રમાણે નજીકના કોઇ વારસને સરકારે પસંદ કરવો જોઇએ, તેને બદલે દીકરીને પસંદ કરી અને તેને ગાદી વારસ ઠરાવી. આ ઠરાવ કરતી વખતે સરકારના ધ્યાન ઉપર એ વાત રહેલી લાગતી નથી કે દીકરીને રાજ્ય આપવું એટલે એક જાતના રજપુતમાંથી બીજી જાતના રજપુતને રાજ્ય આપી દેવાનુ તેમાંથી પરિણામ આવે છે. રજપુત જ્ઞાતિમાં જે જાત અને ગોત્રનું કુટુંબ હોય તે જાત અને કુટુંબના પુરૂષની સાથે કોઇ પણ દીકરીનું લગ્ન થઇ શકે નહીં. એણે બીજા જ ગોત્રમાં લગ્ન કરવું જોઇએ. એટલે કે જો કુંવરી ચૌહાણ જાતીની હોય તો તેનું પરમાર, જાડેજા કે સીસોદીઆ એવા કોઇ બીજી જાતના રજપુતની સાથે લગ્ન કરી શકાય પરિણામ એ આવે કે એનો જે પુત્ર થાય, તે બીજા જે કુળ કે ગોત્રમાં તેનું લગ્ન થયું હોય તે કુળ કે ગોત્રનો થાય એટલે માત્ર વારસાની બાબતમાં ખોટો નિર્ણય કરવાથી સરકાર એક કુટુંબમાંથી બીજા જ કુટુંબમાં રાજ્ય ફેરવે છે. ઇતિહાસની દૃષ્ટિએ, સત્તાની દૃષ્ટિએ અને વારસાના હકની દૃષ્ટિએ આ સિદ્ધાંત બીલકુલ ભૂલ ભરેલો છે. પાછળથી થએલી ફરીઆદોથી સરકારને આ વાતનું ભાન થયું હોય એમ એટલા ઉપરથી લાગે છે, કે એવો જ એક બીજો કિસ્સો એજ પ્રાંતના એક રજપુત જ્ઞાતિના બીજા સંસ્થાન કાંકરમાં બન્યો, ત્યારે ત્યાં પુત્ર નહીં પણ પુત્રી હોવા છતાં એ પુત્રીને સરકાર વારસ ઠરાવવાની હીંમત કરી શકી નહીં. અને બીજા એક બાળકને પસંદ કર્યો એ પ્રકારની પસં-

દગીમાં પણ ઘણી અનિયમિતતા છે, એનું વર્ણન આ ઠેકાણે અપ્રસ્તુત છે. પણ સિદ્ધાંત કબૂલ કર્યા છતાં સરકારનું રાજદ્વારી ખાતું આવી ભૂલ કરી બેસે છે તેનો આ અચૂક દાખલો છે.

વારસાના હક જેવો માણસની જીંદગીને અસર કરે એવો બીજો કોઈ હક છે નહીં. એટલા માટે એમાં તો બહુ સંભાળથી નિર્ણયો થવા જોઇએ.

૧૪–૭–'૨૮



# રૉયલ કમીશન.

હીંદુસ્તાનના હાલના રાજ્યબંધારણની તપાસ કરવા અને તેમાં ફેરફાર કરવા સર જોન સાયમનના પ્રમુખપદે રૉયલ કમીશન નિમાયું છે. આ કમીશનના બધા જ સભ્યો, પાર્લામેંટના સભ્યો છે. તેમાં એકેય હીંદી સભ્યને સ્થાન નથી. આ સંયોગોમાં હીંદુસ્તાનના લગભગ તમામ રાજદ્વારી મંડળોએ અને પક્ષોએ તેનો વિરોધ કર્યો છે. અને તે પણ ઘણાંએ તો એ ધારણાથી વિરોધ કર્યો છે કે રૉયલ કમીશનનો બહિષ્કાર કરવો.

કમીશનમાં હીંદની પ્રજાના પ્રતિનિધિઓને નીમવા જોઈએ, એ મહત્વની બાબત બ્રિટિશ રાજદ્વારીઓની દૃષ્ટિ બહાર ન જ હોઇ શકે; બલ્કે હેતુપૂર્વક જ આ પદ્ધતિનો તેમણે અંગિકાર કર્યો હોવો જોઇએ. કારણ કે હીંદુસ્તાન સ્વતંત્ર નહીં પણ રક્ષિત "Protectorate" સંસ્થાન છે, એવી માન્યતાથી દરેક રાજદ્વારી બાબતમાં હીંદુસ્તાનની પ્રજાની સંમતિ લેવાનો સિદ્ધાંત તેઓ માન્ય ન રાખતા હોય એ સંભવિત છે. એટલા જ માટે હીંદુસ્તાનને રાજદ્વારી સુધારા આપવાનો અને તેનું રાજદ્વારી ભવિષ્ય ઘડવાનો માત્ર પાર્લામેંટને જ હક છે એવા પ્રકારનો સિદ્ધાંત સ્થાપિત કરવાનો બ્રિટિશ રાજદ્વારીઓનો હેતુ હોય એમ જણાય છે. અર્થાત્ કે હીંદુસ્તાનના રાજકારણની છેવટની સત્તા પાર્લામેંટના જ હાથમાં છે અને પાર્લામેંટનો નિર્ણય હીંદુસ્તાનને બંધનકર્તા છે, એ વાત એક નિયમ તરીકે જો એકવાર સ્થાપિત થઇ જાય તો ભવિષ્યમાં પણ કોઈ વખત હીંદુસ્તાનની પ્રજા ઇંગ્લેંડની સાથે બેસવાના સમાન દરજ્જાના અધિકારની કાયદેસર રીતે માગણી કરી શકે નહીં. કેવળ પાર્લામેંટરી કમીશન નીમવામાં બ્રિટિશ મુત્સદ્દીઓની આવા પ્રકારની ધારણા

સિવાય, તેમાં હીંદીઓને નહીં નીમવાનું કોઇ પણ પ્રકારનું કાવતરૂં હોય એ માન્યતા બીલકુલ ભૂલભરેલી છે.

કમીશનમાં હીંદીઓના પ્રતિનિધિત્વદ્વારા આપણો ભાગ હોવો જોઇએ એ ખરૂં છે. છતાં અત્યારે હવે એ વ્યવહારૂ નથી. રૉયલ કમીશનનું બીલ પાર્લામેંટની બન્ને સભામાંથી પસાર થઇ ગયું છે. અત્યારે તો હવે એ જ માર્ગ છે કે ધારાસભાના જે હીંદી સભ્યોને "co-opt" કરવામાં આવે તે સભ્યોનો મોભો અને સત્તા કમીશનના સભ્યો જેવાં જ રાખવાં જોઇએ. વળી કમીશનની તપાસનું જે કાર્યક્ષેત્ર હોય તે સંબંધી માહેતી મેળવી નિર્ણય બાંધવાની અનુકુળતા માટે આ વધારાના હીંદી સભ્યોને સરકારી દફ્તરો, પત્રો અને તત્સબંધે થએલી ચર્ચાની નોંધો જાણવાની જ નહીં પરંતુ રૉયલ કમીશનના સભ્યો સાથે વિગતેસર ચર્ચા કરી આ સભ્યોને પોતાનો સત્તાવાર અભિપ્રાય દર્શાવવાની સત્તા હોવી જોઇએ.

વળી આ સભ્યોએ વધારાના Associated સભ્યો ભલે કહેવાય, પરંતુ સાક્ષીઓની ઉલટ તપાસમાં પ્રશ્નો પૂછી રહસ્ય શોધી કહાડવાનો તેમને હક હોવો જોઇએ તથા છેવટ જ્યારે પાર્લામેંટની જોઇંટ સીલેક્ટ કમિટિ સમક્ષ કમીશનનો રિપોર્ટ જાય ત્યારે તે રિપોર્ટમાં આ હીંદી સભ્યોના પણ લેખિત અભિપ્રાયો હોવા જોઇએ. વળી બની શકે તો જે વખતે કમીશનનો રિપોર્ટ પાર્લામેંટ સમક્ષ મુકાય ત્યારે મિ. મોંટેગ્યુના વખતમાં જેમ જોઇંટ કમિટિનો એક હીંદી સભ્ય ઉમરાવોની સભામાં હતો તે પ્રમાણે—જો કે બનવું મુશ્કેલ છે, તો પણ—ઉમરાવોની અને આમની સભામાં અથવા તો તે બેમાંથી એક સભામાં હીંદી સભ્ય હોય એવો પ્રબંધ કરવો જોઇએ. આવા પ્રકારનું પગલું ભરવાનું કારણ હીંદનું સ્વમાન ગુમાવાયું છે એ નથી પરંતુ જે અગત્યનો સવાલ પાર્લામેંટ પાસે છે તે સવાલ સંબંધી નિર્ણય કરવામાં ભૂલ ન થઇ જાય એવી રીતે આ સવાલનું દોહન થઇ શકે, એ છે. જો આ પ્રમાણે નહીં કરવામાં આવે તો તેમાં હીંદુસ્તાનને જેટલું નુકસાન છે તે કરતાં વધારે નુકસાન પાદશાહતને છે. કારણ કે તેના રાજનીતિજ્ઞ પુરુષો અજ્ઞાનથી ખોટા માર્ગ ઉપર ચડી જવાનો તેમાં ભય છે. આટલા માટે જે પ્રજાનું ભવિષ્ય ઘડવામાં આવે છે, એ પ્રજાના સાચા સહ-

કારની માત્ર હીંદના હિત કરતાં પાદશાહતના હિત અર્થે અગત્ય છે. બ્રિટિશ રાજ્યનીતિજ્ઞ પુરુષોએ આ વસ્તુ બરાબર સમજવી જોઇએ. એટલે હવે સહકારની ઉપરોક્ત દૃષ્ટિએ હીંદુસ્તાન પણ કમીશનનો બહિષ્કાર ન કરે અને સહકારમાં ખરેખરો લાભ છે એમ માનીને જ કમીશનનો સ્વીકાર કરે એ ઇચ્છવા જોગ છે. પરંતુ હાલની સ્થિતિમાં હીંદીઓના સહકારનો કોઇ પણ માર્ગ ખુલ્લો હોય તો ઉપર સૂચવ્યો તે જ છે. એકલા સ્વમાનની લાગણીથી દોરવાઈ જઈ આવેલી તકને ગુમાવી દેવી એ યુક્ત નથી; કારણ કે એ રીતે આવેલી તકને ગુમાવનાર પ્રજા પ્રજાયત્ત રાજ્યતંત્ર (Democracy) ની પ્રગતિને બરાબર રીતે સમજતી નથી એમ ગણાય. કારણ કે પ્રજાયત્ત રાજ્યતંત્રનું એક સૂત્ર એ પણ છે કે આવેલી તકને કદી પણ જવા ન દેવી. વળી "આપણા સ્વમાનની મગરૂબી માટે આપણે શરમાવું પડે." એ સ્થિતિ ઉત્પન્ન ન થાય તે માટે સાવચેતી રાખવી જોઈએ બેશક આપણું જે છે તે આપણને મળવું જોઇએ તે માટે બે મત નથી. પરંતુ તેને માટે ખરો માર્ગ માત્ર હીંદુસ્તાનમાં જ આપણું બળ જમાવવાનો નથી ઇંગ્લેંડમાં બળ જમાવવાનો છે.



# પૂર્વના ધોરણે વહીવટ.

એક મત એવો છે કે આપણા રાજ્યોનો વહીવટ આપણી પૂર્વની પ્રણાલિકા અનુસાર ચાલવો જોઇએ. પરંતુ એ ધોરણે રાજ્યોનો વહીવટ મૂકવાના પ્રારંભિક પગલાં તરીકે દેશી રાજ્યોના વહીવટને અંગે કેટલાક મહત્વના મુદ્દાઓનો નિર્ણય કરવો આવશ્યક છે.

(૧) તો રાજ્યકર્તાઓએ અમુકથી ઓછું નહીં અને અમુક કરતાં વધારે નહીં એ રીતે પોતાના અંગત ખર્ચની મર્યાદા સ્વયમેવ સ્વીકારી લેવી જોઇએ. એટલે પ્રજાને ખાત્રી થાય કે તે જે દ્રવ્ય રાજકોષમાં આપે છે, તેનો બદલો તેને યથાર્થ રીતે મળી રહેશે (૨) એ કે દેશી રાજ્યોમાં સર્વત્ર કાયદાનું સામ્ય (Common Law) હોવું જોઇએ. નિઝામ સરકારનો કાયદો જુદો અને મ્હેસોર સરકારનો કાયદો જુદો, એ સ્થિતિ ન હોવી જોઇએ. એક રાજ્યમાં જે કાર્ય ગુન્હો ગણાતું હોય, તે જ કાર્ય બીજા રાજ્યમાં પણ ગુન્હો ગણાય અને તેની સમાન શિક્ષા થાય તે પ્રમાણે બધાં રાજ્યોમાં કાયદાનું સામ્ય હોવું જોઇએ. (૩) દેશી રાજ્યોમાં લોક રક્ષણ માટે યથાયોગ્ય પ્રબંધ થઇ શકે એટલા માટે પોલીસખાતાની પુનઃરચના આવશ્યક છે. અને (૪) એ કે દેશી રાજ્યોમાં "Pensionable service" ના ધોરણે નોકરીઓનું પુનર્વિધાન કરવું જોઇએ, જેથી રાજ્યોમાં નોકરી કરનારાઓને ખાત્રી થાય કે પોતે જો વફાદારીપૂર્વક રાજ્યસેવા કરશે તો પોતાની સ્થિતિ રાજ્યમાં કાયમ જ છે. તે સાથે સાથે સિદ્ધ કરેલાં કારણો સિવાય રાજ્યના કોઇપણ નાના કે મોટા નોકરને બરતરફ ન કરવો જોઇએ. એટલું જ નહીં પણ દરેક નોકરને પણ નિઃસંશય લાગવું જોઇએ કે જ્યાંસુધી તે પોતાની ફરજ બરાબર બજાવે છે અને જે સિદ્ધ

કારણોને અંગે પોતાને નોકરીમાંથી રજા મળે, તે કારણો પૈકીનું એક પણ કારણ જ્યાં સુધી તે અધિકારી, રાજ્યને આપતો નથી, ત્યાં સુધી તેની નોકરીને ઉની આંચ આવી શકે એમ નથી.

ઉપરના મહત્વના મુદ્દાઓ સંબંધી જો દેશી રાજ્યો વિચાર કરે અને વિચારોને અંતે યોગ્ય નિર્ણય કરી તેનો અમલ કરે, તો દેશી રાજ્યોની આંતર વ્યવસ્થા સંબંધે હમણાં હમણાં જે આક્ષેપો કરવામાં આવે છે તે દૂર થાય, એટલું જ નહીં પણ પૂર્વની રાજ્ય-વ્યવસ્થાને પ્રજાતંત્રના આ યુગમાં સરસ રીતે સફળતા મળે. અત્યારે બ્રિટિશ હીંદની સરકારની હસ્તક્ષેપની નીતિ સામે દેશી રાજ્યો જે વાંધો ઉઠાવે છે તેનો સરકાર સ્વીકાર કરે પણ તે સાથે જ એક સાહજિક પ્રશ્ન ઉત્પન્ન થશે—સરકાર જ ઉત્પન્ન કરશે—કે “તો પછી દેશી રાજ્યોના આંતરૂ વહીવટ વિષે દેશી રાજ્યો કયા ધોરણોનો સ્વીકાર કરે છે ?”



# હસ્તક્ષેપની નીતિ.

દેશી રાજ્યોના વહીવટમાં સરકારની હસ્તક્ષેપ કરવાની નીતિ સામે વારંવાર પોકાર કરવામાં આવે છે. પરંતુ આ સામે માત્ર એ એક જ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તે બરાબર નથી. હસ્તક્ષેપની નીતિના મૂળમાં એક જ સિદ્ધાંત છે કે કોઈપણ માણુસ જ્યારે બીજાં માણુસોની અનુકુળતા અને સુખનો વિચાર કરતો નથી, ત્યારે જ તેને બીજાના હસ્તક્ષેપ સામે બોલવાનું કારણ મળે છે. આ નિયમ દેશી રાજ્યોમાં હસ્તક્ષેપ કરવાની સરકારની નીતિ સંબંધે પણ બંધ બેસાડી શકાય. સામાન્ય રીતે એટલું ખરૂં છે, કે સરકારની હસ્તક્ષેપની નીતિ સામે હંમેશાં જુલ્મી રાજા જ ફરીઆદ કરે છે. જે રાજા પોતાની પ્રજાના આંતરવ્યવહારમાં હસ્તક્ષેપ કરતો નથી તેને સરકારની હસ્તક્ષેપની નીતિ સામે કાંઇપણ કહેવાનો પ્રસંગ આવતો જ નથી. રાજા હોય કે અધિકારી હોય, પણ તેનામાથી હુકમ કરવાની વૃત્તિ જવી જોઇએ. જેનામાં એ અનિષ્ટ વૃત્તિ હોય છે, તેને જ પોતાના ઉપરી સામે હમેશાં બડબડવાનું હોય છે. કારણ કે આવા રાજા કે અધિકારીને પોતાના મોભાનો ભ્રમ હોય છે અને ' હું ' જ છું ' હું ' માં જ સર્વસ્વ છે, એવો તેનામાં ખોટો ખ્યાલ ભરાઇ બેઠો હોય છે. તે પોતે ' તું ' નો એટલે બીજાનો ખ્યાલ જ કરી શકતો નથી. અથવા તો તેનો "તું" ' હું ' માં મળી ગયેલો હોઇ તે સર્વત્ર ' હું ' ' હું ' ને ' હું ' જ દેખે છે. આ ' હું ' વૃત્તિનો જો નાશ કરવામાં આવે તો શું સામાન્ય વ્યક્તિને કે શું કોઇ રાજકર્ત્તાને અન્યની કે સરકારની હસ્તક્ષેપની નીતિ સંબંધી વિચાર સરખો પણ ન ઉદ્ભવે. ત્યારે પછી તે સામે બડબડાટ કરવાનો તો પ્રસંગ જ ક્યાંથી આવે ?

---

# આ વર્ષનું નરેંદ્ર મંડળ.

( ૧૯૨૯ )

**નરેંદ્ર મંડળની બેઠકો જોવાની જરૂર.**

સહકાર અને શુભેચ્છાની ઇચ્છાથી દેશી રાજ્યમાં લાંબો વખત રહીને રાજ્યો કેવી રીતે ચાલે છે, તેની તપાસ કરવાના પ્રસંગો આવે તો બહુ સારૂં. પણ એ આશા તો મુશ્કેલી ભરેલી, ઘણા કાળે ફળીભૂત થાય અને તે પણ થાય કે ન થાય એવી છે. પણ રાજાઓનો સમૂહ ભેળો થયો હોય ત્યારે તેઓ શી રીતે વર્તે છે, તેઓ કેવા વિચારો કરે છે, થતા ઉહાપોહોમાં ખરા જ્ઞાનનો કેટલો ફાળો આપે છે એ જોવાના પ્રસંગ હોય તો દેશી રાજ્યોના ભવિષ્યની અટકળ કરી શકવાના પ્રસંગ આવે ખરા. આવો અભ્યાસ કરવાની ઇચ્છાવાળાને નરેંદ્રમંડળ (Chamber of Princes) ની બેઠકો જોવાની ભલામણ કરૂં છું. એવી બેઠકોના નિરીક્ષણમાંથી બ્રિટિશ હીંદમાં રાજ્યોને માટે જે સારૂં નરસું બોલાય છે, તેમાં કેટલી સત્યાસત્યતા છે, તેની કાંઇક ઝાંખી થશે. રાજાઓ એટલે નાબૂદ કરવા જેવી વ્યક્તિઓ, એ ખ્યાલ તો તદ્દન અજ્ઞાનમાંથી અથવા તો કોઇ પણ જાતના જાતીય આગ્રહમાંથી ઉત્પન્ન થયેલો છે એમ લાગ્યા વિના રહેશે નહીં. તેમ સાથે સાથે શ્રી કૃષ્ણ ભગવાનના ગીતાના વાક્ય પ્રમાણે બધા રાજાઓ એટલે દુનિયા ઉપરના તેના અંશો, એ વિચાર પણ એટલાજ અજ્ઞાન અને જાતીય આગ્રહમાંથી ઉત્પન્ન થએલો છે, એમ ભાસશે. ટુંકામાં દેશી રાજ્ય અને રાજાઓને વ્યક્તિશ: જોવાના પ્રયત્નની સાથે આ મુગટધારીઓનાં દિલ્હીમાં ભરાતાં સંમેલનને જોવાનું હું દરેક અભ્યાસીને સૂચન કરૂં છું.

**ઘણું જોવાનું અને શીખવાનું.**

ઘણું સારૂં અને સમજવાનું ત્યાંથી જોવામાં આવશે. તેમ કેટલુંક હસવા જેવું અને ન હોય તો કેવું સારૂં એમ લાગણી થાય એવું જોવામાં આવશે. સંમેલનના ફાયદાઓ, અને દરેક સરખી સત્તાવાળાઓ ભેગા થાય તેના ગેરફાયદાઓ પણ ત્યાં દેખાશે. મગજની તેજ શક્તિ અને હૃદયની વિશાળતા, અસહિષ્ણુતા અને શક્તિ છતાં સહિષ્ણુતાનાં પણ દૃષ્ટાંતો ત્યાં જણાશે. રાજ્યો નાનાં છતાં રાજ્યકર્ત્તાની ઉદારતા અને કરોડોની આવક છતાં દૃષ્ટિગોચર થતી વણિકબુદ્ધિ,—એ પણ ત્યાં જોવામાં આવશે. રાજ્ય ચલાવવાની વિચાર ફીલસુફી અને વ્યવહાર—વર્તન વચ્ચેના તફાવતોનુ પણ ત્યાં ભાન થશે. અને મુંગે મોઢે યથાશક્તિ લોકોને સંતોષવાની વૃત્તિ પણ ક્યાંક પ્રકાશિત દેખાશે. એ બધું જોવામાં ઘણું શીખવાનું મળે છે. માત્ર બીલકુલ તાટસ્થ્યથી જોવાની નિરીક્ષણ બુદ્ધિની જરૂર છે.

**જાહેર થતી બેઠકો.**

બહુજ ડહાપણથી નરેન્દ્રોએ આ વખતની બેઠક જાહેર મુકી છે. વર્તમાન પત્રોને અને પ્રજાજનને હીંદુસ્તાનની ધારાસભાઓના જેટલીજ છૂટ, ત્યાં આવવાની રાખવામાં આવી છે. સાચી ટીકાઓ માટેની તૈયારી, ખોટી ટીકા તરફ નીડરતા, સૂચનાઓમાંથી સારૂં ગ્રહણ કરવાની ઈચ્છા અને જનસમાજની દૃષ્ટિએ કાંઈપણ પડદો રાખ્યા સિવાય પરસ્પરના ઉહાપોહો કરી લેવાની આકાંક્ષા, આ અપાયલી છૂટમા દેખાય છે. લોકોને અને રાજાઓને—બેય પક્ષને તેમાં લાભ છે, ગંદા ખાડાઓ સાફ થવાની આમાં આશા છે. ઈર્ષા ભરેલી ખોટી ટીકાઓને નાબૂદ થવાનું આમાં સ્થાન છે અને માત્ર લોકોને ખુશી કરવા માટે બોલાયેલાં વાક્યો પળાવાં જોઈએ, એવો આગ્રહ કરવાની હીંમત પોતાની પ્રજામાં ઉત્પન્ન થાય એનો આમાં અવકાશ છે. એ બધુ થાય તો ભલે થાય એવું નરેશોના હૃદયમાં સુભાગ્યે ભાન છે, એ દેશી રાજ્યનાં રાજા—પ્રજાને માટે એક સુચિહ્ન છે. આ બધાયથી પ્રેરાઈને નિરીક્ષણ લખવાનું મન થઇ ગયું.

**ખાનગી રીતે થતી વિચારણા.**

નરેશો, જાહેર નરેંદ્રમંડળમાં ગયા પહેલાં કેટલાક દિવસ આગળથી અંદર અંદરની ચર્ચા માટે ઑફિસ માટે રાખેલા એક બંગલામાં મળે છે. તેને માટેનો ખાનગી કાર્યક્રમ આગળથી બધાને મોકલવામા આવે છે, એમ જાણુવામાં આવ્યું છે. એ મીલન તો માત્ર રાજા સાહેબો અને એમના મંત્રીઓ અને કારભારીઓ માટે જ છે. બહારની વ્યક્તિઓ કે છાપાવાળાઓ હાજર રહેતા નથી; એ વિષે તો કોઇને ફરીઆદ કરવાનું કારણુ નથી, કારણુ કે બધી જાહેર સંસ્થાઓમાં અંદર અંદરની વાટાઘાટ તો ખાનગી રીતે જ થાય છે અને તે યોગ્ય પણુ છે; કારણુ કે હજી માણુસમાં એટલી હીંમત આવી નથી કે પોતાના હૃદયના બધા વિચારો અને હૃદયની બધી લાગણીઓ જાહેર પ્રચારમા વગર સંકોચે સુકે. અને જ્યાં સુધી વગર સંકોચે માણુસ પરસ્પર ઉહાપોહ કરી શકે નહીં ત્યાં સુધી જે હિતને માટે સભાઓ સ્થપાઈ હોય કે ભરાતી હોય તે હિત પૂર્ણાંશે સાધી શકાય નહી. એટલે એ દૃષ્ટિએ આ સભાઓનું ખાનગી સ્વરૂપ ક્ષંતવ્ય છે. એટલુંજ નહીં પણુ વખાણુવા જોગ છે. પણુ જ્યાં ઘણાં માણુસો મળે ત્યાં ખાનગીપણું બરાબર જળવાઇ શકે નહીં સંસ્કૃતમાં ઠીક કહ્યું છે, કે બે કાનનો મંત્ર ગુપ્ત રહી શકે છે, ચાર કાનમાં પડેલો મંત્ર બહાર જવાના ભય વાળો છે અને અને છ કાનમાં પડયો એટલે તેને ગુપ્ત રાખવાની આશા રાખવી નહીં. એ ધોરણે આ ખાનગી મીલનના વિચારો ઘણે ભાગે ગળાઈ ને બહાર જાહેરમાં આવી જાય છે. પણુ જાહેર થઇ જવાનો ભય, એ માણુસને સુધરવાનાં સાધનોમાનું એક મોટામાં મોટું સાધન છે. એક વખત એવો હતો કે જ્યારે રાજ્યના મુખ્ય દીવાનો કે મંત્રીઓને પણુ એ સભામાંથી બહાર રાખવામાં આવતા હતા. સત્તાના અધીશ–પણુ મંત્રણામાં મંત્રીઓની મદદ વિના ચાલી શકે નહીં એના ભાનવાળા–સમજુ નરેશને એમ લાગ્યું કે રાજ્ય ચલાવવામાં જેની મદદની જરૂર એવા વિશ્વસનીય અને ઉપયોગી મંત્રીઓને નરેંદ્ર મંડળની વિચારણામાંથી બહાર રાખવા એ યોગ્ય અને હિતકર નથી. એટલે ધીમે ધીમે, ઘણાં રાજ્યોમાં પોતાની શક્તિ અને વિચાર બુદ્ધિને માટે અને નિસ્પૃહતાને માટે જાણીતા થએલા

ગણ્યા ગાંઠયા સુમંત્રીઓને તેમાં દાખલ કરવામાં આવ્યા. અને તેનું શુભ ફળ ધીમે ધીમે કળાતું ગયું, તેમ તેમ વધારે ને વધારે કારભારીઓને દાખલ કરવામાં આવ્યા. અને હવે તો દરેક નૃપતિ ઓછામાં ઓછા બે મંત્રીઓ અથવા સેક્રેટરીઓ લઇને આવે છે. અને બધાનો એ સભામાં બેસવાનો સત્કાર થાય છે. એટલું જ નહીં પણ નરેશો પોતાના વિચારોમાં કેટલાકોને તો વિચારો આપવાને આમંત્રે છે. આ સુચિહ્નનાં સારાં ફળો પણ દેખાય છે. વિચારનું ખરૂં સ્વરૂપ એ મંડળ આગળ આવે છે. અને તેનો એક આડકતરો લાભ પણ છે. અને તે એ છે કે મંત્રીઓમાં વિચાર બળની સાથે વિવેક ભરેલી સ્પષ્ટ રીતે પોતાના વિચારોને અધીશો પાસે મૂકવાની ઇચ્છનીય અને સ્પૃહણીય ટેવ પડે છે. નાના કારભારીઓને એ એક નિશાળ છે.

**વિચારણા કેવી થાય છે ?**

ત્યાં થતી વિચારણા લોકો માનતા હશે એવી હાંસી કરવા જેવી નથી હોતી. થોડા ઘણા નરેશો તો–જો નરેશો ન હોય તો–પ્રજા સંઘના આગેવાન બની શકે, એવી વિચાર શક્તિ અને નિડરતાવાળા છે. અને બહુ નાની ઉમરના કેટલાક રાજાઓ સિવાય લગભગ બધા નિર્ણયમાં પોતાનું વ્યક્તિત્વ ઉમેરી શકે એવા છે. એવું પણ જોવામાં આવે છે, કે નાની વયના થોડા ઘણા નૃપો તો સારી આશા આપે એવા છે. છતાંય એટલું ખરૂં છે કે સાથે બેસીને વાત કર્યા છતાં અને પોતાના અને બીજા રાજ્યોના કારભારીઓની રૂબરૂમાં પોતાની શક્તિનું માપ થશે એવા ભાનવાળા હોવા છતાં પોતાની રાજત્વની પદવીનું હોવું જોઈએ તેના કરતાં કઈંક કઈંક વધારે હુંપદ તેમનામાં દેખાય છે. ઘણા કાળનો એ અભ્યાસ તો ધીમે ધીમે જ ઓછો થતો જાય. પણ એમાં પણ સુધારો થશે એમ તો લાગે છે.

**એક અનિચ્છનીય ભય.**

બીજું એક અનિચ્છનીય ચિહ્ન દેખાય છે અને તે એકે વ્યક્તિ વ્યક્તિના મતભેદને લીધે ધારાસભાઓમાં જેમ નાના નાના વિભાગો ( groups ) બંધાયા છે; એમ નરેંદ્રમંડળમાં કેટલાક હોદ્દાઓ માટે ચુંટણીનું તત્વ દાખલ થએલું હોવાથી તેમાં પણ આવા

વિભાગો થશે અને આ વિભાગો અંદર અંદર પોતાના વિભાગના નરેશોને એ ચુંટણીની જગાઓ મળે એવા પ્રકારની ચુંટણીની અનિચ્છનીય યુક્તિઓ અને તેમના મોભાને ન છાજે તેવા પ્રબંધો કરશે. પ્રેસ ગેલેરીમાં બેસનારા કોઇ વર્તમાનપત્રકારને આ વખતની જાહેર બેઠકમાં આવું કાંઇ થયું છે એવું અનુમાન થયું હોય તો મને આશ્ચર્ય લાગે નહીં. કારણ કે સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને એ સ્પષ્ટ થાય એવું હતું કે એવું કાંઈ થયું જ છે. સારી રીતે ચાલતી નરેશ પદ્ધતિ સુરક્ષિત રહે એવું ઇચ્છનારને આ વાત શોચનીય લાગ્યા વિના રહે નહીં; કારણ કે એવી કૃતિમાં ઝેરનાં મૂળ છે. એમાં વિભાગો પડી જવાનો ભય છે. વિભાગો એટલે કમજોરી. નરેંદ્રના આખા વર્ગના હિતને એ કમજોરી નુકસાનકારક છે. સહિષ્ણુતા એ માત્ર નબળાઓનો અલંકાર નથી; સત્તાનું એ મોટામાં મોટું ભૂષણ છે. કરી શકવાની શકિત છતાં, જેઓ અયોગ્યતાના ભાનથી કરવાની ના પાડે છે, તેઓ ખરી સત્તા ભોગવવાની યોગ્યતાવાળા છે. રાજા જેવી વ્યકિત પરસ્પર અસહિષ્ણુતાવાળી હોય તો તે અસહિષ્ણુતાવાળા નરેશની પ્રજાની શી દશા હશે એમ કોઇ વાર લાગી જાય છે. સરખે સરખાના વ્યવહારમાં જો સહન કરવા જેવી વાતોને પણ સહન કરી શકાય નહીં તો પ્રજા જેવા —ગરીબ અને તાબેદાર રહેવાને સરજાયેલી છે એમ મનાતા—મનુષ્ય-વ્યૂહની શી દશા? મને તો એમ લાગે છે, કે નરેંદ્રોને હીંદના જાહેર જીવનમાં ભાગ લેવાની આ તક સુયોગે પ્રાપ્ત થઈ છે, તો પહેલો પાઠ જાહેર જીવનનો ભણવાનો છે, તે એ હોવો જોઇએ કે જાહેર જીવન એટલે જાહેરને માટે જીવવું. પોતાના હિત કે આગ્રહને એક બાજુ ઉપર મુકી દઇને બીજા ઘણાઓના હિત અને આગ્રહને માન આપવાની જાહેર બુદ્ધિ, એજ જાહેર જીવનમાં નેતાઓ થવાની યોગ્યતાનું પહેલું લક્ષણ છે; એમ આ મંડળમાંથી કોઇ સુનૃપતિ કરી બતાવે.

### "राजा कालस्य कारणम्"

'राजा कालस्य कारणम्' એ મહા વાક્ય ઘણા કાળના અનુભવને અંતે હીંદના જુના તપસ્વીઓએ કહેલું છે, એમાં ઘણો અર્થ રહેલો છે. કાળ રાજાઓને ખાઈ જાય, તેના કરતાં રાજાઓ કાળને

સુવ્યવસ્થિત કરે, એવું બને તો કેવું સારૂં ? આખું હીંદ નરેશ પદ્ધતિના સહવાસવાળું છે. પૃથ્વી માત્રનાં બીજા રાજ્યોનાં સ્વરૂપ અને પ્રજા સુધાં બદલાઈ જાય છે, એવા કાળમાં હીંદ કેટલાય સૈકાથી પોતાનું હીંદપણું જાળવી રહ્યું છે; તેનું ખરેખરૂં મૂળ કારણ એ છે, કે એના લોહીમાં નરેશ પદ્ધતિનાં બીજ છે, માત્ર એના નરેશોએ બ્રિટિશ સરકારના કરારનામાથી ઉત્પન્ન થએલી હયાતી અને સુરક્ષિતતાનો અર્થ, ગમે તેમ વર્તવાની છુટ અને પોતાની પ્રજાના અસંતોષ તરફની બેદરકારી સમજી લેવી ન જોઇએ હીંદના હૃદયને યોગ્ય, હીંદના નરેશો થાય તો પરાપૂર્વથી ચાલ્યું આવેલું હીંદ, હીંદ રહેશે. કોઇ બીજી પદ્ધતિએ રાજ્યવ્યવસ્થા થઇ જશે તો પ્રજાનો કાંઇ નાશ થશે નહી. એ તો પોતાને યોગ્ય એવી વ્યવસ્થા કરી લેશે. કારણ કે ગમે તેવા ક્રાંતિકાળમાં પણ સુખે દુઃખે પ્રજા તો નભી જ રહે છે. માત્ર અધિકારી અને સત્તાની વ્યક્તિમાં ફેર થાય છે. એટલે એ પ્રમાણે રાજ્યપદ્ધતિનો વ્યવહાર બદલાશે પણ જનસમૂહ તો પોતાનો નિર્વાહ કરી લેશે. પણ હીંદની પ્રજાનું જે પ્રજાત્વ,—એ પ્રજાત્વ એવું ને એવું રહેશે નહીં, એમ કહ્યા વગર ચાલતું નથી. છતાં એ પ્રજાત્વ—જાળવવામાં જે કાંઇ અંતરાયો આવે તેમાં એકલી પ્રજાનો દોષ નથી. પ્રજાના પાલકનું પણ અણઘડપણું ગણાય. એટલા માટે કાળને સુયોગવાળો બનાવવો હોય, તો એ સુયોગનું કારણ રાજાએ બનવું પડશે. આ વિચારથીજ ‘ राजा कालस्य कारणम् ’ એ સૂત્ર આપણા શાસ્ત્રમાં દાખલ થયું હોય એમ લાગે છે.

**બટલર કમિટિના અંગનો ખર્ચ.**

ખાનગી બેઠકોમાં જે જે વાતો થઇ હતી અને જ્યાંની ઘણીખરી બહાર જાણવામાં આવી છે, તેને લેતાં પ્રથમ તો નરેંદ્રોએ, બટલર કમિટિના સંબંધે અને પોતાની ઑફિસમાં ચાલતા ખર્ચને સંબંધે જે કાંઈ ખર્ચ કર્યું છે તેના હિસાબો તપાસાઇને મંજુર થાય એવી દરખાસ્ત કરી ઘણી મોટી રકમોનું ખર્ચ ગતવર્ષમાં થએલું જણાય છે. પણ જ્યારે માણસો પોતાની હયાતી, અથવા જેના ઉપર પોતાની હયાતી અવલંબી રહી છે તે હકો જાળવી રાખવા પ્રયત્ન કરે છે, ત્યારે એ પ્રયત્નમાં પોતનાં સઘળાં સાધનો

વાપરવા તૈયાર થાય છે. અને એ વિચારે બીજાઓને ગમે તેટલી મોટી લાગે એવી રકમોનું ખર્ચ થયું હોય તો તે ક્ષંતવ્ય છે, એમ જેઓને નૃપતિઓ માટે ખાસ ઈર્ષા ન હોય તેઓ કબૂલ કર્યા વગર રહેશે નહીં. આંકડાઓ કે તેના ગુણાકાર ભાગાકાર સાથે સબંધ ન હોવો જોઇએ, રાજાઓએ તો તેની પાછળ છુપાયેલા સિદ્ધાંતની યોગ્યતાયોગ્યતા તપાસવી ઘટે. એ દૃષ્ટિએ જોતાં રાજ્યની બધી આવક પોતાની છે એવી માન્યતાવાળા નરેશો ખર્ચના આંકડાનો તપાસ કરવા બેસે એ જ આનંદની વાત છે એમ થઈ જાય. આ આંકડાઓ આ વખતે બહુ જ રસથી ચર્ચાયા હતા. અને યોગ્ય મંત્રીઓથી તપાસાયા હતા. જાહેર ફંડોની આવી સુસ્પષ્ટ તપાસણીમાંથી પોતાના રાજ્યની તીજોરીઓના ખર્ચની અને ધીમે ધીમે પોતાની પ્રીવીપર્સના ખર્ચની તપાસણીના ફાયદાનું ભાન નરેશોને થશે. આ લખનારને તો એ જ માત્ર આનંદની વાત છે.

**બટલર કમિટિના રિપોર્ટની ચર્ચા.**

ખાનગી બેઠકોમાં આવેલા ઘણા વિષયો તો જાહેર બેઠકમાં આવ્યા હતા. એટલે જાહેર બેઠક વિષે બોલતાં એ બાબતો ઉપર ત્યાં નિરીક્ષણ લખાશે. હિસાબની બાબત ત્યાં આવેલી ન હતી, માટે આંહી લખી છે. બીજી અગત્યની બાબત જે ત્યાં ચર્ચાઈ હતી તેમાં બટલર કમિટિના તપાસને પરિણામે ધારેલ હકોનું સંગઠન થાય નહીં, તો બીજા શું ઉપાયો લેવા તે સંબંધી હતી. અને એવું પણ સૂચન થયેલું સંભળાય છે કે એમ બને તો રાજાઓના કરારનામાથી મળેલા હકોના ખરા સ્વરૂપની વ્યાખ્યા પ્રીવી કાઉન્સીલની જ્યુડીશ્યલ કમિટિ પાસેથી મેળવવી. કેટલીક ઉહાપોહ પછી આ બાબતનો નિશ્ચય બટલર કમિટિનો રિપોર્ટ બહાર પડ્યા પછી અને બધા રાજાઓની સલાહ મેળવીને હકીકત નક્કી કરવી એમ ઠરેલું છે. રાજકીય અને કરારી હકો કે જે એક વખત નહીં તો બીજી વખત રાજકીય રીતે મેળવી શકાય એવા છે તેના ઉપર કાયદાની ( Judicial decision ) 'હા' કે 'ના' ની છાપ લેવાનો પ્રયત્ન ઉલ્ટો જોખમ ભરેલો છે, એ વિચાર ઘણાના મનને ગુંચવી રહ્યો છે.

**પ્રેસ અને પ્રચાર કાર્ય.**

નરેંદ્રોએ જાહેર બેઠકોને વર્તમાન પત્રોને માટે ખુલ્લી મુકી છે. એટલે કે હાલના જમાનામાં પ્રચાર કાર્ય (Propaganda) ના સિદ્ધાંતને લગભગ અનુમોદન આપવા જેવું કર્યું છે અને એ અનુમોદનને એઓ જાણે પોતાના લાભને ખાતર આગળ વધારવા માગતા હોય એવાં ચિહ્નો બન્યાં છે. કેમકે સાંભળવા પ્રમાણે હીંદ અને વિલાયતમાં રાજ્યોને માટે જે કાંઈ બીન માહેતી હોય તેની ખરી માહેતી આપવાનો, રાજ્યો વિષે ખોટી ચળવળ થતી હોય તો તેની સામે તેવાં જ સાધનો વાપરીને તેની તરફેણમાં ચળવળ કરવાનાં પગલાં, તેમ જ રાજ્યોમાં જે કાંઈ લોકોપયોગી કામ હોય તેને જાહેરમાં મૂકવાનાં પગલા લેવાનો પ્રબંધ કરવામાં આવેલ છે. આ પ્રચાર કાર્યના ડહાપણ વિષે બે મત છે. "કાચના ઘરમાં રહેવા વાળાઓએ બીજાની સામે પથરા નાંખવા નહીં" એ ડહાપણ ભરેલું અંગ્રેજી વાક્ય યાદ આવી જાય છે. તેની સાથે ખોટી કે સાચી રીતે કોદાળી પાવડો લઇને રાજાનું એટલું બધું જ નઠારૂં એમ ગણીને દેશી રાજ્યોના પાયા ખોદવા વાળાઓને બે મોઢે બોલવા દેવા તે યોગ્ય નથી, એમ પણ કેટલાકનું માનવું છે. આ મતભેદમાં પ્રચાર કાર્ય અસ્તિત્વમાં આવશે તો એમાંથી જે પરિણામ આવશે તે પરિણામ માત્ર બે મતમાંથી કયો મત સાચો છે તે સિદ્ધ કરી શકે. અત્યારે તો એ ભય છે, કે એ પ્રચાર કાર્ય રાજાઓને યોગ્ય નથી અને એમાંથી સામી ચળવળ વધારે સતે જ થશે. અને એ ચળવળના સ્વરૂપ જેટલા રાજાઓ નીચા ઉતરી શકશે નહીં અને ગમે તેટલી લાગણી છતાં નીચા ઉતરવા ઇચ્છિશે નહીં. માણસો પોતાના સ્વરૂપ પ્રમાણે ઉચા નીચા ચઢી ઉતરી શકે.

**નરેંદ્ર કલબ.**

એક એવી પણ દરખાસ્ત હતી કે રાજાઓને ચેબર પ્રસંગે તેમ સ્ટેન્ડીંગ કમિટિની મીટીંગ પ્રસંગે અથવા તો પોતાના રાજ્યોનાં કામોને પ્રસંગે વખતો વખત દિલ્હીમાં આવવાનું થાય છે અને જો કે જે રાજ્યો પોતાના મહેલો દિલ્હીમાં બાંધે છે તેઓ તો તેમાં આવી ઉતરશે પણ નાનાં મોટાં બધાં રાજ્યો પોતાનાં મકાનો બાંધશે નહીં એટલા માટે જ્યારે જ્યારે કોઇ રાજા સાહેબોને દિલ્હી આવ-

વાનું થાય ત્યારે તેમને લાયકનું, રહેવાની સગવડવાળું, એક નૃપતિઓનું કલબ ( નરેંદ્ર કલબ ) બાંધવામાં આવે તે ઇચ્છનીય છે. એ બાબતનો નિશ્ચય થતાં તો વિલંબ થશે પણ આ દરખાસ્તની તરફેણમાં ઘણાં જ સબળ કારણો છે. એક તો એ કે એવું કલબ થવાથી હાલ જેમ રાજા સાહેબો અસંખ્ય માણસો–રસાલા–સાથે દિલ્હીમાં આવે છે અને તેમને કરવાના કાર્યના પ્રમાણમાં જે ઘણુ જ મોટું ખર્ચ કરવું પડે છે, તે પદ્ધતિ બંધ થઈ જશે. કેમકે નરેંદ્ર કલબમા રહી શકે એટલો જ રસાલો અને એટલાં જ સાધનો લઇને તેઓ આવતાં શિખશે. ઘણા રાજા સાહેબો અને કેટલાક તો બહુ મોટા રાજ્યના નૃપતિઓ હાલ પણ સારી હૉટેલોમાં ઉતરે છે. એવાઓને માટે નરેંદ્ર કલબ વધારે સગવડ વાળું, વધારે મોભો જળવાય એવું અને વધારે સ્વચ્છ રહેણાકવાળું થશે અને હજારોનું નાહકનું ખર્ચ બચશે. ધીમે ધીમે, ભારવાળા મોભાને બદલે સાદી જીંદગી રાજજીવનમાં દાખલ થશે અને એમ સાદી જીંદગી આસપાસની જીંદગીઓના પ્રમાણમાં હોઈને તેમાંથી મનુષ્ય જીવનનાં બધાં જુદાં જુદાં પડો સાથેનો સંબંધ પ્રમાણવાળો થશે. એમાંથી તો સર્વને ફાયદો જ હોય. બીજું એ કે ઘણા રાજા સાહેબો એક સ્થળે એમ રહેતા થવાથી વિચારોની આપલેની સગવડ થશે, વિચારોના પરસ્પર ઘર્ષણમાંથી ઘણી મૈત્રીઓ બંધાશે, ટુંકા કાળને માટે મળેલી મીટીંગોના કરતાં સતત મેળાપમાંથી વિચારોનું ઘર્ષણ થઇ મતભેદના પ્રસંગો ઓછા થશે, અને મતોના સામ્યમાંથી એક સંપના મૂળમાં જે લાભો રહેલા છે તે લાભો ઉદ્દ્ભવશે. એમાંથી એક જાતનો રાજસંઘ જન્મશે કે જે રાજસંઘ, સંઘોના આ કાળમાં રાજ્યોને લાભદાયક નીવડશે રાજ્ય રાજ્ય પરત્વેના સાંસારિક વ્યવહારના જે વાડાઓ બંધાઇ ગયા છે તે વાડાઓ, સાથે 'રહેવાને લીધે વ્યક્તિગત જે સ્નેહ સંબંધો બંધાશે તેને લીધે ટુટી જશે. અને રાજ્યોને એ કાંઈ નાનો સુનો લાભ નથી.

### ચૅન્સલરની ઑફીસ.

બીજી વાત ચૅન્સલરની ઑફીસ રાખવાના ખર્ચના ફાળાની છે. કોઈ પણ સંસ્થાની હયાતી, તેને ચલાવવાને માટે જોઇતાં

નાણાંની સ્થિરતા ઉપર છે. ચેંબરની હયાતીથી આજ સુધીમાં દરેક રાજ્યને આપવી પડતી ફાળાની રકમ ઉઘરાવવાની ઘણી તકલીફ પડેલી હોય એમ દેખાય છે. જાણવામાં આવ્યું છે કે મહારાજા બીકાનેર પોતાની ચૅન્સલરની ઑફીસ દરમિયાન ખુટતું બધું ખર્ચ પોતાથી જ કરતા હતા. અને જ્યારે એમણે એ પદ છોડયું, ત્યારે બધાં રાજ્યોએ એ થએલા ખર્ચમાંથી કેટલાક ખર્ચ પેટે ફાળે પડતી રકમ આપી હતી. અને હાલના ચૅન્સલર પતીયાલા મહારાજા પણ એજ રીતે પોતે ખર્ચ કર્યા કરે છે. એમાં સુધારો કરીને સ્થાયીપણા ઉપર તે ફાળાને લાવવો, એવા વિચારથી રાજ્યોની ઉપજના અમુક ટકા દર વર્ષે દરેક રાજ્ય આપે, અને એમ ઉભાં થતાં નાણાંમાંથી નક્કી થએલા બજેટ પ્રમાણે ખર્ચ થાય, એવું ધોરણ દાખલ કરવાનો વિચાર ચાલ્યો હતો. શક્તિ પ્રમાણે પૈસા આપે અને એ પૈસા વધતા ઓછા છતાં રાજ્યના મોભાના સરખાપણામાં ભેદ દેખાય નહીં એવી આ યોજનામાં યુક્તિ છે. અને એક રીતે તે પ્રસંશનીય પણ છે માત્ર એટલું જોવાપણું રહે છે ખરૂં કે ઉપજના ટકા નક્કી કરવામાં દર વર્ષે જોઇતા ખર્ચ ઉપરાંત થોડી ઘણી રકમ ફાજલ રહે, એ રીતે એ ટકા નક્કી થવા જોઇએ. કેમકે ટકા નક્કી થવાથી જો ઘણી મોટી રકમ–જરૂરીઆત કરતાં વધારે ભેળી થશે તો પૈસાનો યથેચ્છ ઉપયોગ કરવા ટેવાઇ ગયેલા રાજા સાહેબો, આ મધ્યવર્તી ફાળા ( central fund )નો પણ એવી જાતનો ઉપયોગ કરવા ઈચ્છાવાન થઇ જાય. અને પૈસાના ઉપયોગમાંથી ઉત્પન્ન થએલો મતભેદ ઘણા સંઘોનો વિનાશ કરવાવાળો થયો છે, એ વાત વિચાર કરવા જેવી છે

મંત્રીગૃહ.

નરેંદ્રમંડળની સ્થાપનાથી આજ સુધીમાં એ મંડળને કામ કરવા માટે કોઈ સ્થાયી ઑફીસ નીમાઇ નથી. જે વખતે જે ચૅન્સલર હોય છે, તે વખતે તે ચૅન્સલર પોતાના ઓફીસરોથી એ કામ લે છે. હવે એવો વિચાર થતો સંભળાય છે, કે નરેંદ્રમંડળનું એક મંત્રીગૃહ ( Secretariat ) સ્થાયી કરવું કે જેથી ઑફીસનું દફ્તર ( Records ) બરાબર સચવાય અને વિચારોની સંક-

ળનાનું સ્વરૂપ બંધાઇ રહે. પ્રજાસંઘ ( League of Nations ) અને સામ્રાજ્ય પરિષદ ( Imperial conference ) ઉપર જનાર રાજાસાહેબોને એ મંત્રીગૃહ ( Secretariat ) હકીકતો પુરી પાડી શકે અને ઇચ્છા હોય તો એના અમલદારો સાથે જઇ શકે. બંધારણપૂર્વકની આ વ્યવસ્થા એક સુચિહ્ન છે.

## ૨

નરેંદ્રમંડળની જાહેર બેઠકમાં નીચે પ્રમાણે કામ થયું હતું. નિરીક્ષણ કરનારને બધાં કામ વિષે કાંઇક લખવું જોઇએ એમ નથી. અગત્યની બાબત હોય તેને જ લેવી ઘટે.

**ના૦ વાઈસરોયનું ભાષણ.**

સૌથી અગત્યની બાબત વાઇસરોયનું ભાષણ હોય છે. તેમાં ઘણીવાર તો થનારા કાર્યના સબંધમાં પોતાના વિચારોનું સૂચન અને સલાહ જેવુ હોય છે. અને એ ભાષણ વાઈસરોય જેવી મોટી પદવીના અધિકારને યોગ્ય અને જેને ઉદ્દેશીને તે કરવામાં આવ્યું હોય, એવા નરેંદ્રો જેવી પદવીના રાજાઓને યોગ્ય હોય છે. ભાષાની શિષ્ટતા પરસ્પરના સબંધ પરત્વે જાળવવી જોઇતી વિવેકની મર્યાદા અને ચર્ચવાના વિષયોની ગંભીરતાને બંધ બેસતી હોય છે અને ઘણે ભાગે તો ચાલવાનું કામ એ બધાં ધોરણને ધ્યાનમાં રાખીને આગળ ચાલે છે. ભાષણ પછી જે જે રાજાસાહેબને નામે જે જે ઠરાવો મુકવાના હોય છે તે મુકાય છે અને એ ઠરાવ મુકતી વખતે દરેક વકતા પોતાના વિચારો એના સમર્થનમાં આગળ મુકે છે. હાલ ઘણે ભાગે બધાં ભાષણો લગભગ લખાયેલાં વંચાય છે. જો કે જ્યાં મતભેદ હોય છે ત્યાં સામા વિચારો અથવા સમર્થનના વિચારો પણ વગર લખ્યે બોલાય છે પણ એક બે નરેશો સિવાય એ રીતે બોલાયેલા વિચારો ઘણાજ ટુંકામાં હોય છે. મહારાજ અલવર, બીકાનેર, જામનગર, કચ્છ, ભોપાળ કાશ્મીર: એઓ પ્રસંગને અનુસાર તત્કાળ ભાષણો આપે છે. તે સર્વમાં અલ્વરનું વકતૃત્વ અને તત્પરતા જુદી તરી આવે એવું છે. લગભગ બધા ઠરાવો એવા પુખ્ત વિચાર કરીને અને ઉહાપોહ પછી રજુ કરવામાં

આવે છે કે તેમાંનો કોઈ ઠરાવ ભાગ્યેજ મંજુર થયા વગર રહે છે. છતાં ઝીણી નજરે જોતાં દેખાયા વિના રહેતું નથી કે એ કાળ જલદી ચાલ્યો આવે છે, કે જ્યારે ધારાસભાઓમાં થાય છે, તેમ નરેદ્રોમાં–બંધારણથી બંધાઇને આવતી જાહેર બેઠકોમાં–ઠરાવો ઉપર મતો ગણવા પડે.

**લૉર્ડ ઇરવીનનું સૌજન્ય.**

લૉર્ડ ઇરવીનનુ સૌજન્ય આનંદ આપે એવું છે. અને જ્યાં અભિપ્રાય જુદો પડતો હોય ત્યાં પણ એવા વિવેકથી અને એવુ પ્રશંસનીય રીતે સૂચન થાય છે કે જે, નરેંદ્રોના જેવી વિનયમાં ઉછરતી વ્યક્તિઓને પણ ખરેખર અનુકરણીય છે. મોટાં રાજ્યો ચલાવનારાઓમાં, સભાઓમાં થતાં કામને માટે કેવી ઉચ્ચત્તર વિવેક બુદ્ધિની જરૂર છે, એનો ચિતાર લૉર્ડ ઇરવીનના વક્તૃત્વમા દેખાય છે. હૃદયની ઉચ્ચતા અને વિચાર બુદ્ધિ એ બન્નેમાં એ નામદાર ચઢે છે. પણ હૃદયની ઉચ્ચતા અને વિચાર બુદ્ધિ એ બેમાં હાલના વાઈસિરોયમાં કયું તત્ત્વ વધારે પડતું હશે તે સવાલ પૂછવામાં આવે તો હૃદયની ઉચ્ચતા એ જ સ્પષ્ટ જવાબ હોઈ શકે.

**એક અગત્યનો ઠરાવ.**

રાજ્યોનાં સમૂહને લગતા સવાલો ઉપરાંત એક અગત્યનો ઠરાવ આ વખતના નરેંદ્ર મંડળે પસાર કર્યો છે અને તે હમણાં ઉત્પન્ન થયેલા (ઇંગ્લેંડથી તદ્દન સ્વતંત્રતા મેળવવાના જુવાન હૃદયોના) વિચારોના અનુભવમાંથી ઉદ્દ્ભવ્યો છે. નરેંદ્રોએ એના ઠરાવમાં એક વાત સાફ કહી દીધી છે, તે એ છે કે “બ્રિટિશ હીંદ યોગ્યતાના પ્રમાણમાં સરકારની સાથે ઊહાપોહના પરિણામે જે પ્રગતિ કરે તેમાં દેશી રાજ્યોને વચમાં પડવાની કે આડે આવવાની બીલકુલ ઇચ્છા નથી. એથી ઉલટુ એવી યોગ્ય પ્રગતિને તે સહાનુભૂતિની નજરથી જુએ છે. પરંતુ બ્રિટિશ તાજની સાથેના પોતાના સંબંધો અને એમની સાથે થએલા કરારોમાં સ્થાપિત થએલી પરસ્પરની જવાબદારીઓ ધ્યાનમાં લેતાં બ્રિટિશ સંબંધને સહેજ પણ અંતરાય થાય એવી કોઇપણ દરખાસ્ત કે પ્રગતિ દેશને માટે તેઓને અમાન્ય રહેશે”

પ્રજાઓનાં સદાકાળનાં ભવિષ્યો કોઇ નિહાળી શકતું નથી, પણ ઉપલો ઠરાવ કરવામાં નરેંદ્રોએ પોતાની વિચાર શક્તિનો, પ્રજાના સૌખ્યનો, દેશની સુખ શાંતિનો અને લોકોની સુખમય જીંદગીનો મુખ્ય વિચાર કરીને એ ઠરાવ કર્યો હોય એમ કોઇથી કહ્યા વગર ચાલે નહીં એવું છે. એ ઠરાવમાં ખોટી ખુશામદ નથી. એમાં બ્રિટિશહીંદની પ્રગતિ માટેની વિરૂદ્ધતાનું સૂચન નથી. ઉલટો સહકાર છે. રાજકર્તાઓને છાજે એવી દીર્ઘદૃષ્ટિ છે, અને આવી સાચી વાત કહેતાં કોઇ પક્ષ તરફથી વિરૂદ્ધ ટીકાઓ થાય તો તે ટીકાઓ સહન કરી લેવાની તત્પરતા છે. તેઓ સાવ વિચાર શૂન્ય સત્તાધારીઓ છે, એ વાતને આથી એઓએ ખોટી પાડી છે.

**રાજકુમારોની કેળવણીનો ઠરાવ.**

બીજો ઠરાવ–પિતાના મરણને લીધે જે રાજકુમાર નાની વયમાં રાજા બનવાથી એના રાજ્યની અને એની કેળવણીની વ્યવસ્થા સરકાર હાથ લે છે, એવા રાજકુમારોની કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ, તે નક્કી કરવાને માટે એક કમિટિ નીમવા બાબતનો બીકાનેરના નામદાર મહારાજા સાહેબનો ઠરાવ છે. એ ઉપર ચારેક રાજાઓ, ચારેક સરકારી અમલદારો અને ચારેક અનુભવી દીવાનોની નીમનોક કરવામાં આવી છે. આ વિચારણાને પરિણામે સારી એવી સંકળના ઘડાવાનો સંભવ છે. દરેક બાળકને એક જતરડામાથી કાઢીને બીજા જતરડામાં નાંખવાનો પ્રયત્ન નિરર્થક છે, પણ બંધાયેલા ધોરણમાં બાળકની શારીરિક શક્તિ, બાળકની માનસિક શક્તિ અને બાળકની નૈતિક શક્તિનો વિચાર કરીને કરવા જોઇતા ઘટતા ફેરફાર સાથે રાજબાળકોને ઉછેરવામાં આવશે તો બેશક, આજસુધી આવ્યું છે તેના કરતાં વધારે સારૂં પરિણામ આવવાનો સંભવ છે. ખાસ એક બે વાત ધ્યાનમાં રાખવી પડશે, તે એ છે કે તે બાળકની 'સંભાળ રાખવા માટે અને તેને યોગ્ય કેળવણી મળે એટલા માટે જે શિક્ષક કે શિક્ષકોની નીમનોક થાય તે પોતે એ બાબતને માટે કેટલા યોગ્ય અને કેવા અનુભવવાળા છે તે ધ્યાનમાં રાખવું. ગમે તેવી સારી પદ્ધતિ પણ અયોગ્ય માણુસના હાથમાં જોઇતી રીતે સારૂં પરિણામ ન આપી શકે. પદ્ધતિમાં ખામી રહી ગઇ હોય તો સારા માણુસના હાથમાં તે ખામી સુધારી

પરિણામ સારૂં લાવી શકાય, એ વાત સત્ય હોય તો શિક્ષકોની (Tutors) નીમનોક બહુ સંભાળથી કરવી જોઇશે. એ નીમનોક કરતી વખતે હીંદનું રાજ બાળક હીંદી છે એ વિષય ઉપર ખાસ ખ્યાલ રાખવા પડશે. જમાનાને યોગ્ય પાશ્ચાત્ય કેળવણીની પણ જરૂર છે. તે આપવાને માટે જેની નીમનોક થાય તેની યોગ્યતા–શિક્ષક તરીકેની યોગ્યતાના ઉપર અવલંબીને અને બીજી બાબતોને ગૌણ રાખીને થશે, તો પરિણામ સંતોષકારક થશે. હીંદી રાજકુમારને પશ્ચિમની અને પૂર્વની બેય પદ્ધતિથી વાકેફગાર કરવામાં સર્વ એકમત થાય એવું છે; પણ એ મિશ્રણમાં બાળકનું હીંદત્વ વધારે અગત્યનુ છે એ વાત ભુલાઇ જાય તો અનર્થ થશે. એટલે એ બાળક જ્યારે રાજા થશે ત્યારે એને હીંદી ઉપર રાજ્ય કરવું છે, એની માગણીઓને સાચવીને ચાલવું છે, એના ધર્મ વિચારો પોષવા છે એ ઉપર શિક્ષકોએ લક્ષ રાખવું જોઇશે. અને પ્રગતિ પદ્ધતિઓ શિખતા શિખતાં એને એ પણ ભાન કરાવવું પડશે કે પ્રગતિની ત્વરા લોકોના અજ્ઞાન અને એ અજ્ઞાનમાંથી છૂટવાની તેની શક્તિ ઉપર આધાર રાખે છે. જેને પ્રજાને સાથે રાખીને ચાલવાનું છે તેણે પ્રજામાં રહીને ચાલવાનું છે.

આ કમિટિ પોતાનું શુભ સમજનારા રાજાઓની, યોગ્ય કેળવણીમાં રાજ્ય નીતિના તત્વની અગત્યતા સમજનારા રાજદ્વારી અધિકારીઓની અને અનુભવથી ખડતલ બનેલા મંત્રીઓની બનેલી છે. એટલે એની ભલામણો વિચારણીય થશે. પણ સાથે સાથે જેમ બીજી કમિટિઓ અને કમીશનો દેશના બીજા એવી બાબતના જાણકારોનો સાક્ષી તરીકે અભિપ્રાય લે છે તેવું કાંઇ આ બાબતમાં પણ કરવામાં આવે તો આ એક ઘણા અગત્યના વિષય ઉપર અજવાળું પડે.

**નરેંદ્રમંડળનો આજ સુધીનો અહેવાલ.**

એક ઠરાવ એવો પસાર થયો છે, કે નરેંદ્રમંડળની શરૂઆતથી આજ સુધીમાં જે જે ઠરાવો થયા હોય તેના ઉપર સરકાર તરફથી જે જે પગલાંઓ લેવામાં આવ્યાં હોય તેનો એક ઈંતેખાબ તૈયાર કરવો. આ અહેવાલ મંડળની આજ સુધીની જીંદગાનીનું માર્મિક

સ્વરૂપ બતાવી આપશે. અને હવેથી દર વર્ષે થએલા ઠરાવો અને એના ઉપરનું લેવામાં આવતું પગલું એ ઉમેરાતાં જશે તો ભવિષ્યનાં કામોને માટે એ એક ઉપયોગી Reference નું સાહિત્ય બનશે.

બાકીના ઠરાવો સામાન્ય રીતે વિવેચન કરવા જેવા જણાતા નથી.



# નરેંદ્રમંડળ : કેટલાક છુટક વિચારો.

૧

આ વખતના નરેંદ્રમંડળની ફોર્મલ મીટીંગો જોઇને અને ઇન્ફોર્મલ મીટીંગની વાતો જાણીને દિલ્હીમાં મને સર માઇકલ સેડલરનો કવિતા વિષેનો ટુંકો વિચાર યાદ આવ્યો, તે આ છે.

"કવિતા આપણા હૃદયને સતેજ રાખવામાં મદદ કરે છે. કોઇ કોઇ વાર તે આપણને શાંતિ આપે છે. હમેશાં જોર તો આપે છે જ. અને જે વ્યાપાર અસત્યથી ગંધાયેલો આપણને માલમ પડે, તે ક્યારે છોડી દેવો તે જરૂર પડે તો આપણને સાફ કહી દે છે"

આનુ છેલ્લું વાક્ય મને બહુ ગમ્યું.

૨

હમણાં હમણાં રાજસ્થાનોની સામે બ્રિટિશ હીંદમાં કેટલાક મનુષ્યો ચળવળ કરી રહ્યા છે અને અતિશયોક્તિની દુર્ગંધનું ભાન કરાવે છે. એનો એક દાખલો દિલ્હીમાં જોયો પતિયાલા નરેશની સામે કોઇ પુસ્તક છપાવવાની જાહેર ખબરો અને પોસ્ટરો જોતાં કોઇને પણ એમ થયા વગર રહે નહીં કે હીંદમાં થોડા વખતથી ગંધાતી વસ્તુઓ બીજાના ઉપર ફેંકવાનો શૉખ લાગ્યો છે. એવી વસ્તુઓ ફેંકતાં ફેંકનારના હાથ પણ બગડે છે, એ વાતનો ખ્યાલ રહે તો કેવું સારૂં ?

૩

આરસના પત્થરમાંથી મૂર્તિ બનાવનાર કોઇ શીલ્પકાર પ્રથમ પોતાના ચિત્તમાં એ મૂર્તિનો ખ્યાલ લાવે છે, અને તે પ્રમાણે જ એ કોતરી શકે છે. સુંદર અશ્વ અને રાસભ એ જ પત્થરમાંથી કોત-

રાઇ શકાય. માત્ર કોતરનાર જે ભાન કરે તે પ્રમાણે તેનો હાથ કોતરે. શબ્દચિત્રોમાં પણ આવું હશે ?

હીંદી રાજયના કોઇપણ શુભેચ્છકને ખેદ થયા વિના રહે નહીં એવી કઇંક રીત આ વખતે દિલ્હીમાં દેખાઇ. ખાસ કરીને નરેંદ્રમંડળના કાર્યકર્તા નરેશોની ચુંટણીમાં. અસંખ્ય માણસોના ઉપર આપણી હીન્દુ માન્યતા પ્રમાણે ઇશ્વરી અંશ તરીકે રાજ્ય કરનાર નરેશોમાં અંદર અંદરની ઇર્ષા કે અધિકાર માટેની સ્પૃહા, એ ખેદની વાત તો ખરી. એ એટલા માટે કે એક વખત એ અવગુણો હૃદયમાં દાખલ થાય તો એની અસર રાજ્ય કાર્યમાં પ્રજાપરત્વે પણ થવાનો ભય લાગે છે. આપણે ઇચ્છીએ કે જેવી એની ઉચ્ચ પદવી છે, તેવા ઉંચા આશયો એ સર્વ નરેશોમાં આવે.

૪

રાઉન્ડ ટેબલ કોન્ફરંસ વિષે નરેંદ્રમંડળની મીટીંગમાં ચર્ચા થઇ હતી. રા. ટે. કો. એટલે એક ટેબલની આસપાસ ગોળાકારમાં બેસવું; જેથી વાત કરનાર દરેક ગૃહસ્થ એક બીજાને સીધી રીતે દેખી શકે અને એક–બીજાની આંખમાં આંખ મીલાવી અંતર આશયોને પણ જોઈ શકે. એવું નરેંદ્રમંડળમાં ઓછે દરજ્જે દેખાતું માલમ પડે છે, કેમકે વિવેક શબ્દનો ખરો અર્થ સમજાયો હોય એમ જણાતું નથી.

વિવેક સંસ્કૃત ભાષાનો શબ્દ છે. એનો મૂળ અર્થ સત્યાસત્યનો વિચાર કરીને યોગ્ય નિર્ણય ઉપર આવવું એ છે. સાચામાંથી ખોટું તારવી કાઢવું અને ગમે તે ભોગે તેનું પ્રતિપાદન કરવું એ જ "વિવેક કરવો" એ શબ્દનો અર્થ છે. પ્રચલિત જગતમાં એવું સમજાઈ ગયું લાગે છે કે હૃદયમાં ગમે તેમ હોય તો પણ એ આશયને છુપાવીને સામા માણસને માત્ર ખોટી રીતે ખુશી કરવાને ખાતર સારા સારા શબ્દો વાપરવા એ વિવેક. આવા પ્રયોગથી સંબંધો સંધાવાને બદલે તુટે છે. આ વાત સામાન્ય માણસો કરતાં નરેશોએ ધ્યાનમાં રાખવાને વધારે ઉપયોગી છે

૫

ઈંગ્લેંડમાં રાઉન્ડ ટેબલ કોન્ફરંસ વખતે આ પદ્ધતિ ફાયદાકારક નીવડે નહીં એ સમજી લેવા જેવું છે. કેમકે અંગ્રેજ પ્રજા

જેવી રાજદ્વારી બાબતોમાં સુચતુર પ્રજા અત્યારે તો જગતમાં બીજી કોઇ નથી. એને શબ્દ ચાતુર્યથી સમજાવી લેવાનો પ્રયત્ન, નરેશોએ પોતાનાં હૃદયને જેવાં હોય તેવાં ખુલ્લાં કરી દેવાના પ્રયત્ન સમાન સમજવા જેવું છે. અંતર ઉઘાડીને બતાવી દેવા જેવાં અંતરો હોય એને એમાં લાભ છે. પણ અંતરમાં ન હોય એવું ચિત્ર માત્ર ઉપરથી બતાવવાનું હોય તેમાં આ રીતિ લાભ કરતી નથી.

૬

રાજા અને પ્રજા એ બે રાજ્યના જુદાં જુદાં અંગ નથી. રાજ્યના શરીરના એ બે અનિવાર્ય અવયવો છે. એ બન્ને સુસ્વસ્થ હોય ત્યારે રાજ્યઅંગ કાંઇ કરી શકે. બન્ને દરદી હોય તો અંત નજીકમાં છે, એવું ભાન કરાવે. અને બેમાંથી એક સારૂં હોય તો લાબી માંદગી ભોગવે. અત્યારે જે દેખી શકાય છે તે એ છે, કે બન્નેને એક બીજા તરફ વિષમ દૃષ્ટિ થઇ છે, જેમ ઘરમાં કલેશ થાય અને તે ઘરને ઉઘાડું પાડે છે તેમ રાજા પ્રજા વચ્ચેનો કલેશ રાજ્યને નુકસાન કરાવે છે. આ તત્વજ્ઞાન, તત્વજ્ઞાન તરીકે કાંઇ ઉપયોગનું નથી. પણ સર્વેએ કબૂલ કરવો જોઇએ એવો અણવિશ્વાસ, એ બન્ને વચ્ચે છે. તેનુ મૂળ કારણ બન્નેએ સાથે રહીને શોધી કહાડવું ઘટે છે. એક અંગનો દોષ છે એમ કહેવું એ, એક હાથે તાળી પડી શકે છે એમ પ્રતિપાદન કરવાના પ્રયત્ન જેવું છે. એકનો દોષ વિશેષ અને એકનો દોષ અલ્પ એમ બની શકે પણ બધો દોષ એકના જ ઉપર, એ તો પક્ષાપક્ષીનો જ વાંક છે. બધાં રાજ્યોમાં પ્રજાનો જ વાંક કે બધાંમાં જ નરેશોનો વાંક એ તો બેહુદી અતિશયોક્તિ થઇ. કેટલેક ઠેકાણે રાજ્ય પદ્ધતિનો દોષ હશે. કેટલેક ઠેકાણે પ્રજાનો પણ દોષ હશે. સામાન્ય રીતે રાજ્યને લાભકારક એ વાત છે કે રાજ્યે એમ માનવું કે સત્તાધીશોની કાંઇ ઇરાદા પૂર્વકની ભૂલ અથવા અણસમજને લીધે લોકોમાં પ્રથમ સહેજ અસંતોષ થાય તો તેમાંથી ધીમે ધીમે વૈમનસ્ય વધે છે. તેની સાથે એ પણ એટલું જ ખરૂં છે, કે એક ખરાબ રાજ્યમાં પ્રજાનો અસંતોષ હોય એવા અસંતોષનું અનુકરણ કરીને બીજા કોઇ રાજયની પ્રજાનાં થોડાં માણસો ન ઘટે તેવું પ્રચારકાર્ય કરીને રાજ્યમાં વિક્ષેપ દાખલ કરે છે. એક બીજાની ફરીઆદ કરીએ તો

સમાધાન થાય નહીં. દરેક પક્ષ પોતાના હકો ઉપર જ મુસ્તાક રહેવા માગે તો પણ સમાધાન થાય નહીં. સમાધાનીનો રસ્તો એક જ છે અને તે એ કે પોતપોતાના હકો ઉપર જોર ન દેતાં પોતપોતાની ફરજો અદા કરવા ઉપર મુસ્તાક રહેવું ઘટે. હું માનું છું કે ગમે તે એક પક્ષ શુદ્ધ અંતઃકરણથી આત્મભોગ આપવાની તૈયારી સુધી આગળ વધે, તો એવો માણસનો કોઈ સમુદાય નથી કે જે એવી તૈયારીની અસરથી રંગાયા વગર રહે એટલે બેમાંથી એક પક્ષે એની પહેલ કરવી પડશે. અને એવા ભોગની પહેલ એજ પક્ષ કરી શકે કે જે એ બેમાં વધારે મોટો હોય. કેમકે મોટાની એવી તૈયારી "ભોગ" શબ્દના વિશેષણને પાત્ર છે. નાનાની એ તૈયારી દબાણમાંથી ઉત્પન્ન થઇ હોય છે. એ વાત ખરી હોય તો નરેશોએ પ્રજાને માટે પ્રાણ આપવા સુધીની તૈયારી કરવી પડે. પણ દેશી રાજ્યની પ્રજાના હીંદુ હૃદયમાં પ્રાણ લેવા સુધીની આસુરી ઈચ્છા સ્થાન જ પામી શકે નહીં. આમ પ્રજાને ખોળામાં બેસાડ્યા સિવાય રાજા પ્રજાની એક્તા સ્થપાશે નહીં. અને ખોળામાં બેઠા પછી આંખમાં અશ્રૂ છતાં પ્રજા રાજાની કોટે વળગશે. બાળકોને મારી પોતાને તાબે રાખવાની ઇચ્છા રાખનારાં વૃદ્ધ માબાપની બાળકોને હાથે શું દશા થાય છે એ જે જાણે છે તે આ વાત તુરત સમજી શકે એમ મને લાગે છે.

સુભાગ્યે કોઇ નાનાં મોટાં એકાદ રાજ્યમાં આવો પ્રબંધ થાય તે વખતે પાછલા અનુભવને યાદ રાખીને જે પ્રજા રાજાના ખોળામાં બેસવાની બેહુદી ભરેલી રીતે ના પાડે ત્યાં પણ આ સંબંધ બંધાઇ શકે નહીં, એ વાત પણ વિચારમાં લેવા જેવી તો છે. એવી પ્રજા પોતાના હાથમાં સત્તા આવે તો અંદર અંદર પણ આત્મભોગ આપી શકે નહીં એ વાત પણ સિદ્ધ છે. વૃદ્ધો સુધાને માન ન આપવાવાળાં બાળકો, ઉમર લાયક થતાં પરસ્પર એક બીજાનું માન રાખશે એવી ઇચ્છા આકાશ કુસુમવત છે. એટલે સમાધાનીની જે વાત ઉપર લખવામાં આવી છે એમાં બન્ને ભાગે શુભેચ્છાપૂર્વક એક બીજાને મળવાને માટે તૈયારી રાખવી ઘટે છે.

જુલાઈ '૩૦



# નરેંદ્રમંડળ (Chamber of Princes) સંબંધી પત્રો.

## પત્ર પહેલો.

ન્યુ દિલ્હી તા. ૨૭-૩-૩૨.

જ્યારે નરેંદ્રમંડળની બેઠકો દિલ્હીમાં થાય છે, ત્યારે લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને નરેંદ્રમંડળના સંબંધી ઘણી વાતો વાતાવરણમાં ફરકી રહે છે. મુસાફર હોય એને જાણવાનું, સમજવાનું અને માણસોના મનની પરીક્ષા કરવાનું ઘણું મળે છે. લખવાનું તો એમ મન થાય છે કે એસેમ્બ્લી અને નરેંદ્રમંડળ, એ બે વિષે તો કાંઇ કાંઈ લખી નાંખું, પણ તમારૂં પત્ર મુખ્યત્વે કરીને દેશીરાજ્યોના વિષયો ચર્ચે છે એટલે અત્યારે તો આ વખતના નરેંદ્રમંડળ સંબંધી જ લખીશ.

હું આવું છું તો દરેક વર્ષે આવે પ્રસંગે જ. પણ આવા પત્રો માત્ર ૧૯૨૮ માં લખ્યા હતા. ત્યારપછીનાં વર્ષોમાં લગભગ બે વરસ સુધી બટલર કમિટિ સંબંધી કાર્યપ્રસગ ચાલ્યો. અને એ બે વરસ પુરાં થવા આવ્યાં ત્યારે રાઉન્ડટેબલ કોન્ફરસનો સવાલ ઉપસ્થિત થયો. એ પાછલી વાત તો કોણ જાણે કેવા વમળમાં પડી છે, કે એના ઉકેલની દિશા હજી સુધી દીસતી નથી. મને એમ થતું હતું કે કાંઇક ચોખ્ખું જોવામાં આવે ને લખું તો ઠીક. પણ દેશનું ભવિષ્ય ઘડાવું એ કાંઇ નાની સુની વાત નથી. એટલે વિચારના અશ્વો એટલી મોટી સપાટી ઉપર શરત દોડી રહ્યા છે, કે ધારૂં એટલું ચોકખું પરિણામ લખી શકવાની સ્થિતિમાં હું નથી, અને હવે વધારે લાંબો વખત, એ જોવાની આશામાં કાઢ્યા કરતાં જે

જાણવામાં આવે છે તે લખી નાંખ્યું હોય તો, આગળ ઉપર જ્યારે ખરૂં પરિણામ આવે ત્યારે, ભૂતકાળના કયા પ્રવાહનું એ પરિણામ છે, એનું નિરીક્ષણ બહુ આનંદદાયક થઈ પડે, એ વિચારથી અત્યારે લખવા બેઠો છું.

આ લખાણમાં જે લખવામાં આવશે તે બધુંજ જે શબ્દોમાં હું લખું છું, તે જ શબ્દોમાં બન્યું કે બનતું જોયું છે એવી ખાત્રી આપવાની સ્થિતિમાં હું નથી. કેમકે નરેંદ્રમંડળની જાહેર બેઠકોમાં જે ચર્ચા થાય છે, તે જેટલે દરજ્જે હવે જનસમાજને પ્રાપ્ત છે, એટલે દરજ્જે હવે નરેંદ્રોની ખાનગી સભામાં બનતી બાબત ઉપર પ્રકાશ પાડી શકાતો નથી. અને એ વાત યોગ્ય પણ છે; કેમકે કોઇપણ સંસ્થાઓની આવી ચર્ચાઓ છેવટનું પરિણામ પામે નહીં ત્યાં સુધી જાહેરમાં આવે એ ઇચ્છવા લાયક પણ નથી એટલે આજનો મારો કાગળ, સાંભળેલી વાતો ઉપરથી, મંડળની બહાર, મંડળમાં બેઠેલાઓની જે થોડીઘણી ચર્ચા સાંભળવામાં આવી શકી તેના ઉપરથી અને વિશ્વાસથી કાંઇક ચોકખું જાણવાનું આવી શકયું એ ઉપરથી લખું છું.

માર્ચની તા. ૧૧ મીએ પતીયાલા નરેશના બંગલે રાજાસાહેબોની, મીનીસ્ટરોની તથા દીવાન સાહેબોની એક મીટીંગ થઇ હતી. તેમાં કેટલાક મીનીસ્ટર સાહેબોની બે કમિટિ નીમવામાં આવી હતી. જેમાંની એકને, ફીડરેશનની જે કેટલીક સ્કીમો, સ્ટેટો તરફથી થઈ છે તે ઉપર સમગ્ર વિચાર કરી, અભિપ્રાય આપવાની અને બીજી કમિટિ ફીડરેશનમાં દાખલ થવાય તો આર્થિક પ્રશ્નનો ઉકેલ શી રીતે કરવો એ વિષેની: એમ બે કમિટિઓ નીમવામાં આવી હતી.

આ વખતની કમિટિઓમાં હરવખતના કરતાં જે થોડુંક નવું હતું તે એ હતું કે નામદાર નિઝામ સરકારના બાહોશ અને અનુભવી કૌંસીલર સર અકબર હૈદરી અને મદ્રાસ ઇલાકાના સુપ્રખ્યાત સર રામસ્વામી આયર કે જે નરેંદ્રમંડળને અંગે આ વર્ષે ત્રાવણકોર સંસ્થાન તરફથી આવેલ છે, એ બે વિશેષ અને ઉપયોગી એવા ગૃહસ્થની નીમણોક આ કમિટિ ઉપર હતી. બીજાનાં નામો લખતો નથી. કેમકે તેઓ તો રાજ્યના કામકાજ પ્રસંગે સુપ્રસિદ્ધ ગૃહસ્થો છે.

સંભળાય છે કે બન્ને કમિટિએ પોતાના અભિપ્રાયો આપ્યા છે. અને અત્યાર સુધીમાં ન્યુસ પેપરમાં આવી ગયું છે, તે પ્રમાણે ફીડરેશન કરવાની તરફેણમાં કમિટિના બધા મેમ્બરોનો એકમત છે. ન્યુસ પેપર ઉપર કેટલે દરજ્જે ભરોસો રાખવો, તે તો આપ પણ તેમાંના એક હોઇને ખ્યાલ કરી શકશો પણ આ હકીકત મેં એકલા ન્યુસ પેપર ઉપરથી લખી નથી. મને પાકે પાયે જણાયું છે, કે સઘળા મીનીસ્ટરો ફીડરેશનની તરફેણમાં છે.

એ રિપોર્ટો ઉપર પોતાનો નિશ્ચય કરવા માટે નરેંદ્રોની સ્ટેન્ડીંગ કમિટિ બે દિવસથી બેઠી છે. તેની થોડી ઘણી હકીકત બહાર પણ આવી છે. પણ ખાત્રી કર્યા વિના લખવાનો મારો સ્વભાવ નથી એટલે એક બે દિવસમાં સવિશેષ કાંઇક જણાશે અને લખવા જેવું હશે તો લખીશ.

---

## પત્ર બીજો.

ન્યુ દિલ્હી તા. ૨૮-૩-૩૨.

આજે નરેંદ્ર મંડળની ખુલ્લી બેઠક છે ગઈ રાત્રી સુધીમાં ખાનગી બેઠકોને અંગે જે કાંઇ લખી શકાય એવું જાણવામાં આવ્યું છે તે નીચે પ્રમાણે છે.

સ્ટેન્ડીંગ કમિટીના નરેંદ્રો, મીનીસ્ટરોના રિપોર્ટો ઉપર બે દિવસથી વાતો ચલાવી રહ્યા છે, એમ ગયા કાગળમાં મેં લખ્યું હતું. જાણવામાં આવ્યું છે કે એ બન્ને દિવસો મુખ્યત્વે કરીને એક જ સવાલ ઉપરના ઉહાપોહમાં ગયા હતા. ફીડરેશન થાય તો ભવિષ્યના હીંદનું કામકાજ કરવા માટે જે રાજ્યસભાઓ સ્થપાય, તે હાલ બ્રિટિશ હીંદને માટે જેમ એસેમ્બ્લી અને કૌંસીલ ઑફ સ્ટેટ છે, તેમ બે સભાઓ કરવી, કે ફીડરેશન માત્ર બ્રિટિશ હીંદ અને હીંદી હિંદના સામાન્ય હિત માટે જ હોઇને, એકજ સભા કરવી, એ ઉપર ચર્ચા કેંદ્રિત થઈ હતી.

બન્ને પક્ષને સામાન્ય બાબતોનો પરિઘ બહુ મોટો નહીં હોઇને એક સભાથી ચાલે એમ એક મત હતો. પણ એના મૂળમાં જે ધ્વનિ સમાયેલો હતો તે એ સમજાય છે કે એક સભા હોય તો, દેશી રાજ્યોને ફીડરેશનમાં જે કાંઈ ભય લાગે છે તે ઓછો થઇ જાય.

આ વાત બહુ સ્પષ્ટ કરવા જેવી ન લાગવાથી હું અહીં લખતો નથી. કેટલીક બાબતો ગૌપ્ય રહે એમાં સર્વને લાભ છે. વધુમત બે લેજીસ્લેચરને માટે છે એમ સમજાય છે. અને એક જ સભા તરફ શરૂઆતમાં જેઓ હતા, તેમનો મોટો ભાગ હવે બે સભાઓની તરફેણમાં છે. એક સભામાં રાજ્યો અને બ્રિટિશ પ્રાંતોનો અધિકારી વર્ગ આવે અને બીજીમાં બ્રિટિશ હીંદમાંથી ચુંટાયેલા અને રાજ્યો તરફથી, જે જે રાજ્યમાં જે રીતે રાજ્યપદ્ધતિ હોય તે પદ્ધતિ પ્રમાણે ચુંટાયેલા કે નીમાયેલા પ્રતિનિધિઓ આવે એ ધોરણ રાખવામાં આવેલ છે. આ યોજનામાં ઠીક ડહાપણ સમજાય છે, એમ લાગ્યા વગર રહે નહીં. પ્રાંતો અને રાજ્યો તરફથી કારભાર કરનારાઓ એક સભામા આવવાથી, જવાબદારીવાળા સભ્યોની એ બેઠકો થશે. કામગીરીના અનુભવવાળા અમલદારો જે જે નિશ્ચય ઉપર આવે તે તે નિશ્ચયોનો, દિલ્હીમાં થયેલા નિશ્ચય પ્રમાણે રાજયકારભારમાં અમલમાં મુકવાની જવાબદારી પણ એમના ઉપર રહેવાથી સર્વે પોતપોતાના સ્થળમાં, એ નિશ્ચયોને અમલમાં મુકી શકશે. એટલે હાલ દિલ્હીમાં જેમ માત્ર અભિપ્રાયો આપીને અને જવાબદારી બીજાના ઉપર રાખીને ચર્ચાઓ થાય છે તેને બદલે નિશ્ચય કરનારાઓ ઉપર અમલ કરવાની જવાબદારી હોવાથી, નિશ્ચયો વધારે વિચારપૂર્વક ઘડાય એ હરકોઈને સ્પષ્ટ સમજાય એવું છે.

મારા જાણવામાં આવ્યું છે, કે રાજા સાહેબો તો આ બાબતમાં એક મત છે. બ્રિટિશ પ્રાંતોના જાહેર તખતા ઉપર વિચારો બતાવનારા રાજકીય પુરૂષોનો શું મત હશે, તે ચોક્ખું જાણવામાં આવ્યું નથી. પણ કાન ઉપર ભણકારા પડે છે તે ઉપર વિશ્વાસ રાખું તો હું તમને લખી શકું છું કે એઓની વૃત્તિ ઉપલા વિચારથી જુદી દીશામાં છે ખરી.

કોઇપણ રાજ્યની રાજ્યપદ્ધતિ નક્કી કરવામાં, માત્ર ભૂતકાળની પદ્ધતિને અવલંબીને અમલ ચલાવનારાઓની જ વૃત્તિ ઉપર આધાર રાખવામાં આવે, તો લોકવૃત્તિની પરીક્ષા અને એ વૃત્તિ ઉપર અવલંબીને ઘડનારૂં દેશનું ભવિષ્યઃ એ બે વસ્તુનો વિચાર બરાબર થઈ શકતો નથી. અધિકારીની આંખ ગમે તેવી જવાબદાર

છતાં, વર્તમાન કાળની સીમામાં જ ફર્યાં કરે છે. ભવિષ્યના ભણકારા પ્રાયશઃ એ કાનો ઉપર પડતા નથી. તેથી કરીને જ જેમ એક તરફથી નરેંદ્રમંડળના મોવડીઓમાંથી કેટલાકને એક સભા ઉપર તાન રહે છે, તેમ બીજી તરફથી બ્રિટિશ હીંદના જાહેર પુરૂષોને ઉપલી સભામાં પ્રાંતોના અધિકારી વર્ગને બદલે લોકોથી ચુંટાયેલા સભ્યો હોવાની આકાંક્ષા રહે છે. નરેંદ્રોને હાલની પદ્ધતિ ઉપર નજર છે. ત્યારે બ્રિટીશ હીંદના રાજકીય પુરુષોને અંધારા ભવિષ્ય ઉપર તાન છે. મને લાગે છે કે, એ બે સાથે મળીને કોઇ મધ્યમ માર્ગ કહાડે તો ભૂત, વર્તમાન અને ભવિષ્યની દોરડી એવી સળંગ રહે કે જેમાંથી હીંદનો રાજ્યકારોબાર સુખરૂપ મુસાફરી કરી શકે.

રાજ્ય, રાજા અને પ્રજા બન્ને મળીને થાય છે. અને એવી સત્તા હજી જગતમાં જન્મ પામી નથી કે જે સદાકાળને માટે પ્રજાનું માનસ પોતાની મરજી પ્રમાણે જ ઘડી શકે, અને ચલવી શકે. તે નૃપેન્દ્રો અને તે સત્તા માનને લાયક અને લાંબો કાળ ટકવાને લાયક છે, જે પોતાનાં બાળકો ઉપરના પ્રેમના ભાવે, પ્રજાને આગળ ધપાવે છે. એ દૃષ્ટિએ જોઇએ તો હિંદનું ભવિષ્ય ઘડવામાં એકલી સત્તા નહીં, તેમ જેની સલાહથી સત્તા, હાલનું બંધારણ ઘડે છે એના વિચારથી પણ નહીં, પણ સાથે સાથે પ્રજાના માનસની ખરી પરીક્ષા કરીને બંધારણ ઘડવામાં આવશે તો સામ્રાજ્યને હીંદને, હીંદના નરેશોને અને હીંદની બધી રૈયતને સુખરૂપ સંસ્થા પ્રાપ્ત થશે.

બધા પક્ષો તરફ નજર કરતાં દિલ્હીના વાતાવરણમાં ઉપલા વિચારોનો ધ્વનિ સંભળાયા કરે છે. અને છેલ્લા બે વરસથી વિલાયતમાં રાઉન્ડટેબલ કોન્ફરંસમાં જે વાતો થઈ છે અને એને અંગે વિલાયતનો જવાબદાર વર્ગ અને વર્તમાનપત્રો, જે વિચારો લખી રહ્યાં છે, તે ઉપરથી પણ એમજ લાગે છે કે ત્યાં પણ સત્તા અને પ્રજા, એ બેને સાથે રાખીને કામ લેવાનો આશય છે.

જાતીય સલામતી ઉપર વિચાર રાખીને જે આગ્રહ કરવામાં આવશે તે ઉપરથી તો બ્રિટન અને દુનિયા આખીમાં હીંદના નેતાઓ પ્રત્યેની માનબુદ્ધિની પરીક્ષા થઈ જશે.

---

## પત્ર ત્રીજો.

ન્યુ દિલ્હી તા. ૨૯–૩–૩૨.

આ મારો ત્રીજો કાગળ છે. આશા રાખી હતી તેમ નરેંદ્રોની ખાનગી બેઠકમાં હજી ફીડરેશન વિષે છેવટનો નિશ્ચય થયેલો ભાસતો નથી. ફીડરેશનની સભા એક કે બે હોવી જોઇએ એ સવાલે તો ભારે ધમાચકડી કરી મુકી છે. આખા નરેંદ્રમંડળમાંથી, રાજા સાહેબોમાંથી, કેટલાક વિભાગ ( group ) ની સભા થયા કરે છે. તેમ મીનીસ્ટરોમાંનાં કેટલાંક નાનાં નાનાં મંડળો પણ જુદાં જુદાં પડીને ઉહાપોહ કરી રહ્યાં છે. સાથે મળીને એક વિચાર ઉપર આવવામાં જે લાભ છે, તે લાભ તો આમ વિભાગોમાં થતા વિચારોને લીધે ગૌણ બની જાય છે; એ વાતનો પરસ્પર ખ્યાલ રહે એમ આપણે સૌ ઈચ્છીએ. અત્યાર સુધી તો એમ માલુમ પડ્યું છે કે સભાઓ વિષેના આ સવાલનો નિશ્ચય હજી થઈ શક્યો નથી. જો કે મીનીસ્ટરોના મોટા ભાગનું વલણ બે સભાઓ તરફ છે. અને નરેશોમાં પણ એ મત તરફ બહુમતી દેખાવા છતાં નરેશોમાં હજી એક ભાગ છે ખરો, કે જેને એક મંડળ ઉપર વધારે પડતો મોહ છે. એ મોહના કારણમાં હું પડવા માગતો નથી. મારા ગઈ કાલના કાગળમાં લખી ગયો છું તેમ એ વસ્તુ ચર્ચાને યોગ્ય અત્યારે નથી.

તા. ૨૮ મીએ નરેંદ્રમંડળની જાહેર બેઠક થઈ હતી. તા. ૨૭ મીની રાત સુધીમાં ફીડરેશન કરવું કે કેમ એ બાબતનો નિશ્ચય કરી નાંખવાનો બહુ પ્રયત્ન થયો હતો. પણ ખાનગી બેઠકમાં એ નિશ્ચય થઇ શક્યો નહીં, એટલે જાહેર બેઠકમાં બધાયે, એમનેં એમ ગયા હતા. ફીડરેશન સંબંધીનો ઠરાવ પહેલે કે બીજે દિવસે જાહેર બેઠકમાં આવવાનો નહીં હોઈને એ નિશ્ચયની ઉતાવળ પણ લાગતી ન હતી. પણ વાઇસરોય સાહેબે પોતાના ભાષણમાં, જાણે રાજા સાહેબો ફીડરેશન માટે ચોક્કસપણે આ વખતની બેઠકમાં ઠરાવ લાવવાના હોય એમ ધારીને, અને લાવવાના છે એમ કહીને પોતાની ખુશી જાહેર કરી છે. એટલે રાજા સાહેબોને હવે એ પદ્ધતિએ કાંઈક કરવું પડશે એમ દેખાય છે. એ બાબતમાં

વિચાર કરવા માટે આવતી કાલે એટલે તા. ૩૦ મીએ નરેશોની અને કારભારીઓની ખાનગી મીટીંગ સવાર અને સાંજ બેય વખત થવાની છે. અને નરેંદ્રો તથા કારભારીઓનાં જે નાનાં નાનાં મંડળો પોતપોતામાં વાત કરી રહ્યાં હતાં, એમ હું મારા આગલા કાગળમાં લખી ગયો છું તે મંડળોની વાત તો, જે બહાર આવી છે તે ઉપરથી હું જો અનુમાન કરૂં તો ખાત્રીપૂર્વક એમ કહી શકું કે નરેંદ્રમંડળનો ફીડરેશન સંબંધી જે ઠરાવ થશે તે ઠરાવ માત્ર મભમ થશે. પણ ચોકખા શબ્દોમાં અને ખરા સ્વરૂપમાં થવાનો સંભવ નથી. વખતે એવો ગોળ ગોળ ઠરાવ થઇ બેસે કેઃ—

> "રાજ્યો, ફીડરેશનમાં આવવાના પોતાના મૂળ ઠરાવને વળગી રહે છે. અને અત્યારે તો એટલી જ શરત કરવા માગે છે કે, એમ કરવામાં જે સલામતીઓ (Safeguards)ની ખાત્રી એમને જોઇએ છીએ તે સલામતીના માર્ગો વિષે એમને બાંહેધરી આપવામાં આવે એ શરત, ફીડરેશનમાં આવવાની રાજાઓની છે."

બબ્બે વરસની વાતો પછી આવો મોઘમ ઠરાવ લાવવો એ આ આખા સવાલનું ખરૂં રહસ્ય ન સમજનારને જરા ટીકા કરવા જેવી બાબત લાગે. કોઇ કોઈ સ્થળે હાસ્ય ઉપજાવે. પણ એમાં એક પ્રકારનું ડહાપણ રહેલું પણ સમજાય છે. નરેશોના માનસ વિષે બહાર ગમે તેવો અભિપ્રાય હોય છતાં, આ મોઘમતામાં તો અત્યારે ડહાપણ લાગે છે. એનું કારણ એ છે, કે હિંદુસ્તાનમાં જે ત્રણ કમિટિઓ ફીડરેશનના ત્રણ સવાલો વિષે તપાસ કરવા આવી છે, તેનું પરિણામ જાણ્યા પહેલાં નિશ્ચય ઉપર આવી બેસવું એ રાજાસાહેબોને પસંદ પડતું નથી. આ વિચારની સામે વાંધો લેવા જેવું પણ નથી. એક તરફથી આ ત્રણ કમિટિઓ કામ કરી રહી છે અને બીજી તરફથી નામદાર વાઇસરોય સાહેબના પ્રમુખપણા નીચે રાઉન્ડટેબલ કોન્ફરન્સની જે Consultative (સલાહકારક) કમિટિ નામની જુદી કમિટિ આખા સવાલ પર વિચાર કરી રહી છે, તેમાં પણ કાંઇક મતભેદ છે. એ સ્થિતિમાં નરેંદ્રો સંભાળપૂર્વક અત્યારે ઉતાવળ ન કરી બેસવાનું ધારે, તો કોઇથી વાંધો લઇ શકાય એવું નથી. Franchise (મતાધિકાર) ની કમિટિનો અભિપ્રાય જાહેરમાં

આવ્યા પહેલાં, મતાધિકાર કેમ ગોઠવાવાનો છે, તેની ખબર પડે નહીં. States' Inquiry Committee (સ્ટેટોના સવાલોનો અભ્યાસ કરી નિર્ણય બાંધનારી કમિટિ) અને Financial કમિટિ (સ્ટેટોના આર્થિક સવાલોનો તપાસ કરી નિર્ણય બાંધનારી કમિટિ) ના વિચારો બહાર પડે નહીં ત્યાં સુધી સ્ટેટો પોતાની આર્થિક જવાબદારીનો ખ્યાલ બાંધી શકે નહીં. અને જ્યાં સુધી Federal Finance (હિંદના સંયુકત બંધારણની આર્થિક વ્યવસ્થા) ની કમિટિની ભલામણ જાણવામાં આવે નહીં ત્યાં સુધી પણ રાજાઓને પોતાની જવાબદારીની ખબર પડી શકે નહીં.

ઉપર કહેલી આ ચાર મુશ્કેલીઓની હયાતીમાં નરેશો, ફીડરેશન સંબંધી પોતાની સામાન્ય સંમતિજ માત્ર આપે અને સવિસ્તર હકીકતમાં ન ઉતરે તો એમનો દોષ નથી એટલુંજ નહીં પણ એમાં રાજકીય ડહાપણ સમાયેલું છે એમ તટસ્થ વિચાર કરનારને લાગ્યા વગર રહે નહીં. રાજપદ્ધતિ એટલે જાણે, આ કાળને અનુકુળ નહીં એવી પદ્ધતિ, એમ ઘણાઓએ અત્યારે ઉતાવળે ઠોકી બેસાડેલું છે. પણ એક વાત ચોક્કસ છે, કે આ કાળને એ પદ્ધતિ લેવી છે કે નહીં, એનો વિચાર કરતાં કરતાં જે એક વાત આપણે માન્ય રાખવી જોઇએ તે એ છે કે, કોઇપણ સવાલનો નિર્ણય કરવામાં Democracy (પ્રજામત) માં જે ઉતાવળાપણું દેખાય છે તે, રાજ્ય કાર્યના અનુભવમાંથી ઘડાયેલા નૃપ માનસમાં ન હોય તો તે દોષ નથી. તે સાવચેતીનું લક્ષણ છે.

અત્યારની સ્થિતિની પરીક્ષા કરવામાં જે વિચાર રાજકીય રીતે મને ઉત્તમ લાગ્યો તે મેં અહીં કહ્યો છે. આ ઉપરથી એમ સમજી બેસશો નહીં કે હું ફીડરેશનની વિરૂદ્ધ હોઇશ. ફીડરેશન વગર હીંદની ઉન્નતિ બીજી રીતે દેખાતી નથી. બધા સ્વાર્થો સાથે મળીને કામ કરે તો અંદર અંદર થવી જોઇતી આપલેને પરિણામે, આખા દેશને ફાયદો થાય, જનતાના માનસમાં સંપનાં બીજ રોપાય, સ્વાર્થાંધતાને બદલે પર સેવામાં પ્રીતિ ઉત્પન્ન થાય અને માણસાઇનું જે ખરૂં લક્ષણ સેવા છે, તેનું પ્રશંસનીય ભાન થાય એમ માનવાળો હોવાથી, હું ફીડરેશનને આવકાર આપવાવાળો છું અને તેમ છતાં ઉપર કહ્યું છે, તેમ આખા વિચારનું સ્વરૂપ સંપૂર્ણ

પરીક્ષા પછી બંધાય એવો મારો મત છે. એટલે ઈચ્છનીય વસ્તુને આદર આપતાં સાવચેતીનો પણ હું ભક્ત છું.

વાઈસરોય સાહેબના ભાષણ માટે ટુંકા શબ્દોમાં કહી દઈએ તો જેઓ શંકાની નજરથી શબ્દોને જોવાની ટેવવાળા નહીં હોય તેઓને આ ભાષણ શુભેચ્છામાંથી લખાયેલું, મુશ્કેલીઓનો તોડ કરવાની તૈયારી બતાવનારૂં અને હાલના નામદાર વાઈસરોયને હીંદનો જે અનુભવ છે, તેનો યોગ્ય ઉપયોગ કરવાની મનોભાવનાવાળું જણાયા વગર રહેશે નહીં. નરેશોની સત્તાના પરિઘમાં નાહકની દરમિયાનગીરી–માત્ર પોતે સાર્વભૌમ હોવાના કારણથી જ–કરવાના સિદ્ધાંતથી એ નામદાર જુદા પડતા હોય એમ સાફ જણાય છે. અને સાથે સાથે નરેશો પોતાના પરિઘમાં ગમે તેવું વર્તન રાખે, પોતાની પ્રજાનો ગમે તેટલો અસંતોષ થાય છતાં, એમાં સરકાર લેશમાત્ર પણ સલ્લાહ કે દરમિયાનગીરી આપી કે કરી શકે નહીં, એવા નૃપમાનસની સાથે પણ તેઓ મળતા આવતા ન હોય એમ એમણે સાફ, નિખાલસપણે કહી દીધું છે. ખરા મિત્રને છાજે એવી સલ્લાહ એમણે આપી દીધી છે. નરેશોના સ્વાતંત્ર્યને પોતે પોષવા માગે છે. એમની સામે પ્રજા પોકાર ન થાય એવું પોતે જોવા ઇચ્છે છે. “ડીપ્લોમસી”ની એમાં ગંધ નથી, એમ માનવુંજ પડે. કેમકે એ નામદાર હીંદને કાંઇ નવા નથી. જે આજ કહે છે, તે તેમણે મુંબઇ અને મદ્રાસમાં કરી બતાવ્યું છે.

Paramountcy ( સાર્વભૌમ સત્તા )નો એમણે આ પ્રમાણે અર્થ કર્યો છે. એ અર્થ પૂરતું જ રાજ્યોમાં વચમાં પડવાપણું રહે તો, ઘણી કડવાશો ઓછી થઇ જાય, અને સંધીના કરારથી બનેલાં મિત્ર રાજ્યો અને સરકાર સાથેનો સંબંધ, સંધી થતી વખતે જે ભાવથી ઘડાયો હતો તે ભાવમાં ખરેખર સુદૃઢ થાય સમ્રાટને એમાં લાભ છે; નૃપેન્દ્રોને તસલ્લી મળે છે; અને પ્રજાને આશ્વાસન મળે છે, કે નૃપેન્દ્રો તરફથી પ્રજાને જોઇતું પ્રોત્સાહન મળી રહેશે તે વિષે સરકાર જવાબદાર છે.

આ પ્રમાણે જે દૃષ્ટિથી હીંદી હીંદના ઉકેલનું પરિણામ શાંતિ ભરેલી રીતે આવે છે, તે જ ભાવથી બ્રિટિશ હીંદના આર્થિક,

રાજકીય અને વ્યાવહારિક પ્રશ્નનોનો ઉકેલ થાય તો હાલના વાઇસરોય સાહેબ, ઇતિહાસમાં એક અદ્વિતીય એવું માનભરેલું નામ મુકી જાય.

આજની જાહેર બેઠકમાં ઉપર લખેલી બે બાબતો સિવાય બીજું બહુ ધ્યાન ખેંચવા લાયક કાંઇ હતું નહીં. બ્રિટિશ હીંદની અત્યારની મુશ્કેલ સ્થિતિમાં રાજા સાહેબોએ જે સહાનુભૂતિ પ્રદર્શિત કરેલી છે તે સંબંધી વાઇસરોય સાહેબના ભાષણમાં ઉલ્લેખ હતો, પણ તે વિષય ચર્ચવાની મારી ઇચ્છા નથી. આવી રાજકીય બાબતોમાં શબ્દો અને મનોભાવના, એ બે વચ્ચે કેટલુંક અંતર હોય છે, એમ પશ્ચિમના રાજકારણના મારા અનુભવમાંથી મને લાગ્યું છે; એટલે હું તો એમ માનવાવાળો છું કે જોર બતાવતાં બતાવતાં, સહ્વાહ કરવાના ઉપર તાન હોય એવી સુગંધ મને આ શબ્દોમાં આવે છે. શુભેચ્છાને લીધે એ સુગંધ હોય કે આશાને લીધે એ સુગંધ હોય તે જુદી વાત છે. પણ હીંદ અને બ્રિટનનો શુભ સંયોગ બન્ને પ્રજાને લાભકારક છે, એ વાતના જ્ઞાનને લીધે આવતી સુગંધ ઉપર વિશ્વાસ રહે છે.

આવતી કાલે પાછી નરેંદ્રોની અને મીનીસ્ટરોની ખાનગી બેઠક છે. એ વિષે આગળ ઉપર.

---

## પત્ર ચોથો.

ન્યુ દિલ્હી, તા. ૩૧-૩-૩૨.

નરેંદ્રમંડળની જાહેર બેઠક પુરી થાય તે પહેલાં, રાજ્યોએ ફીડરેશનમાં આવવું કે નહિ એ સવાલનો છેવટ નિશ્ચય કરવાની આવશ્યકતા હતી. એટલે આજની ખાનગી બેઠકમાં એનો નિશ્ચય થઇ જ જવો જોઇએ એમ મેં ધારેલું અને પરિણામ પણ એજ પ્રમાણે આવ્યું છે.

નવું એટલું બધું માણસને ભડકાવે એ જનસ્વભાવ છે. એટલે આખી નૃપસંસ્થા અને તેને પોષનાર મંત્રીવર્ગ (Ministers) ઉપરથી હિંમત બતાવતાં બતાવતાં ફીડરેશનને શંકાની નજરથી જોતા હોય, એમ આવી બેઠકમાં થતી વાતો ઉપરથી સ્પષ્ટ થયા વગર રહેતું નથી તા. ૩૦ મીનું આખું સવાર એ શંકાના વમ-

ળમાં ચાલ્યું ગયું હતું. અને છતાં એવો પણ ભાસ થતો હતો કે બે વરસ પછી હવે ફીડરેશનની ના પાડવી એ મોટા ભાગને અશક્ય પણ લાગતું હતું. મીટીંગ પાસે બે મુખ્ય સવાલ ઉભા હતા. એક એ કે ફીડરેશનમાં ભળવું કે નહીં અને ભળવું તો કઇ શરતે? અને બીજો એ કે ફીડરેશનનું રાજ્યબંધારણ બે કૌંસીલનું કરવું કે એક કૌંસીલનું કરવું? સવા વાગે બપોરના ખાણા માટે મંડળ વિખરાયું ત્યાં સુધી એકેય સવાલનો ચોક્કસ નિર્ણય થયો ન હતો. ખાણું ખલાસ થયા પછી અઢી વાગે મીટિંગ પાછી બોલાવવામાં આવી હતી. વખતસર સર્વ મંડળ આવી ગયું હતું. પરંતુ નરેંદ્રમંડળના ચાન્સલર ભોપાળ નરેશ અને સ્ટેન્ડીંગ કમિટીના બીજા નરેશ સભ્યો બીજા ઓરડામાં ફીડરેશનની શરતોનો draft "મુસદ્દો" કરી રહ્યા હતા. એ કામ પુરૂં થયા પછી સર્વે સભામંડપમાં પધાર્યાં હતા. અને નીચેની શરતોએ ફીડરેશનનો મુદ્દો કબૂલ રખાયો હતો.

(૧) "નરેશમંડળ જાહેર કરે છે કે, હીંદનાં દેશીરાજ્યો એવી શરતે ફીડરેશનમાં દાખલ થાય છે કે, રાજ્યોની સલામતીની જરૂરીઆતની શરતો, પળાવી આપવાની જવાબદારી તાજના ઉપર છે."

(૨) "કે આ સલામતીઓ નવા બંધારણમાં ચોક્કસ શરત તરીકે આવવી જોઇએ."

"કે બધાં સંધીપત્રો, સનંદો અને કરારનામાની જવાબદારીઓ અભંગ અને ન ભાંગી શકાય એવી રહેશે."

(૩) "કે રાજ્યોની અંદરની સ્વતંત્ર સત્તાને કશી અસર થશે નહીં. અને તાજની રાજ્ય તરફની જવાબદારીઓ (obligations) અફર રહેશે"

ઉપલી શરતો બહુ જ વિચારપૂર્વક ઘડાયેલી છે એમ હરકોઇને લાગ્યા વગર રહે નહીં. હીંદના સંયુક્ત બંધારણમાં ભાગ લેવાની ઇચ્છા એમાં સ્પષ્ટ છે. અને દેશની એકતા સચવાતાં સાથે સાથે જે પોતાનું છે—અને જે આ બધામાં અંતરાયરૂપ નથી—એટલું પોતાનું સ્થિર રહે એ ઇચ્છા સ્વાભાવિક છે.

ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી બ્રિટનની સરકારે જ્યારે હીંદુસ્તાનનો વહીવટ હાથમાં લીધો ત્યારે પહેલવહેલું વચન, જે હીંદના રાજાઓને આપવામાં આવ્યું તે એ હતું કે "આ ફેરફારથી હીંદનાં રાજ્યોની સ્થિતિમાં કાંઈ ફેરફાર થતો નથી. અને ઇસ્ટ ઇંડિયા કંપની સાથે થયેલાં તહનામા, સંધીઓ અને કરારો બ્રિટનના તાજને–જાણે તે તાજનીજ સાથે થયાં હોય તે રીતે–માન્ય છે." ઇતિહાસના આ, ભૂત, ચોક્કસ દાખલા પછી, અત્યારે જ્યારે માત્ર રાજ્ય બંધારણના વહીવટમાં ફેરફાર કરવામાં આવે છે, ત્યારે તાજ પાસેથી દેશી રાજ્યો, પોતાની સાથેના કરારોના જીવનની સ્થિરતા માગે, તો તે માગણી વધારે પડતી નથી. એટલુંજ નહીં, પણ એ માગવાનો એમને હક છે, એમ ઇતિહાસના વિદ્યાર્થીને, રાજ્ય નીતિના અનુભવીને:અને તોફાનનો વખત છે માટે, એકની સાથે બીજાનું પણ પડાવી લેવું એવી અયોગ્ય ઇચ્છામાંથી વિશુદ્ધ હૃદયવાળાને, નરેશોની આ સાવચેતી યોગ્ય લાગ્યા વગર રહેશે નહીં.

કરારો કાગળના ટુકડા નથી, પણ અપાયેલાં વચનની પૂર્ણ કરવાની બાંહેધરી છે, એમ સમજનારાઓ જ આગામી ફીડરેશનનું રાજ્યતંત્ર માનનીય વ્યક્તિઓ તરીકે ચલાવી શકે.

નરેંદ્રોનો આ ઠરાવ આદર આપવા લાયક એટલા માટે છે કે, રાઉન્ડ ટેબલ કોન્ફરંસમાં, માત્ર ફીડરેશનમાં રાજ્યો આવશે એવું વચન આપ્યું હતું, જ્યારે આ ઠરાવમાં તો તેમણે ચોકખું જાહેર કર્યું છે કે અમુક સલામતીઓની ખાત્રી આપવામાં આવે તો તેઓ ફીડરેશનમાં આવવાનું સ્પષ્ટ રીતે જાહેર કરે છે.

ફીડરેશનના બંધારણને રાજ્યો તરફથી આ પ્રમાણે ચોક્કસ મજબુતી આપવામાં આવી છે. જે સરકાર હીંદને પોતાની સત્તા રાજ્યકારભારમાં સુપ્રત કરે છે તે સરકાર, પોતાના મિત્રોને તેમાં સહાનુભૂતિ માટે મેળવતાં મેળવતાં, એમના સ્વાતંત્ર્યને નાહકનું નુકસાન ન કરી બેસે એવી જામીનગીરી આપે એ તેની ફરજ છે, એની કોઇથી ના પાડી શકાય એવું નથી.

કરારોને આજથી જ તોડવાની વાત કરનારાઓ ઉપર, ભવિષ્યના કરારોને પાળવાનો વિશ્વાસ શી રીતે રાખી શકાય? હીંદમાં

જેઓને ફીડરેશન જોઇએ છીએ, તેઓને એટલા માટે વિનતિ છે કે બીજા કશા માટે નહીં તો, એમના ઉપરના વિશ્વાસને સુદૃઢ કરવા ખાતર પણ નરેંદ્રોને પોતાના રાજ્યની અંદરની સ્વતંત્રતા માટેની બાંહિધરી તો આપવી યોગ્ય છે.

ઉપલી શરતોએ ફીડરેશનમાં આવવાની પોતાની ઇચ્છા, નરેશ મંડળે જાહેર કરીને રાઉન્ડટેબલ કોન્ફરંસમાં નરેંદ્રોનું જે પ્રતિનિધિત્વ છે તેને, ફીડરેશનની વાટાઘાટ કયા ધોરણે ચલાવવી, તેનો માર્ગ બતાવ્યો છે. અને છેવટ ફીડરેશનની યોજના ઘડાઇને સંપૂર્ણ થાય ત્યારે આખું નરેંદ્ર મંડળ તેને તપાસીને મંજુર કરે એવો હક, એ આખા મંડળે પોતાના હાથમાં રાખ્યો છે.

આ ધોરણની સામે પણ કશો વાંધો લઈ શકાય એવું નથી કેમકે કોઇપણ જાતની કરારી વ્યવસ્થા કરવા માટે, કોઇ સંસ્થા પોતા તરફથી એજંટોને નીમે છે, ત્યારે એજંટોએ ઘડી કહાડેલા નિર્ણયો ઉપર છેવટની પસંદગીની સીલ મારવાનું કામ તો એજંટોનો નીમનાર મૂળસત્તા જ પોતાના હાથમાં રાખે છે.

બ્રિટિશ હીંદ, આ ઠરાવને કઇ દૃષ્ટિથી જુએ છે એ કહેવું એ, અત્યારે ઘણું જરૂરી છે. રાજ્ય ચલાવવામાં સક્રિય ભાગ ન લીધો હોય, એવા નેતાઓને જ્યારે સક્રિય ભાગ લેવાનો પ્રસંગ ઉત્પન્ન થાય છે, ત્યારે ભૂતકાળનું બધું ભાંગીને અનુભવ વિનાની નવીન પદ્ધતિ કરવાનો મોહ થાય છે. એવા મોહની જેની દૃષ્ટિ થશે તેઓ તો નરેંદ્રોના આ પગલાની સામે જરૂર ટીકા કરશે. રાજ્યના સક્રિય અનુભવવાળા પુરૂષો, નરેંદ્રોની આમાં પુખ્ત વિચાર શક્તિ અને અનુભવ પ્રાધાન્ય જોશે. રાજાઓ એટલે "બધા જ મોજશોખ ભોગવનારા" એ અપરાધમાંથી નરેંદ્રોનો આ ઠરાવ ઘણે ભાગે એમને મુક્ત કરશે. એમનું આ પગલું રાજકીય વિચારશ્રેણિમાંથી ઉદ્દ્ભવ્યું છે, એવી અસર કર્યા વિના રહેશે નહીં; અને હીંદના નેતાઓમાં જે મોટો વિખવાદ, દરેક નાના મોટા સવાલ ઉપર થયા કરે છે, અને દિવસે દિવસે વધ્યા કરે છે, તેની સાથે સરખાવતાં નરેંદ્રોનો આ એકમતથી થએલો ઠરાવ, વધારે આદરણીય ગણવાને યોગ્ય છે.

બ્રિટિશ હીંદના અંદર અંદરના ખટરાગને લીધે, ફીડરેશનમાં જે વિલંબ થાય છે, એવો વિલંબ કરવાના અપરાધમાંથી દેશી રાજ્યો મુક્ત થયાં છે, એ એક શુભ ચિહ્ન છે. રાજ્યાનુભવનું આ પરિણામ છે. શોખીનો પણ અનુભવવાળા હોય તો, સાદા બીનઅનુભવીઓના કરતાં રાજ્યહિતમાં ઇચ્છવા લાયક છે, એમ ઘડીભર થઇ જાય એવો નિશ્ચય રાજાઓએ કર્યો છે.

રાજાઓનાં જાણે બહુ વખાણ થઇ ગએલાં એમ ઉપલા લખાણથી કોઇને લાગે, પણ એમણે કરેલો ઠરાવ વ્યક્તિઓએ કરેલો ઠરાવ નહીં પણ રાજ્યોએ કરેલો ઠરાવ છે. અને રાજ્ય એટલે રાજાઓ, તેની પ્રકૃતિ એટલે તેનું પ્રધાનમંડળ, અને તેમની પ્રજા છે. એટલે આ ઠરાવ એ ત્રણના દૃષ્ટિબિંદુથી ઘડાયો છે એમ કહી શકાય. મીનીસ્ટરોનો પણ એમાં ઠીક હાથ છે.

ફીડરેશનનું સભામંડળ એક સભાથી બનાવવું કે બે સભાથી એ સવાલનો નિર્ણય, નરેશોનું મંડળ જો આ વખતે કરી શક્યું હોત તો ફીડરેશનમાં નરેંદ્રોએ આપવાનો ફાળો અત્યારે અપાઇ ચૂક્યો હોત. પણ આ સવાલ ઉપર હજી ઘણો મતભેદ છે. નરેશોનો એક ભાગ બે સભાની તરફેણમાં છે, ત્યારે બીજો ભાગ એક સભાની તરફેણમાં છે. પરસ્પર સમજાવટ માટે બહુ પ્રયત્નો થવા છતાં, એકમત ઉપસ્થિત કરાવી શકાયો નથી.

ઉપરના પેરેગ્રાફમાં નરેશોની કાર્યદક્ષતા વિષે યોગ્ય એવી શિષ્ટતા, નિખાલસપણું, આ પ્રસ્તુત સવાલના ઉહાપોહમાં હોય તો સારૂં એમ લાગવાથી અત્યારે તો એમાં પણ સ્પષ્ટ વિચારો જણાવવાનો પ્રયત્ન કરીએ. એવું દેખાય છે કે એક મંડળની તરફેણમાં જેઓ છે તેઓને એવો ભય છે, કે જો બે મંડળો થાય તો એસેમ્બલી એટલે નીચેના મંડળમાં બ્રિટિશ હીંદ, જેમ પોતાના ચુંટેલા પ્રતિનિધિઓ મોકલશે, તેમ હીંદનાં દેશી રાજ્યોની પ્રજા પણ ચુંટાઇને જવાની માગણી કરશે અને તેમ થતાં હીંદનું અત્યારનું વાતાવરણ દેશી રાજ્યોમાં પણ દાખલ થઇ જશે. એટલા માટે એવો સંસર્ગ જ ન થાય એ પદ્ધતિએ સભા મંડળ બાંધવું.

આખા દેશમાં લોકશાસન જેવી પદ્ધતિ દાખલ થાય ત્યારે એક ખુણામાં એની અસર ન થવાની આશા રાખવી એ ફોગટ પ્રયત્ન છે. લોકો બીજા લોકોની સાથે સંસર્ગમાં આવે તેમાં ભય નથી પણ ભય દેશી રાજ્યના લોકોના અસંતોષમાં છે. માણુસ તરીકેની સ્વતંત્ર હવામાં ફરતા લોકોની સાથે, એવી હવાથી વિમુખ એવા લોકો જ્યારે પરિચયમાં આવે છે, ત્યારે એમનો અસંતોષ જે સ્વરૂપ પકડે છે એ સ્વરૂપ, દેશી રાજ્યોમાં પણ ધીમે ધીમે સ્વાતંત્ર્યની હવા ફેલાવશે એ ડર દેશી રાજ્યોને હોય એમ પ્રતીત થાય છે. પણ એક સભા કરીને આ સંસર્ગમાંથી લોકોને અટકાવી શકાશે એ માન્યતા ભૂલ ભરેલી છે. સભા એક હોય કે બે હોય, પણ રાજ્યોના પ્રતિનિધિઓ, અને બ્રિટીશ હીંદના ચુંટાયેલા પ્રતિનિધિઓ, એક બીજાના નિકટના સંસર્ગમાં તો આવવાના જ; એ વાત લક્ષ બહાર રહેવી ઘટતી નથી. એમ કાંઇક માન્યતા નજરે પડે છે કે એક સભા હશે તો બ્રિટિશ હીંદના પ્રાંતોમાંથી અને રાજ્યોમાંથી અધિકારી વર્ગ જ એ સભામાં જશે. નરેશો પોતે કેટલાક વખત સુધી પોતાના પ્રતિનિધિઓને, પોતે પસંદ કરીને વખતે તે સભામાં મોકલી શકશે. પણ બ્રિટિશ હીંદના પ્રાતો એક સભા હશે તો માત્ર પ્રાંતના અધિકારી વર્ગનેજ એમાં મોકલીને સંતોષ પામશે એમ માની બેસવું એ આકાશ પુષ્પવત છે એટલે ઇચ્છનીય હોય કે અનિચ્છનીય હોય પણ પરિણામ તો એ જ આવવાનું કે ધીમે ધીમે રાજ્યોમાંથી પણ પ્રજા વર્ગનાં માણસોને જ એમાં મોકલવાની પ્રથા પડશે. હીંદમાં અત્યારે એવાં થોડાંક રાજ્યો છે જેવાં કે મ્હૈસોર, ત્રાવણકોર, કોચીન કે જ્યાંથી આખું પ્રતિનિધિત્વ નહીં તો એ તત્વનો થોડોક ભાગ પ્રજાકીય સભ્યોનો આવે થોડાંક રાજ્યોમાં આવી શરૂઆત થાય એટલે બીજાં રાજ્યોના લોકોનું માનસ, એવા હક ભોગવવા માટે ઉત્સુક થાય એ જનવૃત્તિ છે; જે સદાકાળ માટે રોકી શકવાનું અશક્ય છે. અને જો એમ થયું તો એ એક સભા આખી, કાળે કરીને પ્રજાકીય સભા થઈ જવાનો સંભવ છે. આવી એક સભા સ્વાયત્ત રાજ્યતંત્ર ( Central responsibility ) માટે સલામતી ભરેલી છે, કે કેમ તે ખૂબ વિચારવા જેવી વાત છે. સ્પષ્ટતાથી કહીએ તો દેશી રાજ્યના લોકોને બ્રિટિશ હીંદના લોકોની સાથેના પરિચય-

માંથી બને ત્યાંસુધી અસંગત રાખવાની ઇચ્છામાં, જાણે એવા અભિશાપને પાત્ર થયાનું બની આવે કે જાણે આ ઇચ્છા હીંદની નેપથ્ય પ્રિયતાના માનસમાંથી ઉદ્ભવી હોય.

એથી બીજી રીતે એ સભાની પદ્ધતિ તપાસીએ. બે સભા થાય તો ઉપલી સભામાં હીંદના પ્રાંતોના અધિકારીઓ અથવા અધિકારીઓએ નીમેલા સભ્યો આવી શકે. અને દેશી રાજ્યોમાંથી, જે રાજ્યમાં જે રાજ્યપદ્ધતિ હોય તેણે મોકલેલા સભ્યો આવી શકે. એટલે ઉપલી આખી સભાના સભ્યો, આખા હીંદના રાજ્યમંડળમાંથી આવશે. એઓ અનુભવવાળા અને જવાબદારીવાળા સભ્યો હશે. જ્યાંથી આવશે ત્યાંના લોકોનું માનસ તેઓ સાથે લઇ આવશે. અને દિલ્હીમાં જે ઠરાવો થશે તે ઠરાવો, તેના હાથ નીચેની પ્રજાને માન્ય કરાવવાની જવાબદારી સ્વીકારીને, તેઓ પોતપોતાના પ્રદેશમાં પાછા જશે અને ત્યાં તેમની સલાહ સ્વીકારાશે એટલે આખા દેશમાં એકમતથી સુલેહ સંપ ભરેલું વાતાવરણ પ્રસરશે; કે જે રાજ્યોના અધિકારીઓ અને બ્રિટિશ હીંદના પ્રાંતોના ચુંટાયેલા સભ્યોની સંકર સભામાં બનવું મુશ્કેલ છે.

ઉપલી સભા, અહીં કહ્યું તેમ જવાબદાર અધિકારીઓની બનાવવી હોય તો એ અવશ્યનું છે કે બીજી સભા રાખવી જ પડે. એ બીજી સભામાં પ્રાંતોમાંથી, પ્રાંતિક સભાએ ચુંટેલા કે પ્રાંતના લોકોએ સીધી રીતે ચુંટેલા સભ્યો આવશે. અને કેટલાંક વર્ષો સુધી દેશી રાજ્યોમાંથી રાજ્યોએ નીમેલા સભ્યો આવશે. રાજ્યોને ભય છે તેમ ધીમે ધીમે કદી રાજ્યોમાં પ્રજાકીય સંસ્થાઓ થશે તો રાજ્યોના સભ્યો પણ એવી પ્રજાકીય સંસ્થાઓમાંથી ચુંટાઇને આવશે. પણ બે સભાનો ફાયદો એ છે કે જ્યારે એક સભા પ્રજાકીય તત્ત્વવાળી હશે ત્યારે ઉપલી સભા રાજ્યના અનુભવવાળા સભ્યોની હશે. એટલે અનુભવ અને બીનઅનુભવ એના ઘર્ષણમાંથી અનુભવ જીત મેળવશે. દેશને એમાં જ લાભ છે.

બે સભાઓનો એક બીજો મુખ્ય લાભ છે, તે એ છે કે નીચલી સભા કોઇ વખત ઉતાવળે કે માહેતીની ખામીને લીધે કાંઇ ઠરાવ ઉપર આવી બેસે, તો એ પ્રકરણ જ્યારે ઉપલી સભામાં જાય ત્યારે

એ સભામાં બીજાં મગજો પાસે જે ઉહાપોહ થાય તેમાંથી જે કાંઈ નવું સમજવામાં આવે, તેને લીધે થયેલી ભૂલ સુધારવાને અવકાશ છે. અને ત્યાંથી જ્યારે એ પ્રકરણ પાછું નીચેની સભામાં આવે ત્યારે એ સભાને પોતાની ભૂલનો વિચાર કરવાનો જે અવકાશ મળ્યો હોય, તેમાં પ્રથમ થયેલા ઠરાવમાં ફેરફાર કરવાનું ડહાપણ એને સૂઝે છે. એ પણ લોકહિતમાં જરૂરનું છે. અંગ્રેજીમાં તો એક કહેવત છે કે "નીચલી સભામાંથી ઉપલી સભાને થયેલી અપીલ જાણે કેફથી મસ્ત થયેલા એક માણસની, સ્વસ્થ ચિત્તવાળા પાસે કરેલી અપીલના જેવી છે." રાજ્ય કારણમાં વખતનો થોડો અવકાશ એ, શુદ્ધ વિચારણાને મદદગાર છે.

જો બે સભા નહીં હોય અને એક જ સભા ઉતાવળે કાંઈ કરી બેસશે તો આખો લોકસમૂહ સભાના એ વિચારથી વિરુદ્ધ થઇ બેસશે. તેને બદલે બે સભાઓ હશે તો એક સભાના ઠરાવ ઉપરથી લોકોમાં જે લાગણી સ્પષ્ટ થશે, તે લાગણીને લક્ષમાં લઇને બીજી સભા વિચાર ઉપર આવશે. એટલે દેશનું વાતાવરણ શાંત રહી શકશે. એક સભા એ, એકહથ્થુ સત્તા જેવું કામ વખતે કરી બેસે. અને એક હથ્થુ સત્તા સામે અત્યારે લોકોનુ માનસ છે એવા વખતમાં, માત્ર સંસર્ગદોષના ભયથી, કોઈપણ જાતની એકહથ્થુ સત્તાની પરિસ્થિતિ ઉભી કરવી એ સલાહકારક નથી.

ફીડરેશનમાં—મધ્યવર્તી સરકારમાં—સ્વાયત્તસત્તા (Central Responsibility) આપવાનો આશય છે. એ સ્વાયત્ત સ્વાતંત્ર્ય, વિચારપૂર્વક વપરાય એ માટે પણ બે સભાની આવશ્યકતા જણાયા વગર રહેશે નહીં. નરેશ પદ્ધતિમાં મંત્રી વર્ગ અને નરેશ પોતે, એ પ્રમાણે જેમ વિચારનાં બે મગજ છે તેમ પ્રજાકીય તંત્રમાં પણ નીચલી સભા અને ઉપલી સભા બે મગજ પુરાં પાડે છે. ભૂલ થવાનો અવકાશ એ રીતે ઓછો છે.

---

## પત્ર પાંચમો.

ન્યુ દિલ્હી, તા. ૨-૪-૩૨.

દરેક વર્ષની નરેંદ્રમંડળની બેઠકનો છેલ્લો દિવસ, વિવેકભર્યાં ભાષણોનો અને ચાન્સેલર તથા સ્ટેન્ડીંગ કમિટીની ચુંટણીનો

હોય છે. એટલે એ દિવસની કાર્યવાહી માટે કાંઇ બહુ લખવા જેવું નથી. પણ આ વર્ષે ચાન્સેલરની ચુંટણીને સંબંધે થોડાંક વાક્યો લખવાનું મન થઇ જાય એવું છે. અને તેનું કારણ તો એ છે કે જનાર અને આવનાર ચાન્સેલર સાહેબો બન્ને પ્રશંસ-નીય વ્યક્તિઓ છે. ભોપાલ નરેશ, ગયા વર્ષના ચાન્સેલર હતા. રાજ્યોના સુભાગ્યે ફીડરેશનના કાળમાં એ જવાબદારી એમના ઉપર આવી હતી. બીજી ગમે તે બાબતમાં નરેશોને અંદર અંદર મત-ભેદ હોય, પણ ભોપાળ નરેશની યોગ્યતા માટે, ફીડરેશનની બાબ-તમાં ફીડરલ સ્ટ્રકચર કમિટિમાં એમણે મુકેલા રાજ્યોના કેસની સચ્ચોટતા માટે, સભ્યતા ભરેલા શબ્દોમાં સમાયેલા—જોરભરેલા અને માન્ય રાખ્યા વગર ચાલે નહિ એવા મુદ્દા માટે, માત્ર એકલો પોતાનો જ નહિ પણ સમગ્ર રાજ્યોનો સ્વાર્થ ધ્યાનમાં રાખવા માટે, ગમે તેવા સવાલો ઉભા થાય તેના તાત્કાલિક અને સચ્ચોટ જવાબ આપવાની તત્પરતા માટે અને હીંદના અનુભવી ધારાશાસ્ત્રીઓની સામે ટક્કર ઝીલી શકે એવી હીંમત અને અભ્યાસ માટે એ નામદાર એક અદ્વિતીય ચાન્સેલર નીવડ્યા છે એમ એમનો દરેક બંધુનરેશ માને છે.

બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ એ બન્નેના હિતમાં ઉંચા પ્રકા-રનું એમનું માનસ છે. હીંદમાં જે કોમી માનસ કમનસીબે બંધાઇ ગયું છે તેથી નરેશ મંડળ સુભાગ્યે મુક્ત છે. અને ભોપાલ નરેશનું માનસ આ કટોકટીના સમયમાં આ સંબંધમાં માત્ર નિષ્પક્ષ જ નહીં, પણ અતિશય ઉદારતાભરેલું માલમ પડ્યું છે. અને અધિકાર, એ ભોગનીય નહીં પણ જવાબદારીવાળી વસ્તુ છે, એવું જગતના ઈતિહાસમાંથી એ શિખ્યા હોય એવું એમના વર્તનમાંથી જણાઇ રહે છે. ફીડરેશનનો સમગ્ર સવાલ પુરો થાય ત્યાં સુધી એ ચાલુ રહ્યા હોત તો સારૂં એવી ઘણાની ઈચ્છા હતી. પણ જે સ્થિતિમાં તેઓએ ચાન્સેલર થવાનું સ્વીકાર્યું, તે સ્થિતિમાંથી જે પરિસ્થિતિ ઉભી થઇ તેનો વિચાર કરીને કે પોતાની તબીયતના દૃષ્ટિબિંદુથી કે સેવા કરતાં પણ સલ્લાહભરેલું વાતાવરણ નરેશોના હિતની વાત છે એ અંતરભાવનાથી કે એ મંડળમાં એકસંપી હોવી જોઇએ એ માન્યતાથી, ભોપાળ નરેશે માત્ર એક જ વરસ એ

જવાબદારી ભોગવીને સ્વેચ્છાથી નિવૃત્ત થવાનો આગ્રહ કર્યો અને નિવૃત્ત થયા. આ બધામાં એમનું જે ડહાપણ પરખાઇ આવ્યું છે, તે એમના ઉપર કહેલા ગુણોમાં અતિશય વૃદ્ધિ કરે છે.

ભોપાળ નરેશની જગા મુશ્કેલીથી પુરાય એવી હતી. પણ સારે નસીબે તે જવાબદારીનો જહ્ભો જામ મહારાજ ઉપર પડ્યો. એમનો પાકટ અનુભવ, અંગત કીર્તિ, વિચારોને સમજાય તેવી ચતુરાઇથી મુકી શકવાની શક્તિ, ઉદાર સ્વભાવ, અંદર અંદરના ક્લેશોથી થતી ભિન્નતામાંથી સર્વને સમજાવી સાથે રાખવાની પ્રયત્નશીલતા: એ બધા ગુણોએ આવા કટોકટીના વખતમાં જાણે સર્વ રાજાઓની અનુમતિ ઉત્પન્ન કરી હોય, એવું નરેશ મંડળને અંદરથી જોઇ શકનાર માણસ કહી શકે એવું છે. એમની પસંદગીએ આખા નરેશ મંડળમાં છેલ્લાં થોડાં વર્ષોથી જે કાંઈ વિચારભિન્નતા હતી તે કાઢી નાંખી છે. એટલે એક યોગ્ય ચાન્સેલરની પછી બીજા યોગ્ય ચાન્સેલરની પસંદગી એ, સભ્યોને માટે સુચિહ્ન છે.

નામદાર વાઇસરોય સાહેબના પહેલા દિવસના ભાષણનો જવાબ રાજાઓ તરફથી આ છેલ્લે દિવસે અપાયો હતો. તે એવો સુસ્પષ્ટ છે કે જેને વિષે ઘણું લખવાપણું નહીં હોઇને, આ વખતના લખેલા કાગળોમાં હું એ વિષે વધારો કરવા ઇચ્છતો નથી.



# નરેંદ્રમંડળની પુનર્ઘટનામાંથી ઉદ્ભવતા વિચારો.

જનસંગતિ, જેને આપણે મળીએ ત્યારે જેવો માણસ એવા વિચારો ઉત્પન્ન કરે છે. તેમ સ્થાનને પણ પોતાનો આત્મા હોય છે. મંદિરમાં જઇએ ત્યારે સહજ દૃષ્ટિ ધર્મ તરફ વળે છે. ઈસ્પીતાલમાં જઇએ ત્યારે દરદીઓ ઉપર દયાનું ભાન થાય છે. કેદખાનામાં જઇએ ત્યારે કેદીઓની દુષ્ટતા તરફ અને એ દુષ્ટતા છતાં પણ તેના પગમાં પડેલી બેડીઓને લીધે સત્તાવાળાઓની સત્તાના અભાવ તરફ દૃષ્ટિ થાય છે. ખુબસૂરતીને જોઈને આનંદના વિચારો આવે છે. અને દુર્ગંધી હોય ત્યાં નાસિકા બંધ કરવાનું મન થાય છે: તે જ પ્રમાણે સ્થાનનું પણ માહાત્મ્ય છે.

દીલ્હી જઇએ છીએ ત્યારે ઘડીકમાં વાઇસરોય સાહેબના ઓર્ડીનન્સોનો વિચાર આવે છે. બીજી જ પળે એસેમ્બ્લીમાં ભાષણની છૂટને લીધે જે શબ્દ પ્રયોગો ત્યાં થાય છે તેનો ખેદ થાય છે. એસેમ્બ્લીમાં ચુંટાઇને આવેલા ગૃહસ્થોના સૌભાગ્ય માટે ઈર્ષા આવે છે. અને બીજી તરફથી કાઉન્સિલ ઓફ સ્ટેટમાં નીમાયેલા માનચાંદવાળા ગૃહસ્થોના રાજકીય જીવન વિષે ખેદ થાય છે. બીજી તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે નરેંદ્રમંડળના અનેક વિચારો આવ્યા કરે છે. સૈકાઓ થયાં હીંદુસ્તાનમાં રાજ્યકર્તા નરેશો અત્યારે હવે ચીંતાગ્રસ્ત સ્થિતિમાં કેમ આવી પડ્યા હશે એમ થઈ જાય છે. હીંદુસ્તાન ઉપર એક વખત સ્વદેશીય શાહોનો અમલ હતો, એ વાતનો ખ્યાલ થતાં આ બધા ફેરફારો કેમ થતા હશે, એવા વિચારોનાં વમળ બુદ્ધિમાં વહ્યા કરે છે. આનું નામ સ્થાન માહાત્મ્ય.

હીંદુસ્તાનમાં અત્યારે રાજ્યનીતિના સુધારાઓ ઘડાઈ રહ્યા છે. એમાંથી હીંદ એકમત થઇ એક પ્રજા બનશે કે સ્વાર્થાંધ થઈ જુદાં જુદાં ટોળામાં વિખરાઇ જશે ? અને જે સ્થિતિ હાલ ચીનમાં છે એ સ્થિતિને પામશે .એવા એક બીજાથી વિરૂદ્ધ વિચારો આવ્યા કરે છે. એ પણ સ્થાન મહાત્મ્ય.

આ સ્થાન જાણે રાજ્યનીતિના અંગના ધરતીકંપથી ધ્રુજતું હોય એમ ભાસે છે. રાઉન્ડટેબલ કોન્ફરંસમાં થયેલી વિચારણાને પરિણામે કેવું બંધારણ ઘડાય છે એ, પ્રાંતોને અંગે વહેલામાં વહેલું બે વર્ષમાં અને મધ્યવર્તી સરકારને માટે વહેલામાં વહેલું ચાર વર્ષમાં નિશ્ચિત થશે. પણ આ ભવિષ્યની વાત થઇ એટલે ભવિષ્યના પાણીમાં નહાવાની અત્યારે ઇચ્છા નથી.

હીંદુસ્તાનની જે નૃપસંસ્થા છે એ વિષેના વિચારો વર્તમાન-કાળના છે, એટલે એ સંબંધી એકાદ બે ઉદ્‌ગારો લખી નાંખવાનું મન થાય છે.

એક દેશમાં જ્યારે રાજ્યપ્રથા સ્વદેશીય હોય ત્યારે કાળ પરત્વે તેમાં જે કાંઈ ફેરફારો થાય તે સ્વદેશીય ભાવનાને ધોરણે થાય. એવા દેશમાં જ્યારે પરદેશી રાજ્યસત્તા સ્થપાય અને તે લાબો વખત ચાલે ત્યારે દેશી ભાવનામાં પરદેશી ભાવનાનો વઘાર બેસી જાય છે. અને રાજ્ય ધોરણમાં જે ફેરફારો વખતો વખત આવશ્યક હોઇ થયા જ કરે છે તે ફેરફારના નિર્ણયમાં વર્ણસંકર ભાવના પ્રવેશ કરે છે. રાજ્યકારણની પશ્ચિમની ભાવના અને રાજ્યનીતિની પૂર્વની ભાવના એક બીજાથી તદ્દન જૂદી છે. પશ્ચિમમાં રૈયતને સંબોધીને એકજ શબ્દ છે; જે અંગ્રેજીમાં sub-ject શબ્દથી ફલિત થાય છે. subject નો ધાત્વર્થ sub-under અને Jecio-to throw એવો થાય છે. એટલે કે રૈયત એટલે નીચે પટકી મારવાની વ્યક્તિ. એથી ઉલટું પૂર્વનું રાજ્ય માનસ રૈયતને પ્રજા શબ્દથી સંબોધે છે. પ્રજા એટલે પાળવા લાયક બાળકો.

આ ભાવનાને અંગેજ પૂર્વની નરેશ પદ્ધતિ સેંકડો વર્ષ સુધી ટકી રહીં હતી. પશ્ચિમની subject ભાવનાને લીધે જ ત્યાંની નરેશ પદ્ધતિ ટુંકા આયુષ્યવાળી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. અને ૧૯૧૪

ની લડાઈ પછી તો સર્વને એ સુવિદિત થયું છે કે જ્યાં પ્રજાને નીચે પટકવાની વસ્તુ ગણાય છે, ત્યાં સમ્રાટના તાજ નીચે આવે છે.

ખરી વસ્તુસ્થિતિ આ છે. છતાં હીંદમાં ઉપર કહ્યું તેમ પૂર્વ અને પશ્ચિમની રાજ્યશ્રેણિનું મિશ્રણ ધીમે ધીમે થઇ ગયું. પ્રજા દાબવાની વસ્તુ એ પશ્ચિમનો આદેશ, પ્રજા પાળવાની વસ્તુના પૂર્વના આદેશમાં ભળીને દૂધનું દહીં થઇ ગયું. જ્યાં માધુર્ય હતું ત્યાં ખટાશ પેસી ગઈ. હવે એ સાકરથી ગળ્યું કરવું કે મીઠું નાંખીને ઓછું ખાટું બનાવવું એ વિચાર કરવાનો રહ્યો છે. નરેંદ્રોની મુશ્કેલી અત્યારે આનો તોડ કાઢવામાં છે.

દરેક રાજ્યનો પુરુષ રાજા છે અને પ્રકૃતિ એનું પ્રધાન મંડળ છે. સત્તા પુરુષમાં છે પણ તેનો ઉપયોગ પ્રકૃતિ કરાવે છે. જેવી પ્રકૃતિ તેવું વર્તન એ અબાધિત સૂત્ર છે. નરેશની કેળવણી, જે પહેલાં ઋષિ મુનિયો જેવા સુશિક્ષિત અને નિર્લોભી ગુરુઓના હાથમાં હતી તે છેલ્લાં પચાસ વર્ષથી અંગ્રેજી પદ્ધતિએ ચાલતી રાજાના કુમારોને ભણાવવાની ખાસ રાજકુમાર કોલેજોમાં હવે અપાય છે એ સમજવું સ્હેલ છે કે બાળવયથી જે શિક્ષણ મળે તે પ્રમાણે યુવાન મન બને. સાથે સાથે અધિકારી વર્ગ પણ પશ્ચિમની કેળવણીવાળો હોવાથી, રાજ્ય સંબંધી જુની સ્વદેશીય ભાવના પુરૂષ કે પ્રકૃતિ બેમાંથી કોઇ એના ખરા સ્વરૂપમાં સમજી શકે નહીં. એવી સ્થિતિ અત્યારે છે. પરિણામ એ આવ્યું કે પશ્ચિમ દેશીય લાગણીઓવાળી સત્તાને પૂર્વ દેશીય ભાવનાવાળી પ્રજા ઉપર રાજ્ય કરવાનો પ્રસંગ આવ્યો. ભૂપ અને પ્રજા એ બે એક માનસવાળી સંસ્થા હોય તો " समानशील व्यसनेषु सख्यम् " એ નિયમ પ્રમાણે પરસ્પર પ્રેમવૃત્તિ રહે.

આ સંયોગ રાજકુમારોની કેળવણીમાં દેશકાળને અનુસરતું શિક્ષણ દાખલ થાય નહીં ત્યાં સુધી આવવો દુર્લભ છે. તો પછી રાજા અને પ્રજા એ વચ્ચેનો સંબંધ હવે કેવો ઘડાશે અને જે ઘડાશે તે કેટલો કાળ ટકશે તે વિષે અનેક શંકાઓ ઉભી થાય છે.

પશ્ચિમનું ધોરણ સર્વશઃ સ્વીકાર્ય થશે ત્યારે મનુષ્ય જીવન પશ્ચિમની રાજ્યનીતિને ધોરણે ઘડાશે, તૂટશે, ભયમાં આવશે,

સ્વાસ્થ્ય માટે જીંદગી સુધીનો ભોગ આપ્યા કરશે અને જે પરિસ્થિતિ પશ્ચિમમાં આજે આપણે દેખીએ છીએ તે પૂર્વના હીંદમાં આવશે. એ અભિષ્ટ હોય તો ભલે તેમ થાઓ. એ અનિષ્ટ હોય તો તેમ થશે. આ બે વિચારોને તોળીને કયું ઠીક છે, કયું અઠીક છે એ બતાવવાનો અત્યારે પ્રયાસ નથી. અત્યારે તો જે કાંઈ દેખાઇ રહ્યું છે તેમાંથી કેવું ફળ થાય એ ભવિષ્યવાણી જ કરવાની રહી છે.

નરેંદ્રમંડળ સ્થપાયું ત્યારે એવી આશા રખાતી હતી કે એક હથ્થુ સત્તામાં જે કાંઇ અનિચ્છનીય હશે તે સારા અને નરસા ભૂપોના મીલનમાંથી તવાઇને ઉપર આવશે સારાઓની અસર નરસાઓ ઉપર થશે, નરસાઓની સ્વાભાવિક શરમ એમને સારા થવાને ઉત્તેજશે. સવાલ એ છે કે આ શુભેચ્છા પાર પડી છે? સારૂં લગાડવા માટે લખતા હોઇએ તો કહેવાનું મન થઈ જાય એવું છે કે કેટલેક દરજ્જે પાર પડી છે. પશ્ચિમની કેળવણીએ વિચારકોનાં મગજને પણ એવાં સૂક્ષ્મ વિવેકી કર્યાં છે કે વિચાર કાંઇક અને શબ્દ પ્રયોગ કાંઇક.

આ પ્રયત્ન તો ભવિષ્ય કહેવાનો હોઇ વિવેકને અવકાશ મળે તો ભવિષ્ય ખોટું પડે. એટલે યોગ્ય શું અને અયોગ્ય શું એ બે વસ્તુને સામ સામેના પલ્લામાં મુકીને જોખવાનું જ રહે છે.

અત્યારે દિલ્હીમાં જે કાંઇ સંભળાય છે તેમાં આ વિષયમાં મુખ્ય મુદ્દો નરેશ મંડળની સુધારણાનો, નરેશ મંડળની પુનર્ઘટનાનો અને એનાથી થનારાં કામોના નિયમો ઘડવાનો છે.

કોઇ પણ સંસ્થાની પુનર્ઘટના એટલે તે સંસ્થાને લાગુ પડેલા રોગનો ઉપાય કરી તેને સ્વાસ્થ્ય બક્ષવાનો પ્રયત્ન. સ્વાસ્થ્યને માટે ઉપાય. કરવો એટલે રોગ હોવાની કબુલાત કર્યા વિના છૂટકો નથી. હૈદ્રાબાદ, બરોડા, મ્હૈસોર, ત્રાવણકોર, કાશ્મીર જેવાં મોટાં રાજ્યો આટલા વર્ષના અનુભવ પછી નરેંદ્રમંડળમાંથી ખસવા ઇચ્છે અને ભોપાલ, ઉદેપુર, જોધપુર, જયપુર જેવાં રાજ્યો એ મંડળથી ઉદાસીન રહે એ સ્પષ્ટ બતાવી આપે છે કે નરેશમંડળના ઉપર રાખેલી આશા ફળીભૂત થઇ નથી એટલું જ નહીં પણ ઘણો જ ખેદ કરાવી રહી છે.

આનાં કારણો શોધીએ તો સ્પષ્ટ છે. પણ એ નગ્ન સ્પષ્ટ ભાષામાં કહેવાની ફરજ પડે એવો કાળ આવ્યા પહેલાં જે શુભ પરિણામ માટે એ કહેવાં જોઈએ તેના કરતાં વિપરિત પરિણામ આવે, એવો ભય રહે છે. છતાં ટુંકામાં માર્ગનિર્દેષ કરવાની તો ફરજ છે. તે નીચે છે.

સિંહો જેમ એક જ ગલમાં સાથે રહી શકતા નથી, તેમ સત્તાધીશોનું પણ લાગે છે. જુદા જુદા નરેશોનું મીલન દરેકને પોતાના સ્વામીત્વનું ગૌણપણું દર્શાવે છે. અને ગૌણપણાનો જ્યારે ભાવ ઉત્પન્ન થાય ત્યારે ઈર્ષા પ્રવેશ કરે છે. ઈર્ષા, મૈત્રી અને સ્નેહની વિરોધી છે. અને એ પ્રમાણે નરેશ મંડળનું વાતાવરણ સત્તર વર્ષ પહેલાં જેવું હતું તેવું આનંદમય અત્યારે નથી, એમ સૌ કબૂલ કરે એવું છે.

આ વસ્તુસ્થિતિ ઉભી થવામાં એકલા નરેશોને આમાં દોષ દેવા જેવું નથી. નરેશો એક હથ્થુ સત્તાના માલીક છતાં, પોતાના ભાવો ગમે તેવા દુ:ખમય હોય છતાં તેને સહન કરીને ગુપ્ત રાખી શકવાની ટેવવાળા હોય છે. કેમકે એ સહનશીલતા ગમે તેટલી દેખાવ માત્ર છતાં સામાન્ય માણસ કરતાં એમનામાં વિશેષ છે. અને એ ગુણ એની પદવીના મોભામાં સહજ છે.

એટલે પરસ્પરના મતભેદ છતાં સૌજન્યને લીધે અથવા તો અંગ્રેજીમાં જેને Diplomacy એટલે સૌજન્યાભાસ કહીએ છીએ એને લીધે એ પરસ્પરનો સંબંધ જાળવી શકે એવું હજી દેખાય છે. અને છતાં પણ અત્યારે વૈમનસ્ય સ્પષ્ટ થઇ ગયું છે. એનું ઉંડું કારણ એ છે કે અને તે સખેદ કહેવાનું પ્રાપ્ત થાય છે કે એ કારણનું સૂક્ષ્મ મૂળ મંત્રીમંડળ છે.

બુદ્ધિ અને ચાતુર્યમાં પશ્ચિમના રાજ્યનીતિજ્ઞોને ઘડીભર આશ્ચર્ય પમાડે એવા મંત્રીઓ હીંદુસ્તાનનાં રાજ્યોમાં ઘણા છે. પણ એક થાળીમાં સાથે બેસીને આનંદથી ભોજન કરવાની વૃત્તિ એઓમાં કેળવાઇ છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર દરેકે પોત પોતાના મનથી આપી દેવો.

નરેશોમાં ગમે તેવા નાના મોટા હોય છતાં એકને બીજાનુ રાજ્ય લેવાની સ્વપ્ને પણ ઇચ્છા થતી નથી. એટલે જે ઈર્ષા, સ્વાર્થમાં સંતાયેલ છે એ ઇર્ષાનો નરેશોમાં અભાવ છે. પરંતુ મંત્રીઓ કેટલીક જગ્યાએ એક બીજાના મંત્રીપણાની અપેક્ષાવાળા હોવાથી જે કામ સાથે બેસીને કરવાનું છે 'તેમાં વિક્ષેપ નાંખે છે. અને ક્યાંક ક્યાંક બુદ્ધિસામર્થ્યની અદેખાઇ પણ એકસંપીનો ભંગ કરે છે.

મંત્રીઓ, ઉપર કહેવાયું તેમ નરેંદ્રોની પ્રકૃતિ છે. અને એ પ્રકૃતિના ઝીણા અવાજે તરત અસર થઇ જાય એવી ભૂપોની કર્ણેન્દ્રિયમાં એવી ગુહ્ય રીતે પેસી જાય છે કે નરેંદ્રોમાં જ્યાં સંપ જોઇએ ત્યાં કોઇકે ઉત્પન્ન કરેલી ઇર્ષાને પરિણામે પરસ્પર તેઓ અવિશ્વાસથી જોવા માંડે છે.

એક વખત એવો પણ કાળ હતો એવી કીંવદન્તી છે કે નૃપોના મતભેદને જુદા જુદા રાજ્યના મંત્રીઓ શુભેચ્છાબળથી ઉત્પન્ન થયેલી એકસંપીને પરિણામે દૂર કરાવી શકતા. અત્યારે એવું જવલ્લેજ દેખાય છે, એમ કહીએ તો એ ભ્રમણા નથી.

પશ્ચિમમાં પ્રજાસત્તાકના ધોરણમાં જુદા જુદા પક્ષના મંત્રીઓ રાજ્યશાસન પર આવે છે, એઓનાં માનસ તપાસીએ તો માલમ પડશે કે એક બીજાની ઉણપો પ્રસિદ્ધિમાં લાવવી એ સુચતુર રાજ્ય-નીતિ મનાય છે. હીંદનો શિક્ષિત વર્ગ એ રીતે કેળવણી પામ્યો છે અને રાજ્યનીતિમાં પશ્ચિમની ચતુરાઇ ઉપયોગી માને છે.

દેશી રાજ્યોનું મંત્રીમંડળ જો આ રીતે કરતું હોય તો રાજ્યોની જે સ્થિતિ અને મુશ્કેલીની જે દશા અત્યારે દેખાય છે તેમાં આશ્ચર્ય 'શું ?

ભય છે કે આ ઉકેલ ઘણાઓને દુઃખ ઉત્પન્ન કરે. ઘણાઓને આ વાત ન ગમે એવી પણ છે. આવું સ્પષ્ટ કહેવાના અવિવેકની અમે કબુલાત કરીએ છીએ. પણ જેનું અશુભ જોવાની ઇચ્છા ન હોય, જે પરસ્પરના સ્થાયીપણામાં દેશનું ખરૂં શુભ સમાયેલું છે એમ માનતા હોય એમને મુશ્કેલીની ખરી ચિકિત્સા કરવાનો વખત

આવે ત્યારે રોગનું ખરૂં સ્વરૂપ દરદીને કહે નહીં તો તે ભિષક એના ધર્મમાં બરાબર વર્તતો નથી એ વાત સત્ય હોય તો આ કથન ક્ષંતવ્ય ગણાશે એવી આશા છે.



# નરેંદ્રમડળ સ્થપાયા પહેલાં અને પછી.

નરેશમંડળ સ્થપાયા પહેલાં રાજ્યોનો જે મોભો અને સત્તા સરકારમાં હતાં તે, તે મંડળ થયા પછી ઓછાં થયાં છે. નરેંદ્ર-મંડળની પહેલાં કેટલા નૃપેંદ્રો રાજ્ય ઉપરથી ઉઠી ગયા અને નરેંદ્રમંડળ સ્થપાયા પછી કેટલા ઉઠી ગયા તથા કેટલાની સત્તા ઉપર કાપ મુકાયો, એ જો ગણતરી કરવામાં આવે તો ઉપલા વાક્યની યથાર્થતા અને અયથાર્થતાનો બરાબર ખ્યાલ આવી જાય.



# રાજકુમારોની કેળવણી.

રાજકુમારોની કેળવણીનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. અને હાલ જે કેળવણી અપાય છે, તે સંબંધે તથા તે કયા પ્રકારની હોવી જોઇએ તે સંબંધે એ કેળવણી સંબંધી વિચાર કરનારાઓ—રાજ કર્ત્તાઓ, રાજકુમારોના વાલીઓ, રાજ્યોના હીંદી અને અંગ્રેજ એડમીનીસ્ટ્રેટરો, કૉલેજોના સંચાલકો અને ખુદ સરકાર—માં ભિન્ન ભિન્ન અભિપ્રાય છે. આ સર્વ પોતપોતાની દૃષ્ટિએ પોતાના વિચારોનું સમર્થન કરે છે. અને તેથી અત્યારે રાજકુમારોને જુદાં જુદાં ધોરણે શિક્ષણ આપવામાં આવે છે આવી પરિસ્થિતિમાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુ—ધોરણ લક્ષમાં રાખી તેમજ તેની તુલના કરી, આ વિષયના વિચારકોને જરૂર માર્ગ દર્શક નિવડે એ અભિલાષાથી નીચેનો લેખ લખવામાં આવ્યો છે કેટલાક કડવા અનુભવે એ ઉત્તેજ્યો છે, પણ શાંત ચિત્તે લખાયેલો લાગશે.

"રાજા કાળનુ કારણ છે" એનો અર્થ એવો છે કે રાજા ઉપર તેની કુમાર વયમાં જે પ્રકારના સંસ્કાર પડયા હોય, તે પ્રમાણે તેનું માનસ ઘડાય છે, અને તે માનસનું પ્રતિબિંબ વધતે ઓછે અંશે પ્રજામાં પણ પડે છે. એટલે રાજકુમારોને—ખાસ કરીને જેના ઉપર રાજ્યભાર આવવાનો હોય તેમને કેળવવાનો પ્રશ્ન ઘણી કાળજી પૂર્વક વિચારવો જોઇએ. દેશ, પ્રજા, સાધનો અને પરિસ્થિતિને અંગે કેળવણીનો સવાલ જો કે વિકટ છે, પરંતુ રાજકુમારોની કેળવણી વિશેષ પ્રકારની; હોવાથી અને અમુક દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખી તેનો વિચાર કરવાનો હોવાથી તે સવાલ ઉલટો ઘણી રીતે સરળ છે. માત્ર ઉપર કહ્યું તેમ તેનો ગંભીરપણે વિચાર કરવાની જરૂર છે.

અત્યારે રાજકુમારોને ત્રણ જુદી જુદી પદ્ધતિથી કેળવવામાં આવે છે. તે આ પ્રમાણે (૧) રાજકુમાર કૉલેજમાં (૨) પોતાના રાજ્યમાં જ ખાસ વ્યવસ્થા પૂર્વક self contained શાળા સ્થાપીને અને (૩) રાજકુમારોને ઇંગ્લેંડ મોકલીને હવે આ દરેક પદ્ધતિનો પૃથક પૃથક વિચાર કરીએ.

છેલ્લાં પચાસ વર્ષથી અજમેર, રાજકોટ વગેરે સ્થળે રાજકુમાર કૉલેજોમાં રાજકુમારોને શિક્ષણ આપવામાં આવે છે. આ કૉલેજો સ્થાપન થવાના સંયોગો અને કારણોનો વિચાર અપ્રસ્તુત છે પરંતુ તે જ્યારે સ્થાપન કરવામાં આવી ત્યારે રાજકર્ત્તાઓએ તેમાં અતિશય ઉત્સાહભર્યો ભાગ લીધો હતો. ત્યારથી અત્યારસુધી આ કૉલેજોમાં દેશીરાજ્યોના સંસર્ગમાં આવી અનુભવ પામેલા અને શિક્ષણના અનુભવી શિક્ષકો રાખવામાં આવે છે. તથા તેમના ચાલુ પ્રયત્નથી એક રીતે આ કૉલેજો પ્રગતિ પણ સાધી રહી છે. એટલુંજ નહીં પણ અમુક દૃષ્ટિએ તો તે ઉપયોગી પૂરવાર થઈ છે.

સામાન્યતઃ આ કૉલેજોમાં એવી પ્રથા છે કે જે રાજકુમારોને કૉલેજોમાં શિક્ષણ આપવામાં આવે છે તે રાજકુમારો મોટે ભાગે કૉલેજના છાત્રાલયમાં જ રહે છે. માત્ર રજાના દિવસો તેઓ પોતાના રાજ્યમાં અથવા તો કોઈ કોઈ વાર કોઇ હવા ખાવાના સ્થળે ગાળે છે. અભ્યાસ પુરો થાય ત્યાં સુધી આ ક્રમ ચાલ્યો આવે છે, પરંતુ જે રાજકુમારોને તુરતમાં જ રાજ્યની લગામ હાથમાં લેવાની હોય છે તેમનો અભ્યાસક્રમ રાજ્ય ગાદીને યોગ્ય વય થવાનાં બે વર્ષ અગાઉ લગભગ પુરો થાય છે. આ બે વર્ષનો ગાળો રાજકુમારોને રાજ્યવહીવટનું વ્યાવહારિક જ્ઞાન મેળવવામાં ઘણો ઉપયોગી થઈ પડે છે. વળી તે દરમિયાન જે પ્રજાની વચ્ચે રહી તેને રાજ્ય ચલાવવાનું છે તે પ્રજાના પરિચયમાં પણ તે આવે છે.

શિક્ષણ આપવાની આ પદ્ધતિથી રાજકુમારોમાં વ્યવસ્થિત રીતે કામ કરવાની ટેવ પડે છે. અભ્યાસ અને જુદી જુદી રમતોમાં ભાગ લેવાને પરિણામે તેઓમાં સ્પર્ધાશક્તિ વિકાસ પામે છે અને સમાન કક્ષાના રાજકુમાર વિદ્યાર્થીઓ સાથે તેઓ મૈત્રીભાવથી જોડાય છે.

હવે રાજકુમાર કૉલેજોમાં જે શિક્ષણ અપાય છે તે કરતાં વધારે સારૂં શિક્ષણ પોતાના કુમારોને આપી શકાય એટલા માટે કેટલાંક મોટાં રાજ્યોના રાજકર્તાઓએ પોતાના કુમારોને કૉલેજમાં ન મોકલતાં કુશળ અને અનુભવી શિક્ષકો રાખી સ્વતંત્ર શાળાઓ ઉભી કરી ઘર આંગણે જ શિક્ષણ આપવાનું વિશેષ પસંદ કર્યું છે. અને હજી કરે છે. કુમારોના સાથી તરીકે પ્રતિષ્ઠાપાત્ર, શિક્ષિત, યોગ્ય વયના અને જીવન સંગ્રામથી અનુભવી ગૃહસ્થોને પસંદ કરી આ ધોરણે શિક્ષણ આપવામાં સફળતા મળી છે. હીંદુસ્તાનનાં મોટાં રાજ્યોના રાજકર્તાઓએ ભૂતકાળમાં આ પદ્ધતિએ શિક્ષણ મેળવ્યું છે અને તેમણે પોતાની કારકીર્દિથી તે પદ્ધતિને સફળ પૂરવાર કરી છે.

રાજકુમાર કૉલેજોમાં રાજકુમારોને શિક્ષણ આપવાથી જે લાભ થાય છે તે કરતાં આ ધોરણે તાલીમ આપવામાં કેટલાક આવશ્યક લાભ ખાસ લક્ષ ખેંચે એવા છે.

શિક્ષણ આપવાની આ પદ્ધતિથી મુખ્ય લાભ એ થાય છે કે પ્રત્યેક વિદ્યાર્થીકુમારના અભ્યાસ અને ચારિત્રના વિકાસ તરફ વ્યક્તિગત લક્ષ આપી શકાય છે. બીજાઓ તરફની તેની વર્તણુક તરફ સીધું ધ્યાન આપી શકાય છે. ગૃહસંસ્કારની સાથે સંગીન કેળવણીનો સુયોગ થઇ શિક્ષણનું કાર્ય યાંત્રિક થતું અટકે છે. રાજ-કુમારો મનુષ્ય સ્વભાવથી પુરેપુરા પરિચિત થાય છે. મુસાફરી પણ એક પ્રકારની કેળવણી છે; તે દ્વારા રાજકુમારો વિશેષ લાભ મેળવી શકે છે. સ્થાનિક ઇર્ષાભાવથી તેઓ મુક્ત રહી શિક્ષકો પ્રતિ તેઓનો પ્રીતિભાવ કેળવાય છે. પરંતુ આ બધા કરતાં ખાસ લાભ તો એ છે કે જેઓના ઉપર કુમારોના શિક્ષણની મુખ્યાંશે જવાબદારી હોય છે તેમને કુમારોની કેળવણી સંબંધી પ્રગતિની પુરેપુરી માહેતી મળે છે, તેમ તેઓ તેમાં અંગત રીતે રસ લઇ શકે છે અને પોતાના અનુભવનો વારંવાર લાભ આપી શકે છે રાજ્યોના અધિકારીઓની સાથે તેમ જ વરસમાં કેટલોક વખત પોતાની પ્રજાને મળવા હળવાના પ્રસંગો પણ આથી કુમારોને વારંવાર મળે છે.

ત્રીજી રીત રાજકુમારોને ઇંગ્લેંડમાં રાખી શિક્ષણ આપવાની

છે. પરંતુ ખરૂં જોતાં શિક્ષણની આ પદ્ધતિને સફળતા મળી નથી. તેમાંય નાની વયના કુમારો કે જેઓને પોતાની ભાષાનું પણ પુરૂં જ્ઞાન ન હોય તેઓને માટે તો આ પદ્ધતિ સાવ નિરર્થક જ છે. અને તેમ છતાંય જેમણે જેમણે આ પ્રયોગ અજમાવી જોયો છે તેમાં તેઓએ નિરાશાજનક પરિણામ જોયું છે; એટલું જ નહીં પણ ઈંગ્લેંડમાં જ કુમારોને યોગ્ય તાલીમ આપી શકાય એ ભ્રમ અનુભવે દૂર થયો છે. સાંભળવા પ્રમાણે પતીયાલાના મહારાજાએ પોતાનાં બાળકોને ઈંગ્લેંડથી થોડાજ વખતમાં પાછાં બોલાવી લીધાં હતાં. ટુંકામાં રાજકુમારોને ઈંગ્લેંડમાં શિક્ષણ આપવાની પ્રથા અત્યાર સુધીના અનુભવે આવકારપ્રદ નથી અને એટલાજ માટે કોઈપણ રાજકુમારને શિક્ષણ અર્થે ઇગ્લેંડ મોકલતા પહેલાં ભૂત કાળના દાખલાઓ ઉપર સંભાળ પૂર્વક વિચાર કરી જોવાની ખાસ જરૂર છે. આ ઉપરથી એમ માનવાનું નથી કે ઈંગ્લેંડમાં અપાતું શિક્ષણ સારૂં નથી. ઉલટું કેટલાક હીંદી યુવાનો ઇંગ્લેંડમાં સફળ રીતે શિક્ષણ લઇ શકયા છે. પરંતુ એટલા માટે રાજકુમારોના શિક્ષણ પરત્વે પણ સફળતા મળશે એમ તો નજ કહી શકાય, કારણ કે એક ખાનગી ગૃહસ્થના પુત્રને ઈંગ્લેંડમાં કેળવણી આપવી અને એક રાજકુમારને ઇંગ્લેંડમાં કેળવણી આપવી એ બન્ને નોખી નોખી વસ્તુ છે. એક ગૃહસ્થનો પુત્ર તો ઇંગ્લેંડથી કેળવણી પ્રાપ્ત કરી પોતાને માટે યોગ્ય ધંધો ખોળી કહાડે છે. તેમજ પોતા પૂરતું મિત્ર મંડળ પણ જમાવી દઇ, આસપાસના સંયોગોને વશ વર્તી તેમાંજ સંતોષ માની જીવન ગાળે છે જ્યારે એક રાજપુત્રને માટે આટલું બસ નથી. તેણે તો લોકોના હૃદયને સ્પર્શ કરવાનો છે તેમજ આસપાસના સંયોગોને પોતાને અનુકૂળ બનાવી લઈ રાજ્ય ચલાવવાનું છે. હવે આ બધું તો ત્યારે જ બની શકે કે તે પોતાની યુવાવસ્થામાં જે લોકોના ઉપર તેને રાજ્ય કરવાનું છે તે લોકોના તેમજ તેના શિક્ષણ સંબંધી જેઓના ઉપર જવાબદારી હોય તેઓના હમેશના સહવાસમાં રહેતો જ. પરંતુ આમ કરવાને બદલે જો નાનપણથી જ રાજકુમારોને પરદેશ રાખવામાં આવે તો તે શી રીતે બની શકે ? અર્થાત્ કે રાજપુત્રોને કેવળ મોકલવાની ખાતર પરદેશ મોકલવા એ જોખમ ભર્યું છે તેમ તેથી શ્રેષ્ઠ અને ઉત્તમ રાજકર્ત્તાઓ થશે એમ માનવું એ પણ ગંભીર ભુલ છે.

આ ઉપરથી સહેજે જાણી શકાય કે રાજકુમારો માટે શિક્ષણ આપવાની આ પદ્ધતિનો સ્વીકાર કરવાથી લાભ કરતાં ગેરલાભ સ્પષ્ટ છે. એક તો રાજકુમારો પોતાની બાલ્યાવસ્થામાંથી પ્રજાથી છુટા પડતા હોવાથી પ્રજાની લાગણીથી તેઓ સાવ અણવાકેફ રહે છે, અને જ્યારે તેઓ ગાદી ઉપર આવે છે ત્યારે પોતાની પ્રજાની કઇ કઇ જરૂરીઆતો છે તેના જ્ઞાનના અભાવને લીધે પ્રજામાં રાજ-કર્તા સંબંધે નિરાશાની લાગણી ફેલાય છે. એટલું જ નહીં પણ અત્યાર પહેલાં કેટલાક દાખલાઓમાં બન્યું છે તે પ્રમાણે ખરાબ સંગતમાં પડવાનો તેઓના માટે ભય રહે છે. વળી ઈંગ્લેંડમાં જો તેઓની કેળવણી ઉપર કાળજી પૂર્વક દેખરેખ રાખવામાં ન આવે અને બહુધા તેમ બને છે—તો તેનું પરિણામ એ આવે છે કે રાજકુમારો અર્થહીન પાશ્ચાત્ય અસરમાં ઘેરાઈ પડી હીંદી સંસ્કૃતિ અને હીંદી જીવનથી સાવ અજ્ઞાન રહે છે. રાજકર્તાના જીવનનું માર્ગદર્શક લક્ષણ ધાર્મિકતા છે. જ્યારે ઇંગ્લેંડમાં તો ધાર્મિક વાતાવરણની ખામીને લીધે કોઇપણ રાજકુમાર માટે તે ધર્મવૃત્તિ-હીન થઈ જવાનો મોટામાં મોટો ભય છે. અલબત પશ્ચિમની કેળવ-ણીથી બુદ્ધિમત્તા પ્રાપ્ત થાય છે, પરંતુ હીંદી સંસ્કૃતિમાં જીવન ગાળવા માટે તો બુદ્ધિ કરતાં હૃદયની ખરી જરૂર છે. શું ઈંગ્લેંડમાં હૃદયની કેળવણીને સ્થાન છે ? આ પ્રશ્ન ઉપર જેઓ રાજકુમારોની કેળ-વણીમાં રસ લેતા હોય, તે બધાએ ગંભીરપણે વિચાર કરવો જોઇએ. ઉપરાંત આ ધોરણે કેળવણી લેનાર રાજકુમારમાં સ્વભાષાનું તો અધુરૂં જ્ઞાન રહે છે જ, પણ જ્યારે તે કેળવણી પુરી કરી ગાદીએ આવે છે, ત્યારે વધારે પડતી મોજશોખની પડી ગયેલી કુટેવોને લીધે તેને પોતાની પ્રજામાં રહીને જીવન ગાળવાનો અણ-ગમો રહ્યા કરે છે અને બહાર ભટકયા કરે છે.

આથી પ્રજા સાથે તેનો મનોમેળ થઇ શકતો નથી. જો કે આ વિચારો અંગત અનુભવની નજરે ઘડાયા છે, છતાં પણ દરેક પદ્ધતિમાં લાભ અને ગેરલાભ ઉભય છે. જે પદ્ધતિમાં લાભ કરતાં ગેરલાભ ઓછા હોય તેનોજ અંગીકાર કરવો જોઇએ. છતાં જ્યારે આપણે આમ પદ્ધતિના ગુણ ઉપરથીજ તેનું મૂલ્ય આંકવા બેસીએ ત્યારે તો એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે કોઇપણ પદ્ધતિની

સફળતાનો આધાર માત્ર તેના ગુણ ઉપર નહીં પરંતુ જેઓના હાથમાં તે પદ્ધતિનો અમલ કરવાનો છે, તેઓની યોગ્યતા ઉપર છે. ઉપરોક્ત ત્રણે પદ્ધતિનો વિચાર કરતાં આ મુખ્ય દૃષ્ટિબિંદુ અવશ્ય લક્ષમાં રાખવું જોઇએ. આ રીતે ત્રણે પદ્ધતિ વિચારીએ

રાજકુમાર કૉલેજમાં શિક્ષણ મેળવી જેમ ઘણા રાજકર્ત્તાઓએ રાજ્યકારોબારમાં અસાધારણ સફળતા અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે, તેમ ઘણાએ નિષ્ફળતા પણ મેળવી છે. એનાએ શિક્ષકો, એનોએ અભ્યાસક્રમ અને એનુંએ વાતાવરણ છતાં આમ જુદું જુદું પરિણામ આવવાનું કારણ શું ? તેનું મુખ્ય કારણ એ છે કે રાજકુમારો ઉપર તેઓના અભ્યાસ કાળમા જે પ્રકારની દેખરેખ રાખવામાં આવે છે, તે દેખરેખ અને દેખરેખ રાખનાર શિક્ષકોને આભારી છે. કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે, કે ઉત્તમ પ્રકારની દેખરેખ હોય, છતાં રજાના દિવસોમાં જ્યારે રાજકુમારો પોતાના ઘેર જાય છે, ત્યારે ઘરના કે માબાપની આસપાસના અનિષ્ટ વાતાવરણની તેઓના મન ઉપર અસર થતાં તેઓ અવળે માર્ગે જાય છે. આ પ્રકારની દલીલ ખરી માનીએ છતાં પણ શુ દેખરેખ રાખનાર શિક્ષકોની ફરજ નથી કે એ રાજકુમારોની અનિષ્ટ ટેવો સુધારવી કે દૂર કરવી ? ઉલટુ ઘરના સંસ્કારોને જો સુમાર્ગે વાળવામાં આવે તો તેનાથી કદિપણ ખરાબ પરિણામ આવતું નથી ખરૂં જોતાં આવી દલીલો કરીને રાજકુમારોના માબાપના પ્રેમની અવગણના કરવાથી અને દરેક દેશી રાજકર્ત્તાને ઘેર તો ખરાબ જ વાતાવરણ હોય છે, એવી ખોટી ભ્રમણા ઉત્પન્ન કરવાથી આ જમાનામાં આદર્શ રાજકર્ત્તાનુ સ્વરૂપ નષ્ટ થયું છે.

એટલે જો રાજ્યમાં જ સ્વતંત્ર શાળાઓ ઉભી કરી તે દ્વારા શિક્ષણ આપવામાં આવે તો પણ તેની સફળતાનો આધાર તો દેખરેખ રાખનાર શિક્ષક ઉપર જ છે. અર્થાત્ રાજ્યમાં સ્વતંત્ર રીતે ઉભી કરેલી શાળા અને દેખરેખ રાખનાર ઉત્તમ શિક્ષકો જો હોય તો તેમાં સફળતા મળવાનો વધારેમાં વધારે સંભવ છે. આ ધોરણે શિક્ષિત થએલા રાજકર્ત્તાઓ બુદ્ધિશાળી, ઉદાર, પોતાના જીવન ધર્મને યથાર્થ રીતે સમજનાર, રાજકારણના ઉંડા અભ્યાસી, વાણી અને વર્તનમાં એકતા જાળવનારા, સત્યનિષ્ઠ અને તમામ પ્રકારના

ખુલ્લા તેમજ સ્પષ્ટ વ્યવહારવાળા માલમ પડ્યા છે. એટલુંજ નહીં પણ આવા રાજકર્ત્તાઓ પોતાની પ્રજા વચ્ચે રહી જીવન ગાળવામાં અને કામ કરવામાં રસ લેનાર, ઉશ્કેરણી કે તોફાની વાતાવરણ સામે દૃઢતાપૂર્વક કામ લેનાર, સાદું જીવન ગાળનાર અને પ્રજાનાં વાજબી દુઃખો દૂર કરવાની તીવ્ર ઈચ્છાશક્તિવાળા જણાયા છે. એ આ પદ્ધતિની જેવી તેવી સફળતા ન કહેવાય? છતાં તેની નિષ્ફળતા નથી એવું નથી, કારણકે અત્યારે પણ એવા ઘણા રાજકર્ત્તાનાં દૃષ્ટાંતો મળે છે, કે જેમને રાજા તરીકેની જવાબદારીના ખ્યાલ વગર જ આ પદ્ધતિએ શિક્ષણ આપવામાં આવ્યું છે. આનું મુખ્ય કારણ એજ છે, કે રાજકુમારાવસ્થામાં તેઓના ઉપર જે શિક્ષકોની દેખરેખ હોય છે તે શિક્ષકો તેમને હીંદી જીવનથી અલગના અલગ રાખે છે. એટલુંજ નહીં પણ જ્યાં તેમને પોતાના નજીકનાં સગાં અને રાજ્યના અધિકારીઓને પણ મળવા હળવાની છૂટ આપવામાં નથી આવતી ત્યાં પછી તેમને પ્રજા વચ્ચે ભેળાવાનો કે કોઈ રાજ-કર્ત્તાને મળવાનો પ્રસંગ તો શી રીતેજ આપવામાં આવે? એવા પણ દાખલાઓ છે, કે જેઓના હસ્તક આ રાજકર્ત્તાઓના શિક્ષ-ણનો પ્રબંધ કરવાની અને તેના ઉપર દેખરેખ રાખવાની જવાબ-દારી સુપ્રત કરવામાં આવી હોય, તેમાંના કેટલાક એવા કડક હોય છે, કે રાજકુમારોને પોતાના નોકરો સિવાય બીજા કોઇની સાથે વાત પણ કરવા દેતા ન હોય! પરિણામે નોકરોની દૃષ્ટિએ આ રાજકર્ત્તાનું જીવન ઘડાય. ખરૂં છે કે આ રીતે કેળવણી પામેલા રાજકર્ત્તા જરૂર બુદ્ધિશાળી હોઇ શકે, પરંતુ રાજકર્ત્તાને યોગ્ય લક્ષણો તો તેમાં ન જ હોય. અને ઉપર કહ્યું તેમ તેનું કારણ એજ છે, કે તેઓને શિક્ષણ આપવા માટે જવાબદાર માણસોની પસંદગી કરવામાં આવેલી નથી હોતી. નહીં કે શિક્ષણ આપવાની આ પદ્ધતિ દોષિત છે.

હવે રાજકુમારોને ઇંગ્લેંડ મોકલી શિક્ષણ આપવા સંબંધે પણ એની એ વાત કહી શકાય કે જો ઈંગ્લેંડમાં તેઓને મોકલ-વામાં જ આવે તો, તેઓના ઉપર ત્યાં કેવા પ્રકારની દેખરેખ રાખવામાં આવે છે, અને તે માટે કેવાં માણસો નિયુક્ત કરવામાં આવે છે તેના ઉપર એ શિક્ષણની સફળતાનો આધાર છે. આ

દૃષ્ટિએ મુખ્ય વિચાર કર્યા સિવાય રાજકુમારોને ઇંગ્લેંડ મોકલવા એ કેવળ જુગાર ખેલવા જેવું છે. જેમાં સફળતા પણ મળે અને નિષ્ફળતા પણ મળે.

રાજકુમારોને કેળવણી આપવાની ત્રણેય પદ્ધતિના ગુણદોષ ઉપર જણાવ્યા છે. પરંતુ તે પદ્ધતિમાંથી કઇ પદ્ધતિ પસંદ કરવી તેનો નિર્ણય તો એજ કરી શકે જેઓના ઉપર તેની સંપૂર્ણ જવાબદારી હોય અને જેમને પોતાની જવાબદારી અને કર્તવ્ય-નિષ્ઠાનો સંપૂર્ણ ખ્યાલ હોય

રાજકુમારોના શિક્ષણ સંબંધે ઘણા બ્રિટિશ અધિકારીઓને વિચાર–નિર્ણય કરવાનો ઘણીવાર પ્રસંગ આવે છે આ અધિકારીઓ મોટે ભાગે રાજકુમારોના શિક્ષણનુ દૃષ્ટિબિંદુ સમજવામા નિષ્ફળ જાય છે, તેનું મુખ્ય કારણ એ છે, કે તેઓ હીંદી સંસ્કૃતિ અને હીંદી જીવનથી માહેતગાર નથી હોતા અને જેઓ પોતાને માહેતગાર માનતા હોય છે તે પુરા માહેતગાર નથી હોતા. પરિણામે આવા અધિકારીઓને હાથે શુભનિષ્ટાપૂર્વક સારૂં કરવા જતાં, અનિષ્ટ થઇ જાય છે. તેઓ પૈકી કેટલાક ખરેખરી રીતે માનતા હોય છે, કે રાજકુમારોને રાજધર્મને અનુરૂપ શિક્ષણ તો ઇંગ્લેંડ સિવાય બીજે ન જ આપી શકાય આ માટે તેઓ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે રાજ-કુમારોના વાલીઓ આગળ પોતાનો અભિપ્રાય જણાવે છે. કેટલીક વખત પોતાના અભિપ્રાયના સ્વીકારનો આગ્રહ પણ કરે છે. અલબત્ત આ પ્રકારનો આગ્રહ કરવામાં તેઓનો અંગત સ્વાર્થ હોય છે એવું નથી હોતું, પરંતુ ઇંગ્લેંડમાં અપાતા શિક્ષણની સફળતા સંબંધે એમની એક પ્રકારની શ્રદ્ધા અને હીંદી જીવન તેમજ સંસ્કૃતિનું અધુરૂં જ્ઞાન, તે માટે આભારી છે. એટલે આ સબંધે તેમનો આગ્રહ સ્વાભાવિક રીતે સ્વાર્થી નહીં તો હીંદી જીવન અને સંસ્કૃતિ સંબંધે ઘૃણા દર્શાવનારો તો જણાઈ આવે છે. અપવાદ તો વસ્તુ માત્રને હોય છે, પરંતુ સામાન્ય મત એજ વ્યવહારૂ મત છે.



# સાદાં સત્યો

અને

# બીજાં લખાણો.

## વિભાગ ચોથો.

# સાદાં સત્યો.

## ૧

**રાજામાં ઈશ્વરી અંશ.**

૧. રાજામાં ઇશ્વરી અંશ છે, તેનામાં દેવત્વ છે, તે દ્વિભુજ પરમેશ્વર છે તેમજ તે **नराणाम् च नराधिपः** છે એવી ભાવનાનાં સૂત્રો ધર્મશાસ્ત્રોમાં છે. પરંતુ ઈશ્વરના દયા, સત્ય, ઔદાર્ય ઇત્યાદિ જે ગુણો છે, તે ગુણો પણ વિશેષત: રાજામાં હોય જ, એ ભાવનાને અનુલક્ષીને જ રાજાને ઇશ્વરનો અંશ માનવામાં આવ્યો છે. એટલે જે રાજકર્તામાં ઇશ્વરી ગુણોનો પ્રસાદ નથી, તે રાજા ઇશ્વરાંશી પણ ન કહેવાય. કારણ કે રાજામાં ઇશ્વરાંશીપણાની માન્યતા અને તેમ છતાં તેના ગુણોનો અભાવ, આ ઉભય વિચારોની સંગતતા હોઇ શકે જ નહીં.

**ખેડુતનો પ્રશ્ન.**

૨. " અમે અમારા નાના ગામમાં નિરાંતે રહીએ છીએ. અમારા ખેતરના કામમાં કોઇ આડું આવતું નથી. સાદો, તાજો ખોરાક ખાઇએ છીએ, ખેતરમાં પુષ્કળ મહેનત પડવાથી પચાવ સારો થાય છે. સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, પૂરતો તડકો પામીએ છીએ, તમારા કરતાં લાંબું આયુષ્ય ભોગવીએ છીએ અને એક બીજામાં વચમાં ન પડવાથી શાંતિમાં આખું ગામ રહીએ છીએ, આવું છતાં અમે જાણે દયા ખાવાની વસ્તુ હોઇએ એમ ' પોલીટીશ્યનો ' અમારા તરફ કેમ જુએ છે ? " એક ગામડાના ખેડુતે પૂછ્યું.

**કોણ રાજ્ય ચલાવી શકે ?**

૩. જે માણસ પોતાના દ્રવ્યની દરકાર કરતો નથી તે જ ખરૂં રાજ્ય ચલાવી શકે છે. આથી એમ સમજવાનું નથી કે તેને દ્રવ્યની જરૂર નથી. પરંતુ દ્રવ્ય પ્રત્યે તે બેદરકાર રહે છે, તેનું મુખ્ય કારણ એ છે, કે તે હંમેશાં પોતાના કરતાં બીજાની જ આવશ્યકતાનો પ્રથમ વિચાર કરે છે. જેને જે આવશ્યકતા હોય તે પુરી પાડે છે જે રાજ્યશાસકની આવા પ્રકારની વૃત્તિ હોય તે બીજાનું શી રીતે લઈ શકે ? અથવા લેવાની અપેક્ષા પણ કેમ રાખે ? પોતાની બાબતમાં આવા બેદરકાર પુરૂષો બીજાની બાબતમાં વધારેમાં વધારે દરકાર રાખે છે તેનું કારણ પણ એ જ છે, કે તે પોતાના કરતાં બીજાની જરૂરીઆતોને પ્રાધાન્ય આપે છે. એટલા માટે સારી રીતે રાજ્ય ચલાવવાની ઇચ્છા રાખનાર રાજ્યશાસકોએ હંમેશાં પોતાને વિષે બેદરકાર રહેતાં શિખવું અને બીજાની અનુકૂળતા અને બીજાની જરૂરીઆતોનો વિચાર કરતાં થવું. પોતાને વિષે બેદરકાર રાજ્યશાસક હંમેશાં આદર્શ શાસક નીવડે છે.

**અધિકારની યોગ્યતાનું માપ.**

૪. "પોતાની ઇચ્છાનો અનાદર અથવા તો પોતાની ખરી ફરીઆદ સાંભળવાની પણ અનિચ્છા, કોઈનામાં આપણે જોઇએ ત્યારે આપણને જે દુઃખ અને લાગણી થાય છે, તેવું જ દુઃખ અને લાગણી એવી સ્થિતિમાં બીજાને પણ થતું હશે" એ સત્ય માન્ય રાખવાની તૈયારી એ, અધિકાર અને રાજસત્તા માટેની યોગ્યતા અને શક્તિનું એક સારૂં માપ છે.

**સત્તા અને પ્રજા.**

૫. રાજા અને પ્રજા વચ્ચે મુશ્કેલ સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે, જેઓ શરૂઆતમાં સમાધાન કરતા નથી, તેને અંતે સામાની ઇચ્છાને તાબે થવાની ફરજ પડે છે. સત્તા હંમેશાં આખી પ્રજા સામે ટકી શકે નહીં

આજનાં અજ્ઞાન બાળકો એ, આવતી કાલના જુવાન બને છે. અને કોઈપણ રાજ્યે આ વાતનો અનાદર કરવો એ ભૂલ ભરેલું છે. રાજ્યનાં આ અજ્ઞાન બાળકો છેવટની લડાઇમાં આપણને હરાવે છે.

પોતાની મુશ્કેલીમાં જે સામા પર દયા રાખી શકે છે, તેની પ્રભુ ચોકી કરે છે.

કેટલાકો કહે છે કે રાજનીતિ રમવાના નિયમો હોય છે. આ નિયમો તે કયા? જીંદગાનીની સત્ય વર્તણુકના સામાન્ય નિયમોથી કાંઇ જુદી જાતના? તો તો એ પ્રમાણે વર્તવાવાળાને પ્રભુ મદદ કરો!

રાજાઓ એમ સમજતા હોય કે આપણે માણસોનું બંધારણ કરીએ તો તેઓ હાથમાં રહેશે, તો તે ભૂલ છે. જેઓ પોતાને હાથમાં રાખી ન શકે, તેઓ પ્રજાને હાથમાં નહીં રાખી શકે નવું મા'જન ઉલટું વધારે સામું થશે જેમ સરકારે કરેલી કાઉન્સીલો હાલ તેની સામે થાય છે તેમ. જગતને જાય છે, એમ જવા દેનાર જ અંતે થોડી મુશ્કેલીઓ ભોગવે. નવાં જગત બાંધનાર પોતે અંદર સલવાઇ જશે

**આપણો મત.**

૬. " કોઈ પણ વિષય ઉપર આપણે આપણો મત પહેલાં બાંધી નાંખીએ છીએ અને પછી તે મતને અનુમોદન મળે એવાં કારણો શોધવા બુદ્ધિ પાસે જઇએ છીએ. જેમ એક અસીલ વકીલ પાસે જાય છે તેમ. અને આ કારણથી જ ઘણા મોટા મતોનો અસ્વીકાર થતાં નાસીપાસી ઉત્પન્ન થાય છે, કે જે, મત બાંધતા પહેલાં માણસનો વિચાર જો બુદ્ધિની સલાહ લે તો બને નહીં. પણ દરેક માણસ એવું ખુલ્લું મન રાખી શકતું નથી. અને ખાસ કરીને ' I have an open mind ' એમ કહેવાવાળાઓ તો પોતાને જ છેતરે છે, કારણ કે એમ કહેનાર જાણે છે, કે પોતે સરલ નથી અને એટલા જ માટે તે આ રીતે આગળથી પોતાનો બચાવ કરે છે. "

**ઉપરી અને તાબેદાર.**

૭. કોઇ પણ માણસ સલાહ લેતું નથી પણ દે છે. તેમ દરેક માણસને સ્વમાન–પછી તે મિથ્યાભિમાન પણ હોય અને એમને યોગ્ય પણ હોય પણ સ્વમાન–બહુ વહાલું હોય છે. કોઇની સૂચનાથી કરેલ સારાં કામો પણ જાતે પોતે જ કર્યાં છે એમ

માનવાની જનસ્વભાવને ટેવ પડેલી છે. બીજો જશ લઈ જાય એ તો થોડા વિરલા જ સહન કરી શકે છે. જેણે ઘણો જશ મેળવ્યો હોય અને એના બોજાથી પણ થાકયો હોય તે જ બીજાને પોતાના જશમાં ભાગ પાડવા દે છે. બાકી તો દુનિયા હાલ તો બીજાને યોગ્ય જશ પણ પોતે હસ્તગત કરવા માગે છે. આવા સમયમાં બીજા માણસો પ્રત્યે તો ગમે તેમ વર્તો તેમાં અડચણ નથી પણ ઉપરી અને તાબેદાર વચ્ચે તો તાબેદાર ગમે તેવો હોશીઆર હોય તો પણ ઉપરી આગળ નિર્માલ્ય છે એમ વર્તવામાં જ લાભ તેમ જ વસ્તુસ્થિતિ છે.

સારા કામમાં–સારી સૂચનામાં પણ જ્યારે તે કરનારની અહંતાનું ભાન થાય છે ત્યારે સામો માણસ પોતાની અહંતા ઉપર ખડો થઇ જાય છે. ને ઉપરી હોય તો તો તેને એ વાત ગમતી જ નથી. એમાં ઉપરીનો વાંક નથી. જન સ્વભાવની એ ચાવી છે. તમારા પોતાના શિરસ્તેદારે એક સૂચના કરી હોય તે સારી જાણી તમે તે પ્રમાણે અમલ કરો અને તે માટે તમારો શીરસ્તેદાર વખતો વખત તમને યાદ કરાવે કે સાહેબ, મારી સૂચનાથી જેમ ફલાણુ ઠીક થયું તેમ આ બીજું પણ કરો તો સારૂં. તો તમારા અભિમાની આત્માને એ ઠીક નહીં લાગે

માણસ બધું માફ કરી શકે છે. મોટા મોટા ગુનાહો માફ કરી શકે છે. પણ અજાયેબી છે, કે પોતાના કરતાં બીજો સરસ છે એ વાતનું વર્ણન તે સહન કરી શકતો નથી. ઉપરીની ભૂલ હોય તોપણ હૃદયને હલાવવાની જરૂર નથી. મગજને તેજ કરી સમજાય તેમ, પણ વિવેકથી ફરી કહેવાની જરૂર છે. પણ તે પણ યોગ્ય ન લેખાય તો પછી તાબેદારની ફરજ મુંગા રહેવાની છે.

પોતાની સૂચનાઓ ઉપરીએ સ્વીકારી હોય, તો તે તેની ભલાઇ અને કામ કરવાની ખંત બતાવે છે, પણ તમારે એમાં જરાપણુ અભિમાન ધરાવી એ બાબત ફરીને યાદ દેવરાવવી નહીં અને મુખ્યત્વે કરીને જ્યારે તમારી કોઇ વાત નામંજુર થાય ત્યારે તો કદીએ એમ કહેવું નહીં કે “ સાહેબ, ફલાણી બાબતમાં જેમ મારા મત પ્રમાણે થવાથી ફાયદો થયો હતો એમ આમાં પણ થશે.” એમ કહેવું એ ઉપરીની અક્કલને હસવા બરાબર છે ઉપરી ખોટો

હોય કે ખરો એનો એમાં સવાલ નથી. વખતે તમે સાચા અને એ તદ્દન ખોટા હોય, એ બનવા જેવું છે, પણ એવું ભાષણ એ સેવ્ય સેવક વચ્ચેની હાલ ચાલતી વર્તણુક પદ્ધતિને અનુસરતું નથી. આ બધું તાબેદાર માટે છે. સ્વતંત્રતાના નિયમો જુદા છે. તાબેદાર રહીને સ્વાતંત્ર્યની વાત કરવી નકામી છે. દરેક સ્થિતિને તેના નિયમો છે. અને ઉપરી ઉપરી અને તાબેદારે તાબેદારે પણ ફેર છે. સ્થિતિ એક હોય પણ માણસ માણસે પણ ફેર છે. અને તેથી ગમે તેવો ઉપરી હોય તોપણ સલામતી જળવાય એ નિયમ લખ્યા છે.

વેલીંગ્ટન જેણે નેપોલીઅનને હરાવ્યો તેણે એક વખત દુશ્મનનું નિશાન પોતાને હસ્તગત કરી એક સીપાહીના હાથમાં આપી પોતે અગત્યના કામ માટે લશ્કરના બીજા ભાગમાં ગયો. ત્યાં પેલો સીપાઈ બડાઇ મારવા માંડ્યો કે નિશાન પોતે હસ્તગત કર્યું છે. વેલીંગ્ટનને આ વાત કોઇએ કહી ત્યારે હસીને બોલ્યો કે “ પ્રભુ કૃપાએ એવાં અનેક માન મને આજ સુધી મળ્યાં છે. આ એક એ બિચારા ગરીબ સીપાઇને ભોગવવા દીઓ. હા, ખરી વાત છે એ એની જ બહાદુરીનું ફળ છે. ” પણ બધા વેલીંગ્ટન નથી હોતા. પેલા સીપાઇઓ જેવા ઘણા હોય છે.

---

## ૨

૧ પેટમાં પડેલું ઝેર, વમનથી ધોવાઇ જશે પણ પિશુનોએ કાનમાં રેડેલું ઝેર, જેની વિરૂદ્ધ તે રેડાયું હોય તેનો ને અંતે પોતાનો પ્રાણ લેશે.

૨. વ્હેમ એ એવો વધસ્થંભ છે કે જ્યાં ઘણા વખતના ગાઢા સ્નેહ સંબંધને ફાંસીએ દેવામાં આવે છે. સત્ય અને વિશ્વાસને પણ ત્યાં હણવામાં આવે છે.

૩. જેમ સર્પને બે જીહ્વાવાળા કહેવામાં આવે છે તેમ પિશુનને પણ બે જીભ હોય છે. સર્પ માત્ર કરડે ત્યારે મરણને નિપજાવે છે. ચાડીઆઓ સ્પર્શમાત્રથી એથી પણ વિશેષ અનર્થ નિપજાવે છે. સર્પથી સ્વભાવે જ સાવચેત રહેવાની વૃત્તિ થાય છે. પિશુનોની

જીહ્વાની મીઠાશ માણસને લલચાવે છે. ત્યાં સાવચેતીને અવકાશ જ નથી. એવાઓથી બચવાનો જે એકજ રસ્તો છે, તે એકે પિશુનના પહેલા કથન વખતે જ એને તજવો. જેનું હૃદય શુદ્ધ હોય તેને ચાડીની કડવાશ, અફીણની પેઠે પ્રથમ ગ્રાસે જણાયા વગર રહેતી નથી. એ કડવાશ વખતે ચેત્યો તે ચેત્યો. એ ચેતવણી વખતે ન ચેતે ત્યારે બંધાણી બન્યો, અને પરિણામ પણ બંધાણીનું પામ્યો

સંભાળજો, કાનના જેવી ઉગ્ર ઇંદ્રિય બીજી કોઈ નથી. એમાં જે પડે તેને તે પચાવી જાય છે.

૪. જે ગમે તે માણસની હાજરીમાં બોલી ન શકાય તે બોલો નહીં. એવો એક જ વ્યવહાર છે, કે જ્યાં ત્રીજાની હાજરી ન ઘટે–તે પત્ની સાથેનો સ્નેહ પ્રસંગ

૫. ત્રીજા માણસની હાજરીમાં ન બોલી શકાય એવું ન બોલવાનું મુખ્ય કારણ તો એ છે, કે ત્રીજો માણસ હમેશાં હાજર હોયજ છે—પરમેશ્વર.

૬ ત્રીજા માણસની હાજરીમા જે કોઇ તમને પોતાની વાત કહેતાં અચકાય છે તથા કહેવાની આનાકાની કરે છે તે માટે તમારા કાન બંધ રાખજો. કેમકે જેનું હૃદય વાત કરતાં ડરે છે, તેની વાતમાં મરદને છાજે એવું કાંઇ નહીં હોય સ્વાર્થ અથવા ઇર્ષા વગર બીજી કશી વસ્તુ ભીરૂ હૃદયમાં વસી શકતી નથી.

૭. તમારી ટપાલ બીજો કોઇ ઉઘાડી શકે નહીં, એમ તમારો નિયમ હોય તો તમે તમારા પોતાથી બ્હીતા રહેજો. તમારે કાંઈક છુપાવવાનું છે, એવો એનો અર્થ છે. પ્રભુ એ છૂપું દેખે છે ને કોઇક દિવસ ખુલ્લું કરશે. જે પ્રભુને બતાવતાં ડરતો નથી તેથીજ લોક ડરે છે. પ્રભુથી ન ડરનારને જગતનો ડર નથી.

## જોઇએ છીએ.

૮. મારે એક મિત્ર જોઇએ છીએ, જે પોતાનો બધો પત્ર વ્યવહાર ખુલ્લાં પોસ્ટ કાર્ડમાં હંમેશાં લખતો હોય તેણે અરજ કરવી.

## ૩

આપણી જરૂરીઆતો આપણને ગુલામ બનાવે છે. ગમે તેવી સ્થિતિમાં આપણે પહોંચી વળી શકીએ એટલી જરૂરીઆતો હોય તો તે આપણે સ્વાધીન છે. એથી વધારે જરૂરીઆતો આપણને પોતાને સ્વાધીન કરી બીજાની સેવાની ફરજ પાડે છે. ને ફરજથી જે થાય છે તે બધી ગુલામગીરીની નિશાની છે. એ રીતે તો આપણે આપણા જ ગુલામ બનીએ છીએ. અને આપણામાં મિથ્યાભ્રમ એવો પેસી ગયો છે, કે જેને આપણે સેવીએ છીએ તેઓ આપણને ગુલામ તરીકે રાખે છે. આપણી તાબેદારી, આપણી જરૂરીઆતો-માંથી ઉભી થાય છે. અને તે આપણને પોતાના ગુલામ કરી એ જરૂરીઆતો પુરી કરનાર શેઠના ગુલામ બનાવે છે. હાથે કરીને પહેરેલી બેડીઓ આપણે કાપી નાંખી શકીયે છીએ અને તે છતાં આપણે કેવા અંધારામાં ભટકીએ છીએ? ખાવાને શેર અન્ન અને પહેરવાને લંગોટી તો દરેક સશક્ત માણસ પોતાથી મેળવી શકે છે. ને અશક્તને પણ એટલું તો મળી રહે છે. જેઓ પોતાની સ્થિતિના દંભમાં ઘણા આશ્રિતો રાખે છે તેઓ પણ પોતાની ગુલામીનાં જંજીરો પોતાને હાથે ઘડે છે. દરેકને સ્વાશ્રયી થતાં શિખવવું. ને તે એ જ શિખવી શકે છે કે જે પોતાની વધારે પડતી જરૂરીઆતોની જાળમાંથી છુટીને સ્વાશ્રયી થયેલ છે. દાખલો બેસાર્યા વગર બીજાને સુધારી શકાતા નથી. આશ્રિતોમાં જે આપણી પાસેથી પોષણ માગે છે તે આપણા શોખો, ને એથી પણ વધારે ભયંકર આપણા દુર્ગુણો છે. જેને આપણે ભોગવવાના પદાર્થો માનીએ છીએ તે ખાસ જંજીરો છે. એ બે પહેલા જવા જોઇએ. સ્વાતંત્ર્ય, શબ્દોની માન્યતામાં નથી. વર્તનમાં છે.

બીજાનો વિચાર કરવાની ટેવ ન હોય તેને બીજાની જરૂરી-આતો ઉપર તરત ધ્યાન આપવાની આવશ્યકતા સુઝતી નથી. ખાસ કરીને અધિકારીઓને આવી ટેવ પડી જવાનો વધારે ભય છે. સેવા કરનારમાં જ્યારે આવો પ્રમાદ આવે છે, ત્યારે લોકમાં અસંતોષ થાય છે અને રાજ્યને જો કોઇ રોગ ભયંકર હોય તો તે લોકોને પોતાને પડતાં દુઃખમાંથી ઉત્પન્ન થતો અસંતોષ છે. અસંતોષ માટે

ઘણાં મોટાં કારણો હોવાં જોઇએ, એમ જે રાજ્ય માને છે તેને માણસના દુઃખનું ભાન નથી એમ સમજવું. નાનાં કારણથી પણ થતો અસંતોષ તો ભેળા થયેલા મેલની માફક અંતે નુકસાન જ કરે છે

બીજાનું પહેલું ને પછી આપણું એ તો માણસ માત્રનું પહેલું સૂત્ર જોઇએ. અને ખાસ કરી રાજાએ પોતાની પ્રજાના કામ માટે રાખેલા પગારદાર અધિકારીઓનું તો જોઇએ જ. એવી બાબતમાં આળસ એ ફરજ તરફની બેદરકારી છે; એટલું જ નહીં પણ રાજા અને રાજ્ય તરફની પ્રજાની વફાદારી ભરેલી લાગણીનાં મૂળ કાપનાર કુહાડાનું કામ સારે છે.

જેવી રાજ્યપદ્ધતિ તે પ્રમાણે જ પ્રકૃતિ ગોઠવવી જોઇએ. એ પ્રમાણે જ રાજ્યતંત્ર ચલાવવું જોઇએ Personal Rule હોય ત્યાં રાજ્યતંત્ર પણ એ પદ્ધતિને અનુકુળ ન હોય તો સંકર રાજ્યપદ્ધતિ થઇ જાય અને સંકરતંત્ર ત્યાં પરિણામ પણ સંકરજ આવે.

દેશી સંસ્થાનોના લોકોની રાજ્ય તરફની ભક્તિ રાજાના પિંડ પરની ભક્તિને લીધે છે. અને લોકોની એ ભક્તિમાં, રાજાની ગેરહાજરીને લીધે અજાણ્યે પણ ઉણપ આવ્યા વગર રહેતી નથી. આ ગેરફાયદો સમજી શકાય તેના કરતાં પણ વધારે અનર્થકારક છે. રાજ્ય, રાજ્ય દંડથી નહીં પણ લોકોની ભક્તિ અને સુખરૂપ જીવનમાંથી ઉત્પન્ન થતા લોકોના સંતોષ ઉપર જ નિર્ભય ટકી શકે છે આ ખ્યાલ મનમાં રહે તો અધિકારીઓએ પોતાના ધણી તરફ નજર રાખી લોકોનો સંતોષ અને ભક્તિ બની રહે એવી સતત દૃષ્ટિ રાખવી ઘટે.

---



**ભૂતકાળના દાખલાઓ.**

દરેક રાજ્યનો એક ખાસ નિયમ છે, કે જ્યારે કોઇ પણ પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે, એ બાબતમાં ભૂતકાળમાં શું બનતું હતું તેનો દાખલો જોવરાવીને, ઉત્પન્ન થયેલા સવાલનો નિર્ણય કરે સવાલોનો અભ્યાસ કરી, બધી હકીકત મેળવી, યોગ્ય નિકાલ કરવાની ધારણાથી ભૂતકાળના દાખલાઓ તપાસવામાં આવતા હોય,

તે તો સમજી શકાય એવું છે; પણ પ્રાયશઃ અને ખાસ કરીને તો હમણાં હમણાં મનુષ્ય હૃદય–તેમાંય સત્તાનું હૃદય–એવું થઇ ગયેલું દેખાય છે, કે ઉત્પન્ન થયેલા સવાલનો નિશ્ચય, મનથી તો પ્રથમ કરી નાખે છે અને તેના સમર્થનના દાખલાઓ ભૂત ઇતિહાસમાંથી શોધવાનો પ્રયત્ન કરે છે.

ગયા અવસરની હકીકત જાણ્યા સિવાય, સવાલોનો નિર્ણય કરવાની વાત ઇચ્છવાલાયક નથી એ ખરૂં; કેમકે અજ્ઞાનના નિશ્ચયો ભૂલભરેલા હોય. પણ વર્તમાનને પણ ભૂતકાળના જેવો કરવાના પ્રયત્નમાં, જેઓ ગયા અવસરનાં ઇતિહાસનાં પાનાં તપાસે છે, તેઓ તો રાજ્યવ્યવસ્થામાં સંકોચ દાખલ કરે છે; આગળ વધતી જતી મનુષ્ય પ્રવૃત્તિમાં અંતરાય આણે છે અને લોક, પ્રગતિમાં હોય તો તેની આડી ભીંત બાંધીને અસંતોષનાં બીજ વાવે છે.

કોઇ પણ રાજ્યને આ પદ્ધતિથી ફાયદો થઇ શકે નહીં એ દેખીતું છે. વળી આ જુના કાળની શોધ જો બરાબર કરીએ તો જણાયા વિના રહેશે નહીં કે એ શોધ કરનારની ઇચ્છાની વિરૂદ્ધના દાખલાઓ પણ ભૂતકાળ તો પુરા પાડે છે.

કોઇ પણ સત્તાની પ્રથમ જમાવટ થાય ત્યારે તેનો વર્તાવ બહુ માનુષી અને સદ્વર્તનશાળી હોય છે. સત્તા જેમ જેમ જામતી જાય, તેમ તેમ જેના ઉપર તે જામે છે, તેની સાથેના વર્તાવમાં એક તરફ અધિકાર અને બીજી તરફ આજ્ઞા પાલન, એ ભાવ દાખલ થાય છે. એના દાખલા જોવા હોય તો દરેક રાજ્યની જમાવટનો ઇતિહાસ તે પુરા પાડશે એક બે દાખલા લઇએ.

રાજાઓ અને તેના ભાયાતોનો ભૂત ઇતિહાસ કુટુંબચારા જેવો હતો; પણ આજે દેશી રજવાડાના ભાયાતોની શી સ્થિતિ છે વારૂ? થોડાંકસો વર્ષ ઉપરના પાછલા દાખલાઓ જોશું તો જણાશે કે તે દાખલાઓનો ઇતિહાસ, મોટે ભાગે ભાયાતોની તરફેણનો છે. સરકારનું રક્ષણ આવ્યા પછી ભાયાતોની મદદની જરૂરીઆત જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ ભાયાતોની સાથેના વર્તનના નવા દાખલાઓ બનતા ગયા. પરિણામ એ આવ્યું કે આજ લગભગ

બધાં જ રાજ્યોમાં ભાયાતોની કઢંગી સ્થિતિ છે. રજપુતાનાનાં રાજ્યો ભાયાતોની મદદ હોત નહીં તો આજે કયાં હોત? બીજો દાખલો લઇએ. સરકારી રાજ્ય હીંદુસ્તાનમાં પ્રથમ જ્યારે શરૂ થવા લાગ્યું, તે સમયનાં હીંદનાં મોટાં દેશી રાજ્યોનાં દરબારનાં ચિત્રો જોનારને જણાશે કે સરકારી અમલદારો અને નરેશો વચ્ચે પરસ્પરના વિવેક–વર્તનની વિધિમાં કેટલો બધો તફાવત છે? ભૂત દાખલાઓની વાતો માત્ર કરતાં કરતાં પ્રસંગ પ્રમાણે એ દાખલાઓમાં ફેરફાર કરીને નવા દાખલાઓ સ્થાપિત કરવામાં આવે છે. રાજ્યની નબળાઇને લીધે કે સગીર વહીવટ પુરો થાય ત્યારે રાજ્યાભિષેક કરવાને વખતે, અને કેટલેક ઠેકાણે તો સગીર રાજ્યવ્યવસ્થાની દરમિયાન પણ ઘણા નવા દાખલાઓ થયાના અને તેની ફરીઆદના પ્રસંગો પણ દફતરમાં છે. આ બધું એકજ વસ્તુ બતાવે છે અને તે એ છે કે જ્યારે કોઈ સવાલ ઉભો થાય, ત્યારે એ સવાલનો નિર્ણય, વર્તમાન અવસરને અનુકુળ, વર્તમાન મિત્રતાને બંધબેસતો આવે એવી રીતે, મિત્ર મિત્ર વચ્ચે જે સર્વ સામાન્ય નિયમ હોવો જોઇએ તે દૃષ્ટિથી અને એકને ખર્ચે બીજાનો મોભો વધારવાની સ્પૃહા છોડીને થવો ઘટે. ભૂત દાખલાઓ, માત્ર સવાલમાં સમાયેલી બધી બાબતોનો અભ્યાસ કરવા માટે જ ઉપયોગી છે. આંખ વીંચીને અનુવર્તન માટે નહીં.

છેલ્લાં થોડાંક વર્ષથી સરકાર અને નરેશો વચ્ચેનું વિવેક–વર્તન સુયોગની દૃષ્ટિથી નિર્ણિત થતું જાય છે. એવા આ સમયમાં એક વાતની ખાસ અગત્ય છે કે નરેશો અને સરકારી અમલદારો વચ્ચે વખતોવખત આવી વિવેકની વાતમાં જે મતભેદ પડે છે, તે મટાડવો હોય તો એ બન્ને સત્તાની પરસ્પરની વિવેકની ક્રિયાઓનો એક સાદો અને સર્વમાન્ય એવો પ્રબંધ સાથે મળીને કરી નાંખવો. નરેન્દ્રમંડળ આ બાબત હાથમાં લઇને એનો નિર્ણય કરશે તો ઘણાં મનદુઃખ થતાં અટકશે ખરા વિવેક–વર્તનથી સ્નેહ સુદૃઢ થશે અને રાજકીય સવાલોના તોડજોડમાં, દુઃખાએલાં મનને લીધે, જે મુશ્કેલીઓ પડે છે તે નાબુદ થશે. જાહેર ચર્ચા થાય અને તેને પરિણામે કાંઈ કરવું પડે તેનાં કરતાં પરસ્પર સમજણથી નિકાલ થાય એ વધારે ઈચ્છવાલાયક છે.

**સલાહ આપવાની પદ્ધતિ.**

સલાહ આપવાના પ્રસંગ બે રીતે ઉત્પન્ન થાય છે. એક તો માણસ મુશ્કેલીમાં આવે ત્યારે એને બીજાની સલાહની જરૂર પડે છે. બીજું એકના કરતાં બીજો ડહાપણમાં, સત્તામાં, સંબંધમાં કે વયમાં મોટો હોય છે ત્યારે, તે મોટો જાણે પોતાને સલાહ આપવાની ફરજ છે અને બીજાને તે આંખ વીંચીને સ્વીકારવાની ફરજ છે એમ સમજાય છે ત્યાં સલાહ અપાય છે. આ બે પ્રકારમાં પહેલી સ્વાભાવિક સલાહ છે. બીજી અભિમાનમાંથી ઉત્પન્ન થએલી સલાહ છે. સ્વાભાવિક સલાહમાં જેને તે આપવામાં આવે છે, તે માટે તે ઉપકાર માને છે. બીજા પ્રકારની લદાયેલી સલાહમાં જેને તે માનવી પડે છે તે અણગમતે મને સ્વીકારે છે. અણગમામાં સ્નેહ સંબંધની આશા રાખનારાઓ ઉંઘે છે એમ સમજવું. અશક્ત, સશક્તનું માન રાખે, એટલે એ સલાહ સાચીજ આપે એમ માની લેવામાં ભૂલ છે. જરૂર વિના સલાહ આપવી નહીં, બનતાં સુધી તો માગ્યા વિના આપવી નહિ. તે સ્નેહ નીભાવવાનું પ્રથમ લક્ષણ છે. આપણા દેશમાં વિપ્લવ જેવી સ્થિતિ અત્યારે દેખાય છે, તેનું ખરૂં કારણ તો એ છે કે સલાહ લેનારાઓ કરતાં સલાહ દેનારાઓની સંખ્યા વધી પડી છે. નરેશો અને સરકાર વચ્ચેના સંબંધને અંગે, નરેન્દ્રમંડળમાં અને વર્તમાનપત્રોમાં જે ઉઘાડી ચર્ચા ચાલે છે, એનું કારણ પણ સલાહની પદ્ધતિમાં અને સલાહના પ્રસંગોમાં ઘણો તપાસવાલાયક ફેરફાર થઇ ગયો છે એ છે. કોમ કોમ વચ્ચેની ફરીઆદોનું કારણ પણ પોતપોતાના સ્વમત ઉપર નિર્ભર રહેનાર સલાહકારોના મગજમાંથી જ છે. "હું પણ વખતે ખોટો હોઉં" એવું માનસ થાય નહીં, ત્યાં સુધી મિત્રાઇનો સંબંધ બંધાવો કઠિન છે. જગતમાં કોઇ પણ વસ્તુની આપલે કિમત વગર થતી નથી. પણ એકજ એવી વસ્તુ છે કે જે વગર કિમતે વેચાય છે. અને તે સલાહ છે. જેઓ વગર માગણીએ તે વેચે છે, તેઓની સલાહ અવગણના પામે તેમાં આશ્ચર્યજ શું?

**કિંવદન્તિ.**

જેને ગુજરાતીમાં ગામ ગપાટા, લોકવાયકા તરીકે ઓળખવામાં આવે છે તેને સંસ્કૃતમાં "કિંવદન્તિ" કહે છે. તેનો શબ્દશઃ અર્થ

કરીએ તો "શું વાતો થાય છે" એટલો તેનો અર્થ થાય, અથવા અમુક બાબતમાં લોકો શું કહે છે એ અર્થ થાય. કિંવદન્તિનો આ જમાનામાં બહુ બહોળી રીતે ઉપયોગ થાય છે. આ ઝેરી વસ્તુ છે. કોઈ પાણીના વહનમાં થતી ઘુમરી જેવી છે અને તેમાંથી લાભ થવાના દાખલા ભાગ્યે જ કોઈ મળી આવે! દરેક માણસનો એ અનુભવ છતાં કિંવદન્તિ અથવા ગપસપ લગભગ મનુષ્યના મોટા ભાગને ખેંચી રહી છે. કેટલાંક મગજો તો એવાં પણ છે કે જેઓ કિંવદન્તિ ઉત્પન્ન કરવાના સંચાનું કામ કરે છે. અને કેટલાંક વર્તમાન પત્રો એ ધંધા ઉપર જીવે છે. કેટલાક રાજદ્વારી પુરૂષો એનો આધાર લઇ પોતાના શ્રેય માટે મથે છે અને એ પથમાંથી શ્રેયના કરતાં પતન પણ ઘણાનાં થયાં છે. અકુદરતી પદાર્થમાંથી કુદરતી હિતનો સંભવ નથી એ વાત ભુલાઈ જવાય છે. "લોકો આમ કહે છે" એમ કહીને સ્વાર્થીઓ પોતાના મનના ભાવોને પોષણ આપે છે. મનના એટલા આનંદ માટે બીજાઓને ઘણું નુકસાન થાય છે એની દરકાર ગપાટાં ચલાવનારાઓને હોતી નથી. અને એવાઓ એટલું પણ ભુલી જાય છે, કે એવી વાતો ચલાવનારની સામે એથી વિરૂદ્ધ વાતો ચલાવનારાઓનો એક વર્ગ ઉભો થાય છે અને તેમાંથી પરસ્પર ઘર્ષણ થતાં, લોક ચગડોળે ચડે છે. અને છાપખાનાના આ જમાનામાં તો મનુષ્ય વર્તનનો મોટો ભાગ કિંવદન્તિથી દોરવાઇને પોતાની પ્રવૃત્તિઓ કરે છે. કિંવદન્તિનો આ અવગુણ હોત નહીં તો ધોબીના કહેવાથી રામે સીતાને તજ્યાં હોત નહીં નાની વાતને મોટું સ્વરૂપ આપવાની લાલસામાંથી આજે ઘણાં કોમી હુલ્લડો થયાં છે. કિંવદન્તિથી સ્નેહીઓ, ફાયદો કરી શકે, તેના કરતાં ઇર્ષાવાળાઓ વધારે નુકસાન કરી શકે છે ઇતિહાસનાં પાનામાં ઘણાં યુદ્ધો પણ આવાં ગપ્પાંમાંથીજ જન્મ પામ્યાના દાખલા છે. કૌસ્તુભ મણિની ચોરી, કિંવદન્તિએ શ્રીકૃષ્ણ ભગવાન જેવા અવતાર ઉપર પણ ઢોળી પાડી હતી. કિંવદન્તિનો આવો પ્રભાવ છતાં, હાલના જમાનામાં એને રાજકીય પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; જેને આપણે "Confidential Correspondence" (ખાનગી પત્રવ્યવહાર) ને નામે ઓળખીએ છીએ. ખાનગી પત્રવ્યવહારના લાભાલાભ વિષે તપાસ કરનારી એક નિષ્ણાત કમિટી નીમવામાં આવે તો રાજ્યના હિતને ખાતર, પરસ્પરના સ્નેહસંબંધને ખાતર,

મિત્રતાનો શુભ સંબંધ બંધાય તે ખાતર, અને વિઘ્નસંતોષીઓને નિષ્ફલતા મળે તે ખાતર રાજકીય પત્રવ્યવહારમાંથી Confidential એ શબ્દને જરૂર દેશવટો અપાય એવો અમારો તો ખાસ મત છે.

રાજ્યવહીવટ એટલે લોક સંગ્રહની નીતિ. રાજ્યવહીવટ એટલે લોકવ્યવહારનો ઉકેલ. રાજ્યવહીવટ એટલે લોકના પરસ્પરના સંબંધોને નિયમિત કરવાના નિયમોનું ધોરણ; જાહેર પ્રજાજીવનની સંભાળ માટેની યંત્રણા. આવો પરસ્પર વ્યવહાર કરનારાઓને ખાનગી શું હોઇ શકે વારૂ ? અમારો તો અનુભવ છે, કે અરજો જાહેરમાં સંભળાતી હોય, વર્તણુંકો માટે જાહેરમાં ખુલાસા મગાતા હોય, ઠપકો કે સ્નેહની ચુમીઓ પણ જાહેરમાં જ થતાં હોય તો મનુષ્ય વર્તનના ઘણા ગોટાઓ વગર પ્રયત્ને દૂર થાય. શંકામાંથી સ્નેહભંગ જ થાય, ખાનગી મસલતમાં ખટપટની જ ગંધ હોય, અને ખાસ કરીને જ્યારે એવી મસલતમાં કોઈ ત્રીજા માણસને લગતી બાબતોનો ઉહાપોહ હોય ત્યારે તો જરૂર એને અનિચ્છનીય કાવાદાવા કહેવા જોઇએ.

ગપાટાં ચલાવનારાઓ, બીનજવાબદાર નીંદાખોરો અને બીજાની મુશ્કેલીમાં આનંદ માનનારાઓ એ બધી અનિચ્છનીય વ્યક્તિઓ છે. પણ એ બધી પોતાનું કામ એટલી ગુપ્ત રીતે કરે છે, કે એનો ઝેરી પવન ફેલાયા છતાં ફેલાવનાર મળી શકતો નથી. પણ રાજ્યવ્યવહારમાં સહી કરીને રાજ્યનીતિના એક અંગ તરીકે કિંવદન્તિને, Confidential Correspondence ના નામે અગત્યનું સ્થાન આપવામાં આવે છે, એ તો શોચનીય વાત છે.

કિંવદન્તિ પોતાને માટે પ્રસરે છે, ત્યારે માણસને રીસ ચડે છે. પણ એજ માણસ જ્યારે એ બીજાને માટે સાંભળે છે, ત્યારે આનંદથી સાંભળે છે, વાંચે છે, અને ફેલાવે છે. એ માદકપણું, એ તે કિંવદન્તિમાં હશે કે તેની અસરનો ભોગ થનાર માણસના સ્વભાવમાં હશે ? મહાત્મા ગાંધીએ આ વિષે કાંઈ કહેવું ઘટે, એમ અમને થાય છે. કારણકે કિંવદન્તિના અભાવ વિના આ જમાનામાં અહિંસાનો પ્રાદુર્ભાવ અમને કઠિન લાગે છે.

**સ્વદેશી માલનો પ્રચાર.**

દરેક દેશની ઉન્નતિનો આધાર તેની આર્થિક સ્થિતિ ઉપર છે. આર્થિક સ્થિતિનો આધાર, તે દેશમાં ઉત્પન્ન થતા માલના ઉઠાવ ઉપર છે. જે દેશમાં જે માલ થતો હોય તે, દેશની વસતીના ઉપયોગમાં આવે તે કરતાં વિશેષ પ્રમાણમાં માલ હોય તો જ તે વિદેશમાં જઇ વેચાઈ, પરદેશનું દ્રવ્ય દેશમા લાવે. જેટલે દરજ્જે એ દ્રવ્ય આવે તેટલે દરજ્જે તે દેશની આર્થિક ઉન્નતિ વધે. સ્વદેશનો માલ સ્વદેશમાં જ ખપી વપરાઇ જાય, ત્યારે તો એ દેશનું દ્રવ્ય એ જ દેશમાં ફરતું રહે; એ સિવાય બીજો ફાયદો એમાં નથી. પણ જ્યારે દેશની વધારાની પેદાશ બીજા દેશોમા વેચાઇ નવુ દ્રવ્ય દેશમાં આવે, ત્યારે જ સ્વાભાવિક એવી આર્થિક સ્થિતિના કરતાં વધારે સારી આર્થિક સ્થિતિ એ દેશની થાય. જાડી દૃષ્ટિએ કોઇ દેશની આર્થિક સ્થિતિનો અમે આ અર્થ કરીએ છીએ. એમાંથી જે એક સત્ય ઉદ્ભવે છે, તે એ છે, કે દેશના કાચા માલની પેદાશ જેમ બને તેમ વધારવી, અને તે અન્ય દેશોમાં વેચી તેના પૈસા સ્વદેશમાં લાવવા. એથી ઉલટું દેશને જરૂરીઆતની વસ્તુઓ બહારથી લાવવી પડે, તો દેશનાં નાણું વિદેશમાં જાય એટલે દરજ્જે એક દેશ બીજા દેશની આર્થિક સ્થિતિમાં સુધારો વધારો કરી શકે. ત્યારે સત્ય એ નીકળ્યું કે દરેક દેશે પોતાથી બને એટલી રીતે સ્વદેશી વસ્તુઓ વાપરવા તરફ પ્રયત્ન કરવો જોઇએ. જે વસ્તુઓ દેશમાં બની જ શકે નહીં અને છતાં મનુષ્ય જીવનને ઉપયોગી હોય, તે વસ્તુઓ તો વિદેશથી આવવા દેવા વગર છૂટકો જ નથી. પણ વિદેશી વસ્તુઓનો એ હુમલો અટકાવવો હોય, તો એના બે જ રસ્તા છે. એક તો એ વસ્તુઓની પેદાશ અહીં થાય એવો ઉદ્યોગ કે કારખાનાં કાઢવાં અને તે ચલાવી શકાય એટલા નિષ્ણાતપણાનો અને એટલા દ્રવ્યનો યોગ કરવો બીજો રસ્તો એ છે કે એ વસ્તુઓ વિના જીંદગી સુખેથી ભોગવી લેવા જેવુ લોકમાનસ બનાવવું. આ સત્ય દરેક દેશને લાગુ પડે છે અને લાંબી લાંબી તત્વજ્ઞાનની વાતો કરતા કરતાં દરેક દેશ, વિદેશ ઉપર પોતાના દેશમાં બીજેથી વસ્તુઓ ન આવે એવા અંકુશો મુકી રહ્યો છે.

હીંદ અને ઇંગ્લેંડ વચ્ચે માલ વેચવા ખરીદવાની જે મોટી ઝુંબેશ ચાલે છે, તે ઉપર કહેલા આર્થિક નિયમમાંથી ઉદ્દ્ભવી છે. હીંદ એક દુઝણી ગાય છે; કે જેમાંથી ગમે તે જાતનું ખાણુ–ખોરાક આપીને યથેચ્છ પ્રમાણમાં દૂધ લઈ શકાય છે, એમ આખી દુનિયા માની રહેલ છે. પણ એ માન્યતા સામે હીંદ ગાય, હવે ભાંભરવા લાગી છે. અને તે કહે છે, કે અમારાં વાછરડાંઓને પૂરતું અમે પાઈ લઇએ અને બાકીનું, માગીએ તે દામ તમે અમને આપો, તો જ હવે મારૂં દૂધ હું વેચવા માગું છું. આ નિયમ કાંઇ એકલા હીંદને જ લાગુ નથી. દરેક દેશ એ પ્રમાણે કરી રહ્યો છે. વ્યાપારી છુટાપણાનું (Free Trade) અભિમાન ધરનાર જગત આખામાં એક ઇંગ્લેંડ છે; તે પણ હવે તો પોતાના દેશમાં ઘોષણા કરી રહ્યું છે કે લોકોએ "સ્વદેશી માલ વાપરવો." આ પાઠ ઇંગ્લેંડ સાથે સહચારમાં રહેલા બધા દેશો સહજ શીખી જાય તેમાં રીસ કરવાનું કારણ નથી. તેમાં તો બાળકો પોતાના પગ ઉપર ઉભાં થતાં શીખે ને માતાને જે આનંદ થાય, તેટલો આનંદ ઇંગ્લેંડને થવો જોઇએ તો એ આનંદમાંથી જે સુખરૂપ સંબધ ઉદ્દ્ભવે તે બન્ને દેશની આર્થિક સ્થિતિને પરસ્પર ટેકો આપે. એને બદલે ભૂતકાળના સ્વાદને યાદ કરીને સહભોજનને ઠેકાણે ભેદવાળું વર્તન થાય અને તેથી દરેક દેશ માત્ર પોતાનો જ વિચાર કરીને, પોતપોતાનો સ્વદેશી માલ વાપરવાની ઝુંબેશ ઉપર આવે તો એ ઝુંબેશમાં સંકુચિત મનને અવકાશ છે. એ સાંકડા મનમાંથી સ્વાર્થ દૃષ્ટિનો સંભવ છે. સ્વાર્થમાથી દ્વેષ ઉદ્દ્ભવે છે. દ્વેષનું પરિણામ જુદાઈ થાય, જુદાઈ એટલે વ્યક્તિગત જીવન, અને વ્યક્તિગત જીવન એટલે લોકસંગ્રહનો અભાવ. એવા અભાવમાંથી સુખમય જીંદગીની આશા ક્યાંથી સંભવે ? અને જેને રાજ્ય કરવાં હોય તેને તો પોતા વચ્ચે અને પ્રજા વચ્ચે આવી વિભિન્નતા આણવામાં લાભ જ નથી. સત્તાથી તો માણસોનાં દુઃખોનો નાશ થઇ શકે છે; સત્તાથી માણસ માણસ વચ્ચે ન્યાયાન્યાયનું તોલન થઇ શકે છે; પણ સત્તાથી, વસતીના સ્વાર્થની સામે, રાજાના વ્યક્તિસ્વાર્થને પોષણ આપી શકાતું નથી. રાજ્યનીતિનું એ સૂત્ર બરાબર સમજાઇ જાય તો હીંદ અને ઇંગ્લેંડ વચ્ચેના વ્યવહારની સડક બહુ સીધી થઈ જાય. એ સડકને સીધી કરવામાં સામ્રાજ્યના દરેક અંગને, પોતપોતાને

યોગ્ય લાગે તે પ્રમાણે—પણ પરસ્પરના દ્વેષ વગર—સૌ સૌની સ્વદેશી વસ્તુઓ પણ યથેચ્છ વાપરી શકે અને તે વાપરવા માટે જે યોગ્ય પગલાંની જરૂર હોય તે સ્વતંત્રતાથી લઈ શકે એટલી છૂટ હોવી ઘટે. આ દૃષ્ટિએ હીંદનો ઉકેલ કરવો હોય તો હીંદના સ્વદેશી વસ્તુ વાપરવાના ઉત્સાહ અને ઉપાયની આડે આવવું જોઈએ નહીં.

એથી બીજી રીતે બહારનું છે, તે દેશમાં ઉત્પન્ન થતું ન હોય તોપણ, અને દેશનો વસતીનો ભાગ પોતે સમજી લીધેલાં સુખને ખાતર બહારથી ખરીદવા ઇચ્છતો હોય, તો તેનો વસતીના બીજા ભાગે જોરજુલમથી અટકાવ કરવો એ ખોટો ઉપાય છે. સમજાવીને કે હિત તરફ લક્ષ દોરીને મનુષ્યને એક રસ્તે દોરવાં એ એક વાત છે; પણ જોરજુલમથી કે અશાંતિ ફેલાવવાનો ભય બતાવીને માણસમાં સહજ એવાં વ્યક્તિગત સ્વાતંત્ર્યને આડે આવવુ એમાથી તો અંતે આર્થિક લાભ થવાનો સંભવ ઓછો છે એમ અમને લાગે છે. કેમકે આર્થિક લાભ તો સુખરૂપ જીવનમાંથી, અબાધિત સ્વાતંત્ર્યમાંથી, અને લોકહિતની કેળવણીમાંથી ઉદ્ભવી શકે. કજીયા ટંટામાંથી, માલને પરાણે વેચવાના આગ્રહથી કે અમુક માલનો બહિષ્કાર કરવાની ઝુંબેશથી આથિક સ્થિતિ સુધરી શકે નહીં, એમ લોકજીવનના અભ્યાસીને લાગ્યા વગર રહેશે નહીં.

રાજકીય હથીઆર તરીકે જે બહિષ્કાર બધા દેશોમાં વાપરવામાં આવે છે, તે તો એક ક્ષણભરનું હથીઆર છે. હથીઆરો તો લડાઈના કાળમાંજ વાપરી શકાય. સંધી વખતે હથીઆરોનો ઉપયોગ, લડાઇની સ્થિતિને હંમેશાને માટે સજીવન રાખવા જેવું દુષ્કર્મ ગણવું ઘટે જે દેશ દુનિયાના બધા પ્રદેશોની સામે જાથુકનો બહિષ્કાર જાહેર કરે છે, તે તો જાણે વિશ્વના પડ ઉપરથી પોતાનો હમેશનો બહિષ્કાર ઇચ્છે છે એવું લાગે છે. કોઇ પણ દેશના માલને પરાણે બહાર રાખીને નહિ, પણ એ માલ દેશમાં પ્રવેશ કરી શકે જ નહિ એટલી ઓછી કિંમતે એવો જ માલ દેશમાં ઉત્પન્ન કરીને, લોકો એને જ ખરીદે એવી સ્થિતિ ઉત્પન્ન કરવી ઘટે છે. કેમકે જીંદગીની જરૂરીઆતો, સદા કાળને માટે એક દેશ, પોતાની પ્રજાના આખા માનસની સામે, અમુક રીતે જ પુરી પડાવી જોઇએ, એ નિયમ અબાધ્ય રીતે પળાવી શકે નહિ. કોઇ વ્યક્તિના

સામર્થ્યથી કે કોઇ દ્વેષબુદ્ધિના ક્ષણભર ઉત્પન્ન થયેલાં વહનથી, માણસ પોતાના ભોગ્ય આનંદોને હંમેશાંને માટે તજી શકતું નથી.

એટલા માટે ખરેખરી સ્વદેશી વસ્તુ વાપરવાની તરફ પ્રજામાં પ્રીતિ દાખલ કરવી હોય, તો બહિષ્કારના પાઠો કરતાં દેશલાભના આર્થિક પાઠો, મોજ શોખ તરફથી નિવૃત્તિના પાઠો, દુનિયામાં થતી લોકજીવનની જરૂરીઆતની વસ્તુઓ સ્વદેશમાં ઉત્પન્ન થાય તેના પાઠો અને દેશવિદેશની વૃત્તિ નાબુદ થઇ સર્વ સામાન્ય જનતાની વૃત્તિઓ ઉત્પન્ન કરવાના પાઠો તરફ લક્ષ આપવું ઘટે. તેનાથી લડાઇ નહીં પણ લોકોમાં વખાણવા લાયક એવી હરિફાઇ ઉત્પન્ન થવાનો અવકાશ છે. ખરૂં સ્વદેશાભિમાન એમાંથી ઉદ્‌ભવશે, એ જ ટકી શકે એવો સ્વદેશપ્રેમ કેળવશે, એમાંથી ખરૂં આર્થિક સ્વાસ્થ્ય ઉત્પન્ન થશે, દેશપરદેશ વચ્ચેની આપલે-લડીને સ્વાર્થ સાધવા તરફ નહીં પણ-પરસ્પરની સેવના કરીને સ્વાર્થ સાધવા તરફ દોરાશે.

ઉપરના વિચારો હાલની બહિષ્કારની પ્રવૃત્તિમાંથી ઉદ્‌ભવ્યા છે. લોકના મન ઉપર સ્વદેશી વસ્તુઓ તરફ ધ્યાન ખેંચવાના એક ઉપાય તરીકે બહિષ્કાર પ્રવૃત્તિ થોડા વખતને માટે ઉભી કરવામાં આવી હોય, તો તે સામે વિરોધ બતાવવાનો આશય નથી. માત્ર એ બહિષ્કાર પ્રવૃત્તિમાંથી કોમ કોમ વચ્ચેના સ્વાર્થનું ઘર્ષણ ઉત્પન્ન થયું છે અને ધંધા ધંધા વચ્ચે વિખવાદ ઉભો થયો છે એનો નિર્દેષ માત્ર કરવાનો આશય છે. જ્યાં વિખવાદ થાય ત્યાં જે પ્રકારની રાજ્યસત્તા હોય તે રાજ્યસત્તાને વિખવાદ ન થાય એવા ઉપાયો યોજવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. કેમકે લોકમાં વિખવાદ સત્તાના સ્વાસ્થ્યને પણ બગાડે છે. એટલે એ વિખવાદ મટાડવાના પ્રયત્નમાં જે પક્ષ એ વિખવાદ રહે તો ઠીક એમ ઇચ્છતો હોય છે, તેને સત્તા વિરૂદ્ધ પણ ફરીઆદ ઉભી થાય છે, અને એ પ્રમાણે આખું રાજ્યવાતાવરણ ચકડોળે ચડે છે. ચકડોળમાં કોઇને સુખ નથી. સુખ માટે પણ ભોગ આપવા પડે છે, તો સ્વદેશી તરફનો પ્રેમ માત્ર ઉત્પન્ન કરીને રાજકીય વાતાવરણ જેમ બને તેમ જલ્દી શાંત થાય એમ કરવાની અગત્ય હવે આવી પહોંચી હોય એમ અમને ભાસે છે.

સંધીના કરારો ચર્ચાતા હોય ત્યારે સંધીની શરતો કબૂલ થયા પછી પણ પળાશે નહિ એવી ભીતિ થાય, એવું વર્તન કોઇ પક્ષનુ હોવું ઘટે નહીં. સંધી એટલે લેંકેશાયરનો માલ ખરીદવો એમ જો કોઇ અર્થ કરે તો ખોટું છે; તેમ સંધી એટલે ગમે ત્યાંનો માલ આવે પણ લેંકેશાયરનો તો નહીં જ એ આગ્રહ પણ એટલો જ ખોટો છે. સંધી એટલે "સ્વદેશમાંથી વાપરી શકું એટલું હું સ્વદેશનું વાપરૂં અને બહારનું જેટલું જોઇએ તેટલું જ્યાંથી સસ્તું મળે ત્યાંથી, ખરા આર્થિક હિતને ખાતર ખરીદું અથવા એક સામ્રાજ્યના છત્ર નીચે હોવાને લીધે થોડીઘણી કિંમત ફેરે હું સમગ્ર સામ્રાજ્યના બીજા ભાગોમાંથી પણ મારી ખુશી હોય તો લઉં" એ અર્થ અમે તો કરીએ છીએ હાલની પરિસ્થિતિની પ્રવૃત્તિને સરખે ચીલે ચડાવવા માટે જે જે જાતની સલાહ ગાંધીજી આપી રહ્યા છે તે આ રસ્તે હોય એમ અમને લાગે છે.

સ્વદેશપ્રેમ ઇચ્છવાલાયક વસ્તુ છે, પણ બધાજ વિદેશો તરફ જો તેમાંથી વૈરભાવ ઉત્પન્ન થાય તો એ સ્વદેશ પ્રેમમાં સુખી જીંદગીનો અવકાશ બહુ થોડો છે. આ દૃષ્ટિએ જગતના બધા પ્રદેશો સાથે વ્યવહાર થાય તો પ્રજાઓનું ઐક્ય થાય અને પ્રજાઓના એ ઐક્યમાંથી વૈર અને લડાઇનો અંત આવે.

---

## ૫

દરેક સત્તા પાસે પ્રજાનું યથેચ્છ આજ્ઞાધીનપણું મેળવવાની સામગ્રી હોય છે. કોઇ તરવારથી, કોઇ પ્રજાની સેવા કરીને, તો કોઇ પોતાની ન્યાયવૃત્તિને માટે પ્રજામાં માન બુદ્ધિ ઉત્પન્ન કરીને પોતાનું સ્થાયી સ્વામીત્વ ટકાવી રાખવાનો પ્રયત્ન કરે છે. પ્રજાની જાહેર કે ગર્ભિત સંમતિ એ, રાજ્યના અસ્તિત્વનું મૂળ સૂત્ર ગણાતું હોય તો ઉપર કહેલાં સત્તાનાં ત્રણ સ્થૂલમાંથી કયું સ્થૂલ સત્તાની જીંદગીને લંબાવી શકે છે તે તપાસીએ.

લશ્કરનું જોર લોકોમાં ભય ઉત્પન્ન કરે છે. અને સદા ભયમાં રહેનારી પ્રજા, એ ભયમાંથી મુક્ત થવા ઇચ્છે છે. એ મુક્ત થના-

રાઓનું માનસ, રાજાના નાશની પ્રભુ પાસે સતત અભ્યર્થના કર્યાં કરે છે. અને એ અભ્યર્થનાની તીવ્રતામાંથી પ્રભુને અવતાર લેવો પડે છે. જેનું આવું હીંદુ માનસ હોય તે તો એમજ ઇચ્છે છે, કે દરેક રાજા, પ્રજાના શાપમાંથી દૂર રહે.

પ્રજાની સેવા કરીને જે અધીશ સ્થાયી થવા ઇચ્છે છે, તે તેની સદ્‌ભાવના છે ખરી, પરંતુ પ્રજા કરતાં અધીશ વધારે સાધનવાળા અને વિચાર સામગ્રીવાળા હોવાથી સેવાને મોટું સ્વરૂપ આપીને પ્રજાની વિરૂદ્ધ પોતે લાભ મેળવવાના પ્રયત્નો પણ કરી બેસે છે. સત્તાની આંખ અંધ છે એટલે માનસ, સેવાભાવી હોવા છતાં એ સેવાનો અર્થ પ્રજા કેવો કરે છે તે સત્તા દેખી શકતી નથી. અને એ સેવામાં જ્યારે લોકો સ્વાર્થની ગંધ દેખે છે ત્યારે લશ્કરી બળવાળા રાજાની સામે જેમ બંડ થાય છે તેમ સેવાનો ખોટો ડોળ બતાવવાવાળા રાજાઓની સામે—જો કે બંડખોર ઉભા થતા નથી પણ અધીશનો ડોળ ખુલ્લો પાડનારા—વિચારકો ઉભા થાય છે. જે વિચારકો રાજાના ખરા સ્વરૂપને પ્રજામાં ઉઘાડું પાડે છે. અને તેને લીધે સત્તાધીશ અને રક્ષાયલા—જે રાજ્યનાં બે અંગ છે તેની—વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય છે. અને પ્રજાનું વૈમનસ્ય એટલે રાજાનું પતન એ સિદ્ધાંત ખોટો નથી. એટલા માટે સુદૃઢ રાજ્ય ઇચ્છિનારે સેવાભાવનાનું સ્વરૂપ પણ ખૂબ વિચારીને સમજી લેવું જોઇશે.

સત્તાના સ્થાયીપણાનો ત્રીજો સ્તંભ, સત્તાની ન્યાયવૃત્તિ માટે પ્રજામાં મોટું માન ઉત્પન્ન કરવાની જરૂરીઆતનો છે. પ્રજાવર્ગની વૃત્તિઓના પરસ્પર વિરોધનો ન્યાય—બરાબર ન્યાયપુરઃસર—થાય છે ત્યારે પ્રજામાં તે રાજા વિષે જે માનબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેને લીધે રાજાને જે આશીષો અપાય છે અથવા તેની હયાતી હંમેશાં ઇચ્છાય છે તેવી માનબુદ્ધિ અને ભાવના, લશ્કરી બળના ભયને લીધે તાબે રહેવાની જરૂરીઆતને લીધે જે તાબેદારીની ભાવના રાખવી પડે છે તેના કરતાં વધારે કીંમતી છે. અને જેટલી એની કીંમત વધારે તેટલો ન્યાયવૃત્તિના ડોળમાં ભય વધારે.

પણ પછી કમનસીબે બને છે તેમ ન્યાયવૃત્તિ માટે વિશ્વાસ બેસાડનારા શાહોમાં પણ ઘણા કાળની સત્તાના ઉપભોગમાંથી એવી

કોઇ અજાયબ દુર્વૃત્તિ પેસી જાય છે કે ન્યાયને નામે અને ન્યાયના ઢોંગ નીચે, પોતાના લાભના કાયદાઓ કરીને એ ન્યાયી રાજ્ય કાયદાઓથી રાજ્ય કરનારૂં બની જાય છે. એને એમ સમજાય છે કે લોકો આપણા કાયદા બાંધનારા અધિકારીઓના જેવા સમજુ અને સુચતુર ન હોવાથી કાયદાઓના આપણા શબ્દ લાઘવમાં જે કાંઈ લુચ્ચાઇ ભરી છે તેને સમજી શકશે નહીં. અને આપણાથી આપણો લાભ યથેચ્છ મેળવી શકાશે.

મનુષ્ય સ્વભાવમાં એક બહુ મોટી વિચિત્રતા છે. અને તે એ છે કે જોરથી તાબે રહેવાનું એ પસંદ કરે છે. પોતાની સેવા થતી હોય અને તેમાં કદી કોઈ વખત પોતે છેતરાઈ જતો હોય તો પણ મનુષ્ય, થઇ ગયેલી સેવાને યાદ કરી કરીને તાબે રહેવાને ના પાડતો નથી. પણ જ્યારે ન્યાયવૃત્તિના ઉપર મદાર રાખનાર નૃપેન્દ્રો પ્રજામાં એવી ભાવના કરે છે કે ન્યાયને નામે સત્તા પોતાનો સ્વાર્થ સાધે છે ત્યારે પ્રજાને જાણે મૂર્ખ માનતો હોય એમ તેને થઈ જાય છે. અને મનુષ્યસ્વભાવ પોતાની બેવકુફીને કબૂલ કરવાને તૈયાર નથી. એટલે પ્રજામાં એવી ભાવના ધીમે ધીમે ફેલાતી જાય છે કે ન્યાયના આ પોશાક નીચે ઘમંડ છે. આખી પ્રજા બેવકુફીનો અભિશાપ લેવા તૈયાર થતી નથી. અને તેથી નરેશોને વાપરવાની ઉપરની ત્રણ નીતિમાંથી ન્યાયને નામે અન્યાય કરવાની નીતિવાળા નરેશો ઉપર તો પ્રજા, બીજાં બે ધોરણને અનુસરનારા નૃપો કરતાં સવિશેષ ઝેરની વૃત્તિવાળી થાય છે. અમૃતમાંથી અમૃત અને ઝેરમાંથી ઝેર. એ તો જેવું વૃક્ષ તેવાં ફળ એ નિયમને અનુસાર પ્રજામાં તેવા ભાવો ઉઠે છે. અને પ્રજાનો જેવો ભાવ તેવી અધીશની જીંદગીની હયાતી.

× × ×

રાજ્ય એટલે રાજા અને પ્રજા બન્ને મળીને થયેલી સંસ્થા. પ્રજાથી માન પામીને શોભતી વ્યક્તિ તે રાજા.

રક્ષણમાં અને પ્રજોન્નતિનાં કામોમાં રાજાને જે ધન અને સત્તા જોઇએ તે ખુશીથી અને ભક્તિથી આપનાર તે પ્રજા.

પ્રજોન્નતિનાં કામોથી વિશેષ ધન લેનાર અને પોતાની સત્તા લોકસંગ્રહ માટે જોઇએ તે કરતાં, પોતાના સ્વાર્થ માટે વિશેષત:

પ્રજા ઉપર નાંખનાર તે લુંટારાઓ. અને પોતાનું શુભ તથા હિત શેમાં છે તે ન સમજી શકે એવા અભણ લોકો, સારા રાજાને પણ જોઈતો કર અને જોઇતું સ્વામીત્વ ન આપી શકે તે ખંડખોરો.

વ્યાવહારિક દાખલો લઇએ તો કોઇપણ જાન એક ગામથી બીજે ગામ જતી હોય ત્યારે લુંટાઈ જાય નહીં એટલા માટે જે હથીઆરબંધ વળાવાઓ વરનો બાપ જાનની સાથે લે છે તે રક્ષણ કરનારાઓ છે. જાનની સાથે તેઓ સહભોજન કરે છે. અને વરના બાપ પાસેથી એ સેવાના બદલામાં વળાવાની રકમ મેળવે છે અને જાનનું બધું કાર્ય પુરૂં થઇ રહે ત્યાં સુધી જે સેવા આ વળાવાઓ આપે છે અને તેના બદલામાં તેઓ ખુશી રહે એટલું વળાવું અને વળાવીઆ જાણે જાનનાં જ માણસો હોય એવો વર્તાવ જે જાન કરે છે એ એટલી મુદતનું વળાવીઆઓનું રાજત્વ છે. તેઓ રક્ષણ કરનાર છે અને જાન રક્ષાયેલું ટોળું છે. રસ્તામાં જતા ધાડપાડુઓ જાન ઉપર પડે અને જાનને પરાણે લુંટે તથા વળાવીઆઓને મારી નાંખે અને બધી જાનનું સર્વસ્વ જે જાન ખુશીથી આપી દેવા તૈયાર હોતી નથી તે લઈ લે તો એ સત્તા શારીરિક સત્તા છતાં ધાડપાડુના નામથી સંબોધવા યોગ્ય છે. એજ લુંટારાઓ જો વળાવીઆનો ધંધો કરતા હોય તો તેની ગણતરી રક્ષણ કરનાર સીપાઈમાં થાય. વરના બાપ પાસેથી વળાવીઆઓને પણ પૈસા મળે છે અને લુંટારાઓને પણ પૈસા મળે છે. પણ એક વળાવીઓ કહેવાય છે. બીજો લુંટારો.

આ નાના જેવા વ્યાવહારિક દાખલામાંથી ખરો સાર લઇએ તો એ નીકળે કે જેઓ રક્ષણ કરનારા વળાવીઆની પદ્ધતિએ લોકની સલામતી જાળવે છે. અને પ્રજાથી માન પામે છે તેઓ ખરા રાજાઓ છે. ને એ રાજાની પદવીમાં પ્રજાનું રક્ષણ છે, એવા ભાનથી એ રાજાને ટકાવી રાખવામાં લોકો શક્તિ પ્રમાણે સ્વાર્પણ કરે છે. અને રક્ષનારને દેવની પેઠે પુજે છે. એવો રાજા એ, હીંદના માનસ પ્રમાણે રામરાજ્યનો રાજા છે.

લોકોનું એટલું પોતાનું. લોકો એટલે ચૂસવાની ગાય. સત્તા એટલે અન્યાયને પણ ન્યાય જોવાની દૃષ્ટિ. "હું" શબ્દમાં જીંદગાનીનો બધો સાર અને "તું" શબ્દની હયાતીનું અભાન—એ બધા ધાડપાડુઓની પંક્તિમાં આવે. એ રાવણ રાજ્ય ગણાય.

આ લખવાનો સાર એ છે કે જે શાહો, પાદશાહો કે નરેશોને પોતાના સ્થાયીપણાના પાયા ઉંડા નાંખવા હોય તેણે વળાવીઆઓની વૃત્તિએ પ્રજાની સેવા કરવી. જેઓને રાજ્યના સ્થાયીપણામાં નહીં પણ પોતાની જીંદગીમાં યથેચ્છ વર્તન ઉપર ભાન હોય અને “ આપ મુઆ પછી ડૂબ ગઈ દુનિયા ” એ સૂત્રના જેઓ ભક્ત હોય તેઓએ પોતાનાં બાળકોને પોતાનો વારસો મળવાની આશા છોડી દેવી. ગમે તેટલી સત્તા ભોગવવા છતાં પણ દરેક સત્તાધીશે જે એક વાત અંતરથી સમજવાની છે તે એ છે કે પ્રજાની સીધી કે માર્મિક કબુલાત વગર રાજસત્તા લાંબા કાળ માટે ભોગવી શકાતી નથી. આ સિદ્ધાંત જગતનાં બધાં રાજ્યોના ઇતિહાસમાંથી સ્પષ્ટ તરી આવે છે.

એકનું રાજ્ય બીજાના હાથમાં આવે છે, ત્યારે બીજો એમ સમજે છે કે જેના હાથમાંથી આ રાજ્ય પડાવી લેવામાં આવ્યું છે, તે રાજ્યની પ્રજા જો તેનાથી બરખીલાફ અને અભક્ત માનસવાળી હોત નહી તો તરવાર, બેયોનેટ કે બંદુકના જોરથી લીધેલું રાજ્ય, તે જીતાયેલી પ્રજા પોતાની ભક્તિ કે પોતાના ઉપરનું સ્વામીત્વ એ બીજાને લાંબા વખત સુધી ભોગવવા દેત નહીં.

યુરોપનો તાજો ઇતિહાસ જુઓ જર્મનીને યુરોપનાં બીજાં રાજ્યોએ હરાવ્યું તે આપી ન શકે એટલા ધનનો એના ઉપર દંડ નાંખ્યો તદ્દન હારી ગયેલુ છતાં, જર્મનીના ભાગ પાડીને યુરોપનાં બીજાં રાજ્યો તેના સ્વામી બની શક્યાં નહીં. અને વિશેષમાં તો એ કે અત્યારે તો જર્મની આખા પ્રજાસંઘની સામે થઇ શકે છે. એ બધું કૈસરના બળના યોગથી નહીં, હીન્ડનબર્ગ કે હીટલરની લશ્કરની બીકથી નહી પણ સમગ્ર જર્મન પ્રજાના માનસની ધાસ્તીથી. અને અંદર અંદરના અવિશ્વાસથી ગભરાઇને એટલે રાજા સત્તાધીશ છતાં અંતિમ સ્થિતિમાં તો પ્રજાનું જ સ્વામીત્વ સિદ્ધ થાય છે.

પ્રજાને સ્વામીની તો જરૂર જ છે. પછી તે વંશપરંપરા ઉતરતી ગાદીનો ધણી હોય, પ્રજાએ પસંદ કરેલો પ્રેસીડેન્ટ હોય કે પ્રજાના માનસને પોતાની આત્મભોગની જીંદગીથી વશ કરી થયેલો ડીક્ટેટર હોય. પરંતુ પ્રજા માત્રને રક્ષણને માટે અને તેનું હિત જાળવે

એટલા માટે તથા પ્રજાવર્ગમાં અજ્ઞાનતાને બદલે અંધાધુંધી ન પ્રવર્તે એવું શાસન મેળવી આપવા માટે કોઈ અધીશની તો આવશ્યકતા જ છે. પણ એ અધીશ પ્રજાના માનસમાંથી જન્મ પામેલો છે, એ ભાન જ્યારે તે ભુલે છે ત્યારે પ્રજા પોતાનું કામ કરવા માટે બીજા બાળકને જન્મ આપે છે. પિતા સાથે અને કુટુંબમાં જે જનવ્યવહાર ચાલે છે એવો વ્યવહાર રાજા અને પ્રજા વચ્ચે ચાલે ત્યારે રાજ્યનું સ્થાયીપણું રહે. પિતા અને બાળકોને જે ગૃહસુખ રહે છે તેમ રાજા અને પ્રજા વચ્ચે રાજ્ય સુખ રહે છે. એથી વિરૂદ્ધ એ બધું ઉંધું. એથી વિરૂદ્ધ તે બન્ને પક્ષના નાશનું કારણ. એથી વિરૂદ્ધ તે સ્વાર્થાંધતા અને તેમાંથી ઉત્પન્ન થતો વિનાશ. પણ એ વિનાશમાં સૌથી વધારે ગેરલાભ થાય છે તે સત્તા વ્યકિત છે. તે વ્યકિત નાશ પામી શકે છે પણ પ્રજાનું અસ્તિત્વ કોઈ મટાડી શકતું નથી. માણસો મરી જાય છે, પણ પ્રજાની પરંપરાનો ચાલતો ઝરો કોઇથી સુકવાઇ શકતો નથી. સુકવાઇ શકશે નહીં. પ્રભુનાં બાળકોનો નાશ કોઈ સત્તા કરી શકતી નથી. અને કરી શકવાના અભિમાનવાળો દરેક સત્તાધીશ એ બાળકોના કોપમાં અલોપ થઇ ગયો છે, એમ ઇતિહાસનું પાનેપાનું કહી રહ્યું છે. છતાં સત્તાને એનું ભાન કેમ નહીં થતું હોય વારૂ ? પ્રજામાંના ખોટા ખંડખોરોને આ વાતનું સ્મરણ કેમ નહીં રહેતું હોય વારૂ ? આવી સ્થિતિ અને આવું અજ્ઞાન એ અફસોસનું કારણ નથી ?

આ માસિકનું નામ “ દેશીરાજ્ય ” રાખવામાં આવ્યું છે. પણ આવાં માસિકો, સામાન્ય રાજનીતિ પછી તે પાદશાહની હોય, શહેનશાહની હોય કે દેશી રાજ્યના નરેશની હોય એ વિશે પણ ચર્ચા કરે છે. રાજ્યોમાં રાજા અને પ્રજા, એ બેની વચ્ચે રહેવો જોઇતો સંબંધ જેને આપણે રાજનીતિ કહીએ છીએ, તે સંબંધી પણ આ માસિક પોતાના વિચારો આપે છે. એટલે આવો કોઇ વિષય, માત્ર દેશીરાજાઓ સંબંધી જ લખાયેલ છે એમ સમજવાનું નથી. રાજનીતિના ધોરણ ઉપર પણ ઘણા ખરા વિચારો દર્શાવાય છે.

તા. ૧૨-૬-’૩૪.



# જામશ્રી રણજીતસિંહનું ખેદજનક અવસાન.

હીંદના નૃપતિ મંડળમાંથી એક નૃપરત્ન ચાલ્યું ગયું. મર્હુમ જામમહારાજને એકલું હીંદુસ્તાન જ નહીં પણ આખું પશ્ચિમ ઓળખતું હતું. એની શક્તિ, બુદ્ધિમાં અને ખેલમાં જગજાહેર હતી. રાજાઓમાં પ્રાયશઃ હીંમત તો હોય છે કેમકે એઓ સત્તાના અધીશ છે. પણ એ હીંમતના પ્રદર્શનમાં એમને એટલું બધું ખોવાનું પણ હોય છે કે ઘણા થોડાઓ જાહેર પ્રશ્નોને ખુલ્લી રીતે ચર્ચે. હૃદયની આવી હીંમતમાં જામમહારાજ અદ્વિતીય રાજા હતા. ભાષાનો વિવેક, મનની ઉદારતા, લાક્ષણિક ગૃહસ્થાઈ અને જે કામ હાથમાં લે તેને ઝુંબેશથી પાર પાડવાની ખંત એ બધા એ નામદારના જાહેર ગુણો હતા. કાઠીઆવાડમાં તો શું પણ હીંદના બીજા ભાગોમાં પણ એમના જેવા શકિત અને સરલતાના એક સરખા મિશ્રણવાળા ઘણા જ થોડા નૃપતિઓ આપણે જોશું.

મહારાજ રણજીતસિહજીના અવસાનથી આખા કાઠીઆવાડ પ્રાંતને મોટી ખોટ પડી છે. જામનગરનું તેજ હણાયું છે. પૈસા સંબંધી દુઃખી માણસોનો ઉદાર હાથ આજે બંધ થઇ ગયો. રાજકીય રીતે મુશ્કેલીમાં કોઇ હોય તો પોતાથી બનતી મદદ કરવા તેઓ તત્પર હતા. જગતનો એવો સ્વભાવ છે, કે માણસની હયાતીમાં માણસનું ખરૂં સ્વરૂપ કોઇ પારખી શકતું નથી. ગયા પછી ઘણા ગુણો આગળ તરી આવે છે તેમ જામ રણજીતસિહના સંબંધમાં સર્વને લાગ્યા વિના રહેશે નહિ.

અવસાન પછીનો શોક લાંબાં વર્ણનથી પ્રદર્શીત થતો નથી. એ તો હૃદયની લાગણીઓનો વિષય છે. એટલે અમે એ સંબંધમાં

લાંબું લખી શકતા નથી. જે ક્ષેત્રમાં એઓ નામદાર પડ્યા હતા તે દરેક ક્ષેત્રમાં એમના નામ પ્રમાણે " **રણ-જીત** " હતા, એ સર્વમાન્ય વાત છે.

જામનગરની ભવ્યતા એમની જગ્યાએ આવનાર જામ મહારાજ એવીને એવી દીપાવે એવી મર્હુમ મહારાજા સાહેબની પસંદગી છે. શોકની દીલસોજી અમારા તરફથી પાઠવતાં અમે હાલના જામ મહારાજ પોતાના પિતાને પગલે ચાલીને જામનગરનું નામ ઉજ્વલ રાખે એમ ઇચ્છીએ છીએ.

એપ્રિલ, '૩૩.



# પ્રશ્નમાળા—જવાબ.

( પ્રશ્નમાળા* શુભેચ્છાથી ઉત્પન્ન થઇ છે પણ અનુભવથી સિંચાયેલ નથી. )

૧. કાઠિયાવાડની વર્તમાન દશા જોતાં, કાઠિયાવાડનુ ભાવી આપ કેવુ કલ્પો છો ? અને આપની મનોસૃષ્ટિ અને આદર્શ સૃષ્ટિ મુજબ, આપ આપની આ પ્રિય માતૃભૂમિનુ કેવુ ભાવી માગો છો ? તેમજ એ નિશાને પહોચવા આપ શા શા માર્ગો અને ઉપાયો સૂચવો છો ?

૧. જગત પ્રગતિ તરફ જ ચાલ્યું જાય છે, અને એ રીતે કાઠિયાવાડના ભાવિ માટે મને સારી આશા છે. હાલ જે ઉણપો હશે તે ધીમે ધીમે સુધરતી જશે તે વિષે મને શંકા નથી. કેમકે ભૂતકાળની ઘણી ત્રુટીઓ મેં મારા જીવનના પરિઘમાં સુધરેલી અને સુધરતી જતી જોઇ છે.

કોઇપણ દેશની સારી સ્થિતિનો આધાર તેમાં વસતા લોકોની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી ઉપર રાખે છે. એટલે એ ત્રણે જાતની કેળવણીના પ્રચાર માટે પ્રયત્નો થવા જોઇએ. એ તરફ પ્રથમ રાજ્યની, બીજે દરજ્જે કુટુંબના વડાની, અને ત્રીજે દરજ્જે લોકસંસ્થાની નજરની જરૂર છે.

૨. કાઠિયાવાડની પ્રજાને તેના રાજતંત્રમા કેટલે અંશે હિસ્સેદાર બનાવવા આપ ઇચ્છો ? દુનિયામા પ્રવર્તતા અનેક પ્રકારનાં રાજતંત્રોમાંથી કાઠિયાવાડના શુભ અર્થે આપ કયા રાજતંત્રને આવકાર-

૨. જેટલે દરજ્જે કુટુંબનાં માણસોને કૌટુંબિક વ્યવહારમાં સ્થાન છે તેટલે દરજ્જે.

કાઠિયાવાડના શુભ અર્થે હું આપણને પરિચિત એવું નરેશાધિપત્ય તંત્ર

* સૌરાષ્ટ્ર પ્રશ્નમાળા.

દાયક લેખો છો? અને એ રાજતંત્ર અત્યારેજ દાખલ ન કરી શકાય? તો વહેલામાં વહેલું ક્યારે કરી શકાય? તેને માટે રાજા અને પ્રજાને તૈયાર કરવા શી શી પ્રાથમિક પ્રવૃત્તિઓ જોઇએ?

(Monarchical) પસંદ કરૂં છું. આ તંત્રની સફળતા માટે જે પ્રાથમિક પ્રવૃત્તિની જરૂર છે તે એ છે કે રાજાઓનું શિક્ષણ, પ્રજાપાલનને માટે જે ગુણો જોઇએ તે દરેક રાજપુત્રમાં આવે એવી રીતે ગોઠવાવું જોઇએ; અને પ્રજાકીય કેળવણી એ ધોરણ ઉપર રચાવી જોઇએ કે જે, વ્યકિતસ્વાતંત્ર્યના વિચારની સાથે સારાસાર વિચારશકિત ખીલવે, ગુરૂ અને સદાધિકાર તરફ વિવેકબુદ્ધિ ખીલવે, અને બીજાઓની ફરજ તરફ ધ્યાન ખેંચવાની વૃત્તિ પહેલાં, પોતાની ફરજો તરફ વધારે સદૃષ્ટિ ખીલવે.

૩. નાના મોટા, સારા નરસા, હકુમતી અને બીનહકુમતી ૧૬૯ રાજ્યોમા ટુકડા ટુકડા ગઇ ગયેલો કાઠિયાવાડ એક અને અખંડ, સશક્ત અને સમૃદ્ધ બને એ માટે કયા પગલા આપને આવશ્યક લાગે છે? કે નાના નાના અસંખ્ય રાજ્યો એ ગૂચજ નથી?

૩. સારૂં રાજ્ય શી રીતે ચલાવી શકાય એ ખ્યાલ સર્વ રાજાએ એક સરખી રીતે માન્ય કરવો જોઇએ. અને ધોરણ માન્ય થયા પછી રાજ્યનીતિ તે પ્રમાણે ઘડાવી જોઇએ. એ રીતે રાજ્ય પોતાનું શુભ કરી શકે છે. અને એવા વિચારવાળાં નાનાં મોટાં બધાં રાજ્યો થાય તો તેઓ સાથે મળીને એ સમગ્ર સંસ્થાનું ભેળું શુભ શી રીતે થઈ શકે તે વિચારી શકે છે. આવો સુધારો થવામાં મુશ્કેલીઓ હોવાથી જ માત્ર આપણી પરિચિત એવી રાજ્યસંસ્થાને તોડી તેને બદલે નવી ઇંટ મૂકવાના પ્રયત્નની સફળતા ઉતાવળે માની લેવા જેવી નથી. એક શહેરમાં વસતાં ઘણાં કુંટુંબો એ ઘણાંજ નાનાં પણ અંશરૂપ સ્વતંત્ર ગૃહરાજ્યો છે. અને છતાં

મોટાં શહેરો એનાથી બંધાઇ એક નામ ધારણ કરે છે, તેમ કાઠિયાવાડ જુદાં જુદાં રાજ્યોને અંગે કરી શકે એવો આશાવંત હું છું.

૪. આપ રાજસંસ્થાના પક્ષકાર છો? આપ રાજાઓમા ઈશ્વરી અધિકારમા માનો છો? રાજ્ય એ રાજાને વારસામા મળેલી મિલ્કત છે અને રાજ્યનો ખજાનો એ રાજાની ઈચ્છા અનુસાર ખર્ચાવાજ જોઈએ એમ આપ માનો છો? એમ આપ ન માનતા હો તો રાજ્યમા રાજાની શી સ્થિતિ હોવાનું આપ માનો છો?

૪. હા, હું રાજસંસ્થાનો પક્ષકાર છું. ઇશ્વરના જેવા રાજાઓ હોય તો હું રાજાઓના ઇશ્વરી અધિકારમાં માનું છું. પ્રભુ સાર્વભૌમ ઇશ્વર છતાં દરેક વ્યક્તિને સ્વતંત્ર રહેવા દે છે, અને શિક્ષા કરે છે તે અનિવાર્ય છતાં, પાપના પ્રમાણમાં હોય છે. અને એ અધિકાર પદ્ધતિ અને શાસનપદ્ધતિ જનસમૂહ આખાને સર્વમાન્ય છે. પ્રભુના એ ગુણને અનુસરીને વર્તનાર નરેશની સત્તાને હું ઈશ્વરી અધિકાર જેવી સમજું છું. એ પદથી જેટલે દરજ્જે એ વિમુખ હોય તેટલે દરજ્જે એ ઇશ્વરી અધિકાર નહિ. પ્રભુથી વિમુખ થઇ પતન થયેલા પહેલા ફિરસ્તાની સત્તા ઈશ્વરદત્ત છતાં તે ઇશ્વરીય નથી તેમ. ટુંકામાં ઇશ્વરી અંશ માનવાવાળાઓએ પ્રથમ, ગુણમાં ઇશ્વરાંશની ઇચ્છા રાખવી જોઇએ. મનુષ્ય સ્વભાવ જોતાં આ આદર્શની સફળતા ઘણા વરસોને અનુભવે અસંભવિત સાબિત કરી છે એટલે રાજાની સત્તા ઇશ્વરાંશ ગણવાની ખોટી આશા અને માન્યતા હવે છોડી દેવી જોઇએ.

રાજ્ય એ રાજાને વારસામાં મળેલી મિલ્કત નહિ પણ વારસામાં મળેલી મોટી જવાબદારી છે. અને એનો

ખજાનો એ રાજાની ઇચ્છાનુસાર ખર્ચ-વાનો ખાનગી ખજાનો નહિ પણ જનસમાજની સાથે સૌ સૌની યોગ્યતા પ્રમાણે ભોગવવાની વસ્તુ છે એમ હું માનું છું. એનો માત્ર સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ એ ગેરસમજણ કહેવાય.

રાજ્યમાં રાજાની સ્થિતિ ઘરમાં પિતાના જેવી છે.

૫. રાજાઓના રાજ્યકાર્યમા અગર રાજ્યવહિવટમા બ્રિટિશ સરકારની દરમ્યાનગીરી ઇષ્ટ હોવાનું આપ માનો છો ? જો ઈષ્ટ માનતા હો તો, તે કેવા પ્રકારની અને કઇ હદ સુધીની ? કેવા સંજોગોમા રાજા એ દરમ્યાનગીરી માગે અને સરકાર આપે ? અને કેવા સંજોગોમા પ્રજા માગે અને તે તેને મળે ? બીનદરમ્યાનગીરીમા આપ માનતા હો તો તે કેવી રીતે ? રાજા પ્રજા પોતપોતાની અ દરઅંદર ઠીક લાગે તેમ પતાવી લ્યે અને જ્યા સુધી બાજુના રાજ્યને કે સરકારને કાંઇ અસર ન થાય ત્યાસુધી કોઈ વચમાં ન પડે; એ પ્રકારની બીનદરમ્યાનગીરીમાં આપ માનો છો ?

૫. રાજ્યમાં સરકારની દરમિયાનગીરી ઇષ્ટ નથી. અને હાલ સરકારે એ વાત જાહેર કરી છે. રાજા જ્યારે એવી દરમિયાનગીરી ન હોવી જોઇએ એમ માને છે ત્યારે તેણે એવી દરમિયાનગીરી માગવી અને સરકારે આપવી એ ખોટું છે. જો રાજાને તે માગવાની છૂટ હોય તો પ્રજાને તે માગવાની છૂટ ઉભી થાય છે. દરમિયાનગીરીનો સવાલ બહુ ઝીણી નજરથી જોવા જેવો છે. મનુષ્ય સ્વભાવ જોતાં આજ સુધીમાં એવી કોઈ સત્તા જોવામાં આવી નથી કે જે બહારની કોઇપણ દરમિયાનગીરી ન હોય તો નિષ્પક્ષપાતપણે વર્તી શકે. આ ભયને લીધે જ ધર્મગુરૂઓએ ઇશ્વરનો ભય રાજા ઉપર રાખેલો. ધર્મવૃત્તિઓ જ્યારે રાજાઓમાં ઓછી થઇ ત્યારે ચાના પ્યાલામાં ઝેરની ટીપું અને રાજદ્રોહીની કટાર જન્મ પામ્યાં. અન્યાયની સામે બ્હારવટાંનો ઉપાય દાખલ થયો. અને બ્હારવટાંના ત્રાસને અટકાવવાની જરૂર જણાઇ ત્યારે સરકારે બાંહેધરી આપી કે અન્યાયથી મુંઝા-

એલાઓએ અરજ કરવાથી ન્યાય મળશે. એ બાંહેધરીએ દરમિયાનગીરીનું રૂપ પકડયું. એટલે કેટલીક જગ્યાએ અન્યાયો અટકાવવાને અને કયાંક કયાંક વગર અન્યાયે પણ દખલગીરી થવા લાગી; અને હાલ છે, તેમ બીનદરમિયાનગીરીનું તંત્ર માન્ય રહ્યું. મુશ્કેલીઓ ઉભી થાય છે તેમ તેમ મનુષ્ય સ્વભાવ તેના ઉપાયો શોધે છે અને યોજે છે. પણ મૂળ રોગ તરફ ધ્યાન રહેતું નથી. મૂળ રોગ તો એ છે કે સ્વતંત્ર સત્તા, ઉપરના કે બહારના કોઇ ભય સિવાય સીધી ચાલી શકતી નથી, એવો એનો પ્રકૃતિ જન્ય ગુણ છે. આ કેળવણીના જમાનામાં બહારનો એ ભય બેજ રીતે મેળવી શકાય તેમ છે. યા તો પ્રજામતનું (સત્તાનું નહીં) પ્રાબલ્ય. અથવા તો સાર્વભૌમ નરેશની સલ્લાહ પદ્ધતિ. જ્યાં આ બેમાંથી એકેનો સ્વીકાર થાય નહીં ત્યાં બ્હારવટું કે તોફાન થવાનો સંભવ છે. રાજ્યક્રાંતિઓ ઇતિહાસમાં આ જ પ્રમાણે થઇ છે. રાજાઓ પાસે પસંદગી માટે બે જ રસ્તા છે. યા તો પ્રજામાં પોતે ઉત્પન્ન કરેલું માન ખોવાનો ભય, અથવા તો થયેલી ભુલને સુધારવાને અપાયેલી સામ્રાટની સલાહનો ભય. હું રાજા હોઉં તો પહેલી પદ્ધતિને પસંદ કરૂં. કારણ કે એ ભયમાં પ્રેમ અને ભક્તિનો અંશ છે. અને બીજા ભયમાં મોટી સત્તાનું અભિમાન અને એટલે દરજ્જે ભૂલ થવાનો સંભવ છે. પ્રભુના ભયને ન માનનારને પોતાની

પ્રજાનો ભય ઉત્તમ કસોટીરૂપ છે. જેમ એક બાપને પોતાના કુટુંબનાં સંપ ને શાન્તિ માટે કુટુંબના દરેક જણને યોગ્ય રીતે રાજી રાખવાનો ભય રહે છે તેમ.

હા. રાજા પ્રજા પોતાની અંદર અંદર પતાવી લે એવી બીન દરમિયાનગીરીમાં માનું છું.

૬. કાઠિયાવાડની પ્રજાને તેનું અંતર પ્રકટ કરવા અને તેની માગણીઓ જાહેર કરવા કોઈ જાહેર સંસ્થા જોઇએ એમ આપ સ્વીકારો છો? અને રાજા પ્રજાના કલ્યાણની શુભ ઇચ્છાથી જ જન્મ પામેલી અને જીવતી કોઇ પ્રજાસંસ્થાનુ આપની નજરમા કેવું સ્થાન છે? એવી સસ્થા કાઠિયાવાડમા સર્વમાન્ય બને એ આપ ઈચ્છો કે નહી? અને તેનું એવુ સ્થાન સ્થાપવા આપ શી સહાય આપવા તૈયાર છો? કાઠિયાવાડ રાજકીય પરીષદ્ અને કાઠિયાવાડ હિતવર્ધક સભા એ બે સંસ્થાઓને આપ કેવું સ્થાન આપો?

૬. દરેક રાજ્યની પ્રજાને, જેમ રાજ્યની સાથે ભક્તિ અને સંનિષ્ઠાથી વર્તવાની ફરજ છે તેમ તેનું અંતર પ્રકટ કરવા અને તેની માગણી જાહેર કરવાનો જન્મસિદ્ધ હક છે. બહારની પ્રજાની દરમિયાનગીરી એ જોખમ વગરની દરમિયાનગીરી જેવું થાય. અને ઇરાદાપૂર્વક ભલે નહિ, પણ અજાણ્યે પણ, રાજ્યની અંદરની પ્રજાના મોટા ભાગને અનિચ્છનીય રસ્તાઓ પર ઘસડી જાય. એમાં રાજા પ્રજાને બન્નેને જોખમ છે.

રાજા પ્રજાના કલ્યાણની શુભેચ્છાના પાયા ઉપર જન્મેલી કે જન્મતી કોઇપણ રાજ્યની પ્રજાકીય સંસ્થા માટે મારી નજરમાં માનનીય સ્થાન છે.

જ્યાં સુધી પ્રશ્ન ૩ના ઉત્તરમાં કહ્યા પ્રમાણે આખા કાઠિયાવાડના રાજાઓની સંસ્થા બંધાય નહિ ત્યાં સુધી કાઠિયાવાડ આખા માટે કોઇ એવી એક પ્રજાની સંસ્થાની સફળતા માટે મને શંકા છે.

૭. પાચ વર્ષ થયા જન્મેલી કાઠિયાવાડ રાજકીય પરિષદ અને હિતવર્ધક સભાની અત્યારે જે દશા છે તેમાથી તેને બેઠી કરી પ્રાણવંત બનાવવામા આપ મદદ આપવા તૈયાર છો ? શી અને કઈ રીતે મદદ આપશો ? પરિષદની અત્યારની દશા માટે તેનો સૂતરનો મતાધિકાર અને તેના આગેવાનોના મતભેદો કે કર્તવ્યભક્તિનો અભાવ કેટલા જવાબદાર ? પરિષદ્દનું પુનર્જીવન ન થઈ શકે એમ માનતા હો તો બીજો કોઈ માર્ગ સૂચવી શકો છો ? પણ કાઠિયાવાડમાં જાહેરજીવન ન હોય, તેની ત્રીશ લાખ રૈયતને અવાજ ન હોય, એ સ્થિતિ ચલાવી લેવા જેવી આપને લાગે છે ? એ સ્થિતિ મિટાવી, યોગ્ય સ્થિતિ સર્જવા શું કરવું જોઈએ ?

૭. જવાબ ઉપલા બધા ઉત્તરોમાં આવી જાય છે.

૮. કાઠિયાવાડમા અર્ધો રોટલોયે ન મળવાથી કાઠિયાવાડના હજારો પાણીદાર પુત્રો કાઠિયાવાડ ત્યાગી જાય છે; એ પ્રવાહ દેશાવરમાં અવિરત વહ્યા જ કરે છે; એ જોઈ કાઠિયાવાડના મધ્યમ વર્ગને ભરખી રહેલો બીનરોજગારીનો કોયડો કેવી રીતે ઉકેલવો, એ કાંઈ આપને સૂઝે છે ? કાઠિયાવાડના ભૂતલમા અનેકસમૃદ્ધિઓ ભરી છે, કાઠિયાવાડની જમીન ખુબ જ કસદાર છે; એ છતા કાઠિયાવાડનો ખેડુત આટલો કંગાલ, કમતાકાત અને કરજદાર કેમ છે ? કાઠિયાવાડમાં ખેતીનો પાક નવાં સાધનોની સહા-

૮. માણુસ પોતાનું પોષણુ પોતે કરી શકે એવો તેને શક્તિવાન કરવાની ફરજ માબાપ અને રાજ્યની છે. કેળવણી આપીને માબાપની શક્તિ સુધી માબાપે, અને તે ઉપરાંત રાજ્યે કેળવણીમાં મદદ કરવી જોઇએ અને એ રીતે તૈયાર થયેલામાંથી રાજ્ય સેવા માટે બની શકે તેટલાને તેમાં દાખલ કરવા જોઇએ. એ સિવાયનાઓને હુન્નર ઉદ્યોગ અને વેપાર ધંધામાં યોગ્ય મદદ આપવી જોઇએ.

કાઠિયાવાડનો ખેડુત કંગાળ હોવાનું મૂળ કારણુ (૧) ખેતીના જ્ઞાનનું

યથી આજના કરતા અનેકગણો વધી શકે, ખેડુતનું દ્રવ્ય ખેડુતના હાથમાથી કોઈ ઝુંટવી ન જાય, કાઠિયાવાડમા કેટલાયે નવા નવા હુન્નર ઉદ્યોગ દાખલ કરી ખીલવી શકાય અને કાઠિયાવાડના અમૂલ્ય કુદરતી સાધનોથી વ ચિત દેશોમા પણ તેના દરેક માણસની સરેરાશ માસિક આવક ૬૦–૭૦ રૂપિયા હોય ત્યારે કાઠિયાવાડના માણસની આવક માત્ર રૂપિયો જ હોય એ સ્થિતિ મિટાવવા સંબધમા આપની પાસે શા વિચારો છે ?

અજ્ઞાન, ( ૨ ) કેળવણીની ખામીને લીધે પૈસા ધીરનારનું દબાણ ( ૩ ) સાધનો પુરાં પાડવાની અશક્તિ અને (૪) કેટલેક દરજ્જે આબોહવા જવાબદાર છે. પ્રથમના બેના ઉપાય કેળવણી છે. અને ત્રીજાનો ઉપાય રાજ્ય મદદ છે.

પેટા પ્રશ્નના દરેક મુદ્દા ઉપર જુદો નિબંધ લખી શકાય તેમ છે જેને માટે અહીં જગ્યા નથી. આવા સવાલોનો મૂળ ઉપાય વ્યક્તિગત કેળવણી છે. તેમાં સ્થિતિ સુધારનારે પોતે પ્રથમ પ્રયત્ન કરવાનો છે, અને રાજ્યે મદદ કરવાની છે.

૯. પ્રચ ડકાય કાઠિયાવાડી દિવસે દિવસે માયકાંગલો બનતો જાય છે; દિવસે દિવસે તેનુ ખમીર ખુટતું જાય છે, એ સામે આપ કયો પ્રતિકાર સૂચવો છો ? ઠેર ઠેર અખાડાઓની સ્થાપના અને એવા શરીરવિકાસ અર્થે પ્રવૃત્તિ કરતા યુવાનમંડળો જેવી કોઈ યોજના આપ પસંદ કરો છો? તેને પગભર કરવા આપ શી સાહાય આપો ?

૯. પ્રશ્ન પૂછનારે પોતે જ તેના છેવટના ભાગમાં જવાબ આપ્યો છે તે મારે માન્ય છે. તેને પગભર કરવા માગવામાં આવે ત્યારે .યોગ્ય સહાય હું આપું અને સ્કુલમાં કસરતશાળાઓ કાઢું કે.જે દરેક રાજ્યમાં છે એમ હું માનું છું.

૧૦. કાઠિયાવાડનો કોઇ પણ પ્રજાજન પ્રાથમિક શિક્ષણથી વ-ચિત ન રહે એ અર્થે આપ પ્રાથમિક શિક્ષણ ફરજીયાત અને મફત પસંદ કરો છો ? શિક્ષણના આપની પાસે કાંઇ આદર્શો છે ? આજના શિક્ષણમાં ક્યા ક્યા સુધારાઓ સૂચવો છો ? પ્રાથમિક,

૧૦. આ સંબંધમાં મારા વિચારોનું Pamphlet સને ૧૯૦૮ માં મેં લખ્યું હતું તે આ સાથે છે.

માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ પૂરૂં કરી તૈયાર થયેલા કાઠિયાવાડીઓને માટે કાઠિયાવાડમા કયુ ક્ષેત્ર આપ સૂચવો છો? તેમાથી આગળ અભ્યાસ ઇચ્છતા તેજસ્વી જુવાનોને યુરોપ અને અમેરિકામા જુદા જુદા ઔદ્યોગિક અભ્યાસક્રમો શીખવા મોકલી તેમને હાથે કાઠિયાવાડના હુન્નર ઉદ્યોગની ખીલાવટ કરાવવી એ વસ્તુ આપને કેટલી અગત્યની લાગે છે? એ દિશામા આપ શુ કરી શકો છો?

૧૧. આપણા ગામડાઓની આજે જે દશા છે, તેમાથી ગામડીયાને ઉંચો લેવા આપ ગામડાઓના પુનરોદ્ધારની શી યોજના આપો છો? ગામડીયો પ્રાથમિક શિક્ષણ પામે, તેને પીવાને સ્વચ્છ પાણી અને ખાવાને સારો ખોરાક મળે, તેની માંદગીમા તેને દવા-દાક્તરની સગવડ હોય, તેની નજર પુસ્તકાલયો અને પત્રો દ્વારા વિશાળ બને, તેના મુખ્ય રોજગાર ખેતીના સંબંધમા તેને પ્રાથમિક જ્ઞાન હોય, શહેરની પીળી ટોપી કે ધોળો પોશાક તેને દબડાવી લૂંટે છે એમાંથી ઉગારવા તેના માનવ તરિકેના પ્રાથમિક અધિકારનુ તેને જ્ઞાન હોય; એવી એવી પ્રાથમિક વસ્તુઓ ગામડામાં પહેલી તકે દાખલ કરવી જ જોઇએ, એ પ્રકારની માન્યતા સાથે આપ સંમત છો? અગર કયા અને કેટલા જૂદા પડો છો? જેટલુ કરવા જેવું લાગે તેટલું કઈ રીતે કરવું?

૧૧. ગામડાઓના પુનરોદ્ધાર માટે જુની પદ્ધતિએ ગ્રામ્ય પંચાયત દાખલ કરવી એ યોજના છે.

હા.

પ્રાથમિક શિક્ષણની શાળાઓ બન્યા પ્રમાણે ગામડાઓમાં કાઢવી અને ત્યાં ગ્રામ્ય પંચાયત દાખલ કરવામાં આવી હોય તો તેની વ્યવસ્થા તેને સોંપવી. કે જેથી પોતાને હાથે ચાલતી સંસ્થાના અભિમાનને લીધે ગામડાના લોકો પોતાના છોકરાને ત્યાં મોકલવાને પ્રેરાય.

સ્વચ્છ પાણી માટેના લોકોના પ્રયત્નને રાજ્યે ટેકો આપીને પાણીનું સાધન કરી આપવું જોઇએ. ખાવાને ખોરાક પૂરતો અને સારો મળે તે માટે તો દરેક કુટુંબે યોગક્ષેમ યોજવાનો પ્રયત્ન કરવો જોઇએ અને ખેડુને સામાન્યરીતે જરૂરીયાત છે તેવી કરકસરની ટેવ પાડવી જોઇએ. ફરજીયાત ગરીબી એ કરકસર નથી.

દવાદારૂ માટે બની શકયા પ્રમાણે ફરતી દવાશાળાની ગોઠવણ કરવી. ગ્રામ્ય પં-ચાયત હશે ત્યાં ચોરે વર્તમાન પત્રો વાંચી શકાય. દરેક ખેડુતને વ્યક્તિગત શોખ ઉત્પન્ન થવાને કે વખત મળવાને હજુ તો વર્ષો જોઇશે. ગામડાની સ્કુલોમાં ખેતીના જ્ઞાનના પદાર્થપાઠો શીખવવા જોઇએ.

૧૨. આપ ભાગબટાઇની પદ્ધતિ સ્વિકારો છો કે વિઘોટીની? તેને માટે આપના કારણો આપ કહેશો?

૧૨. ધોરણ તરીકે ભાગ બટાઇની પદ્ધતિ હું વધારે પસંદ કરૂં છું. કારણ એ છે કે લેનાર દેનાર બેયને સારા નરસા બન્ને વખતમાં યોગ્ય ન્યાય આપે છે. ક્રિયામાં વિઘોટી એટલા માટે પસંદ થયેલી લાગે છે કે વિઘોટીનો વહીવટ સહેલો છે. અને અપ્રામાણિકતાને એમાં અવકાશ થોડો છે. દરેક ગામને ગ્રામ્ય પંચાયત થઇ ગઇ હોય અને ગામ પોતે પોતાનો વહીવટ કરી દરબારને રાજ્યની વિઘોટી ભરી દે અને ગામ પોતાનો બીજો બધો ગ્રામ્ય વહીવટ વગર દરમિયાનગીરીએ કરી લે એવી કોઇ પદ્ધતિ લોકોને સમજાવી તેની સહાનુભૂતિથી થઇ શકે તો તે કરવા જેવું છે.

૧૩. રાજ્યોના ભાયાતો અને ગરાસદારોનો પ્રશ્ન વિકરાળ બનતો જાય છે, તેનો ઉકેલ આપ બતાવો છો? તેમની દશાનું નિવારણ સૂચવી શકશો? પેઢીઓ પૂર્વે વડવાએ કરેલા પરાક્રમોના પરિપાક રૂપે મળેલા ગરાસ ભાયાતો ખાસ પરિ-

૧૩. આવી બાબતમાં યોગ્ય કેળ-વણી જ ઉપાય છે.

શ્રમ વિના ખાધા કરે અને તેમના અજ્ઞાનજન્ય અનાચારમા તેમની રૈયતને પીડયા કરે, એ સ્થિતિનો ઉપાય આપને સૂઝે છે?

૧૪. નીમુચાણાની હત્યાકાંડ રૂપે કેટલીક વખત પ્રગટ થતા સ્વેચ્છાચારોના શા પરિણામ આપ કલ્પો છો?

૧૪. કોઇપણ સ્વેચ્છાચારના પરિણામને માટે કલ્પનાશક્તિને ખેંચવાની જરૂર નથી. ફળ અફસોસકારક જ હોય

૧૫. જેની માટીમાથી આ કાયા બંધાઇ છે અને જેના ધનધાન્યથી તે પોષાય છે, તે માતૃભૂમિને કાજે, તેમજ પ્રભુએ જેમને આપણા સાથી તરિકે આપણી સાથમા મૂક્યા છે તે બાધવોને અર્થે, કંઇક સ્વલ્પ સેવા યે કરી, આ નાની જીન્દગી કૃતાર્થ કરવાના આપે કાંઇ અભિલાષ યોજ્યા છે? તે શા છે? અને શી રીતે તેમને આચરણની દુનિયામા ઉતારશો?

૧૫. દરેક અધિકારીએ ઘણું કરીને અભિલાષ યોજ્યા હોય છે. અને તે તેની જીંદગીમાંથી દેખાઇ આવે છે.

લખાવ્યા
તા. ૧૮–૯–૨૫.



# ખેડુતો ઉપરના કરજનો પ્રશ્ન.

## એક વિવેચન.

૧. હીંદુસ્તાનમાં ૭૦ થી ૭૫ ટકા સુધી જમીન ખેડી પોતાનું ગુજરાન ચલાવનાર ખેડુતોની વસ્તી છે. હીંદુ, મુસલમાન, શીખ અને કેટલેક ઠેકાણે તો પારસીઓ પણ એ ખેડુત વર્ગમાં આવી ગયા છે. ધર્મમાં જુદાં જુદાં ટોળાં છે પણ એ બધાંઓની એકતા કૃષિકારના ધંધામાં થઈ જાય છે. ધૂળ ધમીને ગુજરાન ચલાવનાર એ વર્ગ જે જે દેશમાં છે તે તે દેશમાં એમની આર્થિક સ્થિતિ ઘણીજ ગરીબ અને દયા ઉપજાવે એવી હોય છે. હીંદુસ્તાનનો ખેડુત વર્ગ બહુ કંગાળ સ્થિતિમાં છે. અને જો કે હીંદુસ્તાનના પ્રાંતોની દરેક સરકાર અને સુધરેલાં રાજ્યનો દરેક મંત્રી ખેડુતોની સ્થિતિ સુધારવા બાબતમાં ભાષણો કર્યા કરે છે અને શબ્દ માત્રથી એ વર્ગને સંતોષવાની અભિલાષાઓ સેવી રહ્યા છે, તો પણ એ ઉપચારોથી ખેડુતોનું દળદર ભાંગ્યું નથી. ખેડુવર્ગ દયાને પાત્ર છે એમ બધા કહે છે.

૨. અમને લાગે છે કે એ વર્ગ રાજ્યની જાહોજલાલીના પાયા છે. રાજ્યની મૂળ અને સ્થાયી ઉપજ જમીન મહેસુલની છે, જે આ ખેડુવર્ગ પુરી પાડે છે. એટલે એ દૃષ્ટિએ દયાનો વિચાર એક બાજુએ રાખીને સ્વાર્થની ખાતર પણ એ વર્ગને સબળ અને પોતાનું ગુજરાન સુખથી ચલાવી શકે એવો કરવામાં રાજ્યનું મોટું હિત સમાયેલું છે. એને મદદ કરવી એ રાજ્યને સુદૃઢ કરવા બરાબર છે. એમની આર્થિક સ્થિતિ સારી કરવી એ રાજ્યની તીજોરીને ભરપુર રાખવા બરાબર છે. એમને સશક્ત કરવામાં રાજ્યની શકિત જળવાઈ રહે છે. વસ્તીના મોટા ભાગનો સંતોષ

એ રાજ્યના સ્થાયીપણાનું ચિહ્ન છે. ૭૦ થી ૮૦ ટકા જેટલી રૈયત દુર્બળ હોય એવા દેશને બહુ ભય રાખવાનું કારણ છે. સારાં વર્ષમાં પણ એને ગુજરાનનાં સાંસા હોય તો નઠારા વર્ષમાં એમની શી સ્થિતિ થાય એ વિચાર રાજ્યે ખાસ કરીને કરવાનો છે. કેમકે રાજ્યની ફરજ લોક રક્ષણની છે. અને દુષ્કાળમાં અનાજને અભાવે લોકો મરી જાય તે છતાં રાજ્ય રક્ષણ કરી શકે નહીં એનું કારણ એ છે કે એટલો મોટો વસ્તીનો ભાગ, રાજ્ય પોતાના ભંડારોમાંથી નાણાં ખરચીને કે અનાજ આપીને ઉગારી શકે નહીં. પરિણામ એ આવે કે લોકમાં અસંતોષ ફેલાય. અને તેથી રાજ્યના પાયા ડગે. પણ તત્કાળ ગેરલાભ તો એ થાય છે, કે બીજું વર્ષ સારૂં આવે તો પણ ખેતીનાં સાધનોના અભાવે, વાવવાનાં બીયાંના અભાવે દુર્બળ થઇ ગયેલાં શરીરને લીધે, ખેતી કરવાની અશકિતને લીધે, સારાં વર્ષમાં પણ જોઈએ એવી ખેડ નહીં થઇ શકવાથી રાજ્યની તીજોરીમાં વિઘોટીના પૈસા આવી શકે નહીં. રાજ્યનું માનસ પણ કમનસીબે એવું થઈ જાય છે, કે વાર્ષિક ખરચ પૂરતી ઉપજ ન આવે તો લોકો ઉપર વિઘોટી માટે સખત તાકીદ થાય છે. ભાર વહન ન થઇ શકે એટલો ભાર ગાડામાં ભર્યો હોય અને બળદો દુર્બળ હોય તો હાંકનાર જેમ બળદોનાં પૂંછડાં મરડી ગાડું હંકાર્યે જાય છે, તેમ રાજ્ય સત્તાના અધિકારીઓ દુબળા ખેડુતોને વિઘોટી માટે હેરાન કરે છે. એ જેને નેત્રો છે, તે જોઇ શકે છે અને એ છતા ગરીબોની કોને પડી છે ?

૩. રાજ્ય ક્રાંતિના મૂળમાં પ્રજાનો અસંતોષ છે. પ્રજાનો સંતોષ જનસમાજના જીવનની પૂરતી સામગ્રી ઉપર આધાર રાખે છે. જે રાજ્યમાં પ્રજાને રક્ષણ ન હોય કે જે રાજ્યમાં પેટ ભરી પૂરતું ખાવાનુ સાધન કે ઋતુ પ્રમાણે શરીરને ઢાંકવાને વસ્ત્ર ન હોય તે રાજ્ય ગમે તેટલાં લશ્કર બળથી સબળ હોય તો પણ એની જીંદગી ભયમાં છે, એમ ઇતિહાસ પર દૃષ્ટિ કરનાર સુજ્ઞ અભ્યાસીને લાગ્યા વગર રહેશે નહીં.

૪. હીંદના ખેડુતની અત્યારે કેવી દશા છે ? એનું ચિત્ર આલેખીને એમની દશાનું ભાન કરાવવાની આવશ્યકતા નથી. બે પગે ચાલતો દરેક માણસ ખેડુતોની દશાને સમજી શકે છે. હીંદના ચારે

ખુણામાંથી એ લોકો માટે જરૂર કાંઇ કરવું જોઇએ એવા અવાજો આવ્યા કરે છે. રાજ્યે પ્રજા ખાતર નહીં તો પોતાના સ્વાર્થ ખાતર એમની સ્થિતિ સુધારવી જોઇએ. હંમેશાં ગાયને દોયા જ કરવી અને તેને પૂરતું ખાણુ, ખડ કે ખોરાક આપવાં નહીં તેમાં જેટલી બેવકુફી છે એના કરતાં વધારે ગેરસમજ ધૂળ ધમીને સરકાર દરબારને સોનું રૂપું આપનાર ખેડુતોનાં ચામડાં અને હાડકાં એક રહી શકે એવો પ્રયત્ન ન કરવામાં છે.

૫. ઉપરના વિચારોમાં કાંઈ તથ્યતા હોય તો પછી સર્વાનુમતે એમ ઠરે છે, કે ખેડુતોની જીંદગી સુખરૂપ ચાલે અને રાજ્યની આબાદીના એ મૂળને પૂર્ણ પોષણ મળે એવા કાંઈ ઉપાય તુરત શોધી કાઢવાની જરૂર છે. એમ કરવાની જરૂરીઆત માટે બધે વાતો થઇ રહી છે. વર્તમાન પત્રોમાં તે વિષયમાં ઘણાં લખાણો લખાય છે દરેક પ્રાંતની ધારાસભામાં, લોક તરફથી ચુંટાયેલા સભાસદો અને પ્રાંતના મુખ્ય અધિકારી ગવર્નરો તથા વાઈસરોય સુધાં ખેડુતોની સ્થિતિના સંબંધી વારંવાર બોલ્યાજ કરે છે અને છતાં ખરા ઉપાયો થતા નથી એ ખેદની વાત છે.

૬. ગરીબાઇમાંથી રાજ્યને મોટામાં મોટો ભય ઉત્પન્ન થાય છે, એ મૂળ વાત વિચાર કરીને પચાવી લેવા જેવી છે. કહેવામા આવે છે કે હીંદમાં અને પૃથ્વીના બીજા દેશોમાં એશિયામાંથી સામ્યવાદના વિચારો ફેલાવવામા આવે છે. અને સ્વાતંત્ર્યના ખોટા વિચારો તથા રાજ્ય અને મુડીવાદને નાબુદ કરવાના પ્રવાહો ફેલાવવામાં આવે છે. આ વાતમાં વખતે કાંઈક સત્ય પણ હશે. પણ તોફાનના આ બધા પ્રવાહોનું સ્થાન ગરીબાઈમાં છે.

૭ લોકો સુખમાં રહી શકે એવા સમૃદ્ધ હોય તો બીજાના ભમાવવાથી કાયદા અને રાજ્ય આજ્ઞાથી વિરૂદ્ધ થાય એવો મનુષ્ય સ્વભાવ હોય એમ અમે માનતા નથી. જો કોઇ દેશમાં ખેડુવર્ગ કર આપવાથી નારાજ હોય અને એ કર ઉઘરાવતાં કેદ કે લાકડી ખાવા તૈયાર હોય તો એમ સમજવું જોઇએ કે એ વર્ગ બહુ ગરીબ છે. અને પોતાની જવાબદારી ઉપાડવાને અશક્ત છે. કર ન ભરવાની ઝુંબેશને પરિણામે એનાં ખેતીનાં સાધનો, ખેતરો, એનાં

ઢોર ઢાંખરો એ બધું સરકાર કે દરબારને સ્વાધીન થશે તે એ પુરેપુરૂં સમજે છે. એને કેદ મળશે અને કુટુંબ તથા છોકરાંથી વિખુટાં પડવું પડશે તે પણ સમજે છે. એ એટલા બધા મોટા આત્મભોગો છે, કે કર ભરવાની શકિત હોય તો ઉપર કહ્યું તે બધું જોખમ વહોરતાં તેને ત્રાસ થાય એવો એ ગરીબ છે. જેઓ આર્થિક સ્થિતિમાં ગરીબ હોય તેઓ સ્વભાવમાં પણ ગરીબ હોય છે.

૮. બની શકે ત્યાં સુધી દરબારી કરજમાંથી છૂટવા માટે એ ઘણે મોટે વ્યાજે પૈસાદાર લોકો પાસેથી પૈસા લે છે. અને એ વ્યાજમાં ડુબી જતાં એ નથી દરબારને પૈસા આપી શકતો કે નથી વેપારીને પૈસા આપી શકતો. આપી ન શકવાની આવી સ્થિતિમાં માણસ આવી પડે છે ત્યારે એનું માનસ વિહ્વલ થઈ જાય છે. અને એ વિહ્વલતામાં એ કાયદાને તુચ્છકારવાના વિચારો ઉપર આવી બેસે છે.

૯. દરેક રાજ્યમાં જેમ આર્થિક દુ:ખો હોય છે, તેમ રાજકીય દુ:ખો પણ કેટલાંક કારણથી ઉભાં થાય છે. સત્તાના ઘણા ગુણો વચ્ચે પ્રજાના માનસને ઉશ્કેરી મૂકવાનો એક અવગુણ પણ હોય છે. એને લીધે દરેક દેશમાં અજ્ઞાની અને રાજકીય વાતમાં નહીં સમજનારા રૈયતના મોટા ભાગને, એની ગરીબ સ્થિતિનો લાભ લઈને, રાજ્ય વિરૂદ્ધ ચળવળ કરનારાઓ, ખેડુત વર્ગને રાજ્યની સામા થવાને ઉશ્કેરે છે. અને ભુખે મરતો માણસ એ પ્રલોભનમાં લોભાઈ જાય તો એમાં એની અજ્ઞાનતાનો વાંક નહીં પણ એના કંગાલીયતપણાનો વાંક છે.

૧૦. ખેડુતોની સ્થિતિની સુધારણા સંબંધી લખતાં ઉપર પ્રમાણે માનસશાસ્ત્રનું તત્વજ્ઞાન કરવાની કાંઇ જરૂરીઆત ન હતી, એ અમને માન્ય છે. પરંતુ ભયના ભાન વગર કે ખરા સ્વાર્થ તરફ ધ્યાન ખેંચ્યા વગર સાધારણ રીતે શકય એવા પ્રચારો કે ઉપાયો કરવા તરફ માણસનું કે સત્તાનું મન સહેજ લાગતું નથી. એટલા માટે પ્રજાની ગરીબાઈમાં કેટલો ભય છે તે બતાવવાનો સાદા શબ્દોમાં પ્રયત્ન કર્યો છે.

૧૧. જ્યારે એ વાત કબૂલ છે, કે ખેડુત વર્ગની સ્થિતિ સુધારવી જોઈએ ત્યારે હવે તે કયા ઉપાયોથી સુધરી શકે તેનો એક અખતરો નાના સરખા ભાવનગર રાજ્યે કરીને સાંગોપાંગ પાર ઉતાર્યો છે, તેનું થોડું ધ્યાન કરીએ. એવી ઇચ્છાથી કે જો એ અખતરામાં બીજાં કોઈ રાજ્યોને એનું અનુકરણ કરવાનું મન થાય તો તેઓને સાહિત્ય સહેલાઇથી સાધ્ય બની શકે.

૧૨. ભાવનગરનું રાજ્ય, ૧૯૧૯ ના કમનસીબ બનાવે સગીર વહીવટ નીચે આવ્યું હતું. મર્હુમ મહારાજા ભાવસિંહજીની કારકીર્દિનાં ૨૪ વર્ષો–દુષ્કાળનાં નબળાં વર્ષો હોઈ–શરૂઆતથીજ રાજ્ય ઉપરની કરજદારીને પહોંચી વળવામાં ગયાં હતાં. અને છતાં એમની દૃઢતા, પ્રજા ઉપરની એમની પ્રીતિ, ખરચાળ નહીં એવું જીવન, સાદી જીંદગી, મદ્યપાનથી અલગ રહેવાપણું, એક પત્નીવ્રતનો અડગ નિર્ણય અને અધિકારીઓને પસંદ કરવામાં ચાતુર્ય, એ બધા ગુણોને લીધે ભાવનગરને એમણે ભાવનાના નગર જેવું પોતાના અંતકાળ સુધી ટકાવી રાખ્યું હતું.

૧૩. ભાવનગરમાં જ્યારે સગીર વહીવટ સ્થપાયો ત્યારે બાળ મહારાજાની ઉંમર માત્ર સાડા સાત વર્ષની હતી. ૧૧–૧૨ વર્ષ લાંબો સગીર વહીવટ હતો. સગીર વહીવટની એ જવાબદારી મર્હુમ મહારાજાના એક જુના સેવક અને મિત્ર ઉપર સરકારે નાંખી અને હીંદી પ્રધાનની કૌંસીલમાંથી બોલાવીને રાજ્યનો કારભાર અને મર્હુમ મહારાજાનાં બાળકોની કેળવણી અને સંભાળ પણ એમને સુપ્રત થઇ. સગીર વહીવટ કૌંસીલથી ચલાવવામાં આવતો હતો. એટલે રાજ્યનાં બધાં ખાતાંઓ કૌંસીલના સભ્યો વચ્ચે વહેંચાઈ ગયાં હતાં. ખેડુતને લગતું જે ખાતું હતું–તે વસુલાતી ખાતું વાઇસ પ્રેસીડેન્ટના હાથમાં હતું, જેઓ સરકારના રાજદ્વારી ખાતામાંથી નીમાતા હતા. એવા ત્રણ અધિકારીઓ એ બાર વર્ષમાં આવી ગયા. આખી રાજ્યવ્યવસ્થા સુખરૂપ ચાલતી દેખાતી હતી.

૧૪. એક મિત્રના કામની વચમાં કારણ વગર બીજા સભ્યે પડવું નહીં એ સુસિદ્ધાંતનો અહીં બરાબર અમલ થતો હતો.

આઠેક વર્ષ આ પ્રમાણે ચાલ્યા પછી કૌંસીલના પ્રેસીડેન્ટને ડીસ્ટ્રીક્ટમાં જતાં માલમ પડ્યું કે ખેડુતોના ઉપર રાજ્યની વિઘોટીના પાછલી બાકીના ૬૦ લાખ રૂપીઆ લેણા ચડી ગયેલા હતા. વાર્ષિક વિઘોટી ૨૭ લાખની અને પાછલી બાકીનું કરજ ૬૦ લાખનું એ હકીકત જાણવામાં આવી ત્યારે આખી જવાબદારી પ્રેસીડેન્ટની હોવાથી, આનો ઉકેલ જેમ બને તેમ તુરત કરવા યોગ્ય છે એમ એમને લાગ્યું. ડીસ્ટ્રીક્ટના અધિકારીને સાથે લઇને ગામડાંઓમાં જઇ કણબીઓનાં ઝુંપડાં તપાસવામાં આવ્યાં હતાં. ફાંટા તુટાં લુગડાં, સાજા નહીં એવા શણના ખાટલા અને પાણી ભરવાને માટીના વાસણો સિવાય એ ખેડુતોના ઘરમાં કીંમત ઉપજે એવી કોઇ વસ્તુ જોવામાં આવી નહીં. એ સ્થિતિમાં વિઘોટી તેઓ કેમ ભરી શકે એવો પ્રશ્ન વહીવટદારને પૂછતાં જવાબ મળ્યો કે "વેપારીઓ પાસેથી તેઓ વ્યાજે પૈસા લઇ શકે છે. અને દરબારની વિઘોટી આપી શકે છે." ગામડાંમાં હંમેશાં બે ત્રણ નાના પૈસા ધીરનાર કરતાં વધારે હોતા નથી. દરેક ઠેકાણે એવા ધીરનારને બોલાવામાં આવ્યા અને અમુક ખેડુત પાસે એનું કેટલું લેણું છે તે પૂછવામાં આવતાં જણાયું કે જે ખેડુત માત્ર ૨૫–૩૦ રૂપીઆ દર વરસે વિઘોટીના ભરતો હોય તેના ઉપર ૫૦૦–૧૦૦૦ રૂપીઆનું વાણીઆનું કરજ હોય કે જેના ઉપર સેંકડે ૨૦ થી ૨૫ ટકા વ્યાજ એટલે દરવરસે ૨૫૦ રૂપીઆ વ્યાજ હોય. ૨૦ થી ૨૫ રૂપીઆ વઘોટી ભરનાર માણસ ૨૫૦ રૂપીઆ વ્યાજના શી રીતે ભરી શકે તે દરેક માણસ સમજી શકે તેવી વાત છે. કોઇપણ રાજ્યના ખેડુતની આવી સ્થિતિ લાંબો વખત ચાલી શકે નહી, એ છતાં ઘણા રાજ્યોના લોકોની આ સ્થિતિ છે, અને તે ગાડું હજી પણ ગબડયા કરે છે તે કેમ થતુ હશે, તે આશ્ચર્યની વાત છે. પણ આ સ્થિતિમાં મોટો ભય છે, તે ભાન ભાવનગરને તુરત થયું. અને ગામડાંઓમાંથી તુરત મુખ્ય શહેરમાં આવીને, ત્યાં હકીકત રજુ કરવામા આવી. જેને પરિણામે ,૬૦ લાખમાંથી ૩૩ લાખની મોટી રકમ એક હુકમથી માંડી વાળવામાં આવી. અને બાકીના ૨૭ લાખ રૂપીઆ વરસો વરસની વિઘોટી સાથે નાની નાની રકમો પ્રમાણે બની શકયા પ્રમાણે ઉઘરાવી લેવાનો પ્રબંધ કરવામાં આવ્યો.

૧૫. ખેડુતો ઉપરનું રાજ્યનું કરજ આ પ્રમાણે ઘણું ઓછું થયું એથી ખેડુત ઉપરનો ભાર ઉતર્યો ખરો. પણ રાજ્યના કરતાં પણ વધારે, લેણીયાતોના કરજના દબાણમાં ખેડુતો દટાયેલા હતા. અને તેમાંથી કોઇ પ્રકારે એની મુક્તિ થાય નહીં ત્યાં સુધી લોકો રોટલા ભેળા થાય નહીં અને દરબાર વિઘોટી ભેળા થાય નહીં એ વાત સ્પષ્ટ હતી.

૧૬. પ્રેસીડેન્ટે એક ખેડુતના ખાનગી ખર્ચનો અંદાજ કાઢવા માટે એક કમિટી નીમી અને દીવાન બહાદુર ત્રિભુવનદાસ જેઓ ખેડુતની જીંદગીના ખૂબ અનુભવવાળા છે, એમણે તેનું પ્રમુખપદ સ્વીકાર્યું. વસુલાતી અધિકારી અને સર ન્યાયાધીશ એ કમિટીના મેંબર થયા. અને હોશિઆર હીસાબ તપાસનારાઓની સાથે એ મંડળે ભાવનગરનાં ગામડાંઓના ખેડુતોનું એકંદર કરજ કેટલું હતું તેનો અંદાજ કાઢયો. વેપારીઓ કેટલું વ્યાજ લેતા હતા અને કરજના બોજામાં ખેડુતો કેમ ઉતરતા જતા હતા તેનો પણ તપાસ કર્યો. એ કમિટીનો રિપોર્ટ આવ્યા પછી એ બધા કરજમાંથી એ વર્ગને મુક્ત કરવાની યોજના ઘડાઈ. એ યોજના કૌંસીલના પ્રેસીડેન્ટના આગ્રહનું પરિણામ હતું. ખેડુત અને વેપારીને સમજાવીને સમાધાનીથી ખેડુતના કરજનો નિકાલ કરવાનું નીચેના ધોરણ ઉપર ઠર્યું.

૧. ખેડુતોને ખરેખરી જે રકમ ધીરાઇ હોય તેના ઉપર સેંકડે ૧૨ ટકાનું સાદું વ્યાજ આપવું.

૨. રૂપીઆના ચાર કે પાંચ આના જેટલી રકમ અપાવીને એ કરજ માંડી વળાવવું.

૩. ખેડુતની વાર્ષિક વિઘોટી હોય તેથી ત્રણગણી રકમ કરતાં કરજ પતાવવાની રકમ વધારે હોવી જોઇએ નહીં.

૪. દરેક ખેડુત પાસેથી ઉપલા નિયમ પ્રમાણે જે રકમ આપવાની ઠરે તે દરબારે, તુરત વેપારીને આપી દેવી. અને ખેડુત પાસેથી એ ધીરેલી રકમ ઉપર ચાર ટકા પ્રમાણે વ્યાજ લેવું.

૫. જે મહાલ કે તપ્પાને આ ધોરણે પોતાની માંડવાળ કરવી હોય તે તપ્પો કે મહાલના લોકો એકસંપ થઇ અરજી કરે તો કમિટીઓ માર્ફતે એના હીસાબો તપાસાઇ કરજ ચુકવી આપવાનું ધોરણ રાખ્યું છે.

૧૭. ઉપરની કલમોને આધારે એ બાબતનો ધારો પસાર કરવામાં આવ્યો. અને પ્રથમ એ ધારા પ્રમાણે આખા લીલીયા પરગણાએ લાભ લેવા માટે અરજી કરી. અને ખેડુતો તથા વેપારીઓની સંમતિથી લીલીયા પરગણાનું કરજ ચુકતે ચુકવી આપવામાં આવ્યું.

૧૮. એક પરગણામાં સહેલાઇથી આ પ્રમાણે થઇ ગયું તેથી તેનો ચેપ આખા રાજ્યમાં લાગ્યો. અને જો કે કોઇ વેપારીને તેના ચોપડામાં લખેલી બધી રકમ મળી નહીં છતાં, આ સમાધાનથી જે રકમ મળી તેથી ઘણા ખુશી થયા. કારણ કે ચોપડાની રકમ મનસ્વીપણે વધારી દેવામાં આવી હતી, અને કોઇ કાળે એ બધી રકમ મળવાની આશા ન હતી. એટલે જુના હીસાબનો ખીચડો આ રીતે ઉકલી ગયો. અને જે રોકડાં નાણાં હાથમાં આવ્યાં તેમાંથી તે વેપાર કરવા ઉત્તેજાયા લીલીયાનું એકંદર કરજ ૯,૯૮,૩૮૪ રૂપીઆનું હતું, અને તે ૨,૬૩,૭૭૭ રૂપીઆમાં પતી ગયું.

૧૯. ત્યાર પછી ઉમરાળા પરગણું હાથમાં લેવાયું. દરેકનું વિગતવાર વર્ણન થઈ શકે એમ નથી. પણ ટુંકામાં એ કે આખા રાજ્યના ખેડુત વર્ગનું સઘળું કરજ આપતાં ચાર વર્ષ થયાં અને એ ચાર વર્ષ સુધી છ કમિટીઓએ કામ કર્યું. સારે નસીબે એ કમિટીમાં એવા કુશળ અને પ્રામાણિક અધિકારી મળી આવ્યા હતા કે જેમ ન બન્યું હોત તો દરબારની ગમે તેટલી શુભેચ્છા છતાં ખેડુત અને વણિકવર્ગને જે જાતનો સંબંધ આપી શકાયો છે તે મળી આવત નહીં.

૨૦. હીસાબ થયા પછી રૂપીઆ ચુકવતી વખતે ના. બાળ મહારાજા સાહેબ—સત્તા સુપ્રત થયા પહેલાં અને પછી—પણ હાજર રહેતા હતા. અને લોકોનો પ્રેમ એમના ઉપર વરસતો હતો. એ દેખાવ બીજા ઘણાઓએ જોવા જેવો હતો.

૨૧. આખા સંસ્થાનના ખેડુતોનું એકંદર કરજ ૮૬, ૩૮, ૮૭૪ રૂપીઆનું હતું. તે ૨૦,૫૯,૪૭૩ રૂપીઆમાં ભરપાઈ થયું. મૂળ ૮૬ લાખના કરજ ઉપર ૨૫ ટકા પ્રમાણે લોકો દર વરસે ૨૦ લાખ રૂપીઆ જેટલી રકમ વેપારીઓને ભરતા હતા. એટલે એક વરસના વ્યાજની રકમમાં જ એમનું હંમેશાંનું કરજ છુટી ગયું. અને હવે ભાવનગરનો ખેડુતવર્ગ ભારમાંથી પોતાના ખભાઓ નિર્ભર કરી સુખે જીંદગી ગાળી શકે છે.

૨૨. જ્યાં સુધી આ આખી યોજના પુરી થઇ ન હતી ત્યાં સુધી લોકો અને અધિકારી સુધાં આ યોજનાની સફળતા માટે અને આગ્રહ કરી તેને અમલમાં મૂકવામાં પ્રેસીડેન્ટના ડહાપણ ઉપર સર્વ હસતા હતા, તેની બધાને માહીતી છે. હવે એ શંકાઓ દૂર થઇ.

૨૩. આ યોજના હાથમાં હતી ત્યારે એક બે સરકારી પ્રાંતોમાંથી અને બે ચાર મોટાં રાજ્યોમાંથી આને માટે પૃચ્છા થઇ હતી તે વિષે બધું વાંચવું હોય તેણે, ભાવનગરની આ યોજના પુરી થયા પછી એ સંબંધી માહેતી અને પત્ર વ્યવહારનું એક પુસ્તક બીજાં સંસ્થાનોને કામ લાગી શકે એવા ઇરાદાથી બહાર પાડવામાં આવ્યું છે તે વાંચવું.

૨૪. કેટલાકોને એવી શંકા રહેતી હતી કે એક વખત કરજ અપાઈ ગયા પછી કરજમાં પડવાની ટેવવાળો ખેડુતવર્ગ પછી પાછો કરજ કરી બેસશે એ શંકાઓના જવાબ, ઉપર કહેલી ચોપડીમાં આપેલા પત્ર વ્યવહારમાં છે, તે વાંચવા જેવા છે. ભવિષ્યમાં પાછો રોગ થશે એ ભયથી રોગનો ઉપાય જ કરવો નહીં એ ડહાપણ ભરેલું નથી એમ એમાં સ્પષ્ટ કહ્યું છે. પણ તેની સાથે સાથે એ ફરીથી કરજમાં પડે નહીં એના ઉપાયો પણ યોજવામાં આવ્યા છે. તેમાંનો એક એ છે કે ગામડાંઓને જ, લોકોને પસંદ પડે તેવી ગ્રામ્ય પંચાયત આપવી. ગ્રામ્ય પંચાયતના એ નિયમો વાંચવા જેવા છે.

૨૫. આખું ગામ પોતાનું ગ્રામરાજ્ય લોકેચ્છા પ્રમાણે ચલવી શકે એવો તેમાં પ્રબંધ છે. જવાબદારી માત્ર, વાર્ષિક વિઘોટી પોતાની અંદરોઅંદરથી ઉઘરાવીને દરબારને ભરવા પૂરતી છે.

ગામના પોલીસ અને પસાયતાઓ તથા ગામના બીજા નોકરો આખા ગામના અધિકાર નીચે સોંપી દેવામાં આવ્યા છે. દરબાર પગાર આપે, પણ એ પગાર ગામ જ, ગ્રામ્ય પંચાયતના નોકરોને આપશે કે જેથી નોકરોને ભાન રહે કે તેઓ ગામને તાબે છે. નોકરોમાંથી કોઇને રજા આપવી હોય અને નવા નીમવા હોય તેનું સ્વાતંત્ર્ય પણ લોકોને આપવામાં આવ્યું છે. માત્ર એ શરતે કે નવા માણસને રાખવામાં આવે તે પહેલાં તે પોલીસનું કામ કરવાને યોગ્ય છે એવી ખાત્રી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને કરી આપવી જોઇએ.

૨૬. પૈસા સંબંધી દીવાની દાવામાં જે ગામ, ગ્રામ્ય પંચાયત માર્ફત લેણદાર અને દેણદાર વચ્ચે ચુકાદો કરી સમાધાન કરવા ઇચ્છતું હોય તે ગામને એ ગામ માગે એટલી રકમ સુધીના દાવા ચુકવવાની સત્તા આપવામાં આવી છે. તે સત્તા કરતાં વધારે સત્તા, માગવાથી મળી શકે એવી છૂટ છે. અને આપેલી સત્તા પ્રમાણે જે ગામ કરી શકે નહીં તે ગામને તે સત્તા મુકી દેવાની છૂટ પણ આપી છે.

૨૭. ગામમાં કોઈ એવો હરામખોર માણસ હોય કે જેથી આખા ગામના જીવનને દુઃખ થતું હોય તો એવા માણસને ગામમાંથી રજા દેવા સુધાંતની સત્તા આપવામાં આવી છે. પંચાયતના કામની નોંધ અને હીસાબ રાખવા એક હીસાબી કારકુનની જરૂર પડે તો ઠરાવેલા પગાર પ્રમાણે એવો એક કારકુન પણ દરબારશ્રીના પગારે ગામને આપવામાં આવે છે. પણ તે પગાર ગ્રામ્યપંચાયત માર્ફત આપવામાં આવે છે, જેથી એ નાના કારભારીને ગામની તાબેદારીનું ભાન રહે.

૨૮. ટુંકામાં ઉપર પ્રમાણેની ગ્રામ્ય પંચાયત છે. જે જે ગામોને કોઓપરેટીવ સોસાયટી કરવાની ઇચ્છા હોય તેને તે સોસાયટીના નિયમ પ્રમાણે સોસાયટી આપવામાં આવે છે. તથા આખા રાજ્ય માટે કોઓપરેટીવ સોસાયટીનો એક ખાસ અમલદાર નીમવામાં આવે છે. જેની સલાહ અને દેખરેખ નીચે ગ્રામ્ય પંચાયત એ સોસાયટી ચલાવે એવો પ્રબંધ છે.

૨૯. આ બધી ગુંથણી એટલા માટે કરવામાં આવી છે, કે લોકોને જરૂર પડે ત્યારે પૈસા મળી શકે. ગ્રામ્ય પંચાયત માર્ફત

મળી શકે. જેથી આખા ગામની જવાબદારી હોવાથી વિચારીને ધીરી શકાય એટલા જ ધીરે, અને લેનાર પણ આખા ગામને જવાબદાર હોવાથી વિચારીને લે અને બનતી ત્વરાએ પાછા ભરી દે.

૩૦. ગ્રામ્ય પંચાયતના હાથમાં ગામનો વહીવટ હોવાથી ગામ દર વરસે ઇચ્છે તો ખળાંમાંથી–કરજદારના રૂપીઆ ઉપજમાંથી વસુલ કરી શકે છે.

૩૧. કરજ કમિટી જે ધોરણે કામ કરતી હતી એ ધોરણનો જે કાયદો કરવામાં આવ્યો છે તે કાયદો હજી પણ હયાતી ભોગવે છે. એટલે નવું કરજ થશે તો તેનો નિર્ણય પણ એ કાયદાને આધારે થશે, એમ લેણદાર અને દેણદાર બન્નેને ભાન રહેવાથી મોટાં કરજ થવાનો સંભવ રહેતો નથી. કેમકે નાણાં ધીરનાર એ કાયદા પ્રમાણે બહુ સાવચેતીથી નાણાં ધીરશે.

૩૨. આ બધા ઉપાયોની એકંદર અસર એ થવાનો સંભવ છે, કે ભવિષ્યનો ખેડુત, કરજ કરવામાં વધારે સંભાળથી ચાલશે. ઉડાઉ ખર્ચ કરવાથી તે પાછો ખેંચાશે. જરૂરીઆત પ્રમાણે નાણા, કોઓપરેટીવ સોસાયટીમાંથી અને એ નહીં હોય ત્યાં વેપારી પાસેથી તે લઈ શકશે. અને ધીમે ધીમે કરજ વિનાની સ્થિતિના ફાયદાઓ શીખ્યાથી કરજમાંથી દૂર રહેવાને લલચાશે.

૩૩. એક વાત કહેવાની રહી જાય છે અને તે એ છે, કે ઉપર પેરેગ્રાફ ૧૪ માં લખ્યા પ્રમાણે કૌંસીલે જે ૩૩ લાખની પાછલી બાકીની રકમ માંડી વાળી હતી અને ૨૭ લાખ ધીમે ધીમે વસુલ કરવા રાખ્યા હતા તે રકમનો ભાર ખેડુતો ઉપરથી ઉતરી જાય, એવી લાગણી ભરેલી ઈચ્છા નામદાર બાળ મહારાજા સાહેબે ગાદીએ બેઠા પહેલાંજ બતાવી હતી. એટલે એ રકમ માંડી વાળવાને બદલે, ભાવનગરનો ખેડુત વર્ગ પોતાની મેળે પોતામાંથી ઉઘરાવીને તેનો યથેચ્છ ઉપયોગ ગ્રામ્ય સુધારણા, પુસ્તકાલય, ગામડાં ગામડાં વચ્ચે રસ્તા સુધારવામાં, ખેડુતોના છોકરા માટે બોર્ડીંગો કે સ્કોલરશીપની મદદ કરવામાં વાપરવા માટે એનાયત કરવામાં આવી છે. એ રકમ ધીમે ધીમે ભેળી થતી જાય છે. અને તેમાંથી વ્યાજની જે ઉપજ આવે છે તે ઉપજ હાલ તો ખેડુતોએ કેળવણીના કામનાં અને બોર્ડીંગની મદદમાં વાપરવા માંડી છે.

૩૪. આ રીતે નામદાર મહારાજાએ ભાવનગરના ખેડુતને કરજના ભારમાંથી મુક્ત કર્યો છે. બીજાં સંસ્થાનો આ દાખલો લે તો હીંદની સરકારને પણ એ બધા પાઠોમાંથી એવું કરવાનું મન થાય. અને આખા હીંદના ખેડુત વર્ગની સ્થિતિ કરજ વિનાની થાય, તો રાજ્યસત્તા તરફ એની ઉપયોગિતાની લાગણી રહે. અને તેને અંગે હીંદમાંથી સામ્યવાદની હવા દૂર રહે એમ અમને લાગે છે.

૩૫. એમ કહેવામાં આવતું સાંભળ્યું છે, કે ભાવનગરનું નાનું રાજ્ય કરી શકે પણ હીંદ જેવો મોટો પ્રદેશ ન કરી શકે. અમારો ખુલાસો એ છે, કે ભાવનગરનો વિસ્તાર નાનો છે તે સત્ય છે. પણ હીંદના દરેક કલેકટરનો પરિઘ કાંઇ મોટો હોતો નથી. અને કલેકટર એના ભાગનો લગભગ રાજા જેવો છે, એટલે આ યોજના સરકારને પ્રગતિમાં મૂકવી હોય તો એકાદ જીલ્લાના કલેકટરને સોંપી દેવામાં આવે અને તનતોડીને કામ કરવાવાળા, ગાંડી ઝુંબેશવાળા અને કામ હાથમાં લીધું છે માટે પાર પાડવાના આગ્રહવાળા કમિટીના મેંબરોને કામ સોંપવામાં આવે તો ભાવનગરને ધોરણે એકાદ જીલ્લાનું કામ ફતેહમંદીથી થાય. એટલે બીજા જીલ્લાઓ પણ એ રસ્તે દોરાય એવી આશા રહે છે.

૩૬. કોઇ પુછે કે ભાવનગર પાસે તો કરજમાં આપી દેવાના રૂપીઆ તીજોરીમાં હતા. સરકાર પાસે એ છે નહીં. તેનો સાદો, ટુંકો અને સહેલો જવાબ એ છે કે જો કોઈ આખા પ્રાંતના ખેડુત વર્ગને કરજમાંથી મુક્ત કરવાની વાત જાહેર કરવામાં આવે અને તેને માટે રૂપીઆનો અંદાજ કાઢી, ખેડુત કરજ નિવારણ ફંડને નામે એ પ્રાંત એટલી જાહેર લોન કાઢે તો અમને ખાત્રી છે, કે લોકો ઝડપથી એ લોન ઉપાડી લે. અને ખેડુતો પાસેથી ધીમેધીમે એ નાણાં વસુલ કરવામાં સરકારને કોઇ જાતની મુશ્કેલી નડે નહીં. કોઇ દેશી રાજ્ય કરતાં સરકારની વધારે સત્તા છે, વધારે આબરૂ છે, પૈસા પેદા કરવાની સરલતા છે અને પૂરતો અધિકારી વર્ગ છે. માત્ર વિચાર ઉપર આવવાની જરૂરીઆત છે.



# નરેંદ્રમંડળ : એક અવલોકન.

નરેંદ્રમંડળ:—

નરેંદ્રમંડળમાં બધા મળી ૧૨૦ રાજા સાહેબો બીરાજે છે. એમાંથી સ્વતંત્ર રાજકર્તા તરીકે પોતાના હકથી ૧૦૮ સભ્ય થઇ શકે છે અને નાનાં રાજ્યોએ ચુંટી કહાડેલા પ્રતિનિધિ રાજાઓ તરીકે ૧૨ સભ્યો છે. સ્વતંત્ર સભ્યોની સંખ્યામાંથી હૈદ્રાબાદ, મ્હૈસોર, વડોદરા, ઇન્દોર, વગેરેના નરેશો જાતે હાજરી આપી ભાગ લેતા નથી. આ મંડળ ૧૯૧૬ થી ૧૯૨૦ ની સાલ સુધી Informal Conference ને નામે ભરાતું. પણ રાજ્યોને તથા સરકારને એની ઉપયોગિતા સિદ્ધ થવાથી હીંદના બંધારણને અંગે દિલ્હીની ધારાસભાઓમાં આ મંડળને પણ યોગ્ય સ્થાન મળ્યું છે. દર વરસે એક વખત તે ન્યુ દિલ્હીમાં આલીશાન સભા મંડપમાં પોતાને માટે ખાસ બંધાયેલા ભાગમાં મળે છે.

નરેંદ્રમંડળનું બંધારણ:—

નામદાર વાઇસરોય સાહેબ આ સભાના પ્રમુખ છે. અને તેઓ નામદાર ખાસ બેઠકો ( open sessions ) માં હંમેશાં હાજર રહે છે. કોઇ કોઇ વખત ખાસ અગત્યના કામના સબબે વખતે ગેરહાજર રહેવાની જરૂર પડે તો માત્ર થોડીક મીનીટો માટે જ્યારે જાય છે ત્યારે જે નરેશ ચૅન્સેલરની પદવી પર નિયત થએલ હોય તે નરેશ સભાનું પ્રમુખ સ્થાન લે છે. કોઇક જ વખત આમ બને છે. પણ જે એક વાત આ પદ્ધતિમાંથી ઉદ્‌ભવે છે, તે એ છે કે આ આખો પ્રબંધ નરેંદ્રોનો છે અને તે પ્રબંધ, શહેનશાહના પ્રતિનિધિ તરીકે ના. વાઇસરોય ચલાવે છે. કેમકે નરેંદ્રોની આ

સંસ્થાના શીરનરેંદ્ર એ છે. પણ એમની ગેરહાજરીમાં ચૅન્સેલર તરીકે ચુંટાયેલા એક નરેશ એ સ્થાન લઈ શકે છે. એકતાનું આ બહુ અચ્છું સ્વરૂપ છે, અને તે, સાથેસાથે નરેશોના હકનો પણ સ્વીકાર કરે છે.

વાઇસરોય સાહેબ જાહેર બેઠકોના કામકાજના આત્મા છે. ના. વાઇસરોય પછી અગત્યમાં બીજે નંબરે નરેંદ્રમંડળના ચૅન્સેલર મહારાજ આવે. દર વરસે ચુંટણીથી તેઓ નીમાય છે. નરેદ્રમંડળની ખાસ સભાઓમાં Ballot થી ( ચીઠ્ઠીઓથી મત લઈને ) ચુંટણી થાય છે અને જે નરેશને ઝાઝા મતો મળે તે નરેશ ચૅન્સેલર તરીકે જાહેર થાય છે. પછી આખા વરસની બધી પ્રવૃત્તિ તે નામદારના હુકમથી થાય છે. ખાસ બેઠક માટેની તૈયારીઓ એઓ જોગવે છે. જુદાં જુદાં રાજ્યોમાંથી તપાસ કરાવી વરસ આખરે જે બેઠક થવાની હોય તેમાં જે કામ કરવાનુ હોય તે તેઓ ભેળું કરે છે અને વરસ આખરે અગત્યની બાબતો તારવી કાઢી સૂચિપત્ર ( Agenda ) માં નાંખવા માટે તૈયારી કરે છે.

ચૅન્સેલર સાહેબને મદદ કરવા માટે એક પ્રો-ચૅન્સેલરને ચુંટણીની પદ્ધતિથી નીમવામાં આવે છે. કોઇ કાર્ય પ્રસંગે ચૅન્સેલર હીંદુસ્તાનમાંથી ગેરહાજર હોય ત્યારે પ્રો-ચૅન્સેલર એમના વતીનું કામ કરે છે; કે જેમ ૧૯૨૮ માં જ્યારે પતીઆલા મહારાજ બટલર કમિટીના કામને અંગે વિલાયત બીરાજતા હતા ત્યારે બન્યું હતું. એ વખતે ના. અલવર નરેશ ચૅન્સેલરનું કામ કરતા હતા. પણ તે પ્રો-ચૅન્સેલર તરીકે તે વખતે ન હતા. પ્રો-ચૅન્સેલરની જગા તે વખતે ન હતી. પ્રો-ચૅન્સેલરની નીમણુક થઈ તે પહેલાં એવો નિયમ હતો કે ચૅન્સેલરની ચુંટણી વખતે ચૅન્સેલર કરતાં બીજે નંબરે જેના મતો આવે તે નરેશ, ચૅન્સેલરની ગેરહાજરીમાં ચૅન્સેલરનું કામ કરે, એવી યોજના હતી. એ યોજનાને અંગે અલવર નરેશ ૧૯૨૮ માં ચૅન્સેલરને બદલે કામ કરતા હતા. ૧૯૨૯ માં પ્રો-ચૅન્સેલરની પદવી દાખલ થઇ અને કાશ્મીર નરેશ નીમાયા. તેમ આ વખતે પણ એઓ જ નીમાયા છે. એટલે હવેથી ચૅન્સેલરની ગેરહાજરી પ્રો-ચૅન્સેલરથી પુરાશે.

આ ઉપરાંત બીજા પાંચ નરેશો કાર્યવાહક સમિતિ (Standing Committee) ના સભ્યો તરીકે ચુંટાય છે. એ ચુંટણી પણ મતાધિકારની પદ્ધતિએ થાય છે. આખા નરેંદ્રમંડળમાં બીકાનેર નરેશનો અનુભવ, કાર્યદક્ષતા અને કુનેહને લીધે બધા નરેશોનો એમના તરફ સદ્‌ભાવ છે. એટલે દરેક ચુંટણીમાં ચૅન્સેલરને જેટલા મતો મળતા તેથી પણ વધારે મત નરેંદ્રમંડળની કાર્યવાહક સમિતિના પ્રથમ સભ્ય તરીકે તેમને મળતા રહ્યા હતા. આ વર્ષે એ સ્થિતિમાં ફેરફાર થએલો દેખાય છે. તેઓ કાર્યવાહક સમિતિ ઉપર તો છે, પણ પ્રમાણમાં મતોની સંખ્યા ઓછી થાય છે. કાર્યવાહક સમિતિના આ વર્ષના સભ્યો, અનુક્રમે ના. ભોપાલના નવાબ સાહેબ, ના. જામસાહેબ, ના. અલવર મહારાજ, ના. બીકાનેર મહારાજ અને ના ધોળપુર મહારાજ ચુંટાયા છે.

ચૅન્સેલરની ગેરહાજરીમાં જેમ પ્રો-ચૅન્સેલરની વ્યવસ્થા થઇ છે, તેમ નરેંદ્રમંડળની કાર્યવાહક સમિતિના સભ્યોની ગેરહાજરીમાં તેની જગાએ કામ કરી શકે એટલા માટે છ વધારાના સભ્યો Substitute Members ને નીમવામાં આવ્યા છે. જેઓ આ વર્ષને માટે અનુક્રમે આ પ્રમાણે છે:—

૧. ના. ચીફ સાહેબ, સાંગલી.

૨. ના. મહારાજા સાહેબ, જોધપુર.

૩. ના. મહારાજા સાહેબ, રેવા.

૪. ના. મહારાજા સાહેબ, પન્ના.

૫ ના રાજાસાહેબ, સીતામઉ.

૬. ના. રાજસાહેબ, વાંકાનેર.

ઉપલાં પદો (Offices) મંડળનાં મુખ્ય અંગ થયાં. પણ રાજ્ય ચલાવવાને જેમ અધિકારી વર્ગની જરૂર છે તેમ કામો તૈયાર કરવા માટે, સવાલો વિચારી કાઢીને તેના લેખો તૈયાર કરવા માટે, અને હુકમ કરવામાં આવે તે પ્રમાણે અમલ કરવામાં તથા આખા મંડળનું જે કામ થાય તેની વ્યવસ્થિત રીતે નોંધ રાખવા માટે એક અધિકારી મંડળ (Secretariat) નીમવામાં આવ્યું છે.

૧૯૨૯ ની આખર સુધીમાં આવું કોઈ મંડળ સમગ્ર સંસ્થાને માટે નિયત કરવામાં આવ્યું ન હતું જે વખતે જે ચૅન્સેલર હોય તે પોતાના રાજ્યના અધિકારીઓમાં એકને એ કામ સોંપતા હતા આવી મોટી સંસ્થાને માટે મુકરર કરેલ અધિકારી હોય તો એ સંસ્થાને જવાબદારીવાળો મંત્રી મળે અને કામ નિયમિત ચાલે તથા ભવિષ્ય માટેનું દફ્તર ( Records ) બંધાય એ વિચારથી ગયા થોડા માસથી એક જાથુકના પગારદાર સેક્રેટરીની નીમણોક થઇ છે. મી. મગબુલ મહુમદ એ કામ માટે નિમાયા છે. એઓ વયે જુવાન છે. બૅરિસ્ટર છે. પંજાબની ધારાસભાના મુસલમાનો તરફથી ચુંટાયલા સભ્ય છે. તેઓ થોડા વરસથી પતીયાલા નરેશના પોલીટીકલ સેક્રેટરી હતા. અને મી રશબ્રુક વીલીયમ્સ પ્રચારકાર્ય ( Propaganda ) ના કામ માટે ઇંગ્લેંડ ગયા પછી પતીયાલાના પરદેશ ખાતાના મંત્રી ( Foreign Minister ) ની જગા ઉપર હતા. મંડળના કામમાં એમની નીચે બીજા નોકરો એમને મદદ કરે છે. બટલર કમિટીને અંગે એક માણસથી ન થઇ શકે એટલો કામનો બોજો ભરાયો હતો. તે ઉપરથી જુદાં જુદાં રાજ્યોમાંથી અનુભવી દિવાનોને ચુંટી કહાડીને કાર્યની વ્યવસ્થા કરવામાં આવી હતી. જાણવા પ્રમાણે એ કામને માટે ભાવનગર રાજ્યની કૌસીલ ઑફ એડમીનીસ્ટ્રેશનના પ્રેસીડેન્ટ સર પ્રભાશંકર પટ્ટણી, વડોદરાના માજી દીવાન અને હાલ બીકાનેર રાજ્યના દીવાન સર મનુભાઈ મહેતા, ગ્વાલીયર રાજ્યની કૌંસીલ ઓફ રીજંસીના સભ્ય કર્નલ કૈલાસ નારાયણ હક્સર, પતીયાલાના પરદેશ ખાતાના માજી મંત્રી ડૉ. રશબ્રુક વીલીયમ્સ, ભોપાળ રાજ્યના રાજદ્વારી મંત્રી મી. અબ્બાસી, કાશ્મીર રાજ્યના Minister in Attendance મી. વાટલ વગેરે હતા

વિલાયતમાં ૧૯૨૮ માં બટલર કમિટીની બેઠક મળી ત્યારે બીકાનેરના મહારાજા અને સાંગલીના રાજાસાહેબ સિવાય કાર્યવાહક સમિતિના બધા નરેશો વિલાયતમાં હતા તેમની સાથે ઉપર લખેલા બધા પ્રધાનો પણ હતા. કામ કરવાનો મુખ્ય બોજો આ પ્રધાનો ઉપર હતો. નરેશો તંત્રના સંચાલક હતા અને પ્રધાનો કામ કરનારા હતા. લખાણ વગેરેની જોઇતી સહાદતો શોધી કહાડવાનો, જુદાં

જુદાં રાજ્યોમાંથી આવતી ખબરોને વ્યવસ્થિત કરવાનો અને રાજ્યોનો કેસ મજબૂત કરવા માટે દાખલાઓ ભેળા કરવાની મહેનતનો કાર્યવાહીનો ઘણોખરો બોજો કર્નલ કૈલાસ નારાયણ હકસર અને મી. રશબ્રુક વીલીયમ્સ ઉપર હતો. આ કામ બટલર કમિટીના અંગનું હોઇને એક પ્રકારનું ખાસ કામ હતું. અને તેથી તેને Special organization એવું નામ આપવામાં આવ્યું, જેના સંચાલક મુખ્યત્વે કરીને કર્નલ હકસર અને મી. રશબ્રુક હતા. બટલર કમિટીના રિપોર્ટમાં સમાયેલા સવાલોનું છેવટનું નિરાકરણ થાય નહીં ત્યાં સુધી આ Special organizationનું કામ ચાલુ રાખવાની આવશ્યક્તા છે, એટલે આ સાલથી કર્નલ હકસર અને મી. રશબ્રુક વીલીયમ્સને પોતપોતાના રાજ્યમાંથી ફારગ કરીને આ કામ ઉપર નરેંદ્રો તરફથી નીમવામાં આવ્યા છે. કર્નલ હકસરને તો માસિક રૂપીઆ આઠ કે દસ હજારના પગારથી ખાસ ઑફીસર તરીકે બે વર્ષ માટે ગ્વાલીયર રાજ્યમાંથી માગી લઇને રોકવામાં આવ્યા છે. તેમ મી. રશબ્રુકને પણ પતીયાલાના કામમાંથી મુક્ત કરીને ખાસ રોકવામાં આવ્યા છે. પરંતુ તેમનો પગાર ઉદાર પતીયાલા નરેશ પોતાના પદરથી આપે છે. Special organizationને અંગે રાજ્યો તરફથી પ્રચાર કાર્ય ( Propaganda )નું કામ મી. રશબ્રુકને સુપ્રત થયું છે; જેઓ વિલાયતમાં, હીંદમાં અને દેશાવરમા પ્રચાર કાર્યનું, વર્તમાન પત્રોદ્વારા રાજ્યોના ખરા સ્વરૂપની ઓળખાણ કરાવવાનું અને રાજ્યો સંબંધી ચાલતી ગેરસમજુતીને વીખેરી નાંખવાનું કાર્ય કરે છે.

ઉપજ અને ખર્ચ:—

કોઈ પણ કામ ચલાવવાને માટે દ્રવ્યની જરૂર પડે છે. દરેક રાજ્ય ચલાવવાને જેમ ખર્ચની જરૂર છે તેમ સમગ્ર રાજ્યોનું રાજ્ય ચલાવવાને તો ખર્ચની જરૂર પડે તેમાં નવાઈ નથી. કોઈ પણ સંસ્થાનું જીવન તેનો ખર્ચ ભંડોળ છે. નરેંદ્રમંડળનું અત્યારનું ખર્ચ બે પ્રકારનું છે. ( ૧ ) નરેંદ્રમંડળના ચાલુ ખર્ચનું, અને ( ૨ ) ખાસ ચળવળ ( Special organization )ના ખર્ચનું. પહેલા પ્રકારનું ખર્ચ તો દરસાલ બજેટ થઇ સર્વે રાજ્યોમાં ફાળવી નાંખવામાં આવે છે. અને દરેક રાજ્ય તે પછી વિસ્તારમાં ગમે તેટલું મોટું

હોય, ઉપજમાં ગમે તેટલી રકમવાળું હોય, તોપોના માનમાં ગમે તેટલી હેરફેરવાળું હોય, બેઠકની અગ્રતા ( Precedence )માં ગમે તેટલું ઉપર નીચે હોય તો પણ તે પોતાને ફાળે પડતી સરખી રકમ આપે છે. અને આ નિયમનું મૂળ સૂત્ર—ખરેખર જાળવી રાખવા જેવું સૂત્ર—એ છે કે એ બધા એક માળાના સરખા મણકા છે. નરેશો તરીકે એમનું સર્વનું સ્વાતંત્ર્ય સરખું છે. અને એ સરખામણાની નિશાની તરીકે સર્વના સંયુક્ત કામમાં પોતાના વિચારોનો તથા પૈસાનો એઓ સરખો ફાળો આપે છે, એ નિયમ પ્રતિપાદન કરવામાં ખર્ચનો ફાળો સરખી રીતે ઉપર પ્રમાણે બંધાયેલો છે.

પરંતુ ખાસ પ્રચાર કાર્ય (Special organization) નું ખર્ચ એ નિયમે થતું નથી. આ કામ ઘણું ઉપયોગી છે. છતાં એ કામના સ્વરૂપ માટે—જે રીતે એ કરવામાં આવે છે એ માટે, કરનારના કેટલાક વિચારો માટે, સમગ્રના સ્વાર્થમાં સર્વની શુભેચ્છા છતાં એની કાર્યપદ્ધતિ માટે—નરેંદ્રોમાં થોડો ઘણો મતભેદ દેખાયા કરે છે. અને જ્યાં એકમત ન હોય ત્યાં ખર્ચમાં પણ એકમતી થવી મુશ્કેલ છે. આ નિયમે ખાસ ચળવળ કરવાના ખર્ચ માટે આખું નરેંદ્રમંડળ ફાળો આપતું નથી. કેટલાંક રાજ્યોએ સ્વેચ્છાથી પોતાના પદરથી એ માટે ખાસ ફંડ ઉભું કરેલ છે. કયા કયા રાજ્યોએ આમાં શું શું રકમો આપી છે તે જાણવાનુ સાધન જાહેરમાં નથી એટલે આ બાબતના ખબર આપવામા એટલી ઉણપ રહી જશે પણ જાણવામાં આવી શકયા પ્રમાણે ગયા એક વર્ષનું ( ૧ ) એ ખાતાનું, ( ૨ ) વિલાયતમાં કાયદાશાસ્ત્રી વગેરેનું અને ( ૩ ) પ્રચાર કાર્ય ( Propaganda ) વગેરેનું એકંદર ખર્ચ રૂ. ૨૫ લાખ ઉપર થયેલું કહેવાય છે. અને આવતી સાલને માટે આશરે રૂ. ૧૭ લાખ થવાની અટકળ થયાનું જાણવામાં આવ્યું છે. પણ આ ખર્ચ તો બટલર કમિટીના કામનો નિકાલ થઈ જશે એટલે બંધ થશે એમ સૌ કોઇ આશા રાખે છે.

**કામ કરવાની પદ્ધતિ:—**

સેક્રેટરીએટમાં જે કામ જન્મ પામે તે માટેની બધી માહેતી જ્યાંથી મળી શકે ત્યાંથી તે ખાતાના અમલદારો મેળવે છે અને જે વિષય ઉપર જુદા જુદા દીવાનો કે પ્રધાનોની સલાહ લેવાનું

યોગ્ય લાગે તેમને લખી પુછાવવામાં આવે છે. નરેંદ્રમંડળની કાર્યવાહક સમિતિના નરેશોની સૂચનાઓ મેળવવામાં આવે છે અને દરેક રાજા સાહેબ પાસેથી અગત્યની બાબતમાં અભિપ્રાય માગવામાં આવે છે. બધો પ્રબંધ સંભાળથી થાય છે અને બધા રાજા સાહેબોને વિશ્વાસમાં લેવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પણ હજી એ વિશ્વાસ થવો જોઇએ એટલો સ્થાપિત થયો છે કે કેમ તે તો નરેશો જ કહી શકે.

વર્ષ આખરે એમાંથી જાહેર બેઠકમાં કરવાના કામનું સૂચિપત્ર ( Agenda ) તૈયાર થાય છે. એ સૂચિપત્ર, કાર્યવાહક સમિતિ સરકારના પોલીટીકલ સેક્રેટરી સાથે બેસીને ખાસ બેઠકને માટે તૈયાર કરે છે. તૈયાર થયા પછી તેની નકલ બધા રાજા સાહેબોને મોકલી એ વિષે કોઇને કાંઇ કહેવાનું હોય તો તે અથવા તેમાં કાંઈ વધારે વિષય ( Item ) ઉમેરવાનો હોય તો તે માટે વિનતિ કરવામાં આવે છે. અને પછી છેવટનું સૂચિપત્ર ખાસ બેઠક માટે તૈયાર કરવામાં આવે છે

સૂચિપત્ર ઉપરના બધા વિષયોનો અંદર અંદર ખાનગી રીતે વિચાર કરી લેવા માટે ખાસ બેઠક મળવા પહેલાં ૫–૬ દિવસ સુધી બધા રાજા સાહેબો સાથે મળી ગુફ્તેગો કરે છે. અને તે વખતે રાજ્યના દીવાનો તથા સેક્રેટરીઓ વગેરે અધિકારીઓ પણ હાજર હોય છે. જે જે વિષય ઉપર ઠરાવો ( Resolutions ) હોય છે તે છણાઇને તે વખતે નક્કી થાય છે અને દરેક ઉપર કોઇને કાંઇ કહેવાનું હોય છે તો તે પૂછવામાં આવે છે, તથા બનતાં સુધી સર્વની સંમતિથી કામ લેવાય છે.

ત્યાર પછી મુકરર થએલ તારીખે જાહેર બેઠક ભરાય છે. ગઈ સાલ સુધી આવી બેઠકો જાહેર પ્રજાને માટે ખુલ્લી ન હતી. ગઈ સાલથી તે સર્વને માટે ખુલ્લી થઈ છે. પરંતુ તેમાં દાખલ થવા માટે પોલીટીકલ ખાતા પાસેથી કાર્ડ મેળવવું પડે છે.

સભાનું અધ્યક્ષપદ હંમેશાં ના. વાઇસરોય લે છે. પ્રથમ દિવસે બધા રાજા સાહેબો વાઇસરોય મોટરમાંથી ઉતરે ત્યારે પ્રથમ એમને

મળી લે છે, અને પછી પોતપોતાની બેઠક ઉપર બેસે છે. બેઠક શરૂ થયા પછી ક્રમવાર ઠરાવો જે જે રાજાને સોંપવામાં આવ્યા હોય છે, તેઓ તરફથી મુકાય છે. તેમાં બે ઠરાવો હંમેશાં ખાસ એક સરખી રીતે જ આવ્યા કરે છે. (૧) ગત વર્ષે જે નરેશ જીનેવા કોન્ફરંસમાં ગયા હોય છે, તેમનો ત્યાં થએલા કામનો રિપોર્ટ અને (૨) ચૅન્સેલરે ગત વર્ષમાં કરેલા કામનો રિપોર્ટ. આ સિવાય બીજા ઠરાવો એ વર્ષમાં ઉત્પન્ન થએલા સવાલો ઉપર હોય છે.

ઠરાવ રજુ કરનાર નરેશ ઠરાવ રજુ કરી એના સમર્થનમાં પોતાને જે કહેવાનું હોય તે કહી જાય છે અને ટેકો આપનાર નરેશો પોતપોતાનું મતવ્ય જાહેર કરે છે. ત્યાર પછી ના૦ વાઇસરોય સાહેબને એ સંબંધે કાંઇ કહેવાનું હોય તો તેઓ કહે છે. પછી છેવટે દરેક ઠરાવ ઉપર મતો લેવાય છે. તરફેણમાં હોય તેઓ હાથ ઉંચા કરે છે, ત્યાર પછી વિરૂદ્ધમાં હોય એને પણ હાથ ઉચા કરી પોતાનો મત જણાવવાનું કહેવામાં આવે છે. પ્રાયશઃ કોઇ ઠરાવમાં વિરૂદ્ધ મતના હાથ ઉચા થતા નથી. પણ એક જ એવો દાખલો આ વર્ષે બન્યો છે.

બધા ઠરાવો સરકારને કરવામાં આવેલી ભલામણના સ્વરૂપના હોય છે. તે મંજુર કરવા કે કેમ તે વાઈસરોય સાહેબની મરજીની વાત છે. બનતાં સુધી રાજા સાહેબોની વૃત્તિને અનુકુળ થવાનું વલણ દેખાય છે. પરંતુ પરસ્પરના રાજકીય સબંધો વિષેના સવાલોમાં સ્વાભાવિક રીતે કોઇને પોતાનું સ્વરૂપ ગૌણ કરવાની ઇચ્છા ન હોવાથી રાજ્યો જ્યાં વધારે પડતું માગે એવું દેખાય છે ત્યાં તે વિષેના ઠરાવો પૂર્ણાંશે મજુર રહેતા નથી. અને રાજ્યોને પણ કોઈ કોઇ વાર વધારે પડતા હકો માગવાનું મન થઈ જાય છે, એ પણ દેખાઈ આવે છે.

આવી બેઠકો ચાર પાંચ દિવસ ચાલે છે. પહેલે દિવસે વાઈસરોય સાહેબ ભાષણ કરીને બેઠક ઉઘાડે છે. છેલ્લે દિવસે રાજાઓ તરફથી એ ભાષણનો જવાબ અપાય છે. તેમાં ના૦ વાઇસરોયના ભાષણમાં દાખલ થએલી બાબતોનો અને જાહેર બેઠકમાં થએલી ચર્ચાના અગત્ય લાગે તેટલા ભાગનો ઉલ્લેખ કરવામાં આવે છે. અને તે એક નરેશ, બધા નરેશો તરફથી વાંચી જાય છે. પણ મોટે ભાગે

ચૅન્સેલરને તે વાંચવા માટે પસંદ કરવામાં આવે છે. કોઈ કોઇ વખત બીજા કોઇ રાજા સાહેબ પાસે પણ તે વંચાવાય છે. છેલ્લે દિવસે સભા બરખાસ્ત થયા પછી બધાનો સાથે મળીને એક ફોટોગ્રાફ લેવામાં આવે છે. આ વખતે એ ફોટોગ્રાફ પહેલે દિવસે લેવામાં આવ્યો. ટુંકામાં એ રીતે આ નરેંદ્રમંડળ પોતાનું કામ કરી રહ્યું છે.



# નરેંદ્રમંડળની ખાનગી બેઠકો.

ઉપર કહ્યું છે તેમ ખાસ બેઠક પહેલાં પાંચ છ દિવસ સુધી ખાનગી બેઠકો થાય છે. જેમાં પસાર કરવાના બધા ઠરાવો અને તેને લગતી બાબતો ચર્ચાઇ નક્કી થાય છે, ખર્ચ સંબંધી ફાળાઓનો હિસાબ રજુ થાય છે અને આવતા બજેટને માટે અંદાજબજેટ સર્વની પાસે મૂકવામાં આવે છે. આ બેઠકમાં લગભગ બધા રાજાસાહેબો, એના દીવાનો તથા સેક્રેટરીઓ હાજર હોય છે. આવી બેઠકનું સંપૂર્ણ બ્યાન જાહેરમાં મુકી શકાય તેમ નથી. એનાં બે કારણો છે.

એક તો એ કે ચોખ્ખા દીલની વાતો બહાર આવવાથી અનેક જાતના ખટરાગ ઉભા થાય છે; કારણ કે જે રાજ્ય મંડળને લગતો આંહી ઉહાપોહ થાય છે તેનાથી વિરૂદ્ધ દૃષ્ટિવાળાઓ, અંદરની ખરી હકીકત સમજ્યા પહેલાં, જગતને ભમાવવાની તક લે છે. અત્ર એટલું કહેવું જરૂર પ્રાપ્ત થાય છે કે ખાનગી વિચારોનું પરિણામ–બહારની બીજી વાતો પોતાની સમક્ષ ન હોવાથી–હમેશાં સુખરૂપ ન આવે તેની સાથે એ વાત પણ સત્ય છે કે કાંઈ સુધારવાને કે પાટો સરખી રીતે ચડાવવાને બદલે માત્ર એક તરફી જ વિચાર કરવાવાળાં બહારનાં માણસો પણ એજ રીતે ભૂલ ભરેલાં પગલાં લે છે. જમાનો એમ કહે છે કે આ બન્ને પક્ષ સાથે મળીને પોતપોતાના વિચારો ઘડી કહાડે અને એમાંથી બન્ને પક્ષને અનુકુળ આવે એવો કાંઈ રસ્તો વિચારી કાઢે તો કેવું સારૂં ? પણ આ વિચારના મૂળમાં એક જબ્બર ભૂલ રહેલી છે. એ ભૂલ એ છે કે કોઇપણ સંસ્થાના સુખરૂપ ચલણમાં જેને સ્વાર્થ ન હોય એવા માણસ સાથેનો ઉહાપોહ સંપના કરતાં કલેશમાં વધારે પરિણમે.

જગતનો બધો વ્યવસાય આ રીતે ચાલે છે. પૈસા કોકના અને વ્યવસ્થા કોકના હાથમાં હોય છે ત્યાં તે ખાતાનું યોગક્ષેમ બરાબર ચાલતું નથી. નુકસાન થાય તો ધનાઢ્યને ( Capitalist ) અને ફાયદો થાય તેમાં કામ ચલાવનારનો ભાગ. અર્થાત્ વગર પૈસે ભાગ લેનારને એમાં ન્હાવા જવાનું થોડું. જે તે ધનિકનું. એવી પરિસ્થિતિમાં જેમ બધા ઉદ્યોગ ( Industry ) નું ભવિષ્ય શંકાસ્થાનમાં રહે છે, તે પ્રમાણે કોઈ સંસ્થાની હયાતીમાં જેનું જીવન છે, તેવી સંસ્થાના જીવનમાંથી વગર જોખમે પોતાનો હિસ્સો કાઢી લેવાની ઈચ્છાવાળા બહારના મનુષ્યો તે સંસ્થામાં જરૂર ફાયદાને બદલે વિક્ષેપ દાખલ કરે છે. વિક્ષેપવાળાઓની મૂળ દલીલ એ છે કે તેઓ ભોજ અને વિક્રમની માફક જનતાનું શુભ ઇચ્છે છે. આ જમાનામાં એવા પરગજુઓ કોઇ જાણવામાં આવ્યા નથી, પણ પરગજુપણાને નામે વિઘ્નસંતોષ અને સ્વાર્થની ગંધ લગભગ બધે દેખાય છે. એટલે નરેંદ્રમંડળની ખાસ બેઠકમાં ભાગ લેનારાઓને પરસ્પરના ઉહાપોહમાં, રાજ્યના અંગરક્ષકોની અને રાજ્યભંગના ઉપાસકોની એકત્ર મિશ્રિત બેઠકની ઇચ્છા ન થાય એમાં આશ્ચર્ય થવા જેવું નથી.

બીજું કારણ મુદ્દાનું છે. તે મુદ્દો એ છે કે વ્યવહારની બધી દિશામાં કોઇ વાત વિચારમાં હોય ત્યાં સુધી જે વ્યક્તિઓને લગતી તે હોય તે સિવાય બહારના માણસો, તે વાતના વિચારકાળમાં અંદર દાખલ થાય તો તેનો છેવટનો નિર્ણય આવતા પહેલાં, તે વિચારભેદના એટલા બધા વમળમાં આવી પડે અને તેને એટલું બધું જાહેર સ્વરૂપ આપવામાં આવે કે વર્તમાનપત્રો અને બીજાઓને લગતી ટીકાઓમાંથી જેમનું ગુજરાન ચાલતું હોય એવાઓ નાહકનું ડોળાણ કરી દે.

આ લખાણનો અર્થ એવો નથી કે રાજસંસ્થાનું બધું કાર્ય બંધ બારણે થાય. પ્રાથમિક વિચારણા—જે મંત્રીઓ સાથેની મંત્રણા છે, એ મંત્રણાની સ્થિતિમાં કોઇ મંત્ર પરિપક્વ થયા પહેલાં બહાર આવે તો સંસારના બધા વ્યવહારમાં જેમ બને છે તેમ ખટરાગ અને દુઃખ સિવાય બીજું પરિણામ આવે નહીં. પણ પ્રથમ મંત્રણા પુરી થયા પછી જે નિશ્ચયો ઉપર અવાય છે, એ નિશ્ચયો સ્પષ્ટ

રીતે જાહેરમાં આવવા ઘટે છે. તે જાહેરાતનો ફાયદો એ છે કે જો એ નિશ્ચયો સત્ય હોય છે તો કોઈ તેને ડગાવી શકતું નથી. અને તેમાં ભૂલથી કે પછી ઇરાદાપૂર્વક કાંઈ ઊણપ રહી ગઇ હોય છે તો જાહેર ટીકાઓ એને સાફ કરવામાં મદદ કરે છે. ત્યારે રાજનીતિનું સૂત્ર એ થયું કે મંત્રીઓ સાથેની મંત્રણા, ખાનગી રીતે થાય અને તેનો અમલ કરતા પહેલાં જનતાના જાણવામાં આવે, એ રીતે જ રાજા પ્રજાની એકતા જળવાઇ શકે. ખાનગીમાં કરેલા નિશ્ચયો માત્ર હુકમ તરીકે એકદમ બહાર પડે અને તેમાં રાજ્ય અને પ્રજાના હિત સંબંધી એક સરખો વિચાર કરવામાં ભૂલ થઈ હોય, તો રાજ્ય અને પ્રજા વચ્ચે વિખવાદનું મૂળ સ્થપાય અને કેટલીક વખત તો એમ પણ બને કે અંતઃકરણમાં ભૂલ જણાયા છતાં હુકમ થઈ ગયો છે, માટે ન ફેરવવાનું મમત્વ પણ બંધાઇ જાય.

સત્તા અને મમત્વને અતલગનો સંબંધ છે. પણ એ સગાઇમાંથી જ રાજ્યોની ઘણી મુશ્કેલીઓ અને પ્રજાનાં ઘણાં દુઃખો ઉત્પન્ન થયાં છે; એ ઉત્તમ નિયમ ધ્યાનમાં રાખીને નરેશો અને તેના મંત્રીઓ ખાનગી બેઠકમાં મંત્રણા કરે છે અને મંત્રણાનું પરિણામ ખાસ બેઠકમાં જાહેર કરે છે. રાજનીતિનું એ એક અચ્છું સૂત્ર છે.

ગઈ સાલ સુધી ખાનગી બેઠકો તદ્દન ખાનગી જ થતી. એટલે બધે દરજ્જે તે ખાનગી હવે હોય એવું દેખાતું નથી. એ સખ્તાઇ એટલા માટે ઓછી થઇ છે કે જાહેર બેઠકો ગઇ સાલથી સર્વને માટે ખુલ્લી મૂકવામાં આવી છે. એટલે ગઇ સાલથી પ્રથમ મંત્રણા અને છેવટના નિર્ણયની જાહેરાતઃ એ બન્નેનાં ખરાં સ્વરૂપો હવે જળવાય છે. એમાંથી ફાયદો જ થાય. એમાં શંકા રાખવાનું કાંઇ પણ કારણ નથી.

ખાનગી બેઠકોમાં થએલા કામકાજ વિષે ઉલ્લેખ કરવાની ઇચ્છા નથી. પ્રથમ તો સિદ્ધાંત તરીકે એ બધું જાહેરમા મૂકવામાં શિષ્ટતા નથી. અને બીજું ત્યાં થયેલું બધું કામ જાહેરમાં આવી શકે એવી પરિસ્થિતિ નથી. એટલે જો કોઇ તે મેળવવાનો પ્રયત્ન કરે તો તે અનુમાનના દરીઆમાં તરવા જેવું છે. અને રાજનીતિમાં કે રાજ્ય કાર્યમાં અનુમાન એ મોટામાં મોટી ભૂલ ગણાય. એટલા માટે એક બે અગત્યની બાબતોનું જ માત્ર દિગ્દર્શન નીચે કરાવીએ.

(૧) આવતા વર્ષના નરેંદ્રમંડળનું સામાન્ય બજેટ અને ખાસ પ્રચારકાર્ય (Special organization) નું ખાસ બજેટ પસાર થયું છે.

(૨) રાજ્યોની સામે સામાન્યતઃ જે ચળવળ થઇ રહી છે, તેમાં જનતાની અજ્ઞાનતાને લીધે હીંદની અસલ રાજસંસ્થાને જે કાંઇ નુકસાન થઈ રહ્યું છે, તેની સામેના પ્રતિકાર તરીકે ખરી હકીકતો હીંદુસ્તાનમાં અને વિલાયતમાં જાહેરમાં મૂકવા માટે પ્રચાર કાર્ય ( Propaganda ) નો પ્રબંધ. પ્રચારકાર્યના આ ઉપાયની સફળતા માટે બે મત છે. એક મત એમ માને છે કે સૂર્યની સામે ધૂળ ઉરાડવાથી સૂર્યને જેમ અસર થતી નથી તેમ રાજ્ય અને રાજવી જ્યાં સારાં હોય અને જેથી પ્રજાને સંતોષ રહેતો હોય ત્યાં વાગ્બાણોની રાજવીઓને દરકાર રાખવાની જરૂર નથી. કારણ કે એવી દરકાર કરવાથી રાજ્યોને સામાવાળાનાં જેવાં જ શસ્ત્રો વાપરવાં પડે છે; જે તેઓ પોતાની પદવી અને મોભાને લીધે વાપરી શકે જ નહીં અને જો વાપરે તો ધીમે ધીમે ટીકાકારોના જેવી મનોવૃત્તિમાં આવી જાય. આમ માનવાવાળાઓ બહારના આ તોફાનની સામેનો એક જ માત્ર ઉપાય બતાવે છે. તે એ છે કે ખુલાસા માટે જે શબ્દ પ્રયોગ કરવાની જરૂર પડે છે તે શબ્દ પ્રયોગમાં જાહેર કરવા ધારેલા સૂત્ર પ્રમાણે, રાજ્ય ચલાવવાની ક્રિયા અંતઃકરણપૂર્વક શરૂ કરી દેવી. રાજ્યમાં લોકોને સંતોષ હોય અને રાજવીઓનાં ચારિત્ર્ય શુદ્ધ હોય તો પછી "જખ મારે છે જામનાં ઘોડાં." કોઇ પણ સત્ય ગારાથી છંદાયેલું રાખી શકાય જ નહીં. આ નિયમે વિરૂદ્ધતામાંથી પ્રજાનો સંતોષ અને રાજવીઓનું ચારિત્ર્ય જરૂર બહાર પ્રકાશી નીકળશે. એથી ઉલટું બીજો પક્ષ એમ ધારે છે કે જમાનાને અનુકુળ રહી વર્તમાનપત્રો જેમ ગમે તેવી ટીકાઓ કરે છે, તેમ રાજ્યો તરફથી એ ટીકાઓના જવાબ આપવા ઘટે છે, તેમ રાજ્યનાં સારાં કામો જાહેરમાં મૂકવાં, અતિશયોક્તિની સામે દલીલો કરી સત્યનું પ્રકાશન કરવું અને લોકોમાં વિરૂદ્ધ ટીકાની જે અસર થાય છે તે મટાડવા માટે રાજ્યોના ગુણોનું પ્રદર્શન કરવું ઘટે છે.

આ બેમાંથી ક્યા પક્ષના વિચારો ગ્રાહ્ય ગણવા જોઇએ, તે તો રાજવીઓનાં પોતાનાં મન જ કહી શકે. પરસ્પર વિરૂદ્ધ વિચાર ધરાવનારા મંત્રીઓનું એ કામ નથી. રાજ્યને શામાં નુકસાન છે

અને શામાં ફાયદો છે એ વાત જેવી નરેશો સહજ રીતે પોતાના અંતઃકરણના અવાજથી સમજી શકે, એવી મંત્રીઓ માત્ર વિચાર કરીને સમજી શકે નહીં. કોઈ રાજ્ય કાર્યની યોગ્યાયોગ્યતા વિચારી કહાડવી હોય ત્યારે મંત્રીઓનો ઉપયોગ છે; પણ કોઈ કાર્યની અસર રાજ્યના ઉપર કેવી થશે તે, ગમે તેવો રાજા હોય તો પણ તે સ્વભાવથી જાણી શકે છે; કારણ કે રાજ્યના લાભાલાભમાં એના પોતાના સ્વાર્થનો લાભાલાભ સમાયેલો છે. નુકસાનમાં મંત્રીઓના કરતાં રાજાને વધારે સહન કરવું પડે છે. એટલા માટે નુકસાનના ભયની ગંધ રાજાઓને પ્રથમ આવે છે.

વર્તમાન પત્રોનો આ જમાનો છે, એ વાતની ના પાડી શકાય એમ નથી. પણ વર્તમાન પત્રોનો ઉપયોગ કયા પ્રકારે કરવો એમાં તો વિવેકની જરૂર ખરી. સારાં કામો કે નઠારાં કામો વર્તમાન પત્રોમાં પોતાથી જ પ્રકાશ પામે ત્યાં સુધી તો અડચણ નહીં, પણ આવાં કામોને પોતાની જાતે જ પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન કરવામાં ફાયદા કરતાં પરિણામે નુકસાન વધારે છે. કેમકે લખવાની ટેવ પડે એટલે અતિશયોક્તિ કરવાનું મન થઇ જાય છે. તેમ નઠારાં કામની જનતાને ખબર પડતાં તેની ટીકા થવા માંડે ત્યારે તેના પ્રતિઉત્તરમાં અસત્ય ખુલાસા કરવાની ટેવ પડે છે. એના ફળ રૂપે જરૂર વધારે ને વધારે ગુંચવાડો થયા વિના રહે નહીં કોઇ નરેશના એક ભાષણ પછી સામાં પાંચ ભાષણો થાય છે. કોઇ રાજ્યના એક ખુલાસાના જવાબમાં દસગણી ટીકાઓ કરવામાં આવે છે. રાજ્યો પોતાને યોગ્ય લાગતા ખુલાસાઓ કરે. ટીકાકારો ભાષાની દરકાર કરતા નથી. ટીકાકારને સત્યની દરકાર નથી. એ તો વિધ્વંસને માટે આતુર હોય છે. એવાં અંતઃકરણો સામે વાંચનારને શબ્દથી સંતોષ પમાડવાના વિચાર કરવા એ આકાશ કુસુમવત છે.

વળી જેવી રાજ્યપદ્ધતિ તેવું પ્રચારકાર્ય ( Propaganda ) ઘટે. જુલ્મીનું પ્રચારકાર્ય કેદખાનાં અને દેહાંત સુધીની શિક્ષા. લોકશાસનનું પ્રચાર કાર્ય એટલે પોતાનાં બણગાં કુંકવાં અને આશયોને છુપાવીને લોકોને સમજાવી લેવાની ચતુરાઇ. આના પરિણામે તો આજ, દુનિયાના બધા ભાગમાં વર્તમાન પત્રો અસંતોષ ફેલાવી રહ્યાં છે.

હીંદનાં રાજ્યોની પદ્ધતિનું પ્રચારકાર્ય તો પરંપરાથી ચાલતી આવેલી શાંત રાજનીતિ, લોકના હિતમાં જીંદગી સુદ્ધાંતનું સ્વાર્પણ, પિતાની માફક પ્રજાનું પાલન, સુખ ભોગવવામાં પ્રજા પ્રથમ અને રાજા પછી, ન્યાયમાં નિષ્પક્ષપાત, અપરાધીઓને દંડ દેવામાં નીડર શાસન– દરેક અપરાધીને ત્રાસ ઉત્પન્ન કરે એવું શાસન–અને તેની સાથે જરૂર જણાય ત્યાં દયાનું મિશ્રણ: એ હીંદ રાજ્ય સંસ્કૃતિનું પ્રચારકાર્ય છે.

એને લીધે જ આજ સુધી એ સંસ્થા જીવી રહી છે. એમાં જ્યારે લોકશાસનની પ્રચારકાર્ય પદ્ધતિ કે જુલ્મી રાજ્યની પ્રચારકાર્ય પદ્ધતિ દાખલ થશે ત્યારે હીંદનાં દેશી રાજ્યો, એ એક એવી સંકટભરેલી સ્થિતિમાં આવશે કે જેમાં નહીં રહે લોકશાસનના ફાયદા કે નહીં રહે રામરાજ્યના ફાયદા. "संकरो नरकायैव" એ ગીતાવાક્ય એકલું પ્રજોત્પત્તિ માટે જ આલેખાયેલું નથી. દરેક પદ્ધતિના સીધા સ્વરૂપમાં જ્યારે બીજી કોઇ વિરૂદ્ધ એવી પદ્ધતિનું મિશ્રણ થાય છે ત્યારે એ બેમાંથી એકે પદ્ધતિ ખરા સ્વરૂપમાં પરિણમતી નથી. એ ન્યાયે દેશી રાજ્ય અને લોકશાસનનું પ્રચારકાર્ય એકબીજાના સ્વભાવથી તદ્દન વિરૂદ્ધ છે. એમાંથી ફાયદો થવાનો સંભવ કમી છે. વર્તમાનપત્રો રાજ્યોને ટકાવી રાખી શકે નહીં. એના ટકાવ માટે તો પ્રજા કલ્યાણ માટે સતત પ્રયત્ન જોઇશે. એ પ્રયત્ન એટલે ઉપાધિ ભરેલો શ્રમ નહીં પણ એમાં તો આનંદ આપે એવી કર્તવ્યપરાયણતા સમાયેલી છે.

રામરાજ્ય, મહેલોના શયનગૃહમાં આનંદ પામતાં પામતાં સ્થપાયેલું ન હતું. મુરબ્બીઓની આજ્ઞાપાલનમાં, કુટુંબના વાત્સલ્ય સીંચનમાં, પ્રજાના પોષણમાં, પોતાના શરીર ઉપર દુઃખ આવી પડતાં ધારણ કરવી પડેલી સહનશીલતામાં, દયા અને શિક્ષામાં એક સરખી દૃઢતાથી પ્રયત્ન કરવામાં તથા જીવન આખું પરના કલ્યાણ માટે છે એમ સમજવામાં રામરાજ્યનો પાયો હતો. નિર્ભય રીતે ટકી શકે એવા રામરાજ્યની ઇચ્છાવાળા નરેશોને ઉપર પ્રમાણે બધું કરવું પડશે.

બીજી બે બાબતો ખાનગી બેઠકમાં ચર્ચાઈ હતી. તે એ હતી કે (૧) ગંદી ભાષા વાપરનાર વર્તમાનપત્રો માટે શું કરવું તેના વિચારો અને (૨) રૈયતના હકો સંબંધી વિચાર. પણ વિચારને અંતે આ બન્ને બાબતો છોડી દેવાનો પ્રબંધ થયો હતો. આ નિશ્ચયમાં કેટલાક મંત્રીઓના અભિપ્રાય ઉપર નરેશોની સહજ સ્વાભાવિક વિવેકબુદ્ધિએ વિજય મેળવ્યો છે.



# નરેંદ્રમંડળની જાહેર બેઠકો.

ફેબ્રુઆરીની તા. ૨૦ મીથી નરેંદ્રમંડળની ખાનગી બેઠકો શરૂ થઈ હતી. અને તા. ૨૫ મીથી જાહેર બેઠકો શરૂ થઇ હતી. ખાનગી બેઠક વિષે પાછળ લખાયું છે. અત્યારે તો જાહેર બેઠકની મન ઉપર પડેલી છાપ ટુંકમાં લખાય છે. બટલર કમિટી નીમાયા પછી રાજ્યોનો આખો પ્રશ્ન નરેશો બહુ ઝીણવટથી જોઇ રહ્યા છે. ખંતથી અભ્યાસ થાય છે અને કાયદા શાસ્ત્રીઓ તથા કેટલાક વિદ્વાનોની સાથે મંત્રણા ચાલે છે. એ મંત્રણાના પ્રબંધનું ખરૂં સ્વરૂપ તો બહાર આવે ત્યારે ખરૂં. એક રાજ્યનાં રહસ્યો પણ પુરા સ્વરૂપમાં બહાર આવતાં નથી તો રાજ્યોના સમૂહનાં આંતર પ્રબન્ધનાં રહસ્ય–થોડાં ઘણાં અનુમાન કરી શકાય એવા સ્વરૂપમાં બહાર આવ્યા છતાં એનું ખરૂં રૂપ જાણવું મુશ્કેલ છે. જે કાંઇ બહાર આવે છે, તે ઘણાં માણસોનો એમાં હાથ હોવાને લીધે. પણ બહાર આવેલી બધી વાત જુદા જુદા વાતો કરનારના અંગત વિચારોથી રંગાયેલ હોય છે. એટલે કોઇપણ સવાલનો નિર્ણય કઇ દિશામાં થતો હશે તે બીજાઓથી સમજી શકાય એવું લાગતું નથી. તો પણ જાહેર બેઠકમાં થએલાં ભાષણો ઉપરથી સ્પષ્ટ જણાયા વગર રહેતું નથી કે નરેશોના ચિત્તમાં અને એમની ભાષામાં બ્રિટિશહીંદની મનોવૃત્તિ અને બ્રિટિશહીંદની શબ્દની ઉગ્રતા આવી ગઇ છે ખરી. પોતાના સવાલોનો સચોટ પણ શાંત રીતિએ ઉહાપોહ કરી નિર્ણય કરી લેવાનું આજસુધીનું વલણ હવે બદલાઇને ઉગ્ર શબ્દપ્રયોગ એટલે હીંમત એમ કાંઇક માન્યતા થતી લાગે છે. બ્રિટિશહીંદના બીનજવાબદાર વક્તાઓ અને વિચારકો જે પાશ્ચાત્ય રીતિએ સરકારને હંફાવવા ઇચ્છે છે, એ પ્રયોગ હીંદની સંસ્કૃતિવાળા, વિવેકથી અને ખરી રાજદ્વારી કુનેહથી કામ કરવા-

વાળા નરેશોમાં દાખલ થએલ હોય એમ દેખાય છે. નરેશોને છાજે એવી શાંત રાજકીયતા ફલપ્રદ હતી કે પશ્ચિમની આ ઉદ્દામ પ્રવૃત્તિ વધારે ફલદાયક થશે એ સવાલનો નિર્ણય તો ભવિષ્યમાં થવાનો છે. જેઓને કાંઇ ખોવાનું હોતું નથી તેઓ ઉદ્દામ પ્રવૃત્તિ પસંદ કરે છે; કેમકે નુકસાનને અભાવે સખત શબ્દ પ્રયોગથી જો કાંઇ મળે તો ઠીક અને ન મળે તો ગેરલાભ તો નથી જ, એમ તેઓ માને છે. રાજ્યોને જે મેળવવાનું છે, તે મળવાનો વિલંબ થાય એમાં જેટલું નુકસાન છે તેના કરતાં તેઓ જે રાજઐશ્વર્ય આજ ભોગવે છે, તેમાં કાંઇ ઉદ્દામ પ્રવૃત્તિથી નુકસાન થઇ બેસે તો તે વધારે ભયંકર છે. હવેલી લેતાં ગુજરાત ન ખોવાય એની ખાસ સંભાળ રાખવા જેવું છે, એવું દરેક વિચારશીલને જણાયા વિના રહેશે નહીં. પોતાના રાજતંત્ર માટે જાહેર પ્રજામાંનો કોઇ જણ જે ભાષા વાપરે તેથી પોતાને જે અસર થાય એવી અસર પોતે બીજાઓ તરફ એવી ભાષા વાપરે તો તેની બીજાઓને પણ કેવી અસર થાય એ વાત ભુલાઈ જતી હોય એમ કોઈ કોઇ વખત ભાન થાય છે. શાંત મક્કમતામાં, દલીલની સચ્ચોટતામાં અને વિવેકના પ્રયોગની સુખરૂપ અસરમાં જે મીઠું જોર છે તે ઉદ્દામ શબ્દ પ્રયોગમાં કે અવાજના જોસમાં નથી એ વાત બીજાઓએ નહીં તો નરેશોએ ખાસ વિચારવા જેવી છે. હકો છોડી દેવા એ તો નબળાઇ છે, પણ જોઈએ તે કરતાં વધારે ઉતાવળ કે ધારેલી મુરાદની પ્રાપ્તિ માટેના ઉપાયોમાં સમજાવટથી નહીં પણ ધાસ્તી ઉપજાવવાની ખોટી કલ્પના, એ નબળાઇ કરતાં પણ વધારે નુકસાનકારક અવગુણ છે; એમ પરિણામ બતાવશે.

માણસનું ચારિત્ર્ય પોતાની પદવી પ્રમાણે ઘટે. નરેશો, એ, સામાન્ય મનુષ્યો કરતાં ઉંચી પદવીના મનુષ્યો છે. પોતપોતાના રાજ્યમાં જે શાંતિ અને સહનશીલતાથી તથા એ બે ગુણોની સાથે અમુક પ્રકારની હાર્દિક મક્કમતાથી જે કામ તેઓ કરે છે, એ જ ગુણોનો ઉપયોગ નરેશમંડળના સમગ્ર કામને સંબંધે સરકાર સાથેની ઉહાપોહમાં તેઓ કરે તો તેમાં તેમની શોભા અને હિત, ઉભયને લાભ છે. પણ અત્યારે જમાનાનો પવન ભલભલાને અસર કરે છે, એમ એમને પણ કરતો દેખાય છે. પણ એમની મૂળ

પ્રકૃતિથી એ વિરૂદ્ધ હોઇ થોડા જ કાળમાં એની અસરમાંથી તેઓ મુક્ત થશે, એમ સૌ કોઈ આશા રાખે એવું છે.

આ વખતના ભાષણોથી શું લાભાલાભ થયો છે, તે આપણે નરેંદ્રમંડળની બેઠકમાં પસાર થયેલા ઠરાવો વિષે લખશું ત્યારે બતાવશું. અત્યારે તો માત્ર ભાષણો ઉપરથી થતી સમગ્ર અસર જ આ લખાણમાં દર્શાવવાનો પ્રયત્ન છે. 'રાજ્યોનો દરેક શુભેચ્છક એમ ઇચ્છે કે દિલ્હીમાં મળેલા સમૂહની સ્વાભાવિક ગરમી એકલા પડ્યા પછી જ્યારે ધીમે ધીમે ઓછી થશે ત્યારે ઉપલા વિચારોની દરેક નરેશ જરૂર કદર કરશે. આ અનુમાન બરાબર નથી એમ જેને જણાય તે વ્યક્તિતંત્ર ઉપર પોતાના વિચારો જણાવશે. વ્યક્તિઓનાં કામને અનુસરતા ચારિત્ર્યમાં કેવા વર્તનની જરૂર છે, એનો નિર્ણય કરવામાં એવાં લખાણો બહુ ઉપયોગી થશે.



# જાહેર બેઠકમાં
# ના૦ વાઇસરોયનું ભાષણ.

[ તા. ૨૫ મી ફેબ્રુઆરીએ નરેંદ્રમંડળની જાહેર બેઠક ખુલ્લી મૂકતા પહેલા દિવસની બેઠકની શરૂઆતમા ના. વાઇસરોય લૉર્ડ અરવીને ભાષણ કર્યું હતુ. ]

## વિવેચન.

લૉર્ડ અરવીન એક ઉમદા ખવાસના, શુદ્ધ હૃદયના, ધાર્મિક ભાવનાવાળા, બનતાં સુધી સમજાવટથી કામ કરવાવાળા, લોકોનો સંતોષ એ રાજાનું જોર એમ અંતઃકરણપૂર્વક માનનારા, અને છતાં સત્તા વાપરવાની જરૂર પડે તો હીમતથી તે વાપરનારા સરદાર છે એમ એમની ચાર વર્ષની કારકીર્દિ ઉપરથી સહજ સમજાય છે. એમની ભાષામાં કઠોરતા આવી શકતી નથી. એમના વિચારોમાં સિદ્ધાંતનું જોર હોય છે. અને છતાં તે વિચારોમાં કોઇપણ પક્ષને દુઃખ લાગે એવું કથન આવતુ નથી. મહદ્ સતા છતાં સત્તાનું ભાન બીજાઓને કરાવવાની વૃત્તિ ન હોય એ સત્તા, ખરી સત્તાના નામને પાત્ર છે. લૉર્ડ અરવીનના સ્વભાવમાં એનું સૂચન થાય છે. હીંદના કટોકટીના સમયમાં એના મહાન ગુણોથી અત્યારે તો તેઓ બધું હાથમાં રાખી રહ્યા છે ઉપરના બધા ભાવોનું થોડે ઘણે અંશે દિગ્દર્શન, લૉર્ડ અરવીનનુ ભાષણ કરાવે છે.

આ ભાષણમાં સરકાર અને રાજકર્ત્તાઓ મળે ત્યારે જેવો શિષ્ટાચાર હોવો જોઇએ એવા શિષ્ટાચાર ઉપરાંત એક બે અગત્યની બાબતો ઉપર તેઓ નામદારે પોતાના વિચાર જણાવ્યા છે તેમાંના અગત્યના ભાગ ઉપર જ આંહીયાં થોડું ઘણુ લખવાનો પ્રયત્ન છે

ના. શહેનશાહ જ્યોર્જની ચિંતા કરાવે એવી માંદગીમાંથી પ્રભુકૃપાએ જે આરામ તેઓ નામદારને થયો તે માટે સંતોષનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. સમગ્ર પ્રજાએ તેમની માંદગીમાં જે ચિંતા ભોગવી હતી, એના દુઃખનો બદલો પ્રભુએ એને આરામથી થયેલા આનંદમાં વાળી આપ્યો હતો.

ગતવર્ષમાં જે નરેશોનું અવસાન થયું, તેમનો ઉલ્લેખ કરી તે નામદારે અફસોસ જાહેર કર્યો હતો. દરેક નરેશને માટે જે ભાષણ કરવામાં આવ્યાં હતાં, તે વિષે ખરૂં કહીએ તો તેમાં રાજકીય વિવેક ભર્યા શબ્દો વધારે જણાતા હતા, પરંતુ આ શિષ્ટાચાર તો દરેક રાજ્યસતાની સાથે જોડાયેલો હોય છે. અવસાન પામનારના કુટુંબને આથી દિલાસો મળે છે ખરો. પણ એ સિવાય, આવી મરણ નોંધના વાક્ય પ્રયોગો બહુ ગંભીર ધ્યાન ખેંચનારા હોતા નથી એટલે એ વિષે તો કાંઈ વિશેષ લખવાપણું નથી.

ત્યાર પછી બટલર કમિટી અને તેના રિપોર્ટ વિષે તેઓ નામદારે ઇસારો કર્યો હતો. અને સૂચવ્યું હતું કે એ રિપોર્ટની ભલામણનો સંપૂર્ણ વિચાર તો સાયમન કમીશનનો રિપોર્ટ બહાર પડ્યા પહેલાં થઈ શકે એવું નથી, એ વાતમાં સત્ય છે. આર્યાવર્ત બે હીંદનું બનેલું છે. (૧) બ્રિટિશ હીંદ અને (૨) દેશીરાજ્યોનું હીંદ બે જુદી જુદી કમિટીએ, એ દરેકને માટે જુદી જુદી તપાસ કરી છે. એટલે એ બે કમિટીના રિપોર્ટ જાહેર થયા પછી એ બન્નેમાં સમાયેલા સિદ્ધાંતોનો સમન્વય થઇ શકે. એટલે એના છેવટ માટે ભવિષ્ય ઉપર આધાર રાખી બેસવાનું રહ્યું. દરમિયાન બટલર કમિટી સંબંધી જે ઠરાવો લાવવાના હશે તે કામચલાઉ જેવા ગણુવા જોઇએ એમ તેઓ સાહેબે કહ્યું હતું તે યોગ્ય જ છે.

નરેશો એમ આશા રાખતા જણાતા હતા કે બેઠક ખુલ્લી મૂકતી વખતના ભાષણમાં સભામાં લાવવાના કોઇ ઠરાવ ઉપર ના. વાઇસરોય સાહેબ આગળથી અભિપ્રાય આપશે નહીં. પરંતુ તેમ બન્યું નથી. રાજ્યની અંદરના કારભારમાં સરકાર તરફના હસ્તક્ષેપ વિષે તથા બ્રિટિશ સરકાર સર્વોપરિ સત્તા

તરીકે રાજ્યમાં કેટલી દખલગીરી કરી શકે તે સંબંધે તેઓ નામદારે ઉલ્લેખ કર્યો હતો. એ વિષે નરેશો આગળ ઉપર ચર્ચા કરીને સરકારની એ સત્તાનો ધાર્યા કરતાં વધારે ગેરઉપયોગ થઈ શકે નહીં એવો પ્રબંધ રાજકીય લખાણોથી કે પરસ્પરની વાતોથી નક્કી કરશે. પણ દરમિયાન ના. વાઇસરોય સાહેબે બટલર કમિટીની સૂચનાઓમાંની આ સૂચના ઉપર જાણે અર્ધોપર્ધો ઠરાવ આપી દીધો હોય એમ તેમના આ ભાષણ ઉપરથી જણાય છે. આ પ્રમાણે કરવાની તેમને એટલા માટે ફરજ પડી છે, કે રાજા સાહેબોએ "હસ્તક્ષેપ" અને "સર્વોપરિ સત્તા" એ બે વિષય ઉપર ઠરાવો લાવવાનું સૂચિપત્ર સૂચન કર્યું હતુ. એ ઠરાવો મુકાય અને તેના ઉપર રાજાઓનાં ભાષણ થાય ત્યારપછી સામાન્ય રીતે વાઇસરોય જેમ બીજા બધા ઠરાવો ઉપર પોતાનો મત દર્શાવે છે તેમ આ ઠરાવો ઉપર પણ પછીથી પોતાનો મત દર્શાવશે એમ સામાન્ય રીતે મનાય, પરંતુ તે નામદારે તો સભા ખુલ્લી મૂકતી વેળાના પોતાના ભાષણમાં ઉપરના બન્ને વિષય ઉપર પોતાનો મત જાહેર કરી દીધો હતો. તેમ કરવામાં એવો આશય હોવાનો સંભવ છે કે એમ કરવાથી ઠરાવો ઉપર નરેશો જે પ્રકારનાં ભાષણો કરવાના હોય તે ભાષણોની ભાષા અને તીવ્રતા ઉપર થોડી ઘણી અસર થાય. આ અસર કેટલે દરજજે થઇ એ તો આપણે એ ઠરાવો ઉપર રાજાઓનાં ભાષણો તપાસીશું, ત્યારે કહીશું આંહીં તો એટલું જ કહેવું પુરતું છે કે હસ્તક્ષેપ સંબંધી આજસુધીની જે પ્રણાલિકા ચાલી આવી છે, તે બરાબર છે અને ભવિષ્યમાં તે ચાલી આવશે એવું સૂચન આ ભાષણ કરી રહ્યું છે.

ખાનગી સભામાં આ ઠરાવ ચર્ચાતો હતો ત્યારે નરેશોના ધ્યાન ઉપર એ ઠરાવો મૂકવા કે નહીં અને મૂકવા તો કેવું ધ્યાન રાખીને મૂકવા એ સંબંધે કાંઈક સૂચન પણ રાજાસાહેબોને થયું હતું. બટલર કમિટીની ભલામણોમાં આ બે બાબત ઉપર વિરૂદ્ધમાં ઘણું કહેવા જેવું છે, એમાં તો કાંઇ શંકા નથી પરંતુ એ વાત અત્યારે કહેવી જોઇએ કે રાઉન્ડટેબલ કોન્ફરંસ વખતે નક્કી કરવી જોઇએ, એ ખરેખર વિચારવા જેવું હતું. અને કહેવું જોઇએ તો માત્ર "અમે આપણા હંમેશના રિવાજ પ્રમાણે રાજકીય લખાણોથી

અને જરૂર જણાશે તો પરસ્પર વાતચીત કરીને આ વિષયનો નિર્ણય લાવીશું ” એટલું જ કહેવાપણું હતું, એ ડહાપણની નજરે જણાયા વગર રહેત નહીં. વળી એમ પણ ધ્યાનમાં રાખવા જેવું હતું કે બટલર કમિટીની તો માત્ર સૂચનાઓ જ હતી. તેના ઉપર વાઇસરોયના વિચારોને હાલથી જ આમંત્રણ આપવું એ તો ઉતાવળથી એના ઉપર ઠરાવ મેળવી લેવા જવા જેવું થયું. આ ભૂલ અટકાવવાનો એક ઉપાય હતો, પણ થયું તે થયું.

રાજાઓએ શું કર્યું હોત તો વધારે સારૂં હતું એ સંબંધી આ ઠરાવો ઉપર વિવેચન કરતાં લખાશે, પણ એક વાત તો સ્પષ્ટ કહી દેવા જેવી છે, તે એ છે કે કોઈ રાજ્યમાં ગમે તે થાય તે છતાં સરકાર સલાહકાર તરીકે કે છેવટની સત્તા તરીકે કોઈ સ્થિતિમાં વચમા પડી શકે જ નહીં એમ ઇચ્છવું તો વધારે પડતું છે. તેમ ઉપરી સત્તા હોવાને અંગે પૂરતાં કારણ સિવાય કે તપાસ કર્યા વગર કે ખુલાસાનો પૂરતો અવકાશ આપ્યા વિના માત્ર રાજદ્વારી અધિકારીઓના ખાનગી કાગળો ઉપરથી સરકારે કાંઇ પગલાં લેવાં એ પણ એટલું જ વધારે પડતું છે. એમ તો લાગે છે કે એવી કોઇ વ્યાખ્યા શોધી કહાડવી પડશે કે જેનો અર્થ સ્પષ્ટ હોય અને વ્યાખ્યાને ગમે તે રીતે ઘટાવી શકાય નહીં.

હીંદના રાજ્ય વહીવટનો સમગ્ર વિચાર કરવા માટે ઇંગ્લેંડમાં એક રાઉન્ડ ટેબલ કોન્ફરંસ ભરવાનું નક્કી થયું છે. તેમાં રાજા સાહેબોનું મંતવ્ય પણ તેમના યોગ્ય પ્રતિનિધિ માર્ફત સંભળાશે. તેમાં ભાગ લેવાની રાજા સાહેબોની સંમતિ છે, એ તરફ પોતાની પ્રસન્નતા જાહેર કરનારો ઉલ્લેખ ના. વાઇસરોયે પોતાના ભાષણમાં કર્યો હતો અને ખાત્રી આપી હતી કે હીંદના બંધારણમાં દેશી રાજ્યોના જેવી અગત્યની સંસ્થાનો વિચાર કર્યા સિવાય હીંદનું કોઇ પ્રકારનું બંધારણ ઘડી શકાય જ નહીં. વાત તો સાવ સાચી છે. તદ્દન સમજી શકાય એવી છે. કારણ કે હીંદનાં પ્રાચીન રાજ્યોને છોડી દઇને આખા હીંદના ભવિષ્યમાં માત્ર એકલા બ્રિટિશ હીંદના વિચારો ઉપર જ બંધારણ બંધાય એ કદી બની શકે એવું નથી. છતાં ભય લાગે છે કે બ્રિટિશ હીંદ આ વાકયનો એવો ઉંધો અર્થ

કરશે કે જાણે સરકાર દેશી રાજ્યોને વચમાં નાંખી બ્રિટિશ હીંદના અભિલાષોમાં થોડે ઘણે અંશે મુશ્કેલી ઉભી કરવા માગે છે.

શંકાનું સ્થાન ન હોય તો પણ પરસ્પર અવિશ્વાસથી જોવાની વૃત્તિ હમણાં હમણાં મનુષ્યોમાં બહુ વધી ગઇ છે; તે વૃત્તિ એક બીજાનાં ભૂતકાળનાં કાર્યોથી ઉદ્‌ભવી હશે કે ભવિષ્યમાં કાંઈ થવાનું હશે તેની પૂરતી માટે આવો અવિશ્વાસ મનુષ્યોમાં સ્ફુરતો હશે? એમાંથી ગમે તેમ હોય પણ તે કમનસીબીની તો વાત છે.

બીજી એક અગત્યની બાબત રાજકુમાર કૉલેજોને સારા પાયા ઉપર મૂકવાની છે. એ આખો વિષય ઘણો અગત્યનો છે. અત્યારે એ પૂર્ણ સ્વરૂપમાં ચર્ચવાનો અવકાશ નથી ટુંકામાં કહીએ તો એટલું ખરૂ છે કે એ બધી કૉલેજો એટલા દૂરના ભૂતકાળમાં સ્થપાયેલી છે કે જે વખતે રાજાઓના કુંવરોને ખરી કેળવણી આપવાનાં સાધનો દેશમા હતાં નહીં અને દરેક રાજાને પોતાના કુંવરને કેળવવાનું કામ કરવું પડતું. સરકારે રાજાઓની સ્થિતિને યોગ્ય એવી કુમારોની એક શાળા ઉઘાડીને કેળવણી આપવાનું નક્કી કર્યું. પચાસ વર્ષ ઉપરની આ વાત છે અને તેનું ફળ શરૂઆતમાં તો ઘણું સંતોષકારક આવ્યું. પણ ધીમે ધીમે પછી એમાંથી પાકેલાં ફળો બહુ મીઠાશવાળાં થયાં નહીં, એટલે એને આજે સુધારવાની આવશ્યકતા ઉભી થઇ છે એ કૉલેજોની ફતેહ થઇ છે કે કેમ, એ કાંઇ વાદવિવાદનું ક્ષેત્ર નથી. કારણ કે જોઇએ તેવી તેની ફતેહ નથી એનો જીવતો દાખલો એ જ છે કે જે નરેશો એ શાળામાથી ભણીને બહાર આવ્યા છે અને હાલ રાજ્ય કરે છે તેઓ પોતાના જ કુંવરોને એમાં ભણવા મોકલવા માટે નાખુશ છે. એના મૂળમાં ખરાં કારણ હોવાં જોઇએ અને એ ભણનારના સ્વાનુભવમા એવું કાંઇ જરૂર આવેલું હોવું જોઇએ કે જે એમને રાજકુંવરોની કેળવણી માટે અયોગ્ય લાગ્યું હોય

આ કૉલેજો માટેના અભિપ્રાય, 'કૉલેજનાં વ્યવસ્થાપક મંડળો તરફથી મગાવવામાં આવ્યા છે અને તેના ઉપર થોડા વખતમાં સરકાર નિર્ણય બહાર પાડનાર છે. આશા રાખવામાં આવે છે-કે રાજાના કુંવરોને ઉછેરવાના આ પ્રબંધમાં બધા રાજા સાહેબોની

સાથે ઉહાપોહ કર્યા પહેલાં આ વિષેના છેવટના નિર્ણયો બહાર પાડવામાં આવશે નહીં. કેમકે નિર્ણયો કરવા એ એક વાત છે અને એને કૉલેજોના વ્યવસ્થાપક મંડળો પાસે અમલમાં મુકાવવા એ બીજી વાત છે. કેળવણીનાં કારખાનાઓ હુકમથી સારાં ચાલી શકે નહીં. એમાં તો ભણનાર અને ભણાવનાર બન્નેનું એકમત જોઇએ; અને તે એકમત થવાનું મૂળ સાધન એ છે કે ભણનારનાં માબાપો, ભણાવનાર શિક્ષકો અને ભણનાર શિષ્યો: એ ત્રણે વચ્ચે શિક્ષણક્રમ સર્વાનુમતે પસાર થવો ઘટે.

હીંદનાં ઘણાં ખરાં દેશી રાજ્યો, ના. વાઇસરોય સાથેના સંબંધમાં છે અને થોડાંક હજી બીજા પ્રાંતો નીચે છે. આ સર્વને હીંદી સરકારની સાથે સીધા સબંધમાં લાવવાના સબંધમાં વાઇસરોય સાહેબે કહ્યું કે હાલ તુરતમાં એ વાત બની શકે એવી નથી. પ્રસંગ ઉત્પન્ન થશે ત્યારે એ બાબતનો ફરી તપાસ થશે અને યોગ્ય કરવામાં આવશે. છુટથી અભિપ્રાય આપવાની રજા હોય તો કહ્યા વગર ચાલતું નથી કે આ ખુલાસો બરાબર નથી. ડહાપણ એમાં છે કે સર્વ રાજ્યોને એક સત્તાના સંબંધમાં લાવવાં કે જેથી સર્વની સાથેની રાજકીય વર્તણુક એક રાજનીતિને આધારે રહે અને રાજ્યો વચ્ચે જે તફાવત રાખવામાં આવે છે તે નીકળી જઇ સર્વને સરખો લાભ મળે. જે વાત ભવિષ્યમાં થવાની જ છે, એ વાતને નાહકની લંબાવવાના કરતાં તુરતમાં માગણી પ્રમાણે કરવામાં આવે એ રાજ્યનીતિજ્ઞતાનું ખરૂં સ્વરૂપ છે. અટકાવવા જેવું હોય અને અટકાવી શકાય એવું હોય તે અટકાવવું એ તો બરાબર છે, પણ જે અટકાવી શકાય એવું ન હોય, અને જે અટકાવવા જેવું પણ ન હોય, તેને વિલંબના વમળમાં નાંખવું એ ડહાપણ ભરેલી રાજનીતિ તો ન જ ગણાય. કારણ કે એક દિવસ આ બધાં રાજ્યો એક સત્તાના સંબંધમાં તો અવશ્ય આવવાનાં જ છે.

સલાહ સંપનો હુન્નર ( arts of peace ) ખીલવવામાં રાજ્યો અને લોકોએ મદદ કરવી જોઇએ, એ મતલબનો કાંઇક ઈસારો ના૦ વાઇસરોયના ભાષણમાં છે. સુંદર આશય છે. દરેક માણસની એ હુન્નર ખીલવવાની ફરજ છે. સર્વની એ ઇચ્છા છે. પણ આવો હુન્નર ખીલવવામાં જે એક જરૂરનું હથીઆર જોઇએ છીએ તે એ

છે કે પોતાના તરફ પ્રથમ દૃષ્ટિ કરવાને બદલે માણસોએ બીજાના સુખ તરફ પ્રથમ દૃષ્ટિ કરવી પડે. આવી દૃષ્ટિની ખીલવટ જ્યાં સુધી પ્રથમ થાય નહીં ત્યાં સુધી સલાહ સંપની વૃત્તિની આશા ઓછી છે. કમનસીબે એવું દેખાય છે કે માણસ સલાહસંપની વાત કરે છે, ત્યારે પ્રથમ પોતાની શાંતિ અને સ્વાર્થનો વિચાર કરે છે. એ વાત ભુલી જવાય છે કે બધા પક્ષો પરસ્પર શાંતિ આપવાને માટે ઈચ્છે ત્યારે જ સર્વવ્યાપી શાંતિ થાય.

સ્વાર્થનું પણ એમ જ છે. બીજાના સ્વાર્થને ભોગે પોતાનો જ સ્વાર્થ સાધવાની વૃત્તિ, સ્વાર્થ કદી સાધી શકે નહીં બીજાના સ્વાર્થમાં આડે ન આવવાની વૃત્તિ જ પોતાના સ્વાર્થને સ્વતંત્રતા આપે છે, કારણ કે જે બીજાની આડે આવતો નથી, તેની આડે બીજાઓ આવવા ઇચ્છતા નથી. ના૦ વાઈસરોયનો સલાહ શાંતિનો ઉલ્લેખ પ્રશંસનીય છે, પણ એ સ્થાપવામાં જેમ રાજ્યોને અને લોકોને ભોગ આપવાની જરૂર છે, તેમ શહેનશાહતે પણ તેટલો જ ભોગ આપવા પ્રથમ તૈયાર થવું પડે. શિખામણના પાઠમાં નહીં, પણ શિખામણની આપ લેમાં શાંતિનાં મૂળ છે.

(ના૦ વાઈસરોયના ભાષણ પછી ઠરાવોનો કાર્યક્રમ હાથ ધરવામા આવ્યો હતો.)



# પસાર થયેલા ઠરાવો.

## ૧. ના. શહેનશાહને અભિનંદન.

વાઇસરોયના ભાષણ પછી પહેલો ઠરાવ ના. શહેનશાહ સખ્ત માંદગીમાંથી સાજા થયાની ખુશાલીનો પતીયાલા નરેશે મૂક્યો હતો. અને પ્રભુ કૃપાથી તેમને આરામ થઈ ગયો તે વિષે બધા રાજ્યો તરફથી તેમણે આનંદ જાહેર કર્યો હતો. શહેનશાહની રાજ્યો તરફની પ્રીતિ અને દોસ્તી વિષે તેઓએ ઈસારો કર્યો હતો. અને ઈસારામાં સાથે સાથે રાજ્યો સાથેના કરારનામાની જવાબદારી પ્રમાણે રાજ્યોની સાથે વર્તવાની અને રાજ્યભક્તિથી એ સંબધ જાળવી રાખવાની વાત પણ ગાઈ જવામા આવી હતી.

## વિવેચન.

કોઇ પણ શહેનશાહતની માંદગી તેની રૈયતને, એના મિત્રોને, મિત્ર રાજ્યોને, ખંડીઆ જાગીરદારોને અને અધિકારીઓને ચિંતાગ્રસ્ત કરે અને પ્રભુ પાસે આરોગ્યની પ્રાર્થના કરાવે એ સ્વાભાવિક વાત છે. તેમાં પણ જ્યારે કોઈ નૃપવર લોકપ્રિય હોય, અને બનતાં સુધી લોકોની ઇચ્છા જાણીને રાજ્ય કરનાર હોય એવા નરેશને માટે તો લોકલાગણી ભાવપૂર્વક ચિંતાગ્રસ્ત હોય એમાં નવાઇ શી ? હીંદમાંના અંગ્રેજી રાજ્યની કાર્યપદ્ધતિ વિષે હમણાં કેટલીક ટીકા થાય છે, એ ટીકા બીલકુલ અકારણ છે એમ કહેવું એ બની શકે એવું નથી. તેમ જ બધું જ ખોટું છે એ પણ અતિશયોક્તિ છે, છતાં પણ જે કાંઈ અસંતોષ જેવું છે, તે આંહીની રાજ્ય પદ્ધતિને માટે. રાજાને પોતાને માટે નહીં. રાજાની વ્યક્તિ તો બધી ટીકાથી અતીત છે. ઇંગ્લેંડની રાજ્ય પદ્ધતિ પ્રમાણે તો પ્રધાનમંડળની સલાહથી રાજા સહેજ પણ અન્યથા કરી શકતા નથી. એટલે એને સંબંધે તો “ રાજા કાંઇ ખોટું કરે નહીં. ” ( King can do no wrong ) એ સૂત્ર પૂર્ણાંશે ખરૂં છે. એટલે

પ્રધાન મંડળ જે સારૂં કરે તેનો યશ જો એમને નથી, તો પ્રધાન મંડળને હાથે જે ખોટું થાય તેનો અપયશ રાજાને ચોટાડવો એ ઘણુ ખોટું છે. હીંદના શહેનશાહ એ રીતે હીંદના હાલના વાતાવરણને માટે જવાબદાર ગણાય નહીં, માત્ર એ તો શિરછત્ર તરીકે ભક્તિ અને ભાવનાની મૂર્ત્તિ રૂપે છે. એટલે એની માંદગીમા લોકોને ચિંતા અને એમના આરામમાં લોકોને આનંદ, એ હીંદ હૃદયના બે ઉત્તમ ગુણો છે. આ જમાનામાં આવી લાગણીઓ વ્યક્ત કરવાનો રિવાજ પડી ગયો છે. એટલા જ માટે નરેંદ્રમંડળના ચૅન્સેલરે સર્વની લાગણીઓ વ્યક્ત કરીને ઉચિત કર્યું છે.

---

ચૅન્સેલરની સાથે મહારાજા બીકાનેર, ભોપાલના નવાબ સાહેબ, મહારાજા જામ સાહેબ, પન્ના અને દેવાસના મહારાજા સાહેબ, માલરકોટલાના નવાબ સાહેબ, અલવરના મહારાજા સાહેબ, બુંદીના રાજા સાહેબ, અને સાગલી તથા ભોરના ચીફ સાહેબ એ સર્વેએ પણ એવાજ ઉદ્ગારો કહાડ્યા હતા. અને છેવટમા ના. વાઇસરોયે, રાજા સાહેબોનો આ ઠરાવ અને તેમની લાગણીઓ ના. શહેનશાહને મોકલવામા પોતે મોટું માન સમજે છે એમ કહ્યુ હતું, અને ખાત્રી આપી હતી કે ના. શહેનશાહ રાજાઓના આ સંદેશાને આભારભરી લાગણીથી સ્વીકારશે.

**૨. વાઈસરોયને અભિનંદન.**

ત્યારપછીનો બીજો ઠરાવ પણ ના. પતીયાલા મહારાજા તરફથી ચૅન્સેલર તરીકે મૂકવામા આવ્યો હતો. આ ઠરાવ, ના. વાઇસરોય ઉપર બોંબ નાખીને જે હીચકારો હુમલો કરવામા આવ્યો હતો તેને ધિક્કારી કાઢનારો અને ઇશ્વર કૃપાથી ના. વાઈસરોયનો બચાવ થયો તેની ખુશી બતાવનારો હતો. ના. જામસાહેબ, મહારાજા બીકાનેર, ભોપાલના નવાબ સાહેબ, દેવાસ અને ધોળપુરના મહારાજા સાહેબ, માલર કોટલાના નવાબ સાહેબ અને સાગલી, ભોર તથા જમખંડીના રાજા સાહેબોએ પોતાના ઉદ્ગારો કાઢવામા ભાગ લીધો હતો.

## વિવેચન.

લૉર્ડ અરવીનના સંબંધમાં દરેક રાજા સાહેબે પોતાના હૃદયની લાગણીઓ બતાવી હતી. અને મિત્રતાને છાજે એવા શબ્દોમાં વિવેચન કર્યું હતું. કાવતરાં ભરેલી રીતે બોંબ જેવા હથીઆરથી કોઈપણ માણસની ઉપર આવો નીચ હુમલો કરવામાં આવે ત્યારે દરેકને ત્રાસ અને ધિક્કાર થયા વિના રહે નહીં. તો પછી વાઈસ-

રોયના જેવી વ્યક્તિ ઉપર–અને તેમાં પણ લૉર્ડ અરવીન જેવી વ્યક્તિ ઉપર–આ દુષ્ટ પ્રયોગ થયો, એ હરકોઇને ખેદ ઉપજાવ્યા વિના રહે નહીં એવો છે. જે દેશમાં આવા હથીઆરનો પ્રયોગ થાય છે, તે દેશ શરમ ભરેલી જીંદગી ગાળે છે. હીંદને તો આવા પ્રયોગો અસ્વાભાવિક છે. પશ્ચિમના રસાયણ શાસ્ત્રમાંથી આ શોધો થઈ છે. હીંદ તો અમૃતની શોધમાં સેંકડો વર્ષ મથી રહ્યું હતું. પશ્ચિમે નાશ કરવાના પ્રયોગોની શોધમાં કાળ ગાળ્યો છે. અને છેલ્લી લડાઈમાં હત્યારાં શસ્ત્રોથી ત્રાસ થયા છતાં આવા સલાહ સંપના કાળમાં પણ ભવિષ્યની લડાઇ અને બીજાના ઉપર વિજય મેળવી શકાય એવાં વિનાશના ઝેરનાં શસ્ત્રો છુપી રીતે હજીપણ શોધાઇ રહ્યાં છે. આ હથીઆરોએ–બોંબ જેવાં હથીઆરોએ અને તેને વાપરવાની કુબુદ્ધિએ હીંદમાં પ્રવેશ કર્યો છે. એ જેમ હીંદી જનતાને શરમ ભરેલું છે, તેમ તે હીંદની સંસ્કૃતિના નાશનું કારણભૂત બનશે એ મોટા ખેદની વાત છે. ભય એ રહે છે કે આગળ જતાં એક બીજાની સામે અંદર અંદર પણ આ હથીઆરનો વખતે ઉપયોગ થાય ! ખરાબ સાધનોથી વિજય મેળવવાની આશા રાખવી નિષ્ફળ છે. પ્રભુ જો દરેક કૃત્યનું ફળ આપનાર હોય તો સારા કામનું જ સારૂં ફળ મળે. આ રાજકીય વિષયમાં આપણે શાસ્ત્ર લખવા બેઠા નથી. પણ શાસ્ત્રનાં સત્યો પૂજાની કોટડીમાં જ વાંચવાનાં છે, એમ માનવું એ ખોટું છે. હીંદમાં તો ધર્મ અને વ્યાવહારિક જીવન ઓતપ્રોત છે, એટલે આ લખાણને હાલના આ નરેંદ્રમંડળમાં પણ અવકાશ છે.

---

### ૩. શોક પ્રદર્શન.

ત્યારપછી ત્રીજો ઠરાવ ગત વર્ષમા જે જે રાજા સાહેબોનું અવસાન થયુ તેમને માટે દીલગીરી અને એમના કુટુંબ તરફ દીલસોજી બતાવનારો રજુ થયો હતો. નરેંદ્રમડળે ગયે વર્ષે નીચે જણાવેલા ચાર રાજકર્તાઓ ગુમાવ્યા છે.

ભરતપુરના મહારાજા સાહેબ.

મહારાજ રાણા, ઝાલાવાડ.

લુણાવાડાના રાજા સાહેબ.

રાજકોટના ઠાકોર સાહેબ.

મહારાજા જામ સાહેબે આ ઠરાવને ટેકો આપ્યો હતો, અને છેવટમા નામદાર વાઇસરોય સાહેબે એ દિલગીરીમા અને દિલાસાના સંદેશામા ભાગ લીધો હતો.

## વિવેચન.

જનારનાં વખાણ કરવાં અને એમના અવસાન માટેની દિલગીરી દર્શાવવી એ મનુષ્ય સ્વભાવની પ્રાકૃતિક વિવેકબુદ્ધિ છે. અને કેટલીકવાર મનુષ્યની હયાતીમાં તેનાં જે વખાણ આપણે કરીએ નહીં, તે અવસાન પછી કરવાનું મન થઇ જાય છે. આ ગુણ બહુ સારો છે, કેમકે તે સદ્‌ભાવમાંથી ઉદ્‌ભવે છે. પણ કેટલીકવાર તે સાંભળનારને એવું પણ ભાન કરાવે છે કે બોલનાર જે વિવેક કરે છે, તે એના હૃદયમાં છે તેના કરતાં જરા વિશેષ પડતો કરે છે. ખાસ કરીને આવું એ વખતે લાગે છે કે જ્યારે બોલનાર અને સ્વર્ગસ્થ માણસની વચ્ચે જીંદગી દરમિયાન પરસ્પર સુખરૂપ સંબંધ—એ બે વ્યક્તિ વચ્ચે—ન હતો એવું જાહેર હોય તો.

---

### ૪. ખુશાલી.

સંસારમા ખેદ અને આનંદ વારા ફરતી આવ્યા કરે છે. તેમ સભાઓમા પણ દિલગીર થવા જેવી બાબતો માટે ખેદ અને ખુશી થવા જેવી બાબતો માટે આનંદ, એ બન્ને એકી વખતે દર્શાવવાના પ્રસંગો આવે છે. અહીં પણ તેવુ કઇક બન્યુ છે. અવસાન પામેલા રાજાઓને માટે ખેદ બતાવ્યા પછી જે રાજા સાહેબો, આ વખતે ગાદીનશીન થયા તેમને માટે ખુશાલી પ્રદર્શિત કરવાનો ઠરાવ મૂકવામા આવ્યો હતો. જે ઝાલાવાડના મહારાજ રાણાસાહેબ માટે અને નરસીંહગઢના રાજાસાહેબ માટે હતો.

પતીયાલા નરેશે એ ઠરાવ પેશ કર્યો હતો. પોરબંદરના મહારાજા રાણાસાહેબે તથા ડુંગરપુરના મહારાજા સાહેબે એને અનુમોદન આપ્યુ હતુ. પછી વાઈસરોય સાહેબે એ આનંદમાં પોતાનો ફાળો ઉમેર્યો હતો અને ઇચ્છ્યુ હતુ કે આ બન્ને રાજાની કારકીર્દિ સુખરૂપ નીવડે.

### ૫. કાર્યવાહીકમિટીનો ગતવર્ષનો અહેવાલ.

પછીનો ઠરાવ અગત્યનો હતો. પતીયાલાના મહારાજાએ તે પેશ કર્યો હતો, જેમા ગત વર્ષમા નરેદ્રમડળે શુ શુ કામ કર્યું હતું, તેનુ સમાલોચન કરવામા આવ્યું હતું. આ સમાલોચનમા પ્રથમ પદ બટલર કમિટીના રિપોર્ટની ઘટનાને આપવામા આવ્યુ છે એ કમિટી નીમવા માટે વાઈસરોય સાહેબનો ઉપકાર માનતાં

પતીયાલા નરેશે કહી દીધું છે કે એમા રાજ્યોના લાભ અને ગેરલાભના ખીચડા જેવુ છે. જેવો સ્પષ્ટ નિર્ણય કરવા માટે એ કમિટી નીમવામા આવી હતી એવી સ્પષ્ટતા તે રિપોર્ટમા ભાસતી નથી. એ રિપોર્ટ બહાર પડ્યા પછી એ સબધી વિચાર કરવાને મુબઈમા ગયા જુન માસમાં નરેદ્રમડળના કેટલાક નરેશો અને મત્રીઓની સભા મળી હતી. આ વખતે ચૅન્સેલરની ગેરહાજરીમા ના. બીકાનેર નરેશે જે રાજ્યનીતિજ્ઞતાથી અને ડહાપણ ભરેલી રીતે ત્યાની વિચારણાને પ્રોત્સાહન આપ્યુ હતુ એ માટે પોતાના તરફથી અને બીજા રાજાસાહેબો તરફથી પતીયાલા મહારાજાએ એમના પ્રતિ ઉપકાર પ્રદર્શિત કર્યો હતો. એ વિચારણાને પરિણામે ના. વાઇસરોય સાહેબે પુનામા નરેદ્રમડળની કાર્યવાહક કમિટીના રાજાસાહેબો અને પ્રધાનો (Ministers) માથી કેટલાકને મુલાકાત આપી હતી. અને તે વખતે જે સહાનુભુતિ ભરેલી વાતચીત થઇ હતી તે માટે સતોષ જાહેર કર્યો હતો.

બટલર કમિટીના કામને અગે તેના રિપોર્ટ ઉપર છેવટનો ઠરાવ થાય નહી ત્યા સુધી એ બાબતનુ કામ શરૂ કરવા માટે જે ખાસ ખાતુ (Special organization) ખોલવામા આવ્યુ હતુ તે હજી ચાલુ રાખવાની અગત્ય વિષે એ નામદારે ઉલ્લેખ કર્યો હતો. અને ગ્વાલીયર સ્ટેટની કૃપાને પરિણામે કર્નલ હકસર એ કામને માટે રાજ્યના કામથી ફારેગ થયા તે માટે ગ્વાલીયર રાજ્યનો ઉપકાર માનવામા આવ્યો હતો. પતીયાલાના પરદેશ ખાતાના પ્રધાન ડૉ. રશબ્રુક વીલીયમ્સને એ જ પ્રકારના કામ માટે ઇગ્લેંડ મોકલવામા આવ્યાનો પણ ઇસારો કરવામા આવ્યો હતો. અને નરેદ્રમડળના મત્રીગૃહ (Secretariat) ના જાથુકના મત્રી તરીકે સરદાર મીર મગબુલ મહમદની નીમનોક જાહેર કરવામા આવી હતી.

ત્યાર પછી રાઉન્ડ ટેબલ કોન્ફરસ સબધી ઈસારો કરીને, એ મીલનમા રાજ્યોને પણ એક અગત્યના ભાગ તરીકે ગણી આમત્રવામા આવ્યા છે અને એમ થવામા વડા પ્રધાન અને સર જોન સાયમનનો ખાસ ભાગ છે, તે વિષે ઇસારો કરવામા આવ્યો હતો. અને ના૦ વાઇસરોય સાહેબે વિલાયતમા જઇને એ વાતને ઉત્તેજી હશે એમ કહી તેમનો પણ ઉપકાર માનવામાં આવ્યો હતો. રાઉન્ડ ટેબલ કોન્ફરસ વખતે આ અગત્યના કાર્યમા ના૦ વાઈસરોયની સલાહ તથા હીંદના નરેશો અને તેમના સલાહકારોના રાજ્યનીતિજ્ઞપણાને અગે સફળતા મળશે એવી આશા પતીયાલા નરેશે જાહેર કરી હતી. ત્યાર પછી માર્ચ અને ઓક્ટોબર મહીનામા કાર્યવાહી કમિટી (Standing Committee) ની સભાઓ ભરાઈ તેણે શુ શુ કામ કર્યું હતુ તેનું દિગદર્શન કરાવ્યું હતું. નીચેની બાબતો એ કમિટીમા આ વર્ષમા થઇ છે.

(૧) બ્રિટિશ હીંદમા રેડીઓ બ્રોડકાસ્ટીંગ અને દેશી રાજ્યોમા તેનો પ્રચાર.

(૨) નરેશોના પોતાના ઉપયોગ માટેના હથીઆરો અને દારૂગોળા ઉપર મુકાએલા અંકુશનો સવાલ.

(૩) રેલ્વેબોર્ડ, રેલ્વેના દરો નક્કી કરવાની સલાહકારક બોર્ડ અને ટેરીફબોર્ડ ઉપર રાજ્યોના પ્રતિનિધિ હોવા સબધી વિચાર.

(૪) દેશી રાજ્યોમા નદીઓના બધ સંબંધી.

(૫) હીદના લોકોના દુષ્કાળ ફડની વ્યવસ્થા સંબધીના નિયમોમા ફેરફાર.

(૬) રાજ્યોના હીંદી લશ્કરના નાના અધિકારીઓને લશ્કરી તાલીમ આપવાની સતારામા નવી ખોલવા ધારેલી નિશાળ સબધી વિચારણા.

(૭) રાજ્યોની હદમા હવાઇ જહાજો ( Air navigation ) સબધી.

(૮) રાજ્યો અને પૈસા ધીરનારાઓ તથા ધીરાવનારાઓ વચ્ચેના સબધ સબધી.

(૯) રાજાની તેના રાજ્યમા ગેરહાજરી દરમિયાન સરકારને કોઈ અણીને વખતે રાજ્યના લશ્કરની જરૂર પડે તો તે લશ્કર રાજાને પૂછ્યા વિના ' સ્ટેટ કૌસીલ ' કેવી રીતે આપી શકે તે સબધી.

(૧૦) તારો ઉપર ચોકસી ( censorship ) રાખવાનો હક દેશી રાજ્યોને આપવા સબધી.

એટલી બાબતો ઉપર વિચારણા ચાલી હતી. તેમાથી રેડીઓ બ્રોડકાસ્ટીંગ અને નાણા ધીરનારાઓ સાથેનો સબંધ: આ બે વિષયમા કમિટી નિર્ણય ઉપર આવી હતી. અને તેનો રિપોર્ટ રાજ્યોમા ફેરવવામા આવ્યો છે.

રાજાઓ અને રાજ્યના સંભાવિત ગૃહસ્થોને હથીઆર અને દારૂગોળો ખરીદવા તથા રાખવા સબધી હીંદી સરકાર અને રાજ્યો વચ્ચે ગયા ઓકટોબરમા મસલત થઇને એક નિવેદન ( Memorandom ) તૈયાર કરવામા આવ્યુ હતુ જે હાલ નરેદ્રમડળની કાર્યવાહી કમિટી પાસે વિચારણામા છે.

બીજી બાબતો ઉપર જોઈતી સામગ્રી તૈયાર કરવાના પ્રયત્ન થઈ રહ્યા છે, અને સતારાની લશ્કરી શાળા માટે જે પ્રબંધ કરવામા આવ્યો છે, તે ઉપર જુદાં જુદાં રાજ્યોનો અભિપ્રાય માગવામા આવ્યો છે.

તારો ઉપરની ચોકશી રાખવાની બાબત આગળ વધી નથી. પણ એવી આશા રાખવામા આવી છે કે સરકારની તેવી જ રાજ્યની જરૂરીઆત જોતા સરકાર આ બાબત ઉપર સહાનુભુતિ ભરેલી દષ્ટિથી જોશે.

રાજ્યની હદમા હવાઈ જહાજો ઉડવા સંબધી એવું ઠર્યું છે કે રાજ્યની હદનો આકાશ માર્ગ રાજ્યોનો ગણાશે. રાજ્યોના નાણા સંબંધી હકો જળવાશે, અને આ હવાઇ માર્ગ સંબંધી હીંદી સરકારની જે જવાબદારી પૃથ્વીના બીજાં રાજ્યોની સાથે હશે તેમા દેશી રાજ્યો સરકારની સાથે સામેલગીરી રાખશે. પતીયાલા મહારાજ કહે

છે કે આ બાબતનું આવું સુખરૂપ પરિણામ બીકાનેર, કાશ્મીર, અને ભોપાળના નરેશોની કુનેહથી અને પોલીટીકલ સેક્રેટરી સર ચાર્લ્સ વૉટસનની તથા સરકારના બીજા ખાતાઓના નિષ્ણાતોની મીઠાશ ભરેલી નીતિમત્તાથી આવ્યું છે. આ બાબતનું લખાણ ( Final summary ) સરકારની તપાસમા છે, અને આશા રાખવામા આવે છે કે થોડા વખતમા આપણી પાસે તે આવશે.

પતીયાલા મહારાજાએ રજુ કરેલા ગયા વર્ષની કાર્યવાહી કમિટીના કામના રિપોર્ટનું ટુંક બ્યાન ઉપર આપ્યું છે તેને બીકાનેરના મહારાજાએ તથા દેવાસ ( સીનીયર ) ના મહારાજાએ અનુમોદન આપી પતીયાલા નરેશને મુબારક બાદી આપી હતી. જેનો એ નરેશે સંક્ષિપ્તમા ઉપકાર માન્યો હતો.

બીજા દિવસની બેઠક વખતે પ્રથમ ચેન્સેલર, પ્રો. ચેન્સેલર, કાર્યવાહી કમિટી તથા વધારાના મેંબરોની ચુંટણી થયા પછી બીજું કામ હાથ લેવામાં આવશે એ બાબતનો નિશ્ચય કરીને નરેંદ્રમંડળ બરખાસ્ત થયુ હતુ.

## ૬. પ્રજાસંઘ સંબંધી અહેવાલ.

બીજા દિવસની* કાર્યવાહીની શરૂઆતમા કપુરથલાના મહારાજાએ ૧૯૨૯ ની પ્રજાસંઘની બેઠકમા હીંદુસ્તાન તરફથી પોતે ગયા હતા તેનો અહેવાલ નરેંદ્રમંડળ પાસે રજુ કર્યો હતો.

કપુરથલાના મહારાજા:—તેમણે કહ્યુ કે જીનીવાની પ્રજાસંઘની ( League of Nations ) બેઠકમા હીંદ તરફથી એક સભ્ય તરીકે બેસવાનુ મને આ ત્રીજી વખત માન મળ્યું છે અને એ પ્રતિનિધિ મંડળ ( Delegation ) મા એક નરેશ તરીકે જવાના એ માન માટે એકવાર ફરીને હુ ઉપકાર માનું છુ. મારા ખાનગી કામને લીધે આ વખતે ત્યા જવામા મને બહુ સગવડતા ન હતી, પણ જે રીતિએ મને આ આમંત્રણ કરવામા આવ્યું હતું તે રીતિ તરફ દૃષ્ટિ નાખતા મને લાગ્યુ કે હુ તેની ના પાડી શકુ નહી. જો કે તેને લીધે મારો પોતાનો કાર્યક્રમ મારે ફરી ગોઠવવો પડ્યો હતો.

૧૯૨૯ ની પ્રજાસંઘની બેઠક એ તેની આગલી બેઠકોમાની સૌથી વધારે અગત્યની હતી. તેના કારણ હું ટુકમા જણાવીશ. પણ પ્રથમ તો એ વાત કહેવી જોઇએ કે હીંદની દૃષ્ટિએ આ બેઠક યાદગાર રહેશે. કેમકે હીંદુસ્તાનના પ્રતિનિધિ મંડળનું નેતૃત્વ આ વખતે પહેલી જ વાર મારા મિત્ર અને આપણામાના એક હીંદી, સર મહમદ હબીબુલ્લાને મળ્યું હતું. બ્રિટિશ હીંદના અગ્રેસરોના યોગ્ય પ્રલોભનો સાથે રાજકર્તાઓના આખા વર્ગે સહાનુભુતિ બતાવવી ઘટે અને મારી ખાત્રી છે કે હીંદના અભિલાષોનો આપણે આનંદપૂર્વક સ્વીકાર કરીએ છીએ.

---

* તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૩૦, નરેંદ્રમંડળની જાહેર બેઠકનો બીજો દિવસ હતો.

નજીકના ભવિષ્યમા આપણામાના કોઈને એ નેતૃત્વનું માન મળે તો, બ્રિટિશ હીંદના નેતાઓ એજ સહાનુભુતિથી એને વધાવે એવી મારી પૂર્ણખાત્રી છે.

સર મહમદે જે રીતે ત્યાનુ મુશ્કેલ કાર્ય બજાવ્યુ, તે તેની મહાન કારકીર્દિને યોગ્ય હતુ. એટલુ જ નહી પણ તેથી તેમના માનમા ઘણો વધારો થયો છે. એમની નિખાલસ ન્યાયવૃત્તિ અને રાજ્યનીતિજ્ઞતા માટે હીંદના પ્રતિનિધિઓ તેમના ઉપકૃત છે. એ પ્રતિનિધિત્વમા એક રાજકર્ત્તાની હાજરીએ તેમના મોભાને સબળ કર્યો હતો. કેમકે જીનીવાનો મારો પહેલાનો અનુભવ એમને ઉપયોગી થઇ પડળો હતો એવી હુ આશા રાખું છુ. મારે કહેવાની જરૂર નથી કે સર હબીબુલ્લા અને મારો સબધ માત્ર નિખાલસ હતો એટલું જ નહી પણ બહુ સ્નેહભર્યો હતો.

## વિવેચન.

કપુરથલાનું રાજ્ય અને તેનો રાજ્યવહીવટ જોનાર દરેક માણસને લાગ્યા વગર રહે જ નહી કે ત્યાંના લોકો સુખી છે અને રાજ્ય વ્યવસ્થા સુદર રીતે ચાલે છે. અધિકારીઓની પસદગી ધ્યાનપૂર્વક કરવામાં આવી છે અને જોનારને એકદર સતોષ થાય એવી બધી ઘટના ત્યાં છે. નરેશ પોતે અગ્રેજી અને ફ્રેચ બહુ સુંદર રીતે જાણે છે. અને પ્રજાસઘમાં એ બે ભાષા મુખ્યત્વે કરીને વપરાતી હોવાથી ત્યાંના કામકાજમાં હીંદના બીજા નેતાઓ જે સૂક્ષ્મતાથી ભાગ લઈ શકે તેના કરતા વધારે રસ અને સૂક્ષ્મતાથી ભાગ લઇ શકાય એવી તેઓ શક્તિ ધરાવે છે ફ્રેચ ભાષા તો તેઓ અગ્રેજી કરતા પણ વધારે સુંદર બોલી શકે છે. પોતાના રાજ્યમાંથી દરવરસ તબીયતને કારણે તેમને છ એક માસ ગેરહાજર રહેવું પડે છે, તે પ્રજાને અને હીંદના કેટલાક ભાગને રૂચે તેવું નથી; એ વાત કબૂલ કરવા જેવી છે. પરંતુ તેમની આ લાંબી ગેરહાજરી એક બે સ્થળે રહીને એકલી મોજમજાહ કે આરામમાં વ્યતિત થતી નથી. આખી દુનિયાના જુદા જુદા દેશોમાં તેઓએ એક કરતાં વધારે વાર પર્યટન કર્યું છે. અને સૂક્ષ્મ નજરનું પર્યટણ એ માણુસની વિચારશક્તિ અને દૃષ્ટિને વિકસાવે છે. એ લાભ એ નામદારે પૂર્ણપણે મેળવ્યો છે, એમ એમને મળનાર કોઇપણ માણુસ જોઇ શકે એવું છે. અને એમની એ યોગ્યતાને લીધે જ ઉપરા ઉપરી ત્રણ વખત પ્રજાસંઘમાં તેમની પસંદગી થઇ છે. પ્રજાસંઘનાં કામો માટેની પસંદગી, મોભાના કરતાં એ કામ કરી શકવાની શક્તિ ઉપર થાય એજ યોગ્ય

નિયમ છે. અને મહારાજા કપુરથલાની પસંદગીમાં એ નિયમનો યથાર્થ ઉપયોગ થયો છે.

પ્રજાસંઘ એવાં મોટાં કાર્ય કરી રહ્યું છે કે જેમાં દરેક દેશના પ્રતિનિધિ વારાફરતી જુદા જુદા જતા નથી. પણ હીંદમાંજ એવી પ્રથા પડી ગઇ છે કે બનતાં સુધી જુદા જુદા પ્રતિનિધિને નીમવા. આ નિમણુકો માન માટે નથી. પણ ખરેખરૂં કામ કરવા માટે છે. એટલે દરેક વખતના હીંદના પ્રતિનિધિઓ ગમે તેવા હોશિઆર છતાં જુદા જુદા માણસોના અભ્યાસમાં ભૂતકાળની પરંપરા પૂર્ણપણે આવી શકે નહી પ્રતિનિધિ મંડળનું નેતૃત્વ તો, ઘણાં વર્ષ એ મંડળોમાં જેઓ રહ્યા હોય, તેઓમાંના એકના જ હાથમાં બનતાં સુધી રહે એ ઇચ્છવાયોગ્ય છે. કામની રીત માટે તો એ ઘણુ અગત્યનુ છે. આજ ધોરણે ઇંગ્લૅંડના પ્રતિનિધિ તરીકે લૉર્ડ રોબર્ટ સેસીલ પ્રજાસંઘમાં બીરાજે છે. સંઘમાં તેમની લાંબી હાજરીનું પરિણામ એ આવ્યું કે પ્રજાસંઘના ખરા હૃદયને તે પારખી ગયા છે. અને પોતાના ઉચ્ચ હૃદયથી તેને રંગી લીધેલ છે. ૧૯૨૩ માં કોરફ્યુ ટાપુને સંબધે ઇટલીએ જ્યારે ઉતાવળું પગલું ભર્યું હતું, ત્યારે સલાહને હૃદયપૂર્વક ઇચ્છનાર આ સત્પુરૂષે પ્રજાસંઘના ખરા તાત્પર્ય ઉપર ભાર મુકીને ઇટલીને ક્ષણ વાર પોતાની મગરૂબીમાંથી પાછું હઠવું પડે તેવું જોર બતાવ્યું હતું. એ જોર ઇંગ્લેંડના જોરનું જોર ન હતુ પરંતુ એ જોર લૉર્ડ રોબર્ટ સેસીલના મનુષ્ય સ્વભાવના જ્ઞાનનું, એમના હૃદયની શુદ્ધતાનું અને પોતાના આવા ચારિત્ર્યથી આખા પ્રજાસઘ ઉપર તેમણે જે અસર પાડી હતી તેનું હતું. હું તે વખતે ત્યાં હતો. પ્રજાસંઘની કૌંસીલની ખાનગી બેઠકોમાં જે લાગણી ભરેલું અને જોરવાળું મંતવ્ય બધા પાસે તેમણે કબૂલ કરાવ્યું તે પ્રજાસંઘના આત્માને તેઓ બરાબર સમજે છે, એવું બતાવી આપે એવું હતું. ઇટલીનું આ પગલું કાં તો સુધરે અને કાં તો પ્રજાસંઘ બંધ થાય ત્યાં સુધીની તેમણે વાત કરી હતી. એ જોર મુસોલીનીની બરાબરી કરી શકે તેવા "ડીકટેટર"નું ન હતું. પણ ખરા ન્યાય માટે પ્રભુ ઉપર આસ્થા રાખીને ધર્મી અંતઃકરણ જે જોર કરી શકે એવું હતું. અને તેની અસર પણ સર્વ ઉપર એ થઇ કે પ્રજાસંઘની નિષ્ફળ-

તાનો ભય એમણે દૂર કરી નાંખ્યો. એ બધું એમના હૃદયનું ફળ છે ખરૂં, પણ તેની સાથે પહેલેથી આજ સુધી તેઓ ઇંગ્લેંડના પ્રતિનિધિમંડળના નેતા તરીકે ત્યાં રહી જે જ્ઞાન મેળવી શક્યા છે, તેનું પણ હતું. તે બધા પક્ષોનો સરખો વિશ્વાસ મેળવી શક્યા તેની સાબીતી એ છે કે અત્યારે મજુર પક્ષનું પ્રધાનમંડળ છતાં સરકાર લૉર્ડ સેસીલને હજી એ નેતૃત્વનું માન આપે છે ઇંગ્લેંડ એ રીતે પોતાના હિતમાં સુરક્ષિત છે. એવો જ લાભ હીંદને મેળવવો હોય તો જે ધોરણે અને કાર્યદક્ષતાથી ઇંગ્લેંડ પોતાના પ્રતિનિધિમંડળની ગોઠવણ કરે છે, એજ ધોરણે હીંદના પ્રતિનિધિમંડળની ગોઠવણ થાય એ ઇચ્છવાલાયક છે

એકલુ ઇંગ્લેંડ નહિ પણ ફ્રાંસના પ્રતિનિધિ મો. બ્રાયા, જર્મનીના પ્રતિનિધિ મર્હુમ ડૉ. સ્ટ્રેસમેન, સ્વીડનના પ્રતિનિધિ ડૉ નાન્સેન અને એવા ઘણા દેશોના એકના એક પ્રતિનિધિ ત્યાં આવે છે. સંસ્થાઓ મોટા નામથી સમર્થ થતી નથી પણ તે મોટાં માણસોથી સંરક્ષાય છે અને પોષાય છે

જીનીવાના સંઘનો ખરેખર લાભ સમગ્ર પૃથ્વીની પ્રજાને કેટલો મળે છે તે તો હજી ભવિષ્યના ગર્ભમાં છે, પણ એટલું તો કહ્યા વગર ચાલતું નથી કે એ સંઘ ઉપયોગી કામ કરી રહ્યો છે. વળી જીનીવાનો એક બીજો મોટો લાભ એ છે કે દુનિયાના મોટા મોટા દેશોના સમર્થ વિચારકો ત્યા સાથે મળે છે. અને તેને લીધે વિચાર સામર્થ્યની અને મત સહિષ્ણુતાની એક એવી શાળા ત્યાં થોડા કાળને માટે ખડી થાય છે, કે જેને લોકહિત કરવાની ઇચ્છા હોય તેણે ત્યાનો અનુભવ મેળવવો જોઇએ. હું ત્યાં હતો ત્યારે મને લાગેલું કે હીંદની ભૂતકાળની સંસ્કૃતિ અને હીંદની હાલની જરૂરીઆતનુ તાત્પર્ય કાઢી શકે એવા કોઇ પ્રતિનિધિ ત્યા જાય, તો જરૂર આ વિશાળ દૃષ્ટિવાળાઓના મન ઉપર પણ એક પ્રકારની અનોખી અસર કરી શકે.

મહારાજા જામસાહેબની કૃપાને લીધે લગભગ હંમેશાં અપાતા લંચ અને રાત્રીના ખાણામાં જવાનો મને પ્રસંગ મળ્યો હતો. અને એ નામદારે જે રીતે અને જે માનથી મને રાખ્યો હતો તેને

લીધે પ્રથમ દરજ્જાના વિચારકો સાથે વાતોનો લગભગ સતત પરિચય મારે થયો હતો. એ મોહ હજી ભુલાતો નથી. એ મોહ મોટાઓ સાથે બેસવાનો નથી પણ સમર્થ વિચારકોના વિચારસમુદ્રમાં ડુબકી મારવાનો છે. વિચારદૃષ્ટિ જેને જોઇતી હોય તે ત્યાં જઇ શકે છે. કપુરથલાના મહારાજાએ પ્રતિનિધિ તત્વમાં એકના એક નેતાઓ લાંબો કાળ રહે તેની જે જરૂરીઆત બતાવી છે, તે આ દૃષ્ટિથી છે એમ હું માનું છું.

સર મહમદ હબીબુલ્લા વાઇસરોયની કૌન્સીલના સભ્ય છે. તેમની આખી કારકીર્દિમાં કોમી તફાવત રાખ્યા સિવાય એક સાચા હીંદી તરીકે તેમણે સર્વ પક્ષનું માન મેળવ્યું છે. ખરેખર, સંઘની ગઇ બેઠકમાં તેઓ હીંદના યોગ્ય પ્રતિનિધિ હતા બહારનો ડોળ બતાવવાનો એમનો સ્વભાવ નથી. શાંતપણે કામ કરી શકવાની શકિત અને વિચારોને હીંમતથી મૂકવાની તેમની વૃત્તિ, જેઓ જાણે છે તેઓને તેમને માટે માન ઉપજ્યા વગર રહે નહિ. અને તેથી કપુરથલાના મહારાજાએ તેમને વિષે જે માનભરેલા શબ્દોમાં કહ્યું છે તે યોગ્ય જ છે.

---

મહારાજા કપુરથલાઃ—મહારાજાએ પોતાના રિપોર્ટમા આગળ જતા કહ્યુ છે કે કલકત્તાની હાઈકોર્ટના ન્યાયમૂર્તિ સર એડવર્ડ ગ્રીવ્સનો કાયદા પૂરતા કામોનો પ્રતિનિધિમંડળમા ચાર્જ હતો. તે સિવાય સર ચુનીલાલ મહેતા, જેમને મુબઈ સરકારની કારોબારી કૌંસીલનું તથા મુંબઇના વ્યાપાર સબધી જ્ઞાન છે, તેઓ હતા. વ્યાપાર ખાતાના સેક્રેટરી સર જોફ્રે કોર્બેટ અને હીંદી સીવીલ સર્વિસ કમીશનના સૈયદ રઝાઅલ્લી એઓ પોતાના સહકર્મચારી હતા. સર હબીબુલ્લા અને સર જોફ્રે કોર્બેટ એમના અધિકારમા પ્રજાસઘના કામની સાથે હીંદી સરકારના જે ખાતાઓને બહુ લાગતુ વળગતુ છે એ ખાતાઓનુ કામ પણ હતુ. મને લાગ્યુ કે મારા બધા મિત્રોને જીનીવાના કામના ભૂતકાળના કામોના અનુભવના અભાવને લીધે જરા મુશ્કેલી પડતી હતી. તેથી પ્રજાસઘમા હીંદના પ્રતિનિધિઓ જુદા જુદા નહીં પણ લાબા કાળ સુધી એકના એક રહે તેની અગત્ય વિષે અમે અમારા રિપોર્ટમા ધ્યાન ખેચ્યું છે. બ્રિટનના પ્રતિનિધિ મડળમા મુખ્ય પ્રધાન, પરદેશ ખાતાના પ્રધાન, બોર્ડ ઓફ ટ્રેડના પ્રમુખ અને લોર્ડ રોબર્ટ સેસીલ, કે જેમની જીનીવામા ઘણીજ લાગવગ છે, તેઓ હતા. બ્રિટનનુ આ પ્રતિનિધિમંડળ એસેમ્બ્લીમા આજ સુધી નહીં આવેલું એવું સમર્થ પ્રતિનિધિમંડળ હતું. એ મંડળના આઠ સભ્યોમાં ધ્યાન ખેંચે તેવી વાત એ હતી કે બે સ્ત્રી સભ્યો હતી. બ્રિટિશ સસ્થાનોના પણ ઘણા પ્રતિનિધિઓ હતા.

## વિવેચન.

પ્રતિનિધિઓની ચુંટણી સરકાર કેવી ધ્યાનપૂર્વક કરે છે, એ પ્રતિનિધિઓના નામ ઉપરથી જણાઇ રહે છે. એ ચુંટણી નીમાનારનો મોભો વધારવા માટે નથી. કારણ કે એઓને તો તેમનાં ભૂતકાળના કાર્યોથી મોભો મળેલો જ હોય છે. પણ તેઓની પસંદગી કામ કરવાના સામર્થ્ય ઉપર થયા કરે છે. એજ પ્રકારની દૃષ્ટિ ગોળમેજી પરિષદમાં સરકાર રાખશે. રાજા સાહેબો પણ એ પરિષદમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે ત્યારે આ સર્વમાન્ય ધોરણ ઉપર નજર રાખે એમ રાજ્યહિત ઇચ્છનાર સર્વે આશા રાખે.

આવા અગત્યનાં કાર્યોમાં હવે સ્ત્રીઓ ભાગ લેવા માંડી છે એ મોટું સુચિહ્ન છે. જે દેશમાં પુરૂષ અને સ્ત્રીઓ વચ્ચે ન પુરી શકાય એટલું છેટું હોય તે દેશ એક પૈડાને ગાડે ચાલે છે. પ્રજાની ઉન્નતિનો વ્યાવહારિક આધાર પુરૂષની શક્તિ ઉપર છે, તે બરાબર છે પણ પ્રજાના મનની અને ચારિત્ર્યની ઉન્નતિ તો શિક્ષિત માતાઓ સિવાય થઇ શકે નહીં બાળકોનું શરીર માનુ દૂધ પીને ઉછરે છે, પણ તેમનુ હૃદય માનુ હૃદય ધાવીને ઉછરે છે પણ તે હૃદયની ઉન્નતિ સ્ત્રીની કેળવણી અને તેના વિચાર સામર્થ્ય ઉપર આધાર રાખે છે. એટલે સ્ત્રીઓને જ્યાં સુધી પોતાના જેવી સમર્થ અને સમાન પદવીવાળી બનાવાશે નહી, ત્યા સુધી એ ઉન્નતિની આશા ખરેખર ફોગટ છે.

લડાઇના વખતમાં બ્રિટનની સ્ત્રીઓ જે કામ કરી રહી હતી તે જેણે જોયુ હોય અને તેને નિરીક્ષણ શક્તિ હોય તો કહ્યા વગર રહી શકે નહીં કે રણાંગણ હથીઆરબંધ માણસોએ જીત્યું છે, પણ તે જીતમાં અર્ધો ભાગ ઘેર રહી દેશકામ કરનારી અને લશ્કરમાં રહી નર્સીંગનું કામ કરનારી બ્હેનોનો છે. પૂર્વ દેશની સ્ત્રીઓને પુરૂષોથી જે ભય છે. તે ભય જ્યાં સુધી નીકળશે નહીં ત્યાં સુધી તેઓ નિર્ભયપણે પોતાનું ખરૂં જીવન સમજી શકશે નહીં અને તે નિર્ભયતા સરખી જ્ઞાન શક્તિ વગર ન આવે એટલે સ્ત્રીઓને સમજુ બનાવવાની જરૂર પુરૂષો ઉપર છે રાજનીતિનું એક વખોડવા જેવું તત્વ છે અને તેવુ જ તત્વ જન વ્યવહારનું છે. તે એ છે, કે

જેમાં જેનો સ્વાર્થ હોય તે સ્વાર્થ પાત્રને, સ્વાર્થી હંમેશાં બની શકે તે દિશામાં પોતાના કરતાં અશક્ત રાખે છે કે જેથી સ્વાર્થ પાત્રો હંમેશાં પોતાને આધીન રહે. રાજા સાહેબો પ્રજાને સુધારવા પ્રયત્ન કરતાં કરતા પણ બનતાં સુધી તેને પૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરતા નથી, કેમકે તાબે થવું એ પ્રજાનો ધર્મ છે. પ્રજાનો ગુણ છે, એમ તેઓ શીખવ્યા કરે છે. અને બીજાઓને તાબે રાખવા એટલે પોતે સત્તા ચલાવવાની યોગ્યતા ધરાવવી એની એમાંથી ગંધ આવે છે.

હીંદુસ્તાનમાં પુરૂષોએ, સ્ત્રીઓને તાબે રાખવા માટે રાજકર્ત્તાઓ કરતાં પણ વિશેષ અધમ રીતિ ગ્રહણ કરી છે. એઓએ સ્ત્રીઓને બહારના જ્ઞાનથી બીલકુલ અજ્ઞાત રાખી છે, જેથી તેમનાં શરીર જ નહીં પણ તેમનો આત્મા પણ સદા આધીન રહે. અજ્ઞાની અને અભણ આત્મા ભયભીત રહે છે, એટલે તેને તાબે રાખવા સિવાય બીજુ શું કરવાનું હોય એમ સમજીને પુરૂષોએ, સ્ત્રીઓને પોતાની સહધર્મચારિણી નહીં પણ દાસી તરીકે રાખી, તેમાંથી હીંદ આજે આ અધોગતિ ભોગવે છે. હીંદની પ્રાચીન સંસ્કૃતિમાં પુરૂષોએ સ્ત્રીઓને માનની દૃષ્ટિથી જોઇ છે આ માન ખરેખર હૃદયનું ઉત્પન્ન થાય એ રીતે તેને કેળવી છે અને પોષી છે, તથા પોતાના જેટલું જ સ્વાતંત્ર્ય આપ્યું છે. આના દાખલા હીંદના ઇતિહાસમાં છે. જ્યારે એવી સ્થિતિ હતી ત્યારે હીંદુસ્તાન દુનીઆના દેશોમાં સૌથી વધારે ઉન્નતિ ભોગવતુ હતું. એ વખતની હીંદની સંસ્કૃતિને હજી પશ્ચિમની સંસ્કૃતિ પહોંચી શકી નથી ઇતિહાસના પાનામાં ચડેલી અને આજ કયાંઇ ન દેખાતી એ સંસ્કૃતિને પશ્ચિમ હજી માનની દૃષ્ટિથી જોયા કરે છે. એ માણુસાઇની સંસ્કૃતિ હતી અને માણુસાઇ ત્યાં ભેદ નહીં એ, એ સંસ્કૃતિનો પાયો હતો. આજે સંસ્કૃતિની એ સ્થિતિ બદલાઇ ગઈ છે. તો આપણી વ્યાવહારિક સ્થિતિ બદલાઇને પણ અધોગતિ પામી છે. હીંદની ધારાસભાઓમાં જ્યારે સ્ત્રીઓ બેસતી થશે, ત્યારે દેશોના પ્રજાસંઘમાં પણ બેસી શકશે. અસ્પૃશ્યોને સ્પૃશ્ય બનાવવામાં જે પ્રયત્ન થાય છે, તે આપણા ઘરની સ્ત્રીઓને એક જાતની અસ્પૃશ્યતામાંથી સ્પૃશ્ય કરવાનું વધારે જોરથી સૂચન કરે છે. પણ ઘરસંઘમાં જ્યાં સુધી

સરખું સ્વામીત્વ મળે નહિ ત્યાં સુધી દેશની ધારાસભામાં કે જગતના પ્રજાસંઘમાં સ્થાન મળવાની આશા કેટલી દુર્ઘટ !*

---

મહારાજા કપુરથલા:—૧૯૨૬ ની અને ૧૯૨૭ ની બેઠકો કરતાં આ છેલ્લી બેઠક જુદા પ્રકારની હતી. '૨૬ ની સાલની બેઠક યાદગાર હતી, કારણ કે તે વખતે જર્મની તેમા પહેલ વહેલુ દાખલ થયુ હતુ, અને જો કે '૨૯ ની સાલમા એવી કોઇ મોટી બીના નહોતી બની તો પણ આતરરાષ્ટ્રીય સબધોમા જે અગત્યનો વધારો થયો હતો, તે માટે ગઈ સાલની બેઠક યાદ રહે તેવી છે. ૧૯૨૪ ની સાલનુ જીનીવાનુ ખતપત્ર ( Protocol ) નિષ્ફળ ગયું ત્યારથી પ્રજાસંઘ પોતાની સ્થિતિને વ્યવસ્થિત રીતે મજબુત કરતુ જાય છે. જો કે બહાર દેખાઈ આવે એવા પરાક્રમો કાઇ બતાવી શકતુ નથી, તો પણ તેની પ્રગતિ ઘણુજ મજબૂત પાયા ઉપર થતી જાય છે અત્યારે બ્રિટિશ સરકારની વલણ પ્રજાસઘની સામાન્ય નીતિ ઉપર ઘણી મજબૂત અસર કરી રહી છે. આ પહેલાનુ કન્ઝરવેટીવ પ્રધાનમડળ, પ્રજાસઘ વિષે પોતાના વિશ્વાસમા પ્રામાણિક છતા પ્રમાણમા ધીમી પ્રગતિ કરી રહ્યુ હતુ. મજુર પક્ષનું પ્રધાન મડળ કુદરતી રીતે નવી નીતિને વિશેષ ત્વરાથી લાગુ કરવાના માર્ગ ઉપર છે અને એ પ્રધાનમડળ સત્તા ઉપર આવ્યા પછી પ્રજાસઘના જે આશયો છે, તે આશયોને કબૂલ કરવામા એણે બેશક ઘણુ બળ બતાવ્યુ છે.

## વિવેચન.

કપુરથલાના મહારાજાનું નિરીક્ષણ કેવુ તલસ્પર્શી છે ? હીંદના સબંધી વિચારોનો ઉકેલ કરતાં કરતાં પ્રજાસંઘની નીતિ ઉપર તેમણે કેવી તીક્ષ્ણ દૃષ્ટિ રાખી જણાય છે ? ત્યાંનાં અગત્યનાં અંગો તરફ ધ્યાન ખેંચીને એ સઘ જાતે જોવાનો જેને લાભ ન મળ્યો હોય તેણે પ્રજાઓની પ્રગતિને કેવી દૃષ્ટિથી જોવી જોઈએ તેનું એમણે ઉપલા પેરેગ્રાફમાં ભાન કરાવ્યું છે. અને જ્યારે જે પક્ષ સત્તા ઉપર હોય, ત્યારે તે તે પક્ષ પ્રજાની પ્રગતિ ઉપર કેવી અસર કરે છે, તેનુ પણ વર્ણન આપ્યું છે. મજુરપક્ષને મહારાજાએ અચ્છું પ્રમાણપત્ર આપ્યું દેખાય છે.

---

* Men who are not independent in managing their own internal affairs cannot show independence in the discussions of internal or foreign affairs ગ્રંથકર્તા.

કપુરથલાના મહારાજાઃ—વડા પ્રધાન પહેલા અઠવાડીઆમા લગભગ આખો વખત જાતે હાજર રહેતા હતા, અને એમણે ઘણા જ યાદગાર શબ્દોમાં સામાન્ય ચર્ચા શરૂ કરી હતી. જેમની અસર ત્યાર પછીના બધા કામકાજ ઉપર મજબૂત થઇ હતી. પોતાના વક્તવ્યમા તેમણે બ્રિટનની પરદેશ સાથેની નીતિનું પૂરે પૂરૂ વર્ણન કર્યું હતુ, અને ઇગ્લેડની હાલની પરદેશ સાથેની નીતિ પ્રજાસઘના મૂળ સિદ્ધાતો ઉપર સપૂર્ણપણે રચાયેલી છે, તેની એમના ભાષણમા જે સાબીતી હતી તેને પ્રજાસઘે બહુ આદર આપ્યો હતો. પૂર્વ અને પાશ્ચમના ભવિષ્યના સબધો વિષે એમના ભાષણમા અગત્યનો ફકરો હતો. ઈજીપ્તની સાથેના જે પ્રશ્નો હાલ ઉકેલાય છે, તેનો દાખલો આપીને પૂર્વ તરફના બધા દેશો તરફ એ દૃષ્ટિથી જાણે જોવાનું હોય એવું સૂચન થયુ હતુ, અને તે ચીનના પ્રતિનિધિએ બહુ જ હર્ષપૂર્વક સત્કાર્યું હતુ.

અહીં થોડુક પૂર્વના દેશો વિષે અપ્રસ્તુત પણ કહી દઉં. દીલગીરીની વાત એ છે કે ચીન આજસુધી પ્રજાસઘમા જોઈએ તેવો ભાગ લઈ શકયુ નથી. અને જ્યારે ત્યા પ્રજાકીય તત્ર પહેલું સ્થપાયુ ત્યારે તો પ્રજાસંઘ તરફ વહેમની દૃષ્ટિથી તે જોતુ હતુ. ગઈ સભામા ચીનનું પ્રતિનિધિત્વ બહુ જ સમર્થ હતુ. અને હવે સ્પષ્ટ દેખાય છે કે પ્રજાસઘની શુભેચ્છા તથા નિષ્પક્ષપાતપણામા ચીનને સતોષ થયો છે; તેમ તેની સાથે સહાનુભૂતિથી કામ કરવા તે તૈયાર છે. આનું સ્પષ્ટ પરિણામ એ આવશે કે એશિયા અને પ્રજાસઘ વચ્ચેના સબધોમા વધારો થશે.

## વિવેચન.

અહીં પણ મહારાજા કપુરથલાની દીર્ઘદૃષ્ટિનું ભાન થાય છે. માત્ર એકલા હીંદના સવાલો ઉપર તેઓએ દૃષ્ટિ રાખી નથી. તેમ દેશોના સબંધોની નહીં પણ આખા ખંડોના પરસ્પરના સંબંધોની વાત તેમણે કરી છે. સંઘના સહવાસથી એશિયાનું મહત્વ વધે, એમાં હીંદને પણ લાભ છે, એ વાતનું ચીનનો દાખલો આપીને તેમણે મર્મથી સૂચન કર્યું છે. નરેશ છતાં જાણે હીંદની પ્રજાના કોઇ નેતા હીંદના દૃષ્ટિબિંદુથી વાત કરતા હોય તે દૃષ્ટિનું તેમનું આ કથન છે. અને સાથે સાથે બ્રિટનની પૂર્વ તરફના દેશો તરફ હાલની સહાનુભૂતિવાળી દૃષ્ટિનું સૂચન કર્યું છે. ઘણાં વર્ષો સુધી લાગલાગટ પ્રતિનિધિ તરીકે જવાનું ફળ આવી વિશાળ દૃષ્ટિમાં પરિણમે. એ ફાયદાના જ્ઞાનથી જ એમણે બનતાં સુધી એના એજ પ્રતિનિધિ જવા જોઇએ કે સમગ્રનીતિ પૂર્ણાંશે ધ્યાનમાં રહે એવી ભલામણ કરી છે અને તે ઉપરના અનુમાનમાંથી ઉત્પન્ન થઇ લાગે છે.

---

મહારાજા કપુરથલા:—આંતરરાષ્ટ્રીય તકરારોનો ન્યાયની નીતિએ નિકાલ કરવા માટે હેગમાં એક કોર્ટ સ્થાપવામાં આવી છે.* તેના કાયદાની જે કલમ રાજ્યોની મુનસફી ઉપર મૂકવામાં આવી છે, તે કલમ ઇંગ્લેંડ અને કેટલાંક રાજ્યોએ આજ-સુધી કબૂલ રાખી નથી તે કલમ ઉપર કબૂલતની સહી કરવાનો ઈરાદો બતાવનારૂં એક ઘણું અગત્યનું ભાષણ મી. મેકડોનલ્ડે કર્યું હતું. (જે સવાલો ઉભા થાય તે, એ ન્યાય કોર્ટમાં લઇ જવા કે કેમ તેના સંબંધમાં) જે રાજ્યોએ એ કલમ કબૂલ રાખી નથી તે રાજ્યો વચ્ચેની તકરાર બન્ને રાજ્યોની સંમતિ ન હોય તો ત્યાં લઇ જવાની જરૂર નથી એવો એ કલમનો આશય હતો. આ કલમની કબૂલાત ઉપર જે રાજ્યોએ સહી કરી હોય તે રાજ્યોની વચ્ચેના ન્યાયની તકરારોના કેસો આ કોર્ટથી તપાસાવવા એવો આ કલમનો અર્થ છે. બ્રિટિશ સામ્રાજ્યના બધા રાજ્યોએ કોર્ટની આ ફરજીઆત હકુમત કબૂલ કરવામાં સાથે મળી કામ લેવું એમ હંમેશા માગણી રહ્યા કરે છે. પણ ઠેઠ હમણા સુધી બ્રિટિશ શહેનશાહતમાં સામાન્ય રીતે એવો મત હતો કે આ ગંભીર જવાબદારી લેવાનો હજી વખત નથી આવ્યો પણ હવે એમ લાગ્યુ કે આ કોર્ટે, એક નિષ્પક્ષપાત અને સમર્થ કોર્ટ તરીકે પોતાનો મોભો સ્થાપિત કર્યો છે. એટલે આંતરરાષ્ટ્રીય રાજ્યોમાં ઘણો જ વિશ્વાસ ઉત્પન્ન થાય એવી અસર કરનારૂ આ પગલુ લેવાને હવે આનાકાની કરવી જોઇએ નહીં; કેમકે આથી સૈનિક ખર્ચ ઘટાડવાની સગવડ મળેછે. ઘણી ઉહાપોહને પરિણામે બ્રિટિશ રાજ્યના જેવી ગુંચવાડા ભરેલી સ્થિતિને લાગુ પડે એવુ એક ખત ઘડી કહાડવામાં આવ્યું હતુ. અને તે મંજુર રહ્યું હતુ એની ઝીણી ઝીણી વિગતોમાં હું ઉતરવા માગતો નથી. પણ એટલુ જ કહેવા માગું છુ કે આંતરરાષ્ટ્રીય તકરારો આ કોર્ટમાં ગયા સિવાય બીજી રીતે ફેસલ થઈ શકે અને જે તકરારોનુ સ્વરૂપ કાયદાથી નિકાલ થવા જવુ હોય તો પણ તેનું પરિણામ રાજકીય રીતે વધારે સંતોષકારક આવે એવું લાગતુ હોય, તો તે તકરારોને ઇચ્છામાં આવે તો ઉપલી કોર્ટ પાસે ગયા પહેલા પ્રજાસંઘની કૌંસીલ પાસે રજુ કરવી. આ કલમ ઉપર બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા રાજ્યોએ આ વખતની બેઠક ખલાસ થયા પહેલા સહી કરી હતી. અને બીજા જે રાજ્યોએ, બ્રિટનની પાછળ ચાલવાનું પસંદ કર્યું, તેમણે પણ સહી કરી હતી. અને સમાધાનનું આ મહાન પગલુ એ રીતે શાંતિથી લેવાયુ હતું.

## વિવેચન.

જગતની તકરારોનો જેમ બને તેમ સમાધાન ભરેલી રીતે નિકાલ આવે એવાં પગલાં લેવાના પ્રયત્ન પશ્ચિમનાં રાજ્યો કરી રહ્યાં છે એજ રીતે હીંદનાં દેશી રાજ્યો પણ એવી માગણી કરી રહ્યાં છે કે પોતાની અને સરકારની વચ્ચેની, પોતાની અંદર અંદરની તથા ન્યાયથી નીકાલ થવા જેવી તકરારો કોઇ ન્યાય કોર્ટ

---

* હીંદ માટે શું કરવું? ગ્રંથકર્તા.

જેવી સંસ્થા પાસે લઈ જવી.* નરેન્દ્રમંડળમાં એ માગણીના ઠરાવ ઉપર વિવેચન કરતાં, એ વિવેચનમાં આ સવાલ ઉપરનો અભિપ્રાય લખાશે એટલે અહીં તે વિષે વિશેષ કહેવાની અગત્ય જણાતી નથી. પરંતુ કોર્ટની આ માગણી અંતે મંજુર રહે તો જેમ પ્રજાસંઘમા, ન્યાયના ધોરણ કરતાં રાજકીય ધોરણે કામ લેવું વાજબી લાગે છે ત્યારે પ્રજાસંઘની કોર્ટ પાસે ગયા પહેલાં, તેની કૌંસીલ પાસે જવાનો માર્ગ રાખ્યો છે તેમ હીંદમાં પણ રાજદ્વારી ખાતા માર્ફત હાલની માફક નિર્ણય લીધા પછી સ્થપાવાની આ નવી કોર્ટ પાસે જવું એવી બારી રાખી હોય તો તે વ્યવહારૂ ડહાપણ છે. આ બારી રાખવામા લાભ એ છે કે તકરારના પક્ષોને એમ લાગે કે રાજકીય રીતે સંતોષપૂર્વક પ્રશ્નનો નિકાલ આવી શકશે તો કોર્ટની તકરારમાં ઉતરવાને બદલે હાલને ધોરણે જ તેઓ પોતાની તકરારનું સમાધાન લાવી શકશે.

---

મહારાજા કપુરથલા:—મી. રામ્સે મેકડોનલ્ડ પછી બોલનાર વક્તાઓમા ફ્રાંસના મુખ્ય પ્રધાન મો. બ્રાયા અને જર્મનીના મર્હુમ ડૉ. સ્ટ્રેસમેન હતા. ડૉ. સ્ટ્રેસમેનનું આ છેલ્લું ભાષણ હતુ, કેમકે ત્યાર પછી થોડાક અઠવાડીઆમા તેમનું મરણ થયુ હતુ. એમના અવસાનથી માત્ર એમના મિત્રો કે જેમાનો હું પણ એક છુ તેઓને અને પોતાના જે દેશને માટે એમણે જીવનનો ભોગ આપ્યો છે તેને જ માત્ર નુકસાન થયુ છે એમ નથી પણ આખી દુનિયાને નુકસાન થયુ છે. કેમકે તેઓ જે નીતિએ કામ કરતા હતા, તે સમાધાન ભરેલી રીતિથી દુનિયાને ઘણો ફાયદો થયો છે. જર્મનીએ થોડા વખતથી જે શાંતિનો માર્ગ તજી દીધો હતો તે શાંતિના માર્ગ ઉપર એ દેશને પાછો લાવવાને મહાન પ્રયત્ન કરનાર આ સમર્થ રાજકીય પુરૂષને હું મારી નિવાપાંજલી આપુ છુ. પોતાની નીતિ તેઓના દેશે કબૂલ રાખી અને એ નીતિમાથી સંતોષકારક પરિણામ આવ્યું તે જોવા જેટલો વખત તેઓ ન જીવી શકયા.

---

* એવી એક કોર્ટ કરવી પણ તે જયુક કે Ad Hoc—જેવો કેઇસ તેવી લવાદ કોર્ટ? મને લાગે છે કે Inter Indian Dominion Assemblage પાસે જ્યુડીશ્યલ નહી એવા રાજકીય પ્રશ્નો આવે. જ્યુડીશીયલ કેસો માટે પંચ થાય, પછી એ પક્ષની એમ ઇચ્છા થાય કે પ્રથમ Dominion Assemblage પાસે જવું ને ત્યા સમાધાન થાય તો પછી પંચ થાય. ગ્રંથકર્તા.

## વિવેચન.

આ બે મહાન પુરૂષોનાં વાક્યો અને વર્તનો તપાસીએ છીએ ત્યારે એમ લાગ્યા વગર રહેતું નથી કે આખી દુનિયામાં શાંતિ પ્રસારવાના આશયવાળાં આ બે હૃદયમાં જ્યારે પોતપોતાના દેશના પ્રશ્નોના પ્રસંગો ઉભા થતા ત્યારે જાણે એક બીજાના ઉપર જોઇએ તેટલો વિશ્વાસ રાખતા હોય નહીં એવું ભાન થઇ જાય! અને છતાં એ બન્ને એક બીજાને ઓળખી શક્યા હોય અને શાંતિના મૂળ સિદ્ધાંતમાં જ લાભ છે એમ સમજી શક્યા હોય, એવી તેમની વર્તણુક હતી. સંસારનો કોણ જાણે કેવો રંગ છે કે આખી દુનિયાના હિતનો વિચાર કરતાં મહાન યોજનાઓ ઘડી શકે એવા પુરૂષો પણ જ્યારે વ્યક્તિગત સ્વાર્થ આવે ત્યારે નાની નાની બાબતમાં મતભેદની કડે ચડી જાય છે, એમ આ બન્ને પુરૂષોની બાબતમાં કોઈ કોઈ વખત લાગી આવ્યા વગર રહે એવું નથી. છતાં મહારાજા કપુરથલાએ જે માન આ બે નરો માટે બતાવ્યું છે, તે માનને તે પુરેપુરા યોગ્ય છે. ડૉ. સ્ત્રેસમેને જર્મનીને પાછું માનનીય રાજ્યની સ્થિતિમાં લાવી મૂક્યું છે. દેશ સેવાનો એમણે અચ્છો દાખલો બતાવ્યો છે એમની જગ્યા પુરાવી મુશ્કેલ લાગે છે, એમ અત્યારે દેખાઇ રહ્યું છે. પણ ઇતિહાસ એમ શીખવે છે, કે એક મહા પુરૂષ ગયા પછી પ્રજાસમાજમાં એની જગ્યા પૂરે એવો માણસ આવી રહે છે. મી. ગ્લેડસ્ટન અને લૉર્ડ સેલ્સબરી જેવા સમર્થ રાજ પુરૂષો ગયા પછી લોકોમાં એમ લાગણી રહેતી હતી કે હવે ઈંગ્લેંડના તંત્રમાં મોટી ખોટ પડી છે—જો કે એમ હજી પણ કોઇ કોઈ વાર લાગી આવે છે—છતાં એ પણ એટલી જ સાચી વાત છે કે ત્યાર પછી આવનારાઓએ ઇંગ્લેંડનો વાવટો નીચો ઉતરવા દીધો નથી. જર્મનીને પણ યોગ્ય પુરૂષ મળી રહેશે.

ફ્રાંસના મુખ્ય પ્રધાન મોં. બ્રાયાં તો પોતાની શક્તિ અને દેશ-સેવા માટે સુપ્રસિદ્ધ છે. વક્તવ્યમાં સમર્થ છે, તેમની વિચાર સામગ્રી પણ ઘણી ઉચ્ચ પ્રકારની છે મોં. પોંકારે અને મોં બ્રાયાં ફ્રાંસના બે બહુ મજબૂત સ્તંભો છે. પ્રધાનોમાં ફ્રાંસના આ પ્રધાન બહુ જ માનપ્રદ સ્થિતિ ભોગવે છે. પરદેશ સાથેના સંબંધના એ કિલ્લીદાર છે. ઈંગ્લેંડમાં હાલ મો. હેન્ડરસન પરદેશ ખાતાના પ્રધાન

છે. તેમની હાલ સુધીની કારકીર્દિ જોતાં પ્રજાસંઘમાં એ પણ બીજાઓથી અનુકરણ કરાવા જેવા થતા જાય છે. માત્ર પોતાનું જ નહીં પણ સમગ્ર સંઘનું હિત થાય એવા પ્રયત્નો ધીમે ધીમે પણ આ રીતે થતાં થતાં એમાંથી રાજદ્વારી પુરૂષોના માનસમાં સુંદર સુધારો થશે, એમ આશા રાખવાનો લોભ થઇ જાય છે.

હીંદનુ સ્થાન પ્રજાસંઘમાં છે, પણ હીંદમાં હજી સર્વ દેશીય રાજ્ય પુરૂષો દેખાતા નથી. જોકે હીંદમાં સમર્થ અભ્યાસીઓ અને સમર્થ વક્તાઓ તો છે. અને હીંદની અંદરના રાજ્ય વહીવટ સાથે તેમનો પરિચય પણ થોડે ઘણે દરજ્જે છે, એટલે જેમ તેઓ પ્રજાસંઘના રાજકીય પુરૂષોની સાથે વધારે ને વધારે સંબંધમાં આવતા જશે તેમ તેમની વિચારણા વિકસિત થતી જશે તથા સ્વહિતનો નાનો પરિધ વિસ્તરીને માણુસ જાતના હિત તરફ દૃષ્ટિ થશે. અને ત્યારે હીંદની પ્રાચીન સંસ્કૃતિની સુવાસ દેશમાં દાખલ થશે. આમ થશે ત્યારે કોમ કોમનો કલહ ઓછો થતો જશે અને દુનિયાના સર્વ દેશોમાં શાંતિથી રહેવાના સ્વાભાવિક માનસવાળો આ દેશ ફરીને સ્થિર થશે. અત્યારે તો કઇ રાજકીય દિશામાં હીંદ મુસાફરી કરી રહ્યું છે, તેની ઝાંખી પણ થતી નથી, તે ખેદની વાત છે.

---

મહારાજા કપુરથલાઃ—માં બ્યાયા અને ડો. બ્રેસમેન લશ્કરોના ઘટાડા ઉપર બોલ્યા હતા. મે ઉપર કહ્યુ છે તેમ એ બેના વિચારો કુદરતી રીતે એક બીજાથી તદ્દન વિરૂદ્ધ નહીં તો પણ કેટલેક દરજ્જે જુદા પડતા હતા. ગઇ લડાઇની કડવી અને દુઃખદાયક યાદદાસ્ત જન સમાજને હજી છે. એ યાદદાસ્તને ધ્યાનમાં રાખીને અને એવું ફરીથી થવા ન પામે એવી દૃષ્ટિ રાખીને ફ્રાસ અને એના જેવી સ્થિતિના બીજા દેશોને વર્તવાનું રહે છે. પ્રજાસંઘની ગઇ બેઠક મળી ત્યારે લડાયક સામગ્રી કમતી કરવાના શુભ ચિહ્નો દર્શાવનારો જે પ્રશ્ન પ્રજાસંઘ પાસે હતો તે દરીઆઇ લશ્કરનો, ઇંગ્લેંડ અને યુનાઇટેડ સ્ટેટ્સની વચ્ચે ચાલતો પ્રશ્ન હતો. અને સર્વાનુમતે બધા પક્ષો માને છે કે દરીઆઈ સત્તાઓની વચ્ચે જો એકમતી થાય તો દુનિયાની બધી સત્તા વચ્ચે એકમતી થવાનો રસ્તો સુલભ થાય.

## વિવેચન.

ઉપરના પેરેગ્રાફમાં ટીકા કરવામાં આવી છે, તેમ કપુરથલાના મહારાજાના આ વક્તવ્યથી ચોકખું દેખાઇ રહે છે કે લશ્કરના ઘટાડાની બાબતમાં એ ઘટાડો એટલે "મારા દેશના કરતાં બીજા

દેશના લશ્કરનો ઘટાડો " એવો અર્થ દરેક દેશ કરે છે. ફ્રાસ અને જર્મનીની વચ્ચે તો લડાઈ પુરી થયા પછી પણ દશ વર્ષથી અણ-વિશ્વાસ ચાલ્યા કરે છે, અને તેને લીધે લડાઈ ન થાય એટલે દરજ્જે સૈન્યબળ ઓછું કરવાનો સવાલ જ્યારે ઉભો થાય છે ત્યારે તે બાબતમાં ફ્રાંસ અને જર્મની વચ્ચે સહજ એકમતી થતી નથી. ફ્રાંસને ભૂતકાળના અનુભવ ઉપરથી જર્મનીની બીક લાગે છે અને જર્મનીને હંમેશને માટે નબળુ રાખવા ફ્રાંસ જાણે ઇચ્છતું હોય તેવી તેને શકા રહે છે પરસ્પરની આ બીક અને શકામાંથી સમાધાન ઉદ્ભવી શકે નહીં કોણ જાણે કેટલો કાળ આ શકા રહ્યા કરશે ? લોકો માને છે, તેમ નજીકના ભવિષ્યમાં તે નીકળી જશે એમ ઇતિહાસ શીખવતો નથી. પ્રજાઓની યાદદાસ્ત ન ભુસાય એવા અક્ષરમા લખાયેલી છે. કારણ કે ભૂતકાળના પ્રસંગોના ઇતિહાસો જુદા જુદા દેશની પ્રજા એવા જુદા જુદા સ્વરૂપમાં આલેખે છે, કે જાણે તે પ્રસંગનો બધો વાંક સામી પ્રજા ઉપર જ હોય ! આ ઇતિહાસો નિશાળોમાં ભણાવાય છે, લશ્કરોમાં વંચાય છે અને રાજપુરૂષો તેના પાઠોની હમેશાં માળા ફેરવે છે. આમ હોય ત્યા તે ઝેર શી રીતે ભુંસાઇ જાય ? પરિણામે તે જુની સ્મૃતિમાથી પાછા ધડાકાઓ ઉત્પન્ન થાય છે. જાતીય વેરવાળાં રાજ્યોની વચ્ચે આવી ઘણી લડાઈઓ યુરોપમા થઇ ગઇ છે. અને સખ્ત હાર છતા પણ હારેલો પ્રદેશ ફરીને જીતની આશામાં તૈયારી કરે છે. એ તૈયારી એ લડાઇનું મૂળ છે; એ વાત હવે મનમાં સમજવામાં આવી છે, પણ વ્યવહારમાં મુકાતાં મનુષ્ય સ્વભાવ, જુની શંકાઓ અને સ્મૃતિયો તેમાં આડખીલી નાંખે છે. એ બધું કાઢી નાંખવાના પ્રયત્ન શોભાસ્પદ છે પણ તેની ફતેહને વિષે બહુ આશા રાખવી એ વધારે પડતું ઇચ્છવા જેવું થાય છે.

આ તો એક બીજા સાથે સીધી રીતે લડતાં રાજ્યોની વાત થઇ, પણ આવા વિપ્લવોમાં કેટલાંક રાજ્યો સીધી લડાઇમાં ઉતરવાને બદલે અલગ રહેવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. આવાં રાજ્યોમાં ઇંગ્લેંડનું રાજ્ય પ્રથમપદ ધરાવે છે. કોઇની સાથે બનતાં સુધી એ સીધી લડાઇ કરતું નથી એટલે તેને વૈરનાં જુનાં સ્મરણો થતાં નથી, તેને લીધે બીજી લડાઇ થાય ત્યારે ભૂત લડાઈમાં જે

પક્ષમાં તે ઉભું હોય તેજ પક્ષમાં ભવિષ્યની લડાઇમાં ઉભું રહેતું નથી. પક્ષ કરવાનો તેનો આધાર, તે વખતના તેના હિતની દૃષ્ટિ ઉપર રહે છે. નેપોલીયનના વખતમાં જર્મની સાથે રહેવામાં લાભ લાગવાથી જર્મનીના પક્ષમાં તે ઉભું રહ્યું હતું અને ફ્રાંસના અભૂતપૂર્વ નેપોલીયનને શીકસ્ત આપવામાં તેનો ઘણો ઉપયોગી હાથ હતો. ભૂતકાળનાં વૈરસ્મરણને બદલે પોતાની રાજ્યનીતિની સફળતાનાં ભૂતકાળનાં સ્મરણોને લીધે એ જે પક્ષમાં હિત દેખાય તે પક્ષમાં ભળી જાય છે. એ પગલે ચાલીને, જર્મની જે મિત્ર હતું તેને તજીને ફ્રાંસ જે તે વખતે દુશ્મન હતું તેની સાથે ઇંગ્લેંડ ઉભું રહ્યું. આ બધી વૈરસ્મરણની અને માત્ર હિતદૃષ્ટિના સ્મરણની રાજકીય જાળની યોગ્યાયોગ્યતા વિષે કહેવાનો પ્રયત્ન કરીશું નહીં. કેમકે એમાં કુટિલ નીતિના રજકણોનો શેળભેળ છે. વ્યવહાર ચાલે છે ત્યાં સુધી તો વ્યવહાર જ, ઉભા થતા પ્રસંગોમાં, હૃદયના સામા વચારો છતાં પ્રજાઓને ધકેલશે. સંસારનું એ સ્વરૂપ છે. પણ સ્પષ્ટ કહીએ તો એમાં જે પરિણામ આવ્યું છે તે એ થયું છે કે જુદે જુદે વખતે જુદા જુદા પક્ષો લેવાથી ઇંગ્લેંડના ઉપર તેના સામર્થ્યના પ્રમાણમાં તેનાં મિત્ર રાજ્યો પણ શંકાશીલ દૃષ્ટિથી જુએ છે. પ્રસંગ પ્રમાણે ઘડાતા ફેરફારને લીધે મિત્રોમાં એવી માન્યતા ઉભી થાય તે સ્વાભાવિક છે.

---

ના. મહારાજા કપુરથલાઃ—એક મોટા સ્વાર્થની જે બાબત વિષે મો. બ્રાયા અને ડૅા. સ્ટ્રેસમેન બોલ્યા હતા, તે બાબત યુરોપના બધા રાજ્યોનું યુનાઇટેડસ્ટેટ્સના જેવુ ધોરણ બાધવાના વિચાર ઉપર હતી. યુરોપના સાહિત્યની દૃષ્ટિએ મોટા સવાલોનું માત્ર વિચારથી નિરીક્ષણ કરનારાઓના મંડળમાં આ ધ્યાન ખેંચે તેવા સવાલ ઉપર ઘણી ઉહાપોહ થઈ રહી છે. અને તે વિષેનું પ્રચાર કાર્ય થયા કરે છે. પણ આ વિચારને મૂર્તિમંત સ્વરૂપમાં આગળ ધરવામાં મો. બ્રાયાંએ પોતાની સત્તાનો પહેલ વહેલો ઉપયોગ કર્યો છે. આ વિચારની ચોક્કસ વ્યાખ્યા તો એમણે હજી કરી નથી પણ એમણે જાહેર કરી દીધું છે, કે આવતા વર્ષે પ્રજાસંઘની બેઠક પહેલાં એક એવી યોજના તેઓ રજુ કરશે કે જેથી તેના ઉપર વધારે ચોક્કસ રીતે વિશેષ વિચાર કરી શકાય. તેમ એમણે એમ પણ અભિપ્રાય બતાવ્યો છે કે જથુકનું એક એવું તંત્ર ઉપસ્થિત કરવું જોઇએ કે યુરોપમાં બધાં રાજ્યોને સરખી રીતે લાગુ પડતાં હિતની બાબતમાં—ખાસ કરીને આર્થિક હિતની બાબતમા અને રાજકીય પ્રશ્નોના ક્ષેત્રમાં —તે તંત્રની સલાહ લઈ શકાય.

યુરોપ અત્યારે નાના નાના ટુકડાઓનું બનેલુ છે× અને તેથી હાલના જમાનાને ઉપયોગી આર્થિક વસ્તુઓની પેદાશને તે પહોચી વળી શકતું નથી. દેશના રાજકીય સ્વાતંત્ર્યને અસર કર્યા વગર અને બીજે સ્થળે વહેમ તથા વિરોધ ઉત્પન્ન કર્યા સિવાય આર્થિક લાભો જળવાય એવા વિસ્તારવાળા ભાગો કેમ કરવા એ એક સવાલ છે. આ વિચાર તરફ ડૅા. ક્રેસમેને સાવચેતી ભરેલા શબ્દોમા અનુમતિ આપી હતી એણે કહ્યુ કે "આખા યુરોપના સવાલો માટે ખરૂ જોતા પ્રજાસઘને કાઈ તાલુક નથી. બીજા દેશોના હિતની આડે આવે એવા રાજ્યોના મડળોમા મારી જોડાવાની ઈચ્છા નથી.* જો કે હુ બેશક માનુ છુ કે દરેક રાજ્ય જુદુ જુદું ઉભુ રહેવાથી સર્વના આર્થિક હકને મોટુ નુકસાન થાય છે. અને તેથી પ્રજાના હુન્નર ઉદ્યોગની કોઈ યોગ્ય વ્યવસ્થા શોધી કહાડવામા આવે તો આ ગોઠવણમાં જે દેશો ભાગ લે તેને જ માત્ર લાભ થાય એટલુ નહીં પણ આખી દુનિયાને પણ લાભ થાય." આ વિચારને અમલમા લાવવામા ઘણી વ્યવહારૂ મુશ્કેલીઓ છે અને ખાસ કરીને બ્રિટિશ શહેનશાહતને. કેમકે એ શહેનશાહતનો મોટો ભાગ ભૂગોળની દૃષ્ટિએ યુરોપની બહાર છે. એના આર્થિક પ્રશ્નો યુરોપના આર્થિક પ્રશ્નોથી સ્વરૂપે જુદા છે. મો. બ્રાયા આ વિચારને આગળ વિસ્તારીને રજુ કરશે એની આપણે ઘણી આતુરતાથી રાહ જોશુ.

## વિવેચન.

આખા યુરોપનાં રાજ્યો માત્ર લોક સુખાકારી અને સુવ્યવસ્થાના મંત્ર ઉપર ચાલતાં નથી. પણ એમના રાજ્યહૃદયમાં વેપારની ગંધ આવે છે. આર્થિક લાભ અને ઉદ્યોગ હુન્નરમાંથી રાજ્યોને ફાયદો થાય એવી દૃષ્ટિ તરફ યુરોપની ઘણી શકિતનો ઉપયોગ કરવામાં આવે છે. એવી સ્થિતિ અને રાજકીય સંબંધવાળાં રાજ્યો વ્યકિતગત લાભ માટે જરૂર પરસ્પર આર્થિક ઉપાયો લેવા માંડે ત્યારે એક બીજાની સામે જગાતદોરીઓ અને જગાતના દરની હરિફાઇ ચાલે. હરિફાઇ, મિત્રાઇને જુદી કરનારી વસ્તુ છે. જ્યારે સ્વાર્થ અને મિત્રતા એ બે સાથે રહી શકે એવા સંબંધો

---

× પ્રોવીન્શીયલ ઓટોનોમીથી હીંદનું પણ તેમજ થશે. એક હીંદ પ્રજાને બદલે અનેક પ્રાતિક હીંદ બનશે. એ પ્રાતો પોતપોતાના સ્વાર્થો માટે લડશે. એક હીંદ સામ્રાજ્યમાથી આગળ જતાં અફગાનીસ્તાન અને બલુચીસ્તાન જેવા નાના રાજ્યો થશે. બીજા દેશો સામે બધા વખતે એક મત થશે. પણ અદર અંદર મનદુઃખ થશે. સ્વાર્થમય જીદગી રહેશે. મનુષ્યત્વની નહીં. ગ્રથકર્તા.

* હું પણ એમજ કહુ છુ. ગ્રંથકર્તા.

નથી. અને તેથી પ્રજાસંઘમા લડાઇ અટકાવવાની વાતો થયા કરે છે. કેમકે એમાં આખી દુનિયાને સ્વાર્થ છે. છતાં પણ જ્યારે વ્યકિતગત સ્વાર્થની વાત ઉત્પન્ન થાય છે, ત્યારે એક બીજા ઉપર જાણે અવિશ્વાસ હોય એવાં ભાષણો જન્મ પામે છે. લડાઈનાં હથીઆરો કે સાધનો માત્ર ઓછાં કરવાથી લડાઇ બંધ થતી નથી. પણ લડાઈનું માનસ બદલાઈને મિત્રતાની ભાવનાથી રંગાય ત્યારેજ લડાઈનો અંત આવશે. એવું થવા માટે મો. બ્રાયાંની દરખાસ્ત ગમે તેવી મુશ્કેલ છતાં ખરેખર વિચારવા યોગ્ય છે. ભૂતકાળમા દરેક દેશ બધી રીતે બીજાથી સ્વતંત્ર રીતે અલગ હતો. હવેના જનસમાજની જીંદગી આખી દુનિયાની સાથે સબંધમાં આવી છે, એટલે અલગ અલગ રહીને સૌ સૌનો સ્વાર્થ સાધી લેવાની પદ્ધતિ ક્લેશ ઉપજાવ્યા સિવાય લાંબો સમય ચાલી શકે એમ નથી. એટલે તોપખાનાંઓ, મનવારો અને નાશ કરનારાં હવાઈ વહાણોની સંખ્યા ઓછી કરવાથી લડાઇ બંધ રહેશે નહીં. એને માટે તો પરસ્પરને નુકસાન કરનારાં આર્થિક શસ્ત્રોને જેમ બને તેમ ઓછાં કરવાં પડશે. અને જગતનો સ્વાર્થ તે વ્યકિતગત રાજ્યનો સ્વાર્થ છે એવી ભાવનાવાળી કેળવણી દેશોમાં દાખલ કરવી પડશે. તેમ હાલના રાજકીય પુરૂષો જે વ્યકિતગત સ્વાર્થની જુની નીતિમાં ઘડાઇ ગયા છે એમના માનસમાં એ દાખલ કરવાની કેળવણીના જેવા વિચારો દાખલ થવા જોઇએ.

દરીઆપારના દેશોના વેપારને અંગે પાણીથી જુદા પડેલા દેશોમાં જગાત સ્વાતંત્ર્ય, ભલે દરેક દેશની ઈચ્છા પ્રમાણે રહે. એમાં હરિફાઈનું દુ:ખ બહુ થતું નથી. પણ જમીન ઉપર એક બીજાને અડીને ઉભેલા એક સીમાડાવાળા દેશો, જુદા જુદા જગાતના દરથી અને એક બીજાના મુલકમાં આવજા થતા માલ ઉપર લાઈનદોરીઓ નાખે તેથી જે મુશ્કેલીઓ ભોગવવી પડે છે તેનું ભાન સતત રહ્યા કરવાને લીધે, પ્રજા પ્રજા વચ્ચે મનદુ:ખ થયા વિના રહેતું નથી. અને તેમના દુ:ખને તે તે રાજ્યની રાજ્ય સત્તા પોતાની આર્થિક રાજનીતિથી પોષણ આપ્યા કરે છે, એટલે જરૂર એમાં વિખવાદનાં અને પરિણામે લડાઈનાં બીજ વવાય છે. પાસે પાસે ઉભેલાં ઘણાં રાજ્યો આવા સબંધમાં રહે એ અફસોસની

વાત છે. પ્રજાસંઘ, જો એની હયાતીના મૂળ આશય ઉપર મુસ્તાક રહીને આ દુઃખના ઉપાયની ફરજ પડશે તો જરૂર દેશ દેશ વચ્ચેના આર્થિક અંતરાયો દૂર કરીને ન ચાલી શકે એટલાજ અંતરાયો રહેવા દેશે એમ માનવાનું કારણ છે. લડાઇ થાય ત્યારે તે અટકાવવાને પોતાનાં સાધનો વાપરવાને પ્રજાસંઘ નથી, પણ લડાઇ થવાનો સંભવ હોય એવાં કારણોને નાબૂદ કરવાને તે હસ્તી ધરાવે છે. એટલે મને કમને પણ જે પ્રજાઓ, એ સંઘમાં છે, તે સર્વને પોતપોતાની શકિત પ્રમાણે આત્મભોગ આપ્યા વગર છુટકો નથી.

ડૉ. સ્રેસમેને કહ્યું છે તેમ બ્રિટિશ શહેનશાહતને યુરોપની બહાર ઘણાં રાજ્યો હોવાથી, આવી કોઇ યોજનામાં દાખલ થતાં બીજાં રાજ્યો કરતાં બ્રિટનને વધારે મુશ્કેલી પડશે એ વાત માન્ય રહે એવી છે. છતાં તેનો પણ ઉપાય કર્યા વગર છુટકો નથી. જુદા જુદા ખંડમાં બ્રિટનનાં જે રાજ્યો છે, તેનાં આર્થિક શસ્ત્રો યુરોપમાં જે યોજના થાય તે ધોરણે નહીં બંધાય તો, જે જે ખંડમાં એ રાજ્યો છે તે તે ખંડનાં બીજાં રાજ્યો સાથે બ્રિટન ઘર્ષણમાં આવશે. અને તે ઘર્ષણમાંથી તે તે ખંડની પ્રજા વચ્ચે બ્રિટનને વૈમનસ્ય ઉત્પન્ન થશે. એ વૈમનસ્યને પરિણામે કોઇ લડાયક મુશ્કેલીઓ ઉભી થાય તો તેને પહોંચી વળવાને સામર્થ્ય છતાં એ મુશ્કેલીઓનો વગર ચિંતાએ તે ઉપાય કરી શકશે નહીં. એક મોટું રાજ્ય એકજ પરિઘના વિસ્તારવાળું હોય તેનો બચાવ સહેલો છે, પણ જે રાજ્ય છેટે છેટે પડેલા ટુકડામાં વહેંચાયેલું હોય, તેને તે ટુકડાની સંભાળ રાખવી એ કાંઇ જેવી તેવી વાત નથી. એટલે અંતે યુરોપની જે વ્યવસ્થા થશે, તેમાં બ્રિટનથી પણ સામેલગીરી કર્યા વગર રહી શકાય એવું ભાસતું નથી. અને તે સામેલગીરી થશે તો દૂર પડેલા ભાગોને પણ જગાતની રાજ્યનીતિમાં સહાનુભુતિની દૃષ્ટિથી જોવા પડશે.

મનુષ્ય જાતનું હિત સરવાળે એક છે, એવી વિશાળ દૃષ્ટિ વિના લડાઇ બંધ કરવાની આંકાક્ષા આકાશ કુસુમવત ગણવી જોઇએ. મને લાગે છે કે મોં બ્રાયાં આવાજ કોઈ વિચારથી પ્રેરાઇને પોતાની દરખાસ્ત કરી રહ્યા છે. આપણે જોઇએ કે આવતી બેઠકમાં શું થાય છે?

---

કપુરથલાના મહારાજા:—પ્રજાસંઘની બધી પ્રવૃત્તિઓમાં હીંદ સાથે બહુજ સબંધ રાખતી જે પ્રવૃત્તિ છે, તે સામાજીક અને ભૂતદયાની એક બાબત છે. આ વિષય ઉપર વિચાર ચલાવવાને જે કમિટી નીમાઇ હતી તેમા પહેલાના વર્ષોની માફક આ વર્ષે પણ હુ હતો. આ ક્ષેત્રમા પ્રજાસઘ ઘણું ઉત્તમ કામ કરી રહ્યો છે. જુદા જુદા દેશોના કાયદાઓ અને રાજ્ય પદ્ધતિ સબધી માહેતી તે ભેળી કરે છે. એક બીજા સાથે તેનો મુકાબલો કરે છે અને પછી જુદા જુદા દેશોમા એ વિષેની ખબર આપે છે. જેથી બીજાને એ અનુભવનો લાભ મળે અને આતર રાષ્ટ્રીય બાબતોમા સહાનુભુતિ તથા એકમતી ઉત્પન્ન થાય. પહેલા એક પ્રસગે મેં ચેતવણી આપી હતી કે પૂર્વના દેશોની સામાજીક સ્થિતિને, પશ્ચિમના દેશોની સ્થિતિની દૃષ્ટિએ જોવાનું વલણ ભૂલભરેલુ છે. અને હુ ધારૂં છું કે આ ચેતવણીનું શુભ ફળ આવ્યું છે. સ્ત્રીઓ અને છોકરાઓને અગે જે આતર રાષ્ટ્રીય વેપાર ચાલી રહ્યો છે, તે વિષે ખાસ તપાસ કરવામા આવી હતી અને અમેરિકા, યુરોપ તથા પૂર્વના દૂરના પ્રદેશોમા એ વેપાર સંબંધે શું સ્થિતિ છે, તેની તપાસ કરવામા આવી હતી. તે વખતે એવી ઈચ્છા બતાવવામાં આવી હતી અને તેને અનુમતિ મળી હતી કે આ તપાસ બીજા દેશોમા અને ખાસ કરીને પૂર્વના દેશોમા ચલાવવી. તેમ એ વાત પણ કબૂલ રહી હતી કે જ્યા તપાસ ચલાવવાની છે, તે તે ક્ષેત્રની જુદી જુદી સ્થિતિને યોગ્ય એવી પદ્ધતિએ અને એવા માણસોથી તે થવી જોઇએ. મે ત્યા કહ્યુ હતુ કે હીંદુસ્તાનમા આવી તપાસને આદર મળશે, પણ એ ધ્યાનમા રાખવુ જોઇશે કે એ તપાસ કરનારી કમિટીના માણસો અને તપાસની રીતમા જે ફેરફાર કરવામા આવે તે સંતોષભરેલો હોય.

આપ સર્વ રાજા સાહેબોને કહેવાની જરૂર નથી કે હીદુસ્તાનની સામાજીક સ્થિતિ સબધી બહાર બહુ રસ લેવામા આવે છે. અને તે પણ કહેવુ જોઇએ કે તે વિષે બહાર ઘણી ગેરસમજ છે મને એમ લાગ્યુ કે આ ગેરસમજ દૂર કરવાની તક પ્રજાસઘ લે તો તેમા ફાયદો છે. અને હીંદુસ્તાનમા અત્યારે જે ઘણા જ જાણવાજોગ ફેરફાર થઇ રહ્યા છે, તેની સત્તાવાર હકીકત પણ બહાર આવી શકે. આપના બધાની જાણમા જે હકીકત છે, તે વિષેની કેરીયત ફરી કરીને આપને કટાળો આપવા માગતો નથી. હુ માત્ર એટલુ જ કહેવા માગું છું કે બ્રિટિશ હીંદમા અત્યારે જે પ્રગતિ થઈ રહી છે, તેને ન્યાય મળે એવો પ્રયત્ન કરવામાં હીંદના દેશી રાજ્યોમા સુધારાનો જે વિકાસ થાય છે તે ઉપર પણ સર્વનુ ધ્યાન ખેચવામા હુ પછાત રહ્યો નહતો. ત્યાં મે કહ્યું કે આગળ પડતા ધનાઢ્ય દેશી રાજ્યોમા, બ્રિટિશ હીંદના કરતા વિચારોની પ્રગતિ ઓછી નથી. અને કેટલીક અગત્યની બાબતોમા તો બ્રિટિશ હીંદના કરતાં દેશી રાજ્યો આગળ પણ છે. હીંદુસ્તાનના સ્ત્રી વર્ગના ઉદ્ધારને માટે જે ચળવળ હીંદમાં ચાલી રહી છે, તેમા રાજાઓની કેટલીક રાણીઓ અને પુત્રીઓ જે અગત્યનો ભાગ લઈ રહ્યા છે, તેનો પણ ત્યા મેં હવાલો આપ્યો હતો.

## વિવેચન.

સમગ્ર રીતે મનુષ્યની સ્થિતિ સુધરે, એવી પ્રવૃત્તિ પ્રજાસંઘ કરે એ પ્રજાસંઘનું પ્રથમ કામ છે. અને એટલા માટે આ વિષયમાં જે પ્રબંધ થાય છે તે આદરણીય છે. વિષય એક હોય પણ તેની તપાસ કરવામાં જુદા જુદા દેશોમાં તે તે દેશની પ્રજાની મનોવૃતિ પ્રમાણે–એવાં માણુસો અને એવી પદ્ધતિએ–એ વિષયનો તપાસ થવો જોઇએ એવું કપુરથલા નરેશનું સૂચન ઘણું ડહાપણ ભરેલું છે. જો એમ ન થાય તો યોગ્ય ઉપાય શોધી કહાડવાને બદલે, ઉપાય શોધનારાઓ બીજી પ્રજામાંના હોવાથી જે દેશમાં શોધ કરવામાં આવી હોય તે દેશની નીતિરીતિ અને મનુષ્યજીવન ઉપર અજાણુતાં પણુ આક્ષેપો થઇ જાય તથા સુધારણાને બદલે અમુક દેશની ઉત્તમતા અને અમુક દેશની હીનતા, એ દૃષ્ટિ ઉપર લખાણો થાય તથા ઉપાયો બતાવાય આવા પ્રકારની વૃત્તિમાંથી તો ઉલટી મુશ્કેલીઓ ઉભી થાય. અમેરિકાનાં એક હોશીઆર લેખક અને વિચારક શિક્ષિત બાઇ મીસ મેયો હીંદુસ્તાનના રીતરિવાજો જોવા આવ્યાં હતાં. પરદેશની એક બાઈ બીજા દેશની તપાસ કરવા આવે તેમાં સ્વાભાવિક રીતે પોતાના દેશનાં ચશ્મા પહેરીને આવે એ સમજી શકાય એવું છે, પણ પૂર્વનું એટલું બધું ખરાબ એ માન્યતાના રંગને લીધે કેવી જાતનું પુસ્તક તણે લખી કાઢ્યું, તે આપણે જાણીએ છીએ એ પુસ્તકથી બદીનો સુધારો થવાને બદલે હીંદમાં ઉલટી ક્રોધની લાગણી ઉત્પન્ન થઇ અને બીજા દેશના એક માણસે દેશ દેશ વચ્ચે વૈમનસ્યની લાગણી ઊભી કરી પરિણામે હીંદના ઘણા લેખકોએ એ પુસ્તકની વિરૂદ્ધ લખાતાં લખતા અમેરિકન બદીઓ તરફ ઉલ્લેખો કરી નાંખ્યા દેશ દેશની બદીઓને, તે તે દેશને ઉતારી પાડવા માટે જાહેર કરવામાં લાભ નથી વિચારોની આપલે કરીને બદીઓ દૂર કરવામાં પરસ્પર મદદ કરવાથી જ લોકસેવા થાય છે, એ વાત એક દેશની તપાસ બીજા દેશનાં માણસો કરે તો ભુલી જવાય છે એટલા માટે હીંદની તપાસ વખતે હીંદના માનસને જ સમજનાર, હીંદની નીતિરીતિને જાણુનાર અને લોક લાગણીને અનુકુળ રહીને તપાસ કરનાર માણુસોથી એવી તપાસ થવી જોઇએ, એમ કપુરથલા નરેશે ત્યાં કહ્યું. પોતે

રાજા હોવાથી પ્રજાના સામાજીક વ્યવહારની શી રીતે તપાસ કરવી તે તે નામદાર ખૂબ સમજી શકયા છે. બ્રિટિશ હીંદમાં જે સામાજીક સુધારો થઇ રહ્યો છે, તે વિષે અનુમોદન ભરેલા વિચારો જણાવતાં જણાવતાં એમણે કેટલાંક મોટાં દેશી રાજ્યોમાં થતી એ પ્રવૃત્તિને પણ જાહેરમાં મુકી અને હીંદના નરેશોનો સ્ત્રીવર્ગ પણ સુધારામાં ભાગ લે છે તે કહી નાખ્યું.

રાજવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે, તો પણ હજી ઘણો અંતરાય જોવામા આવે છે. તે અંતરાય ઓછો થયા વગર રાજા પ્રજા વચ્ચે જે સુખરૂપ સંબંધ હોવો જોઇએ તે ઘડાવાની આશા બહુ ન રહે. સ્થિતિમાં ઉચ્ચ નીચતા સમજી શકાય છે પણ મનુષ્યત્વમાં ફેરફાર સમજી શકાતો નથી. એટલે મૂળની પ્રાચીન સંસ્કૃતિ યાદ રાખીને પ્રજા તરફની વર્તણુક માણુસ માણુસ પ્રત્યેની વર્તણુક જેવી થાય અને શક્તિ વધારે તેમ ઓછી શક્તિવાળા તરફ દયાની દૃષ્ટિથી જોવામાં આવે, તો રાજ્યોમાં જે કેટલીક ભયની નિશાનીઓ છે, તે દૂર થાય. આ પ્રયત્નમાં ખરેખર, રાજાઓ કરતાં સ્ત્રી વર્ગ વધારે સારો ભાગ લઇ શકે, એ તો તેમના કોમળ હૃદયને લીધે સ્વાભાવિક લાગશે.

---

ના. કપુરથલાના મહારાજ'—ઝેરી દવાઓના અફસોસકારક વેપારને બંધ કરવાની બાબતમા આ વર્ષે આગળ પગલા ભરાયા છે. હીંદુસ્તાનનુ હિત આ બાબતમા ઘણુ છે. બીજા દેશોના હિતને ખાતર હીંદુસ્તાને અફીણની નિકાસનો મોટો ભોગ આપ્યો છે. છતા મોરફીયા, હીરોઇન અને કોકેઈન જેવા પદાર્થો છાની રીતે મોટા જથ્થામા હીંદુસ્તાનમા આવીને આપણને ઘણુ નુકસાન કરી રહ્યા છે. અને દુનિયાના બીજા ભાગોમા આ દવાઓએ જે મોટુ નુકસાન કર્યું છે તેવું નુકસાન આપણે ત્યા પણ જો આ દવાઓના વપરાશ ઉપર અંકુશ મુકાશે નહી તો થશે. આવી દવાઓની બનાવટ વૈદકીય અને વૈજ્ઞાનિક ઉપયોગ માટે જરૂર કરતા ઘણા મોટા પ્રમાણમા તૈયાર કરવામા આવે છે. જે દેશોમા આવી દવાઓ બનાવવાના કારખાના છે તે કારખાનાવાળાઓને, આ વેપારને નિયમમા લાવવા માટે કેટલીક સૂચનાઓ કરવામા આવી છે, જે ઘણી મુશ્કેલીથી તેઓએ પસદ કરી છે. તે છતા દુનિયાના યોગ્ય ઉપયોગ માટે જેટલા જથ્થાની જરૂર છે તેટલીજ દવા માત્ર બનાવવાના પગલા લેવામા એઓ આનાકાની કર્યા કરે છે. પણ હવે આતરરાષ્ટ્રીય પ્રબંધથી વૈદકીય અને વૈજ્ઞાનિક જરૂરીઆતની હદમા રહીને આ દવાઓ બનાવવી એ સંબધે વિચાર કરવાને તેઓ કબૂલ થયા છે. આ દવાઓ પ્રમાણ કરતા વધારે જથ્થામા ઉત્પન્ન થાય છે એ

વાત લીગે સાબીત કરી આપવાથી જે જાહેર મત ઉત્પન્ન થયોછે તેને લીધે ઉપર પ્રમાણે સુધારો થયો છે. જોઇએ તે કરતા વધારે મોટા પ્રમાણમાં આવી દવાઓ બનાવવામાં આવે છે એ વાત અને કેટલે દરજ્જે તથા કેવી રીતે આ વેપાર છાની છાની રીતે ચલાવવામા આવે છે એ વાત તથા પોતાના કારખાનામા યોગ્ય રીતે બનાવવી જોઇએ તેટલી દવા સિવાય વધારે બને નહીં તે વિષે અંકુશ મૂકવાની ખામીને લીધે આવી દવાઓ જે દેશો વાપરે છે તેની જવાબદારી તરફ તે તે રાજ્યોને કમને પણ એ નુકસાન કબૂલ કરવુ પડે છે એ બાબતની બધી હકીકત પ્રજાસંઘ સાબીત કરી શકેલ છે, અને તેથી ઉત્પન્ન થયેલા પ્રજામતને લીધે ઉપર કહ્યુ તેવુ સંતોષકારક પરિણામ આવ્યુ છે.

સામાજીક અને ભૂતદયાના ઉપાયની આવી સરસ સુધારણા પ્રજાસંઘ કરી શકે છે તે માટેનો આ સરસ દાખલો છે. આવી બાબતમાં આતર રાષ્ટ્રીય હૃદય ઠીક માર્ગે ઘડાતુ જાય છે. તે પ્રગતિમય ઉપાયો લઇ રહ્યું છે. દરેક રાજ્યને પોતાના મોભાને ખાતર આ પ્રવૃત્તિ ધ્યાનથી જોવી પડે છે. સુધારાના વધતા જતા ધોરણ પ્રમાણે જો તેઓ વર્તી શકે નહીં તો તેઓની કીર્તિને જે નુકસાન થાય તે તરફ હવે તેઓ બેદરકારી કરી શકે એમ નથી.

## વિવેચન.

ઘણાં વર્ષ પહેલાં હીંદમાં ઉત્પન્ન થતી આવી ઝેરી વસ્તુઓનું બ્રિટિશ સરકારે નિયમન કર્યું છે. જેવી કે ગાંજો, અફીણ વગેરે. એ નિયમન પ્રથમ તો માણુસ જાતના લાભને માટે હતું. ધીમે ધીમે તેમાંથી ઉપજ કરવા તરફ દૃષ્ટિ ગઈ, એટલે એ નિયમને રાજ્ય તરફના એક હથ્થુ વેપાર (monopoly) નું સ્વરૂપ લીધું. અને પરદેશ સાથેના એ વસ્તુના વેપારને તથા દેશની અંદરના તેના વેચાણને આગળ વધાર્યું. ચીન દેશ, કે જે સૌથી વધારે અફીણ ખાતો હતો તેણે ફરીઆદ ઉઠાવી. પરિણામે ઇંગ્લેંડના લીબરલ પક્ષના કારભારમાં, હીંદનું અફીણ ચીનમાં ન જાય એવા પ્રબંધોની શરૂઆત થઇ. અને હાલ ચીનનું બારૂં એ અફીણ લેતું નથી. ચીન અફીણ ખાય છે, કે નહીં તેની પુરી માહેતી આપણા જાણવામાં નથી. વખતે અફીણનું વાવેતર કરી ત્યાંની સરકાર પૈસા પેદા કરતી હોય—એમ પણ હોય, પરંતુ પરિણામ એ આવ્યું કે અહીંનું અફીણ ત્યાં જતું બંધ થયું. જે દેશી રાજ્યોમાં અફીણ અને ગાંજો પાકે છે તે રાજ્યોની સાથે કરાર કરીને તેનો વેપાર હીંદી સરકારે પોતાને હાથ રાખ્યો હતો. એટલે અફીણના વેપા-

રમાં જે નુકસાન ગયું છે તે હીંદી સરકારને ગયું છે. જો વેપાર સરકારે હાથ કર્યો ન હોત અને ચીને અફીણુ લેવું બંધ કર્યું હોત તો જે જે રાજ્યોમાં અફીણનો પાક થતો હતો તે તે રાજ્યોને પ્રમાણમાં જુદું જુદું નુકસાન થયું હોત અને હીંદી સરકારની તીજોરીને આ ઉપજનો ખાડો પડત નહીં. કેમકે એ ઉપજ, તેના બજેટનો ભાગ હોત નહીં. તેમ બજેટ માટે પૂરતા પૈસા લેવાની જરૂર પડી હોત તો તે માટે બીજા યોગ્ય રસ્તા તે વખતે કાઢવામાં આવ્યા હોત. આ તો માત્ર ઈતિહાસની વાત થઈ. કેટલાકનો મત એવો છે કે આવી નુકસાનકારક દવાઓ સામે અંકુશ મૂકવાની જરૂરીઆત બીજા દેશો કરતાં હીંદ સરકાર પહેલેથી જ સમજતી હતી. માત્ર, કમનસીબે તે વેપાર તરફ ઢળી ગઇ હતી. પણ અત્યારે આખી દુનિયામાં, આવા જે પદાર્થોની બનાવટ માણુસ જાતને નુકસાનકર્તા છે, તે પદાર્થો માત્ર દવા પૂરતા જ બનાવવામાં આવે અને માણુસોના હવસને પુરી પાડનારી ખોટી ટેવ પડે નહીં એટલા માટે એ પદાર્થો સામાન્ય રીતે વેચાઇ શકાય નહીં એવાં પગલાં લેવા તરફ ધ્યાન ખેંચાયું છે.

ધીમે ધીમે તેની સફળતા પણુ થશે. જો લાગતાં વળગતાં રાજ્યો ઉપજ તરફ દૃષ્ટિ કરવાને બદલે પ્રજા તરફ દૃષ્ટિ કરશે તો. એ દૃષ્ટિ થવી એ સહેલી નથી. હમણાં જ એક તાજી વાત હીંદમાં બની છે. હજી બે ત્રણ વર્ષ ઉપર જ કોકોના છોડવાઓ કે જેમાંથી કોકેઈન બને છે, તે ન વાવવાનો પ્રબંધ હીંદ સરકારે કર્યો છે અને હીંદનાં દેશી રાજ્યોને પણ એ પ્રમાણે કરવામાં સાથે લીધાં છે. અહીં સુધી તો બધું બરાબર છે, પણુ હમણાં જાણુવામાં આવ્યું છે કે હીંદના ઉદ્યોગ વિષે કોઈ કમિટી નીમવામાં આવી હતી તેણે એવી ભલામણુ કરી છે કે કોકોના છોડ અને કોકેઈન વિષેનો જે કાયદો છે તેમાં કોકોના છોડા વાવવાની છૂટ આપવાની સત્તા સરકારને આપવી. આશા રાખવામાં આવે છે કે જે આશયથી કોકો વાવવાનું બંધ કરવામાં આવ્યું હતું અને એ શુભ આશય આગળ ધરીને રાજ્યોને પણુ તેમાં બાંધવામાં આવ્યાં હતાં, તે જ કોકોનું વાવેતર સરકાર કરે તો શુભ આશય ફરીને વેપાર તરફ દૃષ્ટિ ગઇ એમ લાગણી

ઉત્પન્ન થવાનો ભય છે. અને દેશી રાજ્યો, સમજુતીથી એ વાવેતરની બંધીના કરારમાં સામેલ થયાં હતાં તેમને પોતાને વાવેતર માટેની છુટની માગણી કરવાનો હક પ્રાપ્ત થશે. બધા દેશો જ્યારે આ ઉપર પ્રતિબંધ મુકે છે ત્યારે હીંદ આમ નહીં કરે એમ આશા રાખી શકાય.

---

કપુરથલાના મહારાજા:—આ સિવાય પ્રજાસંઘે જુદી જુદી ઘણી ઉપયોગી બાબતો હાથમા લીધી હતી. પણ એ વિષે ટુંકાણમા હુ કહું તો પણ આપનો ઘણો વખત જાય, માટે હુ તસ્દી આપતો નથી. હીંદના જે પ્રતિનિધિઓ ત્યા ગયેલા, તેણે ત્યાના કામકાજ વિષે જે રિપોર્ટ બહાર પાડ્યો છે એ જોવાથી એ વિષયમા જેને રસ હશે તેને માહેતી મળી શકશે. માત્ર એક વાતનો હુ અહી ઉલ્લેખ કરવા ઇચ્છુ છું. પ્રજાસંઘની વાર્ષિક બેઠકોમા લગભગ બધા દેશના આગળપડતા પ્રતિનિધિઓ ત્યા આવે છે અને તેથી ત્યા એક બીજાની સાથે મીલનની તથા ચર્ચાની અપૂર્વ તક મળે છે. આથી એસેમ્બ્લીની ધારાસરની સભાઓમા જ નહીં પણ સામાજીક મેળાવડાઓમા મળવાથી પરસ્પર ઘણો લાભ થાય છે. એથી ભવિષ્યના સુલેહસંપને ઉપયોગી એવો પરસ્પરનો મનોવિકાસ થાય છે. અંગ્રેજી રાજ્યના વિવિધ પ્રકારના બંધારણમા કેટલીક એવી બાબતો છે કે તે સમજવામા બહારના બીજા દેશોના પ્રતિનિધિઓને મોટી મુશ્કેલી લાગે છે અને તે માટે તે લોકોને ઘણી જીજ્ઞાસા રહે છે. આમાની જે એક અગત્યની બાબત, બીજાઓના ધ્યાન ઉપર લાવવા જેવી છે તે હીંદુસ્તાનના દેશી રાજ્યો સંબંધી છે. અને હુ કહેવાની હીમત ધરૂ છું કે હીંદુસ્તાનના એક દેશી રાજા પ્રતિનિધિ તરીકે જીનીવા જાય છે તેથી તેઓ આપણી સ્થિતિ અને આપણા ઇતિહાસને બરાબર સમજતા થયા છે. આ કાર્યમા મિત્રાઈભરેલા મીલન, એ અગત્યનો ભાગ ભજવે છે. અને તે વિષયોમા આપણા વર્ગની જે ઉત્તમ પ્રણાલિકા છે, તે જાળવી રાખવાનો મે હમેશા ખૂબ પ્રયત્ન કર્યો છે. ઘણા જ પ્રખ્યાત રાજદ્વારી પુરૂષોને ખાણાઓ વગેરેમા મે આમંત્ર્યા છે, અને તેઓ તરફથી આમંત્રાવાનુ મને પણ માન મળ્યું છે. જીનીવામા આપણો મોભો અને આપણી ઉચ્ચ પદવી બરાબર સમજવામા આવી છે. આ બધું જે જે રાજા સાહેબો પ્રજાસંઘની બેઠક વખતે ત્યા ગયા છે તેમના ઉત્તમ ચારિત્ર્યને આભારી છે. એટલે આપણામાના ત્યા જનારા દરેકને ત્યા જે માન આપવામા આવે છે તે સમગ્ર દેશી રાજ્યોના નરેશોને માન છે.

## વિવેચન.

મેં નજરે જોયું છે અને અનુભવ્યું છે, કે કપુરથલા નરેશનું એ કહેવું બરાબર છે કે ત્યાંના પ્રખ્યાત પુરુષોની સાથે સમાગમમા આવવાથી જેમ પરસ્પરની સ્થિતિનું ખરૂં ભાન થાય છે, તેમ વિચારોની આપલેથી જ્ઞાનમાં વધારો, વિશાળ દૃષ્ટિ અને ઘણી ગેરસમજ દૂર થાય

છે. કેટલાકનું એવું માનવું છે કે રાજનીતિનાં સૂત્રોનું જ્ઞાન પશ્ચિમના કરતાં હીંદના રાજદ્દરબારી પુરૂષોમાં ઓછું છે. આ સમજ ભૂલભરેલી છે, એમ ત્યાં જનાર દરેક માણસ જોઇ શકે એવું છે. હું તો માત્ર એક જ વખત ત્યાં ગયો છું. પણ એક નરેશના ભાવને લીધે ત્યાંના લગભગ ઘણા મહાન પુરુષોની સાથે મળવાના અસંખ્ય પ્રસંગો મને મળ્યા છે. તે વખતે હીંદના પ્રતિનિધિઓને અને મને તે સર્વની સાથે વાતો કરવાની જે તકો મળી છે, તે ઉપરથી જેમ તેઓ તેમ હું પણ કહેવાની હીંમત ધરી શકું કે હીંદ, બુદ્ધિબળ, વિચાર સામર્થ્ય અને હીંદ સંસ્કૃતિથી રંગાયેલી ભાષામાં વાતો કરી શકે છે. તેની અસર તે સમર્થ સાંભળનારાઓના મન ઉપર પણ ઘણી સારી થાય છે. યુરોપમાં મુસાફરી કરતા દરેક હીંદીને જીનીવાની પ્રજાસંઘની બેઠકોને, એક માસ જરૂર ત્યાં રહીને જોવાની ભલામણ કરવાનું મન થઇ જાય છે.

---

### ૭. ચૅન્સેલરની ગેરહાજરી.

આ ઠરાવ મહારાજા પતીયાલાએ એવી મતલબનો રજુ કર્યો હતો કે કોઇ કારણથી ચૅન્સેલર નરેંદ્ર મંડળના કામ માટે હીંદુસ્તાનમાંથી ગેરહાજર હોય તે વખતે પ્રો.-ચૅન્સેલર કામ ચલાઉ ચૅન્સેલર તરીકે કામ કરે છે. પરંતુ કોઈ પણ કારણથી પ્રો.-ચૅન્સેલર એ કામ કરી શકે નહી એવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે સ્ટેન્ડીંગ કમિટીના સભ્યોમા જે વધારે મતે ચુટાયેલા હોય તે પ્રો-ચૅન્સેલર તરીકે તેટલી મુદ્દતને માટે કામ કરે. આ ઠરાવને મહારાજા કીશનગઢે ટેકો આપ્યો હતો. અને તેમા ચર્ચાનો કાઇ વિષય ન હોવાથી વાઇસરોય સાહેબે તે પાસ થવા રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો.

### ૮. સૂચીપત્રમાં દાખલ કરવાની બાબત.

આ ઠરાવની મતલબ એ હતી કે નરેંદ્રમંડળના કોઈ પણ રાજા સાહેબ સભ્યને સૂચીપત્ર (agenda) મા દાખલ કરવાની કાઈ ખબર સૂચવવાની હોય તો તેના ખબર ઓછામા ઓછા બે મહીના અગાઉથી ચૅન્સેલરને મોકલવા. આ ઠરાવને સીતામઉના રાજા સાહેબે ટેકો આપ્યો અને એ સબંધી કાંઇ વિશેષ ચર્ચાની આવશ્યકતા ન હોવાથી તે સર્વાનુમતે પસાર થયો હતો.

### ૯. ચુંટણી.

આ ઠરાવ પણ એટલો જ સાદો હતો. એની મતલબ એ હતી કે ચૅન્સેલર, પ્રો-ચૅન્સેલર, કાર્યવાહી કમિટી (Standing Committee) ના કે તેના વધારાના સભ્ય (substitute member of the standing committee)

તરીકે ચુંટણીમાં ન ઉભા રહેવાની ઇચ્છા જેમણે આગળથી જાહેર કરી હોય, તેમને ચુંટણીમા કાઇ મતો પડયા હોય, તો તે જાણ્યે મળ્યા જ નથી એમ ગણવુ. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

૧૦. રેડીઓ બ્રોડકાસ્ટીંગ.

આ ઠરાવ બ્રિટિશ હીંદમાં રેડીઓ બ્રોડકાસ્ટીંગના જે નિયમો છે, તે રાજસ્થાનોમાં કેવા સ્વરૂપમાં લાગુ કરવા એ સંબંધી ઉહાપોહ કરીને નરેંદ્રમંડળની કાર્યવાહક કમિટીએ એક ખરડો તૈયાર કર્યો હતો. આ ખરડાનો મૂળ મુદ્દો એ છે કે બ્રિટિશ હીંદ અને રાજસ્થાનો એક બીજા તરફ સરખી સહાનુભુતિથી કામ કરે. એટલે કે બ્રિટિશ હીંદમાં બ્રોડકાસ્ટીંગનાં જે જે લાઇસન્સો અપાય તેની ફી બ્રિટિશ હીંદ રાખે અને રાજસ્થાનોમાં એ બાબતની જે ફી આવે તે રાજસ્થાનો રાખે. અને એક બીજાની હદની બહારની ફી માટે કોઇ પણ ભાગ માગી શકે નહીં. પરંતુ બ્રોડકાસ્ટીંગ એજન્સિ બન્ને ઠેકાણે આ જાતની જે સેવા કરી છે, તેને એમાંથી કોઇ હદની ફી ઉઘરાવનાર સત્તાને પોતાની ફીની ઉપજમાંથી ઇચ્છા પ્રમાણે ભાગ આપવાની છુટ છે. પછી તે એજન્સિ પોતાની હદમાં હોય કે પારકી હદમાં હોય.

જે એક બીજી અગત્યની બાબત આ નિયમોમાં દાખલ કરવામાં આવી છે, તે એ છે, કે બ્રિટિશ હીંદમાં રાજદ્રોહી બ્રોડકાસ્ટીંગ માટે જે પ્રબંધ છે, તે જ પ્રબંધ દેશી રાજ્યોમાંના બ્રોડ કાસ્ટીંગને પણ લાગુ પડશે, એવો હુકમ લાગતા વળગતા અધિકારીઓને સરકાર તરફથી આપવામાં આવશે. અને એવો ઠરાવ પણ થયો છે.

સ્ટેન્ડીંગ કમિટીએ આ બાબતમાં જે સમરી ઘડી કહાડી છે, તે બધાં રાજ્યોની પસંદગી માટે મોકલવામાં આવી છે. આ સમરી નરેદ્રમંડળ કબૂલ રાખે એવી પતીયાલા નરેશની દરખાસ્ત હતી. તેને ડુંગરપુરના મહારાજાએ અનુમોદન આપ્યું હતુ. આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

૧૧. નાણાંની ધીરધાર.

આ ઠરાવ એક બીજાં રાજ્યો વચ્ચે, બેંકો પાસેથી અને બીજા ધીરનારાઓ પાસેથી તથા ધીરાવનારાઓ પાસેથી કોઈ રાજ્ય

નાણું લે ત્યારે શું શું ક્રિયા કરવી જોઇએ, એ બાબતનો મહારાજ પતીયાલાએ રજુ કર્યો હતો.

એ ઠરાવમાં મુખ્ય મુદ્દો એક એ છે કે કોઇ રાજ્ય બીજા રાજ્યને નાણું ધીરે ત્યારે તેમાં સરકારની મંજુરી જોઇએ. આનું મૂળ કારણ એ છે કે જો રાજ્ય મંજુરી વિના એ નાણું ધીરે તો એ નાણું પાછાં ભરપાઇ કરવામાં કાંઈ મુશ્કેલી આવે, ત્યારે સરકાર ધીરનારને કાંઇ મદદ કરી શકે નહીં. મંજુરી લીધી હોય તો સરકાર નાણું અને વ્યાજ ભરપાઈ થવામાં મદદ કરે. પણ આ સંબંધમાં એવું સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે જો કે એક રાજ્ય બીજા રાજ્યને નાણું ધીરે ત્યારે સરકારની મંજુરીની જરૂર છે, છતાં કોઇ રાજા બીજા રાજાને નાણું ધીરે ત્યારે સરકારની મંજુરીની જરૂર નથી. પ્રથમ દર્શને આ છેલ્લા વાક્યનો એ અર્થ થઇ શકે કે રાજા રાજા વચ્ચેની ધીરધાર રાજ્ય રાજ્ય વચ્ચેની ધીરધાર જેવી જાહેર પ્રકારની ધીરધાર ગણાય નહીં. એટલે સરકારે વચમાં આવવાની જરૂર નથી. વળી એનો અર્થ એમ પણ થઇ શકે કે રાજ્ય રાજ્ય વચ્ચેની ધીરધાર રાજ્યના કામ માટે હોય એટલે એની ભરપાઇની જવાબદારી જાહેર પ્રકારની હોઇ તે અદા થવી જોઈએ. રાજા રાજા વચ્ચેની ધીરધાર પરસ્પરના સંબંધની હોઇ ખાનગી ઉપયોગ માટેની ધીરધાર ગણાવાને સબબે એની ભરપાઈની જવાબદારી જાહેર પ્રકારની નહીં પણ પરસ્પરના સંબંધને અવલંબીને હોઇ તેમાં સરકારની દરમીયાનગીરીની જરૂર નથી.

બીજી અગત્યની વાત એ નક્કી થઇ છે, કે કોઇ પણ રાજ્ય, સરકારી લોનોને ધોરણે જાહેર લોન કાઢે તો સરકારની લોનોના સ્વાર્થની સામે આ લોનોના સ્વાર્થનું ઘર્ષણ થાય, અને તેથી સરકારની રજા સિવાય એવી લોન કાઢી શકાય નહીં એવો આજ સુધી રિવાજ હતો તે અટકાયત હવે બંધ થઇ છે. અને એવું ઠર્યું છે કે કોઇ પણ રાજ્યને એવી લોન કાઢવી હોય ત્યારે સરકારને ખબર તો આપવી પડે પણ એ આપવાનું કારણ માત્ર એટલું જ કે જાહેર બજારની પૈસા સંબંધી સ્થિતિની માહેતી લોન કાઢનાર રાજસ્થાનને હોય તે કરતાં એ બધી માહેતી સરકાર પાસે વધારે હોવાથી,

લોન કાઢનારને એ માહેતી મળી શકે અને જરૂર પડે તો તેને કાંઇ મિત્રતા ભરેલી સલાહ આપવાની તક મળે એટલા જ માટે સરકારને ખબર આપવાની જરૂર છે

વળી આવી લોનો પરસ્થ (alien) ધીરનારાઓ પાસેથી લેવી નહીં, એવો જે ઠરાવ હતો તેમાં જે સરકારી હદનો અથવા બીજા રાજ્યોની હદનો ધીરનાર વિદેશી ગણાતો અને તેને લીધે તેની પાસેથી નાણાં લેવાનો જે અંતરાય હતો તે કાઢી નાંખવામાં આવ્યો છે. અને એમ ઠરાવવામાં આવ્યુ છે કે જો કે કાયદાની દૃષ્ટિએ તો પરહદમાં રહે તે વિદેશી ગણાય, તો પણ આવી ધીરધારને અંગે આવા પરહદમા રહેનારને બાતલ રાખવામાં આવશે નહીં આ એક ઠીક સુધારો થએલો ગણાવો જોઇએ. રાજ્યોએ તો એવી માગણી કરી હતી કે કોઇ પણ રાજ્યને પોતાની લોન કહાડવી હોય તો સરકારની લોનોને તેની કાંઇ પણ અસર થતી નથી માટે રાજ્યો એવી લોનો કાંઇપણ અટકાયત વગર કાઢી શકે. પણ પૂર્ણ વિચાર કરતાં જણાય છે કે ઉપર પ્રમાણે સરકારને માત્ર જાહેર કરવાનું ઠર્યું છે, તેટલું કબૂલ કરવામાં અડચણ નથી એમ ચૅન્સેલરે અભિપ્રાય દર્શાવ્યો હતો. છેવટે આ ઠરાવ નરેંદ્રમંડળની સંમતિ માટે નહીં પણ જાણ માટે રજુ કરવામાં આવ્યો હતો. જાણ માટે ઠરાવ રજુ કરવાની મતલબ એ લાગે છે કે તૈયાર કરવામાં આવેલી સમરી જ્યારે રાજ્યોમાં જાય ત્યારે કોઇ રાજસ્થાનને તેમાં વાંધો હોય કે ફેરફાર સૂચવવાનો હોય તો તે પ્રમાણે તે રાજ્ય ખુશીથી કરી શકે. આ ઠરાવને નરસીંગગઢના મહારાજાએ ટેકો આપ્યો હતો.

**૧૨. પ્રજાસંઘમાં હીંદી પ્રતિનિધિ મંડળનું નેતૃત્વ.**

પ્રજાસંઘમાં જતા પ્રતિનિધિ મંડળના નેતૃત્વ સંબંધે કપુરથલાના મહારાજાએ નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો હતો.

"આ નરેન્દ્રમંડળ ભલામણ કરે છે કે પ્રજાસંઘમાં જતા હીંદના પ્રતિનિધિ મંડળનું ત્રણ વર્ષમાં ઓછામા ઓછું એક વખત નેતૃત્વ રાજકર્ત્તાને આપવુ એ વાત ચોક્કસ કરવાના પગલા ના. વાઇસરોય કૃપા કરીને લે."

ના. મહારાજા કપુરથલાઃ—ઉપરના ઠરાવના સમર્થનમા કહ્યું કે આપણે સર્વ જાણીએ છીએ કે પ્રજાસંઘ હસ્તીમા આવ્યો ત્યારથી તેમા મોકલવાના હિંદી પ્રતિનિધિઓમા હમેશા રાજકર્તાઓના વર્ગમાથી એક નરેશને મોકલવામા આવે છે.

તેમ જીનીવામાં થતા કામની વિચારણામા આપણે જે ફાળો આપીએ છીએ તેનાથી શાહી સરકારને અને ના. વાઈસરોયને સતોષ થયો છે. ગયે વર્ષે ગએલા પ્રતિનિધિ મડળના નેતા નીમવા સબધે એક નવો અને બહુ સતોષકારક ફેરફાર થયો છે. સર મહમદ હબીબુલ્લાને હીંદી પ્રતિનિધિ મડળના પ્રથમ નેતા નીમવામા આવ્યા હતા. તેમની સાથે કામ કરવામા મને અતિશય આનદ આવ્યો હતો; પણ મારી ખાત્રી છે અને નરેન્દ્ર મડળના સભ્યોને એકમતે લાગશે કે એ પ્રતિનિધિઓના નેતા તરીકે જેટલી વાર બની શકે એટલી વાર—અને ઓછામા ઓછુ ત્રણ વર્ષમા એક વાર તો—જરૂર રાજકર્તાને નીમવામા આવે એવો સમય આવ્યો છે. આ પ્રકારની ગોઠવણથી હીંદી સામ્રાજ્યમા એક વર્ગ તરીકે રાજકર્તાઓની પદવીની અગત્ય અને ભૂતકાળમા આતરરાષ્ટ્રીય સભાઓમા જે રાજકર્તા પ્રતિનિધિ તરીકે જાય તેના કામની સફળતા જાહેર પ્રજાના જાણવામા આવશે. આપ નામદાર કરતા વધારે દૃઢ મિત્ર અને શુભેચ્છક રાજકર્તાઓના વર્ગને મળવાના નથી, એવી અમારી ખાત્રી છે. મને વિશ્વાસ છે કે મારા આ ઠરાવમા સમાયેલી વિનતિ ઉપર આપ નામદાર મહેરબાનીભર્યો વિચાર કરશો અને સહાનુભુતિભર્યું અનુમોદન આપશો.

ના. અલવરના મહારાજા:—કપુરથલા નરેશે, ત્રણ વર્ષમા ઓછામા ઓછુ એક વર્ષ પ્રતિનિધિ મડળના રાજકર્તા નેતા થાય એમ કહ્યું છે. આ ઉપરથી હુ એમ સમજુ છુ કે હાલના ધોરણ પ્રમાણે એક પ્રતિનિધિ ઇગ્લેડ તરફથી છે, એક બ્રિટિશ હીંદ તરફથી પસદ કરીને નિમાય છે, અને એક દેશી રાજકર્તાઓમાંથી નીમાય છે. આ ગોઠવણ જ્યા સુધી ચાલુ રહે ત્યા સુધી નિયમ પ્રમાણે પસદગી થાય તો ત્રણ વર્ષમા એક વખત રાજકર્તાનો વારો આવે એમ આ ઠરાવમા સૂચવવામા આવ્યુ છે. ભૂતકાળમા વખતો વખત આ સૂચના નરેન્દ્રમડળ અને તેના પ્રમુખ પાસે મૂકવામા આવી છે. હીંદના પ્રતિનિધિઓનુ નેતાપણુ હીંદુસ્તાનમાથી કોઇ લે એવો પહેલ વહેલો પ્રસગ ઉપસ્થિત થયો ત્યારે બ્રિટિશ હિંદના સભ્ય તેના પ્રમુખ થાય અને અમારામાથી એક જણ તેમને મદદ કરવા જાય એ વાત અમે ખુશીથી કબૂલ કરી હતી. એટલા માટે અમે ખૂબ આશા રાખીએ છીએ કે જ્યારે કોઈ રાજકર્તાનો એ પ્રમાણે નેતા થવાને વારો આવે ત્યારે બ્રિટિશ હીંદ પણ તેને આનંદથી સ્વીકારશે અને કપુરથલાના મહારાજા જેમ ગયે વખતે સાથે ઉભા રહ્યા હતા તેમ હીંદના પ્રતિનિધિ પણ તેમની સાથે રહેશે. આ વિષય ઉપર બોલુ છુ ત્યારે સાથે સાથે પોતે ઉત્તમ કરેલા કામને માટે અને એક હીંદીના નેતૃત્વ નીચે સાથે ઉભા રહેવાનો જે દાખલો પાડ્યો છે તેથી કપુરથલાના નરેશને પણ અભિનદન આપવાની રજા લઉ છુ. હું આશા રાખુ છુ કે જ્યારે એક રાજકર્તા નેતા થશે ત્યારે બ્રિટિશ હીંદના સભ્ય પણ એ દાખલાને અનુવર્તિને મદદમા ઉભા રહેશે. કપુરથલાના મહારાજાના ઠરાવને હું હૃદયપૂર્વક ટેકો આપુ છુ કે આપ નામદાર અને શાહી સરકાર તેના ઉપર યોગ્ય ધ્યાન આપશો. કારણ કે અમે માત્ર એટલુ જ માગીએ છીએ કે કુદરતી રીતે જ્યારે અમારો વારો આવે ત્યારે અમને ભુલી જવામા આવે નહી.

ના. વાઇસરોય:—ના. વાઇસરોયે આ ઠરાવ ઉપર સમાલોચના કરતા કહ્યું કે આ અગત્યની બાબત ઉપર આપ નામદારે જે કાઇ કહ્યું છે તે મે રસથી સાભળ્યું છે, અને એ વિષય ઉપર તમારા વિચારોનો મને લાભ મળ્યો તેથી હુ ઘણો ખુશી થયો છુ. આપ સર્વને યાદ હશે કે ૧૯૨૫મા જ્યારે તે વખતની કોસીલના સભ્ય મી. દાસે એ બાબત ઉપર એક રજુઆત દાખલ કરી હતી, ત્યારે હીંદના પ્રતિનિધિ મંડળના નેતાની બાબતનો પ્રશ્ન કૌસીલ ઓફ સ્ટેટમા પહેલ વહેલો ઉપસ્થિત થયો હતો. ત્યારપછી ૧૯૨૮મા પાછી એજ સભામા એવી ભલામણ આવી હતી કે હીદનુ પ્રતિનિધિ મડળ મોટે ભાગે હીદીઓનુ થવુ ઘટે અને તેનો નેતા પણ એક હીદી હોવો જોઇએ. આ સબધી બોલતા સરકાર તરફના પ્રતિનિધિએ તે વખતે કહ્યુ હતુ કે, આ દરખાસ્તને સરકાર સહાનુભુતિની દષ્ટિથી જુએ છે. તો પણ એ વર્ષમા થનારા કામને સૌથી વધારે લાયક એવા નરની પસદગી કરવાની મુનસફી સરકારને રહેવી જોઈએ. તેથી હમેશા હીંદીજ નેતા થાય એવું વચન આપવાને સરકાર બધાતી નથી. તેજ વખતે ખુલાસો કરવામા આવ્યો હતો કે બનતા સુધી એ કામને બરાબર યોગ્ય એવા હીદીને મેળવવાનો પ્રયત્ન કરવામા આવશે. વળી તે વખતે એમ પણ સાફ કહેવામા આવ્યુ હતુ કે ભવિષ્યના વરસોમા સરકારને યોગ્ય લાગ્યા પ્રમાણે કોઇ હીદીને કે કોઇ અગ્રેજને કે કોઈ રાજાસાહેબને પણ નીમવાની મુનસફી સરકારની છે. પણ એટલુજ સાથે ઉમેરવામા આવ્યુ હતુ કે જો રાજકર્તાને નીમવાનો સવાલ ઉપસ્થિત થશે તો તેમા કેટલાએક એવા સવાલો છે કે જેના ઉપર બહુજ ધ્યાનપૂર્વક વિચાર કરવો પડશે. તમારા વિચારો હુ હીદી પ્રધાનને જણાવીશ અને હુ પોતે તેના ઉપર પૂરતુ ધ્યાન આપીશ. તે સિવાય અત્યારે વધારે કહેવાનું મારાથી બની શકે તેમ નથી. મારી ખાત્રી છે કે કોઇ યોગ્ય પ્રસગે તમારામાના કોઇને નેતા તરીકે પસદ કરવા માટે જેટલુ કરવું જોઇએ એટલું કરવામા આવશે એમ તમે માનશો. હીદના બધારણના જે સવાલો છે તેનુ બરાબર નિરાકરણ થઇ જાય નહીં ત્યાં સુધી અકગણિતના નિયમને આધારે વારાફરતી રાજકર્તાને નેતા નીમવાની આજથી હા પાડી બેસવાની વાત સરકારને મુશ્કેલ લાગે છે. કારણકે આ સવાલમાં બંધારણના મહત્વના મુદ્દા સમાયેલા છે કે જેને માટે હાલનો વખત બરાબર પાકેલ ગણી શકાય નહી. તમારા આખા મડળને આ બાબતમા મજબૂત લાગણી છે અને તે મારાથી તથા હીદી પ્રધાનથી બરાબર તપાસાશે, એ સિવાય હુ અત્યારે વધારે ન કહુ તો મને માફ કરશો.

આટલુ કહી ના. વાઇસરોયે ઠરાવ રજુ કર્યો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો.

## વિવેચન.

પ્રજાસંઘના હીંદના પ્રતિનિધિમડળના નેતા તરીકે કોઇ નિયમસરની ગોઠવણથી વારાફરતી તે વખતના નીમાયેલા રાજકર્તા

પ્રતિનિધિ મંડળના નેતા થાય એ સંબંધી પહેલાં વિવેચન કરવામાં આવ્યું છે. એટલે અહીં વિશેષ લખવાની આવશ્યક્તા લાગતી નથી. એટલુંજ કહેવું બસ થશે કે હીંદમાં બે મોટાં સરખી અગત્યનાં હિતો છે. (૧) બ્રિટિશ હીંદનું હિત, અને (૨) હીંદી હીંદનું હિત. એ બન્ને હિતના પ્રતિનિધિને વારાફરતી નેતાપણું આપવામાં આવે તો તે કાંઇ બહુ મોટી માગણી ન ગણાય. એમ થવામાં એક આડકતરો લાભ એ પણ છે કે બ્રિટિશ હીંદ અને દેશી સંસ્થાનો એક નિષ્પક્ષપાત એવા ક્ષેત્રમાં સાથે મળી કામ કરતાં કરતાં પોતાનાં જુદાં જુદાં માનસોથી પરસ્પર જાણીતાં થશે. આ સંયોગ કાંઇ થોડો લાભદાયક નથી. અને બંધારણનો પ્રશ્ન જ્યારે છેવટના નિર્ણય ઉપર આવશે ત્યારે બ્રિટિશહીંદ અને હીંદી-હીંદના સંયોગને માટે જે યોજના કરવી પડશે તેમાં આ વાત તો બહુજ ગૌણ જગા રોકશે.



## ૧૩. નરેંદ્રમંડળનાં પદોની ચુંટણી.*

ના. વાઇસરોય—ચૅન્સેલરની ચુંટણીનું કામ શરૂ થાય તે પહેલા હુ જાહેર કરૂ છુ કે ના. ભોપાલના નવાબ સાહેબ, ના. બીકાનેરના મહારાજા સાહેબ અને નવાનગરના ના. જામસાહેબ ચૅન્સેલરની ચુટણીની હરીફાઇમા ઉભા રહેવા માગતા નથી. અને આ ચુટણી સબધે એ ત્રણ બાબતનો ખુલાસો કરવાનો હોવાથી સર ચાર્લ્સ વૅાટસન એ વિષે થોડું કહેવા માગે છે.

સર ચાર્લ્સ વૅાટસનઃ—ચુટણીના સબધે કેટલીક અણસમજ હોવાથી મારે ત્રણ બાબતો ઉપર ખુલાસો કરવાનો છે. એક તો ચૅન્સેલરની ચુટણી અને પ્રો. ચૅન્સેલરની ચુટણી સંબધે છે. ચૅન્સેલરને માટે જે હુ કહીશ તે પ્રો. ચૅન્સેલરની બાબતમા પણ લાગુ પડશે. બીજી વાત કાર્યવાહક કમિટીના સભ્યોની ચુટણીને લગતી છે અને ત્રીજી 'સબ્સ્ટીટ્યુટ' કાર્યવાહક કમિટીના સભ્યોની ચુંટણીને લગતી છે. નરેદ્રમડળના જે સભ્યો પોતાના જ હકથી અહીં બીરાજે છે તેને જ આ બધા અધિકાર ઉપર ચુંટાવાનો હક છે.

ચૅન્સેલર અને પ્રો. ચૅન્સેલર માટે વોટીંગ પેપર ઉપર માત્ર એક નામ લખવાનું છે. સ્ટૅન્ડીંગ કમિટીની ચુટણીમાં પાચ નામો આપવાના છે. તેમાં પ્રો. ચૅન્સેલરની જગા મળશે એટલે બધા મળીને એ કમિટીના છ સભ્યો થઇ રહેશે. પરતુ 'સબ્સ્ટીટ્યુટ' કમિટીના સભ્યોની ચુટણીમા છ નામ આપવાના છે. ચુટણીના કોઇ કાગળ ઉપર સહી કરવાની નથી.

(પછી ચુટણીનું કામ શરૂ થયું હતુ)

ચૅન્સેલર.

સર ચાર્લ્સ વૅાટસનઃ—ચૅન્સેલરની ચુટણીનુ પરિણામ નીચે પ્રમાણે આવ્યુ છે.

---

* તા. ૨૭ મી ફેબ્રુઆરી, ત્રીજા દિવસે.

| | | |
|---|---|---|
| મહારાજા સાહેબ | પતીયાલા | ૨૫ મત |
| „ | કાશ્મીર | ૧૪ „ |
| „ | અલવાર | ૨ „ |

ઉપર પ્રમાણે પરિણામ જાહેર થતા પતીયાલા નરેશે વિવેક કર્યો કે "આ પાચમી વખત મારી ફરીથી ચુટણી કરવા માટે અને મારામા વિશ્વાસ ચાલુ રાખવા માટે હુ આપ નામદારોનો ઉપકાર માનુ છુ અને ખાત્રી આપુ છુ કે આજ સુધી જે પ્રમાણે સેવા કરી છે તે પ્રમાણે કર્યા કરીશ."

**પ્રો. ચૅન્સેલર.**

ના. વાઈસરોયે જાહેર કર્યું કે બીકાનેરના મહારાજા, જામસાહેબ, પતીયાલાના મહારાજા અને ભોપાલના નવાબ સાહેબ પ્રો. ચૅન્સેલરના પદ માટે હરીફાઈ કરવા ઇચ્છતા નથી.

સર ચાર્લ્સ વૅાટસને આ ચુંટણીનુ પરિણામ નીચે પ્રમાણે જાહેર કર્યું હતું.

| | | |
|---|---|---|
| મહારાજા સાહેબ, | કાશ્મીર | ૨૭ |
| મહારાવશ્રી, | કચ્છ | ૮ |
| મહારાજા સાહેબ, | અલવર | ૫ |
| મહારાણાશ્રી, | ધોલપુર | ૧ |

**કાર્યવાહક કમિટી.** (Standing Committee)

ના. વાઈસરોયે કહ્યુ કે આ ચુટણી માટે પાચ નામો આપવાના છે, એ વાત હુ ફરીથી યાદ આપુ છુ. અને કપુરથલાના મહારાજા આ ચુટણીમાં ઉભા રહેતા નથી એ જાહેર કરુ છુ.

સર ચાર્લ્સ વૅાટસને પરિણામ નીચે પ્રમાણે જાહેર કર્યું.

| | |
|---|---|
| ના. નવાબ સાહેબ ભોપાળ | ૩૯ |
| ના. જામસાહેબ નવાનગર | ૩૮ |
| ના. મહારાજા સાહેબ અલવર | ૩૫ |
| ના. મહારાજા સાહેબ બીકાનેર | ૨૮ |
| ના. મહારાણા સાહેબ ધોલપુર | ૧૭ |

ઉપરના પાચ નરેશો કાર્યવાહક કમિટીના સભ્ય તરીકે ચુટાયા હતા. એ સિવાય બીજાના મતો નીચે પ્રમાણે હતા.

| | |
|---|---|
| કચ્છના મહારાવ સાહેબ | ૧૧ |
| રેવાના મહારાજા સાહેબ | ૧૦ |

| | |
|---|---|
| સાંગલીના ચીફ સાહેબ<br>દેવાસ (સીનીયર) ના મહારાજા | દરેકને ૬ મત |
| ભાવલપુરના નવાબ સાહેબ | ૩ |
| મહારાજા સાહેબ પન્ના<br>મહારાજા સાહેબ જોધપુર | દરેકને ૨ મત |
| રાજા સાહેબ, સુકેત<br>નવાબ સાહેબ, માલરકોટલા<br>રાજા સાહેબ, સીતામઉ<br>નવાબ સાહેબ, પાલણપુર<br>મહારાજા રાણાસાહેબ, પોરબંદર | દરેકને ૧ મત |

**કાર્યવાહક કમિટીની 'સબ્સ્ટીટયુટ' કમિટી.**

ના. વાઈસરોયે કહ્યુ કે છ સભ્યો માટે મતો આપવાના છે. અને કપુરથલાના મહારાજા સાહેબ ચુટાવા ઇચ્છતા નથી.

સર ચાર્લ્સ વૅાટસને નીચે પ્રમાણે પરિણામ જાહેર કર્યું હતુ.

| | |
|---|---|
| ચીફ સાહેબ, સાગલી | ૨૫ |
| મહારાજા સાહેબ, જોધપુર | ૨૪ |
| મહારાજા સાહેબ, રેવા | ૨૨ |
| મહારાજા સાહેબ, પન્ના | ૨૨ |
| રાજા સાહેબ, સીતામઉ | ૨૧ |
| રાજસાહેબ, વાકાનેર | ૨૦ |

આ છ સભ્યો વધારાના સભ્યો ચુટાયા હતા. સિવાય બીજા મતો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| નવાબ સાહેબ, પાલણપુર | ૧૪ |
| મહારાજા સાહેબ, રાજપીપળા | ૧૩ |
| મહારાજા સાહેબ, પોરબંદર | ૧૧ |
| રાજા સાહેબ, મડી | ૧૧ |
| મહારાજા સાહેબ, દેવાસ (સીનીયર) | ૯ |
| નવાબ સાહેબ, ભાવલપુર | ૭ |
| મહારાવ સાહેબ, ડુંગરપુર | ૬ |
| સર દેસાઈ સાહેબ, સાવતવાડી | ૫ |
| નવાબ સાહેબ, માલરકોટલા | ૪ |
| મીર સાહેબ, ખૈરપુર | ૩ |
| મહારાજા સાહેબ, દેવાસ (જુનીયર) | ૩ |
| રાજા સાહેબ, સુકેત | ૩ |

મહારાજા સાહેબ, કપુરથલા ૩
મહારાવશ્રી, કચ્છ ૩

નીચેના રાજા સાહેબોને દરેકને બબ્બે મત મળ્યા હતા.

મહારાજા સાહેબ, વાંસદા
રાજા સાહેબ, તેહરી
મહારાજા સાહેબ, કીશનગઢ

નીચેના રાજા સાહેબોને દરેકને અકેક મત મળ્યો હતો.

મહારાજા સાહેબ, સીકીમ
મહારાણાશ્રી, કોટા
મહારાણાશ્રી, દાતા
મહારાજા સાહેબ, સીરમુર
રાજાસાહેબ, નરસીંગગઢ
રાજાસાહેબ, ઝાબુઆ
મહારાજા સાહેબ, ચરખારી
મહારાજા સાહેબ, દતીઆ
મહારાઓ રાજાસાહેબ, બુંદી

## વિવેચન.

ચુંટણી ઉપર રાજકીય દૃષ્ટિએ કાંઇ વિવેચન કરવાનું હોય નહીં. પણ ત્યાં જે બન્યું તે વિષે વિવેચન કરવું હોય તો તે એ છે કે આ વખતની ચૅન્સેલરની ચુંટણી માટે ઘણી જ ધમાલ થઇ હતી. તે યોગ્ય હતી કે કેમ તે તો તેમાં જેણે ભાગ લીધો હોય તે કહી શકે. ઉપરથી જોનારને રાજાઓના મંડળમાં ધારાસભાની સામાજીક ચુંટણીની ધમાલ શોભે નહીં એવું દરેક રાજ્ય શુભેચ્છકને લાગે. એ ધમાલને અંગે ભોપાળ, બીકાનેર અને નવાનગરના નરેશોએ એ ચુંટણીનાં ન ઉભા રહેવાની પ્રથમથી જાહેરાત કરી દીધી હતી. કેટલીક વાર અમુક નરેશને જ એ પદ મળે તો સારૂં એવી સમગ્ર માન્યતાને લીધે મિત્રો તરીકે વિવેકથી નરેશો ચુંટણીમાં ઉભા રહેતા નથી, તે તો સમજી શકાય એવી વાત છે. પણ આ વખતે ઉભા રહેવાની આનાકાની કરી રસાકસીને લીધે થએલી ખેદની લાગણીથી એ નરેશો ઉભા રહ્યા ન હોય એમ લાગી આવે છે. ચૅન્સેલરનું પદ એ મોટું સેવાસ્થાન છે. એટલે સેવાભાવી અને સેવા માટે શક્તિમાન એવા નરેશો હરીફાઈમાં ઉતરે છે.

એક જરા ખરી, પણ જાણીને ખેદ થાય એવી વાત પણ છે અને તે નરેંદ્રમંડળના એક ઘણાજ ચતુર નરેશના સંબંધે જાણવામાં આવી છે. તે એ છે કે એ મંડળની કોઇ પદવી લેવામાં બે જાતના વિચારો કરવા પડે એવું છે એવી એમની માન્યતા છે. એક એ કે એ પદવીના પરિણામે રાજાઓમાં અદેખાઇ થાય છે અને બીજું સરકારની નાપસંદગી વહોરવાનો પણ કોઇ કોઇ વખત આવી જાય છે. આ નવું દૃષ્ટિબીંદુ લાગે છે. પણ તેમાં સાવ અસત્ય નથી, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને તુરત સમજાય એવું છે. આવી લાગણી નરેંદ્રોમાં વધારે થશે તો ભય છે કે નરેંદ્રમંડળની બેઠકોમાં રાજાઓની હાજરી ઓછી ઓછી થતી જશે

---

### ૧૪. ગોળમેજી પરિષદ.

આ ઠરાવ મહારાજા પતીયાલાએ રજુ કર્યો હતો. અને તા. ૩૧ મી ઓકટોબરે ના. વાઇસરોયે ગોળમેજી પરિષદ ( Round Table Conference ) ભરવા સબધીનું જે ભાષણ કર્યું હતુ તે સબધી એ ઠરાવ હતો. મહારાજા પતીયાલા નરેદ્રમંડળના ચૅન્સલર છે, તેથી બહુ અગત્યના સવાલો તેમના તરફથી રજુ કરવાનો રિવાજ છે. આ વખતના બધા ઠરાવોમા ના. વાઇસરોયના ભાષણ સંબધીનો આ ઠરાવ ખરેખર સૌથી વધારે ઉપયોગી હતો. આ સબધી જે ભાષણ પતીયાલા નરેશે કર્યું છે, તેનો અગત્યનો ભાગ અને તે ઉપરના થોડા વિચારો નીચે છે.

મહારાજા પતીયાલાઃ—તેમણે કહ્યું કે "લડનમા ગોળમેજી પરિષદ ભરાશે, તેમા હીંદના બધા સ્વાર્થોનો સાથે ઉહાપોહ થશે અને તેમા દેશી રાજ્યોને પણ ભાગ લેવાની જે તક આપવામા આવી છે, તે માટે બધા નરેદ્રોને આનદ થયો છે." એમણે ઉમેર્યું કે "રાજાઓએ નીમેલા પોતાના પ્રતિનિધિયો સીધી અથવા આડકતરી રીતે રાજ્યો સાથે સબંધ રાખતા સવાલો ઉપર આ પરિષદને અગે તથા બટલર કમિટીના રિપોર્ટને અગે જે જે સવાલો ચર્ચાય તેમા દેશી રાજ્યોને પોતાનો ફાળો આપવાની મળેલી તક ના. વાઇસરોય, ગ્રેટબ્રિટનની શાહી સરકાર સાથે પૂર્ણ રીતે મેળવી આપે એવી નરેશોની ખાએશ છે"

## વિવેચન.

હીંદુસ્તાન ઘણા સ્વાર્થોનું બનેલું છે ખરૂં જોતાં મુખ્ય ભાગે તે નાનાં મોટાં રાજ્યોનું બનેલું છે. અને જો કે બ્રિટિશ સરકારનું સાર્વભૌમ રાજ્ય ગણાય છે, તો પણ હીંદનાં બીજાં રાજ્યોની માફક બ્રિટિશ સરકારનું પણ હીંદના મોટા ભાગનું

એક રાજ્ય છે, એમ ઈતિહાસની દૃષ્ટિએ કહી શકાય, જો કે તેમની રાજ્ય ચલાવવાની પદ્ધતિમાં લોકમતને અવકાશ છે. છતાં એના ઉંડા ગર્ભમાં તો નરેશપદ્ધતિએ ચાલતી જ એ સંસ્થા છે, એમ અનુભવમાં આવ્યું છે. એટલે એ પણ એક નરેશ પદ્ધતિનું મોટું રાજ્ય છે, એમ કહીએ તો ચાલે. આમ હોવાથી ગોળમેજી પરિષદમાં મુખ્ય અગત્ય તો બધાં રાજ્યોની ખરી સ્થિતિ શું છે, એમને પરસ્પર સંબંધ કેવો છે, અને એક બીજાનાં કાર્યોમાં વચ્ચે આવવાની કોને કોને કેટલી સત્તા છે, તે સવાલોને પ્રથમ દરજ્જે વિચાર કરવાને રહેશે. એટલે આ સંતલસમાં હીંદનાં દેશી રાજ્યોને પોતાના અગત્યના સ્વાર્થોને વિચાર કરવાનો હોઈ, નરેશો તેમાં ભાગ માગે એ દેખીતી વાત છે. નરેશો વિનાની ગોળમેજી પરિષદ એ આપણી સાદી ભાષામાં કહીએ તો “ વરરાજા વિનાની જાન ” જેવું લાગે. એટલે આ માગણી જેમ યથાર્થ છે, તેમ ગોળમેજી પરિષદના પરિણામની ફતેહ માટે અગત્યની છે. અને ના. વાઈસરોયે આ ઠરાવ ઉપરના છેવટના પોતાના વિચારોમાં એ માગણીની જે યોગ્યતા કબૂલ કરી છે, તે બરાબર છે.

રાજ્યો ઉપરાંત હીંદના બીજા સ્વાર્થોને પણ તેમાં સ્થાન છે. તે બીજા સ્વાર્થોમાં પ્રથમ દરજ્જો ધરાવતો સ્વાર્થ હીંદની પ્રજાને છે. જેમ પ્રજા રાજા* સિવાય રક્ષાયેલી રહેતી નથી, તેમ પ્રજા સિવાય રાજા કલ્પી શકાય એમ નથી. એટલે જો કે ખરૂં જોતાં રાજા અને પ્રજા એ બે પરસ્પરાવલંબી વ્યક્તિ છે, છતાં સમજદારને લાગ્યા વિના રહે નહિ કે એમાં પ્રજા જ મુખ્ય અંગ છે. કેમકે રાજ્ય, રક્ષણ કરે છે એ ખરૂં, પરન્તુ એ રક્ષણનાં બધાં સાધનો પ્રજા પુરાં પાડે છે, નરેશની બધી હાજતો એ પુરી પાડે છે અને લોક સંતોષ થાય એવી રીતે જો રાજ્ય પદ્ધતિ ન ચાલતી હોય તો નરેશ અથવા એ પદ્ધતિને લોક ઉખેડી નાખે છે. ઇતિહાસને એ પાઠ છે. એટલે લોક, એ રાજનીતિના બધા પ્રશ્નોમાં પ્રથમ પદ ધરાવતો સ્વાર્થ છે. એટલા માટે લોક વિનાની ગોળમેજી પરિષદ એ—ઊપરના ફકરાના વાક્યને ઉથલાવી નાંખીએ તો—જાનૈયા

* અહીં રાજા એટલે શરીરધારી એકલો એવો અર્થ નથી. અહીં રાજા એટલે રાજ્યપદ્ધતિ એ સમજવાનું છે.

વિનાનો એકલો ઠુંઠ વરરાજા જેવો દેખાય એવી થશે. એ વિચાર કરીને જ રાજ્ય કાર્યમાં સમર્થ અને કુશળ એવા ઇંગ્લેંડના પ્રધાન મંડળે બધા સ્વાર્થોનું સંમેલન વિલાયતમાં ભરવા ધાર્યું છે. એમાં જનારાઓ, પોત પોતાના સ્વાર્થ ઉપર માત્ર દૃષ્ટિ રાખવાને બદલે એ બધા સ્વાર્થો હીંદ દેશના એક સમગ્ર મોટા સ્વાર્થનાં અંગ છે, એ દૃષ્ટિથી જો ત્યાંની વિચારણામાં ભાગ લેશે, તો હીંદના પૂર્વકાળના ઇતિહાસને છાજે એવી શાંતિભરેલી જીંદગી હીંદ ભોગવશે.

ઘણા શ્વાનોની વચ્ચે એક રોટલી નાંખવામાં આવે ત્યારે જે પ્રકારની મારામારી જોવામાં આવે છે, એવું ખરા મનુષ્યત્વ વિનાનું દૃશ્ય જો ત્યાં દેખાશે તો હીંદ પોતાની અસલ સંસ્કૃતિથી ચ્યુત થયું છે, એટલો જ માત્ર ખેદ નહીં થાય, પણ ભવિષ્યની જીંદગીના ખરા સ્વરૂપનો એમાં નાશ છે

રાજાઓનો તો એક જ સ્વાર્થ છે; તે એ છે કે પોતાની અસલ રાજ્યપદ્ધતિ કાયમ રહે, સરકાર વગર કારણે જે હસ્તક્ષેપ કરી રહી છે તે બંધ થાય અને થએલા કરારો તથા શહેનશાહ અને તેના પ્રધાનમંડળે આપેલાં વચનો બરાબર પળાય, એનો તોડ કહાડવો. એ તોડ તો બરાબર નીકળશે એમ ભાસ થાય છે; કેમકે હસ્તક્ષેપ નાના અધિકારીઓથી થાય છે. મોટાં મન નહીં ત્યાં અભિમાન વિશેષ હોય અને જ્યાં અભિમાન ત્યાં સત્તાના વપરાશનો દોર સહજ દાખલ થઈ જાય. પરંતુ હીંદના વાઈસરોય કે ઇંગ્લેંડના પ્રધાનમંડળનાં મન એટલાં સાંકડાં હોય નહીં. એટલે ભૂતકાળમાં થએલા હસ્તક્ષેપનાં સત્તાવાર ( official ) દૃષ્ટાંતો જ્યારે ત્યાં રજુ થશે, ત્યારે નાહકની દરમિયાનગીરી કરવાથી શરમાતા એવા, એ મોટા રાજ્યધુરંધરો જરૂર એનો સંતોષકારક નીવેડો લાવશે. પરંતુ જે ખરી મુશ્કેલી છે, તે તો લોકોમાં જુદા જુદા સ્વાર્થો હોવાને લીધે, અંદર અંદર જે ખેંચતાણ થશે તેમાં છે. અને તેમાં નરેશોને પણ થોડી મુશ્કેલી પડવાની નથી.

બ્રિટિશ હીંદની પ્રજાના ભાગોની વાત આપણે છેવટે લાવશું. હમણાં તો દેશી રાજ્યોની પ્રજાના વિચારોનું મંથન કરી જોઇએ. એકંદર રીતે રાજ્યોની પ્રજા, રાજાઓ તરફ ભક્તિભાવના વિચારથી,

વર્તે છે. ભક્તિભાવથી વર્તે છે, કે નહીં તે જુદો સવાલ છે. પણ ભક્તિભાવના વિચારથી તો જરુર વર્તે છે. અને તેનું કારણ એ છે, કે તેમના જીવનના ભૂતકાળની સંસ્કૃતિ રાજા, તે ઇશ્વરનો અંશ છે એ માન્યતાવાળી છે. પશ્ચિમના પવનમાં પ્રભુ, માત્ર બે અક્ષરમાં જ સમાઇ ગયો છે. જ્યારે હીંદનું હૃદય તેના લોહીને ટીપે ટીપે પ્રભુનું ભજન કરે છે. એટલે રાજાને એના શાસ્રમાં પ્રભુનો અંશ કહેલો છે. એ માન્યતાને માન આપીને એમનાં હૃદયો હજી ધડકયા કરે છે. ભૂતકાળની આ સંસ્કૃતિ માત્ર મનુસ્મૃતિના શ્લોકમાંથી ઉત્પન્ન થઈ હતી, પરંતુ ઈશ્વિરાંશ તરીકે, જેમ પ્રભુ પોતાની પ્રજાને પાળે છે, તેમ રાજાઓ ખરેખર પાળતા અને તેથી અનુભવ અને શાસ્ત્ર એ બેના મિશ્રણથી ભક્તિભાવ, એ હીંદ હૃદયનું મુખ્ય અંગ હતું. પરંતુ ઉપરની પશ્ચિમની પ્રભુ ભાવનાનો પવન આ દેશમાં આવ્યો. "**यथा राजा तथा प्रजा**" એ સૂત્ર એકલું કાંઇ બાહ્ય વ્યવહારને લાગુ પડે છે એમ નથી. હૃદયના અંતરભાવોમાં પણ જેવો રાજા તેવા ફેરફારો થયા વિના રહેતા નથી. એ ન્યાયે ગમે તે સ્થિતિમાં અને રાજા ગમે તેમ કરે તો પણ એને પ્રભુ માનવાની ભાવના હતી, તે કમનસીબે હીંદ હૃદયમાંથી ઉડી ગઈ છે. એ પ્રભુ ભાવના પાછી લાવવા માટે ભૂત પરંપરા સંભાર્યા કરીને પોતાના હકો ઉપર મુસ્તાક રહેવાની નરેશોની હજી પણ ઇચ્છા છે, તે ઇચ્છા ફળીભૂત કરવી હોય તો હકોનું સમર્થન શબ્દોમાં નહીં પણ પ્રજા-પાલનમાં એકનિષ્ઠા, એજ તે માટેનો ખરો રસ્તો છે. એ વૃત્તિ ધ્યાનમાં રાખીને જો ગોળમેજી પરિષદ વખતે રાજા સાહેબો પોતાનું વક્તવ્ય રજુ કરશે તો પોતાની ભવિષ્યની સ્થિતિ જેમ સુદૃઢ કરી શકશે, તેમ માત્ર દુનિયાના મોહમાં અંજાઇ ગયેલી પશ્ચિમની પ્રજાને એક સુંદર પાઠ પણ શીખવી શકશે

આ સ્પષ્ટ પણ ખરી ભાવનાથી લખાયેલાં વાકયો એટલા માટે ઉચ્ચારાય છે કે અત્યારે હીંદના ઘણા ખરા ભાગના દેશીરાજ્યમાં એક ઘણોજ નાનો અને એવો પ્રજાવર્ગ ઉભો થયો છે કે જે નરેશ પદ્ધતિ દફનાવી દેવા ઇચ્છે છે. એ વર્ગની બધી દલીલો કે ચળવળો યોગ્ય છે, એમ કહેવાનો બીલકુલ આશય નથી. તેમાંનું ઘણું અતિ-

શયોક્તિ ભરેલું અને કેટલુંક તો તદ્દન જુઠું છે; એ વાત કબૂલ કર્યા પછી એમ કહ્યા વગર ચાલતું નથી—અને આમાં તો બીકાનેર મહારાજાએ પણ સંમતિ આપી છે કે—કયાંક કયાંક નરેશોની વર્તણુક પ્રજાને ન પસંદ પડે એવી અને તેથી અસંતોષ પેદા થાય એવી છે. એટલે એ વર્ગ જેમ ગયે વખતે બટલર કમિટીની તપાસને ટાંકણે વિલાયતમાં તોફાન કરી રહ્યો હતો, તેમ આ ગોળમેજી પરિષદ વખતે પણ એવું તોફાન થવાનો સંભવ છે. એટલુંજ નહીં પણ રાજાઓએ એમ થવાની આશા રાખવી જોઇએ. આમ જ્યારે થશે ત્યારે હીંદમાં પદવી, હકો અને સત્તાની જે વાત નરેશો કરી રહ્યા છે તે માનસમાં, નરેશોમાંજે ઇશ્વરાંશ મનાય છે, તે ઇશ્વરાંશ પાછો ઉદ્‌ભવવાની આવશ્યકતા સ્પષ્ટ થશે. આમ થવામાં જે સ્વાર્થનો ભોગ આપવો પડે છે, તે માત્ર લાગણીઓનો છે. વસ્તુત: એમાં કાંઇ આત્મભોગ નથી. પણ ઉલટો મહત પદવીની પ્રાપ્તિનો ઉપાય છે.

આપણે આપણા પોતાના જ એકલા સ્વાર્થનું જેમ અહીં કરીએ છીએ તેમ ફરીફરીને વિલાયતમાં વિવેચન કરી શકીએ નહીં. લોકશાસનના દેશમાં રાજ્યશાસનની કસીને વાત કરવી એ આપણે પોતાને માટે સારી અસર કરવા બરાબર નહીં નીવડે. નરેશોની એમાં ચોગ્યતા પણ છે કે કેમ એ વિચાર કરવાનું રાજાઓને વિનતિપૂર્વક રોશન કરવામાં આવે છે. આપણે સર્વ ઇચ્છીએ છીએ કે ત્યાં ગયા પહેલાં જ્યાં જ્યાં કાંઇ સુધરવાનું હોય, ત્યાં તે સુધરી જાય; જેથી આપણી પોતાની પ્રજા આપણી પોતાની જ હાજરીમાં, જેના હાથમાં આપણું ભવિષ્ય છે, તેના સમક્ષ ગમે તેવી વાહીઆત વાતો કરે નહીં. બનવા જોગ છે કે એવી વાહીઆત વાતો ઉપર ત્યાંના જવાબદાર પ્રધાનો બહુ વજન નહીં આપે, પણ અત્યારે જમાનો વર્તમાનપત્રોનો અને બીજાની નીંદા સાંભળીને રાજી થાય એવાં માનસોનો છે. એટલે એવો કાંઈ ખરાબ દેખાવ આપણા જ પ્રજાજનમાંથી ન થાય તેવા કોઇક ઉપાય, જ્યાં જરૂરના હોય ત્યાં તે તે નરેશ સાહેબો કરે એવું નરેશપદ્ધતિનો દરેક ભક્ત ઇચ્છે છે. હીંદની પ્રજાના બધા સ્વાર્થોનો વિચાર કરતા પહેલાં નરેશોની પ્રજાના સ્વાર્થોનો વિચાર કરીએ તો એ તો કહ્યા વગર ચાલે

એવું નથી કે બ્રિટિશ હીંદમાં જેવાં કોમ કોમ વચ્ચે વિખવાદ અને ઇર્ષા છે, તેવાં વિખવાદ અને ઇર્ષા કોઇ ખરાબ દેશી રાજ્યમાં પણ ક્યાંઇ નથી. એ આપણું સુભાગ્ય છે. પણ બહારનો પવન આવીને એ સુભાગ્યના વાવટાને તોડીને ઉડાડી દે નહીં તે પહેલાં લોકના એ માનસમાં કાંઇ ફેરફાર થાય નહીં એવા ઉપાયો લેવાની આવશ્યકતા સર્વને સ્વીકાર્ય લાગશે.

બ્રિટિશ હીંદની પ્રજાના પ્રશ્નમાં જે મુશ્કેલી બ્રિટિશ પ્રધાન મંડળને પડશે તે મુશ્કેલી આપણી પ્રજાના પ્રશ્નમાં પડશે નહીં. પણ એ મુશ્કેલી ઉભી થતી દૂર રાખવા માટે આપણા પોતાનાથી જ, રાજા પ્રજાના ખરા સંબંધને પઢી લેવા એ સલાહકારક તો છે.

હવે જે સ્વાર્થો વિષે કહેવાનું રહ્યું તે હીંદની પ્રજાના સ્વાર્થોનું છે. એ સ્વાર્થના બે પ્રકાર છે. (૧) હીંદ સરકાર અને સમગ્ર પ્રજા વચ્ચેનો સ્વાર્થ. અને (૨) પ્રજાના જુદા જુદા વર્ગોના પોતાના સ્વકીય સ્વાર્થો. સરકાર અને પ્રજા વચ્ચેના સ્વાર્થોનો નિકાલ એટલો મુશ્કેલ નથી લાગતો, જેટલો પ્રજાના જુદા જુદા વર્ગોના સ્વાર્થોનો છે. સરકાર, પ્રજાને પ્રજાત્વના હકો બક્ષે એ સમગ્ર હીંદની પ્રજા માગી રહી છે. ઇંગ્લેંડના પ્રધાન મંડળે, હાલના આપણા ભલા વાઇસરોયની સલાહથી એ પ્રજાત્વની આકાંક્ષા પોષી છે. એટલે એ દિશામાં તો પ્રજા જરૂર આગળ કૂચ કરી શકશે. પણ એ કૂચમાં જેમ રસ્તામાં પહાડો, ડુંગરો, ખાઇઓ, જંગલો, જંગલી પ્રાણીઓ અંતરાયરૂપ થાય છે, તેમ કોમ કોમ વચ્ચેનો તફાવત ઘણા મોટા અંતરાયરૂપ થઇ પડવાનો ભય છે. એક ઘરમાં રહેનારાં મનુષ્યો પરસ્પર પોતાના વ્યક્તિગત સ્વાર્થનો વિચાર કરે તો જેમ ઘર સુખશાંતિ વિનાનું અને હંમેશાં કંકાસનું સ્થાન બની રહે, તેમ એકજ હીંદની ભૂમિમાં રહેનારી જુદી જુદી કોમ એક બીજામાંથી પોતાનો સ્વાર્થ કાઢી લેવાની વૈરવૃત્તિથી ભવિષ્યમાં લડે, તો રાજ્યે હક આપવા છતાં તે ભોગવવાની અશક્તિને લીધે કોમોને દુઃખરૂપ ગુલામી સહન કરવી પડે તેમાં કોનો દોષ? સરકાર આપવા તૈયાર છે, પણ લીધા પછી આપણામાં યોગ્યતા અને એકસંપીનું સ્વરૂપ જોઇએ, તે નહીં હોય તો આપેલું ખોઇ શકાવાનો સંભવ નથી. એટલા માટે સર્વ દેશભક્ત ઇચ્છે કે એકલા પોતાના

સ્વાર્થની પહેલાં કોમો, સમગ્ર હીંદની પ્રજાના સ્વાર્થને પ્રથમ દરજ્જો આપે. આ તત્વજ્ઞાન કામ આવે નહીં એવી નીશાનીઓ અત્યારે દેખાય છે, એ કમનસીબી છે પણ એજ સ્પષ્ટ સત્ય છે.

મને તો એમ ભય લાગે છે કે જો જુદી જુદી કોમો પોતાના વીખવાદનો અહીં નિર્ણય નહીં કરી લે અને એકમત થઈને ત્યાં નહીં જઈ શકે તો રાઉન્ડટેબલ કોન્ફરન્સ ભરાવાનો અવકાશ જ નથી. અત્યારે જે સ્થિતિ છે, તે જોતાં તો સરકારના મનથી તો રાઉન્ડટેબલ કોન્ફરન્સ મરી ગઈ છે, એમ જો જવાબદાર મંડળમાં લાગણી હોય તો તે ખોટી કલ્પના નથી. કોમ કોમ એમ માનતી હોય કે ભલેને આંહી એકમત ન થવાય પણ વિલાયતના મંત્રીઓની સમક્ષ પોતાની દલીલો સચોટ મુકીને, બીજી કોમોની વિરૂદ્ધ હકો મેળવી શકશુ તો તે વાત સ્વપ્નાની છે. સમાધાન કરનાર એવું સમાધાન ન કરી શકે કે જેના પરિણામે જે બે વચ્ચે સમાધાન કરવાનો પ્રયત્ન થયો હોય, તેઓ સમાધાનનું સ્થળ છોડ્યા પછી એકલા પડે ત્યારે એક બીજાની ચામડી પીંખી નાંખે. કયું ઘર લડીને જુદું થયા પછી અને પોતાના હકો લઈને જુદાં ઘરો કર્યા પછી પોતાના પૈત્રિક સંબંધો ( Family relations ) જાળવી રાખે છે? એ જ પ્રમાણે હીંદી પ્રજાનું સમજવું. અને ખાસ કરીને બીજાં દેશી રાજ્યો કરતાં બ્રિટિશ હીંદને તે વધારે મુશ્કેલ છે. કારણ કે તે ઘણા ધર્મોમાં વહેંચાઇ ગયું છે. અને ધાર્મિક માનસ એ ઘણું ઉત્તમ માનસ હોવું જોઇએ છતાં જ્યાં ધર્મને સ્વાર્થ સાથે ભેળવી દઈ વાપરવામાં આવે છે ત્યાં લડાઈ, ટંટા અને ખુનામરકી સિવાય બીજું પરિણામ આવતું નથી, એમ ઇતિહાસનાં પાના ઉપરથી સ્પષ્ટ જણાય છે. એક ક્રીશ્ચ્યાનીટીમાં, માત્ર થોડા મતભેદવાળા વિભાગોને લીધે કેટલી ખુનામરકી થઇ ગઇ છે, તે નિશાળમાં શિખ્યા છીએ. તો મૂળમાંથી જુદા જુદા એવા ધર્મો જો પરસ્પર લડે, તો ખરેખર જાણે ઇશ્વરનું અસ્તિત્વ જ આપણે માન્ય કરતા નથી, એ પણ ભય પરિણામે આવે.

આવા જુદા જુદા સ્વાર્થવાળા બધા પક્ષોનાં સંમેલન હમણાં થાય છે. એમાં કોઈ તટસ્થ જઇને બેસે–અને મેં જઈને જોયું છે માટે લખું છું–તો જરૂર ભાસ થયા વિના રહે નહિ કે આ

સંમેલનો એકદમ બંધ થાય અને વિલાયતમાં રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં જવાનું માંડી વળાય તો ઉત્તમ. આવાં સંમેલનો બંધ થાય તે ઇચ્છવાનું કારણ તો એ છે કે ત્યાં થતી વાતો વિચારશકિતની દૃષ્ટિથી બહુ સુંદર તત્વજ્ઞાનથી ભરેલી લાગે છે, પણ તે વાતોના શબ્દોની પાછળ જે લાગણીઓ છે, તે જોતાં જરૂર એમ થયા વિના રહેતું નથી કે સંમેલનોમાં આ વાતો દરેક કોમને એક બીજાથી વધારે દૂર લઇ જાય છે. ત્યાં કોમ કોમ વચ્ચેના ભેદને વાતોના પાણીથી પોષવામાં આવે છે, એટલા માટે તે સમેલનો સારૂં પરિણામ લાવવાની આશા આપતાં નથી. આ સ્થિતિમાં વિલાયત જવાનું માંડી વાળવું પડશે, એ ખ્યાલ એટલા માટે થાય છે કે આપણા ઘરમાં બેસીને જે પ્રકારની આપણે લડાઇ કરી રહ્યા છીએ, તેનુ પ્રદર્શન વિદેશમાં જઇને, જેની પાસેથી સ્વાતંત્ર્ય લેવું છે, તેની પાસે કરવું, તે વિચારશૂન્યતા સિવાય બીજું શું હોઇ શકે ?

---

મહારાજા ચેન્સેલરની બીજી દલીલો તપાસીએ. એમણે કહ્યુ કે "જેમ નરેશો ના. વાઇસરોયના તા. ૩૧ મી ઓકટો. ના કથનને આવકાર આપે છે, તેમ બ્રિટિશ હીંદ પણ આવકાર આપશે. અમે એની પ્રગતિમા સહાનુભુતિ અને શુભેચ્છા ધરાવીએ છીએ. સરકાર ડહાપણ ભરેલી ઉદાર રાજ્યનીતિ બતાવવા તૈયાર છે, તો આખું હીંદ તેનો લાભ લેશે" એવી મહારાજા પતીયાલાએ આશા બતાવી હતી.

## વિવેચન.

એ દીલસોજી અને એ શુભેચ્છા રાજાઓના માનસને ઉચ્ચપદ આપે છે. સરકારને એમ બતાવે છે કે જુદી જુદી પદ્ધતિવાળા અને જુદા જુદા સ્વાર્થવાળા જ્યારે આ બાબતમાં એકમત થાય છે, ત્યારે એમને જરૂર કાંઇક વિચાર કર્યા વિના ચાલશે નહીં. બ્રિટિશ હીંદની પ્રજાના સ્વાર્થની આ વાતમાં રાજાઓ સહાનુભુતિ બતાવે, એ નરેશોના પોતાના સ્વાર્થમાં સહાનુભુતિ માટે બ્રિટિશ હીંદની પ્રજાને આમંત્રણ કરવા બરાબર છે. પરસ્પરની આ પરોણાગત એ બહુ આનંદની વાત છે. નરેશો પોતાનુ મેળવતાં બીજાનું ખોવ-રાવે નહીં અને બ્રિટિશ હીંદની પ્રજા પોતાનુ મેળવતાં નરેશોના ખરા અસ્તિત્વની આડે આવે નહીં, એ ખરેખર શુભ ચિહ્ન છે.

એજ વૃત્તિથી કોમો કોમો પરસ્પરને પોષે તો હીંદનો આખો સવાલ આઠ દિવસમાં સુખરૂપ પરિણામને પામે. પણ એ આશા ! !

પતીયાલા નરેશ એક વિચારવા જેવી અને બની શકે કે કેમ એવી એક શંકાભરેલી વાત કરે છે. તે એ છે કે રાઉન્ડટેબલ કોન્ફરન્સને પરિણામે જે નિશ્ચયો ઉપર આવવાનું નક્કી ઠરે તે નિશ્ચયોમાં નરેશો, એ ગોળમેજી પરિષદમાં ભલે ભાગ લે પણ ત્યાર પછી અથવા તે દરમિયાનમાં હીંદના નરેશોના પ્રતિનિધિઓ સાથે જુદી ઉહાપોહ પણ ચલાવે. એ માગણીના સમર્થનમાં પોતે એમ દલીલ કરે છે કે “ગોળમેજી પરિષદ તો સમગ્ર હીંદના બધા સવાલોનો વિચાર કરશે તેમાં જો કે દેશી રાજ્યો આવી જશે ખરાં પણ વ્યક્તિગત દેશી રાજ્ય માટે જે કાંઇ વિચારો કરવા જોઇએ, તે એમાં આવી શકે નહીં. અને તે પરિષદમાં એવી પણ કેટલીક વાતો ચર્ચાય કે જેની અસર કુદરતી રીતે હીંદમાં દેશી રાજ્યો ઉપર પણ થાય. હીંદી સરકારના રાજ્યબંધારણમાં જે ફેરફાર થશે તેથી દેશી રાજ્યો સરકાર સાથે જે રાજકીય સંબંધ ધરાવે છે, તે સંબંધ ઉપર પ્રથમ દર્શને ન દેખાય એવી પણ ગંભીર અસર થશે. એ ખરૂં છે કે જે ફેરફારોની દરખાસ્ત થાય, તેમાંની કેટલીક રાજાઓને મંજુર હોય; તે સાથે એ પણ સંભવ છે કે કેટલીક દરખાસ્તો સામે રાજાઓને વાંધો લેવાનાં યોગ્ય કારણો પણ હોય. એટલા માટે આ દરખાસ્તમાં હું એટલુંજ માગું છું કે બ્રિટિશ સરકારની પાસે અમારા પોતાના ખાસ વિચારો મૂકવાની જુદી તક અમને મળવી જોઈએ. વળી એવો પણ ઇરાદો છે કે ગોળમેજી પરિષદની ઉહાપોહ પછી પાર્લામેંટની જોંઇટ કમિટી પાસે બ્રિટિશ હીંદના પ્રતિનિધિઓને દલીલો કરવાનો અવકાશ રહેશે. રાજાઓ, ઓછામાં ઓછું એ તક પોતાને પણ મળવી જોઇએ એટલું માગે છે.” પતીયાલા નરેશે ફરીથી પણ કહ્યું કે, “હીંદનાં દેશી રાજ્યોનો તાજ સાથેનો રાજદ્વારી સંબંધ એક એવો સંબંધ છે કે જે સંબંધ સરકાર અને રાજ્યો બન્નેની સંયુક્ત અનુમતિ સિવાય ફેરવી શકાય નહિ આખા હીંદનું સમગ્ર હિત સાચવે એવા કોઈ ફેરફારની સામે અમારે કાંઇ વાંધો નથી,

પણ એ બાબતનો છેવટનો અફર નિર્ણય સરકાર કરે તે પહેલાં અમારા પોતાના વિચારો નિર્ભયપણે અને સ્પષ્ટતાથી ઉંચામાં ઉંચા શાહી અધિકારવાળા પાસે મુકાય એવી તક તો અમે જરૂર ઇચ્છીએ."

"આ માગણીમાં ડહાપણ છે કે કેમ તે વિષે હું વાત કરવા માગતો નથી. હું માત્ર એટલું જ કહેવા માગું છું કે કરારો અને તહનામાઓથી અમારો જે મરતબો નક્કી થયો છે, તે માટે અમે અમારા વિચારો આ ઉહાપોહના દરેક પ્રસંગે મુકી શકીએ, એ સર્વ કોઇ સમજી શકે એવું છે. ૧૯૧૭ માં જાહેર થએલી રાજ્યનીતિ, કે જે ૧૯૧૯ ના હીંદી સરકારના કાયદામાં નિર્ણિત થઇ છે, એની અસર અને તેમાંથી ઉપજતાં પરિણામોની અસર અમારા ઉપર જે થઇ છે, તેનો અમને અનુભવ છે, આથી હું આશા રાખું છું કે તે સલાહી પરિષદને દરેક પગથીએ અમારૂં વકતવ્ય કહેવાની અમારી ઈચ્છાને આપ નામદાર અનુમોદન આપશો."

પતીયાલા નરેશનું આ વકતવ્ય બહુ વિચારણીય છે. ગોળમેજી પરિષદમાંથી એકલાં પડીને માત્ર નરેશોના પોતાના હકોની વાત કરવામાં છેવટ શું પરિણામ આવે એ શંકાસ્પદ વાત છે. કદી એમ એકલા વિચારો સંભળાવવાની તક મળે પણ ખરી, છતાં એ તકનું પરિણામ તો બધી વાતો ગોળમેજી પરિષદ પાસે ગયા પછી જ આવી શકે એ સહજ સમજાય તેવી વાત છે. આમ છતાં પણ પતીયાલા નરેશની માગણી એટલા માટે બરાબર છે કે બ્રિટિશ હીંદની રાજ્યપદ્ધતિમાં લોકશાસનનાં વધારે અંગો દાખલ થાય એવી જ્યારે વાતો થવાની છે, ત્યારે દેશી રાજ્યો અને તેની પદ્ધતિમાં નાહકનો હસ્તક્ષેપ બંધ થાય અને નરેશપદ્ધતિ પ્રમાણે એ રાજ્યો ચાલ્યા કરે એવી વાતો થવાની છે.

બે પદ્ધતિમાં એટલો બધો અંતર છે કે એ બેયને એક ઘરેડમાં એક બીજાને અસર કર્યા સિવાય મુકી શકાય એવું નથી. તો પછી એ ઉત્તમ માર્ગ લાગે છે કે પ્રથમ હીંદી સરકાર અને હીંદી પ્રજા વચ્ચેના સંબંધો નક્કી કરવાનું જે આ ગોળમેજી પરિષદનું પ્રથમ કર્તવ્ય છે, તે નક્કી થાય. પછી રાજાઓ અને શહેનશાહત વચ્ચેના સંબંધો—જે સંબંધો તહનામાઓ, ભૂત તવારીખ અને

આજસુધીના પરસ્પરના સંબંધ ઉપર અવલબીને રહ્યા છે તે સંબંધો—એ બે પક્ષો વચ્ચે નક્કી થાય અને એ નક્કી થયા પછી હીંદી પ્રજા સાથે થએલી સમજુતી અને રાજકર્તાઓ સાથે થએલી સમજુતી: એ બેમાંથી જે સિદ્ધાંતો નક્કી થયા હોય તે સિદ્ધાંતો, ઉપર કહેલા હીંદની બે પ્રકારની રાજ્યપદ્ધતિને કેટલે દરજ્જે અનુકુળ અને કેટલે દરજ્જે પ્રતિકુળ છે તે નક્કી કરવા માટે એ બેય પદ્ધતિના પ્રતિનિધિઓને સાથે મેળવી એક નિશ્ચય કરવો જોઇએ.

આમ થાય તો સુખદ પરિણામ એ આવે કે હીંદને જે હકો મળતા હોય અને તેથી રાજાઓને કાંઇ નુકસાન ન હોય, તો તેમા રાજ્યો એકમતીથી સંમત થાય અને દેશી રાજ્યો સાથેના નક્કી થએલા સિદ્ધાંતોમાં, હીંદી પ્રજાના સ્વાર્થને આડે આવે એવું કાંઈ ન હોય તો તેમાં એ પ્રજાના પ્રતિનિધિઓ પણ ખુશીથી સંમત થાય એટલે માત્ર ચર્ચાના મુખ્ય મુદ્દા ( Bone of Contention ) નો પરિઘ ઘણો ટુકો થઇ જાય અને તે એટલો જ રહે કે જ્યા માત્ર પરસ્પરના હકોમાં એક બીજાને નુકસાન થતુ હોય તેટલા પૂરતી જ આપલે કરવાની રહે એ આપલે કરવામા દરેક પક્ષ કુદરતી રીતે એટલા માટે તૈયાર રહે કે જો બેહુદી તકરાર કરવાનુ કોઇને મન થાય તો, તેના તકરાર વિનાના હકોમાં પણ નુકસાન થવાનો ભય રહે

રાજાઓ અને બ્રિટિશ હીંદ, એ બધાની પરિષદ દરેક ચર્ચાના વિષય માટે એકી સાથે હોવી જ જોઇએ, એ આગ્રહમાંથી એ પરિણામ આવવાનો સંભવ છે કે જેમાં એક બીજાને લાગતું વળગતું ન હોય એવી બાબતોમાં પણ એક બીજા પક્ષો પોતાના ડહાપણનો ઉપયોગ કરવા મંડી જાય અને વણમાગી સલાહ ( unsolicited advice ) ની જેમ, જો નુકસાન ન કરે તો, પરિષદમાં નાહકનું લંબાણુ તો કરે ખરૂં. દરેક પક્ષને એનું વકતવ્ય પોતા પૂરતું જ કહેવા દેવું એ ડહાપણ ભરેલી રાજનીતિ છે. એ ન્યાયે પણ મહારાજા પતીયાલાની દરખાસ્ત ઇચ્છવા લાયક છે. સરકારને તો જરૂર છે, કારણ કે તે તો આ બધી ગુંચવણમાંથી વગર ખરડાયે બહાર આવવા ઇચ્છે છે.

---

મહારાજા, બીકાનેરઃ—ત્યાર પછી આ દરખાસ્તનુ મહારાજા બીકાનેરે સમર્થન કર્યું હતુ. પોતે એટલુ જ કહીને બેસી ગયા હતા કે હીદુસ્તાનને સાસ્થાનિક સ્વરાજ્ય આપવા સબધી તા. ૨ જી નવેબરે વર્તમાન પત્રો સમક્ષ પોતે પોતાના વિચારો જાહેર કરેલા છે, એટલે એની પુનરૂક્તિ કરીને ના. વાઇસરોયનો અને નરેંદ્ર-મડળનો વખત લેવા પોતે માગતા નથી.

નવાબ, માલરકોટલાઃ—ત્યાર પછી માલરકોટલાના નવાબ સાહેબે દરખાસ્તને ટેકો આપતા એટલુ જ સૂચવ્યુ હતુ કે પરિષદમા રાજાઓના જે પ્રતિનિધિઓ જાય તેમા નાના મોટા બધા વર્ગના પ્રતિનિધિઓ આવે એમ થવુ જોઇએ.

મહારાજા, દેવાસ:—દેવાસ (સીનીયર)ના મહારાજાએ કહ્યુ કે 'વિશ્વાસ, વિશ્વાસ ઉત્પન્ન કરે છે.' એ મહાન સૂત્ર ધ્યાનમા રાખીને ના. વાઈસરોયે ઉદારતા ભરેલુ કથન કર્યું છે. અને તેમાથી દેશી રાજ્યો અને બ્રિટિશ હીદ વચ્ચે તથા દેશી રાજ્યો અને સરકાર વચ્ચે સહાનુભુતિ ભરેલો સબધ જન્મશે, એમ પોતે ધારે છે. પણ તેમા બન્ને પક્ષોએ શુભેચ્છા, દિલસોજી અને સમાધાનવૃત્તિ રાખવાની જરૂર છે.

ચીફસાહેબ, સાગલીઃ—સાગલીના નરેશે યથોચિત ભાષણ કર્યું હતુ. તેમણે કહ્યુ કે ના. વાઇસરોયનુ આ વક્તવ્ય આ દેશના ઇતિહાસમા અને ખરૂ જોતા તો દુનિ-યાના ઈતિહાસમા નોધી રાખવા લાયક જાહેર કથન છે. એના પરિણામે હીદ જેવા પ્રાચીન અને ઉચ્ચ સસ્કૃતિવાળા દેશને સુધારામા ઈચ્છવા લાયક સમાધાન કરવાની અને હજારો વર્ષમા ન મળેલી એવી મોટી તક મળી છે. અને એ તક આપવા માટે જે સૂક્ષ્મદષ્ટિ, હૃદયની પ્રામાણિકતા અને દિલસોજી આપ નામદારે બતાવી છે તે, વર્તમાન હીદ બનાવવામા જે જે મહાન રાજદ્વારી પુરુષોએ ભાગ લીધો છે તેમા આપનુ નામ માનભરેલી રીતે શોભાવશે. નાના અને મોટા બધા રાજાઓ આ પરિષદમા ભાગ લઇ શકશે એ સતોષની વાત છે. એમણે આશા બતાવી કે રાજાઓ પોતાની સ્વતત્ર ઇચ્છાથી ભવિષ્યની સુદર નીતિના દરેક પ્રદેશમા આ મોટા સવાલના, માણસાઈ ભરેલા નિકાલ માટે જરૂર ભાગ લેશે.

પતસચીવ, ભોરઃ—ભોરના પતસચીવે પણ ત્યાર પછી ઉપલા ભાષણોને અનુમોદન આપતુ ભાષણ કર્યું હતું. પણ એટલુ ઉમેર્યું હતું કે ગોળમેજી પરિષદના વચન પછી કોગ્રેસે સપૂર્ણ સ્વાતત્રતાની જે વાતો કરવા માંડી છે તેમાં નુકસાન હોઇને અરાજકતાનો ભય છે. અને તેથી દેશીરાજ્યો, કે જેનો સબધ તાજની સાથે તહના-માઓ, રાજ્યભક્તિ તથા મિત્રતાથી બંધાયેલો છે, એવો સબધ ધરાવનારા આ રાજ્યો આ સપૂર્ણ સ્વાતંત્ર્યની વિરૂદ્ધ છે. અને રાજ્યોનો સબધ કે જે ન તૂટી શકે એવા કરારોથી, સ્વામીત્વના હકોથી અને આતરિક સ્વાતત્ર્યથી સુરક્ષિત છે તેઓ તદ્દન સ્વાતંત્ર્યની વાતોને કદી માન્ય રાખી શકે નહીં. આ ભાષણથી બ્રિટિશ હીદની

કોઈ વ્યક્તિને ગેરસમજ ન થાય એટલા માટે ભોરના પંતસચીવે તુરત જ ઉમેર્યું કે બ્રિટિશ હીંદની સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાની અભિલાષા તદ્દન ન્યાય પુરઃસરની અને વાજબી છે, પણ કાયદાના સવિનય ભંગની વાતો અને લાહોરની કોંગ્રેસે કરેલા ઠરાવ તરફ પોતે ઘણી નાપસંદગીથી જુએ છે.

## વિવેચન.

પતીયાલા નરેશના ભાષણ ઉપર વિવેચન કર્યા પછી આ બધા નરેશોના ભાષણ ઉપર ઘણું કહેવાનું રહેતું નથી. દરેક વર્ગના નરેશોને આ પરિષદમાં તક મળવી જોઇએ એ માલર કોટલાના નવાબ સાહેબની વાત બહુ યોગ્ય છે. હીંદી પ્રજાના દરેક પક્ષને જ્યારે આ ગોળમેજી પરિષદમાં સરખુ સ્થાન મળશે, ત્યારે રાજ્યોના વર્ગીકરણ પ્રમાણે જુદા જુદા વર્ગના નરેશોને એથી ઓછુ સ્થાન મળે એ તો સંભવે જ નહીં. દેવાસ નરેશની “ વિશ્વાસ, વિશ્વાસનુ મૂળ છે ” એ વાત ઠીક કહેવાઇ છે. સાંગલીના નરેશ બહુ બુદ્ધિશાળી અને કહેવાની વાતો સચોટ છતાં વિવેક ભરેલા શબ્દોમાં કહેવાની શક્તિ ધરાવનાર છે નાના મોટા બધાને આમાં ભાગ લેવાનું મળશે એમ કહી દઈને માલરકોટલાના નવાબે એમને ઠીક અનુમોદન આપ્યું. અને રાજાઓને પોતાની સ્વતંત્ર ઈચ્છાથી અને સમાનદષ્ટિથી મુશ્કેલીનો ઉકેલ કરવામા ભાગ મળશે એમ આશા બતાવીને મહારાજા પતીયાલાની સચોટ દલીલને એમણે બહુ મજબૂત ટેકો આપ્યો

ના. ભોરના પંતસચિવે લાહોર કોંગ્રેસના સ્વતંત્રતાના ઠરાવ અને કાયદાના સવિનય ભંગ સંબધી કરેલા કરેલા ઇસારા વિષે દેશમાં બે મત છે. ભોર નરેશનું કથન એ બધા રાજાઓના કથન જેવું છે. દેશમાં પણ એવો મોટો વર્ગ છે કે જે પણ એમ જ માને છે. પણ રાજ્યનીતિનું એક ડહાપણભરેલું વાકય છે કે “ જેને સામા પક્ષ તરફથી પોતાની પદ્ધતિ સામે ટીકા ન થવા દેવાની ઇચ્છા હોય, તેણે સામા પક્ષના વિચારો ઉપર, વિચારો આપવાથી દૂર રહેવું ” આ વાત પણ વિચારણીય છે. કેમકે બ્રિટિશહીંદમાં અત્યારે રાજ્યોની વિરૂદ્ધ ઘણી અણઘટતી ટીકાઓ થાય છે.

છેવટમાં આ ઠરાવ ઉપર વાઈસરોય સાહેબે પોતાના વિચારો આપ્યા હતા. રાજ્યો કેમ ચલાવવાં, રાજ્યનીતિ એટલે શું, ખરી

જવાબદારી એટલે શું, મોટી શહેનશાહતનો ભાર તે શી વસ્તુ છે, ઉભા કરેલા સવાલોનો કોણ જવાબ આપે છે અને એ જવાબ આપનાર કેવી ઉચ્ચ પદવીની વ્યક્તિ છે એ બધું સમજનાર જે જાતનુ ભાષણ આપે તે જાતનું એ ભાષણ હતું. અને સંક્ષિપ્તમાં એવી વ્યક્તિ જે ભાષણ આપે એવા સંક્ષેપવાળું હતું. રાજ્ય ચલાવનારાઓને ખરેખર, એ એક સારો પાઠ હતો. એ નામદારે કહ્યું:—

---

ના. વાઈસરૉય—(૧) કુદરતી રીતે મને આનંદ થાય છે કે શાહી સરકારે જે જાહેરનામુ બહાર પાડ્યુ છે અને જે મારી માર્ફત કહેવરાવ્યુ છે, તેના ઉપર દેશી રાજ્યોએ પસંદગીની સીલ મારી છે. હુ એમ માનતો આવ્યો છુ અને હુ નિ:શંકપણે માનુ છુ કે તમે પણ એ માનતા હશો કે આપણે ધીમે ધીમે એવી વસ્તુસ્થિતિને પહોચતા જઈએ છીએ કે ઘણા મોટા અગત્યના સવાલોનો વિચાર કરવાની આપણને જરૂર પડી છે. અને એ સવાલોમાના થોડાકના નિરાકરણમા તો અવશ્ય એમ પણ માનવા જોગ છે કે મતભેદો ઉત્પન્ન થાય. પણ હુ આશા રાખુ છુ કે એ મતભેદો મૂળ સિદ્ધાંતોના નહીં હોય, પણ દરેક સવાલને કઈ દિશાથી પહોચવુ એ દિશા સબધેના વિચારભેદના હશે. આવું થાય ત્યારે તેના વિચારના અતની ફતેહ માટે કાંઈ ગભરાઈ જવાની જરૂર નથી. કારણ કે આ વિષયમા જેને સ્વાર્થ છે, તે બધા વિચારશીલપણે મનન કરવાની તૈયારીથી સાથે વાતચીત કરવા બેસે અને જેટલા સ્વાર્થોનો આમા સબધ છે તે બધા મળીને તેનુ નિરાકરણ લાવવા ઇચ્છે છે, તો ભય રાખવાનુ કાંઈ કારણ નથી. અને એટલાજ માટે આવી એક પરિષદ ભરાય તે માટે હુ ઘણા દિવસથી વિચાર કરી રહ્યો હતો.

(૨) આ વિચાર કરતા એમ પણ મને સાફ સમજાયુ હતુ કે અત્યારે હીંદુસ્તાનના જે પ્રશ્નોનો નિર્ણય કરવાનો છે, તેનો ઉપર ઉપરનો અભ્યાસ કરનારાને પણ જણાયા વિના નહીં રહ્યુ હોય કે જો એ બધાનો સતોષકારક રીતે નિકાલ કરવો હોય તો હીંદુસ્તાનના દેશી રાજ્યો કે જેમનો પણ એ નિકાલમા સ્વાર્થ છે, તેઓની સાથે મળીને અને સલાહસપભર્યા વર્તનથીજ તેનો સતોષકારક નીવેડો લાવી શકાય. એ કહેવાની જરૂર નથી કે જાહેર પ્રજા પણ સમજી શકશે કે ઉભા થયેલા સવાલોનો નિર્ણય બધ બારણે થઈ શકે એવુ નથી. કારણ કે એમ કરતા તો ઉલટી મુઝવણો ઉભી થાય તથા હીંદના દેશી રાજ્યોના સવાલો ઉપર કફોડી અસર થાય અને એ વિચારથીજ દેશી રાજ્યોને એ પરિષદમા ભેળવવાની રાજ્યનીતિ એકલી ડહાપણ ભરેલી જ નહિ પણ જરૂરની પણ લાગી.

(૩) સર્વ રાજાઓએ એવી ખાયેશ બતાવી છે કે બ્રિટિશ હીંદના પ્રતિનિધિઓના વિચારોની જે પ્રમાણે વિચારણા થાય એ પ્રમાણે જ રાજ્યોના પ્રતિનિધિઓના

અભિપ્રાયની પણ વિચારણા થાય. બ્રિટિશ સરકારના તરફથી હું તમને ખાત્રી આપુ છુ કે એ પ્રમાણે થશે. આ ગોળમેજી પરિષદમા શુ કામ કરવાનુ છે એ વિષેની રેખા મે પહેલા દોરવી હતી અને અત્યારે ફરીથી કહુ છુ કે તમારા પ્રતિનિધિઓને બરાબર સાભળવામા આવશે. હીદુસ્તાનની સમગ્ર રાજ્ય વ્યવસ્થામા દેશી રાજ્યો જે સ્થાન ભોગવે છે તથા ભોગવતા રહેશે એને ઘટતી અગત્યતાથી એ વિચારો ઉપર લક્ષ આપવામા આવશે.

(૪) ગોળમેજી પરિષદ સિવાય જુદી રીતે રાજાઓના પ્રતિનિધિઓને સાભળવાની બાબતની તમારી દરખાસ્ત ઉપર હુ આપ સર્વનુ ધ્યાન ખેચુ છુ કે સર જોન સાયમને વડા પ્રધાનને સૂચના કરી હતી અને વડા પ્રધાને તે કબૂલ કરી હતી કે બ્રિટિશ હીંદના પ્રતિનિધિઓની સાથે દેશી રાજ્યોના પ્રતિનિધિઓને પણ સરકાર જુદા અથવા સાથે જેમ યોગ્ય લાગશે તેમ મળશે. અને તેથી હુ માનુ છુ કે તમારી દરખાસ્તમા તમારી સાથે જુદો ઉહાપોહ થવાની જે વાત છે, તે વાત વડા પ્રધાનના ખ્યાલમા હશે.

મારી તરફથી એથી વિશેષ હુ કહી શકુ નહિ. પણ તમારી તરફની આ દલીલ હુ શાહી સરકારના અધિકારી વર્ગને મોકલાવી આપીશ.

## વિવેચન.

ના. વાઇસરોયનુ આ નાનુ, પણ મોટા ભાષણોમા સમાયેલા બધા સવાલોનો જવાબ આપતું ભાષણ કેવા સુદર મોભા ભરેલા અને શુદ્ધ હૃદયથી નીકળતા શબ્દોમાં ઉચ્ચારાયેલુ છે? અનુભવવાળી અને આખરની શક્તિ ધરાવનારી કોઇ સત્તા જવાબ આપવામાં ભાષણનું લંબાણ કે કારણો આપવાનું પ્રાગલ્ભ્ય કરતી નથી. દરેક માગણીનો જ્યા તે આપવા જેવી હોય ત્યાં ટુંકાણમાં સ્વીકાર થએલો છે. જ્યાં પોતાની સત્તાની બહારની વાત છે ત્યાં જેની સત્તાની વાત છે, તેને સુપ્રત કરવાની તૈયારી બતાવવામાં આવી છે. માગનારાઓને યોગ્ય શિખામણ અપાઇ છે કે સહાનુભુતિ વગર અને વિચારશીલતાની તૈયારી વગર માગણીઓ સ્વીકારાવાનો ઓછો સંભવ છે. સ્વીકારવા યોગ્ય ન હોય ત્યાં દ્વિઅર્થી નહીં એવા શબ્દોમાં ના પાડવામાં આવી છે આ બધું રાજ્ય કુશળતાનું લક્ષણ છે. અને રાજાના મંડળમાં બોલાયું છે. એનો એ પાઠ છે કે નાની મોટી પણ રાજ્યસત્તા ભોગવવાવાળાએ, પોતાના મુશ્કેલી ભરેલા સવાલોનું કઈ પદ્ધતિએ નિરાકરણ કરવું

જોઇએ. નરેંદ્રમંડળ સરકારને અને સરકાર નરેંદ્રમંડળને પરસ્પર ઘણા ઘણા પાઠો શીખવી રહ્યું છે. તેમાંનો આજનો ના વાઇસરોયના ટુંકા ભાષણનો ખાસ પાઠ શીખવા લાયક લાગે છે. વગર નક્કી કરે ઝાડીમાં લાકડીઓ મારવાના પ્રયત્ન કરતાં (Beating about the bush) વિચાર કરીને નક્કી કરેલા સ્થળેજ ઘોકો મારવાની રાજ્યનીતિ એજ ખરી રાજ્યકુશળતા છે, એવી ના. વાઇસરોયનાં આ વખતનાં ઘણાં નાનાં નાનાં ભાષણોમાંથી શિખામણ લેવા જેવી છે. ના. વાઇસરોયે રાજાઓને આ વિષયમાં આપેલી તસલ્લી તેઓને ખુશી થવા જેવી છે. પણ ખરી ખુશી તો આ તકનો નરેશો કેવી સહાનુભુતિથી, કેવી કાર્યદક્ષતાથી, કેવા લાંબા વિચારથી, કેવી ઉદાર બુદ્ધિથી અને કેટલી મહાનુભાવતાથી લાભ લે છે તેના ઉપર છે.

---

### ૧૫. બટલર કમિટી.

આ ઠરાવ મહારાજા પતીયાલાએ રજુ કર્યો હતો. અને ના. વાઇસરોયે, નરેશોની માગણીથી તેઓના કેટલાક સવાલોનું નિરાકરણ કરવા માટે જે બટલર કમિટી નીમી હતી તે માટે ના. વાઈસરોયનો આભાર માનવા સંબંધીનો છે.

મહારાજા, પતીયાલાઃ—શરૂઆતમા નરેંદ્રમંડળ તરફથી વાઈસરોય સાહેબનો ઉપકાર માનીને પતીયાલા નરેશે કહ્યું કે,

બટલર કમિટીના રીપોર્ટમા કેટલીક અગત્યની બાબતોમા કમિટી રાજકર્તાઓની માગણીઓ સાથે મળતી આવી છે. જો કે મૂળ પ્રશ્નો ઉપર કમિટીએ તેમની તરફેણમા નિરાકરણ આપ્યુ છે, છતા બીજા ઘણા મુદ્દાઓ એવા છે કે જે રાજાઓના હકો અને જવાબદારીઓ સાથે અતલગનો સંબંધ ધરાવે છે. આ સબંધમા કમિટીનો અભિપ્રાય એવો છે કે તેની સાથે રાજાઓ મળતા આવતા નથી

ખાસ કરીને સાર્વભૌમ સત્તા (Paramount Power)ના પ્રશ્ન ઉપર એ રિપોર્ટમા બહુ મોટી જગા રોકવામા આવી છે. બટલર કમિટી એમ કહે છે કે ૧૯ મી સદીની શરૂઆતથી 'બ્રિટીશ સરકાર હીંદમા અબાધિત રીતે સાર્વભૌમ અધિકાર સ્વતઃ ચલાવતી આવી છે.' વળી કમિટીએ એમ પણ ભાર દઇને કહ્યુ છે કે તાજની સાર્વભૌમ સત્તા ઘણા લાબા વખત સુધી વાપરવામાં આવી છે. અને તે રાજાઓએ કબૂલ રાખી છે. હીંદના રાજ્યો ઉપર ૧૯ મી સદીથી સ્વતઃસિદ્ધ (de-facto) સાર્વભૌમ સત્તા વપરાઈ છે. અને બ્રિટિશ સરકારની સાથેના સંધીવાળા રાજ્યો ઉપર ઉપરી સત્તા તરીકે તે રહી છે. આ દલીલ ઇતિહાસની દૃષ્ટિએ ખોટી છે, એમ પણ મહારાજાએ કહ્યુ. અને સામી દલીલ તરીકે ઉમેર્યું કે કંપની સરકારના સમગ્ર રાજ્ય-

કાળમાં એક પછી એક આવતા બધા ગવર્નર જનરલોએ આ દાવાનો ભાર દઇને ઇન્કાર કર્યો છે. અને ૧૮૨૨ મા માર્કિવસ ઑફ હેસ્ટીંગ્સે 'સાર્વભૌમસત્તા'ના દાવાનો છેવટ નિકાલ એક અધિકારીને એમ લખીને કરી નાખ્યો છે કે 'તમે લખો છો એવા હકોવાળુ હીદુસ્તાનમા સર્વમાન્ય સાર્વભૌમ પણ આપણે ભોગવીએ છીએ એવી તમારી માન્યતા તદ્દન ભુલભરેલી છે.' લોર્ડ દલહૌસી જેવા વાઇસરોયે પણ ૧૮૫૧ મા સાર્વભૌમત્વના આધારે દેશી રાજ્યોની વચમા પડવાની પદ્ધતિને નાપસદ કરી છે. અને હીદી સરકારે પણ અસખ્ય સત્તાવાર અને જવાબદારીવાળા ભાષણોથી ૧૯ મી સદીના પહેલા અર્ધા ભાગમા સ્પષ્ટ કહ્યુ છે કે સધીવાળા રાજ્યોની સાથેના તહનામાથી વિરૂદ્ધ કાઇ કરવાનો હક સરકારને નથી. આ બધા પુરાવાની સામે બટલર કમિટી ઉપર પ્રમાણે જે અભિપ્રાય આપે છે, તે સરકારે સધીમા કબૂલ કરેલી જવાબદારીઓની વિરૂદ્ધ છે. ૧૮૦૪ની સાલના હૈદ્રાબાદના હસ્તક્ષેપના જે દાખલાની નોધ કમિટી લે છે તે દાખલાને ૧૮૨૨ની સાલમા ગવર્નર જનરલે ન કબૂલ થઈ શકે એવી આપખુદી (Unauthorised usurpation of authority)ના દાખલા તરીકે વર્ણવ્યો છે.

મહારાજાએ વળી કહ્યુ કે કમિટી એમ માનતી લાગે છે કે સાર્વભૌમ સત્તા હોવાને પરિણામે સધીઓની શરતોની ઉપરવટ જઇને પણ સરકારને રાજ્યોની વચમા પડવાની અને તે સબધીના ઠરાવો કરવાની સત્તા વાપરવાનો હક છે. અને તેના સમર્થનમા ૧૯૨૬મા લોર્ડ રેડીગે નિઝામ સરકારને લખેલા કાગળનો હવાલો આપે છે. તથા વડોદરા અને મણિપુરના બનાવો ઉપર ધ્યાન ખેચે છે.

નરેદ્રો આ અભિપ્રાયથી વિરૂદ્ધ અભિપ્રાય ધરાવે છે. અને માને છે કે તહનામાઓ અને કરારોથી જે હકો હીદી રાજ્યો ભોગવે છે, તેમા હીંદી સરકારના કોઇ કોઈ વખતના આવા લખાણો કે અભિપ્રાયોથી કદી ફેર થઇ શકે નહી. એ રીતે તો રાજદ્વારી ખાતાના ઘણા ઉત્સુક અધિકારીઓ કરતા પણ કમિટી આગળ વધી છે.

બટલર કમિટી વળી એમ માનતી દેખાય છે કે હસ્તક્ષેપને, કોઈપણ ધારાધોરણ નિયમ કે ઠરાવોથી મર્યાદિત કરી શકાય નહી. એ સત્તા તો વાઈસરોયને સ્વતત્ર હોવી ઘટે. વળી આગળ જઇને પેરા ૫૦ મા એટલે સુધી પણ કહે છે કે જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવાની લોકોની માગણી થાય અને તે રાજાની કાઈ ગેરવર્તુણક સિવાય થાય ત્યારે પણ ઉપરી સત્તા, રાજાને કાયમ રાખીને પોતાને યોગ્ય લાગે તેવા સુધારાઓ તે કરાવી શકે. આનો તો એ અર્થ કે રાજ્ય ગમે તેવું સારૂ ચાલતુ હોય તો પણ રાજ્યમા લાબા વખતથી ચાલી આવતી રાજ્યપદ્ધતિમા સરકાર વચમા પડીને ફેરફાર કરાવી શકે અને વાઇસરોય એવી સત્તા વાપરી શકે. આમ થાય તો તો (મહારાજા પતીયાલાએ કહ્યુ) રાજ્યો સામેની રાજ્યનીતિના આખા તાણાવાણાને છોડી નાખવા જેવુ ધોરણ ગણાય. અને રાજ્યોના હકો, એમની સલામતી, એમનો મોભો એ બધુ જાળવવાના જે વચનો આપવામા આવ્યા છે; તેમ રાજ્યમાં થતી ચળવળ સામે પણ એમનું રક્ષણ કરવાની જે

તસલ્લી રાખવામા આવી છે તે બધાનો ભંગ થઈ જાય. મહારાજાએ લાગણી ભરેલી રીતે કહ્યુ કે રાજ્યોની પરપરાની રાજ્યપદ્ધતિ અને ઐતિહાસિક રાજ્યધોરણમાં રૈયતમાથી માત્ર થોડીસંખ્યાની માગણીથી સરકાર વચમા પડીને ફેરફાર કરી નાખે એ તો સમજમાં ન આવી શકે એવી બાબત છે. લોકોએ માની લીધેલી માગણીનું મહત્વ કે જરૂરીઆત રાજા નહી પણ વાઈસરોય નક્કી કરે, એટલે શું?

બટલર કમિટીએ કહ્યુ છે કે દરેક રાજ્ય સાથે જુદા જુદા તહનામા થયા છે. અને તે જે જે રાજ્યો સાથે થયા છે, તે તે રાજ્યોના સબધને નક્કી કરે છે. બીજા રાજ્યોને એવા કરારો અસર કરી શકે નહી. દરેક રાજ્ય સબધી સવાલોનો, તેની સાથેના કરારના હકો, તે રાજ્યની તવારીખ અને તે રાજ્યની સ્થાનિક પરિસ્થિતિ લક્ષમા લઇને વિચાર કરી શકાય. એક તરફથી કમિટી આમ કહે છે અને બીજી તરફથી હસ્તક્ષેપની બાબતમા સરકારને સ્વતત્ર છોડે છે, એ બે વાતનો મેળ જ ક્યા ખાય છે?

વળી કમિટી એમ કહે છે કે જુદે જુદે વખતે સરકારે જે હુકમો જુદા જુદા રાજ્યો માટે કર્યા હોય, તે એકત્રિત રીતે 'પ્રથા' તરીકે બધા રાજ્યોને લાગુ થઈ શકે. એ પણ એવી જ મેળ વગરની વાત છે.

આ સબધમા બે બાબત ધ્યાનમા રાખવા જેવી છે. (૧) એ કે કોઇ રાજ્યમા સતત રીતે એક જ જાતની પદ્ધતિએ કામ લેવામા આવ્યુ હોય અને રાજ્યે હમેશા તે કબૂલ રાખ્યુ હોય; અને (૨) એ કે એક રાજ્યમા પાડી દીધેલી પ્રથાને બધા રાજ્યોમા સામાન્ય રીતે લાગુ કરવાનો પ્રયત્ન થાય તે. આ બે કિસ્સાઓમાં જે ભેદ છે, તે કમિટીએ ધ્યાનમા રાખેલો જણાતો નથી. અમે એમ માનીએ છીએ કે એક રાજ્યમાં એક પ્રથા (usage) ઘડાઇ ગઇ છે, માટે તે બીજા રાજ્યોને બધનકારક થવી જોઇએ એ વાત અમારે કબૂલ નથી. જ્યારે કમિટી એમ કહે છે કે દરેક રાજ્ય સાથેનો સબંધ તેની સાથેના કરારનામા પ્રમાણે અને સ્થાનિક પરિસ્થિતિને અનુસાર કરવો જોઇએ ત્યારે આ ઉપલી વાત આ વિચારથી અસગત છે. તેમ કાયદા અને પ્રમાણશાસ્ત્ર (Logic) થી પણ વિરૂદ્ધ છે.

પતીયાલા મહારાજે પોતાની દલીલના સમર્થનમા પ્રીવી કૌંસીલની જ્યુડીશ્યલ કમિટીના ઠરાવનો એક ફકરો ટાકયો હતો જે નીચે પ્રમાણે છે.

'કોર્ટ ઓફ ડીરેકટર્સ અને હીંદી પ્રધાને ફરી ફરીને કહ્યુ છે કે કાઠીઆવાડ, તાજની હકુમતવાળા રાજ્યોની હદમા આવતુ નથી, આ જાહેર મત એ કાઇ માત્ર અભિપ્રાય જ ગણવાનો નથી પણ એ તો હીંદી સરકાર ઉપર અધિકાર ભોગવતી શાહી સરકારના હુકમ તરીકે લેખવાનો છે.'

આ હુકમો તાજને પણ બધન કરતા છે અને તેથી હીંદુસ્તાનમા રહેતા તાજના પ્રતિનિધિને તો બંધનકારક હોવાજ જોઈએ. આવા ચોકખા હુકમોનો અર્થ બટલર કમિટી પોતાની ઈચ્છા પ્રમાણે કરે તે અજાુકતું છે.

પતીયાલા નરેશે આ વિષય ઉપર ઘણું મનન કરવા જેવું કહ્યું છે કે "કમિટી એમ માનતી લાગે છે કે હીંદના તાજના પ્રતિનિધિને આખા હીદુસ્તાનની સુરાજ્યની જવાબદારી છે; તેમા જુદા જુદા રાજ્યોની સુવ્યવસ્થામા જગલી રિવાજો બધ કરવામા, મનુષ્યજીદગી બચાવવામા અને રાજાઓ પોતાની ઇચ્છા પ્રમાણે રહેવાને અશક્ત નીવડે તો તેમા વચ્ચે પડવાનો હક સરકાર ધરાવે છે. એટલે કે સાર્વભૌમ સત્તાના શરીરને કમિટી એક એવો અવર્ણનીય અને મભમ જભ્ભો પહેરાવે છે કે જેનો અર્થ હીદી સરકારના દરેક કાર્યને વાજબી ઠેરવે. સાર્વભૌમસત્તાનો આવો ઢીલો અને અચોકસ મત, તાજ અને રાજ્યો વચ્ચેના જે સબધોને પવિત્ર વચનોથી જોડવામા આવ્યા છે, તેના મૂળમા કુહાડો મારવા બરાબર છે. આ વાત કબૂલ રહે તો એવું પરિણામ આવે કે તેના પ્રતિનિધિઓ મરજીમા આવે તેવા હકો ભોગવી શકે અને રાજાઓ પાસે તો માત્ર એટલા જ હકો રહે કે જે તાજના અધિકારીઓ કૃપા કરીને રહેવા દે. આ તો લોર્ડ કર્ઝનના ભાવલપુરના ભાષણમા કહ્યા પ્રમાણે થયુ. અર્થાત કે કરારો બધા નકામા કે જેને માટે એક કરતા વધારે વાર પાદશાહી ઢંઢેરા ( Proclamation ) બહાર પાડવામા આવ્યા છે.

રાજ્યો એમ માને છે કે ભૂતવર્તન અને ભૂતદાખલાઓ ઉપર રચાયેલી સરકારના રાજદ્વારીખાતા ( Political Department ) ની રાજ્યનીતિની અને એ ખાતાએ રાજ્યોમા મોકલેલા રાજદ્વારી અધિકારીઓએ ચાલુ રાખેલી નીતિની અસર, રાજ્યોના હકો ઉપર તરાપ મારવા જેવી થઈ છે. અને દિલગીરીની વાત તો એ છે કે જ્યા રાજદ્વારી ખાતા અને રાજ્યો વચ્ચે મતભેદ ચાલી રહ્યો છે, ત્યા એ મતભેદની વચ્ચે છેવટનો નિર્ણય કરવા માટેની કોઈ યોજના ( machinery ) નથી!

વળી બટલર કમિટી એવી સૂચના કરે છે કે 'રાજ્યો સાથેના સવાલોનો નિર્ણય રાજદ્વારી ખાતાના સેક્રેટરીની મદદથી વાઇસરોય કરશે. અને જ્યા રાજદ્વારીખાતુ અને સરકારના બીજા ખાતાઓ વચ્ચે મતભેદ થશે ત્યા વાઇસરોય, સરકાર અને રાજ્યોના પ્રતિનિધિઓની સલાહ આપનારી એક કમિટી નીમશે. અને જ્યા એવી કમિટી પણ એકમત નહીં થઈ શકે, ત્યા વધારે સત્તાવાર ( Formal ) સલાહકારક કમિટી નીમવામા આવશે' આ સૂચનામા એક વાત ધ્યાન બહાર રહી ગઈ છે, તે એ છે કે રાજ્યો અને રાજદ્વારી ખાતા વચ્ચેના મતભેદનો નિર્ણય જેમ આજ છે તેમ એ ખાતાના હુકમની ઉપર અવલબીને રહે છે. રાજ્યોની માગણી એ છે કે આવા દાવાઓ કોઈ ન્યાયના ધોરણે થવા જોઇએ, એ વાત કમિટીની ધ્યાન બહાર રહી ગઈ છે.

પતીયાલા મહારાજાએ એક વાત ઠીક કહી છે કે કમિટીએ દર્શાવેલા જે મતની સાથે રાજાઓ સમત થાય નહીં, તેને છેવટના હુકમો તરીકે ગણવા નહી, તેમ તેને રાજ્યની સામે બધન કરતી પદ્ધતિ ( Political Practice ) તરીકે પણ ગણી કહાડવા નહી.

એક તરફથી કમિટી એમ કહે છે કે જ્યા બ્રિટીશ હીંદના અને દેશીરાજ્યોમા આર્થિક લાભ વચ્ચે ઘર્ષણ થતુ હોય, ત્યા માત્ર બ્રિટીશ હીંદનો જ આર્થિક લાભ જાળવવા માટે સરકાર વચમા પડે તો તે ન્યાયપુર:સર નથી. જ્યારે બીજી તરફથી એમ કહે છે કે સમગ્ર હીંદના આર્થિક લાભની વાત હોય, ત્યા દેશીરાજ્યોના આર્થિક લાભોની વચમા આવવાની સરકારને સત્તા છે. આ વાત પરસ્પર વિરૂદ્ધ હોઇને અસગત છે. આજ સુધી ક્યારેય પણ હીંદના આર્થિક લાભ માટે સરકારે કોઈ રાજ્યના આર્થિક લાભ ઉપર તરાપ મારવાનો પ્રયત્ન કર્યો નથી.

છેવટમા આર્થિક પ્રશ્નનું નિરાકરણ કરવામાટે નિષ્ણાતોની એક કમિટી (Expeɪt Body) નીમવાની બટલર કમિટીએ દરખાસ્ત કરી છે તેનો ઈસારો કરીને ના વાઈસરોય એવી એક કમિટી નીમવામા સહાનુભુતિ ધરાવે છે, તે માટે એમનો ઉપકાર માન્યો.

## વિવેચન.

મહારાજા પતીયાલાના આ લાંબા ભાષણમાં સમાયેલા મુદ્દા ઉપર ઘણુ વિવેચન થઇ શકે એવુ છે. પણ મુદ્દાસર થોડુંક જ વિવેચન કરવાનો અવકાશ છે.

(૧) સાર્વભૌમત્વ (Paramountcy) માટે ખાસ જુદો ઠરાવ મૂકવામા આવ્યો છે, એટલે એ સબંધે એ ઠરાવને અંગે કહેવામાં આવશે આંહીંયાં એટલું કહેવુ બસ છે કે તાજ સાર્વભૌમ સત્તા નથી એમ સ્પષ્ટ કહી શકાય એવું નથી. તેમ તાજ, દિલ્હીનું ગાદી ધણી હોવાથી સાર્વભૌમ છે એટલે નિ:શંક થઇને વગર કારણે એ સત્તા ગમે તેમ વાપરવાને મુખ્ત્યાર છે, એ પણ બની શકે એમ નથી.

સાર્વભૌમ સત્તા અને તેના નિયમો એવા પરસ્પર સંબંધવાળા છે કે જે સંબંધમાં ઘણો વિવેક ચોક્કસ ન્યાય અને વગર કારણની દખલગીરી થઇ શકે નહીં. યથેચ્છ વર્તન જેમ રાજા કરી શકે નહીં, તેમ યથેચ્છ ડખલગીરી સરકાર કરી શકે નહીં. એવો એ સંબંધ કરાર અને સંધીનામાઓથી બંધાયો છે. એ કરારો મિત્ર મિત્ર વચ્ચે અપાયેલાં વચનોના આધારે થયેલા છે. એ વચનો કાળના ઘસારાથી ભુંસાઇ જાય, સ્મૃતિ બહાર જાય, એ જેમ સરકારને યોગ્ય નથી તેમ રાજ્યોને નુકસાનકારક છે. એકે સંભાળથી સુવ્યવસ્થિત રીતે રાજ્ય ચલાવવું જોઇએ અને બીજાએ અદબમાં રહીને વગર કારણે

હસ્તક્ષેપ ન કરવામાં દૃઢ નિશ્ચય ઉપર સ્થિત થવુ ઘટે. એમ ન થાય તો એવું મનદુઃખ થાય કે જેવું હાલ હીંદના બીજા ભાગોમાં છે. આ ઇચ્છવા લાયક સ્થિતિ નથી હસ્તક્ષેપમાં માત્ર, હસ્તક્ષેપની ભલામણ કરનાર અધિકારીના સંતોષ સિવાય સરકારને પોતાને બીલકુલ લાભ નથી. જ્યારે માત્ર એક અધિકારીના સંતોષની ખાતર સરકાર જેવી મહાન સત્તા પોતાનો હથોડો વગર કારણે એક મિત્ર એવા રાજ્ય ઉપર ઉગામે તો તે ખેદની વાત છે સાથે સાથે એ વાત પણ ખેદની બને છે કે સરકાર વચમાં નહીં પડવાનું વચન આપે તેને ભરોસે કોઇ રાજ્ય ન ઘટે તેવા અન્યાય પૂર્વક પોતાની પ્રજા ઉપર જુલમ કરે એટલા માટે આ સંબંધમાં તો બન્ને પક્ષે પોતપોતાની જવાબદારીની હદમાં રહીને કામ કરવું એ ઉત્તમ માર્ગ દીસે છે.

( ૨ ) તહનામાના ખરા અર્થને સમજી લેવાની જરૂર છે. એ બરાબર સમજાય તો રાજાઓ જે પોતાની સ્વતંત્રતાનો બહુ વિસ્તારવાળો અર્થ કરે છે તે, તથા સરકાર પણ પોતાની સાર્વભૌમ સત્તાનો અતિબહોળો વિસ્તારવાળો અર્થ કરે છે, તે બન્નેનું ખરૂં રહસ્ય સમજાય તહનામુ ( Treaty ) એટલે બે પક્ષ વચ્ચે સ્થિતિને અનુસરતો પરસ્પરની મરજીથી થએલો કરાર. આવા કરારો સ્વાયત્ત સાર્વભૌમસત્તા ( Paramount Power ) ને, તાબેદાર પક્ષની સાથે કરવાની કાંઇ જરૂર નથી એવાં તહનામા તો ઓછી વત્તી સ્વાયત્ત સ્વતંત્રતા ( Sovereignty ) ભોગવતા પક્ષો વચ્ચે જ સંભવી શકે. એ ન્યાયે એક તરફ સ્વતંત્ર સરકાર અને બીજી તરફ આંતરવ્યવસ્થામાં સ્વતંત્ર એવાં દેશી રાજ્યો: એ બેની વચ્ચે પરસ્પરના લાભનાં તહનામાઓ થયાં છે. જેમ વખત જતો ગયો તેમ વધારે સત્તાધીશે પોતે માની લીધેલાં સકારણને લીધે, કંઈ ઇરાદાથી નહીં પણ કાળબળે હસ્તક્ષેપ કરવા માંડ્યો. અને હસ્તક્ષેપની ટેવ લાંબો વખત પડી ગઇ એટલે જાણે એ હક થયો, એમ માન્યતાઓ થઇ. એની સામે રાજ્યો ફરીઆદ કરે તો એમાં ઘણું વજુદ છે. કરારનામાના ખરા અર્થને આટલા માટે સમજી લેવાની જરૂર છે કે એક ઠેકાણાના દાખલાથી બીજા રાજ્યમાં હસ્તક્ષેપ કરવાનો ભય દૂર થાય.

કોઇના પરિઘમાં દરમિયાનગીરી એ અસંતોષ ઉભો કર્યા વિના રહેતી જ નથી. અને જ્યારે સરકાર નાહકનો અસંતોષ કરવા ઈચ્છતી નથી એમ ફરી ફરી પોતાની રૈયતને કહે છે, તો એવો અસંતોષ રાજ્યોમાં ઉત્પન્ન થાય તે જોવાને એમની ખાસ ઇચ્છા ન હોય. તે ઇચ્છાને આમંત્રવાનો અહીં આશય છે. તેમ જરૂર પડતી સલાહ દેવાની યોગ્યતાનો પ્રસંગ ઉભો થાય ત્યારે રાજ્યોએ એ સલાહને હસ્તક્ષેપના નામથી સંબોધવી નહીં, એવી અપીલ કરવાનો પણ અહીં આશય છે.

" **परस्परं भावयन्तो श्रेयं परमवाप्स्यथ ।** "

એ ગીતાવાક્ય અહીં બહુ બંધબેસ્તું છે. એનો અર્થ એ છે કે " એક બીજાના ભાવને પોષતાં પોષતાં બન્ને શ્રેયને પામો " સાર્વભૌમસત્તા, રાજાના હકો અને ભાવોને પોષે, રાજાઓ, સાર્વભૌમસત્તાની શુભેચ્છા ભરેલી સલાહ હોય ત્યાં તેને પોષે. જે પોષણમાં પોતાનું પણ પોષણ છે એવી બેવડી ઇચ્છા સર્વની હોય એ દેખીતું છે. આ વાત સમજાય તો તહનામાની પવિત્રતાનો પુરો ખ્યાલ આવે અને એ ખ્યાલ દરેકને પોતપોતાની ખરી વર્તણુક ઉપર નીભાવી રાખે.

( ૩ ) બટલર કમિટીએ હસ્તક્ષેપના અનુમોદનમાં ભૂત ઇતિહાસમાંથી થોડાક દાખલા ટાંકયા છે. તપાસ કરનારી કમિટી પોતાના મતને સમર્થન કરે, એટલાજ દાખલા ટાંકે તો એવા આક્ષેપને એ પાત્ર થાય છે કે જાણે ઇરાદાપૂર્વક એ નિર્ણય ઉપર પોતે આવેલ છે. ઈતિહાસ એવા પણ દાખલા આપી શકે છે કે જે મહારાજા પતીયાલા અને આગળ આપણે જોયું તેમ આ વિષયમાં ભાષણ કરનારા બીજા રાજા સાહેબોએ ટાંકયા છે; તે એવા પણ છે કે સરકાર દેશી રાજ્યોના આંતર વ્યવહારમાં બીલકુલ વચમાં પડી શકે નહીં. કરારોમાં તો ખાસ એવી શરતો છે અને એક પછી એક રાજકર્ત્તાઓએ તથા ઇંગ્લેંડના પ્રધાનમંડળના ઘણા મુત્સદ્દીઓ કે જેઓ રાજયનીતિજ્ઞતા માટેની યોગ્ય વર્તણુકનું રહસ્ય સમજવાવાળા હતા, તેમણે જાહેર રીતે કહ્યું છે કે તેઓ રાજ્યોની અંદરની વ્યવસ્થામાં વચમાં પડવા ઈચ્છતા નથી, કે તેમને વચમાં પડવાનો હક નથી. આ બે એક બીજાથી વિરૂદ્ધ તવારીખ ઇતિહા-

સમાં છે; તો પછી બટલર કમિટીના દાખલાઓ એક તરફ રાખીને ચાલુ કરારો, રાજ્યોનો ભૂત ઇતિહાસ, સરકારની સાથે કરારથી બંધાતા પહેલાં તેમનું જે સ્વાતંત્ર્ય હતું તે, એક બીજા સાથે લડવા સુધાંની અને બહારના આક્રમણ સામે થવાની તેમને જે સ્વતંત્ર છુટ હતી તે સઘળું વિચારમાં લઇને સરકારે હસ્તક્ષેપના વિષયને બહુજ સંભાળથી, બહુજ નિષ્પક્ષપાતપણે અને બહુજ ભયથી વિચારી કાઢવો ઘટે.

(૪) સત્તાના ગેરઉપયોગમાં જેમ રાજ્યોને ભય છે, તેમ સામ્રાજ્યને ભય નથી એમ ઇતિહાસ કહેતો નથી. "**परोपदेशे पांडित्यम्**" ના કરતાં "**धर्मे स्त्रीयमनुष्ठानम्**" એ શાસ્ત્રવાક્ય બહુ હિતકારક છે. બેય પક્ષને એ સરખી રીતે લાગુ પડે છે બેય મિત્રો છે, તો એ મિત્રતા હૃદયંગત કરીને બેય વર્તે એમ સાર્વભૌમસત્તા અને દેશી રાજ્યોનું હિત ઇચ્છનાર હરકોઈ મનુષ્ય અંતઃકરણ પૂર્વક ઇચ્છે.

(૫) મહારાજા પતીયાલાએ લાગણીભરેલી વાતો કરતાં એક વાક્ય એવું કહી દીધું છે કે "આ હસ્તક્ષેપનો વિષય બરાબર નહીં ઉકેલાય તો હીંદના રાજ્યોની હસ્તીના પટ (Fabric) ને છિન્નભિન્ન કરી નાખશે." તે પટ શુ ? દેશી રાજ્યનીતિનું ખરૂં "પટ" આપણે અત્યારે સમજીએ છીએ તે નથી. તે "પટ" તો રામરાજ્યમાં જે હતું તે છે. એ અત્યારે કેટલાં દેશી રાજ્યોમાં છે ? બાપની ઇચ્છાથી રાજ્ય તજી જનારા કેટલા રાજકુમારો અત્યારે છે ? આજ્ઞાપાલક પુત્રના વિયોગથી પ્રાણત્યાગ કરનારા કેટલા નરેશો અત્યારે છે ? મોટાભાઈનું રાજ્ય નાના ભાઇને મળે તો સુલભ પ્રાપ્ત છતાં, રાજ્ય છોડી, મોટાભાઈના નામથી તે રાજ્ય ચલાવનારા કેટલા નાના ભાઇઓ અત્યારે છે ? ખોટે મશે પણ લોકાપવાદને લીધે પોતાની સતી જેવી મહારાણીને છોડી દેવાની તૈયારીવાળા કેટલા રાજભરથારો અત્યારે છે ? અને સ્વામીએ કર્યું તે માથા ઉપર એવું માનનારી કેટલી રાજગૃહિણીઓ અત્યારે દેખાય છે ? હીંદના રાજ્યોનું આ પટ તો અત્યારે કમનસીબે આપણી સ્મૃતિમાંથી ભુંસાઇ ગયાને લીધે, કે કાળની પ્રબળ અસરને લીધે, કે પશ્ચિમની રાજ્યપદ્ધતિની અસરને લીધે, કે ખરી

લોકકેળવણીના અભાવને લીધે કે ભક્ત અને વિચારશીલ મંત્રીઓના અભાવને અંગે, કે સરકારે સ્થાપેલી શાંતિને લીધે જે નિર્ભયતા થઇ છે તેમાથી ઉદ્ભવતા મોજશોખને લીધે, કે પછી ગમે તે કારણુને લીધે એ પટ આજે ઘણાં છિદ્રોવાળું બની ગયું છે. સત્યની સોયથી અને સહૃદયતાના રેશમથી એ છિદ્રો શીવી લેવામાં આવે તો સરકારની હસ્તક્ષેપની ભીતિ દૂર થાય એટલે હસ્તક્ષેપની સામે ફરીઆદનું કારણુ રહે જ નહીં. આપણા પોતાના જ લોકોની અરાજકતાની વૃત્તિ નિર્મૂળ થાય અને રાજાને પ્રજાનો ભય નહીં પણુ જોર મળે. અને પછી એવાં રાજ્યોને ડરાવવાની મગદૂર કોનામાં હોય ?

“ ફેબરીક ” ( પટ ) એ શબ્દમાત્ર નથી. એ તો દેશી રાજ્યોની હયાતીના મૂળમાં છે, એ મંત્ર બધે પઢાઇ જાય તો ?

( ૬ ) એ ખરૂં છે કે કમિટીએ એવો અભિપ્રાય આપ્યો છે કે “ જે જે રાજ્યની સાથે જેવી જેવી સંધી થઈ હોય તે તે સંધીની શરતો પ્રમાણે તે તે રાજ્યની સાથે રાજ્યવ્યવહાર ચાલી શકે. કેમકે એ સધી, એ રાજ્યની સ્થિતિ, હકો, તવારીખ અને સ્થાનિક પરિસ્થિતિને લઇને કરેલી હોય છે. ” જો એમ છે તો પછી કરાર કરતી વખતે જે વિચારથી એ કરારો કરવામાં આવ્યા હોય તે જ વિચાર તે શરતોના પાલનમાં રહેવા ઘટે. કમિટીએ આ કબૂલાત આપ્યા પછી એક ઠેકાણે જે કહી દીધું છે કે “ સરકારનો રાજ્યો સાથેનો સંબંધ માત્ર કરારનામા ઉપર જ અવલંબીને રહ્યો નથી પણુ શહેનશાહતની જરૂરીઆતો અને વખતના ફેરફારોથી મર્યાદિત થયેલો છે. ” એ કથન અસંગત છે. તહનામાથી વિરૂદ્ધ છે. અપાયેલાં વચનોથી વિરૂદ્ધ છે. અને તેમાં ઉપરી સત્તાને જે અધિકાર હોવાનું સૂચન છે, તેમાં સ્વાર્થની ગંધ આવે છે. શબ્દરચના કે વાક્યો મનુષ્યના અંતઃકરણના ભાવોને છુપાવી શકતા નથી. કરારનામાની વાત કરતાં જો કે બીજી વાત બટલર કમિટી ગાઈ ગઇ છે. તે એ કે “ કરારનામા ગમે તેવાં હોય તે છતાં કોઈ રાજ્યના સંબંધમાં લાંબા વ્યવહારથી કોઇ નવી રૂઢી પડી ગઈ હોય તો તે રૂઢી સરકારને અબાધ્ય હક આપે છે. ” આ સંબંધમાં તે એમ કહે છે કે “ જે રાજ્યે લાંબા વખત સુધી એક વર્તણુક ચાલવા દીધી હોય અને

એ સંબંધી વાંધો ઉઠાવ્યો ન હોય, તો પછી જેની સાથે એ વ્યવહાર સ્થાપિત કરવામાં આવ્યો હોય, તેની સાથે એ વ્યવહાર જાણે એક કરાર હોય એ પ્રમાણે ગણાય " પણ દુઃખ તો એ છે કે જુદાં જુદાં રાજ્યોની સાથે એવી જુદી જુદી રૂઢીથી વર્તણુક થયા છતાં ગમે તે રાજ્યની સાથેની વર્તણુકને રૂઢી ગણી લઇને બીજાં રાજ્યોની સાથે પણ તે વાપરવામાં આવે છે તે વધારે પડતો હક છે. પ્રથમ તો "ગોળખોળ" સરખાં એ માન્યતા જ ખોટી છે. કરારનામાં જુદાં જુદાં છે તેમ રૂઢી પણ જ્યાં જેવાં રાજ્યની જ્યાં જેવી સ્થપાઇ હોય તેવી જુદી જ ગણવી જોઇએ. એક સંસ્થાનો વ્યવહાર બીજે સ્થળે વાપરી શકાય નહીં. પણ ચાલુ કરવામાં આવતી રૂઢીનું મૂળ તપાસવામા આવશે તો જણાયા વગર રહેશે નહીં કે જ્યાં તહનામાની વિરૂદ્ધની વ્યવહાર પદ્ધતિ ( usage ) દાખલ કરવામાં આવી છે, ત્યાં કાં તો રાજા સગીર વયનો હોવાને કારણે, કાં તો તેના દુર્ગુણો અથવા બીજાં કારણોને લીધે, તેનો રાજ્ય વહીવટ નબળો હોય ત્યારે, કાં તો કારભારીઓની બદદાનત અથવા તો રાજ્યમાં કાંઇ મુશ્કેલીનો વખત આવ્યો હોય તેમાં મદદ કરવાને બ્હાને તે રૂઢી ગુસી ગઇ હોય છે. જે વખતે રાજાને મનદુઃખ થયા છતાં સરકારની એવી વર્તણુક સામે વાંધો ઉઠાવવાની હીંમત હોઇ શકતી નથી.

( ૭ ) આવી કમનસીબ નબળાઇનો લાભ લઇને સરકાર તરફથી કરારનામાની વિરૂદ્ધ એવી કાંઇ વ્યવહાર પદ્ધતિ દાખલ કરી દેવામાં આવી હોય, તેને રાજ્યે કબૂલ કરેલી પદ્ધતિ છે, એમ કહીને તે રાજ્યના ગળામાં તે હમેશાં નાખી રાખવી તે જેમ ગેરવાજબી છે તેમ મોટા મનની શાહી સરકારને અયોગ્ય છે. અને એ, બે પક્ષના મીઠા સંબંધમાં અસંતોષનું બીજ રોપવા બરાબર છે. પણ ખરેખર વાંધો તો ત્યાં છે, કે એક જગાએ ઉપર કહેલા કારણથી ગુસાડી દીધેલી પદ્ધતિ સમગ્ર રીતે બધાં રાજ્યોને લગાવી દેવાનો આગ્રહ કરવામાં આવે છે. છેવટ સલાહકારક તો એ છે કે જેમ બટલર કમિટી કહે છે, તેમ સ્થાનિક પરિસ્થિતિ અને અંધારામાં રહેલા ભૂતકાળમાં કોઇ રૂઢી દાખલ થઇ હોય તો તે જ્યારે ખરેખર કાળ ફેરફાર થયો છે, રાજાઓ તે સામે પોકાર

કરે છે, શાહી મહત્તા અને વિચારશક્તિને અપીલ કરે છે, ત્યારે જે કરારનામાની બહારની વસ્તુ તરીકે દાખલ થઇ ગયું હતું તે વિદેશીય રૂઢીનું તત્વ એ કાળ ફેરફારને કારણે જ કાઢી નાખવું જોઇએ.

(૮) બટલર કમિટીએ સરકાર અને રાજ્યો વચ્ચેના મતભેદોના સવાલોનો નિર્ણય કમિટીથી કરવા ભલામણ કરી છે. તેણે કહ્યું છે કે "જ્યાં રાજદ્વારી ખાતું અને સરકારનાં બીજાં ખાતાં વચ્ચે એ સંબંધમાં મતભેદ હોય ત્યાં વાઇસરોય સલાહકારક કમિટી નીમશે. એથી કામ નહીં પતે તો વધારે સત્તાવાળી સલાહકારક કમિટીઓ નીમશે" આ ઉપાય સંતોષકારક નથી. એમાં પ્રથમ તો ખામી એ છે કે માત્ર રાજદ્વારીખાતું અને બીજાં ખાતાંની વચ્ચે મતભેદ હોય ત્યારે જ આવી સલાહ લેવાનો પ્રયત્ન કરવાનું ઠરાવ્યું છે. પણ રાજદ્વારીખાતાનું પોતાનું જ કાર્ય રાજ્યોને પસંદ ન હોય, ત્યાં કાંઇ બચાવનું સાધન આપવામાં આવ્યું નથી. વળી સલાહ-કારક કમિટીઓની સલાહથી રાજ્યોને સંતોષ ન થાય તો તેનું નિરાકરણ કરવાનો ઉપાય નથી. કોઇ તંત્રની જરૂર છે, એમ અંતઃકરણમાં ખાત્રી થવાથી બટલર કમિટીએ આ સલાહકારક કમિટીઓની ભલામણ કરી છે. પણ એથી ધારેલી મુરાદ પાર પડતી નથી. સરસ ઉપાય તો એ લાગે છે કે જ્યાં જ્યાં રાજ્ય અને સરકાર વચ્ચે મતભેદ રહે ત્યા ત્યા રાજાની પોતાની ઇચ્છા હોય તો એક પંચ ( Arbitration ) માર્ફત તેનો નિકાલ કરવાની વાઇસરોયને અરજ થાય, તો વાઇસરોય સાહેબે તે કબૂલ કરવી જોઇએ. કેસ સાથે લાગતા વળગતા પક્ષોનો એક એક પ્રતિનિધિ હોય અને તેના પ્રમુખ તરીકે ન્યાયખાતાનો કોઇ મોટો અધિકારી હોય તો બન્ને પક્ષની વાતનો તોલ થઇને ન્યાયપુરઃસર નિર્ણય થઇ શકે, કે જેમાં બેમાંથી એકેય પક્ષને ફરીઆદનું કારણ રહે નહીં. નાની સત્તા સામે મોટી સત્તાના ઠરાવોમાં જે ભય છે, તે ભયનું આ પદ્ધતિમાં કારણ રહે નહીં, સરકારનું નિષ્પક્ષપાતપણું સિદ્ધ થાય અને રાજ્યને ખરા બચાવનું એક સાધન થાય. આ માગણી કાંઇ વધારે પડતી નથી. કેમકે મોટેગ્યુ–ચેમ્સફોર્ડ રિપોર્ટમાં પંચ ( Arbitration ) ની જે સૂચના છે તેમાં "આવું પંચ નીમવાની માગણી થાય ત્યારે વાઇસરોયને યોગ્ય લાગે તો તે પંચ નીમે" એમ લખેલું છે. બટલર કમિટી

કહે છે કે “ આ ઉપાયનો પૂરતો લાભ આજ સુધી લેવામાં આવ્યો નથી. તે માટે ફરીથી વધારે તકો આપવી જોઇએ. ” એ તક દરેક પક્ષથી યથેચ્છ રીતે લઇ શકાય એટલા માટે “ વાઇસરોયને યોગ્ય લાગે તો ” એ શબ્દને બદલે “ કોઇ પણ પક્ષની માગણી થાય તો વાઇસરોય એવું પંચ નીમશે ” એ શબ્દો લખવામાં આવે તો જે દ્વાર આજ સુધી અર્ધું ઉઘાડું હતું, તે દ્વાર આખુ ઉઘડી જાય, અને પંચના ઓરડામા જે પક્ષને આવવાની ઈચ્છા થાય, તે પક્ષ યથેચ્છ ચાલી આવી શકે ન્યાયનું કેવું સુંદર સ્વરૂપ !

( ૯ ) આમ કરવામા એક બીજો પણ લાભ છે. તે એકે પોલીટીકલ સેક્રેટરી હંમેશાં સચેત રહેશે, કે રખેને ભૂલ થઈ અને કોઈ રાજ્ય પંચ માગી બેસે ? જાણે અજાણે કે આપખુદીથી ભૂલ થઇ જાય અને પંચની માગણી થાય ત્યારે એ કેસ વાઇસરોય પાસે જતાં વાઇસરોયને માલમ પડે કે પોલીટીકલ સેક્રેટરીએ ભૂલ કરી છે, તો ઑફીસને તે સખત સમજુતી આપી શકે. અને એ સ્થિતિમાં પંચ નીમવામાં આવશે તો સરકારની ભુલો છડેચોક બહાર આવવાના ભયથી એ આખા કેસને ફરી વિચારણામાં લઇ વાઇસરોય પોતે ભૂલ સુધારી શકશે. રાજ્યોને આવી છૂટ આપવાથી ઘણા કેસોમાં પંચની માગણી થશે એવી ધાસ્તી રાખવાનુ કારણ નથી. કેમકે પોતાનો કેસ બીલકુલ ખોડખાંપણ વિનાનો સાચો જ છે, એવી ખાત્રી જે રાજ્યને હશે નહીં, તે ખુલ્લા મેદાનમાં પોતાની નબળાઈ બતાવવા પંચની કદી માગણી કરશે નહીં. એટલા માટે પંચની આ યોજના દરેક પક્ષને પોતપોતાની જવાબદારીની હદમાં રાખશે, સત્ય ને ન્યાય મળશે, અસંતોષનું કારણ ટળશે, પરસ્પર વિશ્વાસની ગાંઠ બંધાશે અને સરકારનો મોભો તથા તેના ઈરાદા ઉપર જે આક્ષેપો અત્યારે થાય છે તે બધા બંધ પડશે. આવું પંચ આપવામાં આનાકાનીનું શું કારણ હોઇ શકે ?

( ૧૦ ) રાજ્યોએ આ ઠરાવમાં સંતોષ કરતાં ફરીઆદ વધારે કરી છે. એમાં કેટલું સત્ય છે, તે તપાસીએ. બટલર કમિટી મુખ્ય પાંચ મુદ્દાઓનો તપાસ કરવા નીમાઈ હતી.

( ૧ ) રાજ્યોનો સંબંધ કોની સાથે કેવો છે.

( ૨ ) એ સંબંધ બરાબર જળવાઇ રહે તે માટેનુ તંત્ર.

( ૩ ) એ તંત્ર અને રાજ્ય સાથે મતભેદ થાય ત્યારે તેનો નિકાલ લાવવાની વ્યવસ્થા.–તંત્ર.

( ૪ ) બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો વચ્ચે આર્થિક સ્વાર્થની તપાસ કરી, રાજ્યોનો તેમાં જે હિસ્સો હોય તે રાજ્યોને મળવા બાબત.

( ૫ ) ભવિષ્યના બંધારણમાં બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ, એ બન્નેને અસર કરનારા સવાલોની યોજના.

( ૧ ) રાજ્યોના સંબંધની બાબતમાં તો બટલર કમિટીએ તે સબંધ તાજ સાથે છે, એવી રાજ્યોની દલીલને સ્પષ્ટ રીતે કબૂલ રાખી છે; એટલે રાજ્યોને સંતોષની વાત છે. ( ૨ ) એ સંબંધો વ્યવહારમાં મૂકવા માટે ગવર્નર જનરલ નહીં પણ વાઈસરોય તાજના પ્રતિનિધિ તરીકે રહેશે, એ પણ એટલાજ સંતોષની વાત છે. મૂળ હયાતીના બે મુદ્દાનો આ રીતે સંતોષકારક નીવેડો આવ્યાથી રાજ્યોને માત્ર નાની બાબતોમાં જ ફરીઆદનું કારણ રહ્યું છે. ફરીઆદ કરનાર પક્ષે સંતોષથી અને ફરીઆદની બાબતોનો બરાબર તોલ કરીને લાગણીઓને વહેવા દેવી ઘટે. ( ૩ ) વાઇસરોય અને રાજ્યો વચ્ચે મતભેદ રહે ત્યારે કમિટીઓની સલાહ લેવાની વાત, એ પણ એક એવા અર્ધા રસ્તાનો તોડ છે કે જેમાં બહુ અસંતોષનું કારણ નથી. અને તેમાં પણ જો પંચની પદ્ધતિ દાખલ થાય કે જે દાખલ થવાનો પુરો સંભવ છે તો તેથી એ બાબતનો પુરો નીવેડો આવી જાય છે. ( ૪ ) બ્રિટિશ હીંદ અને હીંદી હીંદના આર્થિક સ્વાર્થોનો નિર્ણય કરવા નિષ્ણાતોની એક કમિટી ( Expert Body ) નીમવાની દરખાસ્ત કબૂલ રહે છે. એટલે એ પણ રાજ્યોની મરજી પ્રમાણે થાય છે. અને ( ૫ ) બ્રિટિશ હીંદ અને હીંદી હીંદના સામાન્ય સ્વાર્થો માટે જે યોજના થવી જોઇએ તે બાબત પણ જો પંચમાં નાંખી દેવામાં આવે, તો તે સવાલ પણ ઉભો રહેતો નથી.

ત્યારે એ પાંચ મુદ્દાના આવા નિરાકરણ પછી અસંતોષની જે મોટી મોટી વાતો કરવામાં આવે છે તેને ક્યાં અવકાશ છે?

(૧૧) બટલર કમિટીએ સાર્વભૌમત્વ અને હસ્તક્ષેપ: આ બે શબ્દો ઉપર જે વિવરણ કર્યું છે એથી ગભરાઈને રાજાઓએ ફરીઆદની બૂમો પાડી છે. એ બૂમો પાડતાં પાડતાં ઉપર કહ્યાં તેટલાં સંતોષનાં કારણોનું પ્રથમ વિવરણ કરીને છેલ્લી બે બાબતો માટે "અમારે મોટી ફરીઆદ છે જે ફરીઆદનું નિરાકરણ અમે ચાલતા આવેલા રિવાજ પ્રમાણે પત્રવ્યવહારથી અને રૂબરૂ ચર્ચાથી કરીશું" એટલુંજ હમણાં કહ્યું હોત તો કાંઈ મોટો ભય ન હતો. એમ થયું હોત તો સાર્વભૌમત્વ અને દરમિયાનગીરીના સંબંધમાં જ માત્ર જુદું લખાણ કરીને અને નરેંદ્રમંડળની કાર્યવાહક કમિટી (Standing Committee) તથા રાજદ્વારીખાતાના મંત્રી સાથે ઉહાપોહ કરીને કાંઈક સંતોષકારક નિર્ણય આવી શકત એમ માનવાને કારણો છે.

(૧૨) હદ કરતાં વધારે ફરીઆદ એ રાજ્યોને શોભે નહીં. ખરી બાબતમાં એક પગલું પણ છોડી દેવું નહીં, એ તો બરાબર છે. એ તો ધર્મ છે. એ તો ફરજ છે. પણ સામાન્ય માણસો જેમ "રજનું ગજ" કરે છે, એવું માનસ નરેશોમાં ન આવે અને ખાસ કરીને શબ્દ રચનામાં ન આવે એ ઇચ્છવા લાયક તો ખરૂં. આપણો આજ સુધીનો અનુભવ છે કે જાહેરમાં વાતો કરીને નહીં પણ પરસ્પરના પત્રવ્યવહારમાં સચોટ લડીને આપણે આપણા મતભેદોનો નિર્ણય કરીએ છીએ. એ પદ્ધતિમાં હજી ગેરલાભ જણાયો નથી. અને જ્યાં નિષ્ફળતા આવી હશે ત્યાં લડનારની અશક્તિ સિવાય બીજું કારણ હોય એમ હું માનતો નથી. ખોટી લડાઈ કરવી નહીં અને લેવાં જોઈએ તે કરતાં વધારે હથીઆર ઉપાડવાં નહીં એ રાજનીતિ છે. લડવાનાં સાચાં કારણ હોય, ત્યારે યોગ્ય સામગ્રીથી સામનો કરવો એ પણ રાજનીતિ છે. આ બેમાંથી કયું ક્યારે કરવું તેનો આધાર સવાલના ગાંભીર્ય ઉપર, વખતની અનુકુળતા ઉપર, રાજાની હીંમત ઉપર અને કારભારીઓની કાર્યદક્ષતા ઉપર છે.

(૧૩) હવે માત્ર એકજ વાત કહેવાની રહે છે. અને તે એ છે કે બ્રિટિશ હીંદની ઉપજમાં દેશી રાજ્યોનો ભાગ. આ સવાલ દેખાય છે, એવો સહેલો નથી. પૈસાના સ્વાર્થની વાતમાં માણસ

કોઇ કોઇવાર ખરી વિચારશ્રેણીને બાજુ ઉપર મુકી દે, એવો ભય છે. તેમ આમાં ન થઈ જાય તે વિચારવાનું છે. આમાં બે મુદ્દા તપાસવાના છે. પહેલો એ કે બ્રિટિશ હીંદની ઉપજમાં રાજ્યોને ભાગનો હક છે કે નહીં? અને બીજો એ કે એવો હક હોય તોપણ તે ભાગ લેવો ઉચિત છે કે નહીં? પહેલા મુદ્દા ઉપર બોલતાં એમ કહેવાની આવશ્યક્તા પ્રાપ્ત થાય છે કે દેશી રાજ્યોને એવી ઉપજમાં ભાગનો કાંઇ હક હોય એવો ઇતિહાસ કે ભૂત વ્યવહારમાં કાંઇ દાખલો નથી. કસ્ટમ્સની ઉપજ ખાસ કરીને રાજ્યો માગે છે. એ માગણી આપણે તપાસીએ હીંદુસ્તાનને મોટો દરીઆ કિનારો છે. આપણી હયાતીથી તે આજ સુધી એ કિનારા ઉપર દરીઆઇ વેપાર ચાલ્યો હશે. અને દરીઆના જે જે ભાગ ઉપર જે સત્તા હશે, તેણે તેની કસ્ટમ્સની ઉપજ લીધી હશે.

હીંદુસ્તાન ઉપર હજાર વર્ષથી પરદેશી રાજકર્ત્તાઓનો અમલ છે. તે પહેલાં સ્થાનિક રાજકર્ત્તાઓનો અમલ હતો. જ્યારે જ્યારે જેનો જેનો અમલ હતો તેમાં જે સાર્વભૌમ સત્તા હતી તે સાર્વભૌમ સત્તાએ કસ્ટમ્સની બધી ઉપજ પોતે રાખી હતી. અંદરના કોઈ રાજ્યને, ખંડીઆ રાજ્યને કે મિત્ર રાજ્યને એમાં ભાગ મળ્યો હોય તેનો દાખલો ઇતિહાસમાં નથી. સરકાર સાથેના કરારનામામાં આપણા એવા કોઇ હકની વાત નથી. તો પછી અત્યારે જે ઇતિહાસમાં નથી અને તેથી આપણે ભોગવ્યું નથી; જે કરારનામામાં નથી અને તેથી હક ઉત્પન્ન થતો નથી; એવી માગણી કરવી એ કેટલે દરજ્જે ન્યાય પુરઃસર છે અને મંજુર થવાને યોગ્ય છે, તેનો વિચાર કરવો ઘટે.

એક તરફથી ઇતિહાસ ઉપર આપણી સ્થિતિ માટે જોર દઇએ, એક તરફથી આપણા કરારપત્રોને આધારે આપણા હકોનું સમર્થન કરીએ અને બીજી તરફથી એ બન્નેના વિરૂદ્ધ, સ્વાર્થની માગણીઓ કરીએ, તેની પરસ્પર વિરૂદ્ધતા સમજવા જેવી છે. આપણે કહીએ તે બધું જ ખરૂં, એ મનોવૃત્તિમાં થોડોક ફેરફાર થવાની આવશ્યક્તા છે. જેમ બીજા ખોટા હોય તેમ આપણે પણ ખોટા હોઇ શકીએ એવી સમદૃષ્ટિ રાખવી યોગ્ય છે. આપણું હોય તે છોડવું જ નહીં, બીજાનું હોય તેમાં પડવું જ નહીં, એ રાજ્યનીતિનું સૂત્ર છે.

પણ જે અગત્યનો વિચાર કરવાનો છે, તે એ છે કે એક વખત ધારો કે તે હક સરકાર આપવા તૈયાર થાય તો તેમાં ભય છે કે લાભ છે, તેનો વિચાર કરી લેવો ઘટે છે ! એમાં બે તરફથી ભય દેખાય છે. એક તો એ કે જેમ બટલર કમિટીએ કહ્યું છે, તેમ ઉપજમાં ભાગ લેનારને ખર્ચમાં ભાગ આપવો પડે ખૂબ વિચારવાની વાત છે કે કસ્ટમ્સની ઉપજમાં ભાગ લેતાં ખર્ચમા ભાગ આપવાનું નક્કી થાય તો તે ખર્ચ અને મળવાની રકમના આંકડા કેવા થશે ? કેટલાકનું એમ માનવું છે કે " ટ્રીબ્યુટ " આપીએ છીએ એટલે ખર્ચમાં ભાગ લેવાનો સરકારને હક નથી. આ દલીલ છેવટ સુધી ટકી રહેશે નહીં. વળી એકલા લશ્કરના જ ખર્ચમાં ભાગ આપવો પડશે, એમ જે કયાંક કયાંક માન્યતા છે, એ પણ અલ્પવિચારથી બંધાયેલી છે. અત્યારે માત્ર જમીનનું લશ્કર છે. ભવિષ્યમાં હીંદનુ નૌકાસૈન્ય થશે, હવાઇ જહાજોનું સૈન્ય થશે, પાણીની નીચે ફરતી સબમરીનોનો કાફલો થશે અને સાયન્સ જેમ જેમ લડાઇનાં વધારે સાધનો ઉભાં કરતું જશે તેમ તેમ તે બધામાં ખર્ચ થશે. ભવિષ્યનો એ અત્યારે ન કલ્પી શકાય એવો મોટો ખર્ચ અને તેમાં રાજ્યોએ આપવાનો ભાગ; એનો ખ્યાલ કરીને જ પૈસાના લોભમાં તણાઇને અત્યારે કસ્ટમ્સની ઉપજમાં ભાગ માગવાનો વિચાર કરવો જોઇએ. રાજ્યોને સાવચેતી આપવાનુ મન થાય છે કે આ સવાલની તપાસમાં ભરાઈ પડયા પહેલાં ખૂબ ઉંડો વિચાર કરવો

કેટલાંક રાજ્યો .એમ કહે છે કે કમિટીદ્વારા તપાસ થયા પછી એમ માલમ પડશે કે હિસાબ કરતાં આપણને ખોટ જાય છે, તો કમિટીનો ઠરાવ આપણે કબૂલ રાખવો નહીં. આ દલીલ માન્ય થઇ શકે એવી નથી. " ફાયદો થાય તો મારો અને ગેરફાયદો થાય તો તારો " એ માનસ રાજ્યોનું હોઇ શકે નહીં. અને હોય તો સન્માનને પાત્ર રહી શકે નહીં. કાં તો " ઉપજમાં ભાગ લ્યો અને ખર્ચમાં ભાગ આપો " એ સિદ્ધાંત કમિટી કહેશે. અને કાંતો " ખર્ચમાં ભાગ ન આપવો હોય તો ઉપજના ભાગની વાત છોડી દયો " એમ કહેશે. આ જુના હકના દાવાની વાત નથી કે ભાયાતી કોર્ટની માફક કોનો શું હક છે, તે નક્કી થાય. આ તો ઉપર કહ્યું તેમ એવા હકની માગણી છે કે આપણે સમજીએ:છીએ તેમ " હક અને જવાબદારી

બન્ને સાથે હશે. ” હક કરતાં જવાબદારી વધારે હોય તો તેવો નવો હક કોઇ સમજુ માણસ માગવાની ધૃષ્ટતા કરે ખરો ?

પૈસા લેવાની જીજ્ઞાસામાં રાજા સાહેબો એમ કહી બેઠા છે કે આ માગણી અમારી રૈયતના સ્વાર્થી માટે છે. કેમકે સરકારની કસ્ટમ્સ અને રાજ્યની કસ્ટમસ: એમ બે કસ્ટમ્સનો કર રૈયતને આપવો પડે છે એ વજુદવાળી દલીલ છે. પણ એ વજુદ કબૂલ રાખીએ કે તુરત એક વાત કબૂલ રખાઇ જાય છે, તે એ છે કે સરકાર કસ્ટમ્સમાં ભાગ આપે તો રાજ્યોએ પોતાની કસ્ટમ્સ નાબૂદ કરવી જોઇશે. “ ફરાળ પણ કરવું અને સીધું પણ લેવું ” એ બે વાત બને એમ નથી, કાંતો સરકારની કસ્ટમ્સ મળી શકે અને કાંતો આપણી કસ્ટમ્સ રહી શકે. કારણ કે લોકો માટે આપણે જો આ લડાઇ કરતા હોઇએ તો લોકો તેમાંથી પાકેલું ફળ પોતે ખાવા ઇચ્છે. અને રાજ્યોથી તેમાં ના પાડી શકાય નહીં. ત્યારે પછી એવા કયા સ્વાર્થ માટે આ સંદિગ્ધ માગણી કરવામાં આવે છે, તે સહજ સમજાતું નથી.

આ વાતના પ્રતિઉત્તરમાં રાજ્યો એમ કહે છે કે લોકોના એ પૈસા છે એ ખરૂં છે, તો પછી રાજ્યો એ પૈસાને લોકોપયોગી કામોમાં વાપરશે એવું વચન લોકોને રાજાઓ તરફથી આપવામાં આવશે. આમ કહેતા પહેલાં પણ ખૂબ વિચારણાની જરૂર છે. લોકોના આ પૈસા, રાજ્યના ધ્યાનમાં જે લોકોપયોગી કામ હોય, તે કામો કરવામાં રાજ્ય વાપરશે તે વાત હાલની મુશ્કેલી ઉભી કરતી પ્રજા કબૂલ રાખશે કે કેમ તે બરાબર ધ્યાનમાં લેવા જેવું છે. મને ભય લાગે છે કે લોકો કહેશે કે એ પૈસા, યા તો અમને પાછા મળવા જોઇએ યા તો રાજ્યની કસ્ટમ્સ નાબૂદ થવી જોઇએ. અથવા છેવટ લોકોપયોગી કામમાં વાપરવાનું ઠરે તો લોકોપયોગી કામ એટલે શું તેનો નિર્ણય લોકોના મત ઉપર રાખવો જોઇએ.

આ બેમાંથી પહેલી દલીલ રાજ્યો કબૂલ રાખશે તો પૈસાનો લાભ નથી. બીજી કબૂલ રાખશે તો નરેશ પદ્ધતિના સ્વાયત્ત-તંત્રમાં મતાધિકારનું સ્વરૂપ દાખલ થશે અને અંતે “ મતાધિકાર વગર કર નહીં ” ( No taxation without representation )

એ રાડ સમગ્ર દેશી રાજ્યોના પ્રજામંડળમાં થશે. રાજ્યોને એમ કરવાની ઇચ્છા હોય તો તે પસંદ કરવા જેવું છે. પરંતુ એવી ઇચ્છા ન હોય તો માત્ર પૈસા ખાતર જ વિદેશીય એવું તત્વ, સ્વદેશીય પદ્ધતિમાં દાખલ થઇ ન જાય તે માટે ખાસ સંભાળ રાખવાની આવશ્યક્તા સમજાયા વગર રહેવી જોઇએ નહીં.

પણ સૌથી ભયંકર તત્ત્વ તો આ સવાલમાં છે તે એ છે કે હીંદની તીજોરીના પૈસામાં ભાગ માગતાં આડકતરી રીતે રાજ્યો હીંદની ધારાસભાના તંત્રની ટીકાના પ્રવાહમાં આવી જશે. એટલે કે રાજ્યનો ભાગ, બજેટમાં દાખલ થશે. હીંદના કાયદા બાંધનારી ધારાસભાઓની ચર્ચાઓમાં એથી એનુ સ્થાન આવશે, જે ચર્ચાના અંગમાં રાજ્યો કસ્ટમ્સની આ રકમોનો શી રીતે ઉપયોગ કરે છે તેની ટીકાઓ થશે અને એ ટીકામાં રાજ્યોના સમગ્ર રાજ્યવહીવટ ઉપર ઉહાપોહ થશે; અને એ બધાના જવાબો આપવા રાજ્યોના પ્રતિનિધિઓ ત્યાં હાજર રહેશે નહીં. આપણે જાણીએ છીએ કે અત્યારે તો દેશી રાજ્યોનો કોઇ સવાલ આ ધારાસભામાં ચર્ચાઇ શકાતો જ નથી જ્યારે પૈસાના લોભ માટે, રાજ્યની પ્રજા નહીં એવી એ લોકસભાના ચર્ચાના પરિઘમાં ભરાઇ બેસવું એ કેવું અનિચ્છનીય છે, તેનો ખ્યાલ નરેશો અને તેના સલાહકાર મંત્રીઓ ખાસ કરે એમ હું ઇચ્છું છું.

રાજ્યની દૃષ્ટિ પેસા ઉપર નહીં પણ સુરાજ્યતંત્ર ઉપર અને ભવિષ્યના ભયમાંથી બચવાના ઉપાયો ઉપર રહેવી ઘટે.

છતાં એટલી વાત ખરી કે ભૂતકાળમાં રાજ્યોની નબળાઇનો લાભ લઇને અફીણ, મીઠું, ગાંજો, કોકો વગેરે વસ્તુઓ કે જે રાજ્યની સરહદનાં જમીન વિભાગની ઉપજનાં અંગો છે, તેના ઉપર સરકારે નવી દરખાસ્તો કરી કરીને જે અંતરાયો નાંખ્યા હોય તે અંતરાયો દૂર કરવા જેવા જણાય, ત્યાં ન્યાયપુરઃસર દૂર થવા જોઇએ. પોસ્ટ અને ટેલીગ્રામ્સની ઉપજનો સવાલ પણ પુનઃ વિચારણાના સવાલમાં આવી જાય છે. ઇતિહાસમાં આપણે ન ભોગવતા હોઇએ એવા એ હકો નથી. ઇતિહાસ, આપણા એ સ્વતંત્ર હકો સાબીત કરે છે. અને તે જમીનની કુદરતી ઉપજ અથવા તો આપણી પ્રજાની કુદ-

રતી વ્યાવહારિક ઉપજ છે. એટલે એ ગોઠવણીમાં ન્યાયની રીતે કબૂલ થાય તેવા ફેરફારો થવા જોઈએ. તેમ હકથી પણ આપણે તે માગી શકીએ છીએ. એ હકોને રાજકીય સંબંધ સાથે કાંઈ તાલુક નથી. એ તો પોતપોતાના સ્વતંત્ર આર્થિક હિતની ચોકખી વાત છે. એ વિષેની લડાઇમાં જરૂર રાજ્યોને ફતેહ મળે; કે જેના ઉપર માત્ર બ્રિટિશ સરકારના જ સમયમાં અંકુશ મુકાયેલો છે. અને એ અંકુશ પણ પ્રસંગ જોઈને આસ્તે આસ્તે જ્યાં જ્યારે મુકી શકાય એવી તક મળી ત્યારે મુકાયો છે. આ વાત સરકારના લક્ષ ઉપર લાવવામાં આવે તો અન્યાય હોય ત્યાં શરમાતી સરકાર જરૂર તેના ઉપર ધ્યાન આપે, એ વિશ્વાસ હજી ઓછો થતો નથી.

---

મહારાજા કાશ્મીરઃ—પતિયાલા નરેશના ઉપર આવી ગયેલા ઠરાવ ઉપર કાશ્મીર મહારાજાએ બહુ મનનીય ભાષણ કર્યું હતુ. પતીયાલાના વક્તૃત્વને ટેકો આપવામા આવ્યો હતો. અને અસર કરે એવી કેટલીક દલીલો કરવામા આવી હતી. તેમાં ખાસ કરીને સાર્વભૌમત્વ, દરમિયાનગિરિ અને પ્રથા ( Usage ) સબધે સચોટ દલીલો હતી. પોતે કહ્યુ હતુ કે,

“ રાજદ્વારી ખાતાના ફરતા સેક્રેટરીઓ અને પાચ પાચ વર્ષે ફરતા વાઈસરોય સાહેબોને જ્યારે જેમ ઠીક પડે તેમ ચાલી આવેલી પ્રથા ( Usage ) ઉપર આધાર રાખીને યથેચ્છ ઠરાવો અપાયા જાય તો સરકાર સાથેના ખરા સુદૃઢ સબધમા અચોક્સતા દાખલ થઈ જાય અને રાજાઓના હૃદયમા પણ બીન સલામતીનો ભય ઉત્પન્ન થાય. માટે ધીમે ધીમે ઘસાતા એ સંબંધનો ઘસારો બધ થવો જોઇએ. અત્યારે અમે ક્યા ઉભા છીએ, અમારા ખરેખરા હકો ક્યા શરૂ થયા હતા, અને સરકારના હકોનો ક્યા અત આવ્યો હતો તે નક્કી થવુ જોઇએ. જેથી હીંદનુ જે મહાન ભાવિ અત્યારે ઘડાઈ રહ્યું છે, તેમા અમારી જગા ક્યા છે, તેનો અમે અદાજ કાઢી શકીએ.”

## વિવેચન.

આ દલીલની સચોટતા સ્પષ્ટ છે, તેનો એ હેતુ છે કે અમારી ભૂતકાળની સ્થિતિનું ભાન થાય તે સાથે અમારી ભવિષ્યની સ્થિરતા થાય તેમ કરવાની અગત્ય છે. શંકા સ્થાનમાંથી નીકળી નિર્ભય એવી નિર્ણિત જગાએ રાજાઓ ઉભા રહે એવી સ્પષ્ટતા કરવાની જરૂર છે. એ નામદારની ઘણી દલીલો ઉપર સુંદર એવા વિચારો

આપી શકાય એવું છે, પણ ઘણું ખરૂં વિવેચન ચેન્સેલરના ભાષણ ઉપર થઈ ગયું છે એટલે ફરી પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

---

નવાબ સાહેબ ભોપાલઃ—ત્યાર પછી ભોપાલ નરેશે એજ મતલબનું ભાષણ કર્યું હતુ. અને તેમાં ભૂતકાળના ઈતિહાસનાં પાનાઓમાંથી કેટલીક શહાદતો આપી હતી. બટલર કમિટીના રીપોર્ટમા "બ્રિટિશ હીંદના નવા ભવિષ્યના તંત્રમા રાજ્યોની મરજી સિવાય એમને નાખી દઇને એમને ન ગમે તેવો કાઈ સંબંધ બાંધી શકાય નહીં." એમ જે કહ્યું છે, તે માટે તે નામદારે બહુ સંતોષ જાહેર કર્યો હતો. પણ સાથે સાથે સાર્વભૌમત્વ ઉપર દલીલો કરી હતી અને સર લેસ્લી સ્કોટે સાર્વભૌમત્વ કરારી ( Contractual ) છે, એવો જે નવો મુદ્દો ઉભો કર્યો છે, તેને અનુમોદન આપતા વિચારો જણાવ્યા હતા. અને ચૅન્સેલર સાહેબના ભાષણમા સાર્વભૌમત્વ, પ્રથા ( Usage ) વગેરે ઉપર જે કહેવામા આવ્યું છે, તેને ઘણા સજ્જડ અને નવા સ્વરૂપમા વર્ણવવામા આવ્યું હતું.

## વિવેચન.

ભોપાલ નરેશ એક સમર્થ વિચારક છે. મુસલમાન છતાં બધી કોમો ઉપર સરખી દૃષ્ટિથી રાજ્ય કરવું એવી વૃત્તિવાળા છે. કારભારીઓ તાણે તેમ ન તણાઇ જતાં પોતાની વિચારશક્તિ ઉપર મક્કમ રહી શકે એવા એ નરેશ છે કેમકે તેઓ પોતે અલીગઢ યુનિવરસીટીના ગ્રેજ્યુએટ છે. અને રાજા થયા પહેલાં ના. મર્હુમ બેગમ સાહેબાના ત્રીજા પુત્ર હોવાથી સામાન્ય અધિકારમાંથી યોગ્યતા મેળવીને, સ્વહસ્તે રાજ્ય ચલાવી શકાય એવા શક્તિવાળા થયા પછી, તેઓને રાજ્યપદ પ્રાપ્ત થયું છે. એટલે એમના ભાષણમાં રાજાની ભાવના અને કારભારીની બુદ્ધિમત્તા એ બન્નેનો સમન્વય છે.

પતીયાલાં નરેશના વક્તવ્યનું મજબૂત રીતે સમર્થન કરતું એ નામદારનું વક્તવ્ય છે. પરંતુ સાર્વભૌમત્વના સંબંધમાં સર લેસ્લી સ્કૉટના મુદ્દાને અનુમોદન આપતું તેમનું કથન છે કે સાર્વભૌમ સત્તા સરકારની સાથેના કરારનામામાંથી ઉત્પન્ન થઇ છે, તે કથન પૂર્ણાંશે કબૂલ થઇ શકે એવું દેખાતું નથી. એ ખરૂં છે કે હીંદી સરકારની જે સાર્વભૌમ સત્તા બ્રિટિશ હીંદ ઉપર છે, તે દેશી રાજ્યો ઉપર નથી. એવી તે હોઈ શકે પણ નહીં. કારણ કે દેશી રાજ્યો જીતાયેલાં નથી. જેની સાથે કરારથી મિત્રતા થઇ હોય તે મિત્રના

ઉપર રૈયતના ઉપરની સત્તાના જેવી સત્તા કેમ સંભવે ? એટલે યથેચ્છ સાર્વભૌમ સત્તાનો જે દાવો બટલર કમિટી કરે છે, તે ટકી શકે એવો નથી. પરંતુ એમ કહેવું કે રાજ્યો ઉપરની સાર્વભૌમસત્તા એકલા કરારમાંથી જ ઉત્પન્ન થઇ છે, તે બરાબર નથી. કરારમાં માત્ર હીંદની બહારના સંબંધો સરકારને સોંપ્યા છે, અને આંતરવ્યવસ્થા રાજ્યોએ પોતે સ્વતંત્ર રાખી છે એ ખરૂં છે. આ બે મુદ્દા કરારોના પાયામાં સુદૃઢ છે. એટલે હીંદની બહારના સંબંધો ઉપર સરકારની સાર્વભૌમસત્તા એટલે દરજ્જે છે કે તે સંબંધોમાં સરકાર જે કરે તે રાજ્યોએ કબૂલ રાખવું. રાજ્યની અંદરના વ્યવહારમાં સરકારે સાર્વભૌમસત્તા રાખી જ નથી. એટલો સંબંધ માત્ર સાર્વભૌમસત્તાના સવાલ ઉપર કરારમાં છે. પણ તેથી એમ સિદ્ધ નથી થતું કે સરકારની સાર્વભૌમસત્તા કરારાવલંબી જ છે.

સરકારની સાર્વભૌમસત્તા સામાન્ય રીતે સમગ્ર હીંદ ઉપરના તેના સામ્રાજ્યમાં આવી જાય છે. દિલ્હીનો નરેશ, તે હીંદની ઉપરી સત્તા ( Dominant Power ) છે એમ સામાન્યત: કહ્યા વગર ચાલે એવું નથી. અને કોઇ દેશમાં જ્યારે એક સત્તા સર્વોપરિ કબૂલ રખાય, ત્યારે એ સર્વોપરિપણામાં સાર્વભૌમતાના જે અંશો છે, તે કબૂલ કર્યા વિના ચાલે એવું નથી. સર્વોપરિસત્તા, દેશ આખાની આબાદી ઉપર નજર રાખે છે. દેશનો સલાહસંપ એ તેના કબજાની વાત છે. દેશનું સમગ્ર હિત અને શાંતિ, એ રાજ્યની સુવ્યવસ્થા ઉપર આધાર રાખે છે એ સિદ્ધાંત સર્વ કબૂલ કરે એવો છે. એટલે કોઇ રાજ્યની સુવ્યવસ્થામાં ભંગ પડે કે જેના પરિણામે દેશના બીજા ભાગમાં ખરાબ અસર થાય તો ત્યાં સર્વોપરિસત્તા, એવી ગેરવ્યવસ્થા થવા ન પામે એવી સલાહ દેવાને પાત્ર છે. એ વાત જો કબૂલ ન રખાય તો હીંદની સુલેહનો ભંગ થયા વિના રહે નહીં.

અંદરનો વ્યવહાર એટલે રાજ્યની અંદરની વ્યવસ્થા; જેની અસર બહાર ન થાય પણ તે એવી હોય કે જેનો પડઘો બહાર પડીને બીજે ગેરવ્યવસ્થા કરે તો તે અટકાવવા ખાતર અંદરની વ્યવસ્થામાં સરકાર પ્રથમ સલાહ અને પછી યોગ્ય પગલાંથી ઉપાય

લે તો તે સાર્વભૌમતાનું સ્વરૂપ છે, એમ માન્યા વગર છૂટકો નથી. પણ જો કરારી સાર્વભૌમતા હોય, તો રાજ્યની અંદર ગમે તે કરીએ, તેની ગમે તે અસર બહાર થાય " પણ વર્તણુક તો રાજ્યની અંદરની છે માટે કરાર પ્રમાણે સરકાર વચમાં પડી શકતી નથી " એ દલીલ ત્યારે જ માત્ર ચાલી શકે કે જ્યારે " રાજ્યમાં ભય ઉત્પન્ન થાય એવી સ્થિતિ વખતે સરકારે રાજ્યનું રક્ષણ કરવું. " એવી જે બંધણી કરારોમાં સરકાર ઉપર છે તે ન હોય. રાજ્યોને જો યોગ્ય સલાહની જાળમાંથી છૂટવું હોય અને યથેચ્છ વર્તનની તૈયારી હોય તો રક્ષણમાંથી મુક્ત થવાનો પ્રબંધ કરવો જોઇએ પણ એટલું ધ્યાનમાં રાખવા લાયક છે કે એ બંધનમાંથી મુક્ત થનારને વગર સમજણે પણ લોકમતના બંધનમાં ઘસડાઈ જવું પડશે.

આ વિષે સાર્વભૌમ સત્તા ઉપરના ઠરાવ ઉપર વિશેષ કહેવાશે. આ જગાએ તો માત્ર સાર્વભૌમ સત્તા એકલી કરારી નથી. અને તે શા માટે નથી એટલું જ બતાવવાનો મારો પ્રયત્ન છે. જે રાજ્ય સર્વોપરિ હશે તેની તે સત્તા રહેશે, પણ તે આપખુદ હોઇ શકે નહીં. એ સત્તા છે માટે મરજી પ્રમાણે વાપરવી, એ નામંજુર રહેવા જેવી વાત છે. આપણે આપણા પરિઘમાં સર્વોપરિ છીએ કે નહીં તેનુ મનન કર્યા પછી, બીજો બીજાના પરિઘમાં સર્વોપરિ છે કે નહીં તે સવાલ ઉભો કરવો એ ડહાપણ ભરેલી વાત છે.

ત્યારપછી આ ઠરાવ ઉપરનું ભાષણ મહારાજા બીકાનેરે કર્યું હતું; બીકાનેર મહારાજાની રાજકર્તા તરીકેની કારકીર્દિ, એમનો અનુભવ, એમની હીમત, જાતે કામ કરવાની આવડત, એમનું શબ્દચાતુર્ય, શબ્દમાં વિવેકને વણી લેવાની કુશળતા અને સાથે સાથે કહેવાનું હોય તે સ્પષ્ટ કરી દેવાની સાહજિક શકિત અને પોતાના રાજ્યની અંદરના જ્ઞાન ઉપરાંત ઘણાં વર્ષો નરેંદ્રમંડળના ચૅન્સેલર તરીકે રહેવાથી દેશી રાજ્યોના પ્રશ્નોનો મળેલો બહોળો અનુભવ: આ બધું એમને રાજાઓમાં રાજકીય રીતે ( Politically ) અગ્રપદ આપે છે. એટલે તેમનું કથન મનનીય, વિચારણીય, માનનીય, વિરૂદ્ધ વિચાર ધરાવનારને ઘડીભર થંભાવે એવું હોય એમાં નવાઇ નથી. હુ ઇચ્છું છું કે તેમના ભાષણના કેટલાક ખરેખર ઉત્તમ મુદ્દાઓ છે. તેના ઉપર સવિસ્તર વ્યાખ્યાન આપી શકાયું

હોત. આ ઠરાવમાં સમાયેલા સવાલો ઉપર ફરીફરીને ઉહાપોહ થશે, ફરીફરીને સરકારના કાન ઉપર તેના અવાજો આવશે, ફરીફરીને નરેંદ્રમંડળમાં દરેક પ્રશ્ન જુદો જુદો આવશે તે તે પ્રસંગે વિસ્તારથી તેના ઉપર વિવેચન કરવાની તક લેવાશે. અત્યારે તો ટુંકામાં જ કહી શકાય એવું છે.

---

મહારાજા બીકાનેરઃ—પ્રથમ તો હીંદુસ્તાનમા જે નવા રાજકીય ફેરફાર થવાના છે, તેમા હાલના વાઇસરોય સાહેબની હાજરીની જરૂરીઆત બતાવીને બીકાનેર નરેશે એમ ઇચ્છયું કે વાઈસરોય સાહેબ, મુદત પુરી થયા પછી બીજી વધુ મુદત આંહી રહે.

## વિવેચન.

આ ઇચ્છા સર્વમાન્ય રહેવા જેવી છે. ના. વાઇસરોયનું હીંદ ઉપરનું ચાર વર્ષનું રાજ્યપ્રકરણીવર્તન, ગમે તેવી ટીકાઓ સામે શાંત અને સદ્‌ભાવથી જોવાની ટેવ, સવાલોનો ઉકેલ સુલેહસંપથી થતો હોય ત્યાં સુધી સત્તા વાપરવાની અનિચ્છા, સર્વના હકો ઉપર સરખી દૃષ્ટિ, ચર્ચામાં વિવેક અને ગમે તેવા પ્રસંગોને પહોંચી વળવાની તાકાત તથા રાજ્ય ચલાવવાની જ નહીં પણ રાજ્યને સુદૃઢ કરવાની મહાન રાજપુરુષો ( Statesmen ) ના જેવી વિશાળ બુદ્ધિ એ બધું જોતા શહેનશાહ અને હીંદનું હિત ઇચ્છનાર હરકોઈ માણુસ હાલની ધમાલ શાંતિથી પુરી થાય અને લોક સંતોષથી સ્થિર થાય ત્યાં સુધી ના. વાઇસરોય હીંદમાં રહે એમ ઇચ્છે તો તે સ્વાભાવિક છે. બટલર કમિટીને અંગે બીજાઓ જે બહુ નિરાશાભરેલા વિચારો કરી રહ્યા છે, તેની સાથે પોતે કેટલેક દરજ્જે મળતા આવ્યા નથી. સર હારકોર્ટ બટલરનો મહાન અનુભવ, રાજ્યો પ્રતિની તેની સહાનુભૂતિ ભરેલી લાગણી અને તેની કારકીર્દિ ઉપર વિશ્વાસ રાખીને પોતાથી બનતું કર્યું છે એમ માનતા છતાં એ કમિટીના રિપોર્ટની કેટલીક બાબતો જેવી કે સાર્વભૌમત્વ અને હસ્તક્ષેપ, એ સંબંધમાં તો તેઓ બીજાની સાથે મળતા આવ્યા હતા

---

ના મહારાજા બીકાનેર'—"ખરો રજપુત પાચ સિદ્ધાંતોને જીદગીથી પણ અમુલ્ય ગણે છે, એમ એમણે કહ્યું હતુ. તે સિદ્ધાંતો જાણવા જેવા છે. તે એ કે (૧) પોતાનુ સ્વમાન-મોભો, (૨) પોતાની સ્ત્રીઓ અને કુટુંબનુ સ્વમાન-મોભો અને સહીસલામતી (૩) રાજ્યની જમીન જેમા સામાન્યતઃ પોતાની દરેક જાતની મીલકતોનો જ નહીં પણ પોતાના હક્કોનો, પોતાના બીજા હિતોનો અને પોતાના બધી જાતના મંજુર રહેલા સ્વાર્થોનો, (૪) પોતાના હથીઆરો, (૫) પોતાના અશ્વો; આ બધી વાતો હીંદી સંસ્કૃતિવાળા દરેક રાજાને સંરક્ષણીય છે, તે વાત સર્વમાન્ય છે. રાજાની પદવીને દીપાવનાર કોઇદેશના રાજાને માટે આ સિદ્ધાંતો જીદગીથી પણ વધારે રક્ષવા યોગ્ય છે."

આ પાચ બાબતો ઉપર ધ્યાન ખેંચીને એ નરેશે કહ્યું કે "બધા નરેશો આવું જ માગે છે. કારણ કે એ તેમનુ સ્વકીય હતુ. કરારોમા તે રહેવા દીધેલુ છે અને ધીમે ધીમે પાછળથી તેમા અતિક્રમણ થયુ છે. હવે જ્યારે હીંદનુ નવુ બધારણ ઘડાય છે, ત્યારે એ નવા ઘડતર વખતે અમારૂ જે છે, તે તો અબાધ્ય રહેવુ જોઇએ. એમણે ઉમેર્યું કે આત્મા વિનાનું બધારણ (Red tape) જેમા મગજ અને અંતઃકરણને ભોગે સરકારી રાહ (Official Procedure) જે સરદારી ભોગવે છે તે અયોગ્ય છે.

## વિવેચન.

કેવી સુંદર, કેવી દઢતા ભરેલી, કેવી શોભાસ્પદ અને ગમે તેના હૃદયને અસર કરે તેવી આ દલીલો છે? સરકારને જરૂર વિચારણીય છે.

લાંબો વખત સત્તા ભોગવવાને લીધે ભૂતકાળનું વિસ્મરણ થઇ જાય છે, અને મિત્રો જાણે તાબેદાર હોય એવું ભાન થઇ જાય છે, એ મનુષ્ય ખાસીયતના સમર્થનમાં ૧૯૧૭ માં તે વખતના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જે કહેલું વાક્ય તેમણે ટાંક્યું હતું. જે એકલું સરકારને લાગુ પડતું નથી. રાજા સાહેબોને પણ લાગુ પડે એવું, ધ્યાનમાં રાખવા, યોગ્ય તેમજ નાના મોટા દરેક સત્તાધીશને મનન કરવા યોગ્ય છે. તેમ તે સતત નજર આગળ રહે તો બધો વ્યવહાર સુખરૂપ ચાલ્યા કરે એવી શક્તિવાળું છે. તે વાક્ય આ છે.

"એક જ દિશામાં વહ્યાં જતાં મન ઉંડા ચીલા જેવાં થઈ જાય છે. જેમ મન વધારે મોટાં તેમ તેના ચીલા વધારે ઉંડા પડે છે. આવા ઉંડા અને જુના ચીલામાં ખુંચી ગયેલાં ગાડાંઓને બહાર કાઢવાને માટે માણસને નવાં, તાજાં મનોની જરૂર છે."

બીકાનેર નરેશે સરકારના ચીલાઓની વાત કરી છે. ખરેખર તે ઘણા ઉંડા છે. તેમાં ખુતેલાં ગાડાંઓ, એટલે હાલના ઉપસ્થિત થએલા ભારવાળા સવાલોને ભાગ્યા તોડ્યા વિના બહાર કાઢવા હશે તો જરૂર તેઓ કહે છે, તેમ નવાં મનોને દાખલ કરવાં જોઇશે. પણ આ વાત એકલી સરકારને લાગુ પાડીને બેસી રહેવા જેવું નથી. દેશી રાજ્યોના વ્યવહારમાં પણ એવા ઘણા ઉંડા ચીલા પડી ગયા છે. તેમાંથી આપણાં ગાડાંઓ પણ સુરક્ષિત બહાર નીકળે એવા પ્રયત્નની જરૂર છે. આપણે પણ સરકારની માફક એક ઘરેડમાં ચાલ્યા ગયા છીએ. તે ઘરેડ આપણી રાજ્ય પદ્ધતિ છે. પણ રાજ્ય વ્યવહાર હમેશાં બદલાતો પ્રવાહ છે. અને લોકસ્થિતિને ધ્યાનમાં રાખીને જેઓ એ પ્રવાહને વાળતા નથી તેઓને ઘરેડના ચીલામાંથી આપણાં ગાડાં કાઢવાં ઘણીવાર મુશ્કેલ પડે છે, તે વાત ધ્યાનમાં રાખીએ તો બીજા માટે વાપરેલી શિખામણ આપણને પણ ઉપયોગી થઇ પડે.

બહુ જ સુંદર રીતે અપાયેલો બીકાનેર નરેશનો આ ઉપદેશ આપણને માન્ય રહેશે તો બીજાને પરાણે માન્ય કરાવવાની હીંમત ઉત્પન્ન થશે. લૉર્ડ અરવીને ૧૯૨૭ ની રાજાઓ સાથેની રાઉન્ડટેબલ-કોન્ફરંસ વખતે બહુ જ વિવેકથી વિનવ્યું હતું કે "સરકારી હસ્તક્ષેપની આપ નામદારો ફરીઆદ કરો છો, તો મહેરબાની કરી તમારી અંતર વ્યવસ્થા એવી કરી નાખોને કે જેથી કરીને જેમ બને તેમ ઓછી દરમિયાનગીરી કરવાની ફરજ સરકારને પડે." આ એકલો વિવેક ન હતો એ ત્યાં હાજર રહેનાર દરેકને લાગ્યું હતું. એમાં ખરેખર શુભેચ્છા હતી અને નાહકની દરમિયાનગીરી ન કરવી પડે એવી સાફ મનોવૃત્તિ હતી.

બીકાનેર નરેશે તે વખતે પોતાની લાક્ષણિક તત્પરતાથી લાગણી ભરેલો અને વિવેક ભરેલો જવાબ આપ્યો હતો કેઃ—

"રાજાઓના ખાનગી ખર્ચ, નોકરીઆત વર્ગની સલામતી, ન્યાયમાં વચ્ચે ન પડવાની યોજના, લોક સલામતી માટે પોલીસની સુંદર વ્યવસ્થા વગેરે સુધારાઓ રાજ્યો સ્વેચ્છાથી પોતાના જ હિત ખાતર કરે છે. અને જ્યાં તે નહીં હોય ત્યાં જરૂર થાય, એવો

પ્રબંધ નરેંદ્રમંડળ કરશે." વાઇસરોયની સલાહ અને નરેશોની તેને અનુમોદન આપવાની આ તત્પરતા તે જુના ચીલાઓની ઘાંચમાંથી નીકળવાનો સીધો અને સચોટ રસ્તો છે. રાજ્યોના ચીલાઓ સાફ થયા કે સરકારના ચીલાઓ ટકી શકે નહીં.

---

ના. મહારાજા બીકાનેરઃ–ત્યાર પછી ૧૯૧૬ થી ૧૯૧૮ સુધી સરકાર અને રાજ્યો વચ્ચે અખંડ સહાનુભુતિ ભરેલા વ્યવહારને સંબોધીને પોતે કહ્યું હતુ કે "અમને જે મુશ્કેલી જણાય છે, તે એ છે કે જુદે જુદે વખતે આવતા અધિકારીઓ, ફરતા વાઈસરોય, ફરતા પોલીટીકલ સેક્રેટરીઓ અને ફરતા હીંદી પ્રધાનોના તરંગો અને માનસને લીધે કોઇપણ સ્થાઇ નીતિને બદલે ગમે ત્યારે ગમે તેમ થઈ બેસે એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે તે તો મટવી ઘટે. કારણ કે એમ ન થવાને લીધે ગમે ત્યારે ગમે તેવુ થઈ બેસવાની પદ્ધતિથી પરસ્પરમા ઘણો અવિશ્વાસ ઉત્પન્ન થાય છે, ઘણી નાસીપાસી જન્મ પામે છે અને ઘણી મુશ્કેલી ઉભી થાય છે કે જેનો ઉપાય પાછળથી કોઈ સહાનુભુતિ ભરેલા વાઈસરોય કે અધિકારી આવે તો પણ પડી ગયેલા ચીલામાથી બહાર નીકળવાની હીંમત કરી શકતા નથી. આ બધું સુધરવુ જોઇએ અને તહનામાઓ તથા શાહી ઢંઢેરાઓને માન મળવુ જોઇએ."

## વિવેચન.

ઇતિહાસના જ્ઞાનવાળા આ નરેશે જુદા જુદા દેશોના રાજદ્વારી પુરુષોના વિચારો ઉપર દૃષ્ટિ નાંખનાર જનરલ સ્મટ્સનું એક ઘણું સુંદર વચન ટાંક્યું હતુ તે દરેક રાજદ્વારી પુરુષને મનન કરવા જેવું હોવાને લીધે જગા રોકાવાને ભોગે પણ અહીં આપી દઉં છું.

"યુરોપની પ્રગતિને ઉત્પન્ન કરતી જે હાલની રાજદ્વારી સંસ્થાઓ ઉભી થઇ છે, તેનો જ માત્ર વિચાર કરવાનો પ્રયત્ન કરવો એ યોગ્ય નથી. શહેનશાહત, એ આજસુધી આપણે જોયું છે તેના કરતાં અને પુસ્તકોમાં વાંચ્યું છે, તેના કરતાં બહુ મોટું અને જુદા પ્રકારનું એવું બંધારણ છે; આટલાં વર્ષો સુધી જે રાજકીય મુળાક્ષરો આપણે ભણ્યા છીએ, અને જેમાં વખતો વખત સુધારો થતો ગયો છે, તે આજ લાગુ પડે એવા નથી. અને ભવિષ્યની ગુંચોને તે ઉકેલી શકે એવા નથી. આપણે ભૂતપ્રથા ( Precedents ) ની પાછળ દોરાવું ઘટે નહીં. કારણ કે પ્રથા, એ આપણે ઉત્પન્ન કરીએ છીએ. મારી ખાત્રી છે કે ભૂત પ્રથાઓમાંથી અને ઘડાઈ ગયેલા જુના

આદર્શોમાંથી આપણે આપણાં મનને સ્વચ્છ કરીને બહાર કાઢી શકીએ, તો થોડાં વર્ષમાં આપણે એવું રાજ્યબંધારણ અને તંત્ર ઘડી કાઢીએ કે જે આપણી બધી મુશ્કેલીઓને પહોંચી વળી શકે. ”

જનરલ સ્મટ્સ આ જમાનાનો એક મહાન રાજ્યપુરુષ છે. દક્ષિણ આફ્રિકાનો એક વખતનો સમર્થ રાજકર્ત્તા હતો. બ્રિટિશ રાજ્યને પણ પોતાના વિચારો હીંમતથી અને શહેનશાહતના હિતના સમજીને કહી શકે એવી તે ધૃષ્ટતા ધરાવે છે. પોતાના કથનની અસર કોના ઉપર કેવી થશે તનો વિચાર કરવાની દરકાર વિના તેમાં સમાયેલા નૈસર્ગિક સત્યને ખાતર જ તે પોતાના અંતઃકરણના ભાવને ખુલ્લા શબ્દોમાં કહી નાંખે છે. અને એટલા જ માટે તેનાં ઘણાં કથનો જગતનાં બધાં રાજ્યતંત્રોને લાગુ પડે તેવાં હોય છે. એનું ઉપલું વાક્ય બીકાનેર નરેશે શાહી સરકારને મનન કરવા માટે કહ્યું છે, તેનો ખરો ઉપયોગ થશે એમ સૌ કોઇ સમજે પણ સાથે સાથે એમ પણ ઇચ્છે કે જો સરકાર જેવી મોટી સત્તાને આ સત્ય મનન કરવા યોગ્ય છે તો પછી તે જ પાઠ રાજ્યોને પણ હિતકારક છે. રાજ્યોએ પણ જુની ઘરેડમાંથી અને બંધાઇ ગએલાં જુના માનસમાંથી નીકળીને નવાં માનસો ઘડવાની તેટલી જ આવશ્યક્તા છે. તેમ દેશી રાજ્યનો દરેક હિતેચ્છુ જેમ ઇચ્છે તેમ દરેક નરેશ યોગ્ય ધારે.

રાજ્યોની પ્રજા, ખરેખર ભાવના પૂર્વક એમ ઈચ્છે કે નરેશો સરકારને કહે છે, તેવું પોતે કરે તો કેવું સારૂં ?

બીજી સુંદર વાત બીકાનેર નરેશે કહી તે એ છે કે “ નાનાં હૃદયો અને મોટું રાજ્ય એ બેનો યોગ અઘટિત છે ” આ ઇતિહાસનું જુનું વાક્ય છે. છતાં સર્વદેશી હોઇ સર્વ કાળમાં લાગુ પડે એવું છે. આ વાક્ય કહીને એવી ઈચ્છા બતાવી કે નાનાં મોટાં, ગરીબ અને ધનાઢ્ય, અગત્યનાં અને ઓછી અગત્યનાં બધાં રાજ્યોના સંબંધમાં ના. વાઇસરોય તથા પોલીટીકલ સેક્રેટરી સર ચાર્લ્સ વૉટસન પોતાના પછી આવનારાઓ માટે એક એવો વારસો મુકી જાય કે જે રાજ્યોને ભેળસેળ વગરનો સંતોષ આપે અને હાલની અનિશ્ચિત તથા ઘડીકમાં કંઈક અને ઘડીકમાં

કંઈક એવા સિદ્ધાંતો દાખલ કરતી રાજ્યનીતિની ચિંતા અને ફીકરમાંથી દેશી રાજ્યોને મુકત કરે. ”

આ ઈચ્છા અમાન્ય રહી શકે એવી નથી. જરૂર તેનો તોડ આવશે. કહેવું ક્ષંતવ્ય મનાશે કે “ નાનાં મન અને મોટું રાજ્ય એ બે સાથે રહી શકે નહીં ” એ દરેક રાજ્યમાં અને દરેક અધિકારી વર્ગમાં, જેમ બીજાના સબંધમાં તેમ પોતાના સંબંધમાં લાગુ પડતી વાત છે, તે ઉપર કૃપા કરી દૃષ્ટિ રહે, તો જેમ સરકાર તરફની જે ચિંતા અને ફીકરમાથી આપણે મુક્ત થવા ઇચ્છીએ છીએ તેમ આપણી પ્રજા અને હાથ નીચેના ભાયાતો અને અધિકારીઓ પણ એ ચિંતા અને ફીકરમાથી મુકત રહી શકે. આમ થાય તો તેમની મુકિત રાજ્યના પાયાઓને દૃઢ કરશે અને હીંદને અનુકુળ એવી દેશી રાજય સંસ્થાઓ ટકાવી રાખશે.

મુસદ્દીગીરીને ( Diplomacy ) હાલના રાજયતંત્રમાં એક અગત્યની વસ્તુ ગણવામાં આવે છે. તે પશ્ચિમની સંસ્કૃતિ છે. પૂર્વમાં તો રાજ્યધર્મનાં સત્ય અને સમદૃષ્ટિ એ બે જ મુખ્ય અંગો ગણ્યા છે. પણ પશ્ચિમના સંસર્ગમાં આવ્યા પછી “રાજ્યકુનેહ”નો પાસ હીંદના અધિકારીઓમાં અને રાજ્ય મંડળમાં પેઠો છે; એ કુનેહ અનિચ્છનીય છે એમ ઘણાં સ્વતંત્ર મગજો માનતાં આવ્યાં છે પણ રાજકીય પુરૂષોને તે અગત્યની વસ્તુ ભાસે છે. તેમાં જ્યારે મહારાજા બીકાનેર જેવા રાજ્યનીતિજ્ઞ, રાજ્યકુનેહની અવગણના કરે ત્યારે એ જાણીને દરેક શુદ્ધ હૃદયનો હીંદી ખરેખર ખુશી થયા વગર રહે નહીં.

રાજ્યકુનેહના સંબંધમાં ૧૯૧૯ માં તે નામદારે એક ભાષણમાં ઈસારો કર્યો હતો, તેમાંનો એક ફકરો આ વખતે તેમણે વાંચી સંભળાવ્યો હતો, તે મનનીય હોઇ નીચે આપ્યો છે.

“ અમે નિખાલસતા, રાજ્યભકિત, ઉદારતા અને શુભેચ્છાથી દોરવાયેલા હોઇને આપણી વચ્ચે પેલી ભયંકર રાજ્યનીતિની છાની મુસદ્દીગીરી ( Secret Diplomacy ) ની જરૂર નથી. આપણે ભૂતકાળમાં સાથે ઉભા રહ્યા છીએ અને ઘણાં તોફાનોમાંથી પસાર થયા છીએ આપણે આશા રાખીએ છીએ કે શાંતિ અને આબાદી

( Peace and Prosperity ) નો લાંબો કાળ આપણા નસીબમાં છે. પણ કમભાગ્યે નસીબ ચલિત ( Fickle ) નીવડે, ફરીથી બહારના આક્રમણ કે દેશની અંદરની અશાંતિનો સામનો કરવો પડે, બોલ્શેવિઝમના ભયની સામે લડવું પડે અથવા કોઈ મૂર્ખ, અજ્ઞાનશત્રુના હુમલાને પાછો હઠાવવો પડે તો બ્રિટિશ સરકાર અને રાજાઓ ચોક્સ એક બીજાના ખભા દબાવીને જરૂર સાથે ઉભા રહેશે. આપણા મહાન શહેનશાહ તરફની ભક્તિ અને પુજ્ય બુદ્ધિથી સંગઠિત થઇને, ગમે તેવું આવી પડે તો પણ આ પરસ્પરની એકતા સજીવન રહેશે અને ગમે તે મુશ્કેલીઓની સામે ટકી શકશે. ”

મહારાજા બીકાનેરની રાજ્યભક્તિ હૃદયપૂર્વકની હોઇ સુંદર શબ્દોમાં તે બતાવી શકે છે અને તે રાજ્યભક્તિ બતાવતાં તાબેદારીની નમ્રતા નહીં પણ સહકારની ગંભીરતા અને રાજાઓના મોભાનું સરખાપણું બતાવી શકે છે. રાજાઓ તરફથી યોગ્ય માગણીઓ કરતાં કરતાં સરકારની આંખ એની પોતાની ફરજો ઉપર બહુ ચાલાકીથી તેઓ દોરવી શકે છે. એનો દાખલો બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોને લાગુ પડે એવું મી. રામસે મેકડોનલ્ડનું નીચેનું વાક્ય ટાંકીને તેમણે બતાવી આપ્યો છે.

“ હીંદ એક જુની દુનિયા છે. સુધારામાં, તત્વજ્ઞાનમાં, ધર્મમાં અને સંસ્કૃતિમાં એ પ્રાચીન છે. અને પશ્ચિમની પ્રજામાં જે ભૌતિક સત્તા છે, તેને મુકાબલે તે અશક્ત છે છતાં આપણે જેને ઊંઘમાં પડેલી દુનિયા માનતા હતા તે હવે જાગૃત થવા લાગી છે અને પોતાનું પ્રજાકીય સ્વમાન શું તે સમજવા લાગી છે. આપણાથી જ શિક્ષિત થએલી એ પ્રજા આપણા વિચારોને આપણી દૃષ્ટિ આગળ ખડા કરે છે. અને આપણાં કૃત્યોની જ અસર એના ઉપર થઇ છે, સેંકડો વર્ષમાં જે સ્વાતંત્ર્યને આપણે આપણે માટે પોષી રહ્યા છીએ તે સ્વાતંત્ર્ય, હીંદ, દાન તરીકે નહીં પણ આપણાં હૃદયો પ્રકાશવાળાં છે, એ દલીલથી માગી રહ્યું છે. ત્યારે આ માગણીને સંતોષવામાં ન કાઢવો જોઇએ તેટલો લાંબો કાળ આપણે કાઢી નાંખીએ તો તેમાં ભયછે.” આ બે અવતરણો કહીને બીકાનેર નરેશે કહ્યું કેઃ—

"આ મનોવૃત્તિ બ્રિટિશ હીંદ અને હીંદી હીંદને ઉત્તેજી રહી છે. અને એટલામાટે સરકાર અને રાજ્યો વચ્ચે જે કાંઈ નિર્ણિત વિષયો થવાના છે તથા બટલર રિપોર્ટ સંબંધે અને ગોળમેજી પરિષદ સમક્ષ જે અગત્યના મુદ્દાઓ ચર્ચાવાના સંબંધે રામ્સે મેકડોનલ્ડના વાક્યના શબ્દમાં હું એટલું જ કહીશ કે, **"છેવટ સુધી હું તો આશાવાદી જ રહીશ."**

બીકાનેર નરેશે આ છેલ્લા બે અવતરણમાં શું અને કેટલું બધું કહી દીધું છે તે વાચનાર સહજ સમજી શકશે.

---

નવાબ સાહેબ માલરકોટલા—ત્યાર પછી માલરકોટલાના નવાબ સાહેબ થોડુ બોલ્યા હતા. બીજા નરેશો જે કહી ગયા છે, તે મતલબનો શિષ્ટાચાર કર્યા પછી તેમણે ઉમેર્યું કે "હીંદનો જુનો ઇતિહાસ ખ્યાલમા રાખીને બ્રિટિશ હીંદમા જે જવાબદાર રાજ્યતંત્ર રચાય તેની સાથેનો સબધ રાજાઓને પૂછયા સિવાય બીજા ઓને સુપ્રત થઈ શકે નહી. બીજી વાત જે એમણે કહી તે એ કે હાલ રાજ્યોન વિભાગ, મોટા નાના અને એથી નાના એવા અચોક્કસ શબ્દોમા વર્ણવાય છે. તેને બદલે બટલર કમિટિના ૧૧ મા પેરેગ્રાફમા કમિટીએ જે વર્ગીકરણ કર્યું છે, તે પ્રમાણે થાય તો તે ઈચ્છવા લાયક છે, કમિટીએ એ વર્ગીકરણમા:—

(૧) પોતાના હકથી નરેદ્ર મડળના જે સભ્યો હોય તે રાજાઓ,

(૨) નરેદ્ર મડળમા જે ચુટાયલા નરેશો બેસે છે, તેને ચુટનારા રાજ્યો,

(૩) તાલુકદારો, જાગીરદારો અને બીજા. એ પ્રમાણે સૂચવેલ છે.

ત્યારપછી સાર્વભૌમત્વ અને હસ્તક્ષેપના સબધમા બીજા રાજાસાહેબો જેવાજ વિચારો તેમણે જણાવ્યા હતા. અને ઉમેર્યું હતું કે "ગોળમેજી પરિષદમાં જે ઉહાપોહ થાય તેનો લાભ નાના મોટા બધાં રાજ્યોને અને ખાસ કરીને નરેદ્ર મડળના સભ્યોને સરખી રીતે મળવો જોઇએ. અને બટલર કમિટીના ૮૮ મા પેરેગ્રાફમા બદરી જગાતમાથી નરેદ્રમંડળના બધા રાજાઓને મુક્ત કરવા જોઈએ એમ જે કહેવામા આવ્યુ છે, એજ વિવેક નરેદ્રમંડળમા જે રાજ્યોએ ચુંટીને સભ્યો મોકલ્યા છે તે બધા રાજ્યોને બતાવી શકાય તો ઘણું સારૂ."

ના. મહારાજા, અલવર:—અલવરના મહારાજા સાહેબ ત્યારપછી બોલ્યા હતા. એમણે શરૂઆત બહુ સરસ રીતે કરી. બટલર કમિટી નીમવાની બાબતમા પોતાનો હાથ હતો, એ વાત બહુ સુદર રીતે એમણે કહી. લૉર્ડ બેકનની રચના પૈડા ઉપર બેઠેલી એક માખીની વાત છે, જેમા એક કવિ માખીના શબ્દો વાપરે છે કે "ઓહો

હુ કટલી બધી ધુળ ઉરાડુ છું." એ શબ્દો વાપરીને ના. વાઈસરોય પધાર્યા ત્યારે શરૂઆતમા સીમલામા તેમના મહેલમા એક કમિટી નિમવાનું પોતે સૂચન કરેલુ તેનો ઈસારો કર્યો. અને પછી એવી કમિટી તુરતમા નીમાઈ તે માટે ના૦ વાઈસરોયનો ઉપકાર માન્યો. ત્યાર પછી કમિટીએ જે કામ કર્યું તેનુ ટૂંકા શબ્દોમા દિગ્દર્શન કરાવ્યુ. પોતે કહ્યુ કે બટલર કમિટીએ ટુકામા બે નિર્ણયો આપ્યા છે.

(૧) દેશી રાજ્યોની સ્થિતિ વિષે

(૨) દેશી રાજ્યોના આર્થિક હકો વિષે.

પોતે કહ્યુ કે "પહેલા મુદ્દા સબધી તો બટલર કમિટીએ માત્ર એટલું જ કહ્યું છે કે 'જેમ આગળ ઘણા નિષ્ફળ થયા છે, તેમ આપણે પણ દેશી રાજ્યોની સ્થિતિની સ્પષ્ટ વ્યાખ્યા આપવાને નિષ્ફળ થયા છીએ. અને આર્થિક સવાલોના સબધમા તો અમે એક કમિટી નિમવાની ભલામણ કરી છે.' સાર્વભૌમસત્તા અને આપખુદીના વિષયો ઉપર જુદા જુદા ઠરાવો આવવાના હોઈ એ વિષે પોતે કાઈ અત્યારે કહેવા માગતા નથી, એમ કરીને ટુકુ પતાવ્યુ તથા સર હારકોર્ટ બટલર માટે, એમની શક્તિ માટે અને દેશી રાજ્યો તરફની એમની સહાનુભુતિ માટે પોતે સ્તુતિપૂર્વક સતોષ બતાવ્યો. બટલર કમિટીના આખા રિપોર્ટમા જે એક બીજાથી વિરૂદ્ધ વાક્યો ક્યાક ક્યાક આવી ગયા છે, તે બધા ઉપર સાહિત્યની દૃષ્ટિએ વિચાર કરનાર જે સુદર ભાષામા ટીકા કરી શકે એવી ટીકા કરી. તેમ એક ખરેખર, ડહાપણભરેલુ સૂચન કર્યું કે ગોળમેજી પરિષદ થવાની છે ત્યા બટલર કમિટીમા ચર્ચાયેલી બધી બાબતો પર વિચાર થશે અને એ પરિષદમા બેસનારા પ્રધાનો કે બીજા ગૃહસ્થો આપણે અહી જે કરશુ તે ભાગ્યેજ વાચશે એટલે અત્યારે કાઈ પણ સુચના એ વિશે કરવી તેની ઉપયોગિતામા હુ માનતો નથી. એટલે ટુકામા એટલુ કહેવું બસ છે કે બટલર કમિટીએ જે કાઇ બધુ કહી નાખ્યુ છે, તે સઘળુ જ અમારે માન્ય નથી. અને અમે આશા રાખીએ છીએ કે સરકારની સાથેના અમારા સબધો ઉપર એ કમિટીનો એ છેલ્લો અક્ષર નથી. ખરેખર, ગોળમેજી પરિષદમા આ ચર્ચા થવાની છે, તો એ છેલ્લો અક્ષર હોઇ શકે પણ નહીં."

ત્યાર પછી ટુકા ટુકા પણ ખરા અર્થથી ભરેલા વાક્યોમા બટલર કમિટીનાં જુદા જુદા પેરેગ્રાફમા વાધા ભરેલી જે બાબતો હતી અને જે બીજા રાજા સાહેબોના ભાષણમા ઘણીખરી આવી ગઈ છે તે વિષે એ નરેશ ઈસારો કરી ગયા.

"(૧) રાજ્યો અને સરકાર પરસ્પર સહાનુભુતિવાળા મૈત્રી સબધ ધરાવનારાં છે. (૨) દેશી રાજ્યો એ, હીંદી હીંદ છે. (૩) બ્રિટિશ હીંદનો હીંદી હીંદ ભાગ નથી અને બ્રિટિશ કાયદાથી તેના ઉપર અમલ થતો નથી. (૪) સધીઓ બધી તાજ સાથે થયેલી છે અને તાજ સાથેનો એ સબંધ રાજ્યોની મરજી વગર હીંદી ધારાસભાઓના બધારણમા એને સુપ્રત કરી શકાય નહીં. આ ટુકા અને તેથી વધારે અસ-

રક્ષારક વાક્યો એમણે બહુ સારી રીતે કહી દીધા તથા બીકાનેર નરેશના ભાષણમાનુ એકવાક્ય ટાકીને કહ્યુ કે બટલર કમિટીનો રીપોર્ટ એ આ સવાલનો અત નહીં પણ માત્ર શરૂઆત છે.' એમણે ઉમેર્યું કે એ રિપોર્ટ આપણી સમક્ષ પૂર્ણ થએલુ એવુ મકાન ખડુ કરતો નથી, કે જેથી આપણે ઉદાસ થવુ પડે. એ તો માત્ર એવુ કાઈક છે, કે જેના ઉપર આપણે હજી ઘણુ બાધવાનુ છે. એ માત્ર પાયો છે. જો આપણે હોશિઆર બાધનારા હોઇએ, તો બન્ને પક્ષને તેમાથી ઘણુ હિતકારક મળી શકે. ગોળમેજી પરિષદ મળશે ત્યારે ખૂબ લાબી લાબી વાતો થશે અને કેટલાક જવાળામુખી જેવા ધડાકા પણ થશે. વખતે ધગધગતો લાવા રસ પણ વહે. અને મોટા જથ્થામા વહે. પણ પછી બધુ શાત થશે ત્યારે એ જાણે હવામા ઉડી ગયુ હોય એવુ દેખાશે. એ મોટા પર્વતના તોફાનમાથી તપાસમા અતે નાનો ઉંદરડો જ નીકળી આવે અને તેના શરીરનો ½ ભાગ લાલ તથા ½ ભાગ પીળો રગાયેલો હશે. પછી તે ઉંદરડો કયા પરાક્રમ કરે છે, તે આપણે જોશુ. હુ આશા રાખુ છુ કે જે પર્વતમાથી એ ઉંદર નીકળ્યો તે મહાન પર્વતની પાસે ઘુટણીએ પડીને જે પ્રાર્થનાઓ આપણે કરી રહ્યા હતા ને પ્રાર્થનાના મૂળમા જે આશાઓ આપણે રાખી હતી તે આશાઓ એ ઉંદરડો પુરી કરશે."

## વિવેચન.

અલવર નરેશનાં ભાષણો જેમ મનનીય હોય છે, જેમ શબ્દ રચનામાં વિદ્વત્તાભરેલાં હોય છે, તેમ અસરમાં સચોટ અસર કરે તેવાં તથા પોતાના અને સામા પક્ષના હૃદયમાં પેસી જાય એવાં હોય છે. એમની એક ખૂબી એ છે કે એ બધું તેઓ તત્કાળ, તૈયારી વગર અને સમયોચિત બોલી શકવાની શક્તિ ધરાવે છે. તથા તેમની એ શક્તિની તત્પરતા જ એમનાં ભાષણોને બહુ માર્મિક, ચમત્કારિક અને અસરવાળાં કરે છે. એ ભાષણો, વાંચવા કરતાં સાંભળવામાં બહુ આનંદ આપે છે. આ સિવાય બીજાં ભાષણો એમનાં આવશે, ત્યારે આપણે જોશું કે તે બધી દૃષ્ટિમાં કેવી ખૂબી છે.

---

ના. વાઈસરોયઃ—છેવટે ના. વાઇસરોયે આ ઠરાવનો ઉપસહાર કર્યો. એમનું ભાષણ આ વખતના બધા ઠરાવો ઉપરના ભાષણોની માફક ટૂંકું અને ટચ હતુ. શબ્દ પ્રયોગમા નહીં પણ હૃદયોર્મિના પ્રામાણિકપણામા તે નામદાર માને છે. એટલે લબાણથી નહીં પણ કહેવાની વાત બરાબર સમજાય એવા સાદા શબ્દોમા કહી નાખે છે. એટલે આ વખતે એમણે કહ્યુ કેઃ—

"જે હજી એક બે દિવસ રહ્યા છે, તેમા આને લગતા બીજા ઠરાવો આવ-

વાના છે. એટલે હુ વિશેષ કહેવા માગતો નથી. પણ મને કહેવામા જરાય આનાકાની નથી કે આજે થએલા ભાષણો ઘણા જ રસિક હતા અને હુ આશા રાખુ છું કે ઉપયોગી પણ હતા, બટલર કમિટીના રિપોર્ટની જે બાબતો ઉપર તમે મળતા આવતા નથી તે ઉપર ખુલ્લા શબ્દોમા તમારા વિચારો આપવામા તમે પાછા હઠયા નથી. મારી તરફથી પણ હુ એવાજ ખુલ્લા દીલથી કબૂલ કરૂ છુ કે એમાના ઘણા મુદ્દાઓ ઉપર હુ એવા જ જોરથી બોલ્યો હોત. અને છતા જુદા નિર્ણય ઉપર આવ્યો હોત! આહીયા જે ચર્ચા થઈ છે, તેમા ફાયદા સિવાય બીજુ કાંઈ મેં જોયુ નથી, એમ હુ માનુ છુ. એક બીજાને સગત એવા બીજા ઠરાવો હજી આવવાના છે અને એ ઉપર હુ આજે જે કહુ છુ તે ફરી ફરીને કહેવા ઇચ્છતો નથી. માટે વાત ટુકી થાય એટલા માટે આજે જાહેર કરી દઉ છુ કે હવેથી આપ નામદારો જે કાંઈ કહેશો તેની માત્ર નોધ લેનાર—એક સમજુ સાભળનાર ( Intelligent listener ) તરીકે જ હુ રહીશ. કારણકે આપ નામદારોએ કહ્યુ છે, તેમ રાજ્યનીતિના જે સવાલો હજી ચર્ચાની પહેલી સ્થિતિમા છે, તે વિષે નિર્ણય આપીને હીદી સરકાર કે હીંદી પ્રધાનને હુ બધન કરવા માગતો નથી. મહારાજા અલ્વરે જે એક વાકય ઉપર ભાર મૂકયો છે, તે ઉપર હું પણ ભાર મૂકુ છુ કે આ બધુ તો હજી પગથીયુ છે. આપણે ચર્ચા અને ઉહાપોહના અતમા નહી પણ પ્રથમ પગથીએ ઉભા છીએ. અને હુ એમ આશા રાખુ છુ કે રાજા સાહેબો, તેમ ઇંગ્લેંડની સરકારને આ બધી બાબતોનો પુખ્તપણે વિચાર કરવાની પુષ્કળ તકો રહેશે. જેને અતે મળતા આવીએ એવા પરિણામ ઉપર મોટે ભાગે આપણે આવી શકશુ."

"સર હારકોર્ટ બટલર એક ઘણીજ વિચારશીલ વ્યક્તિ છે. આપણે કબૂલ કરવુ ઘટે કે એમનો રિપોર્ટ સાર્વત્રિક સતોષ આપી શકે એવુ ભાગ્યે જ બને. મનુષ્ય જીવનના ઇતિહાસમા આવી વસ્તુઓનો અસભવ છે. તેમ સર હારકોર્ટ બટલરે પોતે પણ મને ખાનગી વાતચીત પ્રસગે કહ્યુ છે, કે આપણે આજે જે ચર્ચાઓ કરી રહ્યા છીએ, તે ચર્ચા ઉત્તેજીત થાય તે વિચારથી જ જેટલી બની શકે એટલી હકીકત જ માત્ર એમણે ભેળી કરી છે."

"તમે બટલર કમિટીની બધી ભલામણો સાથે મળતા આવતા હો કે ન હો. તમે એમ ઇચ્છયુ હોય કે કમિટી જુદા પ્રકારની નીમવામા આવી હોત તો સારૂ. પણ મારે કહેવુ જોઈએ કે આ કમિટીનો મુખ્ય લાભ એ થયો છે કે આપ નામદારમાથી કેટલાક અથવા બધા જે તપાસ માટે ઇંતેજાર હતા, તે તપાસનુ ક્ષેત્ર ખુલ્લું થયુ છે. આમ છે તો આપણને મળેલી આ તક માટે અફસોસનુ કારણ નથી. પણ બધા પક્ષને આવી નિખાલસ અને પૂર્ણ ચર્ચાનો અવકાશ મળ્યો, તે આદરણીય છે. આ મનોભાવનામાં મે આજની ચર્ચા સાભળી છે અને આપને સર્વને આ ઘણા અગત્યના સવાલ ઉપર જે વ્યવહારૂ ચર્ચાથી સતોષ થયો છે તેમાં મારો પણ ભાગ છે,—જો કે એ બધા સાથે હુ મળતો આવુ છું કે નહીં તે જુદી વાત છે.—"

## વિવેચન.

હક્કો માગનાર, એને માટે દલીલો કરનાર અને એની પૂરતીમાં દાખલાઓ શોધી રજુ કરનાર ફરી ફરીને લાંબા શબ્દોમાં હકીકતો રજુ કરે એ મનુષ્ય સ્વભાવ છે. એ સર્વ ઉપર નિર્ણય આપનાર સત્તા એ પદ્ધતિ પ્રમાણે કામ કરતી નથી. એને ન્યાય આપવાનો છે, એ પ્રથા બંધાઈ ગયેલી હોવાથી એ સત્તા કારણોના ઉહાપોહ કરતી નથી, દરેક દલીલોના જવાબ આપતી નથી, કેમકે એની આવશ્યકતા પણ કેટલીક વખતે હોતી નથી. માન્ય કરવા લાયક વાત હોય છે, તો માન્ય કરે છે. માન્ય કરવા લાયક ન હોય તો અમાન્ય કરે છે પણ એ શા માટે માન્ય કે અમાન્ય થએલ છે એ માટે જુના પુસ્તકોનાં પાનાં ઉથલાવવાની બહુ તકલીફ એ સત્તા લેતી નથી દરેક વિષયમાં તે લઇ શકે નહીં અને ઘણા ભાગે આવી જાતના સવાલોના નિર્ણય કરવાનો લાંબો અભ્યાસ હોવાને લીધે એનો સાહજિક નિર્ણય પણ સીધા રસ્તા પર જ હોય છે અને જ્યાં અમુક ઇચ્છા પ્રમાણે કામ કરવું છે, એવી પ્રથમથી લાગણી હોય ત્યાં સાહજિક ન્યાય ઉપર દૃષ્ટિ ન રહે તોપણ એ નિર્ણયનાં કારણો આપવાથી તે દૂર રહે છે.

બધી સરકારનો આ પ્રબંધ છે. નાના કુટુંબના પિતાથી માંડીને આખી પૃથ્વીનું સામ્રાજ્ય ભોગવનાર પાદશાહ સુધી. એ કાંઇ પ્રથાનો વાંક નથી, એ અધિકારનો સ્વભાવ છે એમાં ન્યાય અન્યાયનું નિરુપણ કરવાપણું નથી, પણ એ જગતનો વ્યવહાર છે એથી અરજદાર અને હક માગનારને કેટલીક વખત સંતોષ અને કેટલીક વખત અસંતોષ થાય છે. સંતોષ એટલે સુંદર નિર્ણય અને અસંતોષ એટલે અન્યાય. એમ ઉતાવળે અભિપ્રાય બાંધવાની પણ જરૂર નથી. સંસારનો કોઈ વ્યવહાર એવો નથી કે જ્યાં સર્વથા સંતોષ જ હોય ડહાપણ એ છે કે સંતોષ અને અસંતોષ એ બધાને જોખીને, જે રાજ્યનીતિ અને રાજ્યપદ્ધતિમાં સંતોષના ટકા વધારે તે રાજ્યનીતિ અને રાજ્યપદ્ધતિ ઉત્તમ દરેક માગનારે, બીજા માગનારને પોતે કેટલું આપી શકે છે તે ખ્યાલમાં રાખવા જેવું છે. તેમ દરેક આપનારે હું માગનાર હોઉં અને મને માગેલું ન મળે તો કેવી લાગણી થાય, તે ખ્યાલમાં રાખવા જેવું છે.

માગનાર અને આપનાર પોત પોતાનાં સ્થાનો બદલીને ઉભા રહે તો કયા નિશ્ચય ઉપર આવે એ નિશ્ચયની વચ્ચે જે બિંદુ તે ખરો ન્યાય એમ સમજવું. એ ઘણી મુશ્કેલીઓનો તોડ લાવે એવો રસ્તો છે.

વાઇસરોય સાહેબના ભાષણને આ તુલાએ તોળીએ તો ઘણા સબંધોનું રહસ્ય સમજાઇ જાય.

ननु स्वार्थ परो लोको, न वेद परवेदनाम् ।
यदि वेद न यचेत, नेति नाह यदीश्वरः ॥

અર્થઃ—લોક ખરેખર સ્વાર્થી છે, તે બીજાની વેદનાને જાણતો નથી; જો જાણે તો માગણી કરે નહીં અને માગવામાં શું દુઃખ છે તે આપનાર સમજતો હોય તો તે આપવાની ના પાડે નહીં.

---

## ૧૬. કાર્યવાહક કમિટીને સત્તા આપવા સંબંધી.

મહારાજા, કાશ્મીરઃ—આ ઠરાવ રજુ કરતા ના. કાશ્મીર મહારાજાએ કહ્યું છે કે આ ઠરાવ, બટલર કમિટીના રિપોર્ટને અગે ગોળમેજી પરિષદના કામને પ્રસગે જે જે કામ કરવુ પડે, તેને માટે જે સાધનો મેળવવા પડે, જે જે ઠરાવો અહીં થયા છે અથવા પહેલા થયા હોય તે વિષયમા સરકારની સાથે જે કાઇ વાટાઘાટ કરવી પડે, તે સર્વમા સ્ટેન્ડીગ કમિટીને પૂર્ણ સત્તા આપવામા ન આવે તો તે કમિટી ધારણા પ્રમાણે કામ કરવાને અશક્ત નીવડે એ સબધી હતો. વળી એવુ પણ શક્ય છે કે પરિષદના કામને અગે સ્ટેન્ડીગ કમિટીને વિલાયત જવુ પડે એવે પ્રસગે આહીના રાજા સાહેબોની સમતિ લેવાની જરૂરીઆત રહે તો તો એ સમતિ વખતસર એમને મળવામા ખરેખર મુશ્કેલી છે. આપણા ઠરાવોને જે અગત્યનુ વજન આપણે આપીએ છીએ અને આપણી સમક્ષ જે જ્વલત પ્રશ્નો ઉભા છે તે ધ્યાનમા લેતા વિલબ થાય અને મુશ્કેલી આવે એવા બધાં કારણો આપણે દૂર કરવાં જોઈએ. એમ કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે સર્વ કામ સ્ટેન્ડીંગ કમિટી પોતાની મુન્સફી ઉપરથી જ કરે એવો ઠરાવ અત્યારે થવો જોઇએ. નરેદ્રમડળની સ્ટેન્ડીંગ કમિટીએ ભૂતકાળમા જે જાતનુ કામ કર્યું છે તે કામ માટેનો આપ સર્વ રાજા સાહેબોને અનુભવ તો પૂર્ણ અશે થઈ ગયો છે માટે એ ઈચ્છવા યોગ્ય છે, કે કમિટીને એ સત્તા આપવી અને સ્ટેન્ડીગ કમિટીના કામમા, બીજા યોગ્ય પુરૂષો કે જેની મદદની કમિટીને આવશ્યક્તા લાગે તેને ઉમેરવાની પણ કમિટીને સત્તા આપવી જોઇએ. હું આશા રાખું છું કે આ ઠરાવ સર્વાનુમતે પસાર થશે.

નવાબ સાહેબ, ભોપાળ—આ ઠરાવને ભોપાળના નવાબ સાહેબે અનુમોદન આપ્યું હતુ. મહારાજા રાજપીપલાએ પણ અનુમોદન આપતા ઉમેર્યુ કે બહારના જે ગૃહસ્થોને સ્ટેન્ડીંગ કમિટીમા લેવામા આવે ત્યાર પછી તુરત કઈ વસ્તુ સ્થિતિને અગે એ મદદ લેવામા આવી છે, તે હકીકત નરેંદ્રમંડળને તુરત જાહેર કરવી.

ના. વાઇસરોય—નામદાર વાઇસરોયે આ ઠરાવ નરેદ્રમંડળ પાસે મૂકતા બહુ અગત્યની અને વિચારણીય સલાહ આપી હતી. એમણે કહ્યું હતુ કેઃ—

"ખરેખર, આપને યોગ્ય લાગતા કારણોને લીધે આ ઠરાવ આપ પસાર કરશો. પણ હુ આશા રાખુ છુ કે આ ઠરાવનો અર્થ કરવામા હુ પોતે હોઉ તો જે પ્રમાણે કરૂ તેમ, જે રાજાઓ આ નરેંદ્રમંડળમા આવતા નથી તેઓની અને સગીર વહીવટથી ચાલતા રાજ્યોની સલાહ લેવાના રૂપમા કરશો. હુ ધારૂં છુ કે એ જરૂરનુ છે, કે આપણે આપણામાના બધા તત્વોને આ બાબતમા આપણી સાથે રાખવા જોઇએ."

## વિવેચન.

ઉપલાં ચાર નાનાં વાકયોમાં ના. વાઇસરોયે રાજ્યોના લાભની ખૂબ સૂચના કરી દીધી. સ્ટેન્ડીંગ કમિટી અહીં હોય અને કાંઇ કરે તો બીજાં રાજ્યોને એ વાત ધ્યાનમાં આવે એટલે તેમને કાંઈ કહેવા જેવું હોય તે કહી શકે. પણ તેઓ વિલાયતમાં ન હોય અને સ્ટેન્ડીંગ કમિટીના જે થોડા સભ્યો ત્યાં હોય તેમને યોગ્ય લાગે તેમ પૂર્ણ સત્તાથી કાંઇ કરી બેસે, અને હાજર ન હોય તે મોટી સંખ્યાના નરેશો તથા બાલ્ય રાજ્ય વહીવટનું મંડળ પોતાના વિચાર સુદ્ધાં આપી શકે નહીં, તે કોઈ વખત મુશ્કેલી ઉભી કરે એવી વાત છે. એટલે એ બધાને સાથે રાખવાની જરૂરીઆત વિષે ના. વાઇસરોયની સૂચના રાજ્યોના પોતાના લાભમાં છે. આ સંભાળ રાખવાની સૂચનામાં સ્ટેન્ડીંગ કમિટીના અધિકારની વચ્ચે આવવાનો બીલકુલ ઈરાદો નથી. તેના ઉપર કોઇને અણવિશ્વાસ છે એમ પણ નથી. પણ દેશી રાજ્યોના આખા વર્ગને પ્રાણ સમાન એવા અગત્યના સવાલોમાં માત્ર થોડાઓને જ યોગ્ય લાગે એવું થવા દેવામાં "ઘણાં મગજોની સલાહમાં ડહાપણ છે" એ રાજ્ય નીતિનું સૂત્ર બરાબર પળાતું નથી. અને એ જ ન્યાયે એમાં થોડો ઘણો ભય પણ છે. એવું કાંઈ અજાણતાં થઇ બેસે કે જે ભવિષ્યમાં આખા વર્ગને નુકસાન કરે તો તેમાં સ્ટેન્ડીંગ કમિટીના નરેશોને નુકસાન થઈ જવાનો અવકાશ છે. એ વાત ધ્યાનમાં રહેશે તો ના૦ વાઈસરોયની એ સલાહ—કે જે તે

નામદાર પોતે પણ કહે છે કે પોતે પણ એ પ્રમાણે વર્તે તે સલાહ—ખરેખર મનનીય છે, એમ જણાયા વગર રહેશે નહિ. બટલર કમિટીની બેઠક વખતે જે રાજા સાહેબો તથા તેમણે સાથે રાખેલા મંત્રીઓ વિલાયતમાં ગયા તેમની પાસે જે જે અગત્યના સવાલો આવેલા તે તે અગત્યના સવાલોમાં મતભેદ થતાં જે કેટલાક નુકસાન કરે એવા નિર્ણયો હતા, તે ડહાપણ ભરેલી રીતે છોડી દેવામાં આવ્યા હતા. અને ત્યાર પછીના એક વર્ષમાં તે છોડી દેવામાં કેટલું ડહાપણ હતું તેની સ્પષ્ટ ખાત્રી થઇ. એ અનુભવ ઉપરથી પણ એવું સાબીત થાય છે કે આ અગત્યની બાબતમાં જે પૂર્ણ સત્તા સ્ટેન્ડીંગ કમિટીને આપવામાં આવી છે તેમ જે બીજા ગૃહસ્થોને સલાહ માટે સાથે રાખવાની પણ સત્તા આપવામાં આવી છે, તે સત્તાનો ઉપયોગ, વાઇસરોય સાહેબ કહે છે તેમ બધાં દેશી રાજ્યોની જાણમાં બધું આવે એ રીતે કરવાની પ્રથા ધ્યાનમાં રહે એ ખાસ અગત્યની વાત છે.

---

### ૧૭. તાજ સાથે દેશીરાજ્યોનો સંબંધ.*

ના. નવાબ, ભોપાળઃ—આ વિષયને અવલંબીને ભોપાળના સાહેબે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

“ આ નરેંદ્રમંડળનો એવો મત છે કે શાહી સરકાર કોઈ રાજ્યને સનદ આપે અને તેમા એ રાજ્યના જે હકનું નિરૂપણ કર્યું હોય તે હક તે રાજ્ય, તેના પરંપરાના હકને લઈને ભોગવતુ હોય તો એ સનદ આપવાથી સરકારનો એવો હક ઉત્પન્ન થતો નથી કે જાણે તેણે તે હક સાર્વભૌમ સત્તાના અધિકારથી ઉત્પન્ન કર્યો હોય; અને આ નરેંદ્રમંડળનો એવો અભિપ્રાય છે કે શાહી સરકારે કોઈ પણ રાજા ઉપર એની મરજી વિરૂદ્ધ કોઇ સનદ ઠોકી બેસાડી હોય તો એવા રાજ્ય સાથે સરકારને પહેલાની જે સંધી અથવા કરારો થયા હોય તેના ઉપર એવી સનદની કાઇ અસર હોઈ શકે નહી. ”

આ ઠરાવના સમર્થનમા ભોપાળના નવાબ સાહેબે કહ્યુ કેઃ—

“ આ ઠરાવ સંબંધી ચાલતી ચર્ચાને સાભળનાર, પણ દેશી રાજ્યોના ઈતિહાસથી અણવાકેફ કોઇ માણસ એવો સવાલ કરે કે આવા ઠરાવની શુ જરૂરીઆત છે? એ તો સ્વતઃ સિદ્ધ છે કે સરકાર કે કોઈ પણ માણસ બીજા માણસને કઈ નવો હક આપે અને સરકાર કોઈ રાજાને નવો હક બક્ષે તો એ બક્ષિસ કરવાની સાથે શરતો

* તા. ૨૮ મી ફેબ્રુઆરી, ચોથા દિવસે.

કરવાને પણ તે હકદાર છે. અને સાથે સાથે એ પણ ખરૂં કે જેને એ હક આપવામા આવતો હોય તેને એમ લાગે કે જે નવાજેશ તેને મળે છે તેની સામે સકળાયેલી શરતો વધારે પડતી છે તો તેણે તે નવાજેશ લેવી કે નહીં તે પોતાની મરજી ઉપર છે. પણ જ્યારે કોઈ સનદ કે કોઇ કરારનામુ પહેલા ભોગવતા કોઈ હકને માત્ર મંજુર કરતુ હોય ત્યારે એ તો સ્પષ્ટ છે કે એ હક આપનાર પછી ભલે તે સાર્વભૌમ સત્તા હોય તો પણ સામા માણસની મૂળ સ્થિતિ અને મોભાને નુકસાન કરતી કોઈ શરતો તેની સાથે લગાડવાને તે હકદાર નથી. આ ઠરાવ રજુ કરવાનુ કારણ એટલા માટે ઉત્પન્ન થયું છે કે મેં ઉપર કહ્યો તે સિદ્ધાત ભૂતકાળમા સાર્વભૌમ સત્તાએ ઘણીવાર ભોગવ્યો છે. બટલર કમિટીએ તપાસ દરમિયાન આ બાબત ઉપર પોતાનો સ્પષ્ટ મત ઉચ્ચારવાની તક હાથમા લીધી હોત તો આ ઠરાવ અહીં રજુ કરવાની જરૂરીઆત ઉભી થાત નહીં. તેમ બટલર કમિટીને તપાસ કરવાની જે બાબતો હતી તેમા આ બાબતનો સમાવેશ પણ થતો હતો.

એની પાસે આ વિષય ઉપર ખૂબ તકરાર રજુ થઇ હતી અને તે છતા આશ્ચર્ય છે કે કમિટીના રિપોર્ટમા કયાય પણ આ બાબત વિષે ઉલ્લેખ સરખો કરવામા આવ્યો નથી. એક મભમ વાક્ય એક ઠેકાણે એ રિપોર્ટમા લખાયુ છે. તે આ છે.

'કોઈક જ સરકાર પોતાની હયાતીના ઈતિહાસમા છેલ્લા સો વર્ષના કામો ઉપર નજર નાખતા બની ગયેલી કેટલીક બાબતો ઉપર અફસોસ કર્યા વગર રહી શકે નહી.'

કમિટીનુ આ વાક્ય, પોતા પાસે રજુ થયેલી હકીકતો ઉપર ચોકખો સિદ્ધાત આપવાની તકની અવગણનાનુ બહુ અસંતોષકારક બાનુ છે. દાખલા તરીકે 'કેનિંગની સનદો' ના નામથી અથવા તો 'વારસાની સનદો' ના નામથી ઓળખાતા દસ્તાવેજો, એ દેશી રાજ્યોના હયાત હકોને એનાયત કરવાની સનદના જ્વલંત દષ્ટાતો છે. બીજા શબ્દોમા કહીએ તો હીંદુ રાજ્યોમા પોતાના વારસને દત્તક લેવાનો જે હક સર્વમાન્ય રીતે અસ્તિત્વ ધરાવતો હતો પણ ઇતિહાસમા સાબિત થયેલી છે એવી સરકારની એક મોટી ભૂલને લીધે જેની અવગણના થઈ હતી અને જેની ના પાડવામા આવી હતી તેને લગતા આ દસ્તાવેજો છે. પોતાની ભૂલ સુધારવાની ઈચ્છામા સરકારે મુસલમાની રાજ્યોને પણ આવી જાતની સનદો આપી. મુસલમાની શહાદતમા દત્તક વિધાનનો ધારો ન હોવાથી એ શહાદતના શબ્દોમા ફેરફાર કરવામા આવ્યો હતો. ભોપાલનો કેસ તપાસીએ તો તેની સનદમા એમ લખવામા આવ્યુ હતુ કે એ રાજ્યના વારસ તરીકે કુદરતી વારસનો અભાવ હોય ત્યારે મુસલમાન કાયદો જે ધોરણ કબૂલ કરતો હોય તે લાગુ પડશે. આ શબ્દો સ્પષ્ટ કરે છે કે એ દસ્તાવેજમા માત્ર હયાત હકોનો ઉલ્લેખ જ હતો. અને તે એટલુ પણ સાબીત કરે છે કે મુસલમાની રાજ્યોનો વારસાહક મુસલમાન શહાદત પ્રમાણે હતો.

તો પછી એ કુદરતી રીતે સિદ્ધ થાય છે કે સીધી લીટીના વારસના હક તો ખાસ કરીને એ પ્રમાણે માન્ય રહેવા જોઇએ. પણ તે વખતે હીંદી પ્રધાન અને

વાઈસરૉય વચ્ચે જે લખાણ થયું હશે અને જે લખાણ લાગતાવળગતા રાજ્યને બતાવવામા આવેલ નહી, તેને આધારે મુસલમાની શરેહ શી રીતે લાગુ કરવી તે વિષે અનેક વાધાઓ ઉઠાવવામા આવ્યા. જે વાધાઓનો નિકાલ લાબા અને ચિતા-ભરેલ પત્રવ્યવહારને પરિણામે આવ્યો મારી જાણમા આવેલો આ દાખલો હું એટલા માટે ટાકુ છુ કે મારા આજના ઠરાવમા રજુ થયેલા સિદ્ધાતો માન્ય કરવામા સરકાર નિષ્ફળ જાય તો એમાંથી કેવો મોટો ભય ઉત્પન્ન થાય છે તેનુ ભાન રહે.

સનદોના સંબધમા બીજો દાખલો એ છે કે જે બિહાર અને ઓરીસાના ઘણી સખ્યાના રાજ્યોને લાગુ પડે છે. એ રાજ્યોને ૧૮૯૪ મા સનદો આપવામા આવી હતી. તેમા લખવામા આવ્યુ હતુ કે 'એ રાજ્યોની સ્થિતિ સબધે રાજ્યદ્વારી ખાતાના મનમા શકા હોવાને લીધે તે તે રાજ્યોનો અધિકાર અને મોભો કબૂલ કરવા માટે સનદો આપવામા આવી છે.' આવો ચોકખો ઇરાદો છતા એ સનદોની સાથે અનેક જાતની બાધ કરનારી શરતો જોડી દેવામા આવી હતી. અને વિશેષ તો એ છે કે ૧૮૯૪મા આમાના કેટલાક રાજ્યોને આપવાની સનદમા, ૧૮૦૩મા એ રાજ્યો સાથે થયેલા કોલકરારોનો અનાદર કરવામા આવ્યો હતો. અને તેને દાબી દેવામા આવ્યા હતા. અને એમ પણ કહેવામા આવ્યુ છે કે કેટલાક તો એવા દાખલા છે કે ઘણા વરસ ભોગવાયેલી સત્તાને હદ બાધનારી શરતો એ રાજ્યોના વાધાઓ છતા દાખલ કરી દેવામા આવી હતી.

ઉપર બતાવેલા દાખલાઓનો સમાવેશ થઈ જાય અને ભવિષ્યમા કોઈ પણ જાતની ગેરસમજુતી કે અદેશા ઉત્પન્ન થાય નહી એટલા માટે આ ઠરાવ હુ નરેદ્ર-મડળ પાસે રજુ કરૂ છુ.

## વિવેચન.

આ ઠરાવ ઉપરના ભોપાળ નરેશના આખા ભાષણનું ઉપર અવતરણ આપ્યુ છે. આ અગત્યના વિષય ઉપર એ ઘણું નાનું ભાષણ છે. પણ તેનો શબ્દેશબ્દ એવા વિચારપૂર્વક ગોઠવાયેલો છે કે એમાંથી કાંઇ પણ વસ્તુ મૂકી દઇ શકાય એવી નથી.

અગત્યના વિષય ઉપર ભાષણોની સચોટતા કરવી હોય તો વધારે પડતા શબ્દો કે સાહિત્યની ભાષાનો ઉપયોગ ન કરવો એ રાજ્યનીતિનું ડહાપણભરેલું સૂત્ર છે. ટુંકી પણ સીધી દલીલ સામાના હૃદયમાં અસર કર્યા વિના રહેતી નથી. એ સિદ્ધાંત ઉપર વિશ્વાસ રાખીને ભોપાળ નરેશે પોતાનું વક્તવ્ય રજુ કર્યું હતું.

આ વખતના નરેંદ્રમંડળમાં રજુ થએલા ઘણા ઠરાવોમાં જો કોઈ ઠરાવ એવો હોય કે જેની અગત્યતાની-ના પાડી શકાય નહીં

તો તે આ ઠરાવ છે. (૧) એ માત્ર એટલું જ માગે છે, કે હયાત હકોને એ ભોગવાય છે, તેના દાખલા તરીકે સનદ આપવાથી એ હકો ઉત્પન્ન કરવાની સત્તા સરકારને મળી જતી નથી; અને (૨) એ કે મૂળથી હયાત હોય એવાં તહનામાં કે કરારોની વિરૂદ્ધ કોઈ સનદો બળજોરીથી આપવામાં આવી હોય તો તે સનદો કરારોના આશયનો ભંગ કરી શકતી નથી. આમાં વિશેષ માગણી શું છે, તે સમજી શકાતું નથી. હયાત વસ્તુમાં તે વળી આપવાપણું શું? અને કરારથી વિરૂદ્ધ, પરાણે આપવું એટલે શું? એ તો સહજ સમજાય તેવી વાત છે. રાજ્યોને સરકારની સાર્વભૌમસત્તા અમાન્ય નથી. માત્ર એ સત્તાના અયોગ્ય ઉપયોગ માટે તેઓ વિરોધ કરે છે. સરકારમાં અમુક પ્રકારનું સાર્વભૌમત્વ તો છે, પણ એ સાર્વભૌમત્વ છે, એટલા માટે જ એનો યથેચ્છ ઉપયોગ થઈ શકે એ વાત માન્ય રહી શકે એવી નથી. એટલું જ માત્ર ભોપાળ નરેશે કહ્યું છે, વિવેકપુરઃસર કહ્યું છે અને અન્યાય થયો હોય તેમાં સુધારો કરવાનું કહ્યું છે. હવેથી એવું કાંઇ ન થાય તેની માગણી કરી છે. આ બધું માન્ય કરવા જેવું લાગે છે. સરકારને એ વિચારવા જેવું છે. અને વાત ગળે ઉતરે તથા માગણી માન્ય રહે તો એની ન્યાયબુદ્ધિને ઉંચે ચડાવે છે. તેમ દેશી રાજ્યોમાં સંતોષ દાખલ કરે છે.

---

ના. જામસાહેબ નવાનગરઃ—ત્યાર પછી નવાનગરના મહારાજા જામસાહેબે આ ઠરાવને અનુમોદન આપ્યું હતું. એમનુ ભાષણ પણ મનનીય છે. એ નામદારે કહ્યુ કે "આ એક એવો સવાલ છે, કે જેના વિષે રાજાઓને હમેશા ઘણી જ લાગણી રહી છે. અને એ લાગણી ન રહી હોત તો ખરેખર આશ્ચર્ય ગણાત. અમારા આખા મંડળને અમે એક સંપૂર્ણ વર્ગ તરીકે ગણીએ છીએ. આ નરેંદ્રમંડળમા મોટા અને નાના બધા નરેશોનો અમે સમાસ કરીએ છીએ. અને મંડળ તરીકે અમારા સર્વ હકો ઉપર સચોટ રીતે જોર આપવાની અમારી ફરજ છે. આ વિષય અમે બટલર કમિટી પાસે ઉપાડ્યો હતો, પણ એ કમિટીના વિદ્વાન મેમ્બર સાહેબોએ એના ઉપર અભિપ્રાય આપવાનું દુરસ્ત ધાર્યું નહીં. કમિટી પાસે ખાસ લાવવામાં આવેલા આવા ગંભીર સવાલ ઉપર એમનુ ધ્યાન ખેંચાયેલુ નહિ એ આશ્ચર્યની વાત છે. પણ ધ્યાન નથી ખેંચાયું તે હકીકત ખરી છે.

આ ઠરાવમાં કાઇ નવુ માગવામા આવતુ નથી. આ ઠરાવ માત્ર એટલુ જ કહે છે કે નરેંદ્રમંડળનો અભિપ્રાય છે કે ચાલુ હકને કબૂલ રાખનારી સનદ નવી

જવાબદારીઓ નાખી શકતી નથી, અને જે હક આપવાની તે વાત કરે છે, તે હકને સંકુચિત કરી શકતી નથી. આ માટે શબ્દોમા દલીલ કરવી એ મિથ્યા શ્રમ જેવુ ગણાય, પણ આપનામદાર જાણો છો કે સનદો આપવામા અને એવી અપાયેલી સનદોનો અર્થ કરવામા કદી માન્ય ન રહી શકે એવો વ્યવહાર દાખલ થઈ ગયો છે તેનુ ઘણુ ખોટુ અને બદલો ન આપી શકાય એટલુ મોટું નુકસાન થઈ ગયુ છે.

એવુ બનતુ આવ્યુ છે કે અસ્તિત્વ ધરાવતા કોઇ પણ કરારની સામે કાઈ કાર્ય થાય છે અને તેની વિરૂદ્ધ જ્યારે આપણે સરકારનુ ધ્યાન ખેંચીએ છીએ ત્યારે સરકાર એવી દલીલ લાવે છે કે કરારપત્રથી વિરૂદ્ધ કરવાનુ કારણ તો, તે રાજ્યને અપાયેલી સનદમા દાખલ થયેલી શરતો છે, તે છે. પણ એ વાત ધ્યાન બહાર રહે છે કે જે સનદોની વાત કરવામા આવે છે તે સનદો રાજ્યને બીલકુલ નવા હક આપતી નથી, પણ રાજકર્તા તરીકે આપણા જે વંશ પરંપરાના હકો છે અને જે આપણે હમેશા ભોગવતા આવ્યા છીએ તેને માત્ર શબ્દોમા જ મૂકે છે. મભમ અને વ્યાખ્યા ન થઈ શકે એવા સાર્વભૌમત્વના હકોથી બીજે નંબરે આ ભયંકર એવી સનદો કે જેને આધારે દેશી રાજ્યોના કબૂલ રહેલા હકો ઓછા કરી નાખવામા આવે છે, તે છે.

ના. વાઇસરોયના સંબંધી જામ મહારાજે કહ્યુ કેઃ—આ વખતની આખી બેઠક દરમિયાન અમે અમારૂ વક્તવ્ય ખૂબ નિખાલસપણે રજુ કર્યું છે. અમે અમારી માગણીઓ અને અમારૂ મંતવ્ય શબ્દોને છુપાવ્યા વગર કહી નાખ્યુ છે, તે એ વિશ્વાસથી કે ના૦ શહેનશાહ કે જેની સાથે અમારો સંબંધ છે, તેના પ્રતિનિધિ તરીકે, અમારા મનમા ખરેખર શુ છે, તે જાણવાની આપની ઈચ્છા અમે સમજીએ છીએ. અત્યાર પહેલા ઘણીવાર કહેવાઈ ગયુ છે કે અમને બહુ અસર થઈ છે. બળજોરીથી માથે નાખવામા આવેલી સનદો વિષે તો હુ બોલી ગયો પણ કેટલાક તો એવા કેસ છે કે વધારે પડતી હાડમારી એમા સમાયેલી છે. એક રાજ્ય તો અમે એવુ જાણીએ છીએ કે જેનો સંબંધ બ્રિટિશ સરકારની સાથે ૧૮૦૩ માં બંધાયો, ૧૮૯૯ સુધી એટલે ૯૬ વર્ષ સુધી આ રાજ્યે રાજ્યના આંતર વહીવટમા સ્વતંત્ર સત્તા ભોગવી. —જો કે ચોકસાઈની ખાતર કહેવાની જરૂર પડે છે કે આ વખત દરમિયાન પણ એ રાજ્યની ન્યાય ખાતાની સત્તા પર આક્રમણ કરવાના ઘણા પ્રયત્નો થયા હતા, છતાં હકીકત તો એ જ છે કે સરકાર અને આ રાજ્ય, પરસ્પરના સંબંધમા આવ્યાં ત્યાર પછી ૯૬ વર્ષ સુધી કોઇ પણ સંધી અથવા કરાર કરવામા આવ્યા ન હતાં. અને તે છતા ૧૮૯૯ ની સાલમા આ રાજ્યના ખાસ ઇતિહાસની બીલકુલ દરકાર કર્યા વગર તેને બીજા કેટલાક રાજ્યોની સાથે એક સનદ આપવાનુ સરકારને મન થઈ ગયું. આ સનદમા જે હકો આ રાજ્ય, સરકારના સંબંધમા આવ્યા પછીનાં ૯૬ વર્ષથી જ માત્ર નહી પણ તે પહેલા સેંકડો વર્ષ ઉપર જ્યારે તે રાજ્ય હસ્તીમાં આવ્યુ ત્યારથી ભોગવતું આવ્યુ છે તે હકોને એકદમ સંકુચિત કરવામા આવ્યા.

નામદાર સાહેબ, હુ પૂછુ છુ કે બ્રિટિશ સરકાર જેવી મહાન સત્તાએ એક પોતાથી નબળા એવા રાજ્ય ઉપર એને નુકસાન કરે એવી અને મને કહેવા દ્યો તો જબરા પક્ષને ફાયદો કરે એવી સરકારની મરજી બેસાડી દેવી એ શુ યોગ્ય છે? એ શુ વાજબી છે?

કોઈ પણ રાજ્યને નવા હકો આપવામા આવે એટલે કે સરકારે ભોગવેલા કોઇ હક તેને આપવામા આવે અથવા કોઈ નવા પ્રદેશની એનાયત કરવામા આવે ત્યારે એ એનાયત સાથે જવાબદારીની કેટલીક શરતો દાખલ કરવાનો સરકારનો હક છે, એ વાતની હુ ના પાડતો નથી. આ જવાબદારીઓ તો એ રાજ્યને મળેલા નવા હકોનો બદલો છે. અને આપવામા આવેલી એ સનદ તો નવુ કરારપત્ર છે. પણ અમે જે સનદોની ફરીયાદ કરીએ છીએ તે તો એ સનદો છે કે જેમા ભોગવાતા આવેલા હકોને કબૂલ કરતા કરતા એની સાથે નવી અને બધન કરતા શરતો દાખલ કરી દેવામા આવી છે. જો કે આહી માત્ર બિહાર અને ઓરીસાના રાજ્યો વિષે વાત કરીએ છીએ પણ અમને કેમ ખાત્રી થાય કે આજ પદ્ધતિ બીજે પણ નહી દાખલ કરવામા આવે? એટલા માટે હવે કાળ ઉપસ્થિત થયેલો છે કે નરેદ્રમડળે આ સવાલ ઉપર સાફ સાફ વાત કરી દેવી. હુ આશા રાખુ છું કે આ ઠરાવ સર્વાનુમતે પસાર થશે."

## વિવેચન.

નામદાર જામ સાહેબના ભાષણનો સાર પણ શબ્દે શબ્દ આપવામાં આવ્યો છે. એમની વિચાર શક્તિ અને ભાષા ઉપરનો કાબુ સર્વ માન્ય રીતે સુપ્રસિદ્ધ છે. જોર અને વિવેકનું મિશ્રણ એ નામદાર સુંદર રીતે કરી શકે છે હીમત અને નમ્રતાનો સંયોગ સાચવી શકે છે. એ બધા ગુણોનું આ ભાષણ ચિત્ર છે. ભોપાળ અને નવાનગર એ બે નરેશોએ આ વિષય ઉપર જોરદાર સમર્થન કર્યું છે. અસર કરે એવી હકીકત રોશન કરી છે. એમ કહેવાનું મન થઈ જાય છે કે બીજા બધા વિષય ઉપર આ પ્રમાણે જ ટુંકામાં પણ સ્પષ્ટ રીતે દલીલોથી જ માત્ર ભરેલાં અને વાંધો ન લઇ શકાય એવાં વાક્યોથી ભાષણો થાય તો કેવું સારૂં? એની અસર થયા વિના રહે નહીં, એવાં ભાષણ ઉપર રીસ ચડવાનું કારણ રહે નહીં, યોગ્યતા કરતાં વધારે માગણીનો અભિશાપ આવી શકે નહીં, અને "યોગ્ય છે તે છોડતા નથી" અને "અયોગ્ય છે માટે નાહકની તકલીફ આપતા નથી" એ માન્યતા રાજાઓને માટે ઉત્પન્ન થાય તો ઘણી માગણીઓ માન્ય રહે એ સ્થિતિ ઉભી થાય.

---

ના. મહારાજા, પતીયાલાઃ—ત્યાર પછી પતીયાલા નરેશે થોડા શબ્દોમા અનુમોદન આપ્યુ હતુ કે 'એક તરફી કોઇપણ ઠરાવ સામાપક્ષની મંજુરી સિવાય ભોગવતા હકોમા વધારો કરી શકે નહી અને તેમાથી કાઇ ઓછુ કરી શકે નહી' એમ એમણે કહ્યુ. આપનાર અને લેનારની સ્વેચ્છા પૂર્વકની સમતિ વગર સનદમા કોઇ ન્યાયપુરઃસરની અથવા માન્ય રહી શકે એવી અસર નથી. અને સનદ માત્ર પરસ્પરની સાથે થયેલા કરારના દાખલા પુરતી જ છે. એ સિવાય બીજાને માટે બીલકુલ અર્થ વગરની છે એમ પણ એ નામદારે કહ્યુ.

સેરાઈ કેલા રાજ્યનો દાખલો આપીને પોતે કહ્યું કે આવા દાખલાઓનો આ ઠરાવમા સમાવેશ કરવાનો ઈરાદો છે. 'સેરાઇ કેલા રાજ્ય સ્વતંત્ર સત્તા ભોગવતું અને બ્રિટિશ સરકારની સાથે મિત્ર તરીકે રહીને લડાઇઓ લડયું હતુ. સત્તાની એ સ્થિતિ ૬૦ વર્ષ સુધી વગર અટકાયતે ચાલુ રહી હતી. અને ત્યાર પછી એકદમ એ રાજ્યના વાધા છતા જે સત્તાઓ રાજ્ય ખરેખરી રીતે ભોગવતુ હતુ તે સત્તાને મર્યાદિત કરવાવાળી સનદો એના ઉપર પરાણે લાદવામા આવી. એ વાત સ્પષ્ટ છે કે ન્યાયની અને સમાનતાની દૃષ્ટિએ સંસ્થાનોના સ્થાપિત હકોના વિરૂદ્ધ એવી સનદોનો અમલ થવા દેવો જોઇએ નહી. સરકાર સાથે જે પત્ર વ્યવહાર આપણે કરવાનો ઇરાદો રાખીએ છીએ તેની તપાસણી વખતે આ સવાલને પણ તેની યોગ્યતા પ્રમાણે વિચારણા મળી શકશે એમ હુ આશા રાખુ છુ અને આ ઠરાવને ટેકો આપું છુ.'

રાજા સાહેબ, તાલચરઃ—ત્યાર પછી તાલચરના રાજા સાહેબે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ. અને સાથે સાથે ગાઇ ગયા હતા કે "(૧) અમારા કરારોને ધ્યાનમા રાખીને અમને પણ સરકારની સાથેના સીધા સબંધમા લાવવાનુ જેમ બને તેમ તુરત આપ નામ્દાર ધ્યાનમા રાખશો. અને (૨) દરમિયાન હું આશા રાખુ છુ કે જેમ બીજા મોટા રાજ્યોના નરેશોને માટે તેમના પોતાના અંગત ઉપયોગની વસ્તુઓની જકાતમાથી મુક્ત રાખવાનો વિવેક બતાવ્યો છે. એજ વિવેક નરેંદ્રમંડળમા ચુંટણીથી સભ્યો મોકલનારા રાજ્યો માટે પણ બતાવવામા આવશે."

રાજા સાહેબ, બોધઃ—બોધના રાજા સાહેબે પણ એ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ. અને કહ્યું હતુ કે "ના. શહેનશાહ તથા વાઈસરોય સાહેબે અને હીદી પ્રધાને તાજ તરફથી દેશી રાજ્યો સબધે અપાયેલા વચનો પાળવામા આવશે એવા જે ઢંઢેરાઓએ અમારામા સજીવન જોર આપ્યુ છે. એ ઢંઢેરાઓ અમારે મન પવિત્ર છે. અને એટલા માટે સનદોથી અસર કરતી અમારી હયાતી, અમારા કરારો, અને અમને આપવામા આવેલી ખાત્રીઓ, એનો ભંગ થશે નહી અને તે સદા અભંગ રહેશે.

અમારા સંબધે તો અમારા હકોનો હાઇકોર્ટે સપૂર્ણ નિર્ણય (Full Bench High Court) કરી નાખ્યો છે. મયુરભંજના એક કેસમા ન્યાયમૂર્તિ મી. પોટીફેક્સે ફેસલો આપ્યો છે તે ઉપર હુ આપ નામદારનુ ધ્યાન ખેચવાની

રજા લઉ છુ. મી. પોટીફેક્સે કહ્યુ છે કે હીંદી સરકારને અમુક ટ્રિબ્યુટ આપવા ઉપરાત રાજ્યોની કાઇ જવાબદારી નથી. અને આ રાજ્યો પોતપોતાના રાજ્યની અદર સપૂર્ણ સ્વતત્ર છે. આ પ્રમાણે હોવાથી સનદો દાખલ કરીને ન્યાય પ્રમાણે કરેલા અમારા હકોને ટુકા કરવા એવુ નમ્રતા પૂર્વક કહુ છુ કે અયોગ્ય છે. વધારે તો એ છે કે આ સનદોના જુદે જુદે વખતે અર્થ કરીને સ્થાનિક સરકાર અને જુદા જુદા અધિકારીઓ ઘણી મુશ્કેલીઓ ઉભી કરે છે. કેટલીક વખત તો એવુ થાય છે કે સરકારના રાજદ્વારી અધિકારીને કામ કરવાની સૂચનાના નિયમો ઘડી કહાડવામા આવે છે અને જે નિયમો ખાનગી હોવાથી બીજાને બતાવવામા આવતા નથી, તે નિયમો રાજ્યની સામે વાપરવામા આવે છે. અને તે નિયમો અને તેના અર્થો એ સનદોની શરતોની હદને વટી જઇને કરવામા આવે છે. આપ નામદાર સાહેબ, એ ઉપરથી સહજ સમજી શકશો કે અમારા હકો ઉપર થયેલા આક્રમણોમા આથી ઓર વધારો થાય છે. કેમકે પહેલા તો અમારા ઉપર સનદોને અમારી મરજી વિરૂદ્ધ નાખવામા આવી છે અને બીજુ તો આ છે, કે સ્થાનિક સરકારને પોતાના વિચારોને બધબેસ્તા અર્થો એ સનદોના કરવામા આવે છે. પરિણામે તે પહેલાના કરારો અને આપેલી ખાત્રીઓનો અનાદર થાય છે. અમે ઈચ્છીએ છીએ કે આ ફરીઆદ અને આવા વચન ભગોનો તુરત નિકાલ કરવામા આવે."

## વિવેચન.

બોધનું આ ભાષણ અસર કરે તેવું છે. નાનું રાજય છતાં ગયેલા હકોથી બળતું હૃદય હીંમત અને વિવેક પુરઃસર ઠીક કહી શક્યું છે.

---

ના. વાઇસરોય—છેવટ ના. વાઈસરોય સાહેબે બહુ જ સક્ષેપમા જવાબ આપ્યો હતો. તે નામદારે કહ્યુ કેઃ—

આવા મોટા સવાલો ઉપર હું એકદમ જવાબ ન આપુ તો માફ કરશો. આવો અગત્યનો ઠરાવ જેમા હકીકતો અને ન્યાયના બહુ જ મુશ્કેલી ભરેલા સવાલોનો સમાવેશ થાય છે, એ ઉપર હુ તાત્કાલિક જવાબ આપવાથી અલગ રહુ તો મને માફ કરશો. જો કે હુ મારો પોતાનો અભિપ્રાય આજે કાઈ બતાવતો નથી. છતા હુ એમ કહી દેવા માગુ છું કે તમે આજે જે કાઇ કહ્યુ તે બધુ મે બહુજ ધ્યાન પૂર્વક સાભળ્યું છે, અને આપ નામદારો જે ઘણી વાતો ઉપર તમારૂ ધ્યાન આપી રહ્યા છો તેમાં આ વાતનો પણ સમાવેશ થાય છે, તેની અગત્યતા હું સ્વીકારૂ છુ.

## વિવેચન.

બહુ સક્ષેપમાં આ જવાબ છે. હકીકતોનું તોલન અને ગત તવારીખનો અભ્યાસ કર્યા વગર કોઈ પણ જવાબદાર સત્તા તાત્કા-

લિક જવાબ આપવાની આનાકાની કરે તે સમજી શકાય એવું છે. આ સંક્ષેપ વિવેચનના બે અર્થ લઇ શકાય શંકાશીલ માણસો એમ માને છે કે વાઇસરોય સાહેબ હાલની પદ્ધતિમાં કાંઇ ફેરફાર કરવા માગતા નથી, તેથી આવો ઉડાઉ જવાબ આપે છે. વાઇસરોય સાહેબના હૃદયને જાણનાર અને તેમની આજસુધીની કારકીર્દિના અભ્યાસક એમ માને છે કે કહેવાયેલી દલીલ એવી સચોટ છે કે તે નામદારના મનને અસર કરી રહી છે. અને તેથી આ સવાલ ખરા સ્વરૂપમાં પોતાની પાસે ઉહાપોહ માટે આવે ત્યારે તેના ઉપર પૂરતું ધ્યાન આપવાની ઇચ્છા છે. હું બીજા મત ઉપર વિશ્વાસ રાખવાને પ્રેરાઉં છું. એટલે આ ટુંકા જવાબને પણ અત્યારે તો વધાવી લેવો ઘટે છે.

---

## ૧૮. નરેંદ્રમંડળનું બંધારણ.

આ ઠરાવ ભોપાલ નરેશે મુકયો હતો. અને તે નરેંદ્રમંડળના બંધારણમા ફેરફાર કરવા સબંધી તથા તેની સત્તા વધારવા સંબધનો હતો.

ના. ભોપાલના નવાબઃ—તે નામદારે કહ્યુ કે, "હાલના નરેંદ્રમંડળની હયાતી મોટેગ્યુ ચેમ્સફોર્ડ સુધારામાથી ઉદ્ભવી છે. રાજાઓના પોતાના સવાલો સબંવે, અને બ્રિટિશ હીંદની સાથે અંતરંગનો સબંધ રાખતા રાજ્યોના સબંધની બાબતમાં રાજાઓને સરકારની સાથે રાખવાના ઇરાદાથી રાજાઓનુ આ મંડળ ઉભુ થયુ છે. એનુ કામ માત્ર સલાહ આપનારઃ મંડળ તરીકેનુ જ છે. છતા આ સાવચેતી ભરેલા પગલા ઉપર પણ કેટલાક તરફથી વિરૂદ્ધ દ્રષ્ટિમાથી જોવામા આવતુ હતુ. અમારા પ્રયત્નોને વખોડી કાઢનાર ટીકાકારો પણ હતા. પણ સવાલ એ છે કે જેઓએ આ મંડળ સ્થાપ્યુ છે, તેઓનુ ડહાપણ પૂરવાર થયુ છે કે નહી? બાંધવામા આવેલી આશાઓ મંડળે પુરી કરી છે કે નહી? અમારી જમે બાજુએ ઉપયોગી પરિણામ આવ્યા છે કે નહીં? રાજાઓના આખા વર્ગને આ મંડળથી લાભ થયો છે કે નહી? રાજદ્વારી ખાતાને પોતાની રાજનીતિ ઘડવામા અને અમારા વિચારો તથા લાગણીઓ સમજવામા અમારા સહકારથી ફાયદો થયો છે કે નહી?"

"આનો ચોકખો જવાબ છે. અહિ ચાલતા કામકાજમા સહેજ પણ રસ લેનારને જણાયા વિના નહીં રહ્યું હોય કે નરેંદ્રમંડળે પોતાની હયાતીને વાજબી પૂરવાર કરી છે. આપણા બધાના સામાન્ય સ્વાર્થની બાબતમા રાજાઓએ શું ફાળો આપ્યો છે, તેની સાબીતી કાર્યવાહક કમિટી અને નરેંદ્રમંડળની કાર્યવાહીના દફતરો ઉપરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. સરકાર અને દેશી રાજ્યો સાથે ખટરાગના

મૂળ જેવા જે ઘણા સવાલો હતા, તેનો આ નરેદ્રમડળમા અમારી કમિટીઓ દ્વારા અને પ્રધાનોની કમિટીઓ દ્વારા નિકાલ લાવવામા આવ્યો છે. એક બે દાખલાઓ લઇએ. હવાઈ જહાજોના સવાલનો અને દેશીરાજ્યોમા યુરોપીયનોને નોકરીમા રાખવાના સવાલનો હમણા જ નિકાલ થયો છે. બીજા અને વધારે ઉપયોગના સવાલો જેવા કે રેલ્વેમા આવેલી જમીન અને પોસ્ટખાતાનો બદોબસ્ત એ સવાલો વિચારણામા છે. હીંદના બધારણમા એક ઉપયોગી અગ તરીકે આ નરેદ્રમડળે છેલ્લા નવ વરસની હયાતીમા ખૂબ કાર્ય કર્યુ છે અને તેની ઉપયોગિતા કબૂલ થએલી છે, એમ કોઈપણ શુદ્ધ દીલનો ટીકાકાર કહ્યા વગર રહી શકે એમ નથી. ગમે તે દૃષ્ટિબિંદુથી જુઓ. જે કાર્યો આ મંડળે કર્યા છે તેની સખ્યા અને તેની ઉપયોગિતાની દૃષ્ટિથી જુઓ, જે જે સ્વાર્થોનો એણે ઉહાપોહ કર્યો છે, એ દૃષ્ટિથી જુઓ કે સરકારને જે મદદ આ મડળ કરી શક્યુ છે, એ દૃષ્ટિથી જુઓ તો તેની ફતેહની ના પાડી શકાય એમ નથી."

"અમારી મુશ્કેલીઓ ઘણી છે છેક હમણા સુધી અમારા કાર્યનુ સૂચિપત્ર (Agenda) કરવામા પણ અમારો હાથ ન હતો. છતા અમે નરેદ્રમડળનો સારો ઉપયોગ કર્યો છે. અને તેની ઉપયોગિતા સિદ્ધ કરી આપી છે."

"મારા વિચાર પ્રમાણે આ નરેદ્રમડળની સત્તા અને કાર્યપદ્ધતિ વધારે વિસ્તૃત કરવાની જરૂર છે, એમ છેલ્લા નવ વરસના કામથી સાબીત થયુ છે. સાર્વભૌમ સત્તાના હકોમા નરેદ્રમંડળ દરમિયાનગીરી કરે એવી મારી બીલકુલ ઇચ્છા નથી. પણ હુ માનુ છું કે રાજ્યોને અસર કરતી સરકારની નીતિને લગતા બધા સવાલોમા અમને છુટથી સાથે રાખવા જોઇએ. એમા પરસ્પરને લાભ છે, એમ અમે યોગ્ય રીતે કહેવાનો હક ધરાવી શકીએ. વળી હુ માનુ છુ કે નરેદ્રમંડળના બધારણને નવેસરથી ઘડવામા આવે અને તેની સત્તા વધારવામા આવે તો અમારામાના કેટલાક જે આજસુધી મડળમા ભળવાથી દૂર રહ્યા છે, તેઓ તેમા દાખલ થયા વગર રહે નહીં. હું બંધારણ બાધનાર હોવાનો દાવો કરતો નથી, પણ એટલુ તો કહી શકુ કે વિસ્તૃત થએલી જવાબદારીઓ, જે અત્યારે અમે અમારા કાધ ઉપર લઇએ છીએ, તેના પરિણામરૂપે આ મડળની સત્તા વધારવાની આવશ્યકતાની યોગ્યતા ઉત્પન્ન કરે છે."

"આ સુધારાનું ખાસ અગત્યનુ કારણ એ છે કે બ્રિટિશ હીદનું બધારણ ઘણુ જલદી ફરીથી વિચારણામા લેવાનુ છે. આ નરેદ્રમડળ આવતે વર્ષે મળે તે પહેલા તો હીદુસ્તાનનુ બંધારણ ઘડવા માટે ગોળમેજી પરિષદ બેસવાની તૈયારી છે. એ વિચારણામા આ નરેદ્રમડળના બધારણને ફરીથી ઘડવાનો સવાલ પણ જરૂર આવવાનો છે. એટલે એ વિષય ઉપર સ્પષ્ટ વિચારણા કરી લઇને અમારા પ્રતિનિધિયોએ ત્યા જવુ જોઇએ. એટલે એ પહેલા નરેદ્રમડળના બધારણ અને કાર્યપદ્ધતિમા કરવા જોઈતા સુધારાની યોજના કામચલાઉ પણ ઘડી શકાય તો ઘણો રસ્તો સુલભ થઈ પડે."

"કઇ દિશામા આગળ વધી શકાય, તે અત્યારે કહેવું મુશ્કેલ છે. વાટાઘાટ કરવાની તક આપ્યા પછી જ એ નિશ્ચય કરી શકાય. પણ અત્યારે તો હુ એટલુ જ કહેવા માગુ છુ કે આ બાબતની અમારી વિચારણામા રાજદ્વારીખાતુ સાથે બેસે એવી અમારી ઇચ્છા છે."

ના. મહારાજા સાહેબ, દેવાસઃ—ત્યારપછી દેવાસના મહારાજા સાહેબે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ. એમની બે ત્રણ સૂચના બહુ સરસ છે. એમણે કહ્યુ કેઃ—

"રાજકીય ધમાચકડીમા ગમે તેવા વિચારશીલ વ્યક્તિગત અભિપ્રાયો હોય અને તે ગમે તેવા ન્યાય પુરઃસર કહેવામા આવ્યા હોય તો પણ એને મંજુર રહેવાનો સંભવ નથી. બધા સ્વાર્થોનો અને બધા વર્ગોનો સમગ્ર અવાજ જ લોકોને વજનદાર લાગે છે. બ્રિટિશ શહેનશાહતમા ઘણા જ અગત્યના સ્વાર્થોમાનો એક સ્વાર્થ દેશી રાજ્યોનો છે એક વ્યવસ્થિત સમૂહ તરીકે જો બધા સાથે મળીને આખા વર્ગ માટે બોલે નહી તો, તેની ઉપયોગિતા ઉપર ધ્યાન ખેંચાવાનો સંભવ નથી. તેમ તેના તરફ દુર્લક્ષ પણ રહે એ દેખીતુ છે. મર્યાદા છતા અમે કાઇક કાઇક કરી શક્યા છીએ. પણ જે નવુ હીદ હવે આવવાનુ છે, તેમા નરેંદ્રમંડળના સ્વાર્થો અને પ્રવૃત્તિ મર્યાદિત હશે તો રાજાઓના દૃષ્ટિબિંદુને આગળ ધરવામા મોટી મુશ્કેલી આવશે."

આ એક એવી દલીલ છે કે આ ઠરાવની મોટી ઉપયોગિતાને પૂરવાર કરે છે.

ના. પંતસચીવ ભોર.—ભોર નરેશે ટેકો આપતા કહ્યુ કે.—

" '૨૧ ની સાલથી નરેંદ્રમંડળ સ્થપાયા પછી, તે સમય અને જે સ્થિતિમા તે સ્થપાયુ હતું, તેમા ઘણો ફેરફાર થયો છે. જુના વિચારોએ નવા વિચારોને જગા આપી છે. અને એટલા માટે કાળના ફેરફાર પ્રમાણે નરેંદ્રમંડળના બંધારણમાં ફેરફાર થવાની જરૂર છે. બટલર કમિટીએ કહ્યુ છે કે નરેંદ્રમંડળ માટે જે આશાઓ રાખવામા આવી હતી, તે બધી તે પૂરવાર કરી શક્યું નથી. એ મંડળના ઠરાવો રાજાઓના સમગ્ર સમૂહને માન્ય નથી. તે વ્યક્તિગત પણ માન્ય નથી. વળી કામ કરવાના નિયમો માટે પણ ટીકાઓ થાય છે."

"કિશોરાવસ્થામાથી આ નરેંદ્રમંડળ પસાર થઇ ગયુ. આજ તેને દસ વર્ષ થયા છે. વધતા જતા જમાનાની પ્રમાણે બળ અને સત્તા કુદરતી રીતે તેણે ઉપાડી લેવી જોઇએ. અત્યાર સુધી તો માત્ર એ સલાહકારક મંડળ હતુ, એ યોગ્ય હતુ. કેમકે કિશોરવયમા એમ હોય તેજ બરાબર છે. પણ એજ સ્થિતિ હંમેશના માટે ચાલુ રહે એમ આશા રાખી શકાય નહી સલાહની સ્થિતિમાથી નીકળીને હવે તેણે કાઈક જવાબદારી પણ ઉપાડવી જોઇએ. સ્પષ્ટ શબ્દોમા કહું તો નરેંદ્રમંડળનો અવાજ અસરકારક થવો જોઇએ. નરેંદ્રમંડળમા વધારે રાજાઓ દાખલ કરીને તેને વિસ્તૃત કરવામા આવે તો એવો ભય રાખવાનુ કારણ નથી કે મોટા અને નાનાં

રાજ્યોના સ્વાર્થ પરસ્પર ઘર્ષણમા આવશે. દરેક રાજા આખા નરેદ્રમ ડળના સ્વાર્થને સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરશે અને એટલા માટે મારા મત પ્રમાણે સખ્યાનો વધારો નરેદ્રમડળને હાલના કરતા વધારે જોર આપશે.”

ત્યારપછી મહારાજા બીકાનેરે ટેકો આપ્યો હતો. એમણે કહ્યુ કે’—

ના. મહારાજા બીકાનેર’—“અવિવેક ક્ષતવ્ય થાય તો આ નરેદ્રમડળમા કેટલાક વર્ષ સુધી ઉપયોગી ભાગ લેવાનુ મને માન મળેલુ એ તરીકે અને ઉપરા ઉપરી પહેલા પાચ વર્ષ સુધી હુ તેનો ચૅન્સેલર હોઇને આ નરેદ્રમડળમાથી સરકાર અને રાજ્યોનો લાભ જ થાય એવુ માનવાવાળો હુ છુ. આજની મર્યાદિત સ્થિતિમા પણ શાહી સરકારને પણ ઘણા કફોડા વખતે અમે ઠીક કામ બતાવ્યું છે આપ નામદારના વખતમા આપે બધી રીતે અમને મદદ કરી છે. અને ન ભુલી શકાય એવી રીતે અમારા તરફ આપે સહાનુભુતિ બતાવી છે, એ અમે સાભાર સ્વીકાર કરીએ છીએ. સૂચિપત્ર નક્કી કરવામા અમારો અવાજ દાખલ થવાથી ઘોડાનો ઉછેર અને ખેતીવાડીના પત્રકો જેવી નાની બાબતો ઉપર અમારે આવવુ પડતું હતું તેમા આ સૂચિપત્રમા અમારો અવાજ આવવાથી સુધારો થયો છે. અને એટલા માટે હુ અતકરણપૂર્વક આશા રાખુ છુ કે આ મડળ શરૂ કરવામા જે ધારણા અને તે વિષે જે આશા રાખવામા આવી હતી, તે ફળીભૂત થાય તેટલા માટે તેની સત્તામા વધારો થાય.

નરેદ્રમડળની સત્તામા બીજી કેટલીક અગત્યની બાબતોની સાથે નીચેની બે અગત્યની બાબતો કહેવામા આવી છે. તે એ છે, કે (૧) કરારનામાઓના સરક્ષણ અને તેના નિભાવને લગતી. રાજાઓ, તેના રાજ્યો તથા તેના કુટુબોના હકો તેમ તેના સ્વાર્થો, મોભો, સત્તા અને સ્વતત્રતા સબંધી ભલામણો કરવી; અને (૨) સરકારને લગતી તથા એમને અને અમને સામાન્ય અસર કરતી બાબતો અમે હાથમા લઈ શકીએ. જો કે વાઈસરોય સાહેબ અને સરકારની પાસે, રાજાઓની તથા રાજ્યોના સમૂહને લગતી, તેમ રાજાઓ અને રાજ્યોના હકો ઉપરના આક્રમણને લગતી બાબતો, મૂળ ઈરાદો હતો તે પ્રમાણે લાવવાની છૂટ છતા તે એક જાણીતી બાબત છે કે એ બધાને લગતા ઠરાવો જોહુકમી ભરેલી રીતે ના કબૂલ કરવામા આવ્યા છે. દાખલો લઇએ તો ઈંડીયન સ્ટેટ્સ ફોર્સીસ કે જે અમે રાજીખુશીથી માનવતા શહેનશાહની સેવામા અને ખાસ કરીને હીદુસ્તાનના બચાવમા આપીએ છીએ અને અમારા રાજ્યોના આતરિક બચાવ માટે પણ રાખીએ છીએ, તે વાત નરેદ્રમડળ પાસે લાવવા દેવામા નથી આવી.

બ્રિટિશ હીદમા રાજાઓને પોતાના નિવાસ માટે મકાનો માટે જગા જોઇતી હોય તે સંબધમા પણ અનેક જાતની ઉપાધિઓ ખમ્યા કરવી પડે છે. આ છેલ્લી વખત તો મને પોતાને ઘણો કડવો અનુભવ છે. અને એક તો ફરીઆદ એ છે કે

અમારા અંગત ખર્ચ (Privy Purse)ને માટે રાજ્યની તીજોરીમાથી જે નિર્ણિત જુદી રકમ અમે લેતા હોઇએ, તેમાથી જે મીલકત અમે ખરીદ કરીએ, તે ઉપર અમારો અગત હક રહે નહી એવા એવા સવાલો ઉભા કરવામાં આવે છે. વળી રાજાઓને અગે તપાસના કમીશનને સબધે વચન ભગ જેવુ કરીને એક કમીશન સબધી સરકારનો જે મૂળ ઠરાવ હતો તે ઠરાવના આશયથી જુદો એવો, તેમાં ફેરફાર કરી નાખવામા આવ્યો હતો. જવાબની વિચારણા સ્ટેન્ડીગ કમિટીની વિનતિ ઉપરથી આપ નામદારે હાથમાં લીધી છે. લવાદ (Courts of arbitration) તો જાણે અસ્તિત્વ ધરાવતું જ નથી. અને બ્રિટિશ હીંદ અને હીદી હીંદ વચ્ચે મિશ્રિત વિચારણા કરવાની વાત તો બાર બાર વર્ષ થઈ ગયા છતા કોઈ ઉચ્ચારતુ જ નથી. અને રાજ્યો અને સરકાર વચ્ચેના સંબધમા એક કરતા વધારે રાજકીય અધિકારીની દરમિયાનગીરી છે. મોંટેગ્યુ-ચેમ્સફોર્ડ રીપોર્ટમા ભલામણ કરી છે, કે 'સામાન્ય રીતે બધા અગત્યના રાજ્યો હીદી સરકારની સાથે સબધમા લાવવા, અને બે અથવા તેથી વધારે રાજકીય અધિકારીની માર્ફત એ સબધનો વર્તાવ, એથી પરસ્પરની સારી સમજણમા અતરાય આવે છે, તથા કામમા વધારે પડતી અડચણ આવે છે; એટલા માટે જ્યા બની શકે ત્યા સરકાર અને રાજ્યો વચ્ચેના વ્યવહારને અગે જે રાજકીય અધિકારીને મૂકવામા આવ્યો, તે એકલાથી જ એ વર્તાવ થાય.' આટલા વર્ષો વહી ગયા. પજાબ, પશ્ચિમ હીદ તથા મદ્રાસમા આ ભલામણનો લાભ અપાઇ ગયો છતા, રાજપુતાના હજી એ બાબતમા કમનસીબ રહ્યુ છે. અમે એમ ઈચ્છીએ છીએ કે અમને પણ એ સગવડ આપવામા આવે. એટલે કે આપ નામદારના એજટ માર્ફત જ અમારૂ કામ ચાલે.

આવા સવાલો ભવિષ્યમા જે બધારણમા સુધારા થવાના છે, તેમા ઉહાપોહ માટે આવે, એમ ઘણા રાજાઓની ઇચ્છા છે."

ત્યારપછી અલવર નરેદ્રે અનુમોદન આપ્યુ હતુ. અલવર નરેદ્ર હમેશા ખુશનુમા વકતા છે અને બોલવાના વિષયમા રસ આવે એવા બહારના તત્ત્વો દાખલ કરી શકે છે. તેમણે કહ્યુ કે:-

ના. મહારાજા, અલવર: "આ મડળના આ ઓરડામા એક એવુ ઘડીઆળ મૂકવુ જોઇએ કે જેથી આપણે કેટલો લાબો વખત બોલ્યા તેનુ માપ થઈ શકે અથવા કેટલો લાબો વખત બોલવુ અને ક્યારે બધ થવુ તેનું માપ થઈ શકે. આ સબધમા ગઇ સાલ મે આપ નામદાર પાસે વિનતિ કરી હતી કે આપ રજા આપો તો અને નરેન્દ્રમડળ રજા આપે તો હું એવુ એક ઘડીઆળ એનાયત કરવા માગું છુ. હુ દિલગીર છુ કે તે હજી આ વર્ષે તૈયાર થયુ નથી. પણ આવતે વર્ષે તે તૈયાર થઇ જશે એવી આશા છે.

બીજો એક સવાલ એક ઘંટ મુકવા સબધીનો છે. જર્મનીની જુની બુંદે-સરાથ (જે હાલ રીશ્ટ્રાથ) નામથી ઓળખાય છે, ત્યા એક ઘંટ ટાગવામા આવ્યો છે, તે

મે જોયો. એ ઘટ કોઇ ભાષણકર્તા બહુ લાંબુ બોલવા જાય ત્યારે તેની સન્મુખ વાગે છે. પહેલા તો એ સભાનો પ્રમુખ એક બટન દાબે છે, તેથી પહેલી નમ્ર ચેતવણી મળી જાય કે હવે તમારે પાચ મિનિટથી વધારે બોલવુ નહીં. છતા જો તે સભ્ય પછી બોલવુ ચાલુ જ રાખે તો એ ઘટ એટલા જોરથી વાગે છે કે એ વક્તાને બેસી જવાનુ જ મન થાય. કાલે જ અહીંયા એવુ બન્યુ હતું. આ મકાનમા એક ઘટ વાગ્યો. મારા ધારવા પ્રમાણે પડખેની એકાદ ધારાસભામા મત લેવા માટેનો એ હશે. પણ તે એટલા જોરથી વાગ્યો હતો કે આપણા મંડળના વક્તૃત્વ ઉપર તે બુદેસરાથના ઘટ જેવી જ અસર થઇ. આવો એક ઘટ અહી હોય તો ગેલેરીમા અને લોબીજમાં જે ઘણા મેબર સાહેબો પોતાની વાતચીતને ધુમાડામા પૂર્ણ કરવા જાય છે, તેને મડળમા પાછા આવવાને બહુ ઉપયોગી થઇ પડે.

મારી એક ત્રીજી દરખાસ્ત એ છે કે ઓકસફર્ડ યુનિયનમા એક રિવાજ છે, તે ઉપરથી મારા મનને તે સ્ફુરી છે. મારા કરતા તે યુનિયનના આપ નામદાર વધારે પરિચિત છો. મારી માન્યતા પ્રમાણે ત્યા એવો રિવાજ છે કે ત્યાની ચુટણીમા, જો કોઇ માણસ મત મેળવવા માટે ખટપટ કરે તો તેનો બહિષ્કાર કરવામા આવે છે અને તેનો મત લેવામા આવતો નથી. આ નરેદ્રમડળમા એવુ કાઇક કરવામા આવે તો એક સુદર પ્રથા દાખલ થઈ ગણાય. હુ એ વિષે અહી કોઇ ઠરાવ લાવવા માગતો નથી, માત્ર આપ નામદારો પાસે મારો અભિપ્રાય પ્રદર્શિત કરવા માગુ છુ. મતોને માટે અનેક પ્રકારની તરખડ કરવી એ ચુટણીથી સ્થપાતી મડળીઓમા જરૂરનુ હોય તો પણ મારી ખાત્રી છે કે તે રાજાને યોગ્ય તો નથી. મારી આ દરખાસ્ત બહુ ઉત્સાહથી ટેકો ન પામે તો પણ, ભલેને જાહેરમા નહીં પણ સૌ સૌના મનમા આ મડળમા એનો સર્વ વિચાર કરે એવું જોવાને હું બહુ હોશ ધરાવુ છુ..

## વિવેચન.

અલવર નરેશની ઉપરની ત્રણે સૂચનામા હાસ્યરસની મીઠી ટકોર હતી પણ તેની ઉપયોગિતા અને જરૂરીઆત તો સર્વ કોઇ હસતાં હસતા કબૂલ રાખે એવી છે.

---

ના. મહારાજા અલવર—ત્યાર પછી મૂળ વિષય ઉપર આવતા અલવર નરેશે કહ્યું કે "હુ માત્ર બે મુદ્દા ઉપર જ બોલીશ. (૧) તો તપાસ કમીશન, જેના સિદ્ધાત, જેનો કામ કરવાનો રસ્તો બતાવનારા નિયમો, અને શરતો વિષે સરકારે પહેલાથી જ એક ઠરાવ પસાર કર્યો છે. તેમા કાઇ ફેરફાર જેવી સ્થિતિ ઉત્પન્ન થઈ હોય તો હું આશા રાખું છું કે આપ નામદાર અને હિંદી સરકાર એ બધો વિષય વિશેષ ચર્ચા માટે નરેદ્રમડળ પાસે કૃપા કરીને મૂકશો. કે જેથી આપ નામદારની વિચારણા માટે એ મંડળ પોતાના વિચારો રજુ કરી શકે."

"મારો (૨) બીજો મુદ્દો મહારાજા બીકાનેરે કહ્યો તે છે, કે 'સરકાર અને રાજ્યો વચ્ચે એક કરતા વધારે અધિકારી હોવા જોઇએ નહી. વળી નરેંદ્રમંડળ સ્થપાયાથી બધા રાજ્યોના વિચારો એકત્રિત થશે, એટલા માટે અને પ્રાંતિક સરકારમા જવાબદારીનુ તત્વ વધતુ જતુ હોવાથી વડી સરકારના પ્રતિનિધિ તરીકે પ્રાંતિક સરકાર રાજ્યોના સવાલોનુ નિરાકરણ કરવામા કેટલેક દરજ્જે અયોગ્ય નીવડશે, એટલા માટે પણ આ સંબંધ વડી સરકાર સાથે ઘટે.' ઉપલો ઇરાદો સ્પષ્ટ કરવા માટે તેમણે ઉમેર્યું હતું કે આનો અર્થ એમ નથી કે દરેક દરબાર પરભારું રાજદ્વારી મંત્રી (Political Secretary) ને લખી શકે. પણ તેનો એટલો જ હેતુ છે કે સરકારની સાથેના બધા લખાણોમા બની શકે ત્યા માત્ર એક જ રાજદ્વારી અધિકારી વચમા હોવો જોઈએ.

"આ નિયમે પૂર્વ રાજપુતાનાના રાજ્યોની એક રેસીડેન્સી સ્થાપીને હીંદી સરકારના સીધા સબંધમા મૂકવાનો વિચાર ઉભો થયો હતો. મહારાજા બીકાનેરે, મહારાજા ધોલપુરે, અને મેં એ વિચાર આગળ ધપાવ્યો હતો. તથા લૉર્ડ રેડીંગે કહ્યુ હતુ કે પોતે ચાર માસ વિલાયતમા રજા ઉપર ગયા હતા, ત્યારે હિંદી પ્રધાનની સાથે એમને તે સબધી વાતચીત થઈ હતી. અને તે વાત કબૂલ કરવામા આવી હતી, કે તે અમલમા મૂકવામા આવશે. કમનસીબે એમાના એક રાજ્યે તેમા ભળવાની ના પાડી. ત્યાર પછી અદર અદર ઘણી સભાઓ થઈ અને પૂર્વ તરફના રાજપુતાનાના રાજ્યો એક મત થઇને એક રેસીડેન્સી કરવામા તથા સરકારની સાથે રાજકીય પત્ર વ્યવહારમા વડી સરકારના સીધા સબધમા આવવાને કબૂલ થયા. કેટલાક વરસથી આ યોજના સરકારની એરણ ઉપર પડી છે. હવે કૃપા કરીને આપના મત સાથે વિલાયતની સરકાર અને હિંદી પ્રધાન પાસે અમારા વિચારો આપ પેશ કરો. અમે કાઇ અગત્યનો એવો મોટો ફેરફાર માગતા નથી. અમે માત્ર અગવડને ખાતર એક એટલી જ નાની સરખી વાત માગીએ છીએ કે એક જ અધિકારીની મારફત સરકાર સાથેના સંબધમા અમે જોડાઇએ."

ફરતા જતા કાળની સાથે ગવર્નર જનરલ નહી પણ વાઈસરોય તરીકે અમારા સબધોના પ્રશ્નોનો નિકાલ થાય એ જ ઇચ્છા છે.

અમે એમ ધારીએ છીએ કે એક જ સ્થળમાથી આ સબધ વિષેની નીતિઓ બહાર પડે, અને અમારી મુશ્કેલીઓની સલાહ લેવાની જરૂર પડે ત્યારે અમે એક જ અધિકારી પાસે જઈ શકીએ. કારણસર આમા વિલબ થયો હોય એ સંભવે છે, પણ એ સવાલ પાછા હાથમા લેવાય અને તુરત તેનો નિકાલ થાય એમ અમે ઇચ્છીએ છીએ. આમ થવામા કાળ વિલંબ થશે નહીં અને સહાનુભુતિ વધતી જશે.

ના. વાઈસરોયઃ—છેવટમા ના. વાઇસરોયે ટુંકાણમાં કહ્યુ કેઃ—

"અલવર મહારાજાના ભાષણની શરૂઆતમા ત્રણ વ્યવહારૂ ઉપયોગી સૂચના કરવામા આવી છે. તે વિષે અભિપ્રાય આપવાને હું મને લાયક ધારતો નથી. જ્યારે

અલવર મહારાજા બોલતા હતા ત્યારે મે મારા મનને સવાલ પૂછયો કે એવો એક ઘટ અહીં આપવામા આવે તો એ વગાડવાની કુલ સત્તા વાઈસરોયને સુપ્રત કરવાને આ નરેંદ્રમંડળ ખુશી થાય કે કેમ ? જેઓ તેમા સમત થાય તો આ અધિકાર વાપરવાનુ જે વાઇસરોયના નસીબે આવે તે વાઇસરોય અહીં બોલનારામા કોની સામે આ ઘટનો ઉપયોગ કરે એ વિષયમા હું એમની સામે ઉહાપોહ કરૂં એમ મને લાગ્યુ." આ ઠરાવના વિષય ઉપર આવતા પોતે કહ્યુ કેઃ—"એ વિષે હું અત્યારે તો કાઇ અભિપ્રાય આપવા ઈચ્છતો નથી. અત્યારે તો માત્ર હુ એટલુજ કહેવા માગું છુ અને હુ ધારૂ છુ કે મારે તે કહેવું જોઇએ તથા રાજદ્વારી ખાતાને ન્યાય આપવા ખાતર એ કહેવાનો મને હક પણ છે કે રાજા સાહેબોએ અહીં જે કહ્યુ છે, એમાથી એવો ધ્વનિ નીકળે છે કે સ્ટેન્ડીગ કમિટી મારફત હાલ કામ કરવાની જે પદ્ધતિ છે, અને તેમા જે વિલંબ થાય છે તેની બધી જવાબદારી રાજદ્વારી ખાતા ઉપર હોય. એ કથનમાથી રાજદ્વારી ખાતાનો મારે બચાવ કરવો જોઈએ. હુ માનુ છુ કે જે રાજા સાહેબો સ્ટેન્ડીગ કમિટીમા કામ કરે છે, તેઓ પોતે જ કબૂલ કરશે કે ઘણી વાર તો સ્ટેન્ડીંગ કમિટી પોતે જ કેટલાએક સવાલો મુલતવી રાખવા અથવા છોડી દેવાની ઇચ્છા બતાવતી હતી. એટલે જે જે વિષયમા આ કારણને લીધે ઢીલ થઈ હોય તેની જવાબદારી તો રાજદ્વારી ખાતા ઉપર રહેતી નથી." આમ કહીને એ ઠરાવ રજુ કર્યો હતો અને સર્વાનુમતે પસાર થયો હતો.

## વિવેચન.

આ સવાલ અગત્યનો છે. પોતાના સ્વાર્થને લગતા સવાલોનો નિકાલ વગર અંતરાયે કરી શકે એવી રીતે નરેંદ્રમંડળની સત્તા અને કાર્યપદ્ધતિ વિસ્તૃત થાય એવી આગળ વધવાની ઇચ્છા સ્વાભાવિક છે આખો દેશ આગળ વધે છે. સામાન્ય માણસોના મતોથી ચુંટાએલી સભાઓની સત્તા અને કાર્યપ્રદેશ આગળ વધે ત્યારે એવી સમજથી નરેંદ્રમંડળ જેવી મોટો ધરાવતી, મિત્રતાનો હક ધરાવતી સંસ્થા પોતાનો કાર્યપ્રદેશ વિસ્તારવાની માગણી કરે એ કાંઇ બહુ મોટી માગણી નથી ગોળમેજી પરિષદમાં બ્રિટિશ હીંદના કાર્ય પ્રદેશના વિસ્તારની સાથે, જેમ લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કાઉન્સીલ ઓફ સ્ટેટના ભવિષ્યના વિસ્તૃત કાર્ય બંધારણની વિચારણા થશે તેમ આ નરેંદ્રમંડળના ભવિષ્યનો પણ જરૂર વિચાર થશે એ વિચાર કઇ દિશામાં થવો જોઇએ, તેની ઉહાપોહ આજથી કરી લેવાની જ નરેંદ્રમંડળની ઇચ્છા છે, કે જેથી વિલાયત જાય ત્યારે પોતાના આશયો રાજાઓ સ્પષ્ટ દેખી શકે

ભોપાલ નરેશે આ ઠરાવ અસરકારક દલીલોથી રજુ કર્યો છે. પડતી મુશ્કેલીઓનું બરાબર દિગ્દર્શન કરાવ્યું છે. સુધારાની આવશ્યક્તા સિદ્ધ થાય એવાં પ્રમાણ આપ્યાં છે. આ હકુમત વિસ્તારને લીધે સાર્વભૌમસત્તાના પ્રદેશમાં કે અધિકારમાં આડે આવવાનો બીલકુલ ઇરાદો નથી એમ નિખાલસપણે કહી દેવામાં આવ્યું છે. તો પછી વાઇસરોય સાહેબે માત્ર રાજદ્વારી ખાતાની મુશ્કેલીઓ ઉપર ધ્યાન ખેંચીને કરવામાં આવેલી વિનતિ ઉપર એક યા બીજી રીતે કાંઇ પણ પોતાનો વિચાર દર્શાવ્યો નથી તેથી નાસીપાસી થાય તો આશ્ચર્ય નહીં. જે થવાનું છે તે સબંધી 'તમારી આ માગણી ઉપર જરૂર વિચાર કરવામાં આવશે' એટલું જ માત્ર સહાનુભુતિ ભરેલું કહેવામાં આવ્યુ હોત તો એમાં નુકસાન તો કાંઇ નથી લાગતું. ચુપકીદીનાં કારણો રાજ્યતંત્રના અભ્યાસીઓ સહજ સમજી શકે છે. અને તેમાં જ્યારે ખરાં કારણ હોય છે ત્યારે તેવી ચુપકીદીને ઘણા માનની દૃષ્ટિથી તેઓ જુએ છે. આ વિષય ઉપરતું મૌનનું કાંઇ કારણ કલ્પી શકાતું નથી. ભવિષ્યમાં દરેક સંસ્થા આગળ વધવાની જ છે. પછી તે જાહેર પ્રજાની હોય, રાજાઓની હોય, અને સરકારની પોતાની હોય તો પણ. તો પછી એ વિષે કંઇક થોડા શબ્દોમાં પણ વાઇસરોય સાહેબની મનોવૃત્તિ પ્રદર્શિત થઇ હોત, એ ઇચ્છવાયોગ્ય છે.

આ વિષય ઉપર બીજી પાસનો પણ એક વિચાર કરવાની આવશ્યકતા છે. તે એ છે કે નરેંદ્રમંડળનો કાર્ય પ્રદેશ અને અધિકાર વિસ્તૃત થશે ત્યારે તે માત્ર એકલો સરકાર સાથેના સંબંધ પરત્વે જ વિસ્તૃત થશે કે રાજ્યોના અંદર અંદરના સંબંધ પરત્વે, નરેંદ્રમંડળને પોતાને સરખી કાર્યવાહીમાં જોડવા પરત્વે, કે તેના કાર્યમાં ખોડખાંપણ હોય તો તે સુધારવા માટે; પરસ્પરના મતભેદો અને હકોની તકરારોના નિરાકરણના ખુલાસાઓ યોજી કાઢવા પરત્વે અને જેમ સરકાર તેમ રાજાઓ, એ બન્નેના કાર્ય પ્રદેશ પરત્વે—એ બધા પરત્વે એ વધારે સત્તા માગવામાં આવે છે કે કેમ તે પ્રથમ નરેશોએ વિચાર પૂર્વક નક્કી કરી લેવા જેવું છે. સરકાર સાથેના જ માત્ર સવાલોમાં વધારે સત્તા અને વધારે સ્વાતંત્ર્યની

વાત કરવી એ એક તરફી વાત જેવું છે. રાજાઓના આખા વર્ગની સુધારણાના સવાલો સંબંધે, નરેંદ્રમંડળમાં ઠરાવો લાવવાની છુટના સંબંધે, થએલા ઠરાવો સરકારે માન્ય રાખવા જોઇએ એમ વિચાર હોય તો, કોઈ નરેંદ્ર, રાજાઓને લગતા કોઇ ઠરાવો લાવે અને તે પસાર થાય તો તે પણ પસાર થયા માટે જ માન્ય રાખવા જોઇએ એ બધું આ વિસ્તૃત અધિકારમાં આવવું જોઈશે, એ વાત ખ્યાલ કરવા જેવી છે.

ભોર નરેશે કહ્યું કે "નરેદ્રમંડળ સલાહકારક મંડળ મટીને જવાબદાર મંડળ બને એમ કરવાની આવશ્યકતા છે. અને મંડળનો અવાજ વિશેષ અસરકારક બને એમ થવાની જરૂર છે." અત્યારની આ સ્થિતિમાંથી જવાબદારીની સ્થિતિમા અને મંડળના અવાજને વિશેષ અસરકારક બનાવવામાં રાજાઓને પોતાને અને પોતાના સૌ સૌના રાજ્ય પરત્વે અંદર અંદર એ જ સિદ્ધાંત લાગુ પડશે કે કેમ અને તે લાગુ પડે તો કાંઈ અડચણ નથી એમ નિર્ણય ઉપર આવ્યા પછી જ આ માગણી થવાની આવશ્યકતા સ્પષ્ટ છે. આ બધો વિચાર કરતાં આગળ વધવાના સિદ્ધાંતને તો વળગી રહેવા જેવું છે, એમ માનતા છતા આગળ વધવાના રસ્તા વિષે મારો થોડો મતભેદ છે. હુ માનુ છું કે આવા મંડળો કે જેનો અધિકાર અને કાર્યપ્રદેશ વિસ્તૃત કરવા માટેની રીત, એ માટે વિનતિ કરવાની ન હોવી જોઇએ. કામ કરવાની યોગ્યતા અને તેની હીંમત પ્રમાણે દરેક સંસ્થા આગળ વધી શકે છે. તે ધોરણે નરેંદ્રમંડળ જેવી સાંસગિક હક ધરાવતી, કોઈ અંતરાય કરી શકે નહીં એવો મોભો ધરાવતી અને વિચાર કુશળતામાં હવે તો આગળ વધેલી સંસ્થા એ સત્તા પોતાથી જ લઇ શકે એમ હું માનું છું. ઘણા માણસનું એક જુથ, સત્તા માગીને લેવા કરતાં પોતાની કામ કરવાની પદ્ધતિમાથી જ એ સત્તા મેળવી શકે છે, એ અત્યારના લોકશાસનના યુગમાં સર્વને સુવિદિત છે. લીગ ઑફ નેશન્સથી માંડીને તે ઠેઠ કોઈ નાના રાજ્ય મંડળ સુધી બધે જ એ ધોરણ લાગુ પડે છે. તો પછી નરેંદ્રો, પોતાની મેળે નરેંદ્રમંડળની કાર્ય પદ્ધતિમાંથી જ કોઇપણ ઘર્ષણ વગર પોતાની સત્તા વધારી શકે એમ મને લાગે છે.

નરેંદ્રમંડળનું હાલનું કામ જોશું તો લાગ્યા વગર રહેશે નહીં કે દરેક વર્ષે વર્ષે નવા મુદ્દાઓ ઉઠાવીને, નવા નવા ઠરાવો લાવીને

સરકાર પાસે એ મંડળ ઘણું કામ કરાવી રહ્યું છે. એ જ પદ્ધતિને અવલંબીને આ મંડળમાંથી જ એ પોતાની સત્તા ધારે તો વધારી શકે એમ મને લાગે છે. એક વાતનો પ્રથમ નિશ્ચય કરી લેવો પડશે કે જે જાતનો વિસ્તાર આપણે સરકાર પરત્વેના સંબંધમાં માગીએ છીએ; અને તે વાત કબૂલ થાય તો જે અધિકાર મંડળને મળશે એ અધિકાર વ્યક્તિગત રાજાઓ પરત્વે અને કોઇની દરખાસ્ત આવે તો રાજા સાહેબોના આ મંડળ પરત્વે પણ લાગુ પડે કે કેમ એ વાત ખ્યાલ બહાર રહેવી ન ઘટે. મંડળમાં થતા ઠરાવો માત્ર ઠરાવ તરીકે જ અત્યારે છે. સમગ્ર રીતે કેવ્યક્તિ તરીકે રાજ્યોએ એ માન્ય કરવા કે કેમ તે સૌ સૌની ઇચ્છા ઉપર હાલ છે. એવી જ રીતે એ ઠરાવોને માન્ય રાખવા કે કેમ તે સરકારની પણ ઇચ્છા ઉપર રહેલ છે. હવે આપણા ઠરાવો સરકારે માન્ય રાખવા જોઇએ એવુ આપણે ઇચ્છતા હોઇએ તો તે ઠરાવો વ્યક્તિગત રાજાઓએ અને આપણા મંડળે પણ માન્ય રાખવા જ જોઇએ; એવુ પરિણામ આવશે કોઇ અધિકારનો ઉપયોગ અન્ય પરત્વે એક જાતનો અને પોતા પરત્વે બીજી જાતનો એવું કેમ બનશે? એ વાતનો પણ વિચાર કરી લેવો ઘટે છે. વળી એ પણ વિચારવા જેવુ છે કે બંધારણમા અપાયેલો હક અને બંધારણમાં મળેલો વિસ્તાર, એ કાયદાની એવી શબ્દ જાળમાં ગુંથાયેલ હોય છે, કે મળેલા એ હકો અગવડતા ભરેલા લાગે તો તેને સહેલાઇથી ફેરવવા એ ઘણું મુશ્કેલ છે. નરેંદ્રમંડળ પોતાના જ ઠરાવોથી આગળ વધે, અને એ વધતા પગલામાં અગવડતા જણાય તો તેમાં પોતાના ઠરાવથી આ ફેરફાર કરી શકે છે. એ સ્વાતંત્ર્ય, લેખિત રીતે ઉપરથી અપાયેલા અધિકારમાં રહી શકે નહીં.

આ બધી આંટી ઘુંટીનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે મને તો એમ ભાસે છે કે જેમ માણસ પોતાને પગલે પગલે આગળ વધે છે અને બીજાના અધિકારથી ધકેલાવા ઇચ્છતો નથી, તેમ નરેંદ્રોએ પોતાને પગલે પગલે આ મંડળના અધિકારનો વિસ્તાર કરવો. એમના ઠરાવો માન્ય કરવા જોઇએ એવા છતાં સરકાર માન્ય કરતી નથી, એમ અત્યારે કેટલુંક બનતું હશે, પણ ફરતા જતા કાળમાં એ વસ્તુસ્થિતિ લાંબો વખત ટકવાની નથી.

આ સંબંધમાં શહેનશાહની "વીટો" ની સત્તાનું દૃષ્ટાંત સારો દાખલો છે. કાળ કોઈના હાથમાં નથી. એ જ બધા પક્ષો વચ્ચે સહાનુભુતિ ઉભી કરશે. માત્ર ઉતાવળ ન કરીએ તો !

---

## ૧૯. દેશી રાજ્યોના આર્થિક હકો.

આ ઠરાવ આર્થિક અને નાણા સબધી તપાસ કરવા માટે નીમવાની કમિટી સબધે છે, અને તે કાશ્મીર નરેશે નીચે પ્રમાણે પેશ કરેલ છે.

"નામદાર વાઈસરોય સાહેબને નરેંદ્રમડળ એવી વિનતિ કરે છે કે સસ્થાનોના આર્થિક હકોનો તલસ્પર્શી તપાસ કરવાને એક સ્વતત્ર નિષ્ણાત કમિટી નીમવી અને તેમા નીમવાના ગૃહસ્થો અને તેને સુપ્રત કરવાના કામની શરતો સ્ટેન્ડીંગ કમિટીની સાથે મળીને નક્કી કરવી."

ના. મહારાજા કાશ્મીર—કાશ્મીર નરેશના વક્તૃત્વનો સાર કહીએ તો એ છે કે "બટલર કમિટીએ આવી એક કમિટી નીમવાની ભલામણ કરી છે. એટલે આમા કાંઈ નવી માગણી નથી. માત્ર નીમવાના ગૃહસ્થો અને તપાસની શરતોમા બની શકયા પ્રમાણે મડળની સલાહ લેવાની સૂચના છે એ કમિટી સ્વતત્રતાથી વર્તે એવી હોવી જોઇએ. અને એ પ્રમાણે બધાવી જોઇએ કે તેના ઠરાવો નિષ્પક્ષપાત હોય. બ્રિટિશ હીદ અને રાજાઓને ઉપયોગી એવા ઘણા ગભીર ઠરાવોનો તેને નિર્ણય કરવાનો છે, જે સવાલો ઘણા ગુચવણ ભરેલા અને શાસ્ત્રીય છે. એ કોઈથી ના પડાય એવી વાત નથી કે આ દેશના જાહેર વ્યવહારૂ ખાતાઓમાથી જે ઉપજ ભૂતકાળમા ઉત્પન્ન થઈ છે, તે આજ સુધી બ્રિટિશ હીદ રાખે છે અને રાજ્યોને કાંઈ ભાગ આપ્યો નથી. એ ભાગ ઘણા કાળથી લેણો છે. એટલા માટે અમે કુદરતી રીતે ઉત્સુક છીએ કે એનો નિશ્ચય કરવા માટે બ્રિટિશ હીદ અને રાજ્યોના યોગ્ય પ્રતિનિધિયોની બનેલી એક કમિટી તુરતમા નીમાય.

તપાસ કરવાની શરતોમા બન્ને પક્ષ વચ્ચે આર્થિક સ્વાર્થના જેટલા સવાલો હોય તે બધાનો સમાવેશ થઈ જવો જોઇએ. પહેલા રાજ્યોએ એવી માગણી કરી હતી, કે (૧) સરકારની બદરી જગાતની ઉપજમા રાજ્યોનો યોગ્ય હિસ્સો નક્કી કરવા માટે અને (૨) શહેનશાહી ખર્ચમા રાજ્યોના ફાળાની હદ નક્કી કરવા માટે એક કમિટી નીમવી. બટલર કમિટીએ એ કરતા વધારે વિસ્તારવાળી ભલામણ કરી છે કે આ તપાસમા દરીઆઇ જગાત ઉપરાત બીજી જાતની ઉપજના હિસ્સા માટે પણ તપાસ કરવી. એટલા માટે મારી અરજ છે કે બ્રિટિશ હીદ અને દેશી રાજ્યો વચ્ચે આર્થિક સ્વાર્થનુ જે આખુ ક્ષેત્ર હોય તે બધુ તપાસાઈ જાય, એવી શરતવાળી કમિટી નીમવી."

ના. નવાબ સાહેબ, ભોપાલ:—આ ઠરાવને એમણે ટેકો આપતા કહ્યું કે "બટલર કમિટીએ એક ખાસ કમિટી નીમવાની ભલામણ કરી છે, એ ખરૂ છે,

પણ અમારા હકોની બધી બાબતોને નાના નાના વાક્યોમા એણે પતાવી દીધી છે, તે ખોટુ છે. મીઠા સબધે કમિટી માત્ર કહે છે કે 'એ સબંધે રાજ્યો સાથે જે બદોબસ્ત થયો છે, અને જે આજ સુધી સારી રીતે કામ કરી રહ્યો છે તેમા ફેરફાર કરવાની અમે ભલામણ કરી શકવા તૈયાર નથી.' અફીણ સંબધે કહે છે કે 'અફીણના સવાલ ઉપર કાઇ ભલામણ કરવાની સ્થિતિમા અમે નથી.' જગાત સબધે કહે છે કે 'જગાતનો કર એ 'રાહદારી કર નથી' અને ઉમેરે છે કે 'કમિટી માને છે કે સમગ્ર હીદના હિત માટે દરીઆઈ જગાત નાખવા માટે સરકાર પૂર્ણ રીતે હક ધરાવે છે.' આમ હોવાથી આખો સવાલ ફરીથી તપાસાય એ માટે કમિટીની દરખાસ્તને ટેકો આપું છું.

ના. જામસાહેબ, નવાનગરઃ—ત્યાર પછી મહારાજા જામસાહેબે પણ ટેકો આપ્યો હતો. તેનો સાર એ છે કે "ન્યાયની રીતે અને આ રાજ્યનીતિની દૃષ્ટિએ આવી એક કમિટી નીમવાની આવશ્યક્તા છે. અને તે કમિટીના તપાસ ક્ષેત્રનો સવાલ પણ ઉપયોગી બાબત છે. જગાતમા ભાગ અને શાહી જવાબદારીના ખર્ચમા ભાગ એટલી જ માત્ર તપાસ કરવાની નથી. પણ બધા આર્થિક હકોની તપાસ કરવાની છે. કેમકે રાજ્યો એમ માને છે કે સરકારની આર્થિક રાજ્યનીતિ જ્યારે જ્યારે આખા હીદુસ્તાન ઉપર દાખલ કરવામા આવેલ છે, ત્યારે ત્યારે રાજ્યોને તેની શુ અસર થશે તેનો વિચાર સુધા કરવામા આવ્યો નથી. અને તેને લીધે રાજ્યોના ઉપર અયોગ્ય એવો બોજો નખાયો છે. અથવા તો જે ઉપજમા તેનો ભાગ હોવાનો હક છે, તે ઉપજમાથી તેને વચિત રાખવામા આવ્યા છે. લોકોની સ્થિતિ સુધરતી જાય છે, તેમ લોકોની સુખાકારી, કેળવણી, પાણીના બાધકામો, વૈદકીય વગેરે ખાતાઓના વધારા માટે રાજ્યોના ઉપર ફરજ આવી પડી છે. અને આ ફરજ બરાબર અદા થવાનો આધાર આ આર્થિક સવાલોનો યોગ્ય નિર્ણય થવા ઉપર છે. રાજ્યો અને રાજ્યની પ્રજા ઉપર બ્રિટીશ હીંદના ફાયદા માટે જે આર્થિક બોજો લદાયેલો છે, એનુ વાજબીપણુ અમે કબૂલ રાખી શકીએ એવુ નથી." એ દલીલ કરીને એમણે ઠરાવને અનુમોદન આપ્યુ હતું.

ના. પતસચીવ ભોરઃ—ભોર નરેશે અનુમોદન આપતા આપતા, જેમ વખતે વખતે તક લે છે, તેમ આ તપાસમા નાના મોટા રાજ્યો વચ્ચે, તોપના માનવાળાં અને તોપ વગરના રાજ્યો વચ્ચે, નરેંદ્રમડળના જાથુકના સભ્યો અને જાથુકના ન હોય એવા રાજાઓ વચ્ચે કાઈ પણ અયોગ્ય ભેદ રાખવો નહીં એવી માગણી કરી હતી. આવો ભેદભાવ રહેવાથી નાના રાજ્યોના રાજાઓના મનમા કારણ વગરની અશાતિ રહે છે. અને એજ અશાતિને લીધે રાજાઓના વર્ગમા અદર અદર અદેખાઈ ઉત્પન્ન થાય છે. બીકાનેરના મહારાજાએ, આ ભેદ ન રાખવો જોઈએ એવી સહાનુભુતિ દર્શાવી છે. મોટા અને નાના બધા રાજ્યોમાં હાલના જમાના પ્રમાણે સુધારાનુ તત્ર દાખલ કરવાની જરૂરીઆત ઉભી થઇ છે અને તે તત્ર સોઘી વસ્તુ નથી. એ તત્ર, પૂરતુ ખર્ચ માગે છે. અને તેને પહોચી વળવાને માટે નવા સાધનોની આવશ્યક્તા ઉભી

થઈ છે. એટલા માટે આર્થિક નીતિની તપાસમાં જે છેવટ નિર્ણય આવશે, તેમાંથી જે ભાગ મળશે, તે ઉપયોગી થઇ પડશે. આ ભાગ નાના રાજ્યોને વધારે ઉપયોગી એટલા માટે થઈ પડશે કે, તેમની સ્થાનિક ઉપજ ઓછી છે અને તેને સુધારીને વધારી શકાય તેવી નથી. આ ભાગ વસ્તીના પ્રમાણ ઉપર કે વપરાતી વસ્તુઓના જથ્થા ઉપર કે બન્નેના ઉપર નાખી શકાય. પણ તે એક શાસ્ત્રીય પ્રશ્ન છે અને હુ તેમા ઉતરવા માગતો નથી. કમિટી નિશ્ચય કરશે.

ના. વાઇસરોય—નિયમ પ્રમાણે વાઇસરોય સાહેબે છેલ્લો જવાબ આપ્યો હતો એમણે કહ્યુ કે તમે કહેલી વાતોની અગત્યતા હુ સ્વીકારૂ છુ. પણ આવતા થોડા માસમા આખા હીંદને માટે જે ઉપયોગી ચર્ચા થવાની છે, તેમા આ પ્રશ્નની પણ ચર્ચા થાય તે સર્વને યોગ્ય લાગશે. આ આર્થિક સવાલ બધા રાજ્યોને નિકટ અસર કરે છે. અથવા કહીએ તો સમગ્ર રાજ્યબધારણને નિકટની અસર કરે છે એટલા માટે આ વિષયોનો નિશ્ચય કરવાનો પ્રસગ ઉભો થયો ત્યારે જે કમિટીની બટલર કમિટીએ ભલામણ કરી છે અને જે તમે અત્યારે માગી રહ્યા છો, તે સબધે હુ કહુ છુ કે મારી પણ ઇચ્છા છે. અને મને ખાત્રી છે કે વિલાયતની સરકારની પણ એવી જ ઈચ્છા હશે કે તપાસને માટે જે શરતો નક્કી કરવામા આવે તે વિષે તમારી સાથે વિચારણા થાય. હુ અત્યારે વિશેષ કહેવા માગતો નથી. કારણ કે મારા મનમા એક અચોક્કસતા છે, કે સાઇમન કમીશનનો રિપોર્ટ બહાર પડે અને તેમાથી વિચારની કાઇક દીશા સુઝે તે પછી આવી કમિટી નીમાય તેમા વધારે લાભ છે, એમ વખતે તમે માનો. મારી આ સૂચના સબધી વિશેષ વિચાર કરવાની વાત, પોતાની સ્ટેન્ડીગ કમિટીને આ મડળ વખતે સોપે. આટલી સૂચના કરીને આ ઠરાવ હુ તમારી પાસે મૂકુ છુ.

## વિવેચન.

જગતના બધા સ્વાર્થોમાં પૈસાનો સ્વાર્થ ગમે તેવી સ્થિતિમાં પણ માણસોને લોભી બનાવે છે. એથી બ્રિટિશ હીંદની ઉપજમાં ભાગ લેવાની લાલચ અને ઇતિહાસના દાખલામાં ક્યાંઇ નહીં એવી માગણી કરવાનુ મન રાજા સાહેબોને થયુ છે. પોતાના રાજ્યના હકો જે પરંપરાથી તેઓ ભોગવતા આવ્યા છે, તેમાં નુકસાન કરે એવું કોઈ કાર્ય બ્રિટિશ હીંદ કરે તો, યા તો તેનો બદલો મળે અથવા તો તેવું કાર્ય એ કરી શકે નહીં એવી કોઇ યોજના થાય એ માગણી તો સમજી શકાય એવી છે. જેમકે મીઠા સંબંધીના કરારો, અફીણ સબંધીના કરારો, રેલ્વેમાં આપેલી જમીન ઉપરના હકો, પોસ્ટ ઓફીસ સેવિંગ્સ બેંકમાં પોતાની રૈયતના પૈસાનો લાભ જે બ્રિટિશ હીંદને એકલાને મળે છે એ વગેરે. રાજ્યોના આંતર વહીવટમાં સ્વતંત્રતા કબૂલ કરાયા

છતાં આંતરવહીવટની આ બધી બાબતોની જે દખલગીરી થાય છે, તેનું સમાધાન તો થવાની જરૂર છે. પણ બ્રિટિશ હીંદ જે દરીઆનું માલેક છે, તે ઉપરનાં બંદરો માર્ફત જે વેપાર બહારના દેશો સાથે ચાલે છે અને તે વેપારની જે જગાત આવે છે, તેમાં દેશી રાજ્યો ભાગ માગવાની જે વાત કરે છે, તે વાત ઇતિહાસમાં ક્યાંઈ જોવામાં આવી નથી. સેંકડો વર્ષથી વિદેશી રાજ્ય આ દેશમાં હતું. દરીઆ કિનારો પણ મોટે ભાગે તે વખતે તેના હાથમાં હતો. એ વેપાર ઉપર જે જગાત ભૂતકાળમાં લેવાતી, તે જગાતમા ભાગની વાત કોઇને યાદ સુધાં આવી ન હતી. તમ કોઇએ હક સુધા માગ્યો ન હતો. દરીઆ કિનારાનું સ્વામીત્વ જે કિનારો જેના કબજામાં હોય તેનું છે. અને તેમાથી બની શકે તે ઉપજ લેવાનો તે સત્તાનો અધિકાર છે. જેને એ દરીઆ કિનારો ન હોય, તેણે કિનારાવાળા પાસેથી ઉપજમાં ભાગ માગવો એ સમજી શકાતુ નથી કોઇ રાજ્યમા કીંમતી ખાણુ હોય તો એ જેમ રાજ્યની માલેકીની ખાસ ઉપજ છે, તેમ દરીઆ કિનારાની ઉપજ બંદરી રાજ્યની સ્વતંત્ર ઉપજ છે. જો એમ ન હોય અને બધાં રાજ્યો તેમાં ભાગ પડાવી શકતાં હોય તો દરીઆઇ રાજ્યો અને બીનદરીઆઇ રાજ્યો એની સગવડમાં પછી ફેર શું ? એક દલીલ એવી કરવામાં આવે છે કે “ પહેલાં કોઇ વાર બંદરી જગાતમાં દેશની અંદરનાં બીજા રાજ્યોનો ભાગ ન હતો, એ વાત ખરી છે પણ તે વખતે બંદરી જગાતનો દર ઘણો ઓછો હતો અને હવે ઘણો વધારે છે, એટલે ભાગ મળવો જોઇએ. ” આ દલીલમાં બહુ વજુદ લાગતું નથી કારણ કે જગાતમાં ભાગનો હક એ કાંઈ જગાતના દરના વધારા ઘટાડા ઉપર આધાર રાખતો નથી, એ ઉપજમાં ભાગ લેવાનો હક તો ભાગ હોવો જોઈએ કે નહીં અને ભૂતકાળમાં કોઇ દિવસ લીધેલ છે કે નહીં, તે સિદ્ધાંત ઉપર આધાર રાખે છે, એ વાત ખ્યાલ બહાર રહેવી જોઇએ નહીં. સરકાર સાથેના કરારો ઉપર ભાર મુકીને રાજ્યોની આંતર વ્યવસ્થાના સ્વાતંત્ર્ય માટે જે જોર દેવામાં આવે છે, તે કરારનામામાં પણ ક્યાંઇ સરકારી ઉપજમાં ભાગનો ઇસારો કરવામાં આવ્યો નથી. એક તરફથી પોતાના પૂરતા કરારને અબાધ્ય ગણવા અને બીજી તરફથી તેમાં ન હોય એવી માગણી કરવી, એ આડકતરી રીતે કરારને ઢીલા

કરવા બરાબર છે. એ દૃષ્ટિએ પણ દરીઆઈ જગાતની ઉપજમાં ભાગ માગવાનું અવ્યવહારૂ લાગે છે.

વળી ઉપજમાં ભાગ લેતાં હીંદુસ્તાનના રાજ્ય વહીવટ માટે જે ખર્ચ સરકારને કરવુ પડે તેમા હિસ્સો મગાવાનો પણ સંભવ છે. હીંદના રાજ્ય વહીવટના જે જે ખાતાંઓને લીધે હોદી હીંદની વસ્તીને પણ લાભ મળતો હોય, તેના ખર્ચના બોજામાં ભાગ માગવાની તાણખેંચ હીંદ કરે તો તેમાંથી નીકળી શકાય એવી દલીલ દેખાતી નથી. રાજ્યો જાણે એમજ માનતાં દેખાય છે, કે રાજ્યો પાસેથી ટ્રિબ્યુટ લેવાય છે, એટલે લશ્કરી હિસ્સો એમા આવી જાય છે. આ દલીલ બે રીતે ચાલી શકે નહીં એવી લાગે છે એક તો એ રીતે કે ટ્રિબ્યુટ જે વખતે નક્કી થઈ ત્યારે લશ્કરી ખર્ચ આજ છે, તેના કરતાં ઘણુ ઓછું હતુ એટલે ટ્રિબ્યુટમાં તે વખતના લશ્કરી ખર્ચનો બોજો આવી જાય છે, એમ કહીએ તો અત્યારના ખર્ચ પૂરતો તે નથી, એમ દલીલ કરવાની આપણે સરકારને તક આપીએ છીએ તે તક આપવાથી હું વિરૂદ્ધ છું ટ્રિબ્યુટ એકલા લશ્કરી ખર્ચ માટે ન હતી સરકારની સાથેના આપણા સમગ્ર સંબધના એક બાના તરીકે( earnest ) બધાયેલી એ રકમ છે. એટલા માટે સરકારની સાથેના રાજ્યના સંબધો પૈસાના હિસાબે બંધાયેલા નથી પણ એ રાજ્ય રાજ્ય વચ્ચેની મિત્રાચારીનો સંબંધ છે. તેમાં પૈસાની વાણીઆશાઇ આવે એ શોભતુ નથી. અને છતાં આ દલીલ કરવામાં આવે તો બીજી વાત યાદ રાખવા જેવી છે, તે એ છે, કે એવી દલીલ કરવાથી બોજામાં આપણો ભાગ હોવો જોઇએ એ કબૂલાત આડકતરી રીતે કબૂલ કરાઈ જવાય છે. બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો બન્ને મિત્રતા ધરાવનારાં જુદા જુદાં રાજ્યો છે. પોતાના રાજ્ય તરફની સૌ સૌની ફરજમાં લાભ કે હાની માટે તે દરેક પોતે જવાબદાર છે. ભાગ લેવાની કે ભાગ દેવાની પ્રથા એક વખત શરૂ થશે, તો એ ગુંચવાડો પણ વધતો જવાનો. હાલના લશ્કરના ખર્ચમાં થોડાજ વખતમાં દરીઆઇ કાફલાનું ખર્ચ, હવાઇ જહાજોનું ખર્ચ, પાણી નીચે ચાલતી સબમરીનોનું ખર્ચ, વહાણોનો વિનાશ કરનારી ટોરપીડોનું ખર્ચ, અને વિજ્ઞાનશાસ્ત્ર, માણસોનો નાશ કરવા માટે લશ્કરને ઉપયોગી જે જે વિનાશક સામગ્રી

શોધતું જશે તે બધાના ખર્ચમાં ભાગ આપવા જેવી સ્થિતિ રાજ્યો આ જગાતમાં ભાગ માગીને ન ઉભી કરે, તેમ દેશી રાજ્યનો દરેક શુભેચ્છક ઇચ્છે.

જગાતની ઉપજ લેવાની દલીલમાં રાજ્યોએ એક વાત પેશ કરી છે, તે એ છે કે સરકાર જગાત લે છે, તેથી પોતાની રૈયત ઉપર બેવડી જગાત પડે છે. (૧) સરકારની અને (૨) રાજ્યની. રાજ્યો કહે છે કે સરકારની ફરજ છે, કે લોકોને આ બેવડા કરમાંથી મુક્ત કરવા આ દલીલ શુદ્ધ અંતઃકરણથી કરવામાં આવી હશે તો, તેમાંથી એ સ્થિતિ ઉત્પન્ન થશે કે સરકાર ભાગ આપે તો એ પૈસા પ્રજાને પાછા આપવા પડશે, અથવા રાજ્યે જગાત કાઢી નાંખવી પડશે. આ દલીલમાં સચોટ સત્ય છે, અને એ ઉપર રાજાઓનું ધ્યાન નથી ગયું તેમ નથી. પરંતુ તેમાંથી નીકળવાનો એક રસ્તો રાજ્યોએ શોધી કહાડ્યો છે. તે એ છે કે જગાતના પૈસા આવે તે, તે રાજ્યોની રૈયતના હિતનાં કાર્યોમાં વાપરવા. પણ પહેલાં તો લોકો આ વચનમાં શ્રદ્ધા રાખશે કે કેમ તે જ સવાલ છે. અને શ્રદ્ધા રાખશે તો લોકો જરૂર એ માગણી કરશે કે જ્યારે એ પૈસા અમારા જ હિતનાં કાર્યોમાં ખરચવાના છે, તો અમારૂં હિત એટલે શું તે અમને પૂછવું ઘટે.

રાજ્યો આમ કરવા ખુશી હોય તો આનંદની વાત છે. પણ એમ કરવામાં નરેશ પદ્ધતિના ઉપર હાલ જે ભાર મૂકવામાં આવે છે, તેને બદલે ધીમે ધીમે લોકશાસનની પદ્ધતિ રાજ્યોમાં દાખલ થશે. એ પદ્ધતિ કાળે કરીને આવ્યા વિના રહેશે નહીં, એમ વખતની નાડ તપાસી શકે એવા દરેક વિચારવંતને લાગી આવે એવું અત્યારે દેખાય છે. પણ એ બન્ને પદ્ધતિનો ફેરફાર ધ્યાનમાં રાખીને જે પદ્ધતિ રાજાઓને પસંદ હોય અને જે પદ્ધતિ તેઓ ટકાવવા ઇચ્છતા હોય તે પદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ. માત્ર પૈસો મેળવવા માટે બે પદ્ધતિઓનું સંકર કરવું, તેમાં ડહાપણ ભાસતું નથી. જગાતની ઉપજમાં હિસ્સો ન લેવાનું આ પણ એક કારણ છે.

જે મોટાં રાજ્યોને ભૂતકાળમાં પોતાના વિસ્તાર અને મોભાને લીધે હીંદમાં મોટો સ્વાર્થ હતો તેને જ્યારે હીંદના રાજ્ય વ્યવહાર

અને વ્યવસ્થામાં એમ ભય લાગ્યો કે ઈસ્ટ ઈંડીયા કંપની સાથે મિત્રાચારી બાંધીને પોતાના રક્ષણ માટે એ કંપની, એ રાજ્યો માટે લશ્કર રાખે તો તેમાં તેમનો બચાવ છે, ત્યારે એ મોટાં રાજ્યોએ પોતાના પ્રદેશના કેટલાક ભાગો કંપનીને ખર્ચ માટે સુપ્રત કર્યા. એ ભાગોની સુધારણા થવાથી હાલ તેની ઉપજમાં ઘણો વધારો થવાને લીધે એ રાજ્યોના મનમાં એમ હોય એમ લાગે છે કે સરકારી ખર્ચમાં ભાગ આપતાં એમને ભાગે જે રકમ આવે એ રકમની સામે એમણે સુપ્રત કરેલા દેશની અત્યારે જે ઉપજ હોય તેની સરખામણી કરવાથી તેમને હીંદના ખર્ચમાં ભાગ આપવો પડશે નહીં. એટલું જ નહીં પણ ઉલટી તેમાથી જમે બાજુએ રકમ મળશે અને તે ઉપરાંત દરીઆઇ જગાતમાં ભાગ પણ મળશે.

પરંતુ જગાતના ભાગમાં બધાં રાજ્યો આવી લાભકારક સ્થિતિમાં નથી. હૈદ્રાબાદ, મ્હૈસોર, ગ્વાલીઅર, ઇન્દોર, વડોદરા, ભોપાલ વગેરે બધાં રાજ્યોએ ઘણી મોટી જાગીરો સરકારને પોતાના તે વખતના સ્વાર્થ માટે સોંપી છે. એટલે એ રાજ્યોને જગાતના ભાગમાંથી ઉત્પન્ન થતા ખર્ચના બોજાનો ભય લાગતો નથી. પણ નરેશોનું સમથમંડળ જે ભાગની વાત કરી રહ્યું છે, તેના ઉપર જ્યારે ખર્ચનો બોજો પડશે ત્યારે જમે ઉધાર બાજુના હિસાબનું પરિણામ શું આવશે, તે જોવા જેવું છે. અને ખાસ કરીને નાનાં રાજ્યો માટે. નાનાં રાજ્યોએ પોતાના પ્રદેશો સરકારને સોંપ્યા નથી. તેમની ટ્રિબ્યુટ ખર્ચના પ્રમાણમાં ઘણી થોડી છે. અને કેટલાંક પાસેથી તો તે લેવામાં પણ નહીં આવતી હોય તેમનું શું થશે તે, તે તે રાજ્યોએ વિચારવા જેવું છે. દાખલો લઇએ.

ભોર નરેશે આ ઠરાવને ટેકો આપ્યો છે. અને વસ્તીના પ્રમાણમાં જગાતનો ભાગ સૂચવ્યો છે. ભોરની વસ્તીના પ્રમાણમાં એમને કેટલા હજાર રૂપીઆ ભાગ મળી શકે છે એ તેમણે પહેલાં નક્કી કરવું અને પછી હીંદના ખર્ચમાં કેટલો ભાગ પોતાના ઉપર પડશે તે વિચારી કહાડવું. આ પ્રમાણે દરેક નાનાં રાજ્યે કરવું. એટલે તેમને તુરત ખ્યાલ આવ્યા વગર નહીં રહે કે હિસાબની આ બાદબાકી પૈસાની દૃષ્ટિએ પણ બહુ લાભકારક ન નીવડે. અને

રાજકીય દૃષ્ટિએ હીંદના આ ખર્ચની લેવડ દેવડમાં ભરાઇ પડવાનું નુકસાન વખતે નાહકનું વહોરી લેવાય એવો પણ સંભવ છે. એટલે એ દૃષ્ટિએ પણ તપાસ કમિટી માટે સંમતિ આપતા પહેલાં દરેક રાજ્યે બહુ જ મનન પૂર્વક વિચાર કરી કાઢવા જેવું છે.

એમ પણ એક દલીલ કરવામાં આવી છે કે ઉપજમાં હિસ્સાનો આપણને અધિકાર છે પણ બોજામાં ખર્ચ આપવાને આપણે બંધાયેલા નથી. આ દલીલ તો તપાસ કરનારી કમિટી મંજુર નહીં રાખે એવું ચોક્કસ લાગે છે. તે ઉપરથી નરેશ અને કેટલાક મંત્રીઓમાં એવો વિચાર ચાલતો સાંભળવામાં આવ્યો છે કે જો બોજો માથે પડે, તો જગાતનો હિસ્સો લેવાનો હક આપણે છોડી દેવો અને જાણે તપાસ થઇ જ નથી એમ માનવુ. ખાસ મુદ્દા ઉપર તપાસ કમિટી નીમાય; એ અભિપ્રાય આપે, સરકાર એના ઉપર નિર્ણય આપે અને પછી તેમાંથી શી રીતે નીકળી શકાશે એ લખનારને સુઝતું નથી. છતાં દાખલા તરીકે ધારો કે સરકાર છેવટની એ માગણી કબૂલ કરે તો પણ જે એક મોટું નુકસાન થશે તે એ છે કે સિદ્ધાંત થયા પછી સરકાર જવા દે તે તો એક સમજુતી થઇ. આપણા કરાર પ્રમાણે એ બોજો આપણે આપવા બંધાયેલા નથી, તે હકની વાત તેમાં પછી રહે નહીં. અને આ કમિટીની તપાસનું એ પરિણામ આવે તો એમ પણ થવાનો સંભવ કે જ્યારે હીંદુસ્તાન, પૂર્ણ લોકશાસન પ્રાપ્ત કરે, ત્યારે તે વખતે આ કમિટીના નિર્ણય ઉપર ભાર દઈને તે વખતના લોકશાસનવાળું હીંદુસ્તાન ખર્ચમાં ભાગ માગે, તો તેમાંથી છટકી જવા માટે રાજ્યોને બારી રહેશે નહીં.

અને છેવટ સંધીપત્રોનું પવિત્રપણું થોડે દરજ્જે ચેરાય છે, એ, તથા પૈસાના લાભ કરતાં એની સામે જે બીજા ગેરલાભો છે તેનો ખ્યાલ કરતાં આ જગાત માટે કમિટી નીમાય તો તેમાં લાભ છે કે હાની તેનો પુખ્તપણે વિચાર કરવાનું નરેશોને સોંપવામાં આવે છે.

આ આખો વિષય બહુ ધ્યાનપૂર્વક વિચાર કરીને નિર્ણય કરવા જેવો છે.

---

## ૨૦. દરમિયાનગીરી.

આ ઠરાવ રાજ્યોની અદર સરકાર તરફની દખલગીરીનો હતો. તે બીકાનેર મહારાજે રજુ કર્યો હતો. નીચે પ્રમાણે હતો.

"આ નરેદ્રમડળ માને છે, કે દેશી રાજ્યોના આતર વ્યવહારમા દખલગીરી કરવાના મૂળ સિદ્ધાતની વ્યાખ્યા ના. વાઈસરોયના પસદ કરેલા પ્રતિનિધિયો અને નરેદ્રમડળે પસદ કરેલા પ્રતિનિધિયો સાથે મળીને પરસ્પર ઉહાપોહ કરીને કરે, એવી જરૂરીઆતનો કાળ આવી પહોચ્યો છે."

ના. બીકાનેર મહારાજા —આ ઉપર એક લબાણુ અને અસરકારક ભાષણુ કરતા મહારાજા બીકાનેરે કહ્યુ કે ના. વાઈસરોયે ગયા મગળવારે નરેદ્રમડળ ખુલ્લું મૂકતી વખતે આ વિષયક જે ભાષણુ કર્યુ હતુ, તે ભાષણુ થયા પહેલા મારૂ આજનુ ભાષણુ લખી રાખવામા આવ્યુ હતુ. અને તેથી મારો આ ઠરાવ અમલમા મૂકવામા આવે તો કેટલેક ઠેકાણે ઘણી મુશ્કેલીઓ લાગે એવુ છે. છતા હુ ધારૂ છુ, કે આ વિષય એટલો ગભીર છે, કે હસ્તક્ષેપના સવાલને સાદો અને સમજી શકાય એવો કરવાના બની શકે એટલા દરેક રસ્તાની શોધ કરવી જોઇએ. બટલર કમિટીએ હસ્તક્ષેપના સબધમા જે વિચારો જણાવ્યા છે, તે પ્રમાણે નહી, પણ રાજાઓની સાથે વાતચીત કરીને, બન્ને પક્ષને પસદ પડતી હસ્તક્ષેપની કોઈ વ્યાખ્યા શોધી કહાડવા પ્રયત્ન કરવો જોઈએ. કદી આ પ્રયત્ન કર્યા છતા હસ્તક્ષેપ ખરી રીતે ક્યા કરવો જોઇએ, એ સબધી વ્યાખ્યા મળવી અસભવિત જણાય અથવા બીજી જાતનો કોઈ સતોષકારક નિર્ણય ન થઇ શકે તો આપણને બન્નેપક્ષને ઓછામા ઓછો એટલો સતોષ તો જરૂર થશે કે બન્ને સાથે મળીને આપણાથી બની શકે એટલુ બધું કરી છુટચા છીએ એ વાત તો કબૂલ થાય એવી છે કે જ્યારે જ્યારે આપણે ખુલ્લા દીલથી અને મિત્રાચારી ભરેલી રીતે સવાલોનો નિર્ણય કરવા બેઠા છીએ ત્યારે તેમાથી શુભ પરિણામ સિવાય બીજુ કશુ ઉદ્‌ભવ્યું નથી.

હસ્તક્ષેપમા, શહેનશાહતની કોઈ મભમ જરૂરીઆત નહી, પણ સિદ્ધ થતી જરૂરીઆત હોવી જોઇએ. રાજાઓ, તેમની પ્રજા તેમજ સરકાર પણ તે સહેલથી સમજી શકે તેવુ છે. બટલર કમિટી ચોકખી વ્યાખ્યા બાધવામા નિષ્ફળ નીવડી છે. અને પોતાની એ નિષ્ફળતાનો તેણે એમ કહીને સતોષ માન્યો છે કે 'સર્વોપરિસત્તા, હમેશા સર્વોપરિ છે.' આ નિરાશાની સલાહ છે. અને અમને તો આશા રહે છે કે આપણે એ સંબધી સાથે મળીને જે વાત કરશુ તેમાથી કઈક સતોષકારક આગળ પગલા આપણે ભરી શકશુ. અને કઈ કઇ બાબતમા વચમાં પડી શકાય નહી, તે બાબતો જ જો નક્કી કરી શકશુ તો પણ ઘણુએ બધુ થયું એમ ગણાવા જેવુ છે.

ભૂતકાળના કેટલાક તો એવા દાખલા છે, કે રાજ્યની પોતાની ખાનગી કુટુબની બાબતમા પણ દરમિયાનગીરી થઇ છે. પોતાના પિતાની ઉપર છેવટનો હુકમ આપી

શકે અને પિતાના કામો ઉપર છેવટની હકુમત ભોગવી શકે એવી રીતે તેના પાટવી પુત્રને મૂકવામા આવેલ છે. અને એ પણ જે રાજાઓએ રાજ્ય તજ્યુ હોય છે, એવાના સબધે નહી, પણ કાળવશાત જેઓ કમનસીબીના ભોગ થઈ પડ્યા છે તેવાઓને અગે. અને કેટલીક વાર તો ઉતાવળમા થએલા હુકમોને લીધે. તેનું પરિણામ એ આવ્યુ છે કે જેમ એક મિયાનમા બે તરવાર મૂકવી અશક્ય વાત છે, તેમ એક રાજ્યમા બે રાજાઓ સ્થાપિત કરી દેવામા આવ્યા છે. વળી ૨૦-૩૦ વર્ષ પહેલા વખતોવખત બનતું આવ્યુ છે કે રાજ્યોના દીવાનો અને મત્રીઓ પોતાના રાજાની સામે થઈ શકે અને તેનુ અપમાન સુદ્ધા કરી શકે એવુ ઉત્તેજન રાજદ્વારી અધિકારીઓએ આપ્યુ છે. રાજાઓના હકો તથા તેની લાગણીઓની કાઈ પણ દરકાર કર્યા સિવાય રાજ્યોના તોફાની અથવા બીજી રીતે ગુન્હેગાર ભાયાતો અને અમીરોને મદદ કરવામા રાજદ્વારી અધિકારીઓ રાજ્યમા વચ્ચે આવ્યા છે. અથવા આવવાનો પ્રયત્ન કર્યો છે. મારા પોતાનાજ વિષે બોલતા કહું તો હુ જ્યારે ઉમર લાયક થયો ત્યારે એક રાજદ્વારી અધિકારીએ મને એક વિચિત્ર સિદ્ધાતની વાત કરી હતી કે એની પોતાની નીતિ એવી હતી કે સરકારે, સગીર રાજ્ય વહીવટ વખતે અમીરોની વિરુદ્ધ રાજ્યોને મદદ કરવી જોઇએ અને જ્યારે સગીર વયનો રાજા ઉમર લાયક થઈને ગાદીએ બેસે, ત્યારે રાજાની વિરુદ્ધ અમીરોને મદદ કરવી જોઇએ. સાચા ખોટાનો કાઈ વિચાર કર્યા સિવાય આવુ ધોરણ કરી બેસવુ એ વિષે વિશેષ ટીકાની જરૂર નથી.

મારા અનુભવમા એમ પણ આવ્યું છે કે ગાદીએ બેઠા પછી મારા શરૂઆતના દિવસોમા રાજ્યભક્ત અને જેઓની શક્તિ પૂરવાર થએલી તેવા માણસોને બીલકુલ તપાસ સિવાય નોકરીમાથી છુટા કરવાની ફરજ પાડવામા આવી હતી. અને આ બિચારાઓ સામે કોઇ ખટપટીઆએ મુકેલા આરોપો અથવા તો રાજદ્વારી અધિકારીઓએ મુકેલા આરોપોનો જવાબ સુદ્ધા આપવાની તક આપવામા આવી ન હતી. અને તે માટે એવી દલીલ કરવામાં આવી હતી કે એ માણસો તોફાની અને ભરોસો રાખવા લાયક નથી.

× × × ×

(અહીં કેટલાક પેશકદમીના ઘણાજ જૂજ જેવા નાના દાખલા જેવા કે પોલીસ જમાદારો, બાગવાન, ધોબી, ખાટકી, ઉટડી સવાર, જેવી નાની બાબતોમા વચમાં પડવાના દાખલા કહેવામા આવ્યા હતા. તે ઘણા જુજ અને હાલમાં ન બની શકે એવા હોવાથી અહી વિગતવાર આપવામા આવ્યા નથી.)

ત્યાર પછી બીકાનેર નરેશે પોતાના રાજ્યમાં પોતે સુધારો કર્યો તેમાં પણ વિરૂદ્ધતા બતાવનાર, અને સુધારો થયા પછી એ સંબધી વખતોવખત હકીકત માગવાની બાબતમા સરકારી અધિકારીઓ તરફથી તકલીફ રહ્યા કરતી હતી તે વિષે, તથા ગુહ્નો કરનારી જાતોને એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે જેમ રજા લેવી પડે છે તેમ ૨૫ વર્ષ પહેલા રાજાને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું હોય તો

રજા વગર જઇ શકાતુ નહી એ સબધમા પોતાને પડેલી તકલીફનો ઇસારો કરીને એવી આશા બતાવી કે હવે આપ નામદારના વખતમા એવુ કાઇ બનશે નહી. રાજાઓના ખરા હકો અને હિતમા યોગ્ય માગણીઓ તરફ સહાનુભુતિની દૃષ્ટિથી જ જોવામા આવશે, એમ કહીને સરકાર અને તાજ સાથેના સબધો વધારે સુદૃઢ કરવામા આવશે એવી આશા બતાવી હતી. અને રાજ્યોના તાજ સાથેના સબધો ઘણી સખત કસોટીમાથી પસાર થયા છે. તથા લડાઈઓ અને બંડોમાથી અમારા કરારો અને જવાબદારીઓ તાજના હમેશના સહકારી અને મિત્રો તરીકે પસાર થયા છે, તેનો ઈસારો કર્યો હતો. ત્યાર પછી બીકાનેરની કાયદા બાધનારી સભામા પોતે કરેલા ભાષણમાથી એક ફકરો વાચી સંભળાવ્યો હતો, જેમા હસ્તક્ષેપ થવાનો પ્રસગ આવે તો તે શી રીતે થવો જોઇએ તેનુ સૂચન હતુ. તે આ છે.

"રાજાઓ અને તેનુ રાજ્ય મડળ કુદરતી રીતે એટલુ તો સમજી શકે છે, કે તાજને સર્વોપરિ સત્તા તરીકે વચમા પડવુ પડે એવા પ્રસગો પણ ઉત્પન્ન થાય. રાજાઓ માત્ર એટલુ જ ઇચ્છે છે, કે વચમા પડ્યા વિના ચાલે નહીં, એવુ બને ત્યારે એ પેશકદમી યથેચ્છ (arbitrary) કે એક તરફી રિપોર્ટના આધારે ન થવી જોઈએ અને તે ઘણી જ આનાકાની સાથે, જે ગજાના સબધે વાઇસરોય સાહેબની સહાનુભુતિ વાળી વિચારણા પછી જ થવી જોઇએ અને તેમા મુખ્ય ખ્યાલ, રાજ્યના વર્તમાન અને ભવિષ્યના હિત ખાતર હોય એવી બાબતમા જ થવી જોઇએ, જે વાત આપે પણ આપના તા. ૨૯ મી નવેબરના ભાષણમા કહેલ છે."

મારી અને મારા બધુ રાજકર્તાઓની ખાત્રી છે, કે આપ નામદારની અગત અને હાલના રાજદ્વારી મત્રીની ઈચ્છા કે વૃત્તિ યથેચ્છ દરમિયાનગીરીની નથી. અને દરમિયાનગીરીની જરૂર પડશે તો બહુ જ ખચકાતે હાથે, એ ન ગમે તેવુ પગલુ લેવામા આવશે એવી આપ નામદાર સંબધી ખાત્રીને માટે અમે બધા આપના ઘણા જ આભારી છીએ. આ બાબતમા અમારું નિવેદન રજુ કરવાની તેમ જ એ વિષે રૂબરૂ ચર્ચા કરવાની તક મળશે તો જરૂર એ સવાલની તપાસમાથી કાઈ ફાયદા ભરેલુ પરિણામ આવ્યા વિના રહે નહી.

હજી કાલેજ હુ કહી ગયો છું તેમ રાજ્યનીતિના સિદ્ધાતો અને રાજદ્વારી ખાતાની કામ કરવાની પદ્ધતિ (Political Practice) દરેક વાઈસરોય અને રાજદ્વારી ખાતાનો દરેક મત્રી ફરે ત્યારે ફરતા જાય છે. અને કેટલીક બાબતમા તો અમારા દરબારમા મોકલવામા આવતા રાજદ્વારી અધિકારીની બદલી થાય ત્યારે પણ ફરે છે.

કમનસીબે ભૂતકાળના એવા દાખલા પણ છે કે અમારૂ અપમાન થાય એવું બને છે, અને ગમે તેવી શુભેચ્છાથી પગલા લેવામા આવે તે છતા રાજ્યનો મોભો, એના હક અને તેની આખી કારકીર્દિને અન્યાય થાય છે. તેમ ન સુધરી શકે એવું નુકસાન રાજાને થાય છે. આવા દાખલાઓમા કોઇ કોઈ વાર સરકારની

પોતાની કફોડી સ્થિતિ ઉત્પન્ન થાય છે. ખાસ કરીને પાછળથી જ્યારે તેને એમ લાગે કે તેણે લીધેલું પગલું ઉતાવળું, યથેચ્છ અને એક તરફી મળેલી ખબર ઉપરથી લેવાયું હતું. પણ વાત એટલી આગળ વધી ગઈ છે, કે થયેલુ નુકસાન સુધારવા અને માનભર્યું સંતોષકારક પરિણામ લાવવાને તે વખતે ઘણું મોડુ થઈ ગયુ હોય છે.

દરમિયાનગીરી પછી જે પગલુ રાજાને ઉઠાડી મૂકવાનુ અથવા રાજ્ય ત્યાગ થવાના પરિણામમા આવે છે, ત્યારે તો રાજાની આખી કારકીર્દિનો નાશ થાય છે. અને જાણે તેનું રાજકીય મૃત્યુ થયુ હોય એમ દેખાય છે. એ સબંધે દાખલો ટાંકું તો એવી સ્થિતિ છે, કે કોઈ માણસને ખુનના કેસ માટે ફાસીએ ચડાવવામા આવ્યો હોય અને પાછળથી જેમ માલુમ પડે કે તે માણસ તો નિરપરાધી હતો, જ્યારે ફાસીએ ચડેલાને પુનઃ જીવન આપવાને બહુ મોડુ થઇ ગયેલુ હોય!

રાજ્યોને સરકારની સાથે કરારો થયા ત્યારથી જ લગભગ જેમ કરારોને સંબધે તેમ હસ્તક્ષેપને સબધે બે જુદી જુદી જાતના વિચારોની નિશાળ (school) હસ્તી ધરાવે છે. કરારો સબધે કેટલાક તો એવુ કહેતા આવ્યા છે, કે કરારો એ મરી ગયેલા વાકયો છે, અને એટલા માટે તેની અવગણના કરી શકાય અને તેની શરતોને તોડી શકાય. જ્યારે બીજો પક્ષ કરારોને બ્રિટિશ સરકારના અફર વચનો તરીકે, સદ્‌વિશ્વાસ તરીકે અને પ્રતિષ્ઠાની વાત તરીકે અગત્યતા આપે છે. તેજ રીતે એક પક્ષ દરમિયાનગીરી ન કરવા સામે સખત મત ધરાવે છે. જ્યારે બીજો પક્ષ દરમિયાનગીરી કરવી જોઇએ એમ માને છે. આ અનિશ્ચિતતાને લીધે આ બેય બાબતમા ભૂતકાળમા કેટલાએક નામાંકિત ગ્રથકર્તાઓએ જે કહ્યુ છે, તેના થોડાક વાકયો કહું, તો તે આપને અપ્રસ્તુત નહી લાગે.

(૧) કરારો માટે બોલતા સર જૉન માલ્કમે પોતાના હાથ નીચેના અધિકારીને આપેલી સૂચનામાનુ નીચેનુ વાકય છે.

"આ તહનામાઓ અને કરારોની વાત હોય ત્યારે હમેશા જે મહારાજા અથવા જે રાજા સાથે તે થયા હોય તેની તરફેણની વિચારણા રાખીનેજ એવા કરારોનો અર્થ કરવો. આપણી અને તેની કેળવણી તથા ટેવો જુદી જુદી હોવાથી આ કરારો સબધી આપણા અર્થ અને રાજાઓના અર્થમા ઘણી વાર ફેર હોય છે; પણ કરારોનો ભાવ અને તેમા અપાયેલા વચનોથી વિરૂદ્ધ જવાનો ઈરાદો હોય નહી ત્યા કોઈ પણ એવું શિથિલ વાકય કહેવાવુ ન જોઇએ અને કરારના શબ્દમાથી સહેજ પણ એવો ફેરફાર ન થવો જોઇએ કે જેમાથી ગભીર પરિણામ નીપજે. કોઈ પણ કરારની શરતમા શકા પડે ત્યારે એ કરાર થતી વખતે જોરાવર પક્ષ કરતા નબળા પક્ષના મનમા એ સબધીએ જે આશાઓ ઉત્પન્ન કરી હોય, તે આશાઓ તરફ ઢળીને જ હમેશા તેનો અર્થ કરવો જોઈએ."

(૨) બીજુ અવતરણ ૧૮૪૨ની ઓર્ચા રાજ્યની એક બાબતમા લૉર્ડ ઓકલેંડની થએલી મિનીટમાથી છે.

"કોઈ રાજ્ય સાથે થએલા કરારમાં જે નીતિ સમાયેલી હોય, તે નીતિ, ત્યાર પછી થએલી એ સ્થિતિને લીધે મુદ્દામાં ફેરફાર કરવા જેવી લાગે એટલા કારણથી કરાર થતી વખતના ભાવ અને શરતોને મક્કમ રીતે વળગી રહેવું નહીં, એ વિચાર એક ક્ષણ પણ હુ કબૂલ કરી શકું એમ નથી." એમ લૉર્ડ ઑકલૅંડે કહ્યું.

( ૩ ) ત્રીજુ અવતરણ કર્ણાટકના નવાબને કરેલા ભાષણમાંથી લૉર્ડ હેસ્ટીંગ્સનું છે.

"સધીપત્ર, સધી કરનાર પ્રજાના જાહેર વિશ્વાસની જામીનગીરી આપે છે. એટલા માટે તે સધીપત્રમા સમાયેલા ભાવને વળગી રહીને જ એની શરતો ઘડવાની મારી ફરજ હોવી જોઇએ. એનો અર્થ, એ કરાર વખતે જે પક્ષના માન ભરેલા વચન ઉપર જે બીજો પક્ષ આધાર રાખતો હોય, તે પક્ષની તરફેણમા હમેશાં કરવો જોઇએ."

( ૪ ) આ ચોથુ અવતરણ ૧ લી ફેબ્રુઆરી ૧૮૧૪ના 'માર્ક્વિસ ઑફ હેસ્ટીંગ્સ' ના જરનલમાથી છે.

"રાજાઓની સામે આપણે જે સબધો બાધ્યા હોય, તેના ખરા સ્વરૂપનું ભાન આપણે રાખતા નથી અને દેશી રાજ્યોને કરાવતા નથી, તેમાથી જ આ ભયકર તોફાન થાય છે."

"આપણા કરારોમા રાજાઓને, આપણે સ્વતત્ર રાજકર્તાઓ કબૂલ રાખીએ છીએ. પછી આપણે તેના દરબારમા રેસીડેન્ટ મોકલીએ છીએ. આપણા તરફના એક વકીલ તરીકે વર્તવાને બદલે, એ અધિકારી સરમુખ્ત્યાર તરીકે કામ કરવાનો દાવો કરે છે. પ્રજામા કોઈ અરાજ્ય ભક્ત હોય તેને મદદ કરે છે. પોતાની સત્તાનુ ઘણુ જ દબદબાભર્યું પ્રદર્શન કરે છે. આપણી સરકારનો ટેકો મેળવવા ખાતર, પોતાને યોગ્ય લાગે તેવા રગથી રંગીને આપણા સ્વાર્થની કોઈ વાત આપણી પાસે મૂકે છે, અને આપણી ફેસીલો જોરથી એને ઉપાડી લે છે પછી સરકાર એ રેસીડેન્ટના ઉભા કરેલા એક કામની સાથે નહી પણ એ રેસીડેન્ટની આખી કારકીર્દિ સાથે ભળી જાય છે. ગાદી ઉપર આવનારને આપણી મજુરી લેવી જ જોઇએ, એવા આપણા હકથી દેશી રાજ્યોની માગણીઓને આપણે જે અપમાન આપીએ છીએ, એવું અપમાન આપણે આપણા બીજા ઠરાવોથી આપતા નથી. મોટા કુવરના રાજ્ય પરના હકનુ ધોરણ (Right of Primogeniture) આપણે દાખલ કર્યું છે તેથી કેમ જાણે એ ગાદી ઉપર આવશે ત્યારે આપણને ફાયદો થશે એવો ઈરાદો આપણો હોય એમ આપણે માની બેઠા છીએ. એ વાત ભૂલી જવાય છે કે જ્યારે એ ગાદીએ આવશે ત્યારે એને પણ તેના વારસા સંબધીની બાબતમા અને બીજી નાની બાબતમાં આપણી દખલગીરી માટે લાગણી થવાનો વારો આવશે. ઈસ્ટ ઇંડીઆ કપનીનુ હિત હમેશા બધી બાબતમા હોય જ છે. એવી દલીલ કરવામા આવે છે. આવુ હિત હોય એ મુખ્ય વિચારનો સવાલ નથી જે ખરૂ વિચારવાનુ છે, તે તો એ છે, કે જે

સવાલ ઉભો થાય છે, તે એવો અગત્યનો છે કે નજીકનો છે કે એમાથી રાજાને જે અણગમો અને અણબનાવ થાય એને ભોગે પણ તેમ કરવાની જરૂર હોય?"

લૉર્ડ દલહૌસી જેવો વાઈસરૉય, જેના કરતા સરકારની સર્વોપરિ સત્તાના હકને મજબૂતીથી ઉત્સુકતા પૂર્વક આગળ વધારનાર બીજો વાઈસરૉય ભાગ્યે જ મળી શકે. તેણે હૈદ્રાબાદમાં ચાલતા અધેર સબંધી ત્યાંના રેસીડેન્ટે કરેલી દરખાસ્ત ઉપર બોલતા, રેસીડેન્ટની સખત ઝાટકણી કાઢી હતી. નીચે તેનું અવતરણ છે.

"જ્યા સુધી નવાબ સાહેબની સરકારની કહેવાતી અધાધુધી તેની પોતાની જ હદમાં રહી હોય અને તેની અસર માત્ર તેની પ્રજાને જ થતી હોય ત્યાં સુધી આપણે આપેલા વચનો પ્રમાણેની આપણી જવાબદારીઓ ધર્મ તરીકે પાળ્યા કરવી જોઇએ. એના રાજ્યમા હસ્તક્ષેપ ન કરવાની, કરારમાં જે સાફ શરતો હોય અને તેથી એ હસ્તક્ષેપ નવાબ સાહેબને તદ્દન અસહ્ય લાગે તથા જે પ્રજા ઉપર એ રાજ્ય કરે છે, તે પ્રજા એવો હસ્તક્ષેપ જ્યાં સુધી માગે નહીં, ત્યા સુધી સરકારને એમા સીધી દરમિયાનગીરી કરવાનો કાઇ હક નથી."

ઉપલા અવતરણો કરીને બીકાનેર નરેશે ઉમેર્યું કેઃ—

પણ બટલર કમિટીએ તો આ બાબતના સરકારના વિચારોમાથી એક નવો જ સિદ્ધાત ઉત્પન્ન કર્યો છે. સરકાર પોતે જે હકનો દાવો રાખતી નથી, તેનાથીએ આગળ જઇને કમિટીએ દરમિયાનગીરીની હદને વધારી દીધી છે. એણે કહ્યુ છે કે સમગ્ર હીંદુસ્તાનના હિતની બાબતમા અને રાજ્યની હદમા પ્રજા, એ રાજ્યના ચાલતા આવેલા વહીવટમા ફેરફાર કરવાની માગણી કરે ત્યારે સરકાર વચમા પડી શકે છે. આ સિદ્ધાત અને આ હક એ ખરેખર બીલકુલ નવા છે આ સિદ્ધાતમા એટલા માટે ભય રહેલો છે કે રાજકર્તાનો કાબૂ ન હોય એવી બાબત ઉપર દરમિયાનગીરીને તે સ્થાપિત કરે છે. એક દાખલો લઇએ. જરા વધારે પડતો છે, પણ ન બનવા જેવો નથી.

બ્રિટિશ હીંદના માણસોના ચડાવવાથી કોઈપણ રાજ્યમા, એ રાજ્યના કારભારમાથી રાજાને બીલકુલ બાતલ રાખવો જોઇએ એવી બાબતની ચળવળ એ રાજ્યનાં માણસો કરે તો એ વચમા પડવા જેવી વાત છે, એમ સરકાર માને છે? અણસમજુ ફાંટાઓ અને બૂમ બરાડાઓ, જે ઠેઠ છેડે જઈ બેઠેલા માણસોની બૂમોમાંથી ઉત્પન્ન થયા હોય, જે ખરેખર થોડી સખ્યાનાજ માણસોમાથી ઉત્પન્ન થયા હોય અને રાજ્યની જુદી જુદી કોમો કે વર્ગોના પ્રતિનિધિ દ્વારા ઉત્પન્ન થયા ન હોય, એવી ચળવળથી માગવામાં આવતા ફેરફાર માટે પરંપરાની અમારી રાજ્યપદ્ધતિ અને રાજ્યવ્યવહારને ભયમા મૂકવાં ન જોઈએ. અમારો આ ભય ખ્યાલી ફાંટાઓમાથી ઉત્પન્ન થયો નથી કારણ કે બ્રિટિશ હીંદમા હીંદી રાજ્યોની સામે જે ચળવળ ચાલી રહી છે (એ ચળવળનો ઘણો ભાગ અણસમજ અને ઝેર ભરેલા જુઠાણા ઉપર રચાયેલ હોય છે) તે કેટલી આગળ જશે અને અમારી રાજ્યપદ્ધતિમા તે કેટલો

ફેરફાર માગશે, તેનુ અત્યારે કોઈ ભવિષ્ય ભાખી શકે એવુ નથી. બ્રિટિશ હીંદનુ મધ્યવર્તી લોકશાસન, ભલેને તેને રાજશાસનની સાથે કાઇ સબધ નથી તો પણ તે આડકતરી રીતે–પણ ખરેખર તો સીધી રીતે–વાઇસરૉય સાહેબના નિર્ણય ઉપર જરૂર અસર કર્યા વિના રહેશે નહીં. માત્ર બ્રિટિશ હીંદ અને હીંદી હીંદના હિતની બાબતમા પરસ્પર સહાનુભૂતિ માટે દરમિયાનગીરી કરવામા આવે એમ ગણીએ તો પણ લોક ઇચ્છાથી બનેલું હીંદુસ્તાનનુ મધ્યવર્તી રાજ્યતત્ર, વાઇસરૉયના નિર્ણયને અસર કરવામા એક અગત્યનો ભાગ શુ નહી ભજવે ?

બ્રિટિશ હીંદ અમારા કરતા વધારે બોલે છે. પ્રાતો જોરથી પોતાનુ સ્વાતત્ર્ય માગી રહ્યા છે, મધ્યવર્તી સરકારની પેશકદમીમાથી વધારે સ્વાતત્ર્ય માગી રહ્યા છે; અને પોતાની સત્તા ઉપર ઓછા અકુશ માગી રહ્યા છે. જ્યારે દેશી રાજ્યો તો એમની અસલની સ્થિતિ કે જે એમની પોતાની હતી, તે માત્ર એમને પાછી મળે એટલુ જ માગે છે. હીંદની ધારાસભાઓ અને પ્રાતોની સરકારને વધારે સ્વાતત્ર્ય મળે કે જેથી ઉપરી સરકાર એના કામમા ઓછામા ઓછી પેશકદમી કરી શકે; તો પછી દેશીરાજ્યોની જે અસલની આતરિક સ્વતત્રતા છે, તે એમને પ્રાપ્ત થાય એ માગણી વધારે ન્યાપુરઃસરની નથી ? દેશીરાજ્યોની આ સુખી સ્થિતિ સ્થાપિત થાય તો બન્ને પક્ષને રાજકીય અને બીજા ફાયદાઓ થાય તે દેખીતુ છે. એમાથી બધાના મનની શાતિ ઉદ્ભવશે અને નાહકની પેશકદમી, ચિંતા અને મનદુઃખમાથી છુટા રહેવાને લીધે સરકાર તથા દેશીરાજ્યોના કાર્યમા વિશેષ કાબેલીયત આવશે.

બહુ લાબુ થયુ. પણ આ વિષયની ઉપયોગીતા અને તેનો તુરત નિકાલ લાવવાની આવશ્યક્તાને લીધે આપ નામદાર અને સર્વ રાજા સાહેબો આગળ આ લાબુ ભાષણ કરવા માટે આપ સર્વની હુ માફી માગુ છુ.

ના. નવાબ, ભોપાલઃ—ભોપાલ નરેશે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ. એમણે કહ્યુ કે હુ તો વર્તમાન સ્થિતિની વાત કરવા માગુ છુ. ભવિષ્યના ક્ષેત્રમા ઉતરવા માગતો નથી. આપણે એક દાખલો લઇએ. ધારો કે એક માણસ માંદો પડ્યો છે, તે એક પ્રકારનું અસુખ ભોગવે છે, તાત્કાલિક દેખાતા રોગના ચિન્હોને આરામ આપવા કઇ ઉપરછલ્લી દવા કરે છે, પણ એને જો ખરેખર સાજો કરવો હોય તો એ રોગનુ બરાબર નિદાન કરવું પડે તથા રોગના મૂળ કારણને શોધી કહાડવુ પડે. એવુ જ દેશી રાજ્યોનુ પણ છે. અમારામાના બધા ઉપર હસ્તક્ષેપના સ્વરૂપમા ઓછી વત્તી અશાતિ હુમલો કરી રહી છે, જેનુ પરિણામ કેટલીકવાર અશાતિની સામાન્ય લાગણીમા જન્મ પામે છે, તો કેટલીકવાર અસહ્ય ગુસ્સામા પરિણમે છે. જે રાજા ફરીઆદ કરે છે, તેને કોઇ દાખલામા ન્યાય મળે છે, પણ તેનો લાભ બીજાને મળતો નથી. અને જે એક વખત છુટી ગયો હોય છે, તેને ફરીથી એવુ થવાનો ભય રહે છે. પણ મે આપેલા પેલા દરદીના દાખલા કરતા અમને એક ફાયદો છે. અને તે એ છે કે અમને શું રોગ છે, તે અમે જાણીએ છીએ. અમારો રોગ એ

સર્વોપરિ સત્તાના સિદ્ધાતના ગેરઉપયોગના પરિણામનુ ફળ છે. આ સિદ્ધાતનાં મુખ્ય પ્રતિપાદન કરનાર સર વીલીયમ લી. વૉરનરે લખ્યું છે કેઃ "સર્વોપરિ સત્તાની વ્યાખ્યા કરવામા નથી આવી તે ડહાપણભરેલું છે." ખરેખર જ્યારે હમણાની માફક કોઇ અધિકારીની વ્યક્તિગત મરજી અથવા તેના ખ્યાલી વિચારો પ્રમાણે હસ્તક્ષેપ કરી શકાય, ત્યારે તો સર વીલીયમ લી. વૉરનરનો આ સિદ્ધાત બહુ જ ભયકર છે. દરદીને જ્યારે કાઈ સખત દવા આપવાની હોય છે, ત્યારે કોઈ સામાન્ય ડૉકટરના હાથમા તેની અજમાયેશ કરવાનુ વૈદકશાસ્ત્ર કહેતું નથી. પણ એવો સખત ઉપાય શી રીતે કરવો તેની ખાસ સૂચનાઓ આપે છે. આવા કેસમા નિષ્ણાત ડૉકટર પણ બેદરકારીથી વર્તતો નથી. ખરેખર, ચોક્કસ નિર્ણય ઉપર આવવા માટે બીજા ડૉકટરોના અભિપ્રાયને તે આવકાર આપે છે, તેમ દરદીને વિશ્વાસ બેસાડવાના ફાયદા પણ ધ્યાનમા રાખે છે. અમારા ઉપર થતી દરમિયાનગીરીને અંગે અમને વિશ્વાસ ઉત્પન્ન થાય તેવુ કરો એટલે અમને સતોષ થશે.

આ બાબતમા યોગ્ય સુધારો થાય એ માટે બટલર કમિટી ઉપર અમે વિશ્વાસ રાખ્યો હતો, પણ કમનસીબે એ કમિટી તેમા નિષ્ફળ નીવડી છે. બટલર કમિટી કહે છે કે "શહેનશાહતની જરૂરીઆત અને નવી ઉત્પન્ન થતી સ્થિતિ, ગમે તે વખતે અણધારી પરિસ્થિતિ ઉભી કરે" અને એટલા માટે તે કહે છે કે, "સર્વોપરિ સત્તા, સર્વોપરિ જ રહેવી જોઇએ. અને એટલા માટે નવી ઉત્પન્ન થતી જરૂરીઆતોને અવલબીને અને દેશીરાજ્યોની વધતી જતી પ્રગતિને અવલબીને સાર્વભૌમ સત્તાએ પોતાની જવાબદારીઓ પૂર્ણ કરવી જોઇએ." આમ કહ્યા છતા એ અમને ખાત્રી આપે છે કે ' આ નિશ્ચયથી રાજ્યોને બીવાનુ કાઇ કારણ નથી." પણ જુના કરારપત્રોની હદ ઓળગી જાય અને કાળના ફેરફારની સાથે ઉત્પન્ન થતી જરૂરીઆત પ્રમાણે અમારા હકો ઉપર આક્રમણ થાય એવી સ્થિતિથી અમને ધાસ્તી ઉત્પન્ન થયા વિના કેમ રહે ? મને લાગે છે કે અમારી આગળ હજી જે જમાનાઓ પડ્યા છે, તેમા સહીસલામત રહેવા માટે જો અમારે માત્ર સર્વોપરિ સત્તાના એકના જ ઉપર આધાર રાખવો પડે તેવું હોય તો અમારૂં ભવિષ્ય ખરેખર કાળુ છે. ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ કે તેને બદલે અમે અમારા કરારપત્રો અને બ્રિટિશ પ્રજાના આપેલા વચનોના ઉપર આધાર રાખીને ઉભા છીએ. રાજાઓ એ વાત કબૂલ કરે છે કે કેટલાક ખાસ કેસોમા, બન્ને પક્ષની સમતિના ધોરણે દેશીરાજ્યોના આતર વહીવટમા સર્વોપરિસત્તાની દરમિયાનગીરી કબૂલ રહે. પણ રાજ્યકર્તાઓની સાથેના કરારમા એમને જે બાહેધરી આપવામા આવી છે, કે તેમના પ્રદેશના તેઓ સ્વતંત્ર રાજકર્તાઓ રહેશે અને કોઈ પણ રીતે તેમના રાજ્યમા બ્રિટિશ સરકારના ધારાધોરણ દાખલ થશે નહી; એ ચોક્કસ હકમાથી મેં ઉપલા વાક્યમા કહ્યું તેટલો અપવાદ થશે.

મહારાજા બીકાનેરનો ઠરાવ મંજુર થાય તો વ્યક્તિગત રાજદ્વારી અધિકારીઓ તરફથી અમારા હકો ઉપર વખતો વખત થતી આવતી નાની નાની કનડગતો બંધ

થવાનુ શુભ પરિણામ આવશે. આ અધિકારીઓનો હેતુ કે તેના કારણો ગમે તેવા હોય, તોપણ આવી કનડગતોને પેશકદમી ગણવી જોઈએ. હાલના સમયમા દેશીરાજ્યો સરકારથી વિરૂદ્ધ હોય અને દેશી રાજ્યોનો મોટો ભાગ ખરાબ રાજ્યવહીવટવાળો છે, એમ ભાગ્યે જ કોઈ રાજદ્વારી અધિકારી માનતા હોય એમ મારી ખાત્રી છે. તેમજ કોઇ એક રાજા તરફના પોતાના ચાહ અથવા ઇતરાજીથી તેઓ જાણી જોઇને દોરાઈ જાય એમ પણ હુ માનતો નથી. પોતે જે અધિકાર ભોગવે છે, તેને અગે જે રાજ્યમા અધિકારીઓ મોકલવામા આવ્યા હોય, તે રાજ્યની રાજ્યવ્યવસ્થા ઉપર સામાન્ય દેખરેખ રાખવાનુ તેનુ કામ છે એમ ઘણીવાર મનાઈ જાય છે. અને તેથી તેમની એ ફરજોના ખોટા ખ્યાલથી દોરાવાને લીધે પેશકદમી કરવાની ભૂલ થઇ જાય છે, એમ હુ માનુ છું. અને તેને જ લીધે રાજ્યોની કોર્ટમા જે કેસ ચાલતા હોય, તે સંબધી હકીકતો મગાવવાની અને રાજ્યોના દફતરો જોવા માગવાની માગણી થાય છે, એ મારો ખુલાસો છે. એજ કારણોને લીધે રાજ્યની રૈયતની અરજીઓ તે લે છે, ખુલાસા માટે રાજ્યને મોકલે છે અને રાજા તથા તેના અધિકારીઓના કાર્યને વિષે ખાનગી તપાસ પણ કરે છે.

અહીં ટાકવામા આવેલા દાખલાઓ માત્ર ખ્યાલી નથી. આવા ઘણા દાખલાઓ રાજ્યોની તવારીખમાથી મળી આવશે. જો કે ઘણા રાજદ્વારી અધિકારીઓનો રાજ્યોની સાથેનો સબંધ સુખરૂપ છે અને સરકાર પોતે અમારી સાથે ઘણી સહાનુભુતિ તથા વિચારપૂર્વક વર્તે છે, તો પણ હુ માનુ છુ કે આ ઠરાવમાં રાજ્યો અને સરકાર વચ્ચેની બાબતનો તપાસ કરવા માટે એક સયુક્ત કમિટી નીમવાની જે માગણી આવી છે તેમા ઘણા ફાયદા છે.

હુ આશા રાખુ છુ કે અમારા કરારપત્રો, હકો અને જવાબદારીઓને યોગ્ય એવી કોઇ ચોકસ નીતિ આ તપાસમાથી નીકળી આવશે. આથી જે ગેરસમજ અને કચવાટ છે તે નીકળી જઇને અમને વિશ્વાસ ઉત્પન્ન થશે અને સરકારના રાજ્યતત્ર અને દેશી રાજ્યોની એક મોટી સેવા થઇ ગણાશે.

ના૦ વાઇસરોય—ત્યાર પછી વાઈસરોય સાહેબે છેવટનો જવાબ આપ્યો કે —જે બે ભાષણો અહી ખૂબ નિખાલસતાથી કરવામા આવ્યા છે અને જે બહુ સમજવા જેવી વાતોથી ભરપુર છે, તે સબધે એ બન્ને ભાષણ કર્તાઓએ જે હોશિઆરીથી પોતાનું વક્તૃત્વ કર્યુ છે તે હોશિઆરી માટે હુ એમને મુબારકબાદી આપુ છુ. આ વિષય ઉપર નરેદ્રમડળ ખુલ્લું મૂક્તી વખતે મારા ભાષણમા મે થોડી વાત કહી દીધી છે. તેમા કાઇ ખાસ વધારો કરવાની અત્યારે મારી ઈચ્છા નથી. આ ઘણા મુશ્કેલ સવાલ ઉપર મારા એ ભાષણમા મારી પોતાની સામાન્ય લાગણીઓનો સમાવેશ થાય છે. એટલે અત્યારે હુ જે એક બે મિનિટ બોલવા માગુ છુ તે જુદા વિષય ઉપર છે. હું માનુ છુ કે અહીંયા જે બે ભાષણ થયા છે અને મે સાભળ્યા છે, એ જ સ્થિતિમા આ વાતને અહીં મુકી દેવામા આવે તો એવો ભય છે કે જનસમાજને

આ આખા સવાલનુ ખોટું રહસ્ય સમજાય. એમ થાય તો જેમ મને તેમ રાજા સાહેબોને પણ દિલગીરી થયા વગર રહે નહી. ભોપાલ નરેશે બીકાનેર નરેશના ઠરાવને ટેકો આપતા જે વાત કહી તે આજની હતી. બીકાનેર નરેશ ગઈ કાલની વાત કરતા હતા. ગઈ કાલની એ વાત સાભળતાં મને વિચાર થઇ આવ્યો કે ભૂતકાળમા રાજદ્વારી અધિકારીઓ અને રાજાઓ સામસામા હમેશા લડતા હતા.

બીકાનેર મહારાજા—આહી બીકાનેર નરેશ બોલી ઉઠયા કે 'એમ કહેવાનો મારો ઈરાદો ન હતો.'

ના૦ વાઈસરોય—વાઈસરોય સાહેબે આગળ ચાલતા કહ્યું કે મારે કહેવાની જરૂર નથી કે એવી માન્યતાની સામે હુ મને પોતાને સુરક્ષિત સમજુ છુ. હુ તો માત્ર આ ભાષણ ઉપરથી જનસમાજને એવી આશ્ચર્યની લાગણી થઈ જાય, કે એવી મુશ્કેલીઓ સહન કરતી કોઈપણ રાજ્યનીત કેમ કામ કરી શકતી હશે ? એવી લાગણી-માથી જનસમાજને બચાવવાનો હુ પ્રયત્ન કરી રહ્યો છુ. તેમ કોઇ ફરજ માટે બહુ જ ચિતાભરેલા વિચારથી વાઈસરોય ધ્યાન આપતા હોય અથવા કોઈ ફરજ તેને વધારે અશાતિ કરતી હોય તો તે પેશકદમીની જરૂરીઆત અને તે સબધીના સર-કારના હક વિષે છે. કહેવામા આવે છે કે પેશકદમીની વ્યાખ્યા બને તેટલી ચોક્ખી કરવી અને તેમા જે વ્યક્તિગત વિચાર સ્વાતંત્ર્યનુ તત્ત્વ છે, તે કહાડી નાખવુ. એક શાસ્ત્રીય સિદ્ધાંત તરીકે આ વાતની સાથે ઘણા મળતા આવવા તૈયાર થાય, પણ જે જાતનો કેસ આપણે જાણીએ છીએ અને જે આપણી નજર આગળ છે; અર્થાત્ કે જ્યારે રાજ્યમા અતિશય અધાધુધી ઉત્પન્ન થાય એવી તેમા નાણા સબધી પુષ્કળ ગડબડ હોય ત્યારે એવો કેસ તો સરકારના મુન્સફી ( discretion ) ઉપર છોડવો જોઇએ. અને એ સમજવુ જોઈએ કે એમા લાભ પણ છે. આવા કેસો ઉત્પન્ન થાય છે, ત્યારે વાઇસરોય પોતાને પુછે છે કે "આ રાજ્યની નાણા સબધી મુશ્કેલી એટલી હદ સુધી પહોચી છે, કે જો તેને તુરત અટકાવવામા નહી આવે તો તેમાથી રાજ્યમા મહાન ગેરવહીવટ થશે ? અને તેને પરિણામે એ ગેરવહીવટમાથી જે બધા અનિષ્ટ પરિણામ નીપજી શકે તે એમાથી ઉત્પન્ન થશે ?"

આમ છે, તેથી મારા મત પ્રમાણે મને તો લાગે છે કે સર્વોપરિસત્તા અને દેશીરાજ્યો વચ્ચેના સબધને નિયમપૂર્વક કરવા, ગમે તે યોજના ગ્રહણ કરવામાં આવે તોપણ તાજના મુખ્ય પ્રતિનિધિને છેવટનો નિર્ણય કરવાની જે ખાસ મુનસફી (સત્તા) આપવામા આવી છે, તેમાંથી તદ્દન મુકત થવું અશકય છે. ભોપાલ નરેશ પોતાના ભાષણમા એમ કહી ગયા કે ઘણા જ થોડા દાખલામા, અને એક બીજાની સમતિથી પેશકદમી કરી શકાય, એ એમણે કહ્યુ હોત નહી તો મે જે વાકયો કહ્યા છે, તે હુ કહેત કે કેમ તે જાણી શકતો નથી. હુ માનુ છુ કે આવી બાબતમા પર-સ્પરની સમતિનો સભવ નથી; કારણકે મારી સમગ્ર દલીલ જ એ ધોરણે છે કે એવા પ્રકારનો ગેરવહીવટનો દાખલો હોય કે ગેરવહીવટ કરનાર કદી હસ્તક્ષેપની બાબતમાં

સંમતિ આપવા ખુશી જ ન થાય. એટલા માટે મને લાગે છે કે ભોપાલના નવાબ સાહેબ આ વિષય ઉપર એક એવો આદર્શ રજુ કરે છે કે જે આ અપૂર્ણ દુનિયામા ભાગ્યે જ પ્રાપ્ત કરી શકાય. આપ નામદારો, મારા હૃદયને અને મારા પૂરોગામી વાઇસરાયોના હૃદયને પૂર્ણ રીતે જાણો છો, તેથી સમજી શકો છો, કે હું કહું છુ તેવી જ મુન્સફી રહેવી જ જોઇએ. છતા આવી મુન્સફી જુજ કેસોમાં, ઘણે જ કમમણતે મને, બહુ જ અનિચ્છા અને નાખુશીથી વપરાયેલી છે. એટલા માટે તમારો આ ઠરાવ નરેંદ્રમંડળ પાસે મુકુ છુ અને આ સવાલને સાથે મળીને તપાસવામાં મારાથી બનશે એટલું કરીશ પણ મારે સ્પષ્ટ કહી દેવું જોઇએ કે મારી જવાબદારીનું મને જે ભાન છે તેને ન્યાય આપવા ખાતર, હું જોઇ શક્યો છુ તે પ્રમાણે દરમિયાનગીરીની વ્યાખ્યા કરવામા તમને પણ મુશ્કેલી તો લાગે છે એટલા માટે મેં ઉપર બતાવેલા કારણોને લીધે સરકારને મુન્સફી તો રહેવી જ જોઇએ.

ભોપાલના નવાબ સાહેબઃ–ભોપાલના નવાબ સાહેબે વિશેષ કહ્યુ કે હમણા અહીં જે કહેવામા આવ્યું તે સંબધી આપ નામદારની રજાથી કેટલોક અગત ખુલાસો કરવા માટે હું થોડા શબ્દો કહેવા માગુ છુ. મારાવક્તવ્યમા મે જે કહ્યું તેનો ભાવાર્થ એ છે કે મોટે ભાગે રાજદ્વારી અધિકારીઓ અમારા મિત્રો હોય છે. પણ બધા જ નહીં. કમનસીબે જે આ થોડા હોય છે એમણે નુકસાન કર્યું છે. વળી કેટલીક બાબતમા તો પેશકદમીને સીમાડે હસ્તક્ષેપ આવીને ઉભો રહે છે, જેને લીધે મોટા હસ્તક્ષેપમાથી બચી જવા માટે રાજા દરમિયાનગીરીને તાબે થાય છે જે જાતની પેશકદમીની મુશ્કેલીઓ અમને હમેશા આવ્યા કરી છે, તે જાતના દાખલાઓ તો જે પેરેગ્રાફ ૩૭ નો આપે હવાલો આપ્યો છે, તેમા બટલર કમિટીએ દાખલ જ નથી કર્યા. વળી અમારી કહેવાની મતલબ એ હતી કે બન્ને પક્ષ સાથે મળીને દરમિયાનગીરીના સિદ્ધાતો નક્કી કરી શકે તો મને આશા છે કે એમાથી એવો રસ્તો જડે કે જે બન્ને પક્ષને કબૂલ હોય.

## વિવેચન.

પેશકદમીનો આ સવાલ વર્ષોથી ચાલ્યા કરે છે. જ્યાં મુનસફી હોય ત્યાં અજાણતાં પણ ભૂલ થઈ જવાનો સંભવ છે. એ ભૂલ ના. વાઈસરોયથી થતી નથી. એ ભૂલ થવાનાં બીજ તો રાજ્યોમાં ગયેલા રાજદ્વારી અધિકારીઓ, નાની બાબતોમાંથી રોપીને મોટાં વૃક્ષો કરી શકે એવી એમની સ્થિતિ છે તેને અંગે થાય છે. એટલે પેશકદમીની જે ફરીઆદ રાજા સાહેબો કરે છે, તે ફરીઆદ પ્રાયશઃ વાઇસરોય સાહેબ સામે નથી પણ દેશી રાજ્યોમાં જનારા રાજદ્વારી અધિકારીઓ સામે મુખ્યત્વે કરીને છે. આ ફરીઆદમાં કેટલું સત્ય છે, તે તપાસવું હોય તો શાસ્ત્રીય ચર્ચાથી તપાસી

શકાય એવું નથી. દરેક રાજ્યમાં નાની મોટી કઇ કઇ બાબતમાં રાજદ્વારી અધિકારીએ યોગ્ય રીતે, કઇ કઇ બાબતમાં અયોગ્ય રીતે, કઈ કઇ મોટી બાબતમાં અને કઇ નકામી જેવી નાની બાબતમાં દરમિયાનગીરી કરી છે, તેના દાખલા જોઇએ તો જો કે સ્પષ્ટ દરમિયાનગીરીની વ્યાખ્યા બાંધી શકાય નહીં; તો પણ નાની નાની બાબતોમાં રાજદ્વારી અધિકારીઓએ સવાલ ન ઉભા કરવા જોઇએ. અને અમુક પ્રકારની મોટી બાબતમા જ એમણે વચ્ચે પડવું જોઇએ તેનો નિશ્ચય થઇ શકે. આ નિશ્ચય કરવામાં બીજું કાંઈ નહીં તો એ વાત તો જરૂર સ્પષ્ટ થવા જેવી છે કે હસ્તક્ષેપ એ, તાજના મુખ્ય પ્રતિનિધિ વાઈસરોય સાહેબની મુનસફીનો વિષય છે–રાજ્યોમાં મોકલેલા નાના રાજદ્વારી અધિકારીઓની મુનસફીનો વિષય નથી.—આ સિદ્ધાંત તો ના. વાઇસરોય પણ મંજુર કરે એવો છે. જો એમ હોય તો રાજદ્વારી અધિકારી વાઈસરોય સાહેબને દરમિયાનગીરી કરવા સંબધી રિપોર્ટ કરે, તે વખતે દરમિયાગીરીનું પગલું લીધા પહેલાં જે રાજ્યમાં દરમિયાનગીરી કરવાની હોય, તે રાજ્યના રાજા સાહેબનો પ્રથમથી ખુલાસો લેવો ઘટે છે. એ પ્રમાણે બરાબર દરમિયાનગીરીને પહેલે પગથીએથી જ પરસ્પર વિશ્વાસથી કામ લેવામાં આવે તો જેમ દરમિયાનગીરીના દાખલાઓ ઓછા બને અને ખોટી દરમિયાનગીરી થતી હોય તો તે અટકાવવાથી મનદુઃખ ઓછું થાય, તેમ રાજકર્તાઓને પણ પ્રથમ ખુલાસા કરતી વખતે એવા પાઠો ભણાઇ જાય કે પરિણામે ભવિષ્યમાં એવી ઘણી બાબતો કરતાં તેઓ અટકે. વળી આ વિષયની મભમતા ઘટાડવી હોય તો અને આજે નાની નાની બાબતોમાં થતું મનદુઃખ દૂર કરવું હોય તો સરકારે પોતાના બધા અધિકારીઓને ખાસ ભાર દઈને લિખિતવાર સૂચના આપવી કે (૧) તમે માત્ર રાજ્ય અને સરકાર વચ્ચે સંબંધ જાળવવાવાળી એક નીક છો. (૨) રાજ્યના આંતર વહીવટમાં તમારી પોતાની સ્વતંત્રતાથી પડવાનો તમને અધિકાર નથી. માટે એ બાબતમાં તદ્દન અલગ રહેવું. (૩) તેમ રાજ્યના અધિકારી કે રાજ્યના તાબાની રૈયત સામે અરજી લેવા દેવાનો સંબંધ રાખવો નહીં. અને (૪) જ્યારે કોઇવાર એવું જણાય કે વાઇસરોયે દરમિયાનગીરી કરવી જોઇએ, એવો પ્રસંગ ઉપસ્થિત થયો છે, ત્યારે પ્રથમ રાજદ્વારી મંત્રીને

લખીને તેમાં શું પગલાં લેવાં ઉચિત છે, તે સંબંધી હુકમ મંગાવ્યા વગર બીલકુલ જ કાંઇ કરવું નહીં.

પરસ્પરનો આ લાભ સમજાય તો રાજા સાહેબોને ખરા સ્વાતંત્ર્યના સ્વરૂપનું ભાન થાય તેમ રાજદ્વારી અધિકારીને પણ પોતાના ખરા અધિકારનું ભાન થાય. અને સરકારી નોકરીની સલામતીમાં ઉત્પન્ન થતી બેદરકારી અધિકાર ઉપરાંતનાં આગળ પડતાં પગલાં ભરવામાંથી તેને બચાવે આ દૃષ્ટિએ જોતાં રાજા સાહેબો માગે છે તેવી, સાથે બેસીને વિચારી કાઢવાની વાત ખરી છે. એમાંથી જરૂર સંતોષકારક નીવેડો આવે એમ લાગે છે.

આમ કહ્યા પછી એમ કહેવાનુ પ્રાપ્ત થાય છે કે આંતર વ્યવસ્થામાં બીલકુલ દખલગીરી થઇ શકે નહીં. ગમે તે ગેરવ્યવસ્થા હોય, રાજ્યની ગમે તેવી કફોડી સ્થિતિ હોય, પ્રજામાં ગમે તેવો અસંતોષ હોય, છતાં સ્પષ્ટ સલાહથી કે સલાહ ન મનાય તો એથી વિશેષ અધિકાર વાપરીને સરકાર વચમાં પડી શકે નહીં એમ કહેવું એ બની શકે એવું નથી. એમા રાજ્યને ફાયદો પણ નથી. એમાંથી મોટો ભય ઉત્પન્ન થવાનો પણ સંભવ છે.

સત્તાવાળી દરેક સંસ્થામાં એક યા બીજા પ્રકારની દરમિયાનગીરી ન હોય તો તે સત્તા પોતાના પરિઘની બહાર જાય એવું તેનું સ્વરૂપ છે. ઘણા જુના કાળમાં માણસોને ધર્મ ઉપર વિશ્વાસ હતો, ત્યારે દરેક રાજાઓને ઇશ્વરનો ભય લાગતો; એ એક અદીઠ સત્તાની દરમિયાનગીરી હતી. ધર્મને અઢાળ્યો, ત્યાર પછી જે રાજ્યોમાં અનર્થો થયા, ત્યાં પ્રજાની મરજીથી બીજા રાજ્યોએ હુમલા કર્યા.

એ હુમલાની બીક એ પણ એક જાતની દરમિયાનગીરી હતી. જ્યાં બહારથી હુમલા આવી શકે એમ ન હતું. ત્યાં પ્રજાએ બંડો ઉઠાવ્યાં એ પણ દરમિયાનગીરીનું બીજું સ્વરૂપ છે. અર્થાત કે અંગ્રેજ સરકાર આવ્યા પહેલાં દરેક રાજ્યની પૂર્ણ સત્તાના ગેર ઉપયોગની સામે એક યા બીજી રીતે ઉપર કહી તેવી દરમિયાનગીરી હતી.

સરકારી રાજ્ય સ્થાપન થયા પછી દેશમાં શાંતિ થઈ ત્યારે હાલ જેની ફરીઆદ કરવામાં આવે છે, એવી દરમિયાનગીરી જ્યાં ત્યાં

સરકારે પોતે કરવા માંડી. આથી ઘણે ઠેકાણે અસંતોષ થયા છતાં કેટલાંક રાજ્યો સંતોષકારક રીતે વહીવટ કરવા પ્રેરાયાં. છતાં ઉપલા પેરેગ્રાફમાં કહેવાઈ ગયું છે તેમ જેમ સત્તાને લીધે રાજાસાહેબો પોતાના સ્વરૂપને ભૂલવા લાગ્યા તેમ સરકારના રાજદ્વારી અધિકારીઓ પણ પોતાના સ્વરૂપને ભૂલવા લાગ્યા. પરિણામે યોગ્ય દરમિયાનગીરીને બદલે અઘટિત દરમિયાનગીરી થવાથી રાજાઓમાં અસંતોષ થવા માંડ્યો. અને બહારની કે દેશની અંદરની રાજ્ય પ્રકરણીય સ્થિતિની મુશ્કેલી જેમ જેમ સરકારને ઉભી થતી ગઇ તેમ તેમ રાજાઓએ પોતાનું જોર બતાવીને દરમિયાનગીરી વિરૂદ્ધ ફરીઆદ કરવા માંડી એ ફરીઆદને પરિણામે સરકારે બીન દરમિયાનગીરી (Non interference)ની નીતિ અખત્યાર કરી. આ સંબંધનાં ભાષણો લૉર્ડ મીન્ટોના સમયથી ખાસ કરીને કરવામાં આવ્યાં છે. તેમ લડાઇના વખત દરમિયાન અને તે પછી તો બીન દરમિયાનગીરી એ એક હક જેવું મનાય છે. દરમિયાનગીરી કરી શકે એવી સાર્વભૌમ સત્તામાં, કાળ જ્યારે દરમિયાનગીરી કરે છે, ત્યારે ઉપરી સત્તાને નાની સત્તાના વાંધાઓ પણ એક રીતે દરમિયાનગીરી કરનારા થઇ પડે છે.

દરમિયાનગીરીનું શાસ્ત્ર આ રીતે કાળફેરે જુદાં જુદાં સ્વરૂપ લે છે. છતાં કોઇપણ પ્રકારની દરમિયાનગીરી તો હોવી જ જોઇએ એ નિ:સંશય વાત છે. કારણ વગર દરમિયાનગીરી ન થઈ શકે એ વાત કબૂલ છતાં દરમિયાનગીરી ન થઇ શકે એ વાત માન્ય રાખવા જેવી નથી. સરકાર બીલકુલ હસ્તક્ષેપ બંધ કરે તો રાજ્યો યથેચ્છ વર્તન કરે જ એ વાત પણ માની શકાય એવી નથી. સારાં રાજ્યોમાં લોકોના સંતોષને લીધે દરમિયાનગીરીની જરૂરીઆત ઉભી ન થાય પણ ખરાબ રાજ્યોમાં જો સરકાર વહીવટ સુધારવાના હેતુથી વચમાં ન પડી શકે એ વાત માન્ય રહેશે તો રાજ્યોમાં લોકોનાં બંડ થશે, એ વાત વિચાર કરવા જેવી છે. એટલે જેમને બીલકુલ દરમિયાનગીરી ન જોઈતી હોય, તેમણે સરકારનું રક્ષણ પણ છોડી દેવું જોઇએ, એવો અર્થ તેમાંથી નીકળે છે.

એક કાળ ઇતિહાસમાં એવો હતો, કે જ્યારે સરકાર દેશમાં પૂર્ણાંશે શાંતિ જમાવી શકી ન હતી. તેમ એક બીજાં રાજ્યો સરકારની બીકે એક બીજાં ઉપર લડાઇ પણ કરતાં ન હતાં. પ્રજા, રાજા સામે ઉઠી શકે એવી સ્થિતિ ન હતી, તે વખતે જ્યારે કાંઈ વ્યક્તિગત અન્યાયો થતા, ત્યારે એ અન્યાયનાં ભોગ થએલાં માણસો રાજ્યની સામે બહારવટે નીકળતાં. અન્યાય માટે દરમિયાન-ગીરી થઇ શકે નહીં તો આવા માણસોને માટે બહારવટું એ માત્ર એક જ ઉપાય હતો. એવાં ઘણાં બહારવટાં રાજ્યોમાં થવા લાગ્યાં; ત્યારે સરકારે ઠરાવ બહાર પાડ્યો હતો કે બહારવટીઆઓએ સરકારમાં ફરીઆદ કરવી, જેને માટે સરકાર યોગ્યાયોગ્ય જોઇને ન્યાય આપશે. એ તસલ્લી પછી બહારવટા બંધ થયાં અને બહાર-વટાંને સ્થાને સરકારની ન્યાય તુલા આવી.

હવે જો એ પણ પોતાનો હાથ ઉઠાવી લે એવી રાજ્યોની ઈચ્છા હોય, અને સરકાર ઉઠાવી લે તો પાછાં બહારવટાં શરૂ થવાનાં. કારણ કે આજના નરેશો ભૂતકાળ કરતાં સારો રાજ્ય વહી-વટ ચલાવવાવાળા, કેળવણી પામેલા અને પશ્ચિમના રાજ્યતંત્રના અનુભવવાળા હોવા છતાં પોતાના રાજ્યમાં બીલકુલ અન્યાય થવા જ દેશે નહીં એમ કહેવું એ ધૃષ્ટતા છે. સત્તાના ઉપર બહુ વધારે પડતો ભરોસો રાખવા જેવી એ વાત છે.

ત્યારે જો બહારવટાં અટકાવવાં હોય, લોકો બંડ કરે તેમ ન થવા દેવું હોય, સુવ્યવસ્થિત રીતે રાજ્ય ચાલવા માટે સર્વને માન્ય રહે એવી કોઇ પણ અસર હિતકારક છે એમ મનાતું હોય, તો સરકારની યોગ્ય મુનસફી આ બાબતમાં અમાન્ય કરવા જેવી નથી. મોટા રાજાઓને પુછીએ—એવા મોટા રાજાઓને પુછીએ કે તમારા હાથ નીચેનાં નાનાં રાજ્યો યથેચ્છ વર્તન કરે તો તેમાં દરમિયાનગીરી કરવાની તમારી સત્તાને તમે મુકી દેવા ઇચ્છો છો કે કેમ ? આ સવાલનો જવાબ એ સરકારની મુનસફી સંબંધેનો જવાબ તુરત આપી શકશે.

પણ મુનસફીનું સ્વાતંત્ર્ય એટલે મુનસફીને ગમે તેમ વાપરવાની સત્તા નહીં. એ વાત સરકાર પણ કબૂલ કરે છે. એટલે એ મુનસફી-સ્વાતંત્ર્યનો કોઇ રસ્તો થવાની જરૂર છે ખરી. એ રસ્તો પ્રથમ

દરજ્જે તો વાઇસરોયમાં વિશ્વાસનો છે. બીજે દરજ્જે એમાં ભંગ થતો લાગે ત્યારે હીંમતથી પોતાની સાચી વાત પેશ કરવાની રાજામાં હીંમત જોઈએ. ત્રીજો રસ્તો નરેંદ્રમંડળની સ્ટેન્ડીંગ કમિટી અથવા તો જે રાજા સામે આવી દરમિયાનગીરી થવાનો પ્રસંગ આવે, તે રાજા કહે તેટલા બે કે ત્રણ રાજા સાહેબ, સરકારની મરજીમાં આવે એટલા એક બે રાજા સાહેબ, સરકારનો રાજદ્વારી મંત્રી અને ન્યાય ખાતાનો એક મેંબર એ બધા મળીને દરમિયાનગીરી કર્યા પહેલાં દરમિયાનગીરી કરવા જેવાં કારણો છે, કે કેમ તેનો નિર્ણય કરે પરિણામે વાઇસરોય સાહેબને યોગ્ય લાગે તેમ કરે. આ પણ ઠીક રસ્તો લાગે છે. અને છેવટ મોંટેગ્યુ–ચેમ્સફોર્ડ રિપોર્ટમાં સૂચવવામાં આવ્યું છે કે સરકાર અને રાજ્ય વચ્ચે મતભેદ થાય ત્યારે રાજ્ય તપાસ પંચ માગી શકે, એ નિયમ પ્રમાણે રાજ્ય તપાસ પંચ માગે તેમાં પોતાના તરફનો એક, સરકારનો એક અને એ પંચના અધ્યક્ષ તરીકે હાઇકોર્ટનો કોઇ જડ્જ નીમાય. આ છેલ્લો અને કોઇ વાંધો ન લઇ શકે એવો રસ્તો છે.

રાજા સાચા હશે, તો જ એ રસ્તો લઇ શકશે. સરકાર સાચી હશે તો જ એ રસ્તો સ્વીકારી શકશે. અને કોઇ નાના અધિકારીએ ભૂલ કરી હશે તો તે કફોડી સ્થિતિમાં આવશે; કારણ કે સરકાર પોતે જ તેનો જવાબ લેશે.

ઇંગ્લેંડ જેવી આખી દુનિયામાં પ્રથમ સ્થાન ધરાવતી લોકશાસનની સંસ્થાના કારભારીઓ ઉપર પણ એક પ્રકારની દરમિયાનગીરી છે; જે તેના લોકમતની છે. પાર્લામેન્ટ પણ હમેશાં યથેચ્છ વર્તન કરી શકતી નથી. બ્રિટિશહીંદમાં પણ સરકારનાં કામો ઉપર ધારાસભાઓની થોડીઘણી પેશકદમી છે. દરમિયાનગીરી હમેશાં કઠણ લાગે એવી વસ્તુ છે. પણ કેટલીક વખત એ જેના ઉપર કરવામાં આવે છે, તેને હિતકારક પણ છે. બધો આધાર કેવે પ્રસંગે અને યોગ્ય કે અયોગ્ય રીતે તે વાપરવામાં આવે છે તેના ઉપર છે. એ એક એવી મીઠી અને ધીમી લગામ છે કે માણસને સ્થૂલ રીતે સીધે રસ્તે ચાલવાને તે ટેવાવે છે. એટલે યોગ્ય દખલગીરીના સિદ્ધાંતને અનુમોદન આપતાં અયોગ્ય દખલગીરી સામે જ માત્ર

ફરીઆદ કરવાનું રહે છે. એ ફરીઆદનું શુભ પરિણામ, સારી વર્તણુક અને ફરીઆદ કરવાની હીંમત ઉપર મોટે ભાગે આધાર રાખશે.

સૌથી સરસ રસ્તો તો એ છે કે બહારની દરમિયાનગીરી ન આવવા દેવી હોય તો અંદરની દરમિયાનગીરીની કોઇ યુક્તિ કરી કાઢવી જોઇએ. જો નરેંદ્રમંડળ એવો કોઇ ઠરાવ ઘડી કહાડે અને સરકાર પાસે મંજુર કરાવી શકે કે કોઇપણ રાજ્યમાં દરમિયાનગીરી કરવાનો પ્રસંગ ઉભો થાય ત્યારે નરેંદ્રમંડળ પોતાની એક કમિટી નીમે. તે કમિટી સ્ટેન્ડીંગ કમિટી ન હોવી જોઇએ પણ જે જાતની દરમિયાનગીરીની જરૂર હોય, તે બાબતનું જ્ઞાન ધરાવનારા રાજાઓની તે હોવી જોઈએ. જે રાજ્યમાં દરમિયાનગીરી થવાની હોય તે રાજ્યના ઈતિહાસને લગતા જ્ઞાનવાળા, એ રાજ્યના જેવી સંધી ભોગવતા, અગત્યના રાજ્યપ્રકરણી સવાલો ઉપર અનુભવવાળા અને અભિપ્રાય આપી શકે એવા રાજાઓની તે હોવી જોઇએ અને જેના ઉપર દરમિયાનગીરી થવાની હોય તે રાજા એ કમિટીમાંના કોઇને માટે નાપસંદગી બતાવે તો તે નાપસંદગી બતાવેલા રાજાને બદલે બીજા રાજાને નીમવાનો પ્રબંધ થવો જોઈએ આવી કમિટી તપાસ કરીને સલાહથી સમાધાન કરાવી શકે છે. આમ થવાથી દરેક રાજા પોતાના વર્ગની તપાસને આધીન થાય છે. તપાસનો આ સિદ્ધાંત ઉંચો છે, કે જે વિલાયતની ઉમરાવોની સભાના સભાસદને લાગુ પડે છે. એ ઉમરાવોના કરતાં રાજાઓ કાંઈ નીચી સ્થિતિના નથી. એટલે આવી માગણીઓ તેઓ કરી શકે છે અને તે માન્ય રહેવાને પાત્ર છે. એક અપવાદ એમાં રાખવાની જરૂર છે, તે એ કે કોઇ રાજા એવી કમિટીના કરતાં સરકારથી જ સલાહ મેળવવા ઈચ્છે, તો તેને તેમ કરવાની છૂટ રહેવી જોઈએ.

---

## ૨૧. સાર્વભૌમ સત્તા.

આ ઠરાવ સરકારની સર્વોપરિસત્તાના સંબંધી અને તે અલવર મહારાજાએ રજુ કર્યો હતો.

ના. મહારાજા, અલવરઃ—જે ઠરાવ રજુ કરવા હું ઉભો થયો છુ, તે ઠરાવ, હુ સ્ટેન્ડીંગ કમિટીમા નીમાયો એ પહેલા અને દિલ્હીમા રાજાઓની પ્રથમ સભા થઇ તે પહેલા પસંદ કરાયેલો હતો, અને હુ છેલ્લે કહીશ એ કારણને લીધે મેં તે

હાથમા લીધો છે. સાર્વભૌમ સત્તાનો સવાલ જાહેરમા ચર્ચવો એ અતિશય નાજુકાઈ ભરેલી વાત છે, તેમ સાથે અગત્યની પણ છે. બટલર કમિટીની જે કેટલીક વાતો આપણે આજ ચર્ચી રહ્યા છીએ, તેમાની એક આ વાત પણ હોઇને તે ચર્ચવાનુ પ્રાપ્ત થાય છે. સર્વોપરિ સત્તા અને દરમિયાનગીરી એ પરસ્પર અતલગનો સબંધ ધરાવતી બાબતો છે. કારણ કે જો ' સર્વોપરિ સત્તા ' નો અર્થ જો બરાબર સમજાઇ જાય તો ' દરમિયાનગીરી ' એટલે શુ તેનુ ખરૂં રહસ્ય સમજી શકીએ. બટલર કમિટી પોતાના રિપોર્ટના ૧૩ મા પાને ૧૮ મા પેરેગ્રાફમા કહે છે કે ' સર્વોપરિ સત્તા એટલે ઇંગ્લડનુ તાજ. જે હીદી પ્રધાન અને હીંદના ગવર્નર જનરલ, જે બન્ને ગ્રેટબ્રિટનની પાર્લામેટને જવાબદાર છે એની માર્ફત વ્યવહાર કરે છે. ૧૮૩૫ સુધી તાજ તરફથી વહીવટ કરનાર પ્રતિનિધિ તરીકે ઈસ્ટ ઈડીઆ કપની કામ કરતી હતી પણ એ કપનીની માર્ફત તાજ પોતે સર્વોપરિ સત્તા હતુ. ૧૮૫૮ ના કાયદાથી કે જેથી તે કપનીનું રાજ્યતત્ર બધ થયુ તે કાયદાએ જે સત્તા તાજને પહેલા હતી, તે કરતા કાઇ વિશેષ સત્તા આપી નથી. એ કાયદાએ તાજની સત્તાનો વહીવટ કરનાર યત્રમા માત્ર ફેરફાર કર્યો છે '

છેલ્લા વાકયના સબધમા મને પોતાને શકા છે. કારણ કે એ રિપોર્ટના ૭૫ મા પાને મહારાણી વિકટોરીઆના ઢઢેરામાથી ઉતારો કરવામા આવ્યો છે જે ખરી રીતે હીદના દેશી રાજકર્ત્તાઓ અને તેના સબધોનુ હક પત્ર છે. એ ઢઢેરામા મહારાણીશ્રી તરફથી કહેવાયુ છે કે:—

“ હીદુસ્તાનના દેશી રાજાઓને આથી જાહેર કરીએ છીએ કે ઇસ્ટ ઇડીયા કપનીએ અથવા તેના હુકમથી જે જે તહનામા અને કરારો એમની સાથે થયા છે, તે બધા અમારે માન્ય છે. એ પ્રમાણે બહુજ સભાળપૂર્વક વર્તન થશે અને રાજાઓ પણ તેવીજ રીતે તેને પાળશે એમ અમે આશા રાખીએ છીએ. ”

હુ વધારે તો ભાગ વાચતો નથી, પણ ઈસ્ટ ઇડીઆ કપની એ દિવસોમા તાજની માત્ર પ્રતિનિધિ હોય, એ વાત અને આજ જેમ હીંદુસ્તાનનુ રાજ્ય એક વાઇસરોય પાસેથી બીજા વાઈસરોયને આપતી વખતે તાજ લે છે એ વાતથી બીજી કોઇ વિશેષ રીતે ઇસ્ટ ઈડીઆ કંપની પાસેથી તાજે હીદુસ્તાનની જવાબદારીઓ અને ફરજો લીધી હોય એ હુ સમજી શકતો નથી. એટલા માટે એ સ્પષ્ટ સમજી શકાય એવી વાત છે કે ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે એ પ્રમાણે, ઈસ્ટ ઈડીઆ કંપનીને બ્રિટિશ સરકારની સાથે જુદી જુદી બાબતોનો સબંધ હતો છતા એ કંપની એક વેપાર કરનારી મડળી હતી. અને ઢંઢેરામા કહ્યું છે, તેમ ૧૮૫૮ પછી અમારી સાથેના તહનામાની જવાબદારી મહારાણી વિકટોરીઆએ લીધી તથા તેમા સમાયેલી અમારી જવાબદારી પણ એવાજ ભારથી અમારા ઉપર મુકી. હવે બટલર કમિટીનું ૧૬ મું પાનું તપાસીએ. ત્યા લખવામા આવ્યુ છે કે “ વડોદરા રાજ્યમા જુદે જુદે પ્રસંગે વચમા પડવાની પોતાની સત્તા અને હકથી સંશય ન

પડે એવા સાફ સાફ શબ્દો ( With no uncertainty in words )મા સર્વોપરિસત્તાની વ્યાખ્યા કરી છે. ” આ વાક્યને ‘ સર્વોપરિસત્તા ’ ના કરતા ‘ દરમિયાનગીરી ’ ના સવાલની સાથે વધારે સબધ છે. જો કે મે ઉપર કહ્યુ છે કે દરમિયાનગીરી અને સર્વોપરિ સત્તા એક બીજાની સાથે અતલગનો સબંધ ધરાવે છે. આનો અર્થ એટલો જ છે કે પોતાના કરતા નબળા દરજ્જાની એક સત્તા ઉપર મોટા દરજ્જાની સત્તાએ પોતાનો અધિકાર ચલાવવા પ્રયત્ન કર્યો છે. પણ આટલાથી કાઈ દરમિયાનગીરી કરવાનો પોતાનો અધિકાર કે હક એક હક તરીકે કાયમ થઈ શકે ?

ઉપર કહી એ રીત કાઇ હસ્તક્ષેપને વાજબી ઠરાવી શકે ? મને તો એમ લાગે છે કે દરમિયાનગીરી કરવાની સરકારની સત્તા આટલી જ સાબીતી ( Test ) ઉપર આધાર રાખતી હોય તો તે ઘણી નબળી સાબીતી છે. પેરા ૪૩ મા કમિટી દલીલ કરે છે કેઃ—

“ત્યારે સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના સબધનુ ખરૂ સ્વરૂપ શુ છે ? એ વાત તો સર્વમાન્ય છે કે દેશીરાજ્યોની, દેશીરાજ્ય તરીકેની સ્થિતિના જેવો કોઈ બીજો દાખલો ઇતિહાસમા નથી. તેમ દુનિયામા કયાઇ નહોય એવા કરારો અને રૂઢિથી તેમની સાથેનો વહીવટ ચાલે છે. આતરરાષ્ટ્રીય કે સ્થાનિક કાયદાની તે બહાર છે. પણ બ્રિટિશ શહેનશાહતના બધારણના કાયદા ( Constitutional Law ) ના ખાસ ભાગ જેવા નિયમોના આધારે તેનો સબધ છે. લગભગ ૬૦ વર્ષ ઉપર સર હેનરી મેઇને આ સબધને આતરરાષ્ટ્રીય સબધ જેવો ગણ્યો હતો. પ્રો. વેસ્ટલેઈક એ સબધને બધારણના કાયદાથી બધાયેલી સ્થિતિનો ગણે છે. એજ જાતનો મત સર ફ્રેડરીક પોલોકે બતાવ્યો છે. તે કહે છે કે જ્યા આ સબધનો અર્થ બરાબર સમજાય તેવો ન હોય ત્યા આતર રાષ્ટ્રીય કાયદાની સરખામણી ઉપયોગી અને માન્ય રહે એવી જણાશે.”

ઉપરના ત્રણ અભિપ્રાય તથા બીજા કેટલાએક કાયદાશાસ્ત્રીઓના અભિપ્રાય ઉપર વિવેચન કરીને કમિટી નીચે પ્રમાણે મત બાધે છે.

“સાર્વભૌમ સત્તા એટલે શુ એના ઉપર કહ્યા છે, તે જાતના કેટલાક દષ્ટાતો છે. અમારી પહેલા બીજાઓએ પ્રયત્ન કર્યો છે, તે પ્રમાણે સાર્વભૌમ સત્તાના અધિકારનુ સ્વરૂપ સમજી શકાય એવી વ્યાખ્યા બાધવાનો અમે પ્રયત્ન કર્યો છે. પણ પહેલા જેમ બીજાઓ નિષ્ફળ થયા છે, તેમ અમે પણ નિષ્ફળ થયા છીએ. એ નિષ્ફળતાના કારણો બહુ છેટે શોધવા જવા પડે એમ નથી. ફરતી જતી દુનિયામા સ્થિતિ પણ ઉતાવળે ફરતી જાય છે. શહેનશાહતની જરૂરીઆત અને નવી સ્થિતિ ગમે તે વખતે અણધારેલી પરિસ્થિતિ ઉત્પન્ન કરે. સર્વોપરિસત્તા, સર્વોપરિ જ રહેવી જોઇએ. ફરતી જતી જરૂરીઆત પ્રમાણે અને રાજ્યોની થતી જતી પ્રગતિ પ્રમાણે સાર્વભૌમ સત્તાએ પોતાનુ સ્વરૂપ સમજીને તે પ્રમાણે પોતાની ફરજ અદા કરવી જોઇએ.”

આ નાજુક અને ઘણો ઉપયોગી સવાલ કે જેની અત્યારે આપણે ચર્ચા કરી રહ્યા છીએ તે ઉપર બટલર કમિટીના રિપોર્ટમા જે મુદ્દાઓ કહેવામાં આવ્યા છે, તે હુ ઉપર કહી ગયો.

અમુક વ્યાખ્યા લાગુ કરવાની જરૂરીઆત વિષે બોલતા કયાં રાજ્યોમા કઈ વ્યાખ્યા લાગુ કરવી તે કોણ કહી શકે એમ છે ? દરેક રાજ્ય એક બીજાથી ઘણે દરજ્જે જુદાં છે. દાખલા તરીકે ૩૮ સંધીનામાવાળા રાજ્ય છે, બીજા કેટલાક રાજ્યો મિત્રતાની ગાંઠથી બંધાયેલા છે, કેટલાક સનદવાળા, કેટલાક બીજી જાતના કરારોવાળા અને બીજા કેટલાંક તો જેની સાથે આમાનુ કાંઈ ન થયુ હોય એવા છે. દાખલા તરીકે મારૂં તહનામું લઇએ. આ દાખલો હું આજ એટલા માટે લઉ છુ કે બધા તહનામા જુદા જુદા રાજ્યો સાથે થએલા છે અને બધા રાજ્યોની સ્થિતિ સંબધે આપણે એક સામાન્ય વ્યાખ્યા શોધી કહાડવા માટે નિષ્ફળ ગયા છીએ તેનું કારણ એ છે કે સધીઓ બધા રાજ્યો સાથે એકત્રિત રીતે થયેલી નથી, પણ વ્યક્તિગત રીતે થએલી છે. એટલા માટે દરેક રાજ્યની સ્થિતિ વિષે આપણુને સધીપત્ર ઉપર આધાર રાખવાનું પ્રાપ્ત થાય છે. મારા આખા સધીપત્રને વાચીને હું તમારી ધીરજને થકવવા માગતો નથી. ટુકાણમા તેમા પાચજ શરતો છે. તે આ છે.

૧. ઈસ્ટ ઈંડિયા કપની અને રાજકર્તા વિષે પરસ્પર મિત્રાચારી રહેશે.

૨. કપનીના મિત્રો અને દુશ્મનો, રાજાના મિત્રો અને દુશ્મનો ગણાશે.

૩. રાજ્યમા કપની દરમિયાનગીરી કરશે નહી.

૪. રાજ્ય ઉપર કોઈ દુશ્મન હુમલો કરવાનુ વલણ રાખતો જણાશે, તો કપની મદદ કરશે.

૫. રાજ્યની અદર મુશ્કેલી ઉભી થશે, ત્યારે કંપની સરકાર પાસેથા રાજ્ય મદદ માગી શકશે.

આ જોતા સ્પષ્ટ છે કે આ સધીપત્રમા 'સર્વોપરિસત્તા' સબધે કાઈ ઇસારો કરવામા આવ્યો નથી. પરસ્પર વિશ્વાસભરેલા સુખરૂપ સબધની જ એમા વાત છે. એક વાત હુ સાફ કહી દેવા માગુ છુ અને તે એ છે કે આ નરેદ્રમંડળમા કે તેની બહાર એવું કોઇ નથી કે જે ના ન પાડી શકે કે તાજના પ્રતિનિધિ તરીકે હીંદની બ્રિટિશ સરકાર બહુ વધારે મોટી સત્તા છે અને જે બ્રિટિશ રાજ્ય ઉપર કદી સૂર્ય આથમતો નથી એવા મોટા બ્રિટિશ રાજ્યની સાથે સરખાવતા દેશીરાજ્યો તો લગભગ નાના બિદુ જેવા છે. પણ આ જગાએ તો આપણે તહનામાઓની, એમાં અપાયેલા હકોની અને એમા દાખલ થયેલી ફરજોની વાત કરીએ છીએ. એટલા માટે એમા વપરાયેલા શબ્દો અને લખવામા આવેલી શરતો, કે જેનો જુદો જુદો અર્થ કરવાને લીધે મુશ્કેલીઓ ઉભી થઇ છે, તે સબધીજ બોલવાનુ રહે છે. હુ જાતે તો એમ સમજું છું કે આપણા પરસ્પરના સબધ વિષે કાઈ ગેરસમજ જેવું છેજ નહી.

તેમ રાજ્યની સાથેના તાજના કે તાજના વ્યવહારના કોઇ કાર્યને અંગે પણ કાંઇ ગેરસમજ જેવું છે નહીં. ગેરસમજ તો બન્ને પક્ષને કબૂલ ન હોય અને કોઇ કાયદા શાસ્ત્રીઓએ લખી કાઢયા હોય એવી શરતો અને વાકયો માટે ઉભી થાય છે. અને કાયદા શાસ્ત્રીઓનું કામ તો (આ અમીરી ધંધા તરફ હુ માનની દૃષ્ટિથી બોલું છું) જે સત્તા એને વ્યાખ્યા કરવાનું કાંઇ કામ સોંપે તે સત્તાને અનુકુળ એવો અભિપ્રાય આપવાનુ હોય છે. હુ ચોક્કસ માનું છુ કે કોઈપણ બચાવ કરનારની તરફેણનો કેસ કોઇ વકીલને સોંપવામા આવે છે, ત્યારે તેની તરફેણમા બહુ જ મજબૂત રીતે કેસ તૈયાર કરે છે. પણ ધારો કે તેને સામી બાજુવાળાનો કેસ સોંપવામા આવે તો મને એમા પણ એટલી જ ખાત્રી છે કે એ બાજુને માટે પણ તે એવો જ મજબૂત કેસ કરે. પણ પહેલવહેલા કંપની અને ત્યાર પછી તાજની સાથેના રાજકીય સબધમા આવવાનુ અમારૂ શુભ નસીબ હતું, તે વખતે જે તહનામાઓ થયા તેની સાદી શરતોના અર્થો કરવા માટે વકીલની જરૂરીઆત હોય એમ હું માનતો નથી. અને આ સવાલની ચર્ચા કરવા મુશ્કેલી તો ત્યારે જ આવે છે કે જ્યારે તહનામાની શરતોને લાગુ પાડવાનો સવાલ ઉભો થાય છે.

દેશી રાજ્યોને સબોધીને કેટલાક તેને માડલિક રાજ્યો ( Vassal States ) કહે છે, કેટલીકવાર અમને ખંડિયા રાજ્યો ( Feudal States ) કહે છે, વળી બીજે વખતે અમને સ્વતત્ર રાજ્યો ( Sovereign States ) કહે છે. આમ અમારા માટેની વ્યાખ્યા કરવામા કેટલાક એક બાજુએ જાય છે, ત્યારે બીજાઓ બીજી બાજુએ જાય છે. અને તેટલા જ માટે શબ્દો અને વાકયોના સબધે જે ગેર-સમજ અને મુશ્કેલી ઉભી થાય છે, તેને લીધે જ કેટલીકવાર કેટલાક કામો ખોટા ઈરાદાથી થાય છે. એટલા માટે હુ દરખાસ્ત કરૂં છુ કે:—

"આ નરેંદ્રમડળ આ વિષય સબધે વિચારપૂર્વક એવા અભિપ્રાય ઉપર આવેલ છે કે રાજ્ય અને તાજ સાથેનો સંબંધ—

(૧) તહનામા અને કરારો જે બન્ને પક્ષને બધન કરતા છે, અને

(૨) જે રૂઢિ બન્ને પક્ષની સમતિથી બંધાઈ ગયેલી છે, તેના ઉપર રચાયેલો છે.

આ નરેંદ્રમડળ એટલા માટે એવો મત ધરાવે છે કે ઉપર કહેલી બે બાબતમાથી રાજ્ય અને તાજની જે ફરજો ઉત્પન્ન થાય છે, તેથી ઇન્ડીઅન સ્ટેટ્સ કમિટીના રિપોર્ટમા સાર્વભૌમત્વ સંબધી જે મત આપવામાં આવ્યો છે, તેને કાંઇ બાધ આવતો નથી."

મારી મુખ્ય દલીલ આ છે. મે પહેલા કહ્યુ છે તેમ હું માનુ છુ કે સર્વોપરિ સત્તા અને દરમિયાનગીરી એ, એક બીજાને અતલગનો સબધ ધરાવનારા શબ્દો છે. દરમિયાનગીરી અને સર્વોપરિ સત્તાના ઠરાવો પણ એક બીજાને અતલગના વળગીને રહ્યા છે. કેમકે દરમિયાનગીરીના હક વગર સર્વોપરિ સત્તા અર્થ વિનાની થઇ જાય

અને સર્વોપરિ સત્તાના ખરા રહસ્યને સમજ્યા વિના 'દરમિયાનગીરી સમજવી મુશ્કેલ થઇ પડે. આ સંબંધમા જે કાઇ કરવાની ઘણી અગત્ય છે, તે એ છે કે (અને ખરેખર એ કરવુ મુશ્કેલ નથી ) કંપનીની સાથે રાજ્યોને જે સબધ બંધાયો તેનો પચાસ વર્ષનો ઇતિહાસ તપાસી કહાડવો અને તેમાથી દરમિયાનગીરીના જુદા જુદા દાખલાઓમાથી થોડાક મુખ્ય સિદ્ધાતો તારવી કહાડવા અને તે ઉપરથી ચોક્કસ નિશ્ચય ઉપર આવ્યા પછી આ સબધમા જેનો સ્વાર્થ છે, તેને વિશ્વાસમા લઇને તેની સલાહ લેવી. જો આમ કરવામા આવે તો મારી ખાત્રી છે કે આપણી આખ આગળ અને આપણા મગજમા જે કાઇ ધુમાડો અને જાળ ઉભી થઈ છે તે ઘણે મોટે દરજ્જે સાફ થઇ શકશે.

તહનામા વિષે તો બીલકુલ સાફ સ્થિતિ છે. પડી ગયેલી રૂઢિ માટે અમે ખુશીથી કબૂલ કરીએ છીએ કે બન્ને પક્ષની સ્વેચ્છાથી જે રૂઢિ બંધાઇ ગઈ હોય, તે અમારે માન્ય છે. મુશ્કેલી તો ત્યા ઉભી થાય છે કે જ્યા એક રાજ્યમા દાખલ કરવામા આવેલી રૂઢિ બીજા રાજ્યોને લાગુ કરવામા આવે-અને કોઈપણ રાજ્યને આવુ કરવાના સિદ્ધાતની કાઇ ખબર પડયા વિના સરકાર આ પ્રથાને સર્વત્ર લાગુ પડે એવો સિદ્ધાત કરી બેસે ! શકા અને મુશ્કેલીના આવા કેસોમા કેટલીકવાર આવી બાબતો કબૂલ કરવામા આવતી નથી. અને તેમ છે, માટે આ સવાલનો નિર્ણય કરવો મને બહુ મુશ્કેલ લાગતો નથી. આમા માત્ર શબ્દો અને વાકયોની જ વાત છે. 'સાર્વભૌમ સતા' વાપરીએ તો હુ જાણવા માગુ છું કે તેથી વિરૂદ્ધનો બીજો કયો શબ્દ છે ? 'શહેનશાહત' ( Suzerainty ) શબ્દ વાપરીએ ( અને શહેનશાહત શબ્દ તો જ્યા ખડિયા રાજ્યની હયાતી હોય ત્યા જ વપરાય ) તો તેથી સામેના અર્થવાળો બીજો કયો શબ્દ છે ? જો તમે 'સર્વમાન્ય રાજ્યસત્તા' ( Sovereignty ) શબ્દ વાપરો તો તેથી બીજી બાજુનો શબ્દ તો તાબેદારી ( Subordination ) છે. હુ ધારૂ છુ કે દરેક માણસ કબૂલ કરશે કે બટલર કમિટીના રિપોર્ટમા કહેવામા આવ્યુ છે, તે પ્રમાણે તાજ અને દેશી રાજ્યના સબધ જેવો સબધ દુનિયામા બીજે કયાય નથી. એ બહુ નાજુક સબધ છે અને મારી જાતને માટે બોલતા હુ તેને બહુ સુખરૂપ સંબધ ગણુ છુ.

સરકારને રાજ્યો સાથે કાઈ સબધ નથી અને એટલા માટે તેના પરથી હાથ ઉઠાવી લેવો જોઇએ એમ કહેનારાઓ અને માનનારાઓમાનો હુ એક નથી. હુ જે દરખાસ્ત મૂકુ છુ તે બીલકુલ સ્પષ્ટ છે. અને તે એ છે કે આપણે પરસ્પરના સબધને બરાબર સમજી લઇએ, તો આપણે બહુ નિકટના સબધમા આવશું. સહકારથી કામ કરશું અને આજ છે, તેના કરતા પણ વધારે સહકાર થશે. ગયાં સો વર્ષનો ઈતિહાસ જોતા દેશી રાજ્યોની સાથેનો સબધ જાળવવામા સરકારે જે શુભેચ્છા દર્શાવી છે, તેથી બ્રિટિશ ચારિત્ર્ય અને તેના હૃદયને માટે મોટામા મોટું અભિનદન આપવા હુ તૈયાર છુ. મુશ્કેલીના સવાલો ઉભા થાય છે, પણ હું માનું

છુ કે દરેક રાજ્યમા અથવા કોઇપણ જાતના સબંધમા આવી મુશ્કેલીઓ હમેશા ઉભી થયા વિના રહે જ નહી. ધારો કે બ્રિટિશ સરકાર હળ ઉપરથી પોતાનો હાથ બીલકુલ ખેચી લે તો કુદરતનો નિયમ છે કે બીજી સત્તા તેને બદલે આવે, (કોઈ વિદેશીય સત્તા આવે એમ હું કહેવા માગતો નથી.) જેને લીધે જે કહેવાતુ સ્વાતત્ર્ય આજ આપણે શોધી રહ્યા છીએ, તે સ્વાતંત્ર્ય એકદમ અને આપણને કડવું લાગે તેવી રીતે સકુચિત થઇ જાય. આથી જે ઠરાવ હુ રજુ કરી રહ્યો છું તે મંજુર રહે તો આપણા મનમા જે ઘણા વહેમો અને મુશ્કેલીઓ છે, તે મોટે ભાગે શાત થાય.

સાહેબ, અમારા ઉપર વિશ્વાસ રાખજો કે બ્રિટિશ તાજ કે તેના પ્રતિનિધિના સશક્ત હાથને અમે બીલકુલ નબળા કરવા માગતા નથી. કારણ કે એ હાથને લીધે જ અમારા તહનામાઓ સુરક્ષિત રહ્યા છે અને ભવિષ્યમા સુરક્ષિત રહેશે. એના બદલામા અમે માગીએ છીએ તે માત્ર એ જ છે, કે અમારા હાથને પણ નબળા કરોમા કે જેથી કરીને અગાધ કાળ માટે નહી તો, ઘણા જ લાબા કાળ સુધી તો જે રીતે ભૂતકાળનો આપણો સબધ સુખરૂપ રહ્યો છે, તેવી જ રીતે પરસ્પરનો આપણો સબંધ ચાલુ રહે, અને તાજ સાથેનો અમારો સંબંધ એ રીતે ચાલુ રહે કે જેમાથી અમને મગરૂબી અને આપને કીર્તિ મળે. સાર્વભૌમ સત્તા સંબધી આ ઠરાવ રજુ કરતા છેવટમા હું કહેવા માગુ છુ કે સાર્વભૌમ સત્તા નહીં, ખરી વ્યાખ્યા કે ખોટી વ્યાખ્યા, ગમે તેમ હોય પણ ઇંગ્લેડ અને ઈંગ્લેંડના તાજના અમે વચનથી બંધાયેલા મિત્રો છીએ. ગમે તેમ બને, ગમે તે પરિસ્થિતિ ઉભી થાય પણ સાહેબ, આપ જરૂર સમજશો ક તાજના અને બ્રિટિશ સરકારના અમે મિત્રો અને સહચારી (allies) છીએ.

ના. મહારાજા ધોલપુરઃ—ત્યાર પછી ધોલપુર મહારાજાએ આ ઠરાવને ટેકો આપતા કહ્યું કે સાર્વભૌમ સત્તાની વાત એક બાજુએ રાખીએ તો પણ ના. શહેનશાહને પોતાને અને તેના રાજ્ય તરફ અમારી ભક્તિ અને અમારો પ્રેમ એટલા બધા છે કે બીજા કોઈ વિચારો તેને અસર કરી શકે નહીં. એમ કહેવુ કે અમારી ભક્તિ સાર્વભૌમ સત્તાના સિદ્ધાતને લીધે છે અને અમારી હાર્દિક પ્રમાણિકતા તથા પાદશાહ તરફથી ભક્તિને લીધે નથી તો તે હીદના રાજાઓને અને સરકારની સાથેના સબધના પાયાને અપમાન કર્યા બરાબર છે. અમારી ભક્તિ અને અમારૂ પ્રમાણિકપણુ લડાઇને વખતે સાથે ઉભા રહીને અને શાતિના સમયમા મિત્ર અને સહાયક તરીકે રહીને અમે સાબીત કરી આપ્યુ છે. અમારી સ્થિતિની આ વ્યાખ્યા પછી, સાર્વભૌમ સત્તાની ચર્ચા એ સાક્ષરી થઈ જાય છે. પણ એટલું તો સ્પષ્ટ છે, કે રાજ્યના અને સરકારના હિતમા બની શકયા પ્રમાણે પરસ્પરની ફરજો અને હકોનો નિર્ણય તો થવો જોઇએ.

આતર વહીવટમા જે કુલ સ્વતત્રતા રાજ્યો ભોગવે છે તેને અગે હીદના અથવા તો શાહેનશાહતના કોઇ અગત્યના અથવા જરૂરી સ્વાર્થમા બ્રિટિશ સરકારને કાંઈ

વિશેષ મુનસફી વાપરવાના પ્રસંગ ઉભા થાય તો બન્ને પક્ષને સાથે બેસીને, મિત્રતા-ભરેલી રીતે અને પરસ્પરના વિવેકથી બન્નેનું હિત સચવાય એવો રસ્તો કાઢવામાં મુશ્કેલી આવે એમ હુ માનતો નથી.

કઇ દૃષ્ટિથી આ સવાલનો નિર્ણય કરવા આપણે બેસીએ તેના ઉપર આધાર છે. આપ જેવા ખરી સહાયતા બતાવનાર અને ખરી મિત્રતાની દૃષ્ટિથી જોનાર વાઈસરોય છો, ત્યા અમને શકાનુ કોઈ સ્થાન નથી, અને ધાસ્તી રાખવાનું કાઇ કારણ નથી. પણ કોને ખબર છે, કે હીદુસ્તાનના નવા બંધારણના ભવિષ્યમા શુ સતાઈ રહ્યુ છે? એટલે રાજ્યો અને વિશેષ કરીને બૃહદ્ હીદ તથા શહેનશાહતના હિત માટે ખૂબ અગત્યની વાત છે કે આ સવાલોની સ્પષ્ટ વ્યાખ્યા અત્યારે ઘડી કહાડવી.

## વિવેચન.

આ ઠરાવ નરેંદ્રમંડળ પાસે મૂકતા વાઇસરોય સાહેબે એને વિષે અભિપ્રાય સૂચક એક પણ શબ્દ કહ્યો નહીં. દરમિયાનગીરીના ઠરાવ ઉપર પોતાની માન્યતા સ્પષ્ટ કહી દીધા પછી એવી જ જાતના આ સર્વોપરિ સત્તાના સવાલ ઉપર ફરીથી બોલવાની આવશ્યકતા એ નામદારને લાગી નહીં હોય એ દેખીતું છે. અથવા તો તેમણે એમ પણ માન્યું હોય કે દરમિયાનગીરીનો અને આ સવાલ, ભવિષ્યમાં પરસ્પરની ચર્ચા માટે ઉભા થવાના જ છે, તો અત્યારે વિચારો આપીને વખત લેવાની જરૂર નથી. મારો એ પણ મત છે કે જે દીર્ઘદૃષ્ટિથી વાઇસરોય સાહેબે જેમ આ બન્ને સવાલોનો તલસ્પર્શી અભિપ્રાય આપ્યો નથી તેમ રાજા સાહેબોએ પણ એ બે સવાલ ઉપર વધારે પડતાં લાંબા ભાષણો કરીને વાઇસ-રોય સાહેબે કહ્યું તેમ બહારની દુનિયાને અનેક વિચારો ઉત્પન્ન કરાવે એવી અસર થાય એવું બોલવાની જરૂર ન હતી.

રાજ્ય અને સરકાર વચ્ચેનો સંબંધ એ, બે પક્ષનો પરસ્પર સંબંધ છે. એ જેમ તહનામા અને કરારથી એક બીજા સાથે, ખાનગી વિચારથી થયો હતો, તેમ આ વખતે પણ તે કરારોમાં ઉત્પન્ન થયેલી શંકાનો નિર્ણય પણ એવી જ રીતે કરવામાં આવ્યો હોત તો વધારે શોભાસ્પદ ગણાત. પણ મને ભય લાગે છે, કે આ કાળમાં જેમ હીંદની ધારાસભાઓ અને બીજાં મંડળોમાં પોતાનું મંતવ્ય જાહેર પ્રકાશમાં આવે એવી વૃત્તિ છે, તેનો થોડો ઘણો પાસ આજ સુધી શાંતિથી પોતાનું કામ કરવાને અને પોતાની

ફરજો બજાવવાને ટેવાયેલા રાજા સાહેબને પણ જાણે લાગ્યો હોય! એની યોગ્યાયોગ્યતા વિષે જુદાં જુદાં માણસોનો જુદો જુદો મત થાય એ સંભવ છે. રાજાઓનો મોભો અને ખરા હકો ગમે તેમ થાય તો પણ સંકુચિત થઇ શકે નહીં એવી હીંમત ધરાવનારા નૃપવરો સામાન્ય માણસોની માફક જાણે ફરીઆદ કરતા હોય એવા સ્વરૂપમાં દેખાય એ એક રીતે જરા અણુઘટતું લાગે છે. પણ બ્રિટિશ હીંદની સભાઓની પદ્ધતિને લીધે, બ્રિટિશ હીંદની ફરીઆદો ઉપર ધ્યાન અપાતું જોઇને નરેશોના મનમાં પણ એમ થઇ જાય કે એમની મુશ્કેલીઓ પણ જો એ પદ્ધતિએ મૂકવામાં આવી હોય તો સમાજનું ધ્યાન ખેંચાવાને લીધે સરકાર એનો નીવેડો સત્વર આણે તો એ પણ બનવા જેવું છે.

જાહેર મતનું અત્યારે જોર છે. એ જાહેરમત ઉત્પન્ન કરવા માટે નાના મોટા બધા પ્રયત્ન કરી રહ્યા છે. તેની અસર રાજા સાહેબોને પણ થઇ જણાઈ છે. જાહેર પ્રવૃત્તિમાં દોષ કહાડવાનું કારણ નથી પણ તેમાં કોઇકોઇ વાર એક જાતનો ભય છે. તે એ છે કે જાહેર કથનમાં ખ્યાલ વગર અતિશયોકિત ઘુસી જાય છે. અને અતિશયોક્તિ એ સર્વ વિષયમાં ફાયદા કારક જ છે એમ હું માનતો નથી. અતિશયોક્તિ, શબ્દ પ્રયોગની અતિશયતા અને પોતાના જ પક્ષનો અર્થ કરવાની વૃત્તિ એ ખરા દાવાઓને પણ કેટલીક વખત નુકસાન કરી બેસે એવું દેખાયું છે. અને ખાસ કરીને જેઓની મોટી સ્થિતિ અને જેમનાં કરાર પત્રો ફરી શકે નહીં એવાં હોય છે, એવાઓને તો શાંત લડાઇમાં જે લાભ છે તે જાહેર વક્તવ્યમાં નથી.

આ કહેતાં જાહેર કથનને ઉતારી પાડવાનો આશય નથી. પણ જાહેર કથન ક્યાં શોભે? કોના મુખમાં શોભે? એનો વિવેક કરવાની જરૂર છે, એટલું કહેવાનો જ આશય છે.

હવે આપણે સાર્વભૌમત્વના સિદ્ધાંત વિષે વાત કરીએ.

દરેક રાજ્યસત્તાને પોતાનું રાજ્ય ચલાવવાની નીતિનું બંધારણ હોય છે. તે લેખીત હોય છે, જેથી સર્વ લોકના જાણવામાં આવે. તે બંધારણ લોકહિતના હોય એવા કાયદાથી સુવ્યવસ્થિત થએલું હોય છે. અને રાજ્યસત્તા પણ તે પ્રમાણે વર્તન કરે છે. આ સુધ-

ટિત વ્યવસ્થામાંથી પ્રજાનો સંતોષ અને રાજ્યનું સ્થાયીપણું સુદૃઢ થાય છે. પણ બંધારણો જનસમાજની હયાતીના બધા વ્યવસાયને સંપૂર્ણ રીતે પહોંચી શકતાં નથી. આમ હોવાને લીધે ધારાઓમાં અને કાયદાઓમાં વખતો વખત ફેરફાર થાય છે, એ સુવિદિત છે. લોકસ્થિતિને પહોંચી વળવા માટે આવા સુધારાઓ કાયદામાં ગમે ત્યારે થઇ શકે, તો પણ અચાનક ઉત્પન્ન થતી પરિસ્થિતિને પહોંચી વળી શકાય એવા રસ્તાઓ સંપૂર્ણ રીતે કાયદાઓ દરેક ક્ષણે બતાવી શકે નહીં. એવું કાંઈ બને અને તે વળી તત્કાળ ઉપાય કરવો જોઈએ એવું બને ત્યારે રાજ્ય ચલાવનારી સત્તાને, પોતાની સત્તાની રૂએ ઉપાય કરવાની ફરજ પડે. એ ઉપાય હસ્તી ધરાવનારા કાયદાઓથી, બહાર, રાજ્ય સત્તાની રૂએ હાથમાં લીધેલા ઉપાય ગણી શકાય. એ ઉપાય લેનાર જે હોય તે **સાર્વભૌમ સત્તા.**

એ સામા માણસને સીધે રસ્તે લાવવાનો એક ઉપાય છે. પોતે સત્તા ભોગવે છે, માટે તે ગમે તેમ યથેચ્છ વાપરવી એવો તેનો અર્થ—કદી ન થાય એવો અર્થ કરનારાં ઘણાં રાજ્યો ભૂતકાળમાં હયાતી ભોગવતાં બંધ થયાં છે, તેમ દરેક દેશનો ઇતિહાસ કહે છે. સાર્વભૌમ સત્તાના ખરા ઉપયોગની સામે થનારાઓનો પણ નાશ થયો છે, એ પણ એટલું જ સિદ્ધ છે. પણ સત્તાની સામે ન થઈ શકે એવી નાની સ્થિતિ સામાપક્ષે હોવાને લીધે, સત્તા આપખુદી ભરેલી રીતે હકુમત વાપરે તો કુદરતી નિયમો, તે સત્તાને પણ તે નિયમના ભંગના પરિણામનો સ્વાદ ચખાડ્યા વગર રહેતા નથી.

એક વખત કબૂલ કરીએ કે સાર્વભૌમ સત્તાની વ્યાખ્યા થવી મુશ્કેલ છે, પણ સાર્વભૌમ સત્તાનો ઉપયોગ યથાર્થ છે કે અયથાર્થ છે, તે તપાસી કહાડવું મુશ્કેલ નથી. દલીલોથી જ માત્ર કોઇ પદ્ધતિનું સ્વરૂપ હમેશાં બતાવી શકાતું નથી. માણસની લાગણીઓ અને તે લાગણીઓમાંથી ઉત્પન્ન થતી વિચાર શક્તિ પણ, ઘણી વાર ન વ્યાખ્યા થઇ શકે એવી વસ્તુઓનું સહૃદયતાથી નિરાકરણ કરી શકે છે, સાર્વભૌમ સત્તાના ઉપયોગમાં સહૃદયતાને મોટું સ્થાન છે. સહૃદય સાર્વભૌમ સત્તા ભૂલ કરતી નથી, એટલા માટે જ તે

ન્યાયી ગણાય છે. તે ન્યાયી છે માટેજ તે લાંબો વખત ટકે છે, કેમકે ન્યાયની સામે સામનો કરવાની માણસને વૃત્તિ થતી નથી. જેની સામે વિરૂદ્ધતાનું ઘર્ષણ નહીં, તેની જીંદગી લાંબો વખત ટકે છે. તે ન્યાયે જે સાર્વભૌમ સત્તા સહૃદયતાથી કામ કરવાને લીધે હાથ નીચેની સત્તા અને પ્રજાને સામનો કરવા ઉત્તેજતી નથી તે નિશ્ચલ એવા રાજ્યાસનને ભોગવે છે. પણ વ્યાખ્યા ન થાય એવા આ શબ્દની કાંઇક તો વ્યાખ્યા કરવી પડશે.

નીચેની વ્યાખ્યા બેમાથી કોઈ પણ પક્ષ અમાન્ય રાખી શકે નહીં એવી છે, એવી માન્યતાથી તે આપવાનું પ્રાગલ્ભ્ય કર્યું છે. દેશી રાજ્યોને સરકારની સામાન્ય સાર્વભૌમ સત્તા નાકબૂલ નથી એટલે એઓ તો આ વ્યાખ્યાને અમાન્ય રાખે એવો સંભવ નથી. સરકારને જોઇએ તેવી યોગ્ય સત્તા એમાં રહે છે. એટલે સરકારને પણ કાંઈ વાંધો લેવા જેવું દેખાતું નથી. સિવાય કે યોગ્ય લાગે તેમ જુદે જુદે વખતે જુદી જુદી રીતે પોતાની ઇચ્છા પ્રમાણે સાર્વભૌમ સત્તાનો ઉપયોગ કરવાની દાનત હોય !

સર્વોપરિસત્તા એ કોઈપણ સાર્વભૌમ સત્તાનું ભૂષણ છે. સિદ્ધાંત તરીકે એ સત્તા હોય નહીં તો સ્વતંત્ર રાજ્યમાં એટલી ઉણપ ગણાય, અને પ્રજાનું હિત જાળવવાની જે મોટી ફરજ રાજ્ય પર છે, તે પુરેપુરી રીતે અદા થઇ શકે નહીં. ખરૂં જોતાં તો રાજ્ય અને આવી સત્તા એ પરસ્પર અવલંબીને રહેલાં છે.

સાર્વભૌમત્વ એટલે સર્વ સ્થિતિને પહોંચી વળી શકે એવી સત્તા વાપરવાને શક્તિમાન રાજસત્તા. આ સાર્વભૌમપણાની સ્થૂલ વ્યાખ્યા થઈ. પણ "તેની વ્યાખ્યા નથી અથવા થઇ શકે એવી નથી" એવું બટલર કમિટીનું કહેવું, એ વિચારભૂલમાંથી થયેલું લાગે છે કે એ કમિટીએ "**સાર્વભૌમત્વ**" શબ્દને સાર્વભૌમપણાના ઉપયોગની સાથે ભેળવી દીધેલ છે. એ સત્તા અને તેના ઉપયોગની જરૂરીઆત, એ બે વચ્ચેનો ભેદ જો બરાબર ધ્યાનમાં રહે તો સાર્વભૌમતાની ખરી વ્યાખ્યા સમજાયા વિના રહે નહીં.

બનતાં સુધી બધી સ્થિતિને પહોંચી વળવા માટે કાયદા ઘડાયા છે. એ કાયદાનો ઉપયોગ કરતાં જે કેસમાં તેનો ઉપયોગ થવાનો

હોય છે, તેના પૂરતી હકીકત અને હકીકત એક છતાં જુદા જુદા ગુહ્નેગારોને જુદી જુદી શિક્ષા કરવાની જરૂરીઆત એ, કાયદો લાગુ કરતી વખતે કરવા જોઇતા સૂક્ષ્મ વિચાર ઉપર આધાર રાખે છે.

જેમ ગુહ્નો મોટો અને ગુહ્નાના પ્રમાણમાં કરવાની શિક્ષા મોટી તેમ ન્યાયાધીશને વધારે સાવચેતી રાખવી પડે છે. એ આપણો નિત્યનો અનુભવ છે. સાર્વભૌમત્વ, કાયદાથી પરિમિત થએલી બધી સત્તાઓની ઉપરની સત્તા છે. એટલે એના ઉપયોગમાં એ સત્તાના ઉચ્ચસ્થાનના પ્રમાણમાં તિક્ષ્ણ ધ્યાન આપવાની આવશ્યક્તા ઉભી થાય છે. એ એક રાજ્ય સત્તાનો ખાસ હક (Prerogative Right) છે. અને એ હંમેશાં એક અપૂર્વ હક છે. તેનો સામાન્ય રીતે ઉપયોગ થાય તો અપૂર્વતામાં ખામી આવે છે. દાખલો લઇએ. ગમે તેવા ગુહ્નેહગારને માફી બક્ષવાનો દરેક સાર્વભૌમ સત્તાને "ખાસ હક" છે અને તે છે, એટલા માટે ગમે તેવા ગુહ્નેગારને પોતાની ઇચ્છા છે માટે યથેચ્છ રીતે ભાગ્યે જ કોઇ રાજા દયા કરવાના બાના નીચે વખતો વખત માફી આપી શકે. એથી ઉલટું ગંભીર સ્થિતિમાં "લશ્કરી કાયદા"ના જેવી સખત શિક્ષા કરવાનાં પગલાં પણ તે લઇ શકે છે. પણ તેમ કરવાની સત્તા છે, માટે સહેજ સહેજ બાબતમાં જેનો ઉપાય નીતિને રસ્તે થઈ શકે એમ હોય ત્યાં પણ લશ્કરી કાયદાના સખત ઉપાયો લે એ પણ એજ રીતે ભાગ્યે જ કરી શકાય એવું છે. આથી સ્પષ્ટ થાય છે કે જેમ સત્તા વધારે તેમ તેનો વપરાશ અપવાદ જેવી પરિસ્થિતિમાં જ અને મોટી સંભાળથી થવો ઘટે.

આ વાત જો બરાબર ધ્યાનમાં રહે તો "ખાસ હક"નો આ વપરાશ અસંતોષ કે ફરીઆદનું કારણ આપવાને બદલે એ પગલું લેનારનું ગુણગાન કરાવે. કેમકે કાયદાથી અબાધિત એવી શક્તિ તે હંમેશાં પ્રજાના હિતને માટેજ વપરાય, એ રાજાની ખરી સ્વતંત્રતાનો અર્થ છે. હીંદમાં ભૂતકાળમાં કેટલાક દાખલા મળી આવશે કે જેમાં સરકારે સાર્વભૌમસત્તા યોગ્ય રીતે ન વાપરી હોય અને છતાં લોકોને સંતોષ ન, પણ થયો હોય. પણ મનુષ્ય સ્વભાવ એ છે કે એવો ઉપયોગ કરતાં કરતાં એ સત્તાના વપરાશની ટેવ પડવાને લીધે ન વાપરવી જોઇએ એવી જગાએ પણ તે વપરાઈ જાય.

આવું થાય ત્યારે એ સત્તા "ખાસ હક" ની સંજ્ઞામાંથી નીચે ઉતરે છે. અને લોકો જેને એક વખત રાજાનો "ખાસ હક" ગણતા તેને જુલમ ( Despotism ) ની સંજ્ઞા આપે છે.

અસંતોષ, વપરાશના આ ફેરફારથી થાય છે. એ ન થાય એટલા માટે બનતા સુધી સાર્વભૌમત્વનો ઉપયોગ બહુ વિચારપૂર્વક કરવામાં આવે છે. વ્યાખ્યામાં જે મુશ્કેલી આવે છે, તે તેના ઉપયોગ વિષે છે. ઉપયોગની વ્યાખ્યા ખરેખર બંધાવી મુશ્કેલ છે કેમકે જુદી જુદી સ્થિતિ પરત્વે, જુદાં જુદાં સ્થિતિનાં માણસોને લીધે, તે વખતની લોકપરિસ્થિતિને લીધે ઉપયોગમાં ફેર પડે છે. અને "ખાસ હક" છતાં તે "ખાસ હક" નો ઉપયોગ કરવામાં સામર્થ્યના ઓછા વત્તા પ્રમાણમાં ઉપાયો લઇ શકાય છે. એટલે ઉપાયોનો નિર્ણિત નિશ્ચય ખરેખર કરવો મુશ્કેલ છે, એ વાત તો કબૂલ કર્યા વગર ચાલે એમ નથી.

આ દૃષ્ટિએ રાજ્યોને અંગે આપણે હીંદી સરકારની સર્વોપરિ સત્તાનું અવલોકન કરીએ હીંદી સરકાર, બ્રિટિશ હીંદની સર્વોત્તમ સત્તા છે, કેમકે તરવારની ધારે એ એની માલેક બનેલ છે. પ્રજાને એ પોતાના કાયદા આપી શકે છે. ઘડેલા એ કાયદાઓમાં ફેરફાર કરવાની જરૂર લાગે ત્યારે ફેરફાર કરે છે. એવી અનેક પ્રકારની સત્તા તે પોતાની પ્રજા ઉપર ધરાવી શકે છે.

સાર્વભૌમસત્તા તરીકે જે સત્તા પોતાની પ્રજા ઉપર છે, તે જ સત્તા દેશી રાજ્યો ઉપર હોઈ શકે એવો દાવો કરવામાં આવે તો તે માન્ય રહી શકે એવુ નથી. દેશી રાજ્યો એ જીતાયેલાં રાજ્યો નથી, ત્યાં સરકારી કાયદાઓ મુકી શકાતા નથી, ત્યાંના આંતર વ્યવહારમાં બીલકુલ દખલગીરી થાય નહીં એવાં કરારમાં વચનો છે. પવિત્ર એવી પરસ્પરની સંધીઓ છે. અને તે ઉપરાંત એક પછી એક બધા સમ્રાટોએ એમના "આંતર વ્યવહારમાં બીલકુલ વચમાં આવશું નહીં તથા સંધીઓમાં અપાયેલાં વચનો પવિત્રપણે પાળશું" એમ ઢંઢેરાઓમાં જાહેર કરેલ છે. રાજ્યોને મિત્ર રાજ્યો તરીકે સંબોધવામાં આવ્યાં છે અને જ્યારે જ્યારે મુશ્કેલીના પ્રસંગો ઉભા થાય છે, ત્યારે ત્યારે એ મુશ્કેલીઓમાં ભાઇબંધ તરીકે સાથે

ઉભા રહેવાને આમંત્રણ કરવામાં આવ્યું છે. હજી છેલ્લા વિગ્રહના ઈતિહાસમાં એ ચિત્ર ભુંસાય નહીં એવું હાલ પણ છે. અને ઇશ્વર ન કરે ને ભવિષ્યમાં એવા પ્રસંગ ઉત્પન્ન થાય તો પોતાનું સર્વસ્વ આપનારા એ મિત્રોને એ રીતે જ આમંત્રણો કરવામાં આવશે. આટલું માન્ય રહે તો રાજ્યો ઉપરની સર્વોપરિ સત્તા ન્યાયની રીતીએ કેટલી પરિમિત છે, તે સહજ સમજાઈ ગયા વગર રહેશે નહીં.

પણ રાજ્યો ઉપર પણ એક જાતની સાર્વભૌમતા તો બીલકુલ સ્વતંત્ર છે. અને તે સમગ્ર હીંદની પરદેશ સાથેની નીતિમાં. અને ખાસ કરીને દેશી રાજ્યો ઉપર થતાં આક્રમણ વખતે યોગ્ય લાગે તે પગલાં લેવાની બ્રિટિશ હીંદની સત્તાની સ્વતંત્રતામાં. લડાઇનો વખત ઉત્પન્ન થાય તે વખતે મિત્રો છતાં રાજ્યોની સલાહ લેવાની ફરજ સરકારે રહેવા દીધી નથી. રાજ્યોએ એવી માગણી પણ કરી નથી; કેમકે રાજ્યો સમજે છે કે બ્રિટિશ હીંદનો સ્વાર્થ એટલો મોટો છે કે એના બચાવમાં જે પગલાં બ્રિટિશ હીંદ લેશે, તે પગલાંમાં રાજ્યોનો સ્વાર્થ પણ સંરક્ષાયેલો રહેશે. એટલે રાજ્યોએ પણ વિદેશીય આક્રમણના સબંધમાં તો "સરકાર જે કરે તે અમારે કબૂલ છે" એવું કોઈ પણ સરત વગર માન્ય રાખ્યું છે એ કબુલાતમાંથી જે મોટી સ્વતંત્રતા વિદેશીય આક્રમણને માટે સરકારને મળી છે, તેનો ઉપયોગ ખરેખર એક સ્વતંત્ર સાર્વભૌમસત્તા તરીકે સરકાર કરી શકે છે. એ બાબતમાં રાજ્યોની સલાહનો અવકાશ નથી તેથીજ મિત્રાઇના આ ભાવને ( Subordinate Co-operation ) કહેવામાં આવે છે.

પણ પરસ્પરના આ સ્વાર્થમાં એક બીજાની રાજીખુશીથી જે સ્થાન સરકારને પ્રાપ્ત થાય છે, તે સ્થાનમાંથી, જે સત્તા, કરારો અને સંધીપત્રોથી સરકારના હાથમાંથી બીલકુલ બાતલ રાખવામાં આવી છે; તેમાં પણ તેનો ઉપયોગ થવા જેવી વાતો થાય ત્યારે તો તે સાર્વભૌમ સત્તાને આધારે કરવામાં આવે છે કે એ ઉપયોગ માટે બીજાં કોઇ કારણો છે, તે તપાસવાનું પ્રાપ્ત થાય છે.

એ તો સર્વ કોઇ કબૂલ કરશે કે દેશી રાજ્યોને કરારનામાથી તો આંતર વ્યવહારમાં બીલકુલ સ્વાતંત્ર્ય છે. સરકાર જેમ બ્રિટિશ હીંદમાં સ્વતંત્ર સાર્વભૌમ સત્તા છે, તેમ રાજાઓ પણ

તેના રાજ્યની હદમાં એટલી જ સ્વતંત્રતા ભોગવે છે. એટલે પોતાના રાજ્યમાં નરેશો સાર્વભૌમ છે. બ્રિટિશ હીંદમાં એક સાર્વભૌમ સત્તા છે, માટે હીંદના આ હીંદી ભાગ ઉપર પણ એ સત્તા ભોગવી શકે એ સિદ્ધાંત તરીકે કબૂલ રહી શકે એવી વાત નથી.

અને છતાં હસ્તક્ષેપના વિષય ઉપર લખતાં કહેવામાં આવ્યું છે તેમ કોઇપણ સ્વતંત્ર રાજ્ય ઉપર મૂર્તિમતી સાર્વભૌમસત્તા ન હોય તો પણ એના અયોગ્ય કામો ઉપર એના પોતાના લાભને ખાતર જ અંકુશ રાખનારી કોઇને કોઈ પદ્ધતિ તો હોવી જ જોઇએ. કારણ કે દરેક શક્તિને ધાસ્તીની જરૂર છે. લોકમત ન હોય ત્યાં, લોકો બંડ કરી ન શકે એવી સ્થિતિ હોય ત્યાં, અને ભૂતકાળમાં હતું તેમ અન્યાય કરતાં રાજ્યને ભાયાતો અને સરદારો રોકી ન શકે એવી સ્થિતિ હોય ત્યાં, એવાં કોઈ સાધનની અવશ્ય જરૂર છે કે જે કોઈપણ બીકની ગેરહાજરીમાં નરેશોને પોતાની સ્થિતિના ખરા સ્વરૂપમાંથી ચ્યુત થતાં બચાવે. હકથી નહીં પણ રાજ્યોના કાર્યમાંથી ઉત્પન્ન થતી સ્થિતિને લીધે જે દખલગીરીની જરૂરીઆત ઉત્પન્ન થાય છે, એ દખલગીરી કરી શકે એવી એક સત્તા હીંદમાં છે; જે રાજ્યો સાથે મિત્રતા ધરાવતા છતાં મિત્રતાના મંડળમાં પ્રમુખ સ્થાને છે. સરખા હકો છતા કોઇ પણ મંડળની ગેરવ્યવસ્થા પ્રમુખ પોતાના હુકમથી દૂર કરી શકે છે, તેમ હીંદની રાજ્યસત્તાઓમા સાર્વભૌમસત્તા—મુખ્ય ભાગીદાર—એ બ્રિટિશ હીંદનું રાજ્ય છે. અને એ રાજ્યના તાજ તરફથી હકુમત ચલાવનાર અધિકારી એ, તેનું પ્રમુખસ્થાન ભોગવે છે. અને મંડળના કોઇ ભાગમાં સુધારાની આવશ્યક્તા સ્પષ્ટ થાય છે, ત્યારે પ્રમુખ તરીકે એ પોતાની સત્તા વાપરે છે. આવા સાર્વભૌમત્વની રાજ્યો તદ્દન ના પાડી શકે એવી સ્થિતિ નથી. અને તેમ ના ન પાડવી જોઇએ એમ પણ લાગે છે, કેમકે તેમાં રાજ્યનું હિત છે.

એક ઘણો જ નાનો દાખલો લઈએ તો. કોઇપણ કંપનીના ડીરેકટરોમાં, કંપની જેને મેનેજીંગ ડીરેકટર નીમે છે, તે બીજાની સાથે સરખા દરજ્જાનો હોવા છતાં વ્યવસ્થામાં સર્વના ઉપર હુકમ ચલાવી શકે છે. એ સરખામણી કેટલેક દરજ્જે દેશી રાજ્યો અને હીંદી સરકારને લાગુ પડી શકે. કેમકે એ સરકાર હીંદુસ્તાનમાં સૌથી વધારે સત્તાવાળી હકુમત છે. અને એટલા માટે તે સીધી રીતે નહીં તો પરોક્ષ રીતે સાર્વભૌમ સત્તા ગણાય છે.

પણ એવા મેનેજીંગ એજંટને સર્વની સંમતિથી એ કંપનીનું પ્રમુખ સ્થાન આપી જે મુનસફી સુપ્રત કરવામાં આવી હોય છે, તે મુનસફીનો ઉપયોગ બધાના લાભ ખાતર જ તે કરે છે. અને કરી શકે છે. પણ એક ભાગીદારને ભોગે બીજાને કે પોતાને લાભ મેળવવા માટે તે કરતો નથી. એજ પ્રમાણે હીંદના રાજ્યતંત્રમાં ઘણી વખત રાજાઓને ભાગીદારો છે, એમ કહેવામાં આવ્યું છે એટલે એ ભાગીદારીમાં જ્યાં સર્વનુ હિત એકત્ર રીતે સમાયેલું હોય એવા કોઇ હિતના કામ અર્થે સૌથી મોટો ભાગીદાર મુનસફીનો ઉપયોગ કરે તો તે અયથાર્થ છે, એમ કોઈથી કહી શકાય નહીં. પણ તેમાં એકને ભોગે બીજાનુ હિત જળવાતું હોય તો સત્તાનો એ ઉપયોગ ન્યાયપુરઃસર નથી. અને એ ભાગીદારી લાંબો વખત ટકી શકે નહીં. ન્યાયપુરઃસરની ન હોય એ સત્તાનું અસ્તિત્વ જોરથી ટકાવી રાખવું પડે. જોર એ વ્યક્તિગત પ્રયત્ન છે. અને એવો પ્રયત્ન જાથુ કરવો પડે તો ગમે તેવી સત્તાવાન વ્યક્તિ પણ થાકી ગયા વગર રહે નહીં. અને એ થાક છેવટ સત્તાના ગેર ઉપયોગ કરનારને ઘણું નુકસાન કરે છે. સત્તાનો આ ઉપયોગ કેટલીકવાર ગેરસમજથી પણ થઇ જાય છે. અને એવો ઉપયોગ થતી વખતે ખાસ કોઇને લાભ કરવા ખાતર કે કોઇને નુકસાન કરવા ખાતર નથી એવી માન્યતાથી ગેરઈન્સાફ થઇ જાય છે. અને સત્તા એક વખત ભૂલથી પણ અયોગ્ય કરી બેસે છે, ત્યારે એ અયોગ્યતા સુધારવામાં પોતાની "પ્રેસ્ટીજ" નો એને ભય લાગે છે. પ્રેસ્ટીજનું ખરૂં સ્વરૂપ ન સમજાય તો એમાંથી ઘણો અનર્થ થાય એવો સંભવ છે.

ઉપરના પેરામાં વપરાયેલ પ્રેસ્ટીજ શબ્દ ઉપરથી એની એક વ્યાખ્યા કરી નાંખીએ તો પ્રેસ્ટીજને બ્હાને કેટલીકવાર ઓફીસરોથી સરકારનું મહાન નામ કોઈ વિષયમાં ઘસડવામાં આવે છે, તે થતું અટકે. પ્રેસ્ટીજ એ દરેક રાજ્યસત્તાની મોટામાં મોટી મીલકત છે. જીંદગીને ભોગે પણ કોઇ સત્તા પોતાનું પ્રેસ્ટીજ ખોવાનું કબૂલ કરી શકે નહીં. પ્રેસ્ટીજને ખાતર જગતમાં મહાન વિગ્રહો થયાં છે એ વાત રૈયતને કબૂલ રહે તો સહજ ભાન થયા વિના રહે નહીં કે રાજાની પ્રેસ્ટીજને કોઇપણ પ્રકારનુ નુકસાન થાય એવું ખોટું પગલું ભરવું જોઇએ નહીં. પણ પ્રેસ્ટીજનું આવું સ્વરૂપ છે માટે નાની

મોટી બધી બાબતમાં પ્રેસ્ટીજની દલીલથી દરમિયાનગીરી કરી શકયાની માન્યતા થઇ જાય તો નાની સરખી બાબતની કીંમતમાં પ્રેસ્ટીજ જેવી મહાન વસ્તુને આપી દેવા જેવું થઇ બેસે. કયું પગલું સકારણ અને કયું પગલું માત્ર પ્રેસ્ટીજની દલીલથી ભરવા જેવું છે, તેનો તાડ હાથ નીચેના સરકારી રાજદ્વારી અધિકારી નહીં, પણ સર્વોપરિ હીદી સરકાર જેનુ પગલું એ પ્રેસ્ટીજ છે, તેણે જ કરવો ઘટે

પ્રેસ્ટીજ એ મેળવવાની વસ્તુ નથી, એ તો સુરાજ્યનીતિમાથી પોતાની મેળે જ ઉદ્‌ભવે છે. અને એ નીતિના પાલનહારને અનાયાસે પ્રાપ્ત થાય છે. એ પ્રાપ્ત થયા પછી એનો ઉપયોગ કરવાથી તેમાં કમપેશ થવાનો ભય છે જે કારણથી પ્રેસ્ટીજ બંધાઇ હોય તે કારણો ફરી ફરીને થયા કરે તેથી પ્રેસ્ટીજ વધારે ને વધારે સુદૃઢ થાય છે પણ એનો ગેરઉપયોગ તેની કીમતમાં ઘટાડો કર્યા વગર રહેતો નથી. ખાસ કરીને તેનો ઉપયોગ થવામાં કાંઈ ભૂલ થઇ જાય તો. પ્રેસ્ટીજને પકડવાનો માણસનો પ્રયત્ન એ પોતાના પડછાયાને પકડવાના પ્રયત્ન બરાબર છે. જેમ જેમ તેની પાછળ દોડવામા આવે છે, તેમ તેમ તે આગળ ને આગળ ભાગતો જાય છે. જેઓ પ્રેસ્ટીજને આગળ કરીને નહીં પણ પાછળ રાખીને તેના જોરથી સીધે રસ્તે દોડે છે તેની પાછળ પડછાયાની માફક પ્રેસ્ટીજ સ્વતઃ દોડે છે.

પોતાના ગુણનું કે સત્તાનું ભાન થયા વગર યોગ્યતાને લીધે જ જે શુદ્ધ અંતઃકરણથી કામ કરે છે, તેને સતાનો મદ ન આવવાને લીધે વધારેને વધારે સત્તા પ્રાપ્ત થતી જાય છે. પણ સત્તાનું ભાન એક વખત થયું અને કાર્ય કરવામાં એ સત્તાને લીધે જ સલામતીનું ભાન થયું એટલે દરમિયાનગીરીનાં કારણોમાં ન્યૂનાધિકપણું હોય તોપણ એક વખત વિચારેલા કાર્યમાં પાછળથી સુધારો કરવા જેવું લાગે તોપણ મૂળ વિચારને વળગી રહીને આગળ ધપવાનું મન થાય એ મનુષ્ય સ્વભાવ છે. એમાં કોઇને બહુ દોષ દઇ શકાય એવું નથી પણ એમ કરવાના પરિણામે અસંતોષ ઉત્પન્ન થવાનો સંભવ છે, અને—

अशान्तस्य कुतः सुखम् ?

આ ગીતાવાકય પ્રમાણે જ્યાં અશાતિ ત્યાં કોઇ પક્ષને સુખ નહીં.

દરમિયાનગીરી શબ્દનો અર્થ એ છે કે જ્યાં વચમાં આવવું જોઇએ નહીં ત્યાં વચમાં આવવું. અને આવું વચમાં આવવું એ અસંતોષ ઉપજાવે. જેના મનમાં તે અસંતોષ ઉપજે એ સિવાય બીજાને કાંઇ માઠું લાગવાપણું નહોય, ત્યારે તે સકારણ દરમિયા-નગીરી ગણાઇ શકે. એક કામમાં અથવા એક વ્યકિત ઉપર દર મિયાનગીરી થાય, તે બીજાને જ્યારે ભય ઉપજાવે–બીજાં સ્થળે ભય ઉત્પન્ન થવાની ધાસ્તી ઉપજાવે ત્યારે તે દરમિયાનગીરીના કારણમાં કાંઇક ફરી વિચારવાનું છે એમ જે રાજદરબારી પુરૂષ સમજે છે તેથી પ્રેસ્ટીજ ટકી રહે છે, રાજ્યના સ્થાયીપણાને ટેકો મળે છે અને દરમિયાનગીરી ઉત્પન્ન થાય એવાં કારણ આપનારને ધાસ્તી ઉપજાવે છે. એટલે પ્રેસ્ટીજ, દરમિયાનગીરી, સુરાજ્યનીતિ, સત્તાનું સ્થાયીપણું અને સત્તાના ન્યાયની વ્યાખ્યા જો બરાબર સમજાય તો પરસ્પરના ઘણા મતભેદો ઓછા થઇ જાય.

આ વાત કબૂલ થાય એવી છે. રાજ્યો એની ના પાડી શકે એવી એ નથી અને રાજ્યો એની ના પાડતાં નથી. પણ આ સંબંધમાં સરકાર અને રાજ્યોની વચ્ચે થતાં મનદુઃખ અને તકરાર અટકાવવી હોય તો ખાસ જરૂરનું છે કે સાર્વભૌમ સત્તાના ખરા અર્થને અને તેના ખરા ભાવને બન્ને પક્ષે બરાબર સમજી લેવાં. એ ભાવ સમ-જવામાં બે અગત્યના મુદ્દા ધ્યાનમાં રાખવા જેવા છે. એ મુદ્દા ધ્યાનમા રહે તો ખરેખર, બન્ને પક્ષ વચ્ચેના ઘર્ષણનો સંભવ રહે જ નહીં.

(૧) આમાંની એક વાત એ છે કે નકામી એવી અને યથેચ્છ દરમિયાનગીરી રાજ્યના આંતર વહીવટમાં કોઇપણ સરકારી અધિ-કારી તરફથી થવી જોઇએ નહીં.

(૨) બીજી વાત એ છે કે રાજ્યમાં ગમે તેવી અંધાધુંધી ચાલતી હોય અને ગમે તેમ થતું હોય તો પણ હીંદી સરકારની સલાહ અને જરૂર પડે તો તેની દરમિયાનગીરિમાંથી અમે તદ્દન સ્વતંત્ર છીએ એવી ખોટી અથવા મગરૂબી ભરેલી કલ્પના રાજ્યોએ રાખવી જોઇએ નહીં.

પરસ્પર આ બે વાતો સમજાય તો સાર્વભૌમ સત્તા કબૂલ કરાયા છતાં તેનો ગેરઉપયોગ અટકશે અને રાજ્યોનું આંતર

સ્વાતંત્ર્ય માન્ય રહ્યા છતાં તેમના મહાન અન્યાય અને અત્યાચારો ઉપર અંકુશ રહેશે. આથી વધારે સરકારને જોઇતું હોય કે રાજ્યોને જોઇતું હોય એમ માનવાને કારણુ નથી.

સાર્વભૌમત્વ એ, ખાસ જરૂરીઆતને પ્રસંગે વાપરવાની વસ્તુ છે; તેથી જ સમયાનુસાર અને પ્રસંગની જરૂરીઆત પ્રમાણે તેમાં ફેરફાર થયા કરે છે. એટલા માટે તેનો મરજીમાં આવે એવો ઉપયોગ થઇ શકે નહીં પ્રસંગની અનુકુળતા ઉપર અને તેની જરૂરીઆત ઉપર તે સત્તા વપરાય છે એટલે આપખુદીનો અંશ તેમા હોઈ શકે નહીં.

સત્તામાં જે સર્વથી ઉપરી સત્તા છે, તેણે વાજબીપણામાં અને નિષ્પક્ષપાતપણામાં પણ એવું જ ઉચ્ચ સ્થાન રાખવું જોઇએ છીએ સાર્વભૌમસત્તા એ એકપક્ષી ગુણ નથી એ બીજા પક્ષની અપેક્ષા રાખે છે. કેમકે બીજા પક્ષ સિવાય સત્તા વાપરી શકાતી નથી એક ઢાલની એક બાજુ આ સત્તા છે અને બીજી બાજુએ તે સત્તા જેના ઉપર વાપરવાની છે, તે છે. આખી ઢાલની હયાતી માટે તે બન્ને બાજુની જરૂર છે અને ઢાલ સારી સ્થિતિમા રહે તો જ જેમ ઉપયોગી છે; તેમ સાર્વભૌમત્વ પણ ત્યાં સુધી સુખે કામ કરી શકે છે, કે જયા સુધી જે સબંધો સાર્વભૌમત્વ બહારના છે તે સબંધો તદુરસ્ત સ્થિતિમાં જાળવી શકાય છે. બેમાંની એકેય પક્ષ એક બીજાથી છુટી શકતો નથી અને જો છુટા થાય તો સમજી લેવુ કે નાના પક્ષ કરતાં વધારે નુકસાન મોટા પક્ષને થાય. કેમકે એને ઘણું ખોવાનું હોય છે

જ્યાં સાબીત થાય એવું ખરાબ ચારિત્ર્ય હોય છે, ત્યાં જ આ સત્તાનો ઉપયોગ થાય છે. એ ચારિત્ર્ય કોઈ નિષ્પક્ષપાત તપાસને અંતે પૂરવાર થાય ત્યારેજ શિક્ષાનું સાફલ્ય છે. આમ છે તો સાર્વભૌમત્વના સ્થાયીપણા માટે અને રાજયોમાં સુરાજ્ય સ્થપાય. એટલા ખાતર સાર્વભૌમત્વના ઉપયોગને બની શકે ત્યાં સુધી વ્યાખ્યામાં બાંધવાનો પ્રયત્ન કરવો એ મિથ્યા શ્રમ નથી.

જો કે ઘણો કઠિન પ્રયત્ન છે. બટલર કમિટી પણ કહે છે કે સાર્વભૌમત્વનું સ્વરૂપ કાળપરત્વે ફરતું રહે છે. જો એમ છે તો એ

પણ સ્પષ્ટ થાય છે કે એ સત્તાના ભાગ પડી શકે છે. દાખલો લઇએ. એક વખત એવો હતો કે જ્યારે દેશમાં કોઇપણ ધારાસભાઓ નહતી. તે વખતે મોગલ પાદશાહતની માફક બ્રિટિશ સરકારની સર્વોપરિસત્તા યથેચ્છ (arbitrary) હતી. ત્યાર પછી પ્રજાકીય સભાઓ અને ધારાસભાઓ હસ્તીમાં આવી અને તેથી યથેચ્છ સાર્વભૌમતા, બંધારણ પૂર્વકની સાર્વભૌમતા થઇ તથા બંધારણના નિયમો અને ધારાઓથી એ પરિમિત થઈ. અને જેમ જેમ લોકશાસનનું બંધારણ વધતું જશે, તેમ તેમ એ સત્તા માત્ર નામની રહેશે. કેમકે એ અમલ ઉપર લોકની સામ્રાજ્ય સત્તા સ્થપાશે. તે વખતની સત્તા અને અપાવાની આજ્ઞા જો કે સલાહ કહેવાશે તોપણ રાજાની ઇચ્છા ઉપર તે, સત્તા ભોગવનાર સલાહ હશે મને લાગે છે કે આ બધાં,પગલા ખ્યાલમા રહેવાથી જ બટલર કમિટીએ પણકહ્યું છે કે અમલ મૂળમાં સત્તાધીશ કહેવાવા છતા સ્થિતિને અનુસાર અને કાળને અનુસાર તેમાં ફેરફાર થયા કરશે ઉપર પ્રમાણે જો કાળ અને સ્થિતિ પ્રમાણે ફેરફાર થાય એવુ સાર્વભૌમત્વ કબૂલ થાય તો જેમ હીંદુસ્તાનના લોકશાસનને તે અમાન્ય રહેશે નહીં તેમ સ્વતંત્ર દેશીરાજ્યોને પણ તે અમાન્ય રહેવુ ઘટે નહીં

દેશીરાજ્યો માત્ર એટલું જ માગે છે કે સાર્વભૌમત્વની વ્યાખ્યા થઈ શકે એમ ન હોય તો તે વિષેની એટલી તો સમજણ હોવી જોઈએ કે એ સત્તાનો ગેરઉપયોગ થઇ શકે નહીં એટલે કે એ સત્તા એવી ન ગણાવી જોઈએ કે સામા પક્ષને માન્ય હોય કે ન હોય તો પણ સરકાર તરફથી હુકમ નીકળ્યો એટલા જ માટે તેનો અમલ કરવો. એવું ઇંગ્લેંડ પણ કરતુ નથી. આખા સામ્રાજ્યમાં ઇંગ્લેંડ સર્વોપરિ સત્તા છે અને છતાં મરજીમાં આવે એ પ્રમાણે એનાં હાથ નીચેનાં સંસ્થાનો ઉપર તે હુકમો મોકલી શકતું નથી. પણ જેને કંઇ લખવાનુ હોય તેની પહેલાં સંમતિ મેળવે છે. બ્રિટિશ હીંદમાં પણ જે હુકમો મોકલવાના હોય છે, તેને માન્ય રહેવાના સંભવનો વિચાર કર્યા પહેલાં એવા હુકમો મોકલવામાં આવતા નથી. ઇંગ્લેંડની સાર્વભૌમસત્તા, જો સંસ્થાનો પ્રત્યે પરિમિત છે, તો હીંદનાં દેશીરાજ્યો જે સંસ્થાનો કરતાં 'પણ વધારે ઉંચી પદવી ભોગવે છે, તેની સાથેના સંબંધમાં બ્રિટિશ

હીંદની સાર્વભૌમસત્તા, રાજ્યોની સાથે થએલી સંધીઓની શર્તથી અને તે સંધીઓ જે વખતે થઇ, તે વખતના ઇતિહાસર્થ. પરિમિત થયેલી છે.

પણ એ પરિમિતતામાં રહીને પણ આખા દેશમાં વિપ્લવ થાય એવું હોય, તથા કોઈ રાજ્યમાં એવો અન્યાય કે ગેરવ્યવસ્થા થાય, કે જેથી તેની રૈયતમાં ભય ઉપજાવે એવો અતિશય અસંતોષ ઉત્પન્ન થાય, અથવા એવી ગેરવ્યવસ્થાની અસરને લીધે બીજાં રાજ્યોમા મુશ્કેલી ઉભી થાય એવે પ્રસંગે પ્રથમ સલાહથી, અને સલાહ ન મનાય તો યોગ્ય લાગે એવાં પગલા લઇને, સરકાર વસ્તુસ્થિતિ સુધારી શકે છે.:પણ એવાં પગલાં લેવાનું કારણ ઉત્પન્ન થયું છે, તેની તપાસમાં તો જેના સામે પગલાં લેવાનાં હોય, તેની પૂર્ણમાહેતી હોવી જોઇએ કે જેથી એવી દરખાસ્ત થયા પહેલાં અથવા પગલા લેવાયા પહેલાં એને કોઇ સંતોષકારક ખુલાસો કરવાનો હોય તો તે કરી શકે.

આ પ્રમાણે કરવામાં સરકારને વાધો હોઇ શકે નહીં, કેમકે સંતોષકારક ખુલાસો થાય તો સરકાર કદી અતિક્રમણ કરવા ઇચ્છતી નથી ના. વાઇસરોય પોતે જ કહે છે કે સરકારને કોઈ પગલું લેવાની ફરજ પડે ત્યારે ન ચાલતા અને ખૂબ આનાકાનીથી તેમ કરવામાં આવે છે તો પછી સંતોષકારક ખુલાસો થતાં જેમ સરકાર કફોડી સ્થિતિમાંથી બચી જાય છે, તેમ સંતોષકારક ખુલાસો ન મળે તો સરકારનું પગલું યોગ્ય હોવાથી સર્વમાન્ય રહે છે.

સાર્વભૌમ સત્તા, એ સત્તા છે. અને દરમિયાનગીરી એ તેમાથી ઉત્પન્ન થતું કાર્ય છે. એ દરમિયાનગીરીનો લાભ એ છે કે યોગ્યને યોગ્ય શિક્ષા થાય તો તે જાતે જેમ સુધરે તેમ બીજાઓ તેના દાખલાથી યોગ્ય રસ્તે વળે. એ તો શાસકપદ્ધતિ થઈ. પણ દરમિયાનગીરી ન કરવી પડે એવી કોઇ શામક Preventive પદ્ધતિ પણ શોધી કહાડવી જોઈએ. નીચેના રસ્તામાં એ બન્ને ઉપાયો આવી જાય છે.

જ્યારે કોઇ સરકારી રાજ્ય પ્રકરણી અધિકારી કોઇપણ રાજ્યમાં દરમિયાનગીરી કરવાની જરૂર વિષેનો સરકારમાં રિપોર્ટ કરે ત્યારે

તે અધિકારીનો રિપોર્ટ એકદમ માની લઇને તે ઉપરથી શાં પગલાં લેવાં સલાહકારક છે, તેનો વિચાર કરવા માંડ્યા પહેલાં એ રિપોર્ટ વિષે સામા પક્ષને શું કહેવાનું છે, તે શોધી કહાડવું ઘટે છે. કેમકે બે પક્ષની વાત સાંભળ્યા વગર કરવામાં આવેલા નિશ્ચયોમાં શુભેચ્છા છતાં ભૂલ થવાનો સંભવ છે. એટલા માટે કોઇ પણ સરકારી અધિકારીના આવા રિપોર્ટ આવે ત્યારે એ ઉપરનો ખુલાસો ખાનગી રીતે, જે રાજા વિષેનો તે રિપોર્ટ હોય તેને પુછાવવો જોઇએ. આવા ખુલાસા સરકાર, પોતાના અધિકારીઓ વિષેના, તેના ખાનગી અભિપ્રાય સંબંધે જેને વિષે તે રિપોર્ટ હોય તેની પાસેથી માગે છે, તો પછી દેશીરાજાઓ જેવા મિત્રો કે જેને કરારથી સ્વતંત્ર ગણવામાં આવ્યા છે તેની સામેના રિપોર્ટો વિષે તેમનો ખુલાસો ન લેવામાં આવે એ કેવું અયોગ્ય લાગે છે ? આમ કરવામાં બેવડો લાભ છે. રાજા અને સરકારી અમલદાર એ બન્નેના રિપોર્ટો સરકાર પાસે આવે છે. બેયના માનસનું તેમાંથી જ્ઞાન મળે છે. તેમ કોનો વાંક છે એ પણ દૃષ્ટિમાં આવે છે. અને એ બે મતને બરાબર વિચારીને જે પગલાં લેવાવાં ઘટે તે લેવાથી વધારે પડતી દરમિયાનગીરીનો પ્રસંગ જ આવતો નથી, એ મોટો રાજકીય લાભ છે. વળી જેમ આવા ખુલાસાથી રાજાના ચારિત્ર્યને વિષે ઈતિહાસ બંધાતો જાય છે, તેમ સરકારના રાજદ્વારીખાતાના ચારિત્ર્યનો પણ ધીમે ધીમે ઇતિહાસ બંધાતો જાય છે. એટલે જેમ રાજાઓના ઉપર નજર રહે છે, તેમ પોતાના અધિકારીઓ ઉપર પણ રાખવી ઘટે તેવી નજર રહે છે. અને આથી સૌથી મોટો તો એ લાભ છે કે સરકાર આવી પદ્ધતિ રાખે છે, એમ જો અધિકારીઓને ખબર હોય તો દરમિયાનગીરીની ભલામણના દાખલાઓની સરાસરી ઘણી જ ઓછી થઈ જાય. અને જે નાની નાની દરમિયાનગીરીના દાખલા આ વખતનાં નરેંદ્રમંડળનાં ભાષણોમાં રાજાઓએ આપ્યા છે, તેનો તો તદ્દન અંત આવી જાય; કેમકે સરકાર અને રાજાઓ વચ્ચેના સંબંધ માટે નીમાયેલા સરકારી અધિકારીઓ પોતાની જ સત્તાથી એવી દરમિયાનગીરી કરતાં ખરેખર અટકાય. આ રીતે સર્વને ભાન કરાવવું એ ખરી રાજનીતિ છે અને નાહકનાં અસંતોષનાં મૂળ નંખાતાં અટકે છે. હવે માત્ર

આ તપાસનેપરિણામે જે ઉપાય લેવા જોઇએ એ કયા ક્રમમાં લેવાયા હોય તો સારૂં એ બતાવવાનો પ્રયત્ન કરીએ.

૧. ફરીઆદ અને ખુલાસા વાઈસરોય સાહેબ પાસે આવ્યા પછી જે નિશ્ચય ઉપર તેઓ સાહેબ આવે, તે નિશ્ચય પ્રથમ રાજા પાસે સલાહથી માન્ય કરાવવાનુ પગલું ઈચ્છવા લાયક છે, કેમકે રાજ્યો સાથેનો સરકારનો સંબંધ એવો જ છે

૨ યોગ્ય સલાહ કોઈ રાજા માને નહીં તેવું તો હું કલ્પી શકતો જ નથી. એ સલાહ માન્ય ન રહે તો તેનાં બે કારણો જ હોઇ શકે. ( ૧ ) એક એકે રાજા પોતાને નિષ્કલંક માનતો હોય અને જો એમ હોય તો સલાહ વખતે એ પોતાનું વક્તવ્ય સ્પષ્ટ રીતે એકવાર ફરીથી લાગણી ભરેલી રીતે રૂબરૂમાં સમજાવે. અને એની વાત ખરી હોય તો વાઇસરોય પોતાનો મત ફેરવે ( ૨ ) જો સતોષકારક ખુલાસો ન હોય અને માત્ર જીદથી જ અથવા તો જેમ ઘણીવાર કહેવામા આવે છે, તેમ " અમારાં ગમે તેવાં કામ છતાં અમારા કરારની વિરૂદ્ધ સરકાર વચમાં પડી શકતી " એવી અમાન્ય રહેવા જેવી દલીલને આધારે સરકારની સલાહ કોઇ રાજા વખતે માન્ય રાખે નહીં તો પછી સલાહના પરિઘમાથી આગળ વધીને હુકમથી આગળ પડતાં પગલા લેવાની વાઇસરોયને ફરજ પડે અને એવી રીતે પડેલી ફરજ રાજય અને રાજાના હિતની જ હોય, એટલે એ લેવી જ જોઇએ એ વિષે પણ કોઇથી ના પાડી શકાય નહીં.

આમ બન્ને તો યથેચ્છ દરમિયાનગીરીના આરોપમાંથી સરકાર મુક્ત થાય છે અને યોગ્ય દરમિયાનગીરી થવાને લીધે રાજાનું અને રાજયનું હિત જળવાઇ રહે છે.

આ તો રાજ્યહિતને માટેની દરમિયાનગીરીની વાત થઇ પણ બટલર કમિટીએ તો આગળ વધીને દરમિયાનગીરી કરવાના ઘણા ઘણા પ્રસંગો કહી દીધા છે. જેવાકે સમગ્ર હીંદનો કોઇ આર્થિક લાભ હોય અને કોઇ રાજયની પ્રજા વધારે હકો માટે ખોટી ચળ-વળ કરે ત્યારે, વગેરે. આવી બાબતમાં સરકારની દરમિયાનગીરીના હક સામે રાજાઓ વિનયપુર્વક વાંધો લે તો તેમા તેઓ ભૂલ કરે છે એમ લાગતું નથી. આવી બાબતોમાં દરમિયાનગીરી કરવામાં આવે-

તો બ્રિટિશ હીંદની વ્યવસ્થા રાજ્યોમાં દાખલ કરવાના પ્રયત્ન જેવું થાય અને બહારના કાયદાઓ રાજ્યોમાં દાખલ ન કરવાનાં તો સરકારે સંધીપત્રોમાં વચન આપ્યાં છે. સમગ્ર હીંદના લાભ માટે દેશી રાજ્યોમાં દરમિયાનગીરી થઇ શકે એનો અર્થ મારા સમજવામાં આવતો નથી. રાજ્યો પણ હીંદનો એક મોટો ભાગ છે. એટલે સમગ્ર હીંદના હિતનું કાંઈ કૃત્ય હોય તે રાજ્યોને પણ પ્રાયશ: હિતકર હોય એમ માનવું જોઇએ. પણ સમગ્ર હીંદનું એવું હિત હોઇ શકે નહીં કે જે બ્રિટિશ હીંદને ફાયદાકારક હોય અને હીંદી હીંદને ગેરફાયદો કરનારૂં હોય. સ્વાર્થના આવા ઘર્ષણનો એવો સ્પષ્ટ પ્રસંગ હોય ત્યારે રાજ્યો, એવાં કોઈ પગલામાં ભળવાની આનાકાની કરે તો તે વખતે દરમિયાનગીરી કરવી એ સાર્વભૌમસત્તાની જરા હદ બહાર જવા જેવું લાગે છે રાજ્યના હિતને માટે દરમિયાનગીરી સમજી શકાય છે પણ રાજ્યના હિતને ભોગે, હીંદના કોઇ બીજા ભાગના હિત માટે દરમિયાનગીરી થાય તો તે ન્યાયપુર:સર લાગતી નથી. આ વાત ધ્યાનમાં રહે અને બટલર કમિટીના રિપોર્ટના પેરેગ્રાફ ૫૩ માં કહ્યું છે, એજ બાબતમાં દરમિયાનગીરી સંકોડીને રાખવામા આવે તો રાજ્યોને ન ગમતા પણ એઓ ના પાડી શકે એવું નથી.

દરમિયાનગીરીના ઠરાવ ઉપર દરમિયાનગીરી ક્યાં, કેવી સ્થિતિમાં, કેવી રીતે અને કેવી સાવચેતીનાં પગલાંથી કરવી જોઇએ એ ઉપર વિસ્તારથી કહેવામાં આવ્યું છે. એટલે સાર્વભૌમ સત્તા તરીકે દરમિયાનગીરીના સંબંધમાં જુદું લખવાપણું રહેતું નથી. સાર્વભૌમસત્તા અને દરમિયાનગીરીનું સ્વરૂપ લગભગ એક સરખું છે. એટલે દરમિયાનગીરી વિષે અહીં વધારે કહેવું એ તો આગળ કહી ગયેલા વિચારોને બીજા સ્વરૂપમાં કહેવા જેવું થાય. પણ જે એક વાત વિશેષ કહેવા જેવી છે તે પ્રથા ( Usage ) અને રાજદ્વારી ખાતાની કામ કરવાની પદ્ધતિ ( Political Practice ) ની દલીલ ઉપર ભાર દઇને જે દરમિયાનગીરી કરવામાં આવે છે તેને અંગે છે. અને તે નીચે આપી છે.

બટલર કમિટી કહે છે કે " સર્વોપરિ સત્તા, એ સર્વોપરિ છે. " અને એજ વખતે કહે છે કે " સર્વોપરિ સત્તા ફરતા જતા વખતની

સાથે ફેરવાતી જશે.” તો પછી “ પ્રથા ” સ્થાયી રહેવાની જે વાત થાય છે, તે શી રીતે ટકી શકે? કરારો તો એક બીજાનાં વચનો છે, એટલે એમાં ફેર થાય તો તે વચનભંગ થયો ગણાય. પણ “ શિરસ્તો ” (Usage) ફેરવાતી જતી સ્થિતિમાંથી ઉત્પન્ન થયો છે, અને ફેરવાતા સાર્વભૌમત્વમાંથી જન્મ પામ્યો છે, તો સ્વરૂપ ફેરવતા આ સાર્વભૌમત્વના કરતાં પણ “ શિરસ્તો ” વધારે અસ્થાયી છે એટલે “ શિરસ્તા ” ના ઉપર જોર આપીને કોઇપણ પગલાંની કાર્યપરંપરા સિદ્ધ થઇ શકે નહીં.

દરમિયાનગીરી, રાજ્ય કે રાજાના હિત ખાતર કરવામાં આવે છે એવી દલીલ કરવામાં આવે છે. તો પછી એ દરમિયાનગીરી હિતની ખાતર છે કે નહીં એ વાત સિદ્ધ કરવાની દલીલ રાજા યોગ્ય રીતે કરી શકે છે. વળી એક વખત કારણસર કોઈ રાજ્યમાં વચમાં આવવાની જરૂરીઆત ઉત્પન્ન થતાં, તેમાં દરમિયાનગીરી થાય તેથી દરમિયાનગીરીનો હક રાજ્યના આંતર વ્યવહારમાં છે અને તે પ્રમાણે મુનસફીથી બીજા રાજ્યમાં દરમિયાનગીરી કરી શકાય એવો અર્થ સાર્વભૌમત્વમાંથી નીકળી શકતો નથી. કેમકે સાર્વભૌમત્વ સામાના વાંકમાંથી સચેત થાય છે એ સિવાય તો તે સુષુપ્તિમાં રહે છે. સત્તાનો એ વહેતો ઝરો નથી પણ બંધ કરેલો ઝરો છે અને જરૂર પડે ત્યારે જ એ બંધની નીચેનાં દ્વારો ખોલી શકાય છે.

સાર્વભૌમત્વના સકારણ વચમાં પડવાથી, કરારોનો ભંગ કરીને નવી પ્રથા પાડી શકાય એમ કહેવું એ સાર્વભૌમત્વનો ખોટો અર્થ કરવા જેવું છે. કરારો અભંગ છે. નહીં તો તે કરારો કહી શકાય નહીં. રાજાનો વ્યક્તિગત ગુન્હો દરમિયાનગીરી ઉભી કરે છે, તે ગુન્હો આંતર વહીવટમાં દખલગીરી નથી કરાવતો પણ રાજાની જાત ઉપર દખલગીરી કરાવે છે. એટલે તે, પ્રથા તરીકે બધે વપરાઈ શકે નહીં. કોઇ પ્રથા કરારનો ભંગ કરી શકે નહીં. છતાં જો પ્રથા, કરારની ઉપર થઈ શકતી હોય તો બહેતર છે કે કરારમાં એ પ્રમાણે સુધારો કરવો કે જેથી નાહકનો અસંતોષ થતો અટકે. પણ સરકાર સમજે છે કે દરમિયાનગીરી થઇ શકે એવી કલમ આ કાળમાં કરારોમાં દાખલ કરી શકાય એમ નથી. કેમકે એ પ્રયત્ન થતાં તો

નરેંદ્રોનો આખો વર્ગ મજબૂત રીતે સામો થઇ જાય. એટલે જ પ્રથાને નામે દખલગીરી કરવાની દલીલો થાય છે.

દરમિયાનગીરી ખરા કારણને માટે માન્ય રહી શકે ખરી; કેમકે એ ખરૂં કારણ પ્રસિદ્ધ રીતે સિદ્ધ કરી શકાય એવું હોય છે. પણ માત્ર ભૂતકાળની પ્રથાના બહાનાં નીચેની દરમિયાનગીરી તો ક્ષંતવ્ય નથી. બંધારણમા ન હોય એવું કોઇ કામ એક વખત થયું એથી માત્ર બંધારણનો ભંગ થઇ શકે જ નહીં. કાંતો તે બંધારણમાં દાખલ થવું જોઇએ અથવા તો તેને અપવાદ ગણીને ત્યા જ દફનાવી દેવું જોઇએ.

---

## ૨૨. શિરસ્તા* ( Usage )

રાજ્યોની સાથેના સંબંધમા તહનામા અને કરારોથી બહાર જે બીજી રીતની પ્રથા અથવા શિરસ્તો પડી ગયો હોય તે સંબંધી આ ઠરાવ હતો અને તે બીકાનેર નરેશે નીચે પ્રમાણે મૂક્યો હતો.

ના. બીકાનેર મહારાજા—" આ નરેંદ્રમંડળનો અભિપ્રાય છે કે પ્રથા (usage) અને રાજદ્વારી ખાતાની કામ કરવાની પદ્ધતિ ( Political Practice ) નો સિદ્ધાંત બટલર કમિટીના રિપોર્ટમા જે રીતે મૂકવામા આવ્યો છે, તે રાજ્યો અને સરકાર સાથેના સંબંધને અંગે જેમ વિચારણામા ખરો નથી, તેમ રાજ્યો સામે તેના થતા ઉપયોગમા ન્યાયપુરઃસરનો પણ નથી. એ સિદ્ધાંતે, તહનામાઓ, કરારો અને સનદમા કબૂલ રહેલી રાજ્યોની આંતર સ્વતંત્રતા ઉપર ભૂતકાળમા ઘણા ગંભીર અને અન્યાય ભરેલા આક્રમણો કર્યા છે.

કોઇ વ્યક્તિગત રાજ્યના સંબંધે હીંદી સરકારના રાજદ્વારી ખાતાએ અમુક સ્થિતિમા જે વર્તણુક ચલાવી હોય, જે એકસરખી ન હોય, અસંગત હોય અથવા તો તેને અંગે વખતો વખત રાજ્યે વાંધા ઉઠાવ્યા હોય અથવા રાજાની સગીર ઉમર દરમિયાન કે જ્યારે સરકાર એના રાજ્યના વાલીની સ્થિતિમાં હતા ત્યારે એ રાજ્યના મંજુર થએલા હકની વિરૂદ્ધ જઇને જે પ્રથા દાખલ થઈ ગઈ હોય તે પ્રથા રાજ્યોના સ્થાપિત, કબૂલ કરાયેલા હકોને વિપરિત રીતે અસર કરનારી થઇ શકે નહી."

પ્રથા સંબંધે નીચેના સવાલો ઉત્પન્ન થાય છે.

( ૧ ) પ્રથા એટલે શું ?

( ૨ ) એ શી રીતે ઉત્પન્ન થઈ, અને કેટલા વખતથી ચાલ્યા કરે છે ?

---

* તા. ૧ લી માર્ચ પાંચમે દિવસે.

(૩) કાયદા અને ન્યાયના આધારે બંધાયેલા કોઈ સ્પષ્ટ સિદ્ધાંત પ્રમાણે એ હસ્તી ધરાવે છે કે કેમ?

(૪) એવી પ્રથામા રાજ્યનો કાઈ અવાજ હતો કે કેમ અને તેણે સમતિ આપી હતી કે કેમ?

જે રીતે પ્રથાનો હાલ ઉપયોગ થાય છે, તે રીતે તો આ સવાલોના જવાબો આપવા મુશ્કેલ છે. જે ઠરાવ હુ રજુ કરૂ છુ તે પ્રથાના રિવાજને નાકબૂલ કરતો નથી પણ ફરીઆદ માત્ર એ જ છે કે જે પ્રથાને સત્તાવાર (authority) પ્રથા તરીકે ગણવામા આવે, તે અમુક પ્રથા હુ આગળ કહેવા માગુ છું તે બધી શરતો પૂર્ણ કરતી ન હોય, ત્યા સુધી તેને યોગ્ય પ્રથા ગણવી જોઇએ નહીં. હુ આનો વિસ્તારથી ખુલાસો કરવા માગુ છુ. રાજ્યોની એવી દલીલ છે કે જે પ્રથા એક સરખી રીતે લાબા કાળ સુધી વપરાશમા રહી હોય નહી તે 'પ્રથા' ગણાય નહીં. એક પ્રસગે કોઈ રાજાએ એક બાબતનો નિકાલ અમુક રીતે થવા દીધો અથવા થયેલા નિકાલને કબૂલ રાખ્યો, એ એક જ હકીકતમાથી પ્રથા કે શિરસ્તો ઉદ્ભવી શકે નહીં. હુ દાખલો આપવા માગુ છુ. ધારો કે કોઈ રાજ્યે પોતાના મુખ્ય અમાત્યને નીમવાની બાબતમા પોતાને ત્યા રહેતા રેસીડેન્ટની સલાહ એકવાર માગી અને તે વખતે અપાયેલી સલાહ પ્રમાણે રાજકર્ત્તા ચાલ્યા, તે ઉપરથી યોગ્ય પ્રથા પડેલી ગણાય નહીં. અને એક વખત મુખ્ય અમાત્ય સંબંધમા સલાહ લેવામા આવી હતી માટે ભવિષ્યમા બધે વખતે એ સલાહ લેવી જોઇએ એવો હક સર્વોપરિ સત્તા માગી શકે નહીં. તેમજ બીજા કોઈ રાજ્યોને આ પ્રથા લાગુ પડી શકે નહી તેમ તેને બધનકર્તા ગણાય નહીં. પ્રથાની મુદતના સબધમા, બ્રિટીશ રાજ્ય કે જે બહુ જુના વખતનું નથી તેની વયના કરતા એ પ્રથા વધારે વયની ન હોવી જોઇએ. વળી કોઇ રાજાએ વાધો ઉઠાવ્યો હોય અથવા કોઈના ઉપર પરાણે એ પ્રથા દાખલ કરવામા આવી હોય અથવા એણે તે દાખલ થવા દીધી હોય તો તેથી એવી પ્રથામાથી કાઈ હક ઉત્પન્ન થતો નથી.

એ પ્રથાની જે રાજાઓને અસર થવાની છે, તે રાજાઓની સમતિ મળી હોય અને તે સંમતિ રાજીખુશીથી અપાયેલી હોય ત્યા સુધી એ પ્રથા ખરી પ્રથા તરીકે માન્ય રહી શકે. પણ જ્યારે કોઈ રાજા કોઇ પ્રથાની સામે ફરીઆદ કરે અથવા તો તેને પોતાની મરજી વિરૂદ્ધ અને પોતાની માન્યતા વિરૂદ્ધ અમુક કફોડી સ્થિતને લીધે કાઈ કરવાની ફરજ પડે તો એ, એમા કબૂલત આપનાર પક્ષ નથી એમ ચોકખુ સમજવું જોઈએ. અને એવુ હોય, ત્યારે પ્રથા ન્યાયપુરઃસર નથી.

ત્રીજી શરત પણ એટલી જ અગત્યની છે. જે પ્રથા કોઈ તહનામાની સ્પષ્ટ શરતની વિરૂદ્ધ હોય તે બધનકર્તા હોઇ શકે નહીં. જ્યારે તહનામામા કોઈ બાબતનો સમાવેશ થયો હોય નહીં ત્યારે જ માત્ર પ્રથા ઉત્પન્ન થઈ શકે. જે તહનામા અને કરારથી રાજ્યોનો સબધ જોડાયો હોય,-તેમા અમુક કેસોમા શી રીતે કરવું

એવી સ્પષ્ટતા હોય ત્યારે પ્રથાને કાંઇ જ સ્થાન હોઈ શકે નહીં. બટલર કમિટીએ એમ કહી દીધું છે કે તહનામાઓની કેટલીક અંધારી જગા ઉપર પ્રથા અજવાળું નાખે છે, તેનો અર્થ મે ઉપર કહ્યુ તે રીતે સમજવાનો છે. જ્યારે કરારો પોતે જ ઝગઝગતી સ્પષ્ટતાવાળા હોય ત્યારે પ્રથાના દીવાની જરૂર પડતી નથી.

ચોથી શરત એ છે કે સગીર વયમા બીજા કોઈ કારણને લઈ, રાજ્ય ઉપરની દેખરેખ હીંદી સરકારના હાથમા હોય તે દરમિયાન કોઈ પ્રથા ઉત્પન્ન કરવામા આવી હોય તો, તે ન્યાયપુરઃસરની પ્રથા નથી. એ સર્વમાન્ય રહે એવી વાત છે કે એવે વખતે તો સરકાર વાલીની સ્થિતિમા છે. ન્યાયના ધોરણ પ્રમાણે એ પણ એટલુ જ સર્વમાન્ય રીતે સ્પષ્ટ છે કે કોઇ વાલી પછી તે ગમે તેટલો લાંબો વખત વાલીપણામા રહ્યો હોય તો પણ જેના સ્વાર્થને માટે તે વાલી નીમાયો છે, તેના સ્વાર્થની વિરૂદ્ધ તે વાલી પોતાનો સ્વાર્થ સાધી શકે નહીં.

મારા ઠરાવના બીજા ભાગમા એમ છે, કે એક ઠેકાણે જે પ્રથા દાખલ કરવામા આવી હોય તે, તે ઠેકાણે ન્યાયપુરઃસરની હતી એટલા જ કારણથી એ પ્રથા બીજા રાજ્યમા પણ બંધનકર્તા થવી જોઇએ નહી. આ દલીલ તો કહેવા માત્રથી સર્વને માન્ય રહે એવી છે. સ્થાનિક પરિસ્થિતિને અંગે પ્રથા ઉત્પન્ન થાય છે, એટલે જ્યાં તે ઉત્પન્ન થાય ત્યા જ તે યોગ્ય ગણાય. પણ એ ઉપરથી એમ ઠરતુ નથી કે જેની ઐતિહાસિક સ્થિતિ, જેના કરારી હકો અને જેની રાજ્ય પદ્ધતિ જુદા પ્રકારની હોય એવા બીજા કોઈ રાજ્ય ઉપર એ પ્રથા વિસ્તારી શકાય.

એક અગત્યની વાત ઉપર ભાર દેવાની જરૂર છે, તે એ છે કે પ્રથા અને રાજદ્વારી ખાતાની કાર્ય કરવાની પદ્ધતિમા રાજ્યનો કાંઈ અવાજ હોતો નથી. વાઇસરોયોએ, હીંદી સરકારે અને તેના અધિકારીઓએ ભાષણો અને લખાણોમા એક કરતા વધારે વાર સ્પષ્ટ રીતે કબૂલ કર્યું છે કે રાજદ્વારી ખાતાની કાર્ય પદ્ધતિ અને પ્રથામા પોતાનો કાંઇ અવાજ હતો નહીં એવી રાજ્યોની દલીલ બરાબર છે. અને એ પણ સ્પષ્ટ રીતે કબૂલ કર્યું છે કે રાજદ્વારી ખાતાની કામ કરવાની આવી પદ્ધતિથી અને પ્રથાથી રાજાઓનાં કરારપત્રોના હકો અને રાજ્યો ઉપરની એમની સ્વતંત્રતામાં ઘણી ખલેલ પહોચી છે. ૧૯૧૯ ના સપ્ટેમ્બરની ૨૨ મીએ, સર રોબર્ટ હોલેંડ જે વખતે કામચલાઉ રાજદ્વારી મંત્રી હતા. ત્યારે રાજાઓની કમિટીને કહ્યું છે કેઃ—

"બ્રિટિશ સરકાર સમગ્ર હીંદને એકત્ર કરતી ગઈ, તેમ તેમ જે નવી સ્થિતિ ઉત્પન્ન થઈ; તેને લીધે ભૂતકાળમાં બંધારણનો એક નવો સિદ્ધાંત ઉત્પન્ન થયો છે. એ સિદ્ધાંતની અસર રાજ્યોના મૂળ સંબંધ ઉપર ઘણી થઈ છે, અને હીંદની રાજ્ય નીતિની જરૂરીઆતની સાથે સહાનુભુતિમા આગળ વધી છે. તથા રાજાઓના સ્વતંત્ર હકોને મર્યાદિત કરવાની ઇચ્છાથી ઉત્પન્ન થઇ નથી. આ બાબતમાં ભૂતકાળમા રાજકર્તાઓની હમેશા સંમતિ લેવામા આવી નથી. કારણ કે કેટલેક ભાગે વ્યક્તિગત રાજ્યોમા પડી ગયેલા દાખલાઓમાથી કટકે કટકે તે બંધાયેલી છે. અને બીજી રીતે

જોઈએ તો ટુંક વખતમાં બધાઓની સામટી સમતિ મેળવવી એ અશક્ય વાત લાગી હતી. છતા એ કબૂલ છે કે આ નવી પ્રથાની જરૂરીઆત તથા ન્યાય સ્પષ્ટ છે. છતા રાજાઓના કરારપત્રો ઉપર એની શુ અસર થશે, તે, એ પ્રથા ચાલુ કરતી વખતે બરાબર ખ્યાલમા રહેલુ નથી. તેનુ પરિણામ એ આવ્યુ કે રાજ્યોના સબધને અસર કરતી આ નવી પ્રથાનું શરીર એ રીતે હસ્તીમા આવ્યુ. જો કે તેનો ઇરાદો ઉદારતાભરેલો હતો, પણ તેની અસર કેટલેક દરજ્જે જોહુકમી ભરેલી થઈ."

૧૯૧૯ ના નવેબરની ત્રીજી તારીખે નરેદ્ર મંડળ ખુલ્લુ મૂકતી વખતે લૉર્ડ ચેમ્સફોર્ડે રાજદ્વારીખાતાની કાર્યપદ્ધતિ સબધી પુનઃ વિચારણા ઉપર નીચે પ્રમાણે કહ્યુ હતું.

"એ શક વગરની વાત છે કે દેશમા નવી સ્થિતિ ઉત્પન્ન થતા અને બ્રિટિશ સત્તાની નીચે સમગ્ર દેશને એકત્ર કરતા રાજદ્વારી સિદ્ધાત હમેશા વધતો ચાલ્યો છે. રેલ્વે, તાર, લશ્કરની હદ, સીક્કા, ચલણ, અફીણની રાજનીતિ તથા લશ્કરી છાવણીઓના વહીવટમા અને કેટલાક અગત્યના દાખલા આપીએ તો ઘણા રાજ્યો અને શાહી સરકાર સાથેના સબધમા ફેરફાર થયો છે. પણ એ ફેરફાર આખા હીદના હિતને માટે થયો છે, અને મારે કહેવાની જરૂર નથી કે રાજકર્ત્તાઓની સત્તા ઓછી કરવાનો ઈરાદો તેમા બીલકુલ નથી. છતા એ વાતની ના પાડી શકાય એમ નથી કે સધીઓમા વર્ણવેલી સ્થિતિને અસર થઇ છે, અને રૂઢીનુ સ્વરૂપ અનાયાસે દાખલ થઇ ગયું છે. જે કેટલાક કેસોમા જોહુકમી ભરેલુ હશે પણ હમેશા ઉદારતાભરેલુ તો છે. આ ઉપરથી રાજકર્ત્તાઓમાના કેટલાકે એવી માગણી કરી છે કે રાજકીય રૂઢીની બાબતમા હીદી સરકાર તદ્દન મળતી આવે છે અને શાહી સરકારની સમતિથી રાજકર્તાઓની વિનતિને કબૂલ કરવામા આવી છે કે તહનામાઓમાથી જે નીકળી શકે નહી એવી બાબતોના નિરાકરણમા જે સામાન્ય રાજ્ય પ્રકરણીય મુદ્દાઓ હશે તેમા રાજાઓનો અવાજ રહેશે. જ્યા રાજ્યોના મરતબાની બાબત હોય ત્યા રાજાઓની સાથે સમગ્ર રીતે અને રીતસર ઉહાપોહ કર્યા પછી જ રાજ્ય પ્રકરણીય રીતે કામ કરવાની પ્રથાનો નિશ્ચય કરવો તેમા સરકારને પણ મોટો ફાયદો છે."

× × ×

"આપ નામદારોને ખબર આપતા મને આનદ થાય છે કે કાર્યવાહક કમિટી (Standing Committee) નીમવાની આપની દરખાસ્ત હીદી સરકારે અને શાહી સરકારે પસદ કરી છે."

વળી ૧૯૨૦ ના માર્ચની ૨૭ મી તારીખે સરકાર અને રાજ્યો સાથેના સબધને સમજી શકાય એવા સાદા કરવાના વિષય ઉપર સર રોબર્ટ હોલેન્ડે રજપુતાનાના રાજા સાહેબોને જે કાગળ લખ્યો હતો તેમા લખ્યુ હતું કેઃ—

"સારૂં કબૂલ કરવું જોઈએ કે રાજ્યોના આતર વહીવટમા વધારે પડતી દરમિયાનગીરી કેટલાએક દાખલાઓમા કરવામા આવી છે. આમ થવાના કારણોનો સંપૂર્ણ ખુલાસો કરવા માટે દેશીરાજ્યો સાથેના સરકારના સંબંધની ભૂતકાળની તવારીખ

ફરીથી વિચારી કાઢવી જોઈએ. ઠેઠ ૧૮૨૦ ની સાલમા કર્નલ ટૉડે કહ્યુ છે કે મેવાડના આંતર વહીવટમા ઉદાર દીલની પણ દરમિયાનગીરીનુ પરિણામ એ આવ્યુ છે કે રાજ્યનો કાર્યવહીવટ એના મીનજગરાથી ખસી ગયો છે, અને રાજાના હાથ નબળા થયા છે. ભૂતકાળના વહીવટને નાશ કરનારી પદ્ધતિનું એ પરિણામ આવ્યું કે સગીર ઉંમરને લીધે રાજ્યોનો વહીવટ ચલાવવાને જે અધિકારીઓ નીમવામા આવ્યા તેમણે ઉપલી પ્રથાનુ અનુકરણ કર્યું. અને તેમાથી બધે આવા સિદ્ધાંતો લાગુ કરવાની નીતિ જામી ગઈ. એક રાજ્યમા ખાસ કારણને લીધે જે દાખલો બેસાડવામા આવ્યો હોય તેનો પુખ્ત વિચાર કર્યા વિના અને તેની બરાબર તપાસ કર્યા વિના બધા રાજ્યોના સમૂહને એ લાગુ પાડવામા આવ્યા. રાજકર્તાઓને લાગ્યુ કે તેમના તહનામાના હકો ઉપર આક્રમણ થયુ છે. અને તેઓની ફરીઆદ વિષે પરસ્પર વાટાઘાટ કરવાની તથા તેઓના વિચાર ઉપર સમગ્ર નિવેદન લેવાની સગવડતાની ગેરહાજરીને લીધે તેઓને એમ ભય લાગ્યો છે કે જે આ નવી રાજ્યનીતિ દાખલ થઇ છે તેનાથી રખેને રાજ્યની અંદરની પોતાની સ્વતંત્ર સત્તાને ગંભીર નુકસાન થઈ બેસે. ”

રાજ્યોને અંગે જે સહાનુભુતિ અને ઉદારતા ભરેલી નીતિ-પ્રથાનું હાલ જે દિગ્દર્શન થાય છે, તે નાના મોટા બધા રાજ્યોને લાગુ થવું જોઈએ. એમ હુ કહેવા ઇચ્છુ છુ કે ન્યાય ( justice ) અને શુદ્ધ દૃષ્ટિ ( eqity ) માગે છે કે નાના અને એટલા માટે નબળા રાજ્યો તથા રાજાઓ તરફ વધારે નહી તો મોટા રાજ્યો તરફ બતાવવામા આવે છે તેવી દૃષ્ટિ રાખવી જોઇએ.

બટલર કમિટીને તપાસ માટે સોંપાયલા મુદ્દામા પ્રથા, ( usage ) મુંગો સ્વીકાર ( Suferance ) અને બીજાં કારણોની તપાસ કરવાનું લખાયેલુ છે. એમાથી હવે સ્વીકૃતિ ( Sufferance ) વિષે હુ બોલવા માગુ છુ. રાજ્યોને ખર્ચે શાહી હિતને બહુજ મજબુત કરવા માટે મુત્સદીગીરીનો એક બહુ સુંદર પ્રયત્ન કરનારા કોઈ બુદ્ધિશાળી મગજમાથી આ ‘ સફ્રંસ ’ શબ્દ નીકળ્યો છે, એમ મે સાભળ્યું છે.

બટલર કમિટી પોતાના રિપોર્ટના ૪૦ મા પેરેગ્રાફમા કહે છે કે “ પ્રથા અને ‘ સ્વીકાર ’ એણે, બે દિશામા કામ કર્યું છે. જ્યા તહનામા, કરારો અને સનદો છે નહીં એવા કેટલાક દાખલામાં આ ‘ શિરસ્તા ’ અને ‘ સ્વીકૃતિઓ ’ એ રાજ્યોના હકની તરફેણમા કરારપત્રો જેવુ કામ કર્યું છે. તહનામાઓ, કરારો અને સનદમાં જે સવાલો વિષે કાંઇ કહેવામા આવ્યું નથી ત્યા ‘ પ્રથા ’ અને ‘ સ્વીકાર ’ કામ લાગ્યા છે. તહનામા, કરાર અને સનદનો અર્થ કરવામા આ બે શબ્દો અગત્યની વસ્તુ છે. અને એ રીતે તાજની સાર્વભૌમ સ્થિતિને એણે સુદૃઢ કરી છે. ”

બીકાનેર મહારાજા કહે છે કે સ્વીકૃતિઓ અને એવી બીજી બાબતોનો સરકારની સાર્વભૌમ સત્તા સુદૃઢ કરવામા ખરેખર ઘણો મોટો હાથ છે. પણ દેશી રાજ્યોને

એમ લાગે છે કે આ સુદૃઢતા રાજાના યોગ્ય હિત અને રાજ્યની આંતરિક સ્વતંત્રતાને ભોગે કરવામાં આવી છે, તેમ રાજ્યના કરારપત્રોમાં જે હકો અપાયા છે, તેના ઉપરના આક્રમણનો આ એક હજી વધારે દાખલો છે. પણ જે અસંગત અને ખરેખર બહુ જ આશ્ચર્યકારક જણાય છે, તે તો એ છે કે ગ્રેટબ્રિટન અને બ્રિટિશ સામ્રાજ્ય જેવા અસંખ્ય સાધનો અને શક્તિવાળી જબરદસ્ત સાર્વભૌમ સત્તા આ 'સ્વીકૃતિઓ' ને અંગે જાણે દેશી રાજ્યોની હરોળમા ઉભી હોય એવું બટલર કમિટી કહી રહી છે.

જ્યારે બટલર કમિટી કહે છે કે 'સ્વીકૃતિઓ' ની અસર રાજ્યોની તરફેણમા થવા જેવી થઈ છે, ત્યારે તો અમે સમજીએ છીએ કે કેટલાક કેસોમા એ 'સ્વીકૃતિ' ના નિયમને લીધે રાજ્યોના કાયદા માટે સરકારે પોતાના યોગ્ય હકોનું બલિદાન આપ્યુ હોય, અને જાણે પોતાની સાર્વભૌમ સત્તાની સ્થિતિને તેથી અસર થઈ હોય ! જો કમિટીની મતલબ આમ કહેવાની હોય તો એક ઠેકાણે કમિટી કહી ગઈ છે કે આ 'સ્વીકૃતિઓ ' ને લીધે તો સરકારે પોતાની સાર્વભૌમ સ્થિતિ સુદૃઢ કરી છે, એ વાતને ઉપલી વાત મળતી આવતી નથી. સ્વીકૃતિઓને લીધે દેશી રાજ્યોના હિતને માટે સાર્વભૌમ સત્તાના હિતને નુકસાન થયુ છે એમ કહેવુ એ તો અતિશય હાસ્યાસ્પદ લાગે છે. કેમકે દેશી રાજ્યોએ સરકારને કમણતે મને પોતાનો હક જવા દેવાની જોરથી ફરજ પાડી છે. એવુ તો કોઇ વિચારવંત માણસ કહી શકે નહીં. કેમ કે એ તો સ્પષ્ટ છે કે રાજ્યોને એવી સત્તા નથી. અને જો એવુ કાંઈ સરકારે 'સ્વીકૃતિઓ ' થી સહન કર્યું હોય તો જે સરકાર તહનામા થયાં ત્યારથી અમારા સંબંધને લગતી લાક્ષણિક અને ન્યાયિક બાબતોમા સંભાળ રાખવાને માટે જે નિષ્ણાત માણસોને રાખ્યા કરે છે, તે માણસોના કોઇ સંભાળ પૂર્વક વિચારી કાઢેલા કારણને લીધે તેમ થયું હશે એમ માનવાને કારણુ છે. લાક્ષણિક કે ન્યાયના જ્ઞાનવાળા અથવા રાજકીય કે વહીવટમા નિષ્ણાત સલાહકારો અને રાજ્યો સાથેના સંબંધનો બરાબર વિચાર કરી શકે એવા નિષ્ણાતોની મદદ જે હમણા થોડા વખત થયા અમને મળી શકી છે, તે આટલાં વર્ષો સુધી રાજ્યોને સંપ્રાપ્ત ન હતી.

હુ કાયદા જાણનારો નથી, અને ખાસ કરીને રાજ્ય બંધારણના કાયદા તો એથીએ ઓછા જાણુ છુ. એટલા માટે એક સામાન્ય મનુષ્ય તરીકે આ સંબંધે બોલું છું. પણ અમારા આ મતને ગ્રેટબ્રિટનના કેટલાક પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓ તરફથી ટેકો મળ્યો છે.

'સફરંસ' શબ્દનો અર્થ સામનો કર્યા વગરની હા અથવા માની લીધેલી કબુલાત છે. છેતરપીંડી, જોર, અયોગ્ય દબામણી કે અણસમજ વિના એવી કબૂલત ઉત્પન્ન થઈ હોય તોજ તેનો ઉપયોગ કરી શકાય એમ હુ કહું તો હુ માનુ છુ કે હુ ખોટો નથી. કોઈ રાજા સગીર ઉમરનો હોય ત્યારે આવી બાબતમાં 'સફરંસ' નો ખરો અર્થ સમજવાની તેની અશક્તિ હોવાને કારણે 'સફરંસ' મુલતવી રહે

છે. આ બધું તપાસીએ તો 'સફરસ' શબ્દનો ઉપયોગ કરીને રાજદ્વારી ખાતાની કામ કરવાની રીતને ( Political Practice ) ને વાજબી ઠરાવી શકાય નહી.

૧૮૯૧ મા સરકારને યોગ્ય લાગ્યુ ત્યારે મણિપુરના બનાવને અગે એક એવો ઠરાવ બહાર પાડી દીધો કે જેથી કલમના એક ગોદ્દાથી દેશી રાજ્યોનો આતરરાષ્ટ્રીય દરજ્જો તથા તેના હક્કો લઈ લેવાયા, છતા આશ્ચર્યની વાત તો એ છે કે સાર્વભૌમ સત્તાના પક્ષકારોને પોતાના સ્વાર્થને માટે હિતકર લાગ્યુ ત્યારે એવા પણ વાક્યો શહેનશાહત અને સરકારના સબધ વિષે વાપર્યાં છે કે જાણે દેશીરાજ્યો, યુરોપનાં રાજ્યો જેવા આતરરાષ્ટ્રીય સંબધવાળા હોય ! આ ઉપરથી જણાશે કે આ બધી અસગત અને એકબીજા સાથે મળતી ન આવે એવી અયોગ્ય વાતો છે.

દેશીરાજ્યો દેશના કાયદાની બહાર છે. છતા એ કાયદાના કેટલાક ન્યાયના સિદ્ધાતો તેને ખોટી રીતે લાગુ કરવામા આવ્યાથી ઘણુ નુકસાન થયુ છે. પાછલા દાખલાઓ અને મુગી કબૂલાત વગેરે શબ્દનો અર્થ તો એ છે કે કબૂલ કરનારાઓ પોતાના હક્કોને સમજીને ભોગ આપે છે. પાછલા દાખલાની પ્રથા સપૂર્ણ તો ત્યારે જ ગણાય કે જ્યારે આ હક ઘણા જુના વખતનો અને બીલકુલ અતરાય વિના સ્થપાયો હોય. કોઇ રાજ્ય વખતો વખત વાધા ઉઠાવતુ હોય એવી સ્થિતિમા તે હક અસ્તિત્વ ધરાવી શકે નહી અને જ્યાસુધી કોઇ દાખલાઓમા કોઇ રાજ્યે રાજી-ખુશીથી કબૂલત આપી છે એવો પુરાવો હોય નહી, ત્યા પાછલા દાખલાઓ અને મુગી કબૂલતમાથી ઉત્પન્ન થતો સરકારનો હક સ્થાપિત થઈ શકે નહીં.

ભૂતકાળમા જ્યારે નરેન્દ્રમડળની હયાતી ન હતી ત્યારે રાજ્યો કે રાજાઓ સાથે મળીને કાઈ પગલુ ભરે એ અશક્ય હતું, વળી અમારા તહનામા થયા ત્યારે એ તહનામાનો ખરો આશય ઘણા જ થોડા સમજી શકે એમ હતુ. રાજપુતાનાના રાજ્યોને તો ઘણુ જુજ અગ્રેજી જ્ઞાન હતુ. ચાલીશ વર્ષ પહેલા હુ ગાદીએ બેઠો ત્યારે મારા મુખ્ય શહેરમા માત્ર આગળીને ટેરવે ગણી શકાય એટલા જ માણસોનું ઉપર ટપકેનું અંગ્રેજી જ્ઞાન હતુ. રાજકીય બાબતમા, કાયદાની બાબતમા અને રાજ્યના બધારણની બાબતમા સલાહ આપી શકે એવા નિષ્ણાત અધિકારીઓવાળી બીજા રાજ્યો સાથે સંબંધ ધરાવનારી ઓફીસ ( Foreign offices ) ભાગ્યે જ કોઇ રાજ્યમા હસતી ધરાવતી હતી. અને જ્યારે અમે એવી ઓફીસની શરૂઆત કરી ત્યારે અમારા વાંધાઓ અને અમારી તકરારોનુ કાઈ ફળ આવતુ નહીં. રાજકર્તાઓ, બ્રિટિશ સરકારના એજટો અને કામ કરનારા છે, એટલા માટે તેમના રાજ્યમા પણ અનેક જાતનો હસ્તક્ષેપ થઈ શકે એવા અજાયબી ઉપજાવે એવા કેટલાય સિદ્ધાતો સગીર વયના રાજાઓની કેળવણી અને ઉછેરના વખતમા દાખલ કરી દેવામા આવ્યા હતા. તેમ સરકાર અને રાજ્યો વચ્ચેનો રાજ્ય બધારણીય સંબધ શુ છે તે સમજાવવાનો કાઇ પણ પ્રયત્ન કરવામા આવ્યો નહતો. આ બધુ અજ્ઞાન, ખરી સ્થિતિ સમજવાની તે વખતની અશક્તિ અને રાજાઓ સામનો ન કરી શકે એવા

દબાણ સાથે સરકારે કરેલા કામો, ઠરાવો અને સગીર રાજ્યવહીવટ દરમિયાન થએલાં આક્રમણોનુ પરિણામ એ આવ્યુ કે અમારા ખરા હકોનુ માપ તેમજ તેને અંગે અમારો ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો ભય દૂર કરવાની ખરી સ્થિતિની સમજણ અમાગમા બરાબર ઉત્પન્ન થઈ નહીં. ક્ષણભર વિચાર કરતા જણાશે કે એ કાળમા રાજ્યો અને ઘણા હોશિઆર રાજ્યમંત્રીઓને પણ રાજ્યના વાસ્તવ હકોને થતા નુકસાનની ખોટી અસરનુ વાસ્તવિક ભાન થવું અશક્ય હતુ. તેથી એ હકોના ઉપર તરાપ મારે એવી રાજદ્વારી ખાતાની કાર્યનીતિ અને ‘ કેસ લૉ ’ ની નીતિ સામે ઉપાય થઈ શકે એવુ ન હતુ. નહીતર તો ગયા સૈકામા જ આગ્રહ પૂર્વક વારવાર ઘણા વાધાઓ રાજ્યોએ લીધા હોત. બ્રિટિશ સરકાર અને યુરોપના બીજા સ્વતંત્ર રાજ્યો, કે જે બધા ખૂબ સુધરેલા અને આગળ વધેલા છે તથા જેને સલાહ આપવા માટે કાયદાના, રાજ્ય બંધારણના અને બીજા ખાતાઓ હયાત છે તેવા રાજ્યો વચ્ચે, ‘ સ્વીકૃતિઓ ’ નો જે અર્થ થાય છે તેવા અર્થથી બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યોનો ‘ સફરસ ’ નો સબંધ ગણવો જોઇએ, તે વાત બરાબર નથી. આ પ્રમાણે છે તેથી જ છેલ્લા અગીઆર વર્ષમા જુદી જુદી દિશામા અને જુદી જુદી બાબત ઉપર રાજદ્વારી ખાતાની કામ કરવાની પદ્ધતિમા સુધારા થવાની જરૂરીઆત ઉભી થઈ છે.

× × ×

હીંદી સરકારના કાયદાઓમા ઘણીવાર ચુપકીથી ઘણા નવા તત્વો ( Theoiis ) દાખલ કરી દેવામા આવ્યા છે. અને એ વાત પણ અહી કહેવા જેવી છે કે તેને સબધ ધરાવતા રાજ્યની જાણ ઉપર પણ આગળથી લાવવામા આવેલ નથી. દાખલા તરીકે ૧૮૯૦ પહેલા થએલા કાયદાઓમા દેશી રાજ્યોના સબધોને અગે કેવા વાકયો વપરાયેલા છે તે જુઓ, એટલે ખરી સ્થિતિ સમજાશે. એ વખતના મુખ્ય પ્રધાન લૉર્ડ બાકન્સફીલ્ડે જાહેર રીતે પાર્લામેંટમા સાફ સાફ તસલ્લી આપી હતી કેઃ—

“ મહારાણી વિક્ટોરીઆએ કયસરે હીંદનો ખિતાબ ધારણ કર્યો તેથી કોઈ પણ પ્રકારનો ભય રાખવાનુ કારણ નથી. કારણ કે હીંદના દેશી રાજ્યોની સ્થિતિ અને તેના હકોને તેથી કાઈ પણ અસર થવાની નથી. ”

આ પ્રમાણે વચન છતા હીંદી સરકારના કેટલાએક કાયદાઓની ભાષામા સરકાર અને રાજ્યો વચ્ચેના સબધ વિષે ઘણા ફેરફારો કરી નાખવામા આવ્યા છે. અને રાજ્યો સાથેની રાજકીય અને પરસ્પરના સંબધના વિવેકની વિધિની (political and ceremonial ) ઘણી બાબતોમાં એ જ ન ટકી શકે એવી દલીલને આગળ કરવામા આવે છે. રાજકર્તાઓના પ્રદેશના સબધે જે કાયદાઓ છે, તેમા “ મહારાણીશ્રી સાથે મિત્રતાના સબધવાળા રાજ્યો અને રાજાઓના પ્રદેશો ” એ શબ્દો વાપરવામા આવ્યા છે. ૧૮૯૫ મા એટલે મહારાણીએ કૈયસરે-હીંદનો ઇલ્કાબ ધારણ કર્યા પછી અરાઢ વર્ષે સરકારના શાહીમન ( mind ) અને સત્તામા એકદમ ફેરફાર થઈ ગયો. અને તેને લીધે આખી તવારીખમા પહેલી જ વખત રાજાઓના સબધે

એક નવુ જ વાકય ઘડી કહાડવામા આવ્યુ. તે એ હતું કે " મહારાણીશ્રીની સત્તા નીચેના રાજ્યો. "

પાદશાહત ધારણ કરતી વખતે " મિત્રાચારીના સબધના રાજ્યો. " અને પાદ-શાહત ધારણ થઇ ગયા પછી " પાદશાહી સત્તાની નીચેના રાજ્યો. " એ બે વાકયમા કેટલો તફાવત છે ?

આ બાબતમા રાજાઓની સાથે પ્રથમથી કાંઇ વાત કરવામા આવી નહી તેમ તેમની મજુરી પણ લેવામા આવી નહી. ઘુસાડી દીધેલુ આ વાક્ય રાજાઓને લખી મોકલવામા પણ આવ્યુ ન હતુ. અને અમને બીલકુલ જાણ કર્યા વિના કાયદામા અમારી સ્થિતિ, તાજ નીચેના ખડિયા રાજા જેવી લખી વાળી.

કાયદાની આવી નવી યુક્તિને સમજવા માટે અને તેની અતિમ અસર બરાબર વિચારી કાઢવા માટે કાયદાનુ અચ્છુ જ્ઞાન તથા બુદ્ધિની અતિશય તિક્ષ્ણતાની જરૂર છે. જ્યા આવો આશય રાજ્યના સમજવામા આવ્યો ત્યા પણ એના દરબારમા મોક-લવામા આવેલા રાજદ્વારી અધિકારીઓની સલાહની વિરૂદ્ધ વાંધા ભરેલો નબળો સરખો અવાજ પણ કરવાની તેમની હીંમત ચાલતી નહી. આ સ્થિતિમા એની ચુપકીદીને મુગી સહાનુભુતિ અને કબૂલાત ગણી લેવામા આવી. અને જે કરારપત્રો તથા બીજા હકો પાર્લામેટના કાયદામા તથા વખતો વખત થએલા પાદશાહી ઢઢે-રામા અખડિત તથા અફર ગણવામા આવેલ છે, એને કમતી કરી નાખવામા આવ્યા. આથી આગળ જઇએ તો વળી જણાશે કે હીંદી સરકારના ૧૯૧૯ ના પહેલા કાય-દામા આપણે પહેલી જ વાર વાચીએ છીએ કે આપણા કરારો પ્રાણ વગરના ખોખા છે. એ કાયદાની ૧૩૨ મી કલમમા કહેવામા આવ્યુ છે કે " ઇસ્ટ ઇડીયા કપની સાથે જે સધીઓ થયેલી તેમાની જે આ કાયદાના જન્મ વખતે હયાત હશે તેટલી જ શહેનશાહતને બધનકર્તા ગણાશે " ૧૮૫૮ ના જુના કાયદામા આ કલમ ન હતી. અર્થાત ઈસ્ટ ઈડીઆ કપની સાથે થએલી બધી સધીઓ મહારાણીશ્રી સાથે થએલી બધી સધીઓ જેવી ગણાશે એવો યાદગાર ઢઢેરો જાહેર થયા છતા અને એ સધીઓ બહુ જ બારીકાઈથી પળાશે એમ કહેવાયા છતા તથા ઇસ્ટ ઇડીઆ કપની સાથે થએલી સધીઓ મહારાણીશ્રીને બધનકર્તા છે એમ તસલ્લી અપાયા છતા ઉપર પ્રમાણે ફેરફાર થયો હતો. તેનો તો એ અર્થ નીકળે છે કે જાણે સધીઓ અમ-લમા આવતી બંધ થાય. જો કોઇની પરસ્પરની મજુરીથી આ ફેરફાર થયો હોય તો વાંધો લઇ શકાય નહીં.

આ પ્રમાણે એક કલમના વપરાશથી અથવા તો અમારી રજા વગર કાયદામા એકાદો પેરેગ્રાફ ઘુસાડીને સધીઓ નાબૂદ કરી શકાય કે ફેરવી શકાય તો તો આ એક એવી ભયકર નવી પદ્ધતિ ગણાવી જોઇએ કે જેની સામે સખત તકરાર ઉઠાવવી ઘટે.

' સ્વીકૃતિ ' કે મુગી કબૂલતના બાના નીચે જે અતિક્રમણ થયેલું છે, તેની સામે કેવા રાજકીય ઉપાયો લેવા જોઈએ, તે બાબતની સલાહ આવી ' સ્વીકૃતિ ' ને

ટેકો આપનારાઓ તો શુ આપે ? એનો વિચાર કરતા હરકોઈ આશ્ચર્યના સમુદ્રમા ડુબી જાય એવું છે. શુ તેઓ એમ કહેવા માગે છે, કે અમારા હકોના આ આક્રમણની સામે થવામા અમારે હથીઆર વાપરવા ? અને એમ કરીને તાજપ્રતિની અમારી જે ધાર્મિક અને પ્રાચીન પ્રણાલિકા છે તેમાથી ચ્યુત થવુ ? તેઓ શું એમ છે ઇચ્છે કે આંતર રાષ્ટ્રીય સ્થિતિ, જે અમારી પરત્વે અત્યારથી જ નાકબૂલ કરવામાં આવે છે, તે સ્થિતિના આધારે હિંદી સરકાર ઉપર અમારે છેવટનો પેગામ મોકલી દેવો ? અને અમુક મુદતમા અમારા હકોનો સંતોષકારક નિવેડો નહી આવે તો અમે લડાઇ જાહેર કરીશું, એમ કહેવુ ?

ના૦ સાહેબ, આ બધી બાબતનો અને ભૂતકાળની ભુલોનો ફરી વિચાર કરીને બધુ સીધા પાયા ઉપર મુકી દેવાની વાત જે હમણા અનેક જાતની મુશ્કેલી છતા આપણે ઉપાડી છે તેનો નિકાલ થાય તો ભૂતકાળમા થયેલા બધા અપકૃત્યો સરકાર સુધારવા માગે છે અને હવે પછી ખરેખર, થવા દેવા માગતી નથી એવી સાબીતી સરકાર આપે છે એમ ગણાય, અને હમણાની સહાનુભુતિ ભરેલી રાજ્યનીતિ તથા રાજ્યો ઉપર રાખવામા આવતા વિશ્વાસનો લાભ લઇને આપણે તેનો નિકાલ લાવવા માગીએ છીએ, જેથી પાછલા દાખલા ( usage ) ના દલીલથી કે મુગી સહાનુભુતિની દલીલથી ( sufferance ) એ જાણે નક્કી થઇ ગયેલી વાતો તરીકે વખતોવખત આપણી સમક્ષ ધરવામા આવે નહી.

આપ નામદાર અને શાહી સરકાર સહમત થશો કે રાજ્યોના હકો અને હિત સમગ્ર રીતે સુરક્ષિત રહેવા જોઇએ, અમને ન્યાય મળવો જોઇએ, જ્યા ભૂલ થઇ હોય અને નુકસાન કરવામા આવ્યુ હોય તે ખુશીથી ઉદારતાપૂર્વક સુધારવુ જોઇએ. પછી તે બાબત રાજકીય પ્રકારની હોય, આર્થિક પ્રકારની હોય કે અમારા અને અમારા રાજ્યના માન કે મરતબા પરત્વે હોય. અમે આગ્રહપૂર્વક કહીએ છીએ તથા આશાભરેલી રીતે ઈચ્છીએ છીએ કે જેમ બને તેમ જલદી, નિષ્પક્ષપાત અને શુદ્ધ ન્યાયની નીતિથી ગ્રેટ બ્રિટનનુ અપાયેલુ પવિત્ર વચન બધી બાબતમા પળાવુ જોઇએ તથા રાજકર્તાઓ અને રાજ્યોના વિશ્વાસ ગમે તે ભોગે ટકાવી રાખવો જોઇએ.

## વિવેચન.

જે બાબત બીકાનેર નરેશ હાથમા લે છે અને તેમાં પણ જો રાજાઓ કે રાજ્યના સંબંધની હોય છે, તો તો ખાસ કરીને તેના ઉપર પોતે પુખ્ત ધ્યાન આપે છે. દરેક બાબતનો ખંતથી અભ્યાસ કરવાની તેમને મૂળથી જ ટેવ છે. રહસ્ય તુરત સમજી શકવાની તેમનામાં શક્તિ છે. સતત કામ કરવાની તેમને એવી ટેવ છે કે જેને લીધે શરીરની તંદુરસ્તીનો પણ એ વિચાર કરતા નથી. આવા એક અભ્યાસીને જ્યારે કોઇ બાબત ઉપર જાહેરમાં મત આપવો

હોય, ત્યારે વિષયનું કોઈ પણ અંગ, વગર કહેવાયેલું રહી જવા દે એવી તેમની પ્રકૃતિ નથી. અને તેને લીધે વારંવાર તેમનાં ભાષણો જરા વધારે પડતાં લાબાં થાય છે. પરિણામે દલીલો જુદા જુદા સ્વરૂપમાં મૂકવામાં આવે છતાં એ દલીલના સાર તરીકે જે માગણીઓ હોય છે તે તો એ જ શબ્દોમાં આવ્યા વગર રહી શકે જ નહીં. એટલે ભાષણ ધાર્યા કરતાં લાંબુ થાય છે. અને કેટલીક વાર લંબાણને લીધે એની અસર સતત રહેતી નથી એમ પણ ભાસ થાય છે.

આ ઠરાવ ઉપરનું એ નામદારનું ભાષણ જરા વધારે પડતું લંબાણવાળું લાગે છે. એને ટુંકાવવામાં આવ્યું હોત તો મુદ્દાઓ છુટી ગયા વગર દલીલમાં સચોટતા આવત. પાછલા દાખલાઓથી ( Usage ) રાજ્ય ચલાવવાની પદ્ધતિ, અશક્તિને લીધે ના કહેવાની નાહીંમતને લીધે પડી ગયેલી પ્રથા, સગીર વયમાં દાખલ કરી દીધેલી પદ્ધતિ અને રાજ્યોથી વાંધા ન લઇ શકાય એવી સ્થિતિમાં દાખલ થઇ ગયેલી અનેક વહીવટી નીતિ, એ, રાજ્યોની સાથેના કરારના સંબંધોથી, અને આગળ વધીને કહીએ તો રાજ્ય ચલાવવાની પ્રામાણિક રાજ્યપદ્ધતિથી વિરૂદ્ધ છે, એમ હરકોઇને લાગ્યા વગર રહે નહીં એક દાખલો પડયો એટલે તેને પગલે પગલે ચાલવું અને એક જગ્યાએ પડેલુ પગલુ બધાં રાજ્યોમાં સરખી રીતે લાગુ પાડવું એ ન્યાયની દૃષ્ટિથી વિરૂદ્ધ છે. પછી તે સાર્વભૌમ સત્તાના સ્વાર્થની વાત હોય તો પણ શુ ?

સામાન્ય રીતે સ્વાર્થ અને ન્યાયને બીયાબારૂં છે. સ્વાર્થની દૃષ્ટિ પાસે તો ન્યાયનો વિચાર આવી શકે નહીં, એવો મનુષ્ય સ્વભાવ છે તેમાં પણ જેનો સ્વાર્થ સાધવાનો હોય તે જો સત્તાધીશ હોય તો તો સામા નબળા પક્ષને વાંધો લેવાની હીંમત રહેશે નહીં એ ખાત્રી, મજબૂત પક્ષને બેધડક નવા દાખલાઓ ઉત્પન્ન કરવાને હીંમત આપે છે; એ પ્રમાણે મહારાજા બીકાનેરે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે, તેમ ભૂતકાળમાં હીંદી સરકારના અધિકારીઓને હાથે ઘણુ થઇ ગયું છે.

પોતાને જરૂર હતી ત્યારે વિવેક, પોતાનો સ્વાર્થ હોય ત્યારે સમજાવટ, અને જ્યારે સામા પક્ષનો લાભ લઇ શકાય એવું હોય ત્યારે તેથી ઉલટું સંધીઓનો જુદી:જુદી જાતનો અર્થ કરીને

કોઇ જગાના દાખલા બીજી જગાએ દાખલ કરી દઇને જુદી જાતનું વર્તન એ, અગ્રેજ સરકાર, જે ન્યાય બુદ્ધિ માટે પ્રખ્યાત છે, એ ન્યાય બુદ્ધિથી વિરૂદ્ધ એવી ચાણુક્ય નીતિ જેવું ગણાય આ વાક્ય વધારે પડતું ભાસે પણ તેનો ઉપયોગ આ જગાએ હીંદી સરકારની નીતિને સંબોધી કરવામાં આવ્યો નથી. આખા હીંદુસ્તાન ઉપર તાજના પ્રતિનિધિ તરીકે હકુમત ચલાવનાર વાઇસરોય જેવી પદ્વીના મોટા અધિકારીની એવી દાનત કે ઇચ્છા હોય જ નહીં આવી ભુલો તો રાજ્યોમાં મોકલવામાં આવતા રાજદ્વારી અધિકારીઓને હાથે જ થાય છે. તેની સાબીતી સરકારનાં દફ્તરોમાંથી મળી આવશે. રાજાઓના મત્રીઓ રાજાઓની સત્તા વાપરે છે, ત્યારે જે ભુલો કરવાને પાત્ર છે, એવી જ ભુલો સરકારના અધિકારીઓ સરકારની સત્તા વાપરતાં કરી બેસે તે તેમને માટે ભલે ક્ષંતવ્ય હોય, પણ તેની અસર જેમને થાય છે, તેમને માટે તો શોચનીય છે. પણ તેમાંથી બીજો એક અનર્થ થાય છે, તે એ છે કે ઉપરી સત્તાની બીલકુલ મરજી ન હોય, તેને ખબર સુધાં ન હોય છતાં નાના અધિકારીથી એવુ થઈ બેસે કે જે મુખ્ય સત્તાને માટે તાબાનાઓમાં અસતોષ ઉત્પન્ન કરે. એ અસંતોષ એ રાજ્ય શરીરમાં મહાન રોગ છે. આત્મ ભોગ આપીને કે પ્રતિષ્ટાના ખોટા ખ્યાલનો ભોગ આપીને પણ તે અસતોષ ઉભો થવા દેવામાં ન આવે તો રાજ્યની સ્થિરતાની જામીનગીરી છે

બીજાના હકોની આડે ન આવવું એ આત્મભોગ નથી, તે તો ન્યાયવૃત્તિ છે. એ ન્યાયવૃત્તિ વિષે હાથ નીચેનાઓને શંકા ઉત્પન્ન થાય તો સ્નેહસબંધમાં અંતરાય આવે છે અને આ જમાનામાં જ્યારે રાજ્યો, રૈયતની સાથેનો પણ સ્નેહસંબંધ અંતરાયવાળો કરવા ઇચ્છતાં નથી, તો મિત્ર રાજ્યો, જેઓ ભૂતકાળમાં બ્રિટિશ રાજ્યને સ્થાપિત કરવામાં પૈસા અને લોહીનો ફાળો આપતા રહ્યાં હતાં અને જેને કરારો અને પાદશાહી ફરમાનોથી તસલ્લી આપવામાં આવી હતી તેવાં દેશી રાજ્યોના સ્નેહસબંધમાં અંતરાય આવે એવું કરવું એ ઇતિહાસની દૃષ્ટિએ પણ શોચનીય છે.

મહારાજા બીકાનેરે સાફ બતાવી આપ્યું છે કે અધિકારી મંડળ વખતો વખત ફરતું જતું હોઇને, એ અધિકારીઓના ફેરફારની

સાથે (અને દરેક અધિકારીના સ્વભાવ સરખા હોતા નથી) સંબંધોની વ્યાખ્યામાં ફેરફાર કરવામાં આવતો ગયો છે. એક વખત એવો હતો કે આ ફેરફારનો લાભ ખુલ્લા અસંતોષ વિના લેવાઈ શકાતો હતો. પણ અત્યારે દરેક વ્યક્તિનાં કામો ખુલ્લાં થાય છે. જેનો સંબંધ હોય તેજ માત્ર બનતી વાતો જાણે એવું હવે રહ્યું નથી. અને તેમ છે, માટે જે હીંમત રાજાઓને આજ સુધી ન હતી તે આવતી જતી દેખાય છે. નરેંદ્રમંડળ ન હત તો ભૂતકાળની આ બધી વાતો આમ જાહેરમાં આવત નહીં, કે ચર્ચાત નહીં. અને જેમ વ્યક્તિગત રાજ્યો ભૂતકાળમાં પ્રથા (usage) અને મુંગી કબૂલત (Sufferance) ગળી જતાં હતાં, તેમ આજ પણ ચાલુ રહ્યું હોત. કુદરતનો એ નિયમ છે કે સામા થવામાં જેને ઘણું ખોવાનું હોય, તે સામું થઈને બધું ખોવા કરતાં થોડો ભોગ આપીને ચૂપ રહે છે. એક રાજદ્વારી અધિકારીની સામે થઈને હંમેશના માટે તેને નાખુશ કરવાના ભયમાથી બચવા સારૂ કુદરતી રીતે રાજ્યને એકાદ તકરારી બાબતમાં હા પાડવાની ફરજ પડે તે સ્વાભાવિક છે. એકાદ વખતની એ અશક્તિને એ પદ્ધતિની હંમેશની કબૂલાત ગણી લેવી, એ તો એવી સ્થિતિનો વધારે પડતો લાભ લઈ લેવા જેવું ગણાય. ઘણાં રાજ્યોએ આમ સહન કરીને પોતાને ત્યાં રહેતા સરકારના અધિકારીની પોતાની જાતને માટે મિત્રતા સંપાદન કરી છે. પણ એ ધ્યાન નથી રહ્યું કે એ મિત્રતાના ગર્ભમાં, રાજ્યના સરકાર સાથેના સમગ્ર સંબંધને નુકસાન કરે એવું બીજ ઘુસી જાય છે. આમ છતાં તે બને તો છે જ. કેમકે નાની નાની બાબતના મતભેદોમાંથી એવી સ્થિતિ ઉત્પન્ન થયાના પણ દાખલા રાજ્યોના ઇતિહાસમાં છે, કે જેમાં કેટલીક વાર તો રાજાને પદભ્રષ્ટતા સુધીનુ નુકસાન સહન કરવું પડ્યું છે.

સાથે સાથે એમ પણ કહેવું જોઇએ કે કેટલાંક રાજ્યોમાં અણુગમતે મને પણ વચમા પડવું પડે તેવા પ્રસંગો ઉભા થાય છે અને યોગ્ય વખતે સલાહથી કે બીજી રીતે વચમાં પડવામાં ન આવે તો તેનું પરિણામ રાજકર્ત્તા અને રાજ્યને હાનિકારક નીવડે છે.

એટલે આક્રમણ સામે વિરોધ કરતા છતાં યોગ્ય હસ્તક્ષેપની

તરફેણમાં પણ કહ્યા વગર રહેવાતું નથી "હા" અને "ના" ની વચ્ચેની આ તકરારનું સમાધાન શોધી કહાડવું એ પણ કઠિન વાત છે. છતાં તે માટે કાંઇક પ્રયત્ન કરી લઇએ.

પ્રથમ તો હસ્તક્ષેપની પૂર્ણ વ્યાખ્યા બની શકે એવી નથી એમ તો સરકાર અને રાજાઓ બન્ને સમજે છે, છતાં તેની વ્યાખ્યા ટુંકા ટુંકા વાક્યોમાં કરવામાં આવે અને જે વાક્યો બન્ને પક્ષને માન્ય રહે એવાં હોય તો તે વ્યાખ્યામાંથી બહાર જવાને લેવા પડતાં પગલાંની હદ ઘણી ઓછી થઈ જાય.

સરકાર અને રાજ્યો વચ્ચેના સંબંધ મુખ્ય બે પ્રકારના છે.

(૧) વિદેશીય રાજ્ય સંબધે

(૨) રાજ્યની અંદરના આંતર વહીવટ સંબંધે.

૧. પરદેશી રાજ્યો સાથેનો સંબંધ દેશી રાજ્યોએ સરકારને સોંપ્યો છે. દેશી રાજ્યો ઉપર આક્રમણ થાય કે કોઇ પરદેશી રાજ્ય સાથે કરારી સબધ બધાય એમાં સરકારને પૂર્ણ સ્વતંત્રતા છે. અને દેશી રાજ્યોની સલાહ લેવાની ફરજ સરકાર ઉપર નથી. જો કે તેઓ ઇચ્છે તો સરકાર છુટથી સલાહ કે વાતચીત કરી શકે આમ હોવાથી પરદેશ સાથેના સંબધોમાં સરકાર સ્વતંત્ર છે. અને તે જે હુકમો કરે અને માગણીઓ કરે તેમાં સહાનુભુતિથી સાથે જોડાવાને રાજ્યોએ કબૂલ કર્યું છે. એટલે તે સબંધીનુ વર્તન દરમિયાનગીરીની વ્યાખ્યાથી બહાર છે.

૨. બીજો સંબંધ રાજ્યની અંદરના રાજ્ય વ્યવહારનો છે આંતર વ્યવહારમાં રાજા સ્વતંત્ર છે. રાજ્યમાં કોઈપણ રીતે દખલગીરી કરવાનો હક સરકારે રાખ્યો નથી અને રાજાઓએ આપ્યો નથી દરેક પક્ષના ફાયદાઓ જુદા છે. રાજ્યની પ્રજા સંબંધે રાજાનું પૂર્ણ સ્વાતચ્ય છે. પરદેશ સાથેના સંબંધોને અંગે સરકાર સાર્વભૌમ સત્તા ધરાવે છે જ્યારે રાજ્યોની અંદરના વ્યવહાર પરત્વે સરકાર એટલી મોટી સત્તા ધરાવતી નથી; કારણ કે રાજ્યની અંદરની રાજાની સર્વોપરિ સત્તા કબૂલ કરાયેલી છે. એટલે જો એમાં વચમાં પડવામાં આવે તો તે પેશકદમી કરી કહેવાય. આ

વાત ચોકખી સમજાઇ જાય તો પેશકદમી ક્યાં થઇ શકે, કેવા કારણથી થઇ શકે, કેવા પ્રકારથી થઇ શકે, કેટલી હદ સુધી થઇ શકે અને કોણ કરી શકે એ સવાલો સ્પષ્ટ થઇ જાય.

પેશકદમી એટલે શું અને કયાં થઇ શકે એની વ્યાખ્યા રાજાઓએ કરવાને બદલે, સરકાર પાસે કરાવવાની માગણી થાય તો એ વ્યાખ્યા ઘણી ટુંકી થાય; કેમકે સરકારની પદવી અને મોભો જાહેરમાં એટલાં મોટાં છે કે વધારે પડતી માગણી કરવાની એને શરમ લાગે. જો કે એક પક્ષ એમ પણ માને છે કે નાનો, પોતાના હક્કો મોટાને કેટલા આપે એમ પુછે તો મોટો, નાનાને તદ્દન ગળી જાય એટલા હકો જ માગે. હું આ મત સાથે મળતો આવતો નથી. હું વિશ્વાસથી માનું છું કે માણસ જેમ મોટો તેમ નાના તરફની એની જાહેર માગણીઓ ઓછી જ થાય. કારણ કે પોતાની પદવી અને મોભા પ્રમાણે જાહેરમાં અન્યાયી ગણાઇ જવાની ધાસ્તીથી માણસ બીએ છે. એટલે હું તો એમ જ કહું કે પેશકદમી કયારે અને કેવા પ્રકારની થઇ શકે તેનો ખ્યાલ મહેરબાની કરીને સરકાર આપે અને જે લેખી સિદ્ધાંત સરકાર મુકે તેનો નિર્ણય રાજાઓ સરકાર સાથે બેસીને કરે જો એમ કરવામાં આવે તો જરૂર સરકાર નીચેની ટુંકી વ્યાખ્યા બાંધે.

રાજ્યો સાથે સરકારને સંધી પ્રમાણે મિત્રાઈ ભરેલો સંબંધ છે એટલે રાજ્યના આંતર વ્યવહારમાં સરકાર પડી શકતી નથી.

સિવાય કે—

अ રાજ્ય વ્યવહાર એટલો અન્યાયી રીતે અને અંધેરપણે ચાલતો હોય કે લોકોના અસંતોષને લીધે ત્યા બંડ થવાનો ભય હોય ત્યારે,

ब એક રાજ્યના વર્તનથી બીજા રાજ્યની પ્રજામાં એવી અસર થાય કે જેથી બીજા રાજ્યને નુકસાન થવાનો ભય ઉત્પન્ન થાય ત્યારે,

क સમગ્ર હીંદની શાંતિના હિતને ખાતર જે પગલાંની જરૂરીઆત ઉભી થાય, તે પગલામાં સામેલ થવા ખાતર,

ड રાજ્યની નીચેનાં ખંડીઆં રાજ્યો અથવા પરંપરાથી ચાલતા આવેલા હકદારોના ખરા હક ઉપર આક્રમણ થાય ત્યારે,

ड રાજાએ પોતે એવો ગુહ્નો કર્યો હોય કે એ ગુહ્નાની તપાસ થવી ઘટે ત્યારે,

फ રાજ્યનાં નાણાંનો ભયંકર દુરૂપયોગ થતો હોય ત્યારે;— સરકાર વચમાં પડી શકે.

નોટ:—ઉપરની બાબતોમાંથી કોઇને માટે હસ્તક્ષેપ કરવો પડે તો તે માત્ર રાજ્ય અને રાજાના પોતાના હિત ખાતર છે. એટલે પ્રથમ સલાહથી અને સલાહ ન મનાય તો યોગ્ય લાગે તે પગલાંથી સરકારથી વચમા પડી શકાય. પરંતુ ઉપર લખેલી બધી બાબતોની સ્પષ્ટ રીતે સાબીતી થવી જોઇએ. અને રાજાની ઇચ્છા હોય તો તે માટે તપાસ કમિટી માગી શકે.

ઉપર પ્રમાણે પ્રબંધ થાય તો વખતો વખત ફરતા જતા માણસોની સ્વેચ્છાથી કે સરકારની પોતાની જાણમાં ન હોય એવી અયોગ્ય માગણીઓ થવાથી દખલગીરી થવાનો જે ભય છે, તે દૂર થાય અને ફરતા જતા કાળને લીધે જે નવી નવી વ્યાખ્યાઓ થાય છે તેને આધારે નહીં પણ માત્ર રાજાની વર્તણુકના આધારે જ પેશકદમી થઇ શકે એવું ધોરણ બંધાઈ જાય અને સરકારનો ઈરાદો પણ એ જ છે, એમ આપણે સમજીએ છીએ

---

આ ઠરાવને સાગલી નરેશે ટેકો આપ્યો હતો. તેમણે ટુંકાણમા પણ અસરકારક દલીલો રજુ કરી હતી. તેમણે કહ્યુ કે:—

ચીફ સાહેબ, સાગલી'—ના. બીકાનેર મહારાજાના સવિસ્તર ભાષણ પછી હું કાંઈ લાંબુ કહેવા ઇચ્છતો નથી. એટલા માટે એકાદ બે અગત્યની વાતો મને જે લાગે છે, તે ટુંકાણમા કહીશ. પ્રથા ( usage ) બે રીતે ઉત્પન્ન થવા પામે છે. ( ૧ ) તો જ્યારે અમારી સાથેના સંધીપત્રો અને કરારોના ખરા અર્થ માટે સવાલો ઉભા થાય ત્યારે; અને ( ૨) એવી નવી સ્થિતિ ઉત્પન્ન થાય કે જેની હયાતી વિષે અમારા કરારો કાંઇ નવું અજવાળુ પાડતા ન હોય ત્યારે. પરસ્પર મંજુર રહી શકે એવા કોઈ શિરસ્તા ( usage ) માટે અમારે કાંઈ કહેવાનુ નથી. જે શિરસ્તાની સામે અમે વાંધો લઇએ છીએ, તે તો એ છે કે અમારા કરારોમા અમારા હકો નિર્ણિત થયા હોય, તેને નુકસાન કરે એવી આપખુદ રીતિથી એ શિરસ્તા દાખલ થઈ જવા જોઇએ નહીં.

હીંદુસ્તાનની શાંતિ જાળવી રાખવા માટે કે બહારના આક્રમણની સામે અને કોઈ ગંભીર અવ્યવસ્થા અટકાવવા માટે અમારી પાસેથી સહાનુભુતિ માગવામા

આવી છે, ત્યારે તો એ જાણીતી વાત છે કે સરકારે એ સહાનુભુતિ માગવામા ગમે તેટલી ભારે મુનસરી વાપરી હોય અને તે માગવામા ગમે તેવા સાધનોનો સરકારે ઉપયોગ કર્યો હોય તો પણ એ સહાનુભુતિ આપવામા અમે કદી પાછળ પડ્યા નથી.

ઉપલી સરત સિવાયની અમારા કરારોની બીજી સરતો સબધે તથા એ કરારોમા ન હોય એવી બાબતોમા અમારે કહેવુ જોઇએ કે સર્વોપરિ સરકારે પોતાની સત્તા આપખુદ રીતે વાપરવી જોઇએ નહી. પણ જેમ શાહી સરકાર સ્વતત્ર સસ્થાનોની બાબતમા કરે છે તેમ એનો નિકાલ રાજ્યોની સંમતિ લઇને કરવો જોઈએ. બટલર કમિટીએ પોતે જ સધીઆરો આપ્યો છે કે રાજ્યો શુભેચ્છાથી અને મીલનસારપણાથી વર્તતા આવ્યા છે. તો પછી એમ ભય રાખવાનુ કાઇ કારણુ નથી કે હીંદના સમગ્ર લાભના સવાલોમા પરસ્પરની શુભેચ્છા વધે એવી રીતે રાજ્યો કામ નહીં કરે.

બીજી વાત એ છે કે કોઇ રાજ્યમા એક વસ્તુસ્થિતિ ઉભી થાય ત્યારે સરકાર જે પગલુ લે એટલે એ પગલુ લેવાયુ માટે જ એ રાજ્યમા એક શિરસ્તો થયો એમ કહી શકાય નહી. સરકારે એ પગલુ લીધુ એ ઉપરથી ફળીભુત થતુ નથી કે એમાથી ખાસ શિરસ્તાને પ્રમાણ મળે. એ જ રાજ્યમા એવી જાતના બીજા પગલા લેવામા આવે તોપણ એને પ્રથા કહી બેસાય તે પણ ખોટું છે. વળી એક રાજ્યમાં એક પગલુ લેવાયુ માટે જ બીજા રાજ્યમા એ પગલું લેવાય એ તો ભાગ્યે જ ન્યાયપુરઃસરતું કહેવાય. એક રાજ્યમા બનેલો દાખલો બીજા રાજ્યમા બનેલા દાખલા જેવો હોય પણ એ સરખાપણુ ખરેખરું નહીં પણ ઉપર ઉપરનુ હોય. જે રાજ્યનો દાખલો બીજા રાજ્યમા લગાડવાનો પ્રયત્ન થાય તે બીજા રાજ્યના કરારી હકો, તેની તવારીખ, તેની સ્થાનિક સ્થિતિ, તેની ભૂત પ્રણાલિકા અને ત્યાની જરૂરીઆત બીજા રાજ્ય કરતા જુદા પ્રકારની હોય આ ફેરફારને લીધે એક રાજ્યનો દાખલો બીજા રાજ્યને લાગુ પડી શકે એવો હોઇ શકે નહીં. મારા મત પ્રમાણે તો બધા રાજ્યોને એક જ પ્રકારની પ્રથા લાગુ પડી શકે એ કુદરતી વસ્તુસ્થિતિથી વિરૂદ્ધ છે.

પ્રથા તો અવશ્ય વ્યકિતગત રાજ્યોની હદમા જ બધાઇ રહેવી જોઇએ. અને તેવા રાજ્યોમાં પણ અહીયા રજુ થયેલા ઠરાવમાં જે સિદ્ધાતો વિષે કહેવામા આવ્યુ છે તેને અવલબીને પ્રથાનો ઉપયોગ થવો જોઇએ.

બધા રાજ્યનાં સધીપત્રો એક સરખી રીતે વાચવા ઘટે નહી, એ મતને બટલર કમિટીએ પણ મજુર રાખ્યો છે. આથી જુદો મત પ્રચલિત થઈ ગયો હતો અને તેને લીધે કેટલીક સરતો એક કરારપત્રમા હોય, તે બીજા કરારપત્રોમા કે જેમા તે ન હોય તેમા જાણે તે છે, એવો અર્થ કરી લેવામાં આવતો હતો. અમારે સારે નસીબે આ વાત હવે ઉડી ગઇ છે. જો દરેક કરારનો અર્થ સ્વતત્ર રીતે સિદ્ધ થાય તો પછી એક સ્થળની પ્રથા બીજે લાગુ પડે એ તો ખરેખર ન ટકી શકે એવી વાત છે. ‘પ્રથા’ શબ્દના હમણા કરવામા આવતા અર્થથી ભૂતકાળમા ઘણા રાજ્યોના હકોને નુકસાન થયુ છે.

આપ નામદારોને એમ કહેવાની મારે જરૂર નથી કે આપણાં સંબધપત્રો (Engagements) અને આપણા કરારો આપણા દરેકના રાજ્યને વ્યક્તિગત છે. એક રાજાના હકો, સત્તા અને માન મરતબો (Privileges) બીજાના તેવાજ હકો, સત્તા અને માન મરતબાને પૂર્ણાશે મળતા આવતા ન હોય, એ સ્થિતિમા એક ઠેકાણાની પ્રથા બીજે સ્થળે લગાડવી એ દેખીતું અસગત છે. હુ પહેલા કહી ગયો છું કે પ્રથા જ્યા યોગ્ય હોય, ત્યા તેના ઉપયોગ માટે અમારે વાંધો નથી. પણ એ તો ખાસ જરૂરનું છે કે આજ સુધીમા જે જુદી જુદી જાતની પ્રથાઓ ઉત્પન્ન થઈ છે, તે કબૂલ થાય તે પહેલા આ રજુ થયેલા ઠરાવમા જે સિદ્ધાતો કહેવામા આવ્યા છે, તેને અનુસરીને એ બધી પ્રથાઓને એક નિષ્પક્ષપાત અને સખત તપાસમાથી પસાર કરવી જોઇએ.

## વિવેચન.

બીકાનેર મહારાજના આખા ભાષણનો જાણે નિચોળ કાઢતા હોય તેમ સાગલી નરેશે મુખ્ય મુખ્ય મુદ્દાઓ કહી દીધા છે યોગ્ય પ્રસંગે યોગ્ય પગલાંઓ વખતો વખત લેવામાં આવે અને તે લેવાની પ્રામાણિક જરૂરીઆત ઉભી લઈ હોય, તો લાંબા કાળના તે વહી· વટથી એવા પ્રસગોમાં તે રાજ્યમાં તેમ કરવાની રૂઢી દાખલ થઈ જાય છે. પ્રામાણિક જરૂરીઆત એટલે એકલી સરકારની શુભેચ્છા ભરેલી કે ગમે તેવી મરજીમાંથી ઉત્પન્ન થએલી જરૂરીઆત નહીં. એ જરૂરીઆતના ગર્ભમા પ્રથમતઃ રાજ્યનુ હિત હોઇને, તે રાજ્યની સંમતિનો વધાર તો ખાસ હોવો જોઇએ. એ બેમાંથી એકેય તત્વનો અભાવ હોય તો સરકારે લીધેલું પગલું આપખુદી પગલાં જેવું ગણાવું ઘટે. એવા દાખલા ભૂતકાળમાં બન્યા હોય તો તપાસીને તેનો તોડ કરવામાં આવે અને ભૂલ થઈ હોય તે સુધારવામાં આવે, તો યોગ્ય પ્રથાનું કોઇ સ્વરૂપ ભવિષ્યને માટે એવું બંધાય કે સરકારનાં પગલાં પરસ્પરના હિતનાં, કોઇને અસંતોષ ન ઉત્પન્ન કરે એવાં તથા કોઇથી ના ન પાડી શકાય એવાં ભરાય.

કરારો અને પ્રથામાં જે હકો અને જવાબદારીઓ ગ્રહણ થએલી છે, તે આપલેના ધોરણ ઉપર રચાયેલી છે. સત્તાના ધોરણ ઉપર નહીં. એટલે કે બીજા સામાન્ય માણસો વચ્ચેના કરારોની માફક આવા કરારો પણ બન્ને પક્ષને એકંદર રીતે લાભકારક હોય. એકને ભોગે બીજો પક્ષ વગર મૂલ્યે લાભ લઇ શકતો નથી. એ પ્રમાણે

આ રાજકીય કરારોનું પણ સમજવું જોઈએ. એક સંધીપત્ર લઇએ. તેમાં રાજા સરકારને પૂર્ણ સત્તા આપે છે, કે પરદેશી સવાલોમાં સરકારની મરજી અમારે કબૂલ છે. તેના બદલામાં સરકાર બંધાય છે, કે રાજ્યના આંતર વહીવટમાં અમે બીલકુલ વચ્ચે પડશું નહીં. પરસ્પરનાં આ વચન, એ પરસ્પરની જવાબદારી છે. અને તેમાં એક બીજાને લાભ સમજાયેલો છે, તેથી જ " **આપ લેનો કરાર** " એ નામને એ કરાર પાત્ર થાય છે. એ જ દલીલ પ્રથાને લાગુ પડવી જોઇએ. કેમકે એમાં લેવાયેલું પગલું પણ એક બીજાના લાભનું હોય છે. માત્ર પગલું લેનારના લાભની જ વાત જો હોય તો તે આપ લેનું ધોરણ નથી. કારણ કે એથી તો એ પગલું આપખુદી ભરેલું ગણાઇ જવાનો ભય છે. સંધીવાળાં રાજ્યો એટલે મિત્ર રાજ્યો, એ વાત તો ક્યારનીએ કબૂલ કરાઈ ગઇ છે. તો પછી યથેચ્છ રીતે પ્રથા દાખલ કરીને, એ મિત્રતાને શંકાના રંગથી રંગવી એ અઘટિત છે. સંધી ઉપર પ્રથા ચડી બેસી શકે નહીં. તેમ કરાર અને પ્રથા એ જે રાજ્યનાં હોય ત્યાં જ તે અર્થવાળાં છે. એ બે સિદ્ધાંત કબૂલ રહે તો " પ્રથા " શબ્દનું નિરાકરણ કરવામાં ઘણી સુલભતા થાય.

---

ના. વાઈસરોય—ત્યાર પછી વાઈસરોય સાહેબે ઉપસંહાર કરતા કહ્યુ કે આ ઠરાવ સરકાર અને દેશી રાજ્યોના સબધે જુદો અને મુશ્કેલ સવાલ ઉભો કરે છે. એ સવાલ ઉપર આપણે અહીયા ઘણા ધ્યાન ખેચે તેવા અને અજવાળુ પાડે તેવા બે ભાષણો સાંભળ્યાં છે. મહારાજા બીકાનેરની વિસ્તીર્ણ અને અસાધારણ શક્તિને માટે મને ઘણું માન છે. પણ આજે જ્યારે " હું એક માત્ર સામાન્ય માણસ તરીકે બોલુ છું. " એમ કહીને કાયદાની ભુલવણી અને મુશ્કેલીઓમાથી સહેલા એવા બહુ માહિતી અને સામર્થ્ય ભરેલા રસ્તામાથી પસાર થતા મેં એમને જોયા ત્યારે એમને માટે મને ઘણું વિશેષ માન ઉત્પન્ન થયું. અને આ ઘણી અગત્યની ખાસ બાબતો ઉપર જો હું એમને માર્ગે એમની પાછળ ચાલવાનો પ્રયત્ન ન કરૂં તો મને માફ કરશે એવી હું આશા રાખું છુ. હું માત્ર એક જ વાત ( Observation ) કહેવા માગુ છુ તે એ છે કે મને લાગે છે કે આજ સવારે આપણે જે વાત કરી રહ્યા છીએ એવી ઘણી બાબતોમા ખરૂં જોતા જે હકીકત રજુ થાય તે પ્રમાણમા સાદી હોય પણ એ હકીકતોનુ મૂળ તપાસવામાં માણસો જે વિચારશ્રેણિ ( Theories ) વાપરે છે તે ઘણી વધારે મુશ્કેલીવાળી હોય છે. મને કેટલીકવાર લાગે છે કે જ્યારે આપણે ઇતિહાસ વાચતા હોઈએ ( અત્યારની આપણી ચર્ચાને આ વાત લાગુ પડે

છે ) ત્યારે ઇતિહાસમા જે પ્રસગ બન્યો હોય, તે પ્રસગને તે વખતે પહોચી વળનાર માણસે તે વખતની હકીકત તથા તે વખતે લેવાયેલા કામ ઉપર જે અભિપ્રાય બાધ્યો હોય તેના કરતા આપણે વાચતી વખતે બીજો અભિપ્રાય બાધવાને દોરાઇએ છીએ. ઇતિહાસ વાચતી વખતે ખરેખર, ધ્યાનમા રાખવા જેવી આ સામાન્ય સાવચેતી છે. અને મારી ખાત્રી છે કે આ સાવચેતી જે મતને ટેકો આપે છે, તે એ છે, કે અનુમાન ભરેલી વિચારશ્રેણિના કરતા બનેલી હકીકતો ઓછી દુરાગ્રહવાળી હોય છે. આ સામાન્ય વાત કહી દઇને અને કાયદા વિષે જેઓ હમણા બોલી ગયા છે તેનો ઉપકાર માનીને આ ઠરાવ હુ નરેદ્રમડળ પાસે રજુ કરૂં છું.

## વિવેચન.

વાઇસરોય સાહેબની આ સમાલોચના: બીજા ઠરાવો ઉપરની સમાલોચના કરતા કઇંક જુદા જ સ્વરૂપવાળી છે. બીજે તો પોતાના મતની વિભિન્નતા હોય છતાં "સહાનુભુતિથી તપાસ કરવામાં આવશે, તમારા વક્તવ્ય ઉપર પૂર્ણ વિચાર કરવામા આવશે" એવા સહાનુભુતિ ભરેલા શબ્દો આપણે જોઇએ છીએ. અહીં એવું કાંઈ દેખાતું નથી. પ્રથાના વિષય ઉપર ખૂબ અજવાળું પાડનાર બીકાનેર નરેશની શક્તિ વિષે ખૂબ માન દર્શાવ્યા પછી એ નરેશે જે વિચારશ્રેણિ ઉપર આધાર રાખીને અભિપ્રાય બતાવ્યો છે, તેના કરતાં જે વાત બની ગયલી છે તે વાત બનવાનાં કારણો જાણે સચોટ હતાં એવો કાંઇ ઇસારો એ નામદારે કર્યો છે. અમુક બનેલી હકીકત ઉપર ઇતિહાસ લખનાર પોતાનો વિચાર દર્શાવે છે તેના કરતાં એ જ હકીકત ઉપર ભવિષ્યનો વાંચનાર બીજો અભિપ્રાય આપે છે એ સામાન્યત: માન્ય રહે એવી બાબત ઉપર ઇસારો કરીને, એ નામદારે જાણે એવું સૂચન કર્યું જણાય છે, કે "પ્રથા"નો ઇતિહાસ સરકારે બાંધ્યો ત્યારે તેમને જે યોગ્ય લાગ્યું અને કરવા જેવું ભાસ્યું તે તેમણે કર્યું અને તે વખતે કરવા જોઇતા વિચારને અનુકુળ એ પગલાં હતાં. પણ આજ એને ફરીથી તપાસનારા રાજાસાહેબો બીજી વિચારશ્રેણિની દૃષ્ટિથી જોતા દેખાય છે. રાજાસાહેબો જુદી દૃષ્ટિથી પ્રથાની આ પદ્ધતિને જુએ છે, તો ના. વાઇસરોય સાહેબ પણ સરકારનાં પગલાંઓને "પ્રથા" ગણી કાઢવાની પદ્ધતિને એવી જ રીતે જુદી વિચારશ્રેણિની દૃષ્ટિથી જુએ છે. ભૂતકાળની પ્રથાને યોગ્ય ગણાવવાનો પ્રયત્ન કરતાં કરતાં તે વખતની હકીકત ઉપર ધ્યાન રાખીને એ પ્રથા પડી છે, તેને હાલની દૃષ્ટિથી

ખોટી કહી શકાય નહીં, એવું જાણે વાઇસરોય સાહેબ કહે છે. એ સિદ્ધાંત કબૂલ રહે તો રાજ્યોની હાલની દલીલ પણ મંજુર રહી જાય છે, કે જો હકીકત ઉપર નિર્ણય કરવાનો હોય તો ભૂતકાળની હકીકતથી બંધાયેલી પ્રથા પ્રમાણે નહીં, પણ હાલની હકીકતના પાયા ઉપર સરકારનું વર્તન હોવું જોઇએ. જ્યાં કરારી પક્ષવાળા બે મિત્રોને થોડો ઘણો પણ મતભેદ હોય ત્યાં એ મતભેદનું નિરાકરણ સાથે બેસીને કરી નાંખવું, એ આવા મીઠા સબંધને સુદૃઢ કરનારી વાત છે, એવી આશા રાખવી ઘટે અને એ આશાની ફળીભુતતા માટે માગણી કરવાનો રાજાઓને હક છે એમ હરકોઇને લાગ્યા વિના રહેશે નહીં

---

## ૨૩. બ્રિટિશ હીંદ અને દેશીરાજ્યોના સમાન પ્રશ્નો.

બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોને સરખી રીતે લાગુ પડતા પ્રશ્નોનો નિર્ણય શી રીતે કરવો તે બાબતનો આ ઠરાવ હતો અને તે કાશ્મીરના મહારાજાએ નીચે પ્રમાણે રજુ કર્યો હતો.

" આ નરેંદ્રમંડળ ભલામણ કરે છે કે બ્રિટિશહીંદ અને દેશી રાજ્યો વચ્ચે ઉત્પન્ન થતા સામાન્ય સ્વાર્થોનો એક બીજાની સાથે મળીને નીવેડો લાવવાને માટે એક યોગ્ય યોજના કરવી જોઇએ. "

કાશ્મીર મહારાજા'--આ ઠરાવના અનુમોદનમા કહ્યુ કે આ સવાલ અમને ઘણી નજીકની અસર કરી રહ્યો છે. સરકાર અને અમારી વચ્ચે જે સવાલો સામાન્ય લાભના ઉભા થાય, તેનો નિકાલ લાવવાને બન્નેના હિત ખાતર એવી એક યોજના થવી જોઇએ કે જે બન્ને પક્ષના હિતનો નિષ્પક્ષપાતપણે પૂર્ણ રીતે નિકાલ લાવી શકે. આપ સર્વ જાણો છો તેમ સરકાર અને આપણી વચ્ચેના આવા સંબધોનો ફેસલો માત્ર ઉપરી સત્તા પોતાની મેળે જ આપી દે છે. આ વાત એને, અને આપણા માટે ભાગ્યે જ ન્યાયપુરઃસરની ગણી શકાય. કેમકે ઉપરીસત્તા હીંદી રાજ્ય વ્યવહારની સાથે એટલો બધો અતલગનો સબધ ધરાવે છે કે આવી બાબતમા આપણા હકોનું અપૂર્ણ જ્ઞાન હોવાને લીધે આપણી વિરૂદ્ધ ફેસલો આવી જાય છે. મારા આ કથનની તરફેણમા બટલર કમિટી પાસે રાજ્યો તરફથી જે પુરાવો મૂકવામા આવ્યો છે, તે તરફ હુ આપનું ધ્યાન ખેચુ છુ અને એમ કહેવા માગુ છું કે આ બન્ને સ્વાર્થોની વચ્ચે નિકાલ લાવવા માટે જે યોજના થાય તે હીંદના બંધારણના એક ભાગ તરીકે થવી જોઇએ; કે જેથી કરીને એ બધારણમા બીજો જે પક્ષ હોય તે રાજ્યોના હિત ઉપર આક્રમણ કરી શકે નહી.

ના. મહારાજા જામસાહેબઃ—આ ઠરાવને નવાનગરના ના. જામસાહેબે ટેકો આપતા કહ્યુ કે અમેરિકાના સસ્થાનો ઉપરના ભાષણોમાથી એક ભાષણમા એડમડ બર્ક બ્રિટિશ પાર્લામેટના સ્વરૂપનું વર્ણન કરતા એના બે ભાગ પાડ્યા છે. (૧) સ્થાનિક અને (૨) શાહી સ્થાનિક સ્વરૂપમા ઈગ્લેડના રાજ્યવહીવટનો સમાવેશ થાય છે, એમ તે કહે છે અને શાહી રાજ્ય વહીવટમા સમગ્ર શહેનશાહતના વહીવટનો સમાવેશ થાય છે, એમ કહે છે. આજ પ્રકારનો તફાવત હીંદી સરકારના રાજ્ય વહીવટમા હસ્તી ધરાવે છે, એમ કહી શકાય. એમા પણ સ્થાનિક સ્વરૂપ છે કે જે હીંદી સરકારના વ્યવહારોને લાગુ પડે છે. એમા શાહી સ્વરૂપ પણ છે કે જેમા હીંદના બધા સ્વાર્થોનો સમાવેશ થઇ જાય છે, કે જે સ્વરૂપ માટે એવી આશા રાખવામા આવે છે કે તેણે બ્રિટિશ હીંદ અને હીંદુસ્તાનના રાજ્યો વચ્ચે નિષ્પક્ષપાત ન્યાય આપવો.

આ બાબતમા આજ સુધી જે ધોરણ ચાલ્યુ છે, તે તો એ છે કે હીંદી સરકાર શાહી સત્તા તરીકે આવી બાબતોનો નિકાલ કરે છે. કાશ્મીરના મહારાજાએ કહ્યુ તેમ આ સતોષકારક નથી. હીંદી સરકારના સ્થાનિક અને શાહી એવા બેવડા સ્વરૂપને લીધે અજાણતા પણ તે સ્વરૂપ એક થઇ જાય છે. અને એવો ગોટો થઈ ગયો છે કે જેમાથી ભૂલ ભરેલી રીતે હીંદી સરકારે ન્યાયાધીશને બદલે એક પક્ષના વકીલનો દરજ્જો લઇ લીધો છે. અને અમારા સબધે કેસલાઓ જાણે એક તરફી આપ્યા છે. હીંદની સરકાર જ્યારે બ્રિટિશ હીંદની ધારાસભાઓના તાબા નીચે આવશે ત્યારે આ સ્થિતિ વધારે કફોડી થશે. એ વખતે તો મોટો ભય એ છે કે એ સરકારનુ શાહી સ્વરૂપ તદ્દન અદૃશ્ય થઈ જશે અને જે સ્થાનિક સ્વરૂપ છે તે, બધા કાર્યોનુ ક્ષેત્ર પોતાને હાથ કરી લેશે. એટલા માટે આ બે પક્ષ વચ્ચેની તકરારોના નીવેડા માટે એક સુઘટિત યોજના ઘડી કહાડવી જોઇએ.

આ યોજના સબધે બટલર કમિટીએ જે ઉપાય બતાવ્યો છે તે કોઇ રીતે બધ-બેસતો નથી. એ કમિટીએ કોઈ રાજ્ય, રાજ્યો કે સરકાર વચ્ચેના મતભેદની વાત કરી નથી. પણ માત્ર રાજદ્વારી ખાતા અને બીજાં ખાતાં વચ્ચે મતભેદ થાય તેનો ઉલ્લેખ કર્યો છે. પણ આવો મતભેદ કોઈક જ વાર હસ્તી ધરાવતો હોય છે. અને ખાસ કરીને જે રાજ્યો, રાજાની બાળવયને લીધે સરકારને હસ્તક હોય છે અથવા કોઇ રાજ્યનો રાજ્ય વહીવટ બહુ નબળો હોય છે ત્યા તો આવો મતભેદ થતો જ નથી.

વળી આ માટે સૂચવાયેલી કમિટીઓ માત્ર સલાહ આપવા માટે હોવાથી જ્યા સુધી એ સલાહની સામે બરાબર ઉભી શકે એવી તક સામા રાજ્ય અથવા રાજ્યોને આપવામાં આવે નહીં ત્યા સુધી આવી સલાહકારક કમિટીઓની સલાહ સરકાર માન્ય રાખે એવો ઓછો સભવ છે. એટલા માટે કાશ્મીર મહારાજાએ કહ્યુ છે તે પ્રમાણે એક યોજના ઘડાવી જોઇએ અને એ યોજના રાજ્યો અને સરકાર સાથે મળીને નહીં કરે, તો એનુ પરિણામ નિષ્ફળકારક આવશે એવો મારો પોતાનો મત છે.

દેવાસના મહારાજા:—આ ઠરાવને અનુમોદન આપતા કહ્યુ કે બ્રિટિશ હીંદ અને હીંદીહીંદ એકબીજા સાથે સ્વાર્થમા એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે કે તે સાબીત કરવાને ઘણી દલીલોની જરૂર નથી. એ બન્નેના સ્વાર્થો એક બીજા સાથે વખતો વખત ઘર્ષણમા આવે છે, એ વિષે બટલર કમિટી પણ ના પાડતી નથી. એટલે સ્પષ્ટ છે કે એના નિકાલ માટે જે યોજના થાય તેમા બન્ને પક્ષની હકીકત રજુ થવી ઘટે. એમ હું માનુ છુ, કે જેમ બ્રિટિશ હીંદના ભોગે પોતાનો સ્વાર્થ સાધી લેવાની ઇચ્છા રાજ્યોને નથી તેમ રાજ્યોના હકોને ગેરલાભ કરવાની ઇચ્છા બ્રિટિશ હીંદને પણ ન હોઈ શકે. આમ હોઇને બન્નેના સ્વાર્થો અને હકોનુ નિષ્પક્ષપાતપણે તોલન કરી શકે એવી એક યોજનાની આવશ્યકતા છે.

ભાવલપુરના નવાબ સાહેબ'—તેમણે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતુ. તેમણે એક નવી દલીલ ઉમેરી હતી કે બ્રિટિશ હીંદ કરતા દેશી રાજ્યો અત્યારે ઘણી કફોડી સ્થિતિમા છે. કેમકે અત્યારે જે સવાલ ઉભો થાય તેમા બ્રિટિશ હીંદની સલાહને અવકાશ છે. હીંદની વડી ધારાસભા સરકારની નીતિની ટીકા કરી શકે છે. અને કેટલીક બાબતમાં તો અધિકારી વર્ગ ઉપર પોતાની ઈચ્છાને લાદી શકે છે. એટલા માટે રાજ્યોના સ્પષ્ટ હકોનો યોગ્ય બચાવ થઇ શકે એવી યોજના જોઇએ. જેથી કરીને સંભળાયા વગર તેની સામે બહારથી પરાણે ફેંસલાઓ કરી શકાય નહી.

બે મિત્રો વચ્ચે પ્રામાણિક મતભેદ ઉભો થાય એ સંભવિત છે. બન્ને પક્ષ બીલકુલ તટસ્થ રહીને સવાલોનો વિચાર કરી શકે નહીં. અને જો એકાદ પક્ષ બીજા પક્ષ ઉપર પોતાની મરજી પરાણે ઘુસાડી શકે એવી સત્તા ધરાવતો હોય, તો તો ઘણો ગોટો થવાનો સંભવ છે.

બટલર કમિટીએ કબૂલ કર્યુ છે કે આ બાબતમા રાજ્યને ગેરલાભ થાય એવી સ્થિતિ છે. આવા જે ગેરલાભ લાબા વખત સુધી અમે સહન કર્યા છે અને જે હવે ચલાવવા દેવા ન જોઈએ તેને નાબૂદ કરવા માટે આ ઠરાવ મૂકવાનો પ્રયત્ન છે.

આ સવાલના નિર્ણય માટે હાલનો સમય બરાબર યોગ્ય છે, જેની કોઈથી નાં પાડી શકાય એવું નથી. હીંદનુ રાજ્યબંધારણ અત્યારે ઉકળતા કડાયામા પડ્યુ છે અને હીંદુસ્તાનને બધબેસ્તુ બંધારણ આપવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. અમારો ઠરાવ જો મંજુર રહે તો સરકાર અને રાજ્યો વચ્ચે દૂર થઈ શકે એવી જે ગેરસમજ ઉભી થઈ છે તેનો અંત આવે અને ભવિષ્યમા એવી ગેરસમજ ન થાય, એવું પરિણામ આવે. આજના મતભેદો મટી જાય. એટલુ જ નહીં પણ ભવિષ્યને માટે એ મતભેદો ઉભા જ ન થાય એવો સદ્ધર ઉપાય આ ઠરાવમા છે.

પછી ના. વાઈસરોયે કાઇપણ વિવેચન કર્યા વગર આ ઠરાવ રજુ કર્યો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો.

## વિવેચન.

નરેંદ્રોની આ માગણી ખૂબ યોગ્ય છે. કોઇ બે પક્ષો મિત્રતા ભરેલા સંબંધમાં જોડાય ત્યારે મનુષ્ય સ્વભાવ પ્રમાણે અને સૌ સૌના હિતના લીધે મતભેદ તો ઉભો થયા વગર રહે જ નહીં. એ મતભેદ ઉભો થાય ત્યારે તેનો નિકાલ એકજ પક્ષ કરી શકે એવી પરિસ્થિતિ હોય, તો તો એ મિત્રાઇનો સંબંધ નામનો જ રહે કેમકે નબળા પક્ષના હિતો તરફ દુર્લક્ષ રહે અને ગેરસમજ વધતી જાય એ પ્રમાણે સરકાર અને રાજ્યો વચ્ચે થયું છે એની તો કોઇથી ના પાડી શકાય એવું નથી આજસુધીનો વહીવટ તપાસશું તો એવા ઘણા દાખલા મળી આવશે કે જેમાં રાજ્યોને થયેલો અન્યાય સ્પષ્ટ જણાઇ રહેશે સરકારની જગા ધીમે ધીમે બ્રિટિશ હીંદની વડી ધારાસભાના લોકોના હાથમા આવશે, અને એ સમયે આજના કરતા પણ દેશીરાજ્યોના હિત તરફ વધારે દુર્લક્ષ થશે એ ઉપરથી સરકારની ફરજ ઉત્પન્ન થાય છે કે એક પક્ષ બીજા પક્ષને નુકસાન ન જ કરી શકે એવી કોઇ યોજના હીંદના ભવિષ્યના રાજ્ય બંધારણમા કરવી જોઇએ

હીંદનું લોકશાસન અને રાજ્યોનું નરેશ શાસન, એક બીજા સાથે ઘર્ષણમા ન આવવા દેવા હોય તો, બન્ને પક્ષ કબૂલ કરે તવી કોઇ યોજના ઘડી કહાડવાની જરૂર સ્પષ્ટ છે. સામાન્ય રીતે તો બે પક્ષ વચ્ચેના કરારમાં એવી શરતો હોય છે, કે કરારની કોઇ શરત માટે મતભેદ થાય અથવા બે પક્ષ વચ્ચે હિતને માટે ખેંચતાણ થાય, ત્યારે કોઇ ત્રાહિત પંચ માર્ફત નિરાકરણ કરાવવું. જો સરકાર અને હીંદી રાજ્યો મિત્રતાના કરારથી બધાયેલાં છે તો એ બન્ને પક્ષને પોતપોતાની સ્વતંત્રતા સિદ્ધ છે અને એવા બે પક્ષ વચ્ચેની તોડજોડ પંચના નિયમે થાય એ જ ખરો રસ્તો છે. એટલે એક ઉપર બીજી કમિટીઓ અને છેવટ પણ પાછો ફેંસલો તો એક જ પક્ષના હાથમા રહે એવી લંબાણ ભરેલી અને નિષ્પક્ષ-પાતના ખરા સ્વરૂપથી વેગળી યોજના પૂર્ણ સંતોષ આપી શકે નહીં. એટલે જેમ મતભેદની બીજી બાબતમાં તેમ આમાં પણ મોટેગ્યુ–ચેમ્સફોર્ડ રિપોર્ટમાં જે Commission of Arbitration

પંચનો અવકાશ રાખ્યો છે એ યોજના અહીં દાખલ થાય તો રાજાઓની માગણીને અને નિષ્પક્ષતાને ન્યાય અપાયો એમ ગણાય.

---

## ૨૪. રાજાઓનો અંગત અને વંશપરંપરાનો દરજ્જો.

ત્યાર પછીનો ઠરાવ રાજાઓની જાતની અને તેમની વંશપરંપરાની સ્થિતિ સબધી હતો અને તે અલવર નરેશે પેશ કર્યો હતો તેમણે કહ્યું કે નરેદ્રમંડળની બેઠકમા સૌથી નાનું અને ટૂકુ ભાષણ કરવામા હુ પહેલો આવવા માગુ છુ. એટલે માત્ર નીચેનો ઠરાવ રજુ કરીને બંધ કરીશ. એ ઠરાવ આ છે. "આ નરેદ્રમંડળનો અભિપ્રાય છે, કે રાજકર્ત્તાઓની પોતાની અને પોતાની કુલ પરંપરાની સ્થિતિને લગતી બાબતો ઉપરના નિર્ણય તાજના અધિકારી તરીકે વાઈસરોય, નરેદ્રમડળના ચુટી કાઢેલા સભ્યો સાથે મળીને કરે."

આ ઠરાવ એટલી અગત્યતાવાળો છે અને તેને માટે જે કહેવાવુ જોઇએ, તે એટલું બધુ સ્પષ્ટ છે કે તે વિષે કાંઈ વધારે કહેવા હુ ઈચ્છતો નથી.

રાજા સાહેબ, સીતામઉ:—એમણે અનુમોદન આપતા કહ્યુ કે દેશી રાજ્યોને હીંદના ભવિષ્યના બધારણમા કંઈ ચોકસ જગા મળશે એ વાત તો હજી દૈવના ખોળામાં છે, પણ એમ ભાસે છે, કે જ્યારે બ્રિટિશ હીંદને સસ્થાનિક સ્વરાજ્ય જેવું રાજ્ય મળશે ત્યારે એવા રાજ્યોના પ્રતિનિધિઓ અને રાજ્યોના પ્રતિનિધિઓ વચ્ચે બેય પક્ષને સામાન્ય એવી બાબતોનો સાથે મળીને નિર્ણય આવશે. મોટેગ્યુ—ચેમ્સફોર્ડ રિપોર્ટમા કહ્યુ છે, કે જેમ જેમ લોકશાસનની પ્રગતિ વધતી જશે તેમ તેમ પ્રાંતોમા જ ફેરફાર થશે તેને લીધે રાજ્યો સાથેના તાજના સંબંધનો નિકાલ કરવામા પ્રાંતોની અયોગ્યતા સિદ્ધ થતી જશે. એ જ રીતે બ્રિટિશ હીંદમા પણ જ્યારે લોકશાસનની પ્રગતિ વધશે ત્યારે એ જ અયોગ્યતા તાજના હવે પછીના પ્રતિનિધિમા આવશે. એટલે પ્રાંતને લાગુ પડતી દલીલ હીંદી સરકારને પણ લાગુ પડશે. બ્રિટિશ હીંદના અમારા પાડોશીઓને તેઓની યોગ્ય માગણીઓ મળે એમા મને ઈર્ષા નથી. પણ એ વાત સ્પષ્ટ છે કે હીંદી સરકાર વધતા વધતા હીંદના લોકોની ચુંટણીને જવાબદાર રહેશે. અને પોતાની દેખીતી મર્યાદાવાળી એ હદને લીધે હીંદી સરકાર, હીંદુસ્તાનના રાજાઓના વ્યક્તિગત અને કુલ પરંપરાના સવાલોનો નિર્ણય કરવામાં અયોગ્ય નીવડશે. અમારો સંબંધ તાજની સાથે હોઇને અમે એમ ઈચ્છીએ છીએ કે એ સબંધ હમેશા તાજના પ્રતિનિધિ તરીકે આપ નામદારની સાથે જ રહે. હવે એકાદ બે શબ્દ કહી મારૂ બોલવાનું બંધ કરીશ. બ્રિટિશ હીંદના સવાલોનો નીવેડો લાવવામા સરકાર જેમ ડહાપણપૂર્વક પોતાની સાથે બ્રિટિશ હીંદની પ્રજાને ભેળવે છે તેમ અમે આશા રાખીએ છીએ કે અમારા વ્યક્તિગત અને કુલ પરંપરાના

પ્રશ્નોનો નિર્ણય લાવવામા અમને પણ તે જ પ્રમાણે સ્થાન મળવુ જોઈએ. એટલા માટે અમે માગીએ છીએ કે નરેંદ્રમડળના સભ્યોને ઉહાપોહમા સાથે રાખવા જોઇએ અને જે રાજકર્ત્તાઓને એ પ્રમાણે સાથે રાખવામા આવે, તે રાજકર્ત્તાઓ જે સવાલનો નિર્ણય કરવાનો હોય તેની સાથે અતલગનો સબધ ધરાવનારા પૈકી હોવા જોઇએ. આમ થવાથી પરસ્પરની ઘણી મુશ્કેલીઓ અને અણસમજણો દૂર થશે અને આપ નામદારને રચનાત્મક સાહાય્ય મળશે.

ચીફ સાહેબ, સાગલી:—અનુમોદન આપતા કહ્યુ કે અમે રાજકર્ત્તાઓ અમારી અગત અને કુલ પરપરાની સ્થિતિને લગતી બાબતોને વિશેષ અગત્ય આપીએ છીએ દાખલા તરીકે દરબારી વિવેકનો પ્રશ્ન (question of ceremonial) લઇએ. એ જો કે પ્રમાણમા બહુ નાની બાબત દેખાય છે, પણ આપણે ભૂલી જવું ન જોઇએ કે લોકોમા તેની કીમત વધારે ગણાય છે. અને તે રાજ્યોના અધિકાર, સત્તા અને મોભાના સવાલના સાથે ઘણો અતલગનો સબંધ ધરાવે છે. એટલા માટે કેટલાક સધીપત્રોમા તો સરકારે અમારી અસલ સ્થિતિ અને મોભાની ખાસ શરતો દાખલ કરી છે. અને તેથી અમારી સાથેનો વિવેક અને દરબારી વર્તન બરાબર હોવુ જોઇએ એમ અમને લાગણી રહે છે. આ વાત સરકારે પણ કબૂલ રાખી છે. તે એટલા ઉપરથી જણાય છે કે ઘણી મોટી ઉપજ અને વસતીવાળા રાજ્યો કરતા સરકારના કેટલાક રાજ્યોની સાથેનો વર્તાવ ખાસ પ્રકારનો હોય છે. આ સિવાય બીજા ઘણા સવાલો છે. જે માટે સરકારને ધ્યાન આપવાની જરૂર છે. દાખલા તરીક કેટલાક રાજ્યોના પ્રતિનિધિ જ્યારે સરકારના પ્રતિનિધિને મળે છે ત્યારે તે બન્નેના કેપોની મધ્યમા એક તબુ નાખવામા આવે છે, જ્યા તેઓ પરસ્પર મળે છે. આ દાખલો બતાવી આપે છે કે તે રાજ્યોની સ્થિતિ ઉચી ગણવામા આવે છે, આવા સવાલો સરકાર પાસે આવે ત્યારે તાજના પ્રતિનિધિ તરીકે વાઇસરોય સાહેબે નિરાકરણ કરવુ જોઇએ. અને આ ઠરાવમા એવી માગણી કરવામા આવી છે કે એવે પ્રસગે વાઇસરોય સાહેબે નરેંદ્રમડળના સભ્યોની સાથે મસલત કરવી જોઇએ. બટલર કમિટીના ૧૯ મા પેરેગ્રાફમા કહેવામા આવ્યુ છે તેમ, કુદરતી રીતે કેટલાક નાના રાજ્યોની ઉચે ચડવાની મજબૂત ઇચ્છા છે. એ ઇચ્છાને સભાળ ભરેલી સહાનુભુતિ ભરેલી અને ઉદાર દૃષ્ટિથી જોવી જોઇએ. તે યોગ્ય છે. એટલા માટે હુ આશા રાખુ છુ કે પરસ્પર સલાહની જરૂરીઆત ઉત્પન્ન થાય ત્યારે જે રાજાઓની સલાહ લેવામા આવે ત્યારે, એ સવાલની સાથે જેને લાગતુ વળગતુ હોય એવા રાજાઓને પણ જેમ સીતામઉના નરેશે કહ્યુ છે, તેમ સાથે લેવામા આવશે. જેથી કરીને એમના કેસનો પુખ્ત વિચાર કરવામાં આવ્યો છે, તેવો તેમને સંતોષ થાય.

પતસચીવ, ભોર:—એમણે કહ્યું કે વ્યક્તિગત અને કુલપરપરાની સ્થિતિના સવાલ ઉપર બે રીતે અસર થાય છે. (૧) એ સ્થિતિમા કમપેશ કરવાથી. અથવા (૨) એ સ્થિતિમા વધારો કરવાથી. જ્યા સ્થિતિમા ઘટાડો કરવામા આવે ત્યા આ-

ઠરાવમા સૂચન થયુ છે, તે પ્રમાણે તેનો નિર્ણય થવો જોઇએ, પણ એ સત્તામાં વધારાની વાત હોય ત્યા મારે થોડુક કહેવાનું છે.

હું દિલગીર છું કે આ ઠરાવ મૂકનાર સમર્થ નરેશની સાથે હુ મળતો આવી શકતો નથી. નરેન્દ્રમડળ યથાર્થ રીતે પોતાની સત્તા અને કાર્યનો વિસ્તાર વધારવાની મહત્વાકાક્ષા રાખે છે. અને હજી ગઈ કાલે જ આ નરેંદ્રમડળના બધારણને ફરી તપાસી જવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો. પણ મારા મત પ્રમાણે રાજકર્તાઓને વધારે સત્તા કે માનની બક્ષીસ કરવાની તો તાજની સ્વતંત્ર મરજીની વાત છે. અને તેનો અમલ તાજના પ્રતિનિધિ તરીકે વાઈસરોયે કરવાનો છે. હુ એટલા માટે કહુ છુ કે એ બાબતની ગોઠવણ તો હાલ છે, તેમને તેમ ચાલુ રહે. આટલુ કહીને હું આ ઠરાવનો વિરોધ કરૂ છું.

મારા આ મતની સાથે ઠરાવને ટેકો આપનારા પણ કેટલેક દરજ્જે મળતા આવે છે. દાખલા તરીકે સાગલી અને સીતામઉના રાજાસાહેબો. આ ઠરાવની સામે થવાનું મારે બીજુ કારણ એ પણ છે કે અને હું ઇચ્છુ છુ કે મારા આ વિચારની સાથે રાજા-સાહેબો મળતા આવશે કે આ નરેદ્રમડળના બધા નરેશોને અદર અદર સુખસપનો સંબંધ રહેવો જોઇએ. અને આ ઠરાવમા જે કહેવામા આવ્યું છે, તે મજુર રહેશે તો તે સબધમા ખલેલ પડવાનો ભય છે. આટલુ કહીને આ ઠરાવનો વિરોધ કરતા હું નીચેનો સુધારો રજુ કરૂં છું.

## સુધારો

"આ નરેદ્રમડળનો એવો અભિપ્રાય છે કે રાજાઓની વ્યક્તિગત અને કુલપર-પરાની સ્થિતિને લગતા સવાલોનો નિર્ણય તાજના પ્રતિનિધિ તરીકે ના. વાઈસરોયે નરેદ્રમંડળમાથી પસદ કરેલા રાજાસાહેબોની સાથે મળીને કરવો. પણ જે રાજાનો દરજ્જો ઓછો કરવાનો સવાલ હોય તે રાજાની આ પદ્ધતિથી નિકાલ લાવવાની ઈચ્છા હોય તો."

ચીફ સાહેબ, જમખડીઃ—એમણે કહ્યુ કે આ ઠરાવમા જે જે બાબતોનો સમા-વેશ થાય છે, તેનો વિચાર કરતા એમા દાખલ કરવામા આવેલા સિદ્ધાત સાથે હુ મળતો આવી શકુ તેમ નથી. તે વિષેના મારા કારણો આ છેઃ—

આ ઠરાવમા એમ કહેવામા આવ્યું છે, કે કોઇ રાજાની મૂળ સ્થિતિ વિષે વિચાર કરવાનો પ્રસંગ આવે ત્યારે વાઈસરોય સાહેબે નરેંદ્રમંડળના સભ્યોની સાથે મળીને નિર્ણય કરવો, એ વાત હુ સમજી શક્તો નથી એક રાજ્યને સબધ રાખતો સવાલ ઉભો થાય ત્યારે બીજા રાજાઓના અભિપ્રાય ઉપર તેનો આધાર રાખવા કરતા જે રાજાને તે બાબત સાથે સીધો સંબંધ હોય એ રાજાની હકીકતના ગુણદોષ ઉપર શા માટે તેનો નિર્ણય ન બાધવો? દેશમા જેટલા નાના મોટા રાજ્યો છે, તેના પ્રતિનિધિઓનુ જો કોઇ ખરેખરૂ મંડળ હોય તો આવા સવાલોનો નિર્ણય

એ મંડળના સભ્યોની સાથે મળી થાય એ તો સમજી શકાય એવુ છે. પણ એવા મંડળની ગેરહાજરીમાં આ ઠરાવમાં કરવામા આવેલુ સૂચન મંજુર રહી શકે એવું નથી. આ નરેંદ્રમંડળનું હાલનુ બંધારણ બહુ સંતોષકારક નથી. અને તે મંડળ એટલા માટે બધા રાજ્યોનું પ્રતિનિધિમંડળ ગણી શકાય નહીં, એમ કહેવાની હું ધૃષ્ટતા કરૂં તો મને માફ કરશો. વળી આ ઠરાવના શબ્દો અસ્પષ્ટ છે. જો એમ કહેવામા આવ્યુ હોત કે કોઈ પણ રાજાના વ્યક્તિગત અને કુલપરંપરાની સ્થિતિને લગતા સવાલો ઉભા થાય ત્યારે નરેંદ્રમંડળના રાજાઓની અને એ સવાલની સાથે સંબંધ રાખતા રાજાની સાથે પહેલેથી સંતલસ કર્યા સિવાય એ રાજાની વિરૂદ્ધ વાઇસરોયે નિશ્ચય કરવો જોઇએ નહીં, તો આ ઠરાવને કબૂલ કરવામા હુ ઘણો ખુશી થાત. પણ અહી રજુ કરવામા આવ્યો છે એ ઠરાવ એમનો એમ રહે તો તો રાજાઓ—અને ખાસ કરીને નાના રાજાઓનુ હિત એક સરખી રીતે બધી બાબતમા જળવાશે કે કેમ તે વિષે મને ગંભીર શંકા છે. આ બાબતમા તો ભોરના પંતસચીવ સાહેબે ઉચ્ચારેલા અભિપ્રાયની સાથે હુ મળતો આવું છુ.

હુ આ મંડળમા કેટલાક રાજાઓથી પસંદ કરાયેલા પ્રતિનિધિ તરીકે છુ. અને જે સર્વનો હુ પ્રતિનિધિ છુ, તેમની બધાની ઈચ્છા આવી અગત્યની બાબતમા જાણ્યા સિવાય મારે આમા અભિપ્રાય આપવો યોગ્ય નથી, એમ હું માનુ છુ. આ કારણોને લીધે આ ઠરાવ જે રૂપમા મૂકયો છે તેનાથી વિરૂદ્ધ મત આપવાની મારી દુઃખરૂપ ફરજ થઇ પડી છે અને તેથી હુ પંતસચીવની સાથે મળતો આવું છુ.

ના. વાઈસરોયને આહી વચમા ખુલાસો કરવાની જરૂર પડી હતી. તે નામદારે કહ્યુ કેઃ—

ના. વાઈસરોયઃ—આ મંડળ પાસે ઠરાવ રજુ થયો છે પણ ત્યાર પછી એક સુધારો દાખલ કરવામા આવ્યો છે કે મૂળ ઠરાવને અંતે "જ્યારે કોઇ રાજાની સ્થિતિને ઉંધી અસર કરે તેવો સવાલ ઉભો થાય ત્યારે જો તે રાજાની ઇચ્છા હોય કે આ ઠરાવમા કહ્યુ છે, તે પ્રમાણે એ સવાલનો નિકાલ કરવો તો જ તે પ્રમાણે થઇ શકે." આ શબ્દો વધારવા કે કેમ તેમ તે વધારવાના સંબંધમા કોઈ રાજા સાહેબને કાંઈ બોલવાનુ છે કે કેમ તે પ્રશ્ન મારે પહેલો પૂછવાનો છે. તે મારે જાણવુ છે.

અલવર મહારાજાઃ—આનો જવાબ આપતા અલવર નરેશે કહ્યુ કે મે રજુ કર્યો છે તેવા એક સાદા અને નિરપરાધી ઠરાવ ઉપર ભોરના પંતસચીવે એક સુધારો મૂકયો છે, તેથી આ મંડળની આખી જીંદગી દરમિયાન મતભેદની આ પહેલી જ તક ઉભી થઈ છે, તે કેવો આનંદનો પ્રસંગ છે ? પહેલા તો હુ કહેવા માગું છુ કે જે સુધારો મૂકવામા આવ્યો છે, તેનો મૂળ આશય શું છે, તે હુ તો સમજી શકતો જ નથી. હું એ સુધારો બે વાર વાચી ગયો છુ અને મારૂ મર્યાદિત અંગ્રેજી જ્ઞાન તેનો ખરો અર્થ સમજવામા બીલકુલ મદદ કરી શકયુ નથી તે માટે હું દીલગીર છુ. મેં મારા

ઠરાવમા કહ્યુ છે કે કોઈ રાજકર્તાની કુલપરંપરાની સ્થિતિને લગતો સવાલ ઉભો થાય ત્યારે ના. વાઈસરોય સાહેબ તેનો નિકાલ લાવશે. તો પછી મુકાયેલા સુધારાનું વસ્તુતઃ શુ પરિણામ આવશે એનો ખુલાસો ભોરના રાજા સાહેબ કરે એમ હુ ઈચ્છું છુ. આ સુધારાની સાથે મળતા આવવાને માટેના સમર્થનમા એઓ મને પોતાની દલીલોથી વખતે આંજી નાખે પરંતુ તે પહેલા એ સુધારામાં શું અર્થ સમાયેલો છે, તેનો સ્પષ્ટ સમજાય તેવો પૂરો ખુલાસો ખરેખર, હુ જાણવા માગુ છુ.

પંતસચીવ, ભોરઃ—પંતસચીવે ખુલાસો કરતા કહ્યુ કે અલવરના મહારાજા સાહેબના જેવી વિચાર કરવાની હું શક્તિ ધરાવતો નથી. પણ મારૂં જે થોડુ અંગ્રેજી જ્ઞાન છે તે પ્રમાણે આ ઠરાવને અંગે વખતે હુ સાચો હોઉં અને વખતે હુ ખોટો હોઉ. વ્યક્તિગત અને કુલપરંપરાની રાજાની સ્થિતિ ઉપર બે રીતે અસર થાય (૧) સત્તાને ટુકી કરવાની બાબત હોય ત્યારે, અને (૨) રાજાની સત્તા વધારવાનો સવાલ હોય ત્યારે. મારી કહેવાની મતલબ એવી છે કે જ્યારે સત્તા વધારવાનો કોઈ સવાલ આવે, ત્યારે જે રાજાની સત્તા વધારવાની હોય, તેની એવી ઈચ્છા હોય કે બીજા રાજાઓની સલાહ લેવી તો જ તેમની સલાહ લેવાય. પણ તેની એવી ઈચ્છા ન હોય તો તો તેની મરજી વિરૂદ્ધ બીજા રાજાઓની સલાહ લેવાને વાઇસરોય સાહેબ બંધાયેલા નથી. આ મારો કહેવાનો મુદ્દો છે.

અલવર મહારાજાઃ—જવાબ આપતા અલવર મહારાજાએ ફરીથી કહ્યુ કે ભોરના રાજા સાહેબે અજવાળુ પાડે તેવો જે ખુલાસો કર્યો છે તે મેં ઘણો ધ્યાન દઇને સાભળ્યો છે. પહેલા તો એમણે રાજાની સત્તાના સવાલની વાત કરી છે. મારો આ ઠરાવ રાજાઓની વ્યક્તિગત અને કુલ પરંપરાની સ્થિતિને લગતો છે, તેમા રાજાની સત્તાની કયા વાત કરવામા આવી છે, તે હુ સમજી શકતો નથી. એમનો આ સુધારો છે. તે સમજવામાં મને બહુ વિલંબ થયો તે માટે હુ દિલગીર છુ. ટુંકામાં કહીએ તો ઠરાવમાથી ‘ નરેદ્રમંડળમાથી પસંદ કરાયેલા સભ્યો ’ એટલા શબ્દો કાઢી નાખવા બાબતનો આ સુધારો છે. આ શબ્દો રાખવા સંબધી એમને ખાસ શુ વાધો છે, એમ તેઓ મને કહે એટલું જ મારે તેમને પૂછવાનું છે. હુ એમ માનું છુ કે અમને બધાયને છે, એટલો જ વિશ્વાસ એમને પણ આપણા નરેંદ્રમંડળમા છે. અને એટલા માટે શબ્દોમા જે ફેરફાર કરવાની તેઓ વાત કરે છે તે શબ્દો માટે કયા મુદ્દા ઉપર અને શા માટે એ મળતા આવતા નથી તે બાબતનો સાફ ખુલાસો તેઓ કરે એવી મારી ઇચ્છા છે.

ના. મહારાજા, બીકાનેરઃ—આ ચર્ચામા ભાગ લેતા કહ્યુ કે મારા મિત્ર ભોરના પંતસચીવે જે સુધારો રજુ કર્યો છે તે ઉપરથી એમ લાગે છે કે જે ઠરાવ અહીં રજુ થાય છે તેના ખરા આશયને સમજવામા આવ્યો નથી. આ ગેરસમજ દૂર થાય એટલા માટે હું થોડા શબ્દો કહેવા માગું છુ. જેવા જોઇએ તેવા ખુલ્લા શબ્દોમાં

અને આવી બધી બાબતો આવી જાય તેવો લાંબો ઠરાવ રજુ થયો નથી, તેથી આ ગેરસમજ ઉભી થઈ છે અમારા ઠરાવનો જે આશય છે, તેવા કેસો તો અમે આશા રાખીએ છીએ કે ઘણાજ થોડા થશે. અને તે કેસો રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મૂકવાના, સ્વેચ્છાથી ગાદી ત્યાગના કે કોઈ રાજાની સત્તા ઓછી કરવાના: એ પ્રકારના હશે. તેમજ વારસાની તકરારોના પણ હોય ! આવી જાતના અમારા અંગત સ્વાર્થોની બાબત, તેમા અમે માગીએ છીએ કે ભવિષ્યનું હીંદના બંધારણનુ રાજ્ય નહીં પણ વાઇસરોય સાહેબ તેનો નિકાલ કરે. આ ઠરાવનો મૂળ આશય આ છે. અથવા હુ તો એજ આશય છે એમ માની બેઠો છુ. અને તેથી એમ માનું છું કે ભોરના મારા પંતસચીવ મિત્ર આ હુ કહુ છુ તે બાબતો કે જેનો ના. વાઇસરોય સાહેબ નિકાલ કરશે, એ મારી વાત સાથે મળતા ન આવે તો મને આશ્ચર્ય થાય. આવી બાબતોમા વાઇસરોય સાહેબની સ્વતંત્રતાની આડે આવવાની કોઈની ઇચ્છા નથી.. અમારા ઠરાવનો આશય તો ઉભી થયેલી મુશ્કેલીઓને સરળ કરવાનો છે. અને જે રાજા આવી જાતની દુ:ખદ મુશ્કેલીમા આવી પડ્યા હોય કે જેમાથી પદભ્રષ્ટ થવાની કે ગાદી છોડી દેવાની જરૂરીઆત ઉભી થાય તો તે રાજા આ ગોઠવણ પ્રમાણે મસલતમા ભાગ લઈ શકે એવો ઈરાદો છે. નરેંદ્રમંડળ કે સ્ટેન્ડીંગ કમિટી આ બાબત એકલા પોતાના હાથમા લેવા માગતી નથી. આ ઠરાવમાં રાજાઓમાના પસંદ કરેલા કેટલાકને રાખવાનુ ઠરાવવામા આવ્યું છે, તે બતાવે છે કે વાઈસરોય સાહેબ પાસે જે રાજા અથવા રાજ્યને વિષે કામ આવ્યુ હશે, તે રાજા અથવા રાજ્યના લાગણીના રાજા સાહેબોને વાઈસરોય સાહેબ પસંદ કરશે. જેથી કરીને આ વિષયનો નિર્ણય કરવામા વાઈસરોય ઉપર બધાનો ભરોસો રહે. એ જ કારણ માટે આ ઠરાવ લાવવામા આવ્યો છે. કોઇ પણ રાજાની સત્તા વધારવી કે નહીં, તે બાબતના ન્યાયાધીશ તરીકે બેસવાને કોઇ રાજાનો ઇરાદો નથી. આ ઠરાવમા આવી બાબતોનો સમાવેશ થતો નથી. તેમા તો માત્ર રાજાઓના અંગત સવાલો જ આવવાના છે.

પંતસચીવ, ભોર.—તેમણે જવાબ આપ્યો કે સાહેબો, મહારાજા બીકાનેરે આ ઠરાવનો અર્થ સ્પષ્ટ કર્યો તે માટે હુ આભાર માનુ છુ. પણ મારી દલીલ તો એ છે કે જ્યારે જેને સબંધ હોય તે રાજા એમ ઈચ્છે કે વાઈસરોય સાહેબે બીજા રાજાઓની સલાહ લેવી, તે સિવાય બીજાની સલાહ લેવાને વાઈસરોય બંધાયેલા નથી. એ જ મારો મુદ્દો છે.

ત્યારપછી ના. વાઈસરોયે સુધારો રજુ કર્યો પણ તે ઉડી ગયો.

ના. વાઈસરોય:—વાઈસરોય સાહેબે ઉમેર્યું કે મૂળ ઠરાવ ઉપર કોઇને કાંઈ બોલવાનું હોય નહી તો હુ કહેવા માગું છુ કે જે ઠરાવ રજુ થયો છે તે અત્યારે વાઈસરોય જે રીતે કામ કરે છે તેનો જ ચિતાર આપે છે. મહારાજા બીકાનેર કહી ગયા ને પ્રમાણે, કોઈ મુશ્કેલ અને ધોરણની બાબતમા વાઈસરોયને યોગ્ય લાગે તે રાજાઓની સલાહ લેવાની પદ્ધતિ પોતાને બહુ મદદગાર માલમ પડી

છે. સુધારો મૂકનાર રાજા સાહેબે કહ્યુ છે અને તેના મનમાં છે તે પ્રમાણે જે રાજા સાહેબને લીધે આવી મુશ્કેલી ઉભી થઇ હશે તેની લાગણીઓ અને તેના વિચારોને બની શકે ત્યા સુધી વાઈસરોય એ કામમા હમેશા ધ્યાનમાં લેશે. પણ મારે સાફ કહી દેવુ જોઈએ કે આ ઠરાવ ઉપર મહારાજા બીકાનેરે જે અર્થ કર્યો છે તે અર્થના સ્વરૂપમા આ ઠરાવ ઘડવામાં આવે, તો તેને કબૂલ કરવામા મને વધારે સહેલાઇ પડે. આ હકીકત હું એટલા માટે રજુ કરૂ છું, કે જાણે વાઇસરોયની સ્થિતિ અને સત્તાને એક કમીશન જેવા મડળ પાસે મૂકવામા આવી હોય. આવી તમારી સર્વની ઈચ્છા હોય એમ હુ માનતો નથી. અને તમારી એવી ઈચ્છા હોય તો તે મારાથી કબૂલ થવુ અશકય છે.

મહારાજા અલવરઃ—કમીશન જેવુ મંડળ એટલે શુ ?

ના. વાઇસરોયઃ—ના. વાઈસરોયે જવાબ આપ્યો કે તેનો અર્થ એ થાય છે કે વાઈસરોયની સત્તામા એની સાથે બેઠેલા રાજાઓનો જાણે ભાગ હોય અને તેઓ જે સલાહ આપે તે માનવાને વાઇસરોય બંધાયેલો હોય! હુ જાણું છું કે આવી તમારી ઇચ્છા નથી. આટલા ખુલાસા સિવાય મારે કાંઈ ટીકા કરવાની નથી, માત્ર એટલું જ કહીશ કે જે જરા ગરમ વાદવિવાદ હમણા થયો તેને મહારાજા અલવરની માફક હુ પણ સત્કારૂ છું. અને ભોર નરેશના સુધારાને અનુમોદન આપનારે બીજાઓથી જુદા પડવાની અમારી દુઃખદાયક ફરજ છે એમ કહ્યું છે, તે સાથે હુ મળતો આવતો નથો. કારણ કે આવા વિરોધને લીધે નરેંદ્રમડળમાં તદુરસ્તી અને જોર આવે છે. એટલે જેમ બને તેમ મતોમા વધારે મતભેદ થાય તેમ જોવાને હુ તો ઈચ્છુ.

ત્યારપછી ના. વાઇસરોયે ઠરાવ નરેદ્રમડળ પાસે મૂકયો અને તે વધારે મતે પસાર થયો.

## વિવેચન.

નરેદ્રમંડળની આખી જીંદગાનીમાં જો કોઇ મતભેદ ઉભો થયો હોય તો આ પહેલો જ છે. તૈયાર કરેલાં ભાષણો, અથવા આગળથી વાદવિવાદ કર્યા વિના કરી રાખેલા નિશ્ચય ઉપરનાં વક્તવ્યો, આજ સુધી નરેંદ્રમંડળમાં થતાં આવ્યાં છે. વિચારભેદને આજ સુધી અવકાશ ન હતો. ઘણાં માણસનું મંડળ કોઈ બાબત ઉપર અને ખાસ કરીને રાજકીય બાબત ઉપર નિશ્ચયો બાંધવા બેસે ત્યારે મનુષ્ય સ્વભાવ પ્રમાણે મતભેદ ન થાય તો નવાઇની વાત છે: દસ વરસ સુધી નરેંદ્રમંડળમાં, સ્વતંત્ર એવા, અને રાજ્યની અંદર તો ઈચ્છા પ્રમાણે કામ કરી શકે એવા રાજા સાહેબો બેસવા છતાં બીલકુલ મતભેદ વગર એમણે કામ કર્યું છે. કોઇ એમ માને કે

એ ઉપરથી એમ સમજવું જોઇએ કે ખાનગી બેઠકોમાં જ્યારે નરેશો ભેળા થાય છે ત્યારે પરસ્પર ઉહાપોહ કરી લઇને બધાનો જે મત થાય છે, તે પ્રમાણે નરેંદ્રમંડળની ખુલ્લી બેઠકોમાં ઠરાવો લાવવામાં આવે છે અને ભાષણો કરવામાં આવે છે. આ માન્યતા બરાબર નથી, એમ કહ્યા વગર ચાલતુ નથી. અને આમ ચોકખું કહેવું એ રાજા સાહેબોની સેવા કરવા બરાબર છે.

હકીકત એમ દેખાય છે કે નરેંદ્રમંડળમાં વિચાર શક્તિ અને અનુભવ ધરાવનારા તથા મોટી પદવીવાળા થોડાક નરેશો મળીને કામ કરવાની પદ્ધતિ નક્કી કરે છે, તે વખતે એઓ પોતાના વિચારો નરેંદ્રમંડળમા ટુંકામાં કહી જાય છે ખરા. એ ઉપર મત લેવાનો પણ દેખાવ કરવામાં આવે છે ખરો પણ એ મત વિરૂદ્ધ, વિવેકને ખાતર કોઇ બોલતું નથી. જો કે વિરૂદ્ધ મત હૃદયમાં હોય છે ખરો. કેટલીક વાર તો કોઈ નાના મોટા નરેશોમાંથી વિરૂદ્ધ સુર પણ નીકળતો દેખાય છે પણ જ્યારે મત લેવામાં આવે છે, ત્યારે સ્ટેન્ડીંગ કમિટીના નરેશો અને એવા જ દરજ્જાના બીજા નરેશો એકદમ હાથ ઉંચા કરી દે છે તેથી, વિરૂદ્ધ મતવાળામાંના કેટલાક યા તો શરમાઈને હાથ ઉંચા કરે છે યા તો બીલકુલ મુંગા રહે છે. અને નિર્ણય પસાર થઈ જાય છે. એની વિરૂદ્ધ કોઇ છે, એમ પૂછવામાં આવે તો કોઇ હાથ ઉંચા કરવાની હીંમત કરતું નથી

રાજાઓમાં એક બીજાનું માન રાખવાનો આ વિવેક જીંદગા-નીના સામાન્ય વ્યવહારમાં વખાણવા લાયક ગણાય એવો લાગે પણ આખી નરેશ પદ્ધતિના મૂળને તપાસાતું હોય, રાજ્યોને હાલના વ્યવહારથી શું માન હાનિ થઇ છે તેના વિચાર થતા હોય, અમુક વર્ગના રાજાને જે ઠરાવ લાભકારક હોય તે, નરેશોના કોઇ ભાગને નુકસાન કારક અથવા સંદિગ્ધ જરૂરીઆતનો લાગતો હોય, તે છતાં પોતાના હૃદયંગત ભાવને બહાર ન લાવવો એ વિવેક નહી પણ નબળાઇનું સ્વરૂપ પકડે છે. અને તેમાં અંતે હાલ જેને નુકસાન થાય છે તેના કરતાં વિશેષ નુકસાન, મતોનું ઘર્ષણ થયા વિના સર્વાનુમતે ઠરાવ પસાર થઇ જવાને લીધે જેમણે આવા ઠરાવને અનુમોદન આપ્યું હોય છે તેમને પણ ભવિષ્યમાં નુકસાન થઇ બેસે તેવો સંભવ છે.

આજે જે કાંઇ કરીએ તેનો અર્થ ભવિષ્યમાં કેવો થશે, તે આજથી કલ્પી શકાય નહીં તે ખરૂં છે. પણ મતભેદ મારી નાંખીને મોટા રાજાઓ કે હોશિઆર અને વગવાળા રાજા સાહેબો મતભેદ છે એવુ જાણુતા છતાં પોતાનું મંતવ્ય પસાર થઇ જવામાં લાભ સમજી પસાર કરાવવાનો આગ્રહ રાખે છે, તેઓને આગળ ઉપર જરૂર જણાયા વિના રહેશે નહીં કે મતભેદ એ ઘણી વાર દરખાસ્ત કરનારાઓની આંખ ઉઘાડનારી ફળરૂપ સલ્લાહ છે.

ભોર નરેશે સુધારણા મુકીને જે દલીલો કરી છે તે ઉપરથી દરેકને જણાયા વિના રહેશે નહીં કે એમણે ઉપાડેલો સવાલ બીલકુલ અર્થ વગરનો કે નકામો ન હતો. અને તે એવો હતો તેની સાબીતી એ છે કે મૂળ ઠરાવ રજુ કરતી વખતે ના. વાઇસરોયે સાફ કહ્યુ છે કે ભોર નરેશની વિચારણામાં જે કાઇ આશય છે, તે આશય પ્રમાણે કાર્ય કરવાનું પોતે બની શકયા પ્રમાણે જરૂર ધ્યાનમાં રાખશે. આથી સમજાય છે કે વાઇસરોય સાહેબને ભોર નરેશની સૂચના ઉપયોગી લાગી છે. ત્યારે આપણે કબૂલ કર્યાં વગર ચાલતું નથી કે મતભેદ એ નુકસાનકારક નહીં પણ કેટલીક વાર સત્ય માર્ગનું દર્શન કરાવનારી લકીર છે. અને એટલા જ માટે ના. વાઇસરોયે કહ્યું છે કે આવા મતભેદો વખતો વખત થાય એમ જોવાને હુ ઇચ્છું છુ.

રાજકીય વિષયમાં જે પ્રજા કે જે મંડળ આગળ વધેલું હોતું નથી, તેમાં એક એવી માન્યતા થઈ ગયેલી લાગે છે કે મતભેદ એ નુકસાનકારક વાત છે. જેઓની રાજકીય દૃષ્ટિ આગળ વધેલી હોય છે તેઓ જ સમજી શકે છે કે મતભેદ, જો કે પોતાના વિચારની સામે એક પ્રકારનો અંતરાય નાંખે છે તો પણ એ મુશ્કેલીમાં લાભ જ છે; કેમકે જે મત એવા અંતરાયો સોંસરો થઇને મંજુર રહે એવી રીતે બહાર નીકળે છે, ત્યારે તે વિચારમાં જે કાંઇ સડેલું કે ખોટું હોય છે તેમાંથી શુદ્ધ થઇને તે પસાર થાય છે. આવા શુદ્ધ નિશ્ચયો જ અંતમાં તો પ્રજાને હિતકર છે. માણસોનો આગ્રહ નહીં પણ માણસની શુદ્ધ સેવાજ ઉપયોગી છે. એ દૃષ્ટિએ જોતાં આજની નાની પણ મતભેદની લહરી ખરેખર, વિવાદ કરનારાઓને ભલે નહીં લાગી હોય, પણ સાંભળનારાઓને અને વાઇસરોય સાહે-

બને તો ઠીક જોશ આપનારી લાગી અને આ લહરી મુક્ત કરવા માટે ભોર જેવા નાના રાજ્યના રાજા સાહેબને અભિનંદન ઘટે છે.

આ વિષય ઉપરની ચર્ચામાંથી એક બીજી વાત એ સ્પષ્ટ થાય છે, કે નાનાં મોટાં રાજ્યોનું માનસ સમજી શકાયું છે એવું ભાસે છે કે જાણે નાનાં રાજ્યોને મોટાં રાજ્યોને માટે હોવો જોઇએ એટલો પૂર્ણ વિશ્વાસ નથી તેઓને એમ ભય છે કે સરકાર સાથે બેસીને સલાહથી કામ કરનારા રાજા સાહેબો પ્રાયશઃ મોટાં રાજ્યોમાંના હશે અને નાનાં રાજ્યોનું સ્થાન એમાં ઓછું હોવાને લીધે એમના હકની કેટલીક વાતો મારી જશે. આવી શંકા હોય એ ખેદકારક વાત તો છે. પણ અમુક વાત ખેદકારક જ છે માટે તે હોવી જોઇએ નહીં, એમ આગ્રહ રાખવો તે ખોટું છે. એ ખેદ મટાડવા હોય તો સામા પક્ષે આગ્રહ મુકી દેવો એમ ઇચ્છવું તે યોગ્ય નથી. વહેમને ખરેખર કાઢવો હોય તો જે કારણોથી એવો વહેમ ઉત્પન્ન થવાનો સંભવ હોય. એવાં કારણોનો નાશ કરવો જોઇએ જો મોટાં અને નાનાં બધાં રાજ્યો વહેમ વગર કામ કરે એવી ઇચ્છા હોય તો નાનાં રાજ્યો જાણે પોતાનાં અંગ હોય એમ મોટાં રાજ્યો જ્યારે જાણશે ત્યારે એ વહેમનો નાશ થશે. અને તેથી પણ સરસ ઉપાય તો એ છે કે મોટાં રાજ્યોએ નાનાં રાજ્યોના કામમાં પોતાના કામ કરતાં વધારે સેવાવાળું મન રાખવું જોઇએ. એમ નહીં થાય તો જેમ બ્રિટિશ હીંદમાં લઘુમતિ અને બહુમતિ વચ્ચે દુઃખ રૂપ કલહ દેખાય છે, એવો કલહ કોઇક દિવસ ભવિષ્યમાં આ રાજમંડળમાં પણ પેસશે. કેમકે માણસો વિવેક ખાતર પોતાના હિતનો હંમેશા ત્યાગ કરી શકતાં નથી.

જ્યાં સુધી માત્ર ઠરાવો રજુ કરવાનું અને તેને પસાર કરવાનું કામ ચાલે છે, ત્યાં સુધી તો વિવેકને ખાતર વખતે મતભેદ બહાર ન પણ આવે, પણ જ્યારે એ ઠરાવો પ્રમાણે કામ ચાલવા માંડશે અને તેમાં થનારા નિશ્ચયોની અસર નાનાં મોટાં રાજ્યોની હયાતી ઉપર કે હકો ઉપર જુદી જુદી થવા માંડશે ત્યારે મતભેદ, શરીર ધારણ કરીને મુશ્કેલીઓ ઉભી કરશે. માટે નરેંદ્રમંડળમાં કોઇ મતભેદ ઉભો થાય ત્યારે પોતાનો મુદ્દો ઘસાઇ જતો ન હોય અને તેમાં માત્ર થોડીક સુધારણા થતી હોય એવી કોઇ દરખાસ્ત આવે ત્યારે

એ દરખાસ્તને મૂળ ઠરાવ રજુ કરનારે પોતાને માટે જે આગ્રહ હોય છે, તેના જેવો જ બીજાઓને પણ આગ્રહ હોઈ શકે એ સિદ્ધાંતને માન આપવું ઘટે છે. અને એ ધ્યાન આપીને સુધારણાની બની શકે એટલી ભેળશેળ મૂળ ઠરાવની સાથે કરવી જોઇએ છીએ.

આવી આપલે ફાયદો કર્યા વિના રહેતી નથી. પણ રાજ્યની આતર વ્યવસ્થામાં સ્વાતંત્ર્ય હોવાને લીધે વગર વિરોધે હુકમો પસાર કરવાની જે મનોવૃત્તિ કુદરતી રીતે બધાઇ જાય છે, તે મનોવૃત્તિ સરખે સરખાના મંડળમાં પણ આગળ આવીને ઉભી રહે એમ બને છે. ધીમે ધીમે એ મનોવૃતિમાં ફેરફાર થતો જશે, એમાં શંકા નથી. નરેદ્રમંડળના જે ઘણા ફાયદાઓ છે, તેમાં આ મનોવૃત્તિ અને દૃષ્ટિનો સુધારો એ એક મોટામા મોટો ફાયદો છે. કેમકે તેની આડકતરી અસર રાજ્યના આંતર વહીવટ ઉપર પણ સુખરૂપ થશે અને આંતર વહીવટમાં એથી જે સુધારા થશે તે રાજા અને રાજ્યને સ્થાયી કરવા માટે મજબૂત સ્તંભ તરીકે રહેશે. આપણે બધા એમ ઇચ્છીએ.

આપણે શબ્દોમાં ગમે તે બોલીએ, પણ એ વાત સ્પષ્ટ છે કે નાનાં અને મોટાં રાજ્યોના વર્ગો તો રાજાઓના અંતઃકરણમા છે એ વાતની ના પાડી શકાય એવી વાત નથી. બટલર કમિટીની તપાસ શરૂ થયા પછી આ વાત ખુલ્લી થઈ ગઈ છે. રાજાઓના નિષ્ણાત સલાહકાર સર લેસ્લી સ્કૉટ હીંદુસ્તાનમાં જ્યારે ફરી રહ્યા હતા તથા સમજદાર અને આગળ પડતા રાજા સાહેબો સાથે ઉહાપોહ કરી રહ્યા હતા ત્યારે તેઓનો અને કેટલાક રાજા સાહેબોનો એ મત ખુલ્લો પડી ગયો હતો કે મોટા અને નાના એ બન્ને વર્ગને સાથે રાખવાથી મોટા વર્ગવાળા નરેશને નુકસાન થવાના ભયને લીધે નાના નરેશોના હકો અને વક્તવ્ય ઉપર ગૌણ ધ્યાન આપવું. એ વાત બહાર પડી જવાને લીધે ઘણાં નાનાં રાજ્યો એ સામે વાંધો લેવા નીકળ્યાં હતાં, તે વાત સુવિદિત છે. અને એ વાંધો કેટલેક સમર્થ ઠેકાણેથી જ્યારે મદદ પામવા લાગ્યો ત્યારે જ એ વખતના સ્ટેન્ડીંગ કમિટીના રાજા સાહેબોએ અને તેમના સલાહકારોએ નાનાં રાજ્યોને તસલ્લી આપવા માટે ડહાપણભરેલો નિશ્ચય કર્યો. જો આ નિશ્ચય શુદ્ધ

અંતઃકરણનો છે અને માત્ર મતભેદ મટાડવાના ઉપાયની એક યુક્તિ હતી એમ ન હોય તો આ બન્ને વર્ગો, એ એક મહાન સંસ્થાનાં બે અંગો છે એમ પરસ્પર વિવેકથી વર્તન કરવું જોઇએ. નાના મોટાનો ભેદ ગણવામા આવશે–મનમાં પણ ગણવામાં આવશે–તો જરૂર નરેશ પદ્ધતિને મોટું નુકસાન થશે. નિઝામ, વડોદરા, મ્હૈસોર, ગ્વાલીઅર અને હોલ્કર એવાં મોટાં રાજ્યો નરેંદ્રમંડળના કામોમા ભાગ લેતાં નથી તેથી તેમની મોટાઇ વિષે નરેંદ્રમંડળના મોટાં રાજ્યોને જે દુઃખ લાગે છે, તે જ દુઃખ નરેંદ્રમંડળનાં નાનાં રાજ્યોને નરેંદ્રમંડળનાં મોટા રાજ્યો વિષે લાગે તો તે વિષે વાંધો લઇ શકાય એવુ નથી એક જ કુટુંબમાં રહેનારમા ભેદ, એ કુસંપનું બીજ રોપ્યા વગર રહે નહીં

વળી રાજ્યોને અંગે નાના મોટાપણું કાંઇ છે નહીં. ઉપજમાં વધઘટ, ક્ષેત્રફળમાં વધઘટ, તોપોના માનમાં વધઘટ, એક બીજાની ઉપર નીચે બેસવામાં ફેરફાર–એ રાજ્યોના ખરા સ્વરૂપને બદલી શકતા નથી. નાના કે મોટા બધાં દેશીરાજ્યો ઈતિહાસની દૃષ્ટિથી સરખી સ્વતંત્રતા ભોગવતાં હતાં અને પોત પોતાના રાજ્યની અંદરના વ્યવહારમાં આજપણ સરખુંજ સ્વાતંત્ર્ય ભોગવે છે. જુદી જુદી સંધીઓના શબ્દોમાં ગમે તેટલો ફેરફાર છતા વસ્તુતઃ એના મોભા અને હસ્તીમાં કાંઇ ફેર નથી. એ વાત બધા રાજા સાહેબોએ જુદા જુદા ઠરાવો અને ભાષણોમાં કબૂલ રાખી છે. તો પછી એવા વર્ગભેદને અવકાશજ નથી એક વખત કોઇ ભૂલ કે ટુંકી નજરને લીધે એવો વર્ગભેદ થઇ ગયો કે સમજી લેવું કે રાજમંડળની હયાતીના મૂળમાં જે સ્વાતંત્ર્ય છે, તેમાં સડો પેઠો.

એટલા માટે નરેંદ્રમંડળની ખાનગી બેઠકોમાં એકલા સ્ટેન્ડીંગ કમિટીના રાજા સાહેબો કે બોલી શકે અને આગળ પડી શકે એવા બીજા રાજા સાહેબો સિવાય જે ઘણો મોટો વર્ગ ત્યાં હાજર હોય છે, તેના મનની ખરી વાત શું છે, તે જાણવાને પ્રયત્ન કરવો, તે સલાહકારક છે. કોઇ ન બોલે તો પણ “આપનો મત શું છે તે અમે જાણવા માગીએ છીએ.” એવો શિષ્ટાચાર કરીને પણ સર્વને પોતાનો મત આપવાની હીંમત થાય એવો પ્રયત્ન કરવાની જરૂર, લાભ આપ્યા-વિના રહેશે નહીં. પોત પોતાની શક્તિ પ્રમાણે

સર્વ વિચાર આપી શકે એમ કરવામાં નરેંદ્રમંડળને જોર મળે છે. એ જોર જ, સરકારનાં જે કેટલાંક અતિક્રમણોની ફરીઆદ કરવામાં આવે છે તેને નિર્મૂળ કરવામાં કામ લાગશે. વ્યક્તિગત સ્વાભિમાન માટે ખરેખર પ્રયત્ન કરવો હોય તો આખું મંડળ જુદા જુદા કકડાઓનું કે જુદી જુદી ઇંટોનું બનેલું નહીં પણ અમુક ઐતિહાસિક નિર્ભેદ્ય શક્તિનું બનેલું છે એમ બતાવી આપવું પડશે. અને એમ થશે ત્યારે દરેક મોટા અને દરેક નાના નરેશના સ્નેહ સંબંધો સરખા માણસના સ્નેહ સબંધો જેવા બંધાશે. એ સરખાપણું એ જોર છે, એ સરખાપણું આખા વર્ગના સમગ્ર હક માટે સાથે રહેશે, એ સરખાપણું આખા વર્ગની હયાતીને મજબૂત કરશે, પરસ્પરની અદેખાઇનો નાશ કરશે અને રાજ્યોના વ્યક્તિગત તથા એકત્ર માનસને સુધારી હીંદુસ્તાનમાં સુવિદિત એવા રામરાજ્યોનું સ્થાપન કરશે. બહુ મોટી વાત થઇ ગઈ હોય તો માફ થાય પણ જે હયાતી માટે આપણે અત્યારે લડી રહ્યા છીએ તે હયાતીને સુદૃઢ કરવાનો તો આ એક જ રસ્તો છે. પ્રજાસંઘ આવા ભેદ વગર પૃથ્વીનાં રાજ્યોને એકત્ર કરી રહ્યો છે. આપણે હીંદનાં બધાં રાજ્યોની એવી સંગઠના સમજીએ તો આપણી ખરી સંસ્કૃતિ ઉપર, એ યુરોપીઅન પ્રજાસંઘના કરતાં—ભલેને પછી નાના સ્વરૂપમાં પણ તેના કરતાં ઓછી મારામારીવાળા—પણ સંપીલા સંઘ તરીકે જરૂર હસ્તી ધરાવી શકીએ.

નરેંદ્રમંડળમાં આ વખતે રજુ થયેલા બધા ઠરાવોની ભાષા અને આ ઠરાવમાં વપરાયેલી ભાષા વચ્ચે એક સુંદર ભેદ દેખાય છે. બીજા ઠરાવોમાં વિદ્વતા ભરેલા શબ્દો, લાંબાં વાકયો, અર્થ સમજવાને થોડો પ્રયત્ન કરવો પડે એવી ઘટના અને મુદ્દાના કરતાં ચતુરાઇ બતાવવાને માટે જાણે ભાષણ થતાં હોય એવું ભાસી આવે છે. ત્યારે આ ઠરાવમાં નાના રાજાઓએ ભાગ લેવાને લીધે ભાષા સાદી, મંતવ્ય ચોકખી રીતે કહેવાની ઇચ્છા અને ચોકખા સમજાય એવા શબ્દોમાં મતભેદનું સ્વરૂપ એ બધું સ્પષ્ટ તરી આવે છે.

એ ખરૂં છે કે વિષયની ઉપયોગિતા કે વિષયની આંટી ઘુંટીના પ્રમાણે તે વિષયના ઉહાપોહની ભાષા હોય. પણ એ પણ એટલું જ

ખરૂં છે કે વિષય ગમે તેટલો મોટો તથા અગત્યનો હોય તો પણ જ્યારે તેનું પ્રતિપાદન કરનારાના ચિત્તમાં તેનું ખરૂં સ્વરૂપ આલેખાયેલું હોય છે, ત્યારે કોઇ ગહન વિષયની ભાષા પણ સાદી, તુરત સમજાઈ શકે એવા અને સુંદર શબ્દોમાં નીકળે છે. એ વાતની સાબીતી પૂરવાર કરવા માટે ભોર નરેશનો મતભેદનો આ પ્રયત્ન ઠીક કામ લાગે એવો છે મતભેદ થાય ત્યારે લખી રાખેલાં કે તૈયાર કરી રાખેલાં ભાષણોમાથી સર્વને બહાર આવવું પડે છે. જ્યારે એવુ બને છે, ત્યારે શબ્દચાતુર્યના કરતાં મ તવ્યને અનુકુળ શબ્દો બહાર નીકળે છે. આ વખતે પ્રયત્નથી કરેલું સાક્ષરત્વ કામ આવતું નથી. ત્યારે તો સામાન્ય રીતે વિચારો દર્શાવી શકવાની સાહજીક શક્તિનો ખપ પડે છે અને તેથી એ વિચારોના ખરા સ્વરૂપમાં ઉદ્દભવાવાને લીધે ઘણોજ સાદો શબ્દ પ્રયોગ થાય છે. શબ્દ પ્રયોગની સાદાઇ કાંઇ ઓછી અસર કરનાર વાત નથી. એમાં વાક્યોનો ગમે તેવો અર્થ થઇ શકે એવી દ્વિઅર્થી ભાષા હોતી નથી. એટલે ચર્ચા ટુંકાય છે. સૌ સૌના વિચારો સ્પષ્ટ સમજાય છે અને તેમાંથી થતો નિર્ણય સાફ શબ્દોમાં ધોવાઈને બહાર આવે છે. એ દૃષ્ટિએ આ ઠરાવ ભલેને મૂળ ભાષામાં ઉભો રહે તો પણ તે પ્રમાણેનું વર્તન તો ભોર નરેશે સૂચવેલા સુધારા પ્રમાણે વાઈસરોય સાહેબ કરશે અને એમણે સાફ કહી દીધુ છે કે તેમનું વર્તન તે પ્રમાણે જ રહેશે.

આ ઠરાવની ચર્ચામાં એક બીજું તત્વ દાખલ થઇ ગયું છે, તે વિવાદના મર્મનો આનંદ છે. મર્મનો ઉપયોગ અલવર નરેશ કરી શકે છે, એવો બીજા નરેશોથી થતો હાલ સુધી જોવામાં આવ્યો નથી. ભોરના પંત સચીવના સુધારા ઉપર બોલતાં એ નામદારે ઘણું માર્મિક કહી નાંખ્યું. એમાં થોડુંક કટાક્ષવાળુ પણ આવી જાય એવું છે. પણ નાના ભોર નરેશે એના જવાબમાં કટાક્ષની કડવાશ વિનાનું પણ મર્મથી ભરેલું ઘણું ટુંકુ ખુલાસારૂપ કહી નાંખ્યું અને પોતાનું વક્તવ્ય જે હૃદયમાં હતું તે બધું બહાર ઠાલવ્યું. આપણો અનુભવ છે કે હીંદની ધારાસભાઓમાં–ઈંગ્લેંડની પાર્લામેંટ સુધાંમાં–એક બીજા પક્ષો મંતવ્યને સ્પષ્ટ કરતાં કરતાં સામા પક્ષવાળાને ઘણું સચોટ ટકોરવાળું કહી નાંખે છે. આમાં

ટેવાયેલાઓને એ ટકોર કાંઇ દુઃખ દેતી નથી. પરસ્પર વિરૂદ્ધ વિચાર ધરાવનારાઓ એમાં સમાયેલા મર્મથી ઉલટો આનંદ માને છે. પણ રાજાઓનું માનસ મર્મથી તુરત દુખાઇ જાય એવું છે. કેમકે તેઓ મર્મનો ઉપયોગ બીજા ઉપર કરવામાંજ કુશળ છે. બીજાઓ તરફથી પોતાને સંબંધે મર્મ સાંભળવાને તેમના કર્ણો ટેવાયેલા નથી. એટલે શરૂઆતમાં મર્મના ખરા આનંદને, આનંદ તરીકે સમજવામા વિલંબ લાગશે. પણ ધીમે ધીમે એ મનઃસ્થિતિમાં ફેરફાર થશે ત્યારે બધાં મંડળોમાં શ્રેષ્ટ એવું, બધાં હિતોમાં સર્વોપરિહિત ધરાવનારૂં, અને બધાં મંડળો કરતાં વધારે સત્તાવાળું આ નરેંદ્રમંડળ જેમ પોતાનું તેમ દેશનું પણ, અને જે શાહી સરકાર સાથે મિત્રાઇના સંબંધથી તે જોડાયેલું છે તે શાહી સરકારનું પરમ શુભ કરી શકશે.

---

## ૨૫. ન્યાયી સંબંધવાળા પ્રશ્નો.

ન્યાયી સંબધવાળા અને એ સિવાયના બીજા સબંધવાળા સવાલોના નિરાકરણ ઉપર આ ઠરાવ છે. અને તે મહારાજા જામસાહેબે નીચે પ્રમાણે રજુ કર્યો:—

“આ નરેંદ્રમંડળ ભલામણ કરે છે કે કાયદાથી નીકાલ કરવા જેવી બાબતોનો નીવેડો લાવવા માટે તથા સરકાર અને દેશી રાજ્યો વચ્ચે અને દેશી રાજ્યોની અંદર અંદર, ન્યાય સાથે સબંધ ન ધરાવતી હોય તેવી બાબતોનો નીવેડો લાવવા માટે હક તરીકે કોઇ યોગ્ય ઘટનાઓ રાજાઓ માટે ખુલ્લી હોવી જોઇએ. અપવાદ માત્ર એટલોજ રહે કે ન્યાયના સબંધ વગરની જે બીજી જાતના કેસોની વાત ઉપર કહેવામા આવી છે, તેનો નીવેડો લાવવાનો હોય ત્યારે આવી ઘટનાનો લાભ લેવા માટે મતભેદવાળી બન્ને બાજુની સમતિ જોઇએ. જો બન્નેની સમતિ મળી શકે તેમ ન હોય તો જે રીતિએ હાલ આવી બાબતોનુ નિરાકરણ થાય છે, તે રીત ચાલુ રહે.”

ના. જામસાહેબ—એના ઉપર વિવેચન કરતા જામ મહારાજે કહ્યુ કે ઉપર કહી તે બાબતોનુ નિરાકરણ કરવા માટે આવી ઘટનાઓ કરવાના બાબતમા મતભેદને અવકાશ નથી. સ્વતંત્ર સત્તાવાળા વર્ગો વચ્ચેના આંતરરાષ્ટ્રીય કજીઆઓએ ભૂતકાળમાં લડાઇ અને દબાણનો આશરો લીધો છે. અને આવા આંતરરાષ્ટ્રીય સસ્થાનો વચ્ચે અત્યારે કાયદાના યોગ્ય ધોરણ ઉપર બંધાયેલી કોર્ટોથી કામ ચાલે છે.

હીંદુસ્તાનમાં ઘણા વ્યક્તિગત અને સમગ્ર હિતો એક બીજાની સાથે હરીફાઈ કરી રહ્યા છે. અને તેથી આવી કોઇ નિષ્પક્ષપાત અને યોગ્ય ન્યાયની સંસ્થા, ન્યાયથી નિરાકરણ લાવી શકાય એવા કેસોમા નીમાવી જોઇએ. સામાન્ય રીતે આપણા

અનુભવમા આવ્યુ છે કે આપણા અદર અદરના વ્યવહારમા અને સરકાર સાથેના વ્યવહારમા ઘણા એવા સવાલો ઉત્પન્ન થાય છે કે જેના સ્વરૂપનો નિર્ણય મુત્સદ્દીગીરી ભરેલી મસલત ( Diplomacy ) થી કે સરકારના સ્વતત્ર હુકમથી કરવા જેવો હોતો નથી. પણ માત્ર ન્યાયની રીતીએ નિર્ણય લાવવા જેવો હોય છે.

આ નરેદ્રમંડળ ચોકખી રીતે કબૂલ કરે છે કે જ્યા સુધી બ્રિટિશ હીંદની સાથે ઉત્પન્ન થતા સવાલોની માફક જ અમે અદર અંદર અમારા એક બીજાના સવાલોનો પણ એજ કોર્ટ પાસે નિર્ણય કરાવવાને એક મત થઇએ નહીં, ત્યા સુધી કોર્ટ સ્થાપન કરવાની અમારી માગણી મજબૂત પાયા ઉપર રહી શકે નહી. ન્યાયથી થવા જેવા કેસો જે હાલ સરકારી હુકમથી નીવેડાય છે, તેના ગેરફાયદા વિષે મુંગુ રહેવાનુ મેં પસદ કર્યું હોત પણ હાલની પદ્ધતિની ખામીઓ અને ક્ષતિઓ એટલી બધી સ્પષ્ટ છે, અને એટલી બધી આપણા હમેશના અનુભવમા આવેલી છે કે આ સવાલ ઉપર લાબા ભાષણો કરવામા કાઇ વિશેષતા નથી. આ ગેરફાયદાઓ આપણે કહીએ નહી કે તેની યાદી આપીએ નહી તોપણ સમજાઈ શકે તેવા સ્પષ્ટ છે. અને તે યાદી આપણા હંમેશના અનુભવમા એટલી બધી આવેલી છે કે તેથી પણ આ સવાલ ઉપર લાંબાં ભાષણો કરવામા કાઈ વિશેષતા નથી. ગુણદોષ ઉપર કે ન્યાયની દષ્ટિના કરતા બીજા કારણોને લીધે આવા કેસોની સફળતા થતી આપણે જોઇ છે. આજ સુધી આ બાબતમા જે સેવા થઇ છે તેને ઉતારી પાડવાની કે તેની ન્યાયબુદ્ધિ કે તેના નિષ્પક્ષપાતની ઉપર હુમલો કરવાની મારી ધારણા નથી. પણ હુ એટલુંજ કહેવા માગુ છુ કે હાલ સરકારી હુકમોથી જે નિર્ણયો થતા આપણે જોઇએ છીએ તેના કરતા ન્યાયની દષ્ટિથી કામ થાય એવી કોર્ટ સ્થપાય તો તે વધારે સતોષકારક નીવડશે.

કેવા પ્રકારની કોર્ટો નીમવી તે અત્યારે ચોક્કસ કહેવુ વધારે પડતુ છે. આતરરાષ્ટ્રીય તકરારોનો નીવેડો કરવા માટે હેગમા જે એક કાયમની કોર્ટ નીમવામા આવી છે, એના ધોરણ ઉપર એક ઉપરી કોર્ટનું સ્વરૂપ આ ઘટના લઈ શકે. અથવા હીંદની પ્રીવી કૌસીલની જ્યુડીશ્યલ કમિટીનુ સ્વરૂપ લઈ શકે કે જે ના. શહેનશાહની મજુરી માટે ઠરાવો રજુ કરે. કોર્ટનુ સ્વરૂપ, તેની સત્તા અને તેની મર્યાદા એ બધુંય ખૂબ વિચાર કરીને કરવા જેવી બાબતો છે. મને લાગે છે કે આ બધી બાબતો ઉપર અત્યારે તુરતમા અમે કાઇ ઉપયોગી સૂચના આપી શકીએ તેવી સ્થિતિમા નથી. પણ આ સબધમા હુ જે એક દલીલ ઉપર ભાર મૂકવા માગુ છું તે એ છે કે આ કોર્ટ ગમે તેવી રીતે, ગમે તેવા સ્વરૂપમા બંધાય અને તેની સત્તા ગમે તેટલી હોય પણ તેનું કામ કાયદાની કોર્ટના ધોરણે થાય, એના ઠરાવો કાયદાની કોર્ટના ઠરાવો જેવા ગણાય અને કાયદામા ન આવી શકે એવા રાજકીય વિચારોથી તદ્દન અલગ એવા કાયદાના-હકીકતના જ ચોકખા પાયા ઉપર એ કોર્ટોના ઠરાવો હોવા જોઇએ. હાલની પદ્ધતિમા જે મોટી ખોટ છે, તે એ છે કે સરકાર પાસે કોઇ રાજ્યોની બાબત નિર્ણય માટે ગઈ હોય છે, ત્યારે તેની

દલીલ કરવા માટે ધારાશાસ્ત્રીઓને ત્યા ઉભા રહેવા દેવામા આવતા નથી. અને કેટલીક વખત તો એ રીતે થયેલા ઠરાવો માન્ય. એવા કાયદાના ધોરણથી વિરૂદ્ધ હોય છે. એમ કહીએ તો ચાલે કે પૂરાવો લઇને કે કાયદાની શહાદતો ટાકીને એ વિષેનો ન્યાય આપવામા આવતો નથી. એને માત્ર ઉપરી સત્તાના હુકમ તરીકે બહાર પાડવામાં આવે છે. મને આ અન્યાયભરેલું લાગે છે. કારણકે કાયદાથી નિર્ણય થાય એવા કેસોમા સામ્રાજ્યના દરેક પક્ષને જે ન્યાય મળવાનો હક છે, તેવો ન્યાય મળવાનો રાજ્યોને પણ હક છે.

આ ખામી દૂર થાય અને તેને બદલે સર્વત્ર વિશ્વાસ તથા સર્વત્ર માન જળવાઈ રહે એવી એક કોર્ટ સ્થાપવી એટલું જ આ ઠરાવ માગે છે. આવી કોર્ટ સ્થાપવી એ માટે આપ નામદારને વાધો હોઈ શકે નહીં. સરકાર અને રાજ્યો, એ બે વચ્ચે હાલ એવી લાગણી છે કે જાણે સરકાર, પક્ષ અને ન્યાયાધીશ બન્ને છે, એ લાગણી દૂર થશે. હુ ધારૂ છું કે બ્રિટિશ હીંદને પણ તેમા વાધો હોઇ શકે નહી, અને આ દરખાસ્તનો સ્વીકાર એ રાજદ્વારી ખાતાની જવાબદારીમાથી સ્વાભાવિક રીતે જ એના અધિકારીઓને આરામ આપશે, કાયદાનો નિયમ આ યોજના સ્થાપિત કરશે અને બ્રિટિશ હીંદ અને રાજ્યો વચ્ચે તથા રાજ્યો રાજ્યોની વચ્ચે પરસ્પર સમભાવનાની આવકારદાયક લાગણી એમાની ઉત્પન્ન થશે. રાજદ્વારી ખાતાના અધિકારીઓએ ઘણી સેવા બજાવી છે, એ કબૂલ કરવા હુ તૈયાર છુ. એઓએ ઘણી જ ધીરજથી રાજ્યોના વિચારોને સમજવા પ્રયત્ન કર્યો છે અને ઘણા કેસોમા તો અમને મોટી મદદ પણ આપી છે. પણ સરકારના બીજાં ખાતાઓ એમા વચમા આવ્યા છે. અને રાજદ્વારી અધિકારીઓએ જે સુંદર કામ કર્યું છે તથા અમને યોગ્ય મદદ આપી છે, તેના ઉપર પગ મૂકયો છે.

અમારા રાજ્યોમા ન્યાયનુ ધોરણ દાખલ કરવાનુ અમને કહેવામા આવશે. કોઈપણ યુવાન રાજાને ગાદીએ બેસાડવામા આવે છે, ત્યારે શિખામણોની સંખ્યામાં આ ન્યાયનુ ધોરણ દાખલ કરવાની શિખામણ મુખ્ય હોય છે. તો પછી સરકાર અને રાજ્યો વચ્ચે દેખીતી રીતે ન્યાયની રીતે તપાસાવાને યોગ્ય હોય એવા કેસોમાં અમને પણ એજ નિયમ લાગુ પડવો જોઇએ, એ અમે ન માગી શકીએ ?

હવે આ ઠરાવના બીજા ભાગમા ન્યાયની રીતે નિશ્ચય થવા યોગ્ય જે બાબતો ન હોય તે વિષે હુ કહેવા માગુ છુ. એવા કેસોનો પંચથી નિકાલ થાય એમ ઠરાવના બીજા ભાગમા માગણી કરવામા આવી છે. ઠરાવના પહેલા ભાગને આગળ ધરતાં જે કારણો આપ્યા છે, તે જ કારણો આ બીજા ભાગને પણ લાગુ પડે છે. રાજ્ય રાજ્યની વચ્ચે આવા કેસો ઉત્પન્ન થાય ત્યારે આ પંચથી એવા કેસોનો નિકાલ કરાવવો કે હાલ જેમ સરકાર તરફથી રાજ્ય પ્રકરણી રીતે થાય છે તેમ નીકાલ લેવો, એ નિશ્ચય રાજ્યો પોતાની મેળે કરી લેશે. આ બે રસ્તા બતાવવામા હુ કાંઇ અસંબદ્ધ દરખાસ્ત કરતો નથી. કારણકે બે રાજ્ય વચ્ચે કાયદાથી તપાસાવા જેવા કેસ ન

હોય, એવા કેસોમા મારી દરખાસ્ત પ્રમાણે ન્યાય આપનારો પક્ષ ત્રાહિત અધિકારી છે. કોઇ પણ પક્ષની સાથે તેને સબધ નથી. અને તેથી સવાલનુ નિરાકરણ નિષ્પક્ષપાતપણે થવાની ખાત્રી છે.

એમ કહીને ઠરાવ રજુ કરવામા આવ્યો.

નવાબ સાહેબ; ભાવલપુરઃ—ભાવલપુરના નવાબ સાહેબે અનુમોદન આપતા કહ્યુ કે ભવિષ્યમા અમારા નસીબમા ગમે તે હોય પણ અત્યારે હીદમા એક બીજાની પાસે ઉભેલા બે હીંદ છે, એમ કબૂલ રાખવુ એ જરૂરનું છે. આ સ્થિતિને પહોચી વળવાને માટે યોગ્ય રસ્તા શોધી કહાડવા એ કાઇ ઓછી જરૂરની બાબત નથી. ગમે તેવા સ્નેહ સબધવાળા હોવા છતા પોતપોતાના હકોને વિષે બે પાડોશીઓની વચ્ચે પ્રમાણિક મતભેદ અને ખટરાગ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. આ સવાલોને નિષ્પક્ષપાતની દૃષ્ટિથી બેમાનો એકે ય પક્ષ હમેશા જોઈ શકે નહી. તેમા પણ ઉત્પન્ન થયેલા સવાલના ગુણદોષને એક કોરે મૂકીને એ બેમાથી એકે ય પક્ષ પોતાની સ્વેચ્છા બીજાના ઉપર દાખી શકે એવી સ્થિતિ ભોગવતો હોય ત્યારે તો બહુ જ ગુચવાડો થાય છે. ઉત્પન્ન થતી ઘણી બાબતો તો ન્યાયની કોર્ટમા નીકાલ કરવા જેવી હોય છે, કે જ્યા કાયદા અને હકીકતોના સવાલનુ નિરાકરણ થઇ શકે. આ કેસોની તપાસ અને તેના ફેંસલા કાયદાના ધોરણે થવા જોઇએ. પાસે પાસે આવેલા રાજ્યો અને પાડોશી પ્રાતો વચ્ચે ઘણા કેસો ઉત્પન્ન થાય છે અને ન્યાયની રીતે તેનો નિકાલ થવા માટે કાઈ સાધન નથી. એટલા માટે તેવી કોઇ ઘટના હોવી જોઈએ કે જ્યા ફરીઆદ હોય એવો પક્ષ જઈ શકે અને તેનો ફેસલો લઈ શકે. અમારે કોઇ આપખુદ ઠરાવ જોઇતો નથી. અમારે તો કાયદો અને હકીક્તની પૂર્ણ તપાસ થયા પછી કાયદાના ધોરણ ઉપરનો ફેસલો જોઇએ છીએ.

એટલે આ ઠરાવમા જે વિનતિ કરવામા આવી છે, તે એટલી જ છે કે આવા કેસોની બાબતમા કોઈ એક કોર્ટ સ્થાપવી આજ સુધી જે કેટલીક ગેરસમજુતીઓ થઇ છે, તેનો અત, જો આ ઠરાવ મજુર રહે તો આવી જશે. વળી આ કોર્ટના ઠરાવોને લીધે એવા કીમતી દાખલાઓ બેસશે કે જેને પરિણામે ભવિષ્યમા આવા મતભેદ ઉત્પન્ન થવાના પ્રસગો ઓછા થઈ જશે. એ પ્રમાણે જો દરખાસ્ત મજુર રહે તો હાલ હયાતી ધરાવનારા મતભેદોનો તુરત અને સતોષકારક નિકાલ થઈ જશે. એટલું જ નહિ પણ ભવિષ્યમા એવા મતભેદો ઉભા ન થાય તેવુ તેમાથી પરિણામ આવશે. હું આશા રાખુ છું કે સર્વાનુમતે આ ઠરાવ પસાર થશે અને આપ નામદાર તેને કબૂલ રાખશો.

ચીફ સાહેબ, સાંગલીઃ—સાગલીના રાજા સાહેબે આ ઠરાવને ટેકો આપતા કહ્યુ કે સો કરતા વધારે વર્ષો ઉપરાત, બ્રિટિશ સરકારની સર્વોપરિ સત્તા સ્થપાઈ તે પહેલા રાજ્યો રાજ્યોની વચ્ચે કે રાજ્ય અને બ્રિટિશ હીંદની સરકાર વચ્ચેની

તકરારોનુ નિરાકરણ લડાઈથી થતું. બ્રિટિશ સરકારની સર્વોપરિ સત્તાના સ્થાપનથી તે બંધ થઇ ગયું. એ એમની તવારીખમા જ્વલંત કીર્તિની નિશાની તરીકે હમેશા રહેશે. પણ કમનસીબે એવી કોઇ કોર્ટ આજ સુધી સ્થપાઇ નથી કે જ્યા રાજ્યોના કેસો અને ખાસ કરીને હીદી સરકાર સાથેના કેસોનું સ્વતંત્ર અને નિષ્પક્ષપાત રીતે પરિણામ આવીને રાજ્યોને સંતોષ થાય. આ બાબતનો ખરેખર તલસ્પર્શી ઉપાય કરવામા આવે નહીં ત્યાં સુધી આપણી હાલની જરૂરીઆત પહોચી વળી શકાય એવી નથી. જ્યારે જોઇએ ત્યારે તકરારના આવા કેસોના નિકાલ માટે આ કોર્ટનો લાભ લઇ શકાય એમ થવાની જરૂર છે. આ કોર્ટમા થયેલા ફેસલા મંજુર રાખવા કે નહી તે એક યા બીજા પક્ષની મરજી ઉપર રહેવું જોઇએ નહીં. આવા બધા કેસોનો નિકાલ લાવવાનો હક સરકારનો છે, એ ખરૂ છે પણ સરકારના એ ફેસલાઓ વિશ્વાસ ઉત્પન્ન કરે તેવા હોવા જોઇએ એ પણ ઘણું અગત્યનુ છે, આ કોર્ટ જ એ સાધન પૂરૂ પાડશે. આ કોર્ટ સરકારની જ કોર્ટ હોઇને એની સલાહ સરકારને કબૂલ રહેશે. કેમકે એ માનવી જોઇએ એમ એને સંતોષકારક રીતે લાગશે.

સરકાર અને દેશીરાજ્યો વચ્ચે કાયદાના ધોરણનો સંબંધ આ કોર્ટને લીધે બંધાઈ જશે, આ ફેસલાઓ ન્યાયના રસ્તા ઉપર અજવાળુ પાડવાનુ કામ કરશે અને તાજનો દરજ્જો ન ડગે એવા પાયા ઉપર સ્થાપશે. પોતાની મોટી સ્થિતિને લીધે એક પક્ષ પોતાના ફેસલા મંજુર કરાવવાની સ્થિતિમા છે, તેને બદલે કાયદો આ જગા લે એવી વિનતિ આ ઠરાવથી અમે કરીએ છીએ. આ ન્યાય કોર્ટનુ સ્વરૂપ કેવું હોવું જોઇએ તે અત્યારે જ કલ્પવાની જરૂર નથી. આપણી ખાસ સ્થિતિને અનુકુળ કોઈ યોગ્ય યોજના વિચારી કાઢવાને કાઇ મુશ્કેલી પડે એમ જણાતુ નથી. આશા રહે છે કે સરકાર આ ઠરાવની માગણી કબૂલ રાખશે.

ત્યાર પછી ના. વાઈસરોયે આ ઠરાવ નરેંદ્રમંડળ આગળ રજુ કર્યો હતો અને તે સર્વાનુમતે પસાર કર્યો હતો.

## વિવેચન.

આ ઠરાવમાં બે પ્રકારની માગણી કરવામાં આવી છે. (૧) એકે ન્યાયની પદ્ધતિએ નિકાલ થવા જેવી બાબતોનો ન્યાય કોર્ટ જેવી કોઇ યોજનાથી નિકાલ લાવવો. અને (૨) ન્યાય કોર્ટમાં જવા જેવા કેસો ન હોય તેવા કેસોનો પંચથી નિકાલ લાવવો.

રાજ્યોના સંબંધો ઘણે ભાગે રાજ્ય પ્રકરણીય હોય છે. એટલે કયા કેસો કોર્ટમાં જવા લાયક અને કયા કેસો પંચથી નિકાલ કરવા લાયક છે, તેના ચોકખા ભાગ કરવાની મુશ્કેલી પડશે. દાખલા તરીકે સંધીપત્રો અને પડી ગયેલી પ્રથા ( usage ) ના સવાલોનાં

કેસો કોર્ટથી થવા જોઇએ કે પંચથી થવા જોઇએ, તે દરેક બાબતમાં નક્કી કરવું મુશ્કેલ થઇ પડશે. તેમાંના કેટલાક કોર્ટની દૃષ્ટિથી જોવાવાનો સંભવ છે, તેમ કેટલાક પંચમાં જવા જોઇએ એમ લાગે એવું છે. ત્યારે પછી કયા કેસો કોર્ટમાં અને કયા કેસો પંચમાં જવા જોઇએ તેની વ્યાખ્યા કરવી પડશે. અને આપણા સંબંધો ન્યાય તથા રાજકીય એ બન્નેની હદ વચ્ચે ઉભેલા એટલા બધા હશે કે એ હદ ઉપરથી કયા પગ મૂકવો એ નિશ્ચય કરવો મુશ્કેલ પડશે.

જ્યાં સરકારનો સ્વાર્થ હોય છે, તેવા કેસોમાં સરકારની દરમિયાનગીરી રાજ્યોને અન્યાય કરતી ઘણીવાર માલમ પડી છે. કેટલીક વાર રાજ્ય રાજ્ય વચ્ચેના કેસમાં પણ એક રાજ્ય તરફ વલણ લેવાઈ જવાથી અન્યાયના દાખલા ઉભા થયા છે. એ અસંતોષને લીધે રાજ્યો ન્યાયકોર્ટ જેવી સંસ્થા માગે છે.

જ્યારે કોઇ દુઃખનું નિવારણ કરવાનું હોય ત્યારે એ થયેલા દુઃખની સંકુચિત દૃષ્ટિથી કોઇ ઉપાય શોધી કહાડવાનું મન થઇ જાય એ મનુષ્ય સ્વભાવ છે અને તેથી થયેલા અન્યાય ઉપર દૃષ્ટિ રહેવાને લીધે, કોર્ટ સ્થાપીને બચી જવાની આશાએ આ માગણી થયેલી લાગે છે.

આપણાં બધાં દુઃખો કોર્ટે નહીં તો કોર્ટના જેવી કોઈ નિષ્પક્ષપાત રીતિએ થાય એ તો જરૂરનું છે. પણ એક વખત સ્થાપન થયા પછી તેમા મુશ્કેલી માલમ પડે તો ફેરવી શકાય નહીં એવી કોઈ ઘટના કરી નાંખતાં પહેલાં તેનો પુખ્ત વિચાર કરવો એ ડહાપણ ભરેલું છે? રાજ્યોની સ્થિતિ સમગ્ર રીતે રાજ્યપ્રકરણીય છે. તે એક જ સ્થિતિના બે ભાગ પાડીને એક ન્યાયના પ્રદેશની સ્થિતિ અને બીજી રાજકીય પ્રદેશની સ્થિતિ, એમ બે ભાગ પાડવા એ યોગ્ય છે કે કેમ એનો ખૂબ વિચાર કરવા જેવું છે. ન્યાયની કોર્ટના કામમાંથી જે એક નવો કાયદો, કાયદાની બહાર ઉભો થાય છે, તે એ છે કે ઘણા કેસો એક ધોરણે ચુકવાયા પછી ત્યાં પણ અમુક પ્રથા (case law) નું ધોરણ–રાજકીય બાબતમા usage ને માટે આપણે જે ફરીઆદ કરીએ છીએ તેવું–બંધાઇ

જાય છે. તેને પરિણામે જે કેસમાં પૂર્ણાંશે નહીં પણ અલ્પાંશે પણ સામ્ય હોય છે તેના ફેંસલા તે "કેસ લૉ" ના ધોરણ ઉપર થઇ જાય છે. રાજ્યોના બધા કેસો ચારેપાસ સામ્ય જેવા હોતા નથી, એમ રાજા સાહેબોએ બીજા ઠરાવો ઉપર ભાષણો કરતાં ઘણીવાર કહ્યું છે. એજ ભેદ આ નવી માગેલી ન્યાયકોર્ટના કેસોમાં હસ્તી ધરાવતો હશે. અને છતાં "કેસ લૉ" પ્રમાણે તેમાં નિર્ણયો થશે, એ વાત ખ્યાલમાં રાખવા જેવી છે. રાજ્યોના કેસો કરારનામા, સંધીપત્રો, પ્રથા અને રાજ્યની વ્યક્તિગત કે કુલપરંપરાની બીજી સ્થિતિ તથા ઇતિહાસ ઉપર આધાર રાખે છે. અને રાજ્ય રાજ્ય વચ્ચે એ સર્વ બાબતમાં એટલી બધી ભિન્નતા છે કે ન્યાય કોર્ટ એ ભિન્નતાના સ્વરૂપને ધીમે ધીમે ટુંકાં કરીને અમુક જાતના "કેસ લૉ"ની ઘરેડમાં લાવી મુકે તો આશ્ચર્ય નહીં. રાજ્યોની સ્થિતિનું એ વિસ્તીર્ણ અંગ સંકુચિત કરવામાં અડચણ જેવું લાગતું ન હોય તો સુખેથી રાજા સાહેબો "કેસ લૉ" ( case law ) ની કોર્ટ માગી લે.

જે જોઇએ છીએ તે ન્યાયકોર્ટ જોઇતી નથી. પણ ન્યાયની દૃષ્ટિએ અને રજુ થયેલી હકીકતોનું બરાબર તોલન કરીને ઠરાવ આપનાર સંસ્થા જોઇએ છીએ. અને તેવી સંસ્થા શોધી કહાડી શકાય તો પછી ન્યાય કોર્ટનો આગ્રહ છોડી દેવો જોઇએ છીએ. નીચે આપણે પ્રયત્ન કરીએ કે એવો કાંઈ રસ્તો નીકળી શકે એમ છે કે કેમ?

ન્યાય કોર્ટની સ્થાપના એ એક એવી સ્થાપના છે કે એક વખત સ્થપાયા પછી રાજ્યોને એમાં મુશ્કેલી લાગશે તો પોતે ઉત્પન્ન કરેલી છતાં એ કોર્ટને નાબુદ કરી શકાશે નહીં. જીંદગીમાં કેટલાંક એવાં પગલાં હોય છે કે લીધું તે લીધું પછી પાછું પગલું ભરી શકાય નહીં. ન્યાયકોર્ટની આ માગણી એવું પગલું છે. રાજાઓએ જે ઘટના માગવી જોઇએ તે એવી હોવી જોઇએ કે એના વ્યવહારમાંથી જ્યારે જ્યારે કોઈ નવી મુશ્કેલી ઉભી થાય ત્યારે તે તે મુશ્કેલી માટેનો ઉપાય થઈ શકે એવો ફેરફાર રાજા સાહેબો માગણીઓ કરીને કરાવી શકે; એ પ્રમાણે અત્યારે આપણે

જુની પદ્ધતિના દોષો સુધારવાને માટે માગણી કરી રહ્યા છીએ. આપણેજ હાથે આપણા પગ બંધાય એવો પ્રબંધ ઠીક નથી.

ન્યાયકોર્ટના જેવી એક કોર્ટ કાઠીઆવાડમાં "રાજસ્થાની કોર્ટ" ના નામથી સ્થાપવામાં આવી હતી. તેમાં રાજ્ય અને તેના મૂળ ગરાસીઆઓ કે જેના હકો રાજ્ય યથેચ્છ રીતે કમપેશ કરી શકે નહીં એવા છે, એ બે પક્ષ વચ્ચે ઉભા થતા કેસોના ફેસલા માટે એ કોર્ટ સ્થપાઇ હતી. લગભગ ૨૫ વર્ષ સુધી એના કાર્યથી રાજ્યોને સંતોષ થયો નહીં એવું પરિણામ આવ્યું. અને ઘણીજ મહેનતે એ કોર્ટ બંધ થઈ શકી. બંધ થઈ શકવાનું એ કારણ હતું કે એ કોર્ટ રાજ્યોને સમજાવીને જાણે રાજા તરફની જ હોય અને સરકાર રાજ્યોની વતી એવા ફેંસલા આપતી હોય એવું સ્વરૂપ એને આપવામા આવ્યુ હતું. એટલે રાજ્યોને તેથી અસંતોષ થયો ત્યારે "જેવી જાતના ફેંસલા માટે એ કોર્ટ સ્થાપન કરવામાં આવી હતી તેવી જાતના બધા ફેંસલાનો નિકાલ થયો છે માટે એ સંસ્થા રાખવાની જરૂર નથી" એ દલીલ મૂકવાથી તે વખતના સહાનુભુતિવાળા રાજદ્વારી અધિકારીઓની ઇચ્છાથી સારે નસીબે એ કોર્ટ બંધ થઇ.

આ અનુભવ પછી એવા પ્રકારની સમગ્ર હીંદની ન્યાય કોર્ટ માગતા પહેલાં ખૂબ વિચાર કરવા જેવું છે. કાઠીઆવાડની રાજ્યપ્રકરણી કોર્ટ બંધ થઇ. પણ આખાએ હીંદની અત્યારે માગવામાં આવતી કોર્ટ એ, રાજ્યોની કોર્ટ નહીં પણ સરકારની કોર્ટ થશે અને રાજ્યોને નહીં જોતી હોય ત્યારે સરકાર એને કાઢી નાંખશે નહીં. એમાં થતા "કેસ લૉ" જરૂર રાજકીય ધોરણે બંધાશે, એ વાત પર ખૂબ ધ્યાન આપવા જેવું છે.

વળી એક બહુ અગત્યની વાત ધ્યાનમાં રાખવા જેવી છે, તે એ છે કે આવી કોર્ટ સ્થપાશે ત્યારે રાજ્યો અને તેના મૂળ ગરાસીઆ, તેના ભાયાતો અને જે બીજા વર્ગના હકો રાજ્યોએ બરાબર જાળવવા જોઇએ એવું ધોરણ હશે, તે હકવાળાઓ રાજ્યોની વિરૂદ્ધ આ સ્થપાયેલી કોર્ટમાં જવાનો દાવો કરશે. અને એ દાવો જેમ વર્ષો વધતાં જશે, તેમ તેમ વધારે વજન પામશે. અને ઘણી

વખત રાજ્યોમાં બને છે, તેવા ગંભીર અન્યાયના દાખલાઓ ઉભા થશે, ત્યારે હાલ એવા કેસો જેમ સરકાર સાંભળે છે તેને બદલે એ કોર્ટમાં મોકલવાના વિચાર ઉપર સરકાર આવી પણ જાય! આમ થતું જોવાને રાજ્યો તૈયાર છે?

જે ન્યાયની દૃષ્ટિથી આપણે આ કોર્ટ માગીને આપણા હકોને રક્ષવા માગીએ છીએ, તેજ ન્યાયની દૃષ્ટિથી આપણા હાથ નીચેનાઓને ન્યાય મળવો જોઈએ, એમ કહીને સરકાર આવા કેસો પોતે તપાસવાને બદલે આ નવી ન્યાય કોર્ટમાં મોકલે તો કઇ દલીલે રાજ્યો તેમાં અસરકારક વાંધો લઇ શકશે તે સમજી શકાતું નથી. એથી આગળ જઈને એવો પણ પ્રસંગ ઉભો થાય કે આપણી રૈયતમાં કોઈના ઉપર સખત ગેરઇન્સાફ કોઈ રાજ્ય કરી બેસે અને ચળવળના આ ભયંકર જમાનામાં રૈયતનો કોઇ ભાગ ન્યાયની અદાલતમાં જવા ચળવળ કરે, તો તેનું ફરતા જમાનાને ધ્યાનમાં લેતાં શું પરિણામ આવે તે પણ ખૂબ વિચારવા જેવું છે.

હીંદી પ્રધાન, કે જે રાજ્યો વચ્ચે ફેંસલા આપનારી રાજ્યોથી પણ ઉપરની સ્વતંત્ર સત્તા છે—એવા હીંદી પ્રધાનની સામે પણ સામાન્ય માણસ પોતાના હકને માટે કોર્ટમાં જઇ શકે છે. એ દાખલા પછી રાજ્યની રૈયત રાજાની સામે, રાજાની પોતાની જ માંગણીથી સરકારે સ્થાપિત કરેલી કોર્ટમાં ન જઇ શકે એવું લાંબો વખત ટકાવી શકાય નહીં એવો સંભવ છે.

આ બધી બાબતોનો વિચાર કરતાં એમ લાગે છે કે ન્યાય અને રાજ્યપ્રકરણી એ બે પ્રકારની ઘટનાઓ જુદી જુદી કરવાને બદલે રાજ્ય અને સરકાર વચ્ચે તથા રાજા રાજાઓને અંદર અંદર ઉત્પન્ન થતા કેસોમાં કોઇ એક જ પદ્ધતિથી કામ લેવાય, તો તે ઇચ્છવા લાયક છે. ખ્યાલ માત્ર એટલો જ રાખવાનો કે જે પદ્ધતિ સ્થાપિત કરીએ તે, બધી હકીકત નિષ્પક્ષપાતપણે વિચારીને ફેંસલા આપી શકે. ઉપર કહ્યું તેમ એવી પદ્ધતિ નીચે પ્રમાણે સૂચવવાનો પ્રયત્ન છે.

સરકાર અને કોઈ એક રાજ્ય વચ્ચે કે રાજ્યો અને સરકાર વચ્ચે અથવા રાજ્ય રાજ્યની અંદર અંદર જે પ્રકરણ ઉભું થાય,

તે બાબત સરકારમાં હાલ જાય છે તેમ ગયા પછી એનો ફેંસલો એવો આવે કે જેમાં કોઈ પક્ષને અસંતોષ રહે તો તે પક્ષ સરકાર પાસે એ પ્રકરણનો પંચથી નીકાલ લાવવા માટે માગણી કરે. અને એ માગણી થાય ત્યારે સરકારે તે આપવી જ જોઇએ. એ પંચમાં જે પક્ષો વચ્ચે તકરાર હોય તે પક્ષનો એક એક પ્રતિનિધિ નીમાય અને તેની ઉપર સરપંચ તરીકે હાઈકોર્ટના એક જડ્જની નીમનોક થાય.

બનેલા એ પંચની પાસે વકીલો, બારીસ્ટરોને આવવાની છુટ રહે અને બન્ને પક્ષને સાંભળીને એ પંચ ફેંસલો આપે. તેમાં દરેક પક્ષના પ્રતિનિધિ હોવાથી ભૂલચૂક કે પક્ષપાત ભરેલા ફેંસલાને અવકાશ રહે નહીં. સરપંચ એક મહાન ન્યાયાધીશ હોવાથી હકીકતનું શુદ્ધ તારણ કરી શકે અને તેને કાયદાના ધોરણ ઉપર તપાસીને ન્યાય આપી શકે. આ પંચ પાસે ન્યાયની રીતે થવા જોઇએ એવા અને રાજ્યપ્રકરણી રીતે થવા જોઈએ એવા ગમે તે કેસો આવી શકે.

આમાં ન્યાયની અને રાજકીય પદ્ધતિની બન્નેની સગવડ સચવાઇ જાય છે. અને ઉત્પન્ન થયેલી બાબતોને ન્યાય, તવારીખ અને તહનામાઓની દૃષ્ટિથી ઉકેલાય છે. બીજો એક ફાયદો એ છે કે જ્યારે કેસ ઉભો થાય ત્યારે જ આ પંચ નીમવાનું હોવાથી જે જાતનો કેસ હોય તે જાતમાં નિષ્ણાત અને તેનું પૂરૂં જ્ઞાન ધરાવનારા પ્રતિનિધિની જ એમાં નીમનોક થશે. અને જે સરપંચ નીમાશે તેની પસંદગી પણ કેસના સ્વરૂપ ઉપર ધ્યાન રાખીને સરકાર કરશે એટલે “ કેસ લૉ ” પ્રમાણે એક લાકડીએ હાંકવાની પદ્ધતિ આમાં દાખલ થઈ શકશે નહીં. અને દરેક કેસ તેના ખરા ગુણદોષ ઉપર તપાસાઇ ફેંસલો લાવશે પંચ અને ન્યાયકોર્ટ એ બે પદ્ધતિ મનુષ્યના માનસને જુદી જુદી વલણ આપે છે. ન્યાયકોર્ટ તકરારની વલણ આપે છે એટલે કેસમાં સત્યાસત્ય હોય તોપણ સ્વાર્થથી અંજાઇને ન્યાયકોર્ટમાં હકીકતને તાવી જોવાને મનુષ્ય માગે છે. પંચમાં એથી ઉલટું બને છે. પંચમાં હોંસાતુંસીની લાગણી હોતી નથી. પોતાનો કેસ બરાબર સત્ય હોય નહીં, ત્યાં સુધી કોઇ રાજ્ય પંચ માગીને પોતાની જાંઘ ઉઘાડી કરવા ઇચ્છે નહીં. જાહેરમાં ખુલ્લા

પડી જવા જેવો આગ્રહ રાજા પોતાના મોભા ખાતર કરે નહીં. એટલે ખરા કેસોમાં જ તકરાર ઉભી થશે. એથી બીજી રીતે સરકારના રાજદ્વારી અને બીજા ખાતાવાળાઓ પણ એમની પાસે આવેલા કેસોમાં બરાબર ધ્યાન દઇને ફેંસલો આપશે. કારણ કે એમને ભય રહેશે કે રખેને ખોટો ફેંસલો અપાઇ જાય. અન્ય કોઇ રાજ્ય, પંચની માગણી કરે અને વાઇસરોય પાસે એ માગણી જાય, ત્યારે વાઇસરોય સાહેબ એ કેસને તપાસે અને કોઇ અધિકારીની ભૂલ કાઢે. આ બીક અધિકારીઓમાં બહુ જ સાવચેતી ઉભી કરશે. એટલે એ રીતે પણ ન્યાય મળવાને લીધે ઘણા થોડા કેસો પંચ પાસે જશે. વળી બીજો ફાયદો એ છે કે પંચની માગણી થતા વાઇસરોય સાહેબ પંચ નીમતા પહેલાં દરેક કેસ જોઈ જશે અને એને એમ માલમ પડશે કે કોઇ બાબતમાં કોઈ રાજદ્વારી અધિકારીની ભૂલ થઇ છે, તો પંચ આપવાને બદલે એ ભૂલ એ નામદાર પોતાથી જ સુધારી ન્યાય આપશે. કેમકે એમને પણ એમ તો રહે ખરૂં કે સરકારની ભૂલવાળા કેસમાં પંચ આપવાથી સરકારની જાંઘ ખુલ્લી થાય.

આમ સર્વ દૃષ્ટિએ જોતાં પંચની પદ્ધતિ દરેક પક્ષને પોતાની ખરી જવાબદારીનું પુરેપુરૂ ભાન કરાવશે. રાજાઓ જો એ પદ્ધતિને સ્વીકારે તો ન્યાય મળે છે, કોઇ સંસ્થાની બંધણીમાં આવી જતા નથી, કયા કેસનો ચુકાદો સરકારના ઠરાવથી લેવો અને કયો કેસ પંચ પાસે લઇ જવો તેની પુરી મુનસફી તેમને રહે છે, પોતાના સ્વરૂપના બે ભાગ પડતા નથી અને કોર્ટ સ્થાપવાના જે બીજા ભય ઉપર કહ્યા તેમાંથી બચાવ થાય છે: એ વગેરે એના ઘણા ફાયદા છે. **येनेष्टं तेन गम्यताम्** એટલે ઇચ્છા પડે તે રસ્તે તે નામદારો પધારે.

---

## ૨૬. હીંદુસ્તાનના બંધારણ વિષે.

હીંદુસ્તાનના બંધારણ માટે નીમાયેલા કમીશન વિષે આ ઠરાવ હતો અને તે પતીયાલા નરેશે નીચે પ્રમાણે રજુ કર્યો હતો.

"સર જૉન સાયમન અને તેના સહકર્મચારીઓને હવે સમજાયું છે, કે કમીશન હીંદના બંધારણ માટે જે ભલામણો કરે તેથી રાજાઓની ઐતિહાસિક કે રાજ્ય-

બંધારણની સ્થિતિને કાંઇ અસર થઇ શકે નહીં, એ વાતનો આ નરેંદ્રમંડળ આદર કરે છે.”

ના. પતીયાલા મહારાજાઃ—કમીશનને અમારી સ્થિતિ ધ્યાનમા આવી એ જોઇને અમે ખુશી થયા છીએ. ખરૂ જોતા તો પહેલાથી જ એમને લાગતુ જોઈતુ હતુ કે હીંદુસ્તાનના ભવિષ્યના બંધારણને લગતી ગમે તેવી ભલામણો તેઓ કરે પણ એ સંબંધી વિચારણામાથી રાજાઓના સબંધનો વિચાર છોડી દેવામા આવે તો તેમની તે ભલામણો અપૂર્ણ ગણાય. મુખ્ય પ્રધાન અને સર જૉન સાયમનની વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમા આ વાત હવે કમૂલ થઈ છે. મુખ્ય પ્રધાને સર જૉન સાયમનની તપાસને આ રીતે વિસ્તીર્ણ કરવાની બાબતમા અમારી સાથે મસલત કરવામા આવી નથી. અમે માનીએ છીએ કે જો અમને પૂછવામા આવ્યુ હોત તો વધારે યોગ્ય ગણાત. હવે તો જેમ બને તેમ તુરત કમીશનનો રિપોર્ટ બહાર પડે તો સારૂ અને તુરત બહાર પડવાની ઉતાવળને લીધે જ અમને પૂછવાનુ બની શકયુ નથી એમ લાગે છે દેશી રાજ્યોને આ તપાસણીમાથી છોડી દેવા ઘટે નહીં એમ માલમ પડવાથી એ વાત તેમા દાખલ કરી દીધી છે. કદી અમારો મત આગળથી લેવામા આવ્યો હોત તો પણ હું કહુ છુ કે એમા અમે વાધો ઉઠાવ્યો હોત નહીં. ઉતાવળની આ ખાસ સ્થિતિને લીધે જે ઠરાવ ઉપર વડા પ્રધાન આવ્યા છે તેની ખાસ ઉતાવળમા અમને પૂછવાની વિધિ કરવામા આવી નથી તેનો ખુલાસો આવી જાય છે. હીંદના બંધારણના સવાલની વિશાળતા જોતા રાજ્યો સબંધી વિચાર પણ તેમા દાખલ કરવામાં આવ્યો છે, એ ડહાપણ ભરેલું થયું છે. ત્યારે અમે જે ઈચ્છીએ છીએ તે તો એજ છે કે અમારી સાથેના પવિત્ર કરારો (Solemn agreements) મા અમારા હકો, માનમરતબો અને અમારી સત્તાની જે બાહેધરી આપવામા આવી છે અને તે બાહેધરીને લીધે સરકાર ઉપર જે પવિત્ર ફરજ છે, તે બરાબર ધ્યાનમા લઈને જે ભલામણો કરવાની હશે તે કમીશન કરશે. માત્ર આ એક કુદરતી કથન સિવાય અમારે કાંઇ કહેવાનુ નથી. અમે ખાત્રી આપીએ છીએ કે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોની સહાનુભુતિને, અસરકારક અને સુખ સંપવાળી કરવાને કમીશનની ભલામણોમાં અમારાથી બને તેટલી સામેલગીરી અમે આપશુ.

કમીશન જે ભલામણ કરશે તેમા દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદની વચ્ચે અસરકારક અને સુખસંપની સહાનુભૂતિ જળવાઇ રહે એવી જાતનો અમારાથી બની શકે તેટલો સુધારો વધારો અમે તેમા કરશુ. બ્રિટિશ હીંદમા, હું માત્ર આજના જ બ્રિટિશ હીંદના રાજ્યબંધારણનો સમાવેશ કરતો નથી. એમા તો ગોળમેજી પરિષદના પરિણામે હીંદને જે રાજ્ય બંધારણ મળે તેનો પણ સમાવેશ કરૂ છુ. સર જૉન સાયમન અને તેના સહકર્મચારી પોતાના પ્રયત્નમા સફળ થાય એમ હુ આશા રાખું છુ.

આ ઠરાવને સબધે હવે માત્ર એક બીજી દલીલ ઉપર મારે ભાર મૂકવાનો છે.

તે એ છે કે રાજ્યોની સ્થિતિ અને તેની હયાતીના નિષ્પક્ષપાત તપાસમા અમને કાંઈ નુકસાન નથી, પણ ઘણું મેળવવાનુ છે. અમારા હક અને અમારી સત્તા તથા અમારૂં આંતર સ્વાતંત્ર્ય જે અમે ભોગવીએ છીએ તે તો અમારી તવારીખમાં અને સરકારે આપેલા વચનોમા સ્પષ્ટ છે. અમારી પોતાની મરજી સિવાય એમા સુધારો કરવાનો કે તેને કમપેશ કરવાનો કોઇનો હક નથી. અને તેટલા માટે અમારા હકમાં વચમા આવ્યા સિવાય કબુલ રહે એવા નિર્ણય ઉપર આવી શકાય એવી જાતની તપાસ કરવાની જે વધારે હદ કમીશનને આપવામા આવી છે, તેને અમે આવકાર આપીએ છીએ.

ના. જામસાહેબઃ—ઉપરના ઠરાવને નવાનગરના ના. જામ મહારાજે ટેકો આપ્યો હતો. એમણે કહ્યું કે બ્રિટિશ હીંદ અને દેશીરાજ્યો વચ્ચેના સંબધનો સમન્વય કર્યા વગર તો હીંદનું નવુ રાજ્યબંધારણ અપૂર્ણ રહી જાય. અમને સંતોષની વાત છે કે આ વાત કમીશનના ધ્યાન ઉપર આવી છે અને તેથી બ્રિટિશ હીંદ તથા દેશીરાજ્યોના સંબધની તપાસ કમીશનની તપાસમા ભેળવવામા આવી છે.

બન્ને હીંદની વચ્ચેનો સંબધ વિસ્તીર્ણ અને જુદા જુદા પ્રકારનો છે. એ બન્ને સ્વાર્થોને યોગ્ય રીતે સંકલિત કરવાની કોઇ ઘટના ઘડી કહાડવી એ બહુ જ અગત્યની વાત છે.

સર જૉન સાયમને આ સવાલ ઉપર ગંભીર વિચાર કર્યો છે. અને વડા પ્રધાને કબુલ રાખી છે એવી એક વ્યાવહારિક દરખાસ્ત રજુ કરી છે, એ વાતને અમે સાદર કરીએ છીએ. કમીશને પોતાના શ્રમનું ક્ષેત્ર વિસ્તાર્યું છે અને આ નવી જવાબદારીમા કમીશનને ફતેહ મળે એમ નરેંદ્રમંડળ ઈચ્છે છે.

પણ એક વાત ધ્યાન રાખવા જેવી છે, એ એ છે કે જો કે કમીશન આ અગત્યના સવાલો ઉપર ભલામણો કરવાનું છે પણ તેણે દેશી રાજ્યોના રાજ્ય બંધારણ ઉપર દેશી રાજ્યો તરફથી જવાબદારી ભરેલી રીતે બોલી શકે એવા કોઈ પ્રતિનિધિ પાસેથી કાઇ પૂરાવાઓ ભેળા કર્યા નથી. કમીશનની પાસે એ સબંધી કાઇ પૂરાવો મૂકવામા આવ્યો છે કે કેમ તેની અમને ખબર નથી. કમીશનને મળેલી સત્તા પ્રમાણે તો અત્યાર સુધી દેશી રાજ્યોને એની તપાસમાથી બાતલ રાખવામાં આવ્યા હતા અને તેથી બ્રિટિશ હીંદના રાજદ્વારી પુરૂષો પાસેથી કે હીંદી સરકાર પાસેથી આ ઘણા જ ગુચવાડા ભરેલા સવાલ ઉપર કાઇ પૂરાવો કમીશનને મળ્યો હોય એમ માની શકાય એવુ નથી. અમે તો તેમની પાસે અમારા વિચારો મૂક્યા નથી. મૂળમાં એક તો સવાલ મુશ્કેલ છે અને એ સંબધીમા કાંઈ પૂરાવો ન લેવાયા ને લીધે કમીશનને અંગે તો એ સવાલ વધારે મુશ્કેલી ભરેલો થઇ પડશે. અમને ભય લાગે છે કે બટલર કમિટીનો રીપોર્ટ જે બહાર પડ્યો છે અને જેમાની કેટલીક બાબતો ઉપર અમારે વિરોધ છે, તે રીપોર્ટ ઉપરથી વખતે કમીશન કોઈ અભિપ્રાય બાંધી બેસે.

આ પ્રમાણે કમીશનની આગળ ઘણુ મુશ્કેલી ભરેલું કામ છે. પણ મને તો ખાત્રી છે કે જે બાબત એમની પાસે છે તેના ઉપર બહુ વિશાળ દૃષ્ટિથી તેઓ જોઈ શકે એમ છે. અમારા તાજ સાથેના કરારોથી અમારી સ્થિતિ સરક્ષાયેલી–એવી અમારી ખાસ સ્થિતિ–છે, અને આ સ્થિતિ કોઇ પણ જાતના ફેરફાર વગરની કાયમ રહે તથા બન્ને હીંદની વચ્ચે આર્થિક લાભોની સમજુતી થાય એવી કોઈ યોજના થાય તો આખા નરેંદ્રમડળને તે માન્ય રહેશે.

મારા નમ્ર મત પ્રમાણે દેશી રાજ્યોને લગતો આ સવાલ Party Politics ની દૃષ્ટિની ચર્ચામા ન લાવવામા આવે તો ફાયદો છે. પ્રાતો અને રાજ્યો વચ્ચે આર્થિક હકોની બાબતનો વિચાર કમીશન ભાગ્યે જ કર્યા વગર રહી શકે. અને હુ માનું છુ કે અમારા બધા નહી તો થોડાક હકો એટલા બધા મજબુત છે, કે કમીશનના રીપોર્ટમા સીધી નહી તો આડકતરી રીતે જરૂર સહાનુભુતિ પામશે.

મહારાજા, દેવાસ'—ત્યાર પછી દેવાસ (સીનીયર) ના મહારાજાએ ટેકો આપતા કહ્યુ કે રાજ્યોને છોડી દેવામા આવે તો કમીશનનો રિપોર્ટ અપૂર્ણ ગણાય, એમ હવે કમીશનને લાગ્યું તેથી અમે ખુશી થયા છીએ. કમીશનને મુખ્ય તપાસ બન્ને હીંદ વચ્ચેના રાજકીય સબંધોની કરવાની છે. કાંઈ બધારણના ફેરફારની નથી. કારણ કે તાજ અને રાજ્યો સાથેનો સબંધ એવો સુઘટીત છે કે તેમા ફેરફાર કરવાનો હક સાયમન કમીશનને કે બીજા કોઇ મંડળને નથી. પણ સાયમન કમીશને જ આ મુદ્દો તો સ્પષ્ટ કર્યો છે. તેણે કહ્યું છે કે બ્રિટિશ હીંદના બધારણમા ફેરફાર કરનારી જે ભલામણો કરવામાં આવે તેની અસર દેશી રાજ્યોમાં થયા વગર રહે નહી. એટલા માટે દેશી રાજ્યોના સવાલ ઉપર પુખ્ત વિચાર કર્યા વિના એમની ઘડાયેલી ભલામણો અપૂર્ણ રહે. કમીશનના આ વિચાર સાથે દરેક માણસ મળતો આવે તેમ છે. કમીશનની તપાસમા આ વિષય દાખલ કરતા પહેલા શાહી સરકારે નરેંદ્રમંડળનો અભિપ્રાય લીધો હોત તો ઘણુ સારૂ હતું. પણ અમે તેની ફરીઆદ કરતા નથી. અમે માત્ર એટલુ જ માગીએ છીએ કે એ પોતાના પરિઘથી આગળ વધી વધારે પડતી મુસાફરી કરે નહીં અને એ અમારા હકો, તથા તાજની સાથેનો અમારો સબધ શું છે તે કહેવા બેસી જાય નહી. સર જૉન સાયમન જેવા સમર્થ ધારાશાસ્ત્રી પોતાને સોંપાયેલા કામથી આગળ પડતું પગલું ભરશે નહીં, તે તો ચોક્કસ છે. તેની ગમે તેવી ભલામણો થશે પણ રાજ્યોના હકો, રાજ્યોનો મોભો જે હાલ તેઓ ભોગવે છે તેમા સહેજ પણ ઉણપ આવે એવુ કાંઇ એ ભલામણોમા હશે નહીં.

છેવટે સમાલોચના કરતા નામદાર વાઇસરોયે કહ્યું કેઃ—

ના. વાઈસરોયઃ—મને ખાત્રી છે કે રાજા સાહેબોએ અહીં જે કહ્યુ છે, તેથી સર જૉન સાયમન અને તેમની સાથે કામ કરનારાઓને ઘણી મોટી મદદ મળશે. મને ખાત્રી છે કે આપ નામદારોએ કહ્યુ છે, તેમ દેશી રાજ્યો સંબધી કોઈપણ જાતના

પૂરાવાની ગેરહાજરીમા એવો કોઈ અભિપ્રાય તેઓ બાંધી બેસશે નહી કે જે તેમને પોતાને માહેતીના અભાવને લીધે અપૂર્ણ લાગે. હુ તો એમ આશા રાખું છુ કે બ્રિટિશ હીંદ વિષેના પોતાના અભ્યાસ દરમિયાન તેમને જે મુખ્ય મુદ્દાઓ જાણવામાં આવે તેનો સમન્વય દેશી રાજ્યો સાથે વધારે નિકટનો શી રીતે થઇ શકે તે બાબત વધારે તપાસ કરવાની કોઇ સૂચના તેઓ કરશે. એ કામમા આપ નામદારોએ અત્યારે કહ્યું છે, તેમ તમારે મદદ કરવાની છે.

આટલુ કહી ના. વાઈસરોયે ઠરાવ રજુ કર્યો અને તે સર્વાનુમતે પસાર થયો

---

## વિવેચન.

આ ઠરાવ ઉપર બહુ કહેવાનું નથી. બ્રિટિશ હીંદના બંધારણનો વિચાર કરતાં બ્રિટિશ હીંદનાં પાડોશી એવાં દેશી રાજ્યોનો વિચાર કર્યા વિના સમગ્ર હીંદનો રાજ્ય વ્યવહાર સુઘટિત થઈ શકે નહીં. એ દૃષ્ટિએ દેશીરાજ્યો વિષેનો વિચાર પણ આ કમીશનને કરવાનો રહે છે, એ વાત બરાબર છે. પણ એ બે સંસ્થાઓ નજીક નજીક રહેતા છતાં સ્વતંત્ર પાડોશીઓના જેવી છે. પોતાના ઘરમાં પોત પોતાના કાર્યપરત્વે બન્ને સ્વતંત્ર રહે અને એક બીજાના ઘરનાં નેવાંઓ એક બીજાના ફળીયામાં ન પડે તો એ પાડોશીઓ વગર તકરારે સાથે રહી શકશે. એ વાત ઉપર દરેકે લક્ષ આપવાની જરૂર છે. પણ પાડોશીઓના ઘરની બહાર જે શેરી છે એટલે કે સમગ્ર હીંદનું જે રાજ્ય બંધારણ છે, તેમાં ચાલવાનો બધાને સરખો હક હોય જ. એ મજમુ શેરી સંબંધે જે સવાલો ઉત્પન્ન થશે તેનો નિકાલ તો થોડે ઘણે દરજ્જે પણ મજમુ રીતે કર્યા વગર છુટકો નથી. એ મજમુ તકરારોની હદ જેમ બને તેમ ટુંકી રહે એટલા માટે દરેકના સ્વતંત્ર હકોની બાબત સ્પષ્ટ કરી નાંખવી પડશે. જો એમ થાય તો ગેરસમજ દૂર થવાને લીધે અને સૌ સૌના હકોનું પૂર્ણ ભાન થવાને લીધે તકરારના પ્રસંગો ઓછા નીકળે.

રાજાસાહેબોએ પોતે જ કહી દીધું છે કે સાયમન કમીશન ભલે અમારી વાતોનો પણ વિચાર કરે પરંતુ એ વિચારણાને પરિણામે અમારી ઐતિહાસિક અને કરારી સ્થિતિ જે હાલ ભોગવાય છે, તેમાં લેશ માત્ર પણ ફેર પડવો જોઇએ નહીં, એ વાત બરાબર

છે. એક પક્ષની સ્થિતિ સુધારવાના બંધારણમાં બીજો પક્ષ કે જે પહેલા પક્ષથી તદ્દન નિરાળી સ્થિતિ ભોગવે છે તેના હકને કાંઇ અસર થાય તે ન્યાયપુરઃસર નથી. અને તેટલા માટે રાજ્યોને, રાજ્યો તરીકે જુદાં રાખવાં જ જોઇએ.

સમગ્ર હીંદની સ્થિતિ સુખરૂપ ચાલ્યા કરે એટલા પૂરતો જ બે પક્ષનો સમન્વય થવો ઘટે. જો તકરારની ઝાઝી બાબતો રહે નહીં એવો કોઇ રસ્તો નીકળે તો આ બે પક્ષ વચ્ચેનું ઘર્ષણ ઓછું થાય. એ ઘર્ષણ તદ્દન ઉત્પન્ન થવા ન પામે તો તો મોટા નસીબની વાત કેમકે જ્યાં ઘર્ષણ થાય ત્યાં મોટી સપાટી નાની સપાટીને સહેલથી ઘસી નાંખે, એ વિજ્ઞાનશાસ્ત્રના નિયમ પ્રમાણે મોટું બ્રિટિશ હીંદ, નાના હીંદી હીંદને ઘસી નાંખી શકે. એટલા માટે ડહાપણની વાત તો એ છે કે હીંદી હીંદને બ્રિટિશ હીંદની સાથે ઘર્ષણમાં આવવુ પડે એવા કોઈ સવાલો ઉભા કરવા ન જોઇએ. અને એવા કોઇ હકો મળવા પણ ન જોઇએ.

એક તરફથી પોતે સ્વતંત્ર અને બીજી તરફથી બીજા સ્વતંત્ર પક્ષમાં દખલગીરી એ, સ્વતંત્રતા સાચવવાના ખરા ઉપાયથી વિરૂદ્ધ વાત છે. દેશીરાજ્યનો દરેક શુભેચ્છક એમ ઇચ્છે કે પોતાનું છે, તે સંપૂર્ણપણે જાળવી રાખે અને નવા હકોની આશામાં લોભાઇને નવાં રાજ્યબંધારણ ન બાંધી બેસે તો કેવું સારૂં ?

પોતાના રાજ્યમાં સુધારા કરવા એ અભિષ્ટ વાત છે. બીજાઓને તેમને રસ્તે જવા દેવા એ ડહાપણની વાત છે. પણ એકબીજાના બંધારણને સાથે વણવાનો પ્રયત્ન મુશ્કેલી ઉભી કર્યા વગર રહે નહીં. એક દાખલો લઇએ. રાજ્યો સ્વતંત્રતા જાળવતાં બ્રિટિશ હીંદની ઉપજમાં ભાગ લેવાની આશા રાખે છે. એ લેવાતાં બન્ને વચ્ચે આગળ જતાં કઢંગી સ્થિતિ ઉત્પન્ન કરનારો એવો સંબંધ બંધાશે કે જેથી રીંછ અને માણુસ વચ્ચેની બથના જેવું પરિણામ આવે.* એથી

* વાત એમ છે, કે એક વખત નદીમા પૂર આવ્યું. પૂરમા એક રીછ તણાઈ આવતુ હતું. કિનારે ઉભેલા બે ભરવાડોએ દૂરથી તે જોયુ. તેમને લાગ્યું કે કોઇનો ધાબળો તણાઈ આવે છે. એટલે એક ભરવાડ બીજાને 'હમણા ધાબળો લઈ આવુ છુ' એમ કહી તે લેવા નદીમા પડ્યો. રીંછે પોતાનો જાન બચાવવા એ ભરવાડને

“ આંઉ તો છડું તો ” પણ “ કુથ્થો નથ્થો છડે ” એવું ન બની જાય એ ખાસ જોવા જેવું છે. પૈસા લેતાં જવાબદારી માથે ન આવી પડે, એ સબંધમાં બીજા એક ઠરાવને અંગે વિચારો આપવામાં આવ્યા છે તે મનન કરવા જેવા છે. ફરીથી આંહી તેનું નિરૂપણ કરવાની આવશ્યકતા નથી.

યુરોપનાં સ્વતંત્ર રાજ્યો જે મિત્રાચારી ભરેલા સંબંધથી જોડાયાં છે એવી જાતનો તટસ્થ પણ સ્નેહ ભરેલો સંબંધ બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ બાંધે એવી કોઈ યોજના થઇ શકે તો તે ઉત્તમ છે. ઇચ્છનીય છે એમ કરતાં બની શકે તેટલો સ્વાર્થ ત્યાગ કરવો અને ઓછામાં ઓછો અન્ય તરફનો લાભ લેવો એજ સલામતીનો રસ્તો દેખાય છે.

---

## ૨૭. હીંદનું સ્વાતંત્ર્ય.

ત્યારપછીનો ઠરાવ બ્રિટિશ શહેનશાહતમાથી બ્રિટિશ હીંદે જુદા પડી જવાની નીતિને લગતો હતો. એને અલવર નરેશે રજુ કરતા કહ્યું કે:—

અલવર મહારાજા:—તાજ અને શાહી સરકારને અગે જે એક શબ્દ ઘણીજ અગત્ય ધરાવનારો છે, તે શબ્દ સાર્વભૌમસત્તાના નામથી ઓળખાતો શબ્દ છે. તેજ પ્રમાણે આજે હીદુસ્તાનના ¾ ભાગને અવલંબીને જે ઠરાવ મારે આજ અહી મૂકવાનો છે, તે અતિશય લોભવનારો ‘ સ્વાતંત્ર્ય ’ ( Independence ) શબ્દ છે. સ્વાતંત્ર્ય એ જીદગીનુ મૂળ સૂત્ર છે. અહીયા હુ ટુકાણમા તત્વજ્ઞાનમા ઉતરી જાઉં તો માફ કરશો. પણ જ્યારથી અદ્વૈત સિદ્ધાત પ્રમાણે વિરાટ આત્મન્ એકતામાથી અનેકતા પામ્યો, પ્રથમ એકમાથી બે અને ત્યાર પછી અનેકતામા પરિણમ્યો ત્યારથી કુદરત દરેક આત્માને ફરીથી એના મૂળ પરમાત્મનમા પાછા જવાને આમત્રી રહેલ છે. અને જીદગીનુ તોફાન તથા તેની હયાતીની લડાઈ સ્વતત્રતા સિવાય બીજા કશાને માટે નથી. દરેક મનુષ્ય, દરેક પ્રાણી, દરેક જતુ અને જીવનનો દરેક આકાર દરરોજ તેના અસ્તિત્વના દરેક કાર્યમા માત્ર સ્વતત્રતા માટેજ પ્રયત્ન કરી રહેલ છે. શારીરિક, માનસિક, આધ્યાત્મિક ગમે તે સ્થિતિમા કુદરતી વલણ સ્વાભાવિક રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા તરફ વળે છે. હું માનુ છુ કે આ વાતની કોઇ ના પાડી શકે એવું નથી. પણ જ્યારે સસારના સ્વાર્થી, ગધાતા એવા વ્યવહાર કામોને અંગે આ સ્વતત્રતાનો

---

બાથ ભરી. અને ભરવાડ ડબકા ખાવા મડ્યો. એ જોઈ કિનારે ઉભેલા ભરવાડે બૂમ મારી કહ્યુ કે ‘ ધાબળો છોડી દે છોડી દે ’ પેલા ભરવાડે કહ્યું કે “ આંઉ તો છડે તો ” ( હુ તો છોડી દઉં છુ, ) પણ “ કુથ્થો નથ્થો છડે ” ( ધાબળો મને છોડતો નથી. )

વિચાર કરવા બેસીએ છીએ ત્યારે આપણે વ્યવસ્થા ( Discipline )નુ બધન કર્યા વિના ચાલતુ નથી. કેમકે સ્વતંત્રતા તેના મૂળ અર્થ પ્રમાણે જ ખરેખર શરૂ કરવામા આવે તો એનો અર્થ તો એવો થાય છે કે છોકરૂ વિચાર કરવા શીખે કે તુરતજ તેના માત પિતાની સભાળમાથી એને યથેચ્છ વર્તવા દેવુ. એને નિશાળ છોડવાની કે નિશાળમા બીલકુલ ન જવાની મુન્સફી કે સ્વતંત્રતા તેને આપવી પડે. કોઈ મહારાજ્ય કે કોઈ રાજ્યની રૈયત હુકમમા રહેવાને કે કોઈ ધોરણ પ્રમાણે રાજ્ય-નીતિને ( પછી તે રાજ્યનીતિ આપખુદ પદ્ધતિની, લોકશાસનની કે બીજા એવા શાસનની હોય, અને ઘણાખરા શાસનો દાભિકતાના નિકટના સબધીઓ છે. ) તાબે રહેવાને તે બધાયેલી નથી એવો હક પ્રજા માગવા તૈયાર થાય. સ્વતત્રતા એ કુદરતનો સ્વાભાવિક નિયમ છે. પણ તે નિયમને જીદગીમા લાગુ કરતા સેંકડો વર્ષમા પસાર થયેલા સુધારાને માલમ પડયુ છે કે સ્વતત્રતાને કાઇક ચોક્કસ હદ જોઇએ. અને આ બધી હદ એકજ શબ્દમા સમાઈ જાય છે. અને તે શબ્દ ‘ વ્યવસ્થા ’ છે તથા તે વ્યવસ્થામા ચોક્કસ ફરજોનો સમાવેશ થાય છે. બેશક આ ફરજો યા તો લોકોએ સ્વયં કબૂલ કરેલી હોય છે અથવા તો સમાજે માથે નાખેલી હોય છે. એ ફરજો કુટુબો-માથી, નાતોમાથી, સમાજમાથી, પ્રજામાથી કે આતરરાષ્ટ્રીય પ્રજાઓમાથી ઉત્પન્ન થઈ હોય. પણ અતે તે મનુષ્યને સ્વાતત્ર્ય મળવા માટે જે સત્ય રસ્તે આવવાની જરૂર છે, એવા સત્ય રસ્તામા મનુષ્ય સ્વભાવને દોરવવા માટે ઉત્પન્ન થએલી હોય છે.

પણ હુ જે મુદ્દો કહેવા માગુ છુ એ તો એ છે કે બીજા લોકોના ઘર તોડી પાડવાથી, તેમની માલ મીલકત ચોરી જવાથી, તેઓના કાર્ય પ્રદેશમા કુચ કરી જવાથી અને કોઈની માલમીલકતનો દાવો કરવાથી સ્વતત્રતા આવી જતી નથી. સ્વતત્રતા તો આત્મામાથી ઉદ્ભવે છે. અને તેજ સ્વતત્રતા ખરી છે. સસારનો ગદો વ્યવહાર જે ઘણી ગેરસમજ ભરેલી સ્થિતિમા આપણે કરી રહ્યા છીએ, તે વ્યવહારમા જ્યારે સ્વતત્રતાનો ઉપયોગ કરવા જઇએ છીએ ત્યારે આ જગતની મુશ્કેલીઓ ઉભી થાય છે. જગત શુ છે ? બીજા શબ્દોમા કહીએ તો જગત એટલે ગેરસમજ. કારણ કે જ્યા વસ્તુસ્થિતિનુ ઘણુ ખરૂ ભાન થાય છે, ત્યા ગેરસમજ ઉભી રહેતી નથી. અને ગેરસમજ ગઈ કે જગત ગયુ.

આજનો ઠરાવ નરેંદ્રમડળની તરફથી મૂકુ છુ. છતા એ મડળની સાથે અતલ-ગનો સબધ ધરાવતી નથી એવી બાબતનુ આ વિષયાન્તર કર્યા પછી હુ કહેવા ઇચ્છુ છુ, કે કોઇ સમાજ કે પ્રજાસઘની દરેક વ્યક્તિ સ્વતત્રતાનો મરજી પ્રમાણે ઉપયોગ કરવાનો હક ધરાવે તો તેમાથી કુદરતી રીતે વિપ્લવ ( Chaos ) જ થાય. અને તેવો જ વિપ્લવ રાજકીય બાબતમા, કારભારની બાબતમા, રાજ્ય બધા-રણને લગતા કામોમા ( અહી હુ દેશી રાજ્યોના વિષે બોલતો નથી. પછી તે હીદુ-સ્તાનમા હોય કે હીદુસ્તાનની બહાર હોય. ) પણ થાય. એટલા માટે બ્રિટિશ સરકારની સાહાય્ય અને મદદથી આપણા ધ્યેય તરફ જઇએ છીએ ત્યારે મનુષ્ય સ્વ-

ક્ષાવની પરીક્ષા કરતો એવો એક કાળ ઉત્પન્ન થયો છે કે જ્યારે બ્રિટિશ હીંદ અને હીંદી હીંદને લગતા સવાલો આપણી એરણ ઉપર પડયા છે. બટલર કમિટી નીમવામા આવી હતી. સાઇમન કમીશન નીમવામા આવ્યું છે. પહેલી કમિટીમાથી જે ભવિષ્ય નીકળ્યું તે નરેંદ્રમંડળમાં ખુલ્લું થઈ ગયુ છે. કમીશનમાથી શુ નીકળશે, તે અત્યારથી જ ખૂબ વિસ્તારમા ચર્ચાઈ રહ્યુ છે. પણ એ વિષે હું કાંઈ બોલવા માગતો નથી, હું જે કહેવા માગુ છુ તે તો એ છે કે આપણુ સામાન્ય ધ્યેય કે જે ધ્યેયનો આપણે લોભ રાખી રહ્યા છીએ તે ધ્યેય શુ છે ? એ સામાન્ય ધ્યેય મર્યાદા અને શરતોથી ઘેરાએલું છે. રાજ્યોને સબધે જે મર્યાદા અને શરતો છે તે આપણા સધીપત્રો, આપણા કરારો અને આપણી સનદો છે. હુ માનુ છુ કે માણસ જાતને કોઈ જો મોટામા મોટું માન હોય તો તે તેના શબ્દનુ પરિપાલન છે. આ પ્રમાણે આપણા વડવાઓએ આપણને શબ્દો આપ્યા છે. અને તે શબ્દો આજે આપણો મગરૂર એવો ખજાનો છે. બીજી રીતે જોતા આપણા ઉપર જે શરત હતી તે તાજ તરફની આપણી વફાદારી અને ભક્તિની હતી. તે વર્તુલમા રહીને આપણો દેશ, સામ્રાજ્યના બીજા ભાઇબધ દેશોના જેટલું જ ઉંચું મસ્તક રાખી શકે એટલી સ્વતત્રતા મેળવવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ.

એટલા માટે હુ આ ઠરાવના બીજા ભાગ ઉપર આવુ છું. એ ભાગ સસ્થાનિક સ્વરાજ્ય ( Dominion Status )ને લગતો છે. બ્રિટિશ હીંદનુ તે ધ્યેય છે, એમ જાહેર થયુ છે. અને તે કબૂલ રખાયું છે. અને તે વિષે આપ નામદારે એક ચિરસ્મરણીય જાહેરાત આપી છે. બ્રિટિશ હીંદની પવિત્ર ભૂમિ ઉપર અતિક્રમણ કરવાની મારી બીલકુલ ઈચ્છા નથી. જો કે દિલ્હી બ્રિટિશ હીદમા છે, એટલે એ જમીન ઉપર હુ ઉભો છુ. પણ હુ કહેવા માગુ છું કે બ્રિટિશ હીદની રાજ્યનીતિના પ્રદેશમા હુ જરા પણ પ્રવેશ કરવા ઇચ્છતો નથી. કેમકે—જો કે આપણા આખા દેશને સબધે બોલીએ તો અમે ‘ હીદી ’ તરીકેના ઉપનામમા આવી જઇએ છીએ તો પણ–અમારે અમારું જુદુ ભવિષ્ય ઘડવાનુ છે. રાજ્યોને ભલેને ‘હીદીરાજ્યો’ તરીકે સબોધવામા આવે તો પણ એ દરેકને તેનુ વ્યક્તિત્વ જુદું છે. અને તે દરેકને તેના પોતાના વ્યવહારો જુદા જુદા ઘડી કહાડવાના છે. બ્રિટિશ હીદનું ધ્યેય, જે માટે આપ નામદારે આપની યાદગાર જાહેરાતમા દેશની સમક્ષ સ્પષ્ટ વિવેચનથી મૂકયુ છે, તેની તરફેણમા અમે બધા દેશી રાજકર્તાઓ મળીને બ્રિટિશ હીદને ફતેહ ઈચ્છીએ છીએ. બ્રિટિશ સલ્તનતના બીજા રાજ્યોના હક ભોગવતા ભાગોની સ્થિતિ મેળવી લેવા માટે હવે તો બ્રિટિશ હીંદને એકમત થઇને કામ કરવાનું છે. મુશ્કેલી ભરેલી સ્થિતિ હમણા ઉભી થઇ છે. એ ઉભી થવાનાં કારણો તદ્દન ન સમજી શકું એવો અજ્ઞાન હુ નથી. છતા શકય એવી રાજનીતિની દૃષ્ટિએ આ વસ્તુસ્થિતિ મારી સમજશક્તિની બહાર જાય છે. પૂર્ણ સ્વરાજ્યના અને શહેનશાહતમાથી તદ્દન છુટા પાડવાના ઠરાવો કરવામાં આવ્યા છે, એટલા માટે મારો આજનો ઠરાવ રજુ કરૂં છું. એ ઠરાવ નરેંદ્રમડળના સ્વાભાવિક સિદ્ધાંતો અને એના

પોતાના મૂળ આશયો તથા વલણને અવલબીને સર્વાનુમતે ઘડી કહાડવામા આવ્યો છે એ ઠરાવ એ છે કે:—

" હીંદના જુદા જુદા સ્વાર્થોને અંગે જે સાવચેતીઓ અને શરતો કરવાની જરૂર જણાય તે સાવચેતીઓ અને શરતોની સાથે બ્રિટિશ હીંદને, બ્રિટિશ સામ્રાજ્યના બીજા રાજ્યોના જેવો દરજ્જો જેમ બને તેમ વહેલી તકે મળે તે વાતને આ નરેંદ્ર-મડળ વધાવી લે છે. અને સાથે સાથે ગયા વર્ષના ઠરાવ પ્રમાણે આ વખતે પણ ભાર દઇને કહેવા ઈચ્છે છે કે બ્રિટિશ શહેનશાહતમાથી તદ્દન છુટા પડવાની નીતિ તરફ આ નરેદ્રમંડળ સખત ના પસદગી બતાવે છે."

આગળ ચાલતા ના. વાઈસરોય તથા બીજા રાજા સાહેબોને સબોધી અલવર નરેશે ઉમેર્યું કે આ સ્વતત્રતાનુ વ્યવહારૂ પરિણામ વિપ્લવ સિવાય બીજુ શુ આવી શકે તે હુ સમજી શકતો નથી. સ્વતંત્રતાના નિશ્ચય ઉપર આવનારાઓના મન તપાસવાનો મને પ્રસગ ન આવવાને લીધે તેમના મનની પાછળ જવાને હુ તૈયાર નથી. પણ મને એમ ભાસે છે કે જે ધ્યેય વાઈસરોય સાહેબે બતાવ્યુ છે અને જે ધ્યેય બ્રિટિશ હીંદનુ યોગ્ય ધ્યેય છે તથા જેને શાહી સરકારે કબુલ રાખ્યુ છે તે એવુ એક માનપ્રદ ધ્યેય છે, કે જે બ્રિટિશ હીંદ એકત્ર થાય તો મેળવી શકે એવુ છે. વળી આ દેશનો ત્રીજો ભાગ જે હીંદી હીંદ છે તે પણ તેમા અંતઃકરણપૂર્વક ટેકો આપે એવુ એ ધ્યેય છે. તે ધ્યેય તે સસ્થાનિક દરજ્જો છે. એ રસ્તા ઉપર એક બીજાના હાથ ઝાલી અમે ચાલવા તૈયાર છીએ. એક બીજાના શરીરો જુદા રાખશુ પણ જે સાકળ બેય શરીરને સાથે બાધી રહી છે તે સાકળમા સાથે બધાયેલા રહેશુ તે સાકળ તે તાજ છે. એમ કરતા કરતા રાજકીય દુનિયામા મોટામા મોટી ગણાય છે, તે દેશસેવા અમે આ માતૃભૂમિની કરી શકશુ.

હવે માત્ર થોડા જ શબ્દો કહેવાના છે. મને લાગે છે કે અમે હીંદી હીંદમા કામ કરીએ કે બ્રિટિશ હીંદમા કામ કરીએ પણ અમારૂ સામાન્ય ધ્યેય તો એકજ છે. અને તે એ છે કે, માતૃભૂમિની સેવા કરવી, અમારી સર્વની સ્થિતિ સુધારવી અને એવુ ધ્યેય પ્રાપ્ત કરવુ કે જેને લીધે જે શહેનશાહતનુ કેંદ્ર તાજ છે તે શહેનશાહતના મગરૂબ ભાગીદાર તરીકે અમે રહીએ.

એટલુ કહીને ઠરાવ રજુ કરવામા આવ્યો.

નવાબ સાહેબ, માલરકોટલા.—એમણે ટેકો આપતા કહ્યુ કે બ્રિટિશ શહેનશાહતનો સબધ તોડવાના ઈરાદાથી જે ચળવળ થાય તેની સામે દરેક રાજાસાહેબ સખ્ત રીતે છે અને રહેશે. બ્રિટિશ હીંદના રાજદ્વારીઓની સ્વતત્રતાની આ બેહુદી વાતની સામે થવામા જ દેશનો મોટો સ્વાર્થ છે એમ હુ ભાર દઇને કહેવા માગું છુ. અને બધા સમજુ નેતા તથા હીંદના લોકોએ પણ એમજ કરવુ જોઇએ. હજી ગઇ સાલજ આ નરેંદ્રમંડળમા એવો ઠરાવ થયો છે કે હીંદુસ્તાનની યોગ્ય માગણીઓ તરફ અમારી

સહાનુભુતિ છે. પણ બ્રિટિશ હીંદ અને હીંદી હીંદ વચ્ચેના સંબંધોનો નિર્ણય કરવામા મુખ્ય શરત બ્રિટનની સાથેનો સંબંધ જાળવી રાખવાની નહી હોય તો અમે કોઇપણ જાતની દરખાસ્ત સાંભળવા ઇચ્છતા નથી. મને બીલકુલ શક નથી કે એ ઠરાવને નરેંદ્રમંડળ હજી વળગી રહ્યું છે.

બ્રિટનને હીંદથી જુદુ પાડવાની દરખાસ્તના સંબંધમા હુ માત્ર એક રાજા તરીકે નહી પણ એક હીંદી તરીકે કહેવા માગું છું કે દેશમા હાલ જે સુખશાંતિ સુલેહસંપ અને આબાદી દેખાય છે, અને જેના ઉપર ભવિષ્યના રાજકીય બંધારણનો આધાર છે, એ બધું બ્રિટનની સાથેના સબંધના સુખરૂપ સંબધનુ પરિણામ છે. હીંદુસ્તાન ઉપર બ્રિટનનો ઘણો આધાર છે. અને તે સબંધ તોડવાથી દેશની સુખશાંતિ તથા પ્રગતિને ઘણુ જ નુકસાન થશે. હું આશા રાખું છુ કે હીંદના રાજકીય નેતાઓ આ વાતનો ખ્યાલ કરશે.

ચીફ સાહેબ, સાગલી:—અમારે રાજાઓને આ દેશમા ઘણો સ્વાર્થ છે. બ્રિટિશ શહેનશાહત માટે અમે ઘણા મોટા સ્વાર્પણ કર્યા છે. બ્રિટિશ શહેનશાહતની નીચે અમે સુંદર પ્રગતિ કરી રહ્યા છીએ. અમારૂ ભવિષ્ય સુધારવાની તકો અમને પાદશાહત પૂર્ણપણે આપશે એવી અમારી ખાત્રી છે. ન તુટી શકે એવા વચનોથી તાજની સાથે અમે બધાયેલા છીએ. બ્રિટિશ રાજ્ય, સલાહ શાંતિના રક્ષણ માટે અને શહેનશાહતના જુદા જુદા પ્રદેશોમા જે સ્વાતંત્ર્ય અને સુધારાના ઉત્તમ સાધનો છે તેને જાળવી રાખવાને માટે હસ્તી ધરાવે છે. એટલા માટે અમે માનીએ છીએ કે એવા રાજ્યની સાથે ભાગીદારીના કરતા બીજી કોઇપણ મોટી નસીબદારી અમારી હોઈ શકે નહીં. અને તેથી એની સાથેના સબધનો વિક્ષેપ એ હીંદુસ્તાન અને રાજકર્તાઓના ઉપર મોટી આફત બરાબર છે. એટલા માટે બ્રિટિશ રાજ્યથી છુટા પડવાના વિચારનો અમારે સખત વિરોધ છે. અલબત્ત આનો અર્થ એ નથી કે અમે બ્રિટિશ હીંદની રાજકીય પ્રગતિની વિરુદ્ધ છીએ. સંસ્થાનિક સ્વરાજ હીંદુસ્તાનને મળે તો તે અમારા સ્વાર્થની વચમા પડે એવી અમને બીલકુલ ધાસ્તી નથી. બ્રિટિશ તાજની છાયામા અમે બન્ને અમારા એક બીજાના લાભમા, પાદશાહતના માનમાં અને મનુષ્ય જાતિના લાભમા, અમે અમારા ભવિષ્ય જરૂર સુધારી શકીએ એમ છીએ.

આટલા ભાષણો પછી વાઇસરોય સાહેબે એક પણ શબ્દ કહ્યા સિવાય આ ઠરાવ નરેંદ્રમડળ પાસે મૂકયો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો

## વિવેચન

આ વર્ષના નરેંદ્રમંડળના બધા ઠરાવોમાં અગત્યનો ઠરાવ મહારાજા અલવરનો હીંદના સ્વાતંત્ર્ય ઉપરનો હતો જે કુનેહથી

તે નામદાર તે વિષય ઉપર બોલ્યા હતા, તે ખરેખર સાનંદાશ્ચર્ય અને પ્રશંસા ઉત્પન્ન કરે એવું છે. સ્વતંત્રતાની વ્યાખ્યા અને મનુષ્ય સ્વભાવ સાથેનો તેનો સંબંધ તે એમણે એવી સરસ રીતે બતાવ્યો છે કે બધાં હૃદયોને તે એક સરખી અસર કરી શકે.

હીંદની સ્વતંત્રતાની વાત શબ્દ માત્ર સાંભળ્યાથી જેમને ગમે નહીં એવાઓને પણ તેમનું વ્યાખ્યાન વાંચી લેવા લાયક લાગે એવું નથી. અને એકલા "સ્વતંત્ર" શબ્દથી મોહ પામેલાઓને પણ, સ્વતત્રતા એટલે ઉચ્છૃંખલતા નહીં પરંતુ હૃદયના સ્વાતંત્ર્યની સાથે સંસારના સંબંધોમાં ચારિત્ર્યની વ્યવસ્થા કેટલી જરૂરની છે તેનુ ભાન કરાવ્યું હતું. સ્વતંત્રતા અને સમજીને પોતા ઉપર મુકેલી પરતત્રતા એ બેનો સમન્વય એમણે ઠીક કર્યો હતો. અને સંસારનું હાલનું સ્વરૂપ એ બેના સમન્વય ઉપર જ ચાલે છે, એનું ખરેખરૂં ભાન કરાવ્યું હતું. આ તો અલવર મહારાજ કહે છે તેમ તત્વજ્ઞાનની વાત થઈ. હવે આપણે સ્વાતંત્ર્યનો, હીંદની આજની સ્થિતિને અગે વિચાર કરીએ

સ્વતત્રતા સુંદર વસ્તુ છે. બીજાના સ્વાર્થની આડે આવીએ નહીં અને માત્ર પોતાના હિત ઉપર જ મુસ્તાક રહીને તથા એ હિત જાળવતાં બીજાના હિત ઉપર તરાપ પડે નહીં એ રીતની જે સ્વતત્રતા એ અબાધ્ય સ્વતંત્રતા છે. કેમકે આપણે સ્વતંત્ર છીએ તો બીજા પણ તેવા જ સ્વતત્ર હોવા જોઇએ, એ માન્યતા સર્વત્ર થાય તો એક બીજાના પરિઘમાં આડા આવ્યા સિવાય દરેક મનુષ્ય સ્વતંત્રતા ભોગવી શકે. હીંદ એવી સ્વતંત્રતા મેળવવા ઇચ્છે તો તે એને ન મળી શકે તેવું નથી. એ સ્વતંત્રતા તે શું, તે જોઈએ.

હીંદ અત્યારે બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે. એટલે જે જાતની જીંદગી બ્રિટિશ સામ્રાજ્ય ભોગવે છે, તે જ જીંદગીમાં એ સામ્રાજ્યનાં બીજાં અંગોના જેટલી જ હવા એ સ્વતંત્રતાથી લઈ શકે એવો તેનો હક છે. એ હવા એ લઇ શકે છે, કે કેમ તે જ માત્ર વિચાર કરવાનો રહે છે. એ વિચાર એકલું હીંદ કરવા બેસે તો તો તે એમ માની બેસે કે એટલી ખુલ્લી હવા તેને મળતી નથી. એ વિચાર સામ્રાજ્યની સત્તા એકલી કરવા બેસે તો તેને એમ

લાગે કે જેટલી હવાની હીંદને જરૂર છે, તે કરતાં વિશેષ તેને આપવામાં આવે છે. આ બન્ને વિચાર દૃષ્ટિભેદના છે. એકને પોતાની યોગ્યતા છે, તેના કરતાં પોતામાં વિશેષ યોગ્યતા છે એમ લાગે છે. બીજાને હીંદની યોગ્યતા છે તેના કરતાં તેમાં ઓછી પાત્રતા લાગે છે. તેથી હીંદ વધારે માગવા માંડયું છે. અને સામ્રાજ્ય, છે તે વધારે પડતું છે એમ માની બેઠું છે. આ રાજા પ્રજા વચ્ચેની મનોભાવનાના ઘર્ષણથી અત્યારનું દુઃખરૂપ વાતાવરણ ઉભું થયું છે. દુઃખમાંથી એક પણ પક્ષને સુખ મળવાની આશા રાખવી ફોગટ છે. કેમકે સત્તા, બળથી રાજ્ય મેળવી શકે છે પણ બળથી રાજ્ય ટકાવી કે ચલાવી શકતી નથી. લડાઇમાં પ્રજાના શરીર ઉપર જીત શકય અને સુલભ છે પણ શાંતિમાં પ્રજાના હૃદય ઉપર તે બળમાંથી જીત સ્થાપિત કરી શકાતી નથી. એમાં પ્રેમ જોઇશે. એમાં પોતાના સ્વાર્થ કરતાં સેવાભાવ વધારે જોઇશે. નરેશો કહે છે, તેમ રાજ્યો હમણાં સંપૂર્ણ સ્વામીત્વ ( Sovereignty ) ઉપર બહુ ભાર મુકે છે. અને સ્વામીત્વની ખરી વ્યાખ્યા સમજ્યા વગર તેના ઉપર જે મુસ્તાકી રહે છે તેને લીધે ખરૂં સ્વામીત્વ ભોગવવાનાં જે સાધનો છે તેના ઉપરથી દૃષ્ટિ દૂર જાય છે. અને તેમાંથી સ્વામીત્વના ખરા પાયામાં સડો પેસે છે. સ્વામીત્વની વ્યાખ્યા સમજાઇ જાય તો સત્તા કરતાં જવાબદારીઓનું ભાન તરત થાય. વ્યાખ્યા આપીએ.

રાજાનું જે કાર્ય તે સ્વામીત્વ છે. રાજાના સ્વામીત્વમાં ચાર ફરજો અને માત્ર એક જ હકનો સમાવેશ થાય છે. તે ફરજોમાંની (૧) પહેલી ફરજ બહારના આક્રમણમાંથી પ્રજાનું રક્ષણ કરવું એ છે (૨) બીજી ફરજ પ્રજાની અંદર અંદરની તકરારોમાં સંતોષ થાય એવો ન્યાય આપવો એ છે (૩) પ્રજાના શારીરિક સુખ માટે વૈદકીય સગવડતા કરી આપવી એ ત્રીજી ફરજ છે અને (૪) ચોથી ફરજ માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રજાને કેળવણીનાં યોગ્ય સાધનો પુરાં પાડી આપવાં એ છે. આ ચાર ફરજોના બદલામાં જે હક રાજા ભોગવે છે, તે એ છે કે ઉપરની ફરજો બજાવી શકાય એટલા માટે જે દ્રવ્યની જરૂર છે તે દ્રવ્ય પૂરતા કરો એ પ્રજા પાસેથી લઇ શકે છે. રાજ્ય જો કે એ દ્રવ્ય કર નાંખીને

ભેળું કરે છે, છતાં પ્રજાની જે સેવા ઉપરની ચાર ફરજોને આધારે રાજા કરે છે તેના બદલામાં પ્રજા એ દ્રવ્ય ખુશીથી આપે છે, એમ સમજવા જેવું છે. અસલની રાજ્ય પદ્ધતિમાં કર જાણે લેવાની વસ્તુ છે, એમ મનાતું હતું. હાલના લોકોન્નતિના જમાનામાં પ્રજાનું હિત રાજ્ય જાળવે છે તેના બદલામાં કર એ પ્રજા તરફથી ખુશીથી દેવાની વસ્તુ બની રહી છે. " લોકમત સિવાય કર નહીં " ( no taxation without representation ) એ રાજા પ્રજાના હાલના સબંધનું મૂળસૂત્ર થઈ રહ્યું છે. એ જ બતાવી આપે છે કે કરનો ખરો અર્થ શું છે ? સ્વામીત્વનું સ્વરૂપ આ ઉપર કહ્યા પ્રમાણેનું છે. એ પુરેપુરૂં સમજાય તો રાજાના સ્વામીત્વમાં પ્રજા ભાગ્યે જ આડી આવે અને દેશમા વિપ્લવની કોઇ પણ ધાસ્તી રહે નહીં કેમકે સુખમાં રહેતી પ્રજા, સ્વામીને ઇચ્છે છે અને તેને માન આપે છે. સ્વામી તરીકેની રાજાની આ સ્વતત્રતા છે. અને અલવર નરેશે કહ્યું તેમ તે પોતાની મેળે રાજાએ પોતાના ઉપર નાંખેલી ( self imposed ) છે.

હવે પ્રજાની સ્વતંત્રતાનો વિચાર કરીએ ઉપર કહ્યું તેટલું કરી છુટીને રાજા પોતાનું સ્વાતંત્ર્ય સાચવી લે અને પ્રજાને પોતાના આતર વ્યવહારમાં વગર અંતરાયે કામ કરવા દે તેનું નામ પ્રજાનુ સ્વાતંત્ર્ય ગણાય. પ્રજા રક્ષાવાને ઇચ્છે છે, પણ પોતાની બધી બાબતમાં દખલગીરી ઇચ્છતી નથી. એ દખલગીરીનો અભાવ પ્રજાને મનનું સ્વાતત્ર્ય આપે છે. એવું સ્વાતંત્ર્ય એ જ ખરા સ્વાતત્ર્યના નામને યોગ્ય છે તેમ પ્રજાએ પણ સમજવું જોઇએ. સ્વતંત્રતા એટલે બીજાના હિતોમાં આક્રમણ કે બીજાની મીલકતનું પરિહરણ કે બીજાને ભોગે પોતાનો લાભ, એ નથી. એ તો સ્વચ્છંદતા થઇ. એવી સ્વચ્છંદતા થાય ત્યારે લોકના પરસ્પર વિખવાદ વખતે ન્યાય આપવાની રાજાની જે ફરજ ઉપર બતાવી છે તે રીતે રાજાનો વચમાં પડવાનો ધર્મ છે. અને તે વચમાં પડવાનો અર્થ, જો પ્રજા પોતાની સ્વતંત્રતા છીનવી લેવાનો પ્રયત્ન સમજે તો રાજાને પોતાની સત્તાથી એ સ્વચ્છંદતાને અટકાવવાની ફરજ અદા કરવાનું પ્રાપ્ત થાય છે. યોગ્ય ફરજનું અદા કરવું એ સત્તાનો ગેરઉપયોગ નથી. આવે પ્રસંગે સત્તાનો ઉપયોગ જ પ્રજાને શાંતિ-

મય જીવન આપી શકે છે. આ વાત પ્રજાથી સમજાય તો સ્વતંત્રતાના ખોટા મદમાં સારાં સારાં બંધારણને ભાંગી નાંખવાના વિચારો પ્રજા કદી કરે નહી. રાજ્યો પોતાની ફરજ બરાબર બજાવે, લોકો એ ફરજમાં જોઇતું દ્રવ્ય ખુશીથી પુરૂં પાડે અને પોતપોતાનાં કામો તથા જનસમાજનો અંદર અંદરનો વહીવટ સુખરૂપ ચાલવા દે એનુ નામ દેશનું સ્વાતંત્ર્ય. આવું દેશ સ્વાતંત્ર્ય જે પ્રદેશમાં હોય તે દેશનાં રાજા પ્રજા પોતાની ફરજો બરાબર અદા કરે છે, તે સ્પષ્ટ છે. અત્યારનું ઇંગ્લૅંડનું સામ્રાજ્ય એ સ્વતંત્રતા ભોગવી રહ્યું છે. કેમકે રાજા યોગ્ય રીતે રાજ્ય કરે છે અને સ્વામીની સત્તા ભોગવે છે. પ્રજા, રાજાના એ કામમાં આડી આવ્યા સિવાય પોતપોતાનો સંસાર વ્યવહાર પરસ્પર લડાઈ કર્યા વગર ચલાવી રહી છે, એ વસ્તુસ્થિતિ જ એની સ્વતંત્રતાને સ્પષ્ટ કરે છે જ્યાં એવી વસ્તુસ્થિતિ જ સ્પષ્ટ દેખાતી ન હોય ત્યાં પ્રજા, રાજાના કામમાં નાહકની આડી આવે અને રાજા સત્તા છે એ તોરથી જ પ્રજાના વ્યવહારમાં આડો આવે તો એક બીજાના સ્વાતંત્ર્યના પરિઘમાં આક્રમણ થયાં ગણાય. અને એવું આક્રમણ હોય ત્યાં સુખ નહીં એ તો સ્પષ્ટ સમજી શકાય એવી વાત છે.

ત્યારે પછી કયા દેશમાં સ્વતંત્રતાની ખામી છે, તે જોવું હોય તો પરિષદોમાં વિચાર કરવાની જરૂર નથી. મતભેદ અને વિપ્લવનાં ચિહ્નો તથા જનસમાજમાં સામાન્ય અસંતોષ દેખાય ત્યારે સમજી જ લેવું કે ત્યાં મનુષ્ય સ્વભાવને વહાલું એવું સ્વાતંત્ર્ય નથી. એ દૃષ્ટિએ હીંદને તપાસીએ તો રાજા અને પ્રજા શું અભિપ્રાય આપે વારૂ? ખરી કે ખોટી રીતે પ્રજામાં અસંતોષ હોય તો પ્રજાને યોગ્ય એવું સ્વાતંત્ર્ય તે નથી, તેમ કહ્યા વગર ચાલે નહીં. એક વાત અહીં સાફ સમજવા જેવી છે, તે એ છે કે સ્વાતંત્ર્ય એ સર્વત્ર સરખી રીતે લાગુ પડે એવો શબ્દ નથી. પ્રજા પોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે પોતે ભોગવી શકે તેવું સ્વાતંત્ર્ય ઇચ્છે છે. અને સ્વાભાવિક રીતે તેની માગણી પણ તેટલી જ હોય છે.

માગનાર અને દેનાર વચ્ચે કોણ કેટલી સ્વતંત્રતાને યોગ્ય છે એ વિષે મતભેદ થાય ત્યારે જરૂર શાંતિનો ભંગ થાય છે. અને તે શાંતિનો ભંગ સ્પષ્ટ દેખાય ત્યારે બન્ને પક્ષને માટે ડહાપણ ભરેલી

વાત એ છે કે તેનો સાથે મળીને તોડ કહાડવો. એવો તોડ નીકળે અને પછી શાંતિ પ્રસરે ત્યારે એક જાતનું ચારિત્ર્યનું નિયમન ઘડાય છે. મંજુર રહેલું એ ચારિત્ર્યનું નિયમન, એ સ્વતંત્રતાનો અર્થ છે. એવી સ્વતંત્રતા અત્યારે હીંદમાં નથી એ તો બનતા બનાવો ઉપરથી દેખાઈ રહે છે. એવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સરકારે ગોળમેજી પરિષદ ભરવાની ધારણા રાખી છે અને તે ગોળમેજી પરિષદમાં હીંદને, બ્રિટિશ શહેનશાહતના બીજા દેશોના જેટલું સ્વાતંત્ર્ય, વિચારીને આપવાનો ઇરાદો છે.

આખો દેશ આ છેલ્લા પ્રકારની સ્વતંત્રતા માટે ઉત્સુક અને કબૂલ હતો. માત્ર શબ્દોના અર્થમાં ગેરસમજ થવાને લીધે રાજા અને પ્રજા વચ્ચે અણવિશ્વાસ દાખલ થયો. તેથી પ્રજાનો એક મોટો ભાગ છેતરાઇ જવાની બીકે પૂર્ણ સ્વતત્રતા એટલે પોતાનું જ રાજ્યતંત્ર બાંધવાની માગણી કરવા લાગ્યો.

આ માગણીમાં તો ઘણું મોટુ સાહસ છે. એ શક્તિ અત્યારે હીંદમા છે કે કેમ તે શંકાસ્પદ વાત છે. આ યોગ્યતાને માટે બધા સમજુ વર્ગોએ સાથે મળીને વિચાર કરી કાઢયો છે? એ થઈ શકે એવા નિશ્ચય ઉપર આખો દેશ આવ્યો છે? જો એમ ન થયું હોય તો તે વિષેની વાતો કરવાથી હજી જેની વિચારશ્રેણિ પરિપકવ થઈ નથી તેવા યુવાન વર્ગને ઉશ્કેરી મારવા જેવુ થશે, અને તે યુવાન વર્ગ હીંદની ભવિષ્યની પ્રજા છે, તે ખ્યાલમાં રાખતાં એ ઉશ્કેરાયેલી પ્રજા હીંદની શાંતિનો કેટલો ભંગ કરશે તેનો પણ ખ્યાલ કરવા જેવુ છે.

રાજ્ય પદ્ધતિમાં ફેરફાર થાય પણ એક રાજાને બદલીને બીજો રાજા ઉત્પન્ન કરવો એ બે સ્થિતિની વચ્ચે ઘણાં અકથ્ય દુઃખોના ઢગલા પડેલા છે. એમ કરતાં તો કેટલોક કાળ ફ્રાંસના વિપ્લવમાં બન્યું હતું તેમ દેશ રાજ્ય સત્તા વગરનો પણ રહે અને રાજ્ય સત્તા વગરની જીંદગી બીલકુલ નિયમન વગરની હોઇને ઇતિહાસમાં જેમ આવે પ્રસંગે બીજે બન્યુ છે તેમ દેશમાં ઘણી અંધાધુંધી આવે. એટલે સમજાશે કે કોઈ રાજા જ નહીં તે સ્વાતંત્ર્ય નહીં. કોઇ નિયમન આપનારથી સ્વતંત્ર રહીને યથેચ્છ વર્તન એ તો ખરેખર કોઇ પણ મંડળના સ્વાતંત્ર્યનો ભંગ કરનારી જ વસ્તુ નીવડે.

એટલે અત્યારે લાહોર કોંગ્રેસનો ઠરાવ જે સ્વાતંત્ર્ય માગે છે, તે સ્વાતંત્ર્ય તો દેશમાં બહુ દુઃખદાયક બનાવો ઉત્પન્ન કરે અને તે સ્વાતંત્ર્ય ભોગવવા જેટલી શક્તિ પણ અત્યારે દેશમાં નથી. તો પછી જે સ્વાતંત્ર્ય દેશ માગે છે અને જે ભોગવવા જેટલી શકિત તે ધરાવે છે, તે સ્વાતંત્ર્ય તે સંસ્થાનિક સ્વરાજ્ય છે. દેશ આખાએ તેને અનુમોદન આપ્યું છે. નરેશ મંડળ પણ તેને અનુમોદે છે, સામ્રાજ્યમાં દેશને બીજા દેશો જેવી પદવી મળે છે. દેશનું અંતરરાષ્ટ્ર લોકમતથી દોરાઇને ચલાવી શકાય એવી રાજ્યનીતિ સ્થપાય છે. એમાં સ્વમાનને કયાં હાની છે, કે સ્વમાનની વાતો અત્યારથી કરવા માંડવી ?

અલવર નરેશનો આ ઠરાવ આખા નરેંદ્રમંડળે એકમતે પસાર કર્યો છે, તેમા રાજાનું ખરૂં માનસ છે. અને આશા પણ રહે છે કે બન્નેપક્ષના જુસ્સાઓ જ્યારે શાંત થઇ કાદવ નીચે બેસી જશે અને વિચારનું નિર્મળ જળ ઉપર આવશે ત્યારે સાથે બેસીને એ સ્નેહજળમાં બધા સ્નાન કરશે. પણ એ નિર્મળતા કરવામાં એક વાતની આવશ્યક્તા રહેશે તે એ છે, કે શબ્દ પ્રપંચને દૂર મૂકવો પડશે. સ્પષ્ટ વાતો કરવી પડશે. સંસ્થાનિકસ્વરાજ્ય આપવાનું જ હશે તો સામ્રાજ્યના બીજાં સંસ્થાનો જેવી સ્થિતિમાં દેશને મૂકવો પડશે.

ઓસ્ટ્રેલીઆ, કેનેડા, સાઉથઆફ્રિકા, આયર્લેન્ડ વગેરે દેશો સંસ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે છતાં એ બધાનું રાજ્ય બંધારણ એક સરખું નથી. દેશ દેશની સ્થિતિને અનુસરતું તે બંધાયેલું છે. અને એવાં થોડે ઘણે દરજ્જે એકબીજાથી જુદાં એવાં બંધારણના આધારે તે તે રાજ્યનો વહીવટ સુખરૂપ ચાલે છે. અને બંધારણો જુદાં છતાં દરેક સરખું સંસ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે. એ જ પ્રમાણે હીદનું બંધારણ હીંદની પરિસ્થિતિને અનુકુળ થવું જોઇએ. અને થશે. કેમકે સ્થિતિને અનુકુળ થાય નહીં ત્યાં સુધી જે સંપ આપણે ઉત્પન્ન કરવા માગીએ છીએ તે થાય નહીં. પરિસ્થિતિને અનુકુળ બીજા પ્રદેશોથી જુદું પડતું એવું હીંદનું રાજ્યબંધારણ થવા છતાં તેનો દરજ્જો સંસ્થાનિક સ્વરાજ્ય જેવો થવો જોઇએ. કે જેથી કરીને સામ્રાજ્યનાં બધાં અંગોમાં જે મોભો અને સ્વમાન છે તે ભોગવતું ભોગવતું હીંદ પોતાનું મસ્તક ઉંચું રાખી શકે:

એકજ કેળવણીમાં રંગાયેલ અને લોકમતની રાજ્યસંસ્થાના પવનથી પોષાતા હીંદને, હવે બહુ લાંબો કાળ બાલ્યાવસ્થામાં ચમચે ખવરાવવાની સ્થિતિમાં રાખી શકાય એમ નથી તેના ખોરાકના કોળીઆ પોતાને હાથે ખાવા દેવા જોઇએ. એ રીતે હીંદનું બંધારણ દેશની અંદરની સ્થિતિ પ્રમાણે થશે અને સામ્રાજ્યના અંગ તરીકે બધાની સાથે સરખું બેસી શકે તે ધોરણ પ્રમાણે વ્યવસ્થા થશે, ત્યારે પાદશાહના તાજમા જેમ અત્યારે હીંદનો કોહીનુર શોભે છે, તેમ સામ્રાજ્યના મંડળમાં હીંદ શોભશે. એ શોભા હીંદના કરતાં સામ્રાજ્યની વધારે છે. કેમકે હીંદની વસતી, તેનો ફળદ્રુપ પ્રદેશ, હીંદનું ગુપ્ત ધન, હીંદનું માનસ, હીંદના હૃદયની ઉપકાર વૃત્તિ અને સામાન્યત: લડાયક વૃત્તિનો અભાવ એ બધું ઇંગ્લેંડને ખરેખર ઉપયોગનું છે. અને પશ્ચિમના તોફાન વખતે હીંદ, સામ્રાજ્યનું પણ રક્ષણ કરે એવું બનાવી શકાય એવું છે. તો બીજો કાંઇ વિચાર કરીને નહીં તો આ લાભનો વિચાર કરીને જ પ્રધાન મંડળે હીંદને પોતાની સંસ્થામાં બેસાડવાની જરૂર છે.

હીંદુસ્તાનને પણ તેમાં જ મોટો લાભ છે. એશિયાખંડની મધ્યમાં એક તરફ પીળી પ્રજા અને બીજી તરફ મુસ્લીમ પ્રજા એ બે પ્રજાની મધ્યમાં ઘંટીના બે પડની વચમાં જેમ દાણો આવી રહે તે રીતે હીંદ આવી રહ્યું છે. કોઈ સમર્થ મિત્રની સાથેની મિત્રતા વગર તે પોતાના જ પગે હમેશાં નિર્ભય રહી શકે એવી તેની ભૌગોલિક સ્થિતિ નથી. એટલે ઇંગ્લેંડ જેવી સમર્થ શહેનશાહતની સાહાય્યની તેને જરૂર રહેશે. તે સાથે ઈંગ્લેંડને પણ વિચારી કાઢવા જેવું છે કે હીંદને સમર્થ સંસ્થાનોના જેવી સ્થિતિ આપીને સંસ્થાનોના જેવું સાધનવાન નહીં કરે તો છ હજાર માઇલ દૂરથી એશિયાખંડના કોઇ વિપ્લવ વખતે પોતે હીંદનો બચાવ કરી શકશે નહીં. એટલે દૂરથી લશ્કર મોકલી એ લશ્કર સાથે ઇંગ્લેંડ સુધીનાં વ્યવહારનાં સાધનો પુરા પાડવાં એ અશક્ય યોજના છે. છ હજાર માઇલના દરીઆના ભયમાંથી એવા કટકે કટકે મોકલવામાં આવતા લશ્કરનો બચાવ થઇ શકવો અશક્ય છે. બ્રિટિશ ચેનલ છોડ્યા પછી જુદા જુદા દેશોના દરીઆમાં થઇને એમને પસાર થવું છે. સ્પેઇન, પોર્ટુગાલ, ફ્રાંસ, ઇટલી, ઈજીપ્ત, એરેબીઆ: એ બધાના

કિનારાઓ પસાર કરવાના છે. અને એ દેશમાંના કયા દેશો આવા વિપ્લવ વખતે મિત્ર દેશો હશે કે શત્રુ દેશો હશે તે કહી શકાય એવું નથી. વળી સબમરીનોની શોધ પછી પાણીના અગાધ ઉંડાણમાથી ધરતીકંપની માફક કયાંથી એ સબમરીનો ભય ઉપજાવશે તે કલ્પી શકાય એવું નથી. એવી સ્થિતિમાં હીંદને અશક્ત રાખીને હીંદનો ભોગવટો કે હીંદથી લાભ, લાંબો કાળ ભોગવી શકવાની આજ સુધી રહેલી માન્યતામાં ફેર કરવાની જરૂર છે, એમ ઐતિહાસિક નજરે હરકોઇ જોનારને અને રાજ્યનીતિના સ્પષ્ટ જ્ઞાનવાળાને લાગ્યા વગર રહેશે નહીં. સાંકળનો એક અ કોડો નબળો હોય તો એના એકના તુટવાથી આખી સાંકળ જેમ નકામી થઇ જાય છે તેમ હીંદ નબળું રહેવાથી બહારના અતિક્રમણ વખતે જો હીંદની પ્રજા એક ભરવાડના હાથમાંથી બીજા ભરવાડના હાથમાં જવાના મેંઢાના ટોળા જેવી રહેશે તો ઇંગ્લેંડને પણ એમાં મોટી હાની છે. એટલે હીંદને કેળવણીમાં, શરીરના બંધારણમાં, રાજ્યનીતિની કુશળતામાં, અને લશ્કરની તાલીમની પ્રવિણતામાં તૈયાર કરવામાં જ લાભ છે, એમ ઇંગ્લેંડને લાગ્યા વગર રહેશે નહીં.

એટલે જેમ ઇંગ્લેંડને હીંદની તેમ હીંદને ઇંગ્લેંડની મદદની પૂર્ણ જરૂર છે. એની જીંદગીની હયાતી માટે પણ જરૂર છે. એટલે પરસ્પર જે ભોગ આપવા જોઈએ તેવા ભોગ આપીને પણ માત્ર પોતાનું સંસ્થાનિક સ્વરાજ્ય તરીકે સ્વમાન સચવાતું હોય તો સરકાર સાથે ભક્તિવાળી પ્રજા તરીકે સમાધાન કરવું ઘટે છે. આ પરિણામ આપલેના ધોરણથી આવી શકશે. પણ આપલેનો મુખ્ય નિયમ એ છે કે જે પક્ષ વધારે સશક્ત ને વધારે ઐશ્વર્યવાળો હોય તેણે વધારે ભોગ આપવો જોઇએ. કારણ કે તે વધારે વસ્તુ ધરાવે છે. નાનો પક્ષ પણ એની સ્થિતિના પ્રમાણમાં ભોગ આપવા ઉભો રહે. આ સિદ્ધાંત ધ્યાનમાં રહે તો સત્તાએ કેટલું આપવું ઘટે અને પ્રજાએ કેટલું આપવું ઘટે તેનો બરાબર તોલ થઇ શકશે. પણ મોટો એટલે વધારે માગે અને નાનો એટલે ઓછું લેવાને પાત્ર એ મનોવૃત્તિ હશે તો સાથે બેસીને કરવાના વિચાર વખતે જરૂર ઓર વિક્ષેપ ઉભો થશે એવો ભય છે. એટલે ગોળમેજી પરિષદ ભરવા

પહેલાં દરેક પક્ષે પોતાની મેળે પોતે કેટલું આપવા તૈયાર છે, તેનો સ્વતંત્ર નિશ્ચય કરી લેવો પડશે.

અંગ્રેજીમાં જેને "ડીપ્લોમસી"–મુત્સદ્દીગીરી–કહે છે અને તે મુત્સદ્દીગીરી શબ્દ ચાતુર્યની જ બનેલી એવું જે મનાઇ ગયુ છે, તેની શબ્દ જાળોથી આ સવાલનો નિર્ણય કરી શકાશે નહીં. એટલે શબ્દ જાળો છોડી દેવી પડશે. સંસ્થાનિક સ્વરાજ્ય અને દેશને માન્ય એવું રાજ્ય બંધારણ એ બે જ સવાલ છે. સંસ્થાનિક દરજ્જો તો સરકાર કબૂલ કરે, એટલે એ વિષે કાંઇ વધારે ચર્ચા ઉભી રહેતી નથી. જે મુશ્કેલી છે, તે બંધારણની છે. અને તે સાથે મળીને ઘડી કહાડવાનું છે. સંસ્થાનિક દરજ્જો મળશે તો બંધારણમા કદી કાંઇ મયાદા હશે તો પણ દેશ તે ખુશીથી કબૂલ કરશે. કેમકે મર્યાદા સર્વકાળ બાધિત હોઇ શકતી નથી. અને જેમ જેમ પ્રજાની શક્તિ વધતી જશે તેમ તેમ મર્યાદાની લકીર પાતળી થતી જશે. અને અંતે જે સ્વતંત્રતા સામ્રાજ્યના બીજા દેશોને છે, તે હીંદુસ્તાન પ્રાપ્ત કરશે. પણ તે સલાહ અને સંપને રસ્તે. મારામારીમાંથી એમ થઇ શકે એમ નથી. મારામારીમાં સરકારને પણ લાભ નથી. કેટલીક જીત પરાજયના જેવી હોય છે. કેટલાક પરાજય જીતના જેવા હોય છે. પોતાના લોકની સામે ઉપરથી દેખાતી હાર તે મોટી જીત છે. લોકોના ઉપર સત્તાથી મેળવેલી જીત, તે હારના કરતાં પણ ખરાબ છે અગ્નિ તો ઠારી નાંખ્યે જ છુટકો. તેને ધુંધવતો રહેવા દેવાથી કોઇ બીજી મુશ્કેલી વખતે અથવા ગફલત થાય ત્યારે અચાનક ભડકો થાય છે. એ બધું સર્વ પક્ષને નુકસાનકારક છે. સર્વ એટલા માટે ઇચ્છે છે, અને નરેંદ્રમંડળે તો–પોતે નરેશો હોઇ–સમજી કાઢેલું છે એટલા માટે એ બાબતનો ઠરાવ રજુ કર્યો છે અને ભાર દઈને તે વિષયની ભલામણ કરી છે.

સામ્રાજ્ય અને સામ્રાજ્યની પ્રજા વચ્ચેની સલ્લાહની બાબતમાં આવો સારો વિચાર કરતાં કરતાં નરેંદ્રમંડળના બધા નરેશોને પોતાની પ્રજા પરત્વે–ભલેને આપણી જુની સંસ્કૃતિ પ્રમાણે–પણ કેવો સંબંધ હોવો જોઇએ તેનું ખરૂં ભાન થઈ, ધર્મશાસ્ત્રમાં કહ્યો છે, તેવો રાજા પ્રજા વચ્ચેનો સંબધ બંધાઈ જાય તો કેવું સારૂં? એવો સંબંધ બંધાવા માટે પશ્ચિમની ગોળમેજી પરિષદ

ભરવાની રાજ્યોમાં જરૂર ઉત્પન્ન થઇ નથી. એ સ્થિતિ ઉત્પન્ન થવા ન દેવી હોય તો નીચેના શ્લોકનું વર્તન ગ્રહણ કરવા જેવું મનાશે.

तस्करेभ्यो नियुक्तेभ्यो शत्रुभ्यो राजवल्लभात् ।
नृपतेर्निज लोभाच्च प्रजारक्षेत् पिता यथा ॥

અર્થાત્ કે ચોરથી અને અધિકારીઓથી, શત્રુઓથી અને રાજાના માનીતાઓથી, તથા રાજાના પોતાના લોભથી પ્રજાનું રક્ષણ જેમ પિતા કરે તેમ કરવું.

આ શ્લોકમાં, સ્પષ્ટાર્થમાં એક બહુ સુંદર એવો ગુહ્યાર્થ રહેલો છે. પહેલા પદમાં ચોર અને અધિકારીઓને સાથે મૂકયા છે. બીજા પદમાં શત્રુઓ અને રાજાના માનીતાઓને સાથે મૂકયા છે. એનું તારતમ્ય બહુ સમજવા જેવું છે. અને ત્રીજા પદમાં જે વિશેષ ભયરૂપ તથા જેની જોડી નહીં હોવાથી માત્ર એકલુંજ મૂકવામા આવ્યું છે તે પદ રાજાના પોતાના લોભનું છે.

---

### ૨૮. ના. વાઈસરૅાયના ભાષણનો ઉત્તર.

વાઈસરૅાય સાહેબે નરેંદ્રમંડળ ખુલ્લું મૂકતી વખતે જે ભાષણ આપ્યું હતુ તેનો જવાબ નરેંદ્રમંડળ તરફથી ચૅન્સેલર ના. પતીયાલા નરેશે નીચે પ્રમાણે વાચ્યો હતો.

ના. મહારાજા પતીયાલાઃ—ના. સાહેબ, આ મંડળની આ વખતની વિચારણા ઉપર જે વિવેક ભરેલા ધ્યાનથી આપ નામદારે પ્રમુખપદ શોભાવ્યુ છે તેને માટે આપ નામદારને સર્વ નરેશોની આભારની લાગણી પેશ કરવાની રજા લઉં છુ. આ વખતની અમારી બેઠક રાજાઓના ભવિષ્યને માટે કોઇ દિવસ નહીં એવી ઉપયોગિતાવાળી થઈ છે. અમને ખાત્રી છે, કે અમારા સ્પષ્ટ વક્તવ્ય માટે આપવાની માફી માગવાની અમારે જરૂર નથી. કારણ કે અમે માનીએ છીએ કે આપ નામદારની, આપની સરકારની અને શાહી સરકારની એવી ઇચ્છા છે, કે આવા અગત્યના સવાલોમા જે ચર્ચા થાય તે ઘણા જ સ્પષ્ટ શબ્દોમા થવી ઘટે. આપ નામદારને ખાત્રી આપવાની જરૂર નથી કે આપે પહેલે દિવસે જે ભાષણ કર્યું તે મે અને મારા મિત્ર નરેશોએ બહુ જ ધ્યાનપૂર્વક સાંભળ્યુ છે. એ ભાષણના જુદા જુદા ભાગો વિષે હુ વિસ્તારથી કહું તે પહેલાં આપ નામદારને હું ખાત્રી આપવા માગું છુ કે, હીંદુસ્તાનની અને આખા સામ્રાજ્યની ઉન્નતિ માટે જે કાંઈ ઉદાર પ્રવૃત્તિઓ આપની સરકાર તરફથી થશે, તેમાં સહાનુભુતિ આપવામા નરેશો પાછા પડશે નહીં.

અમારા આર્થિક હક્કોની બાબતમા તપાસ કરવા માટે જે એક નિષ્ણાત કમિટી નીમવા માટે આપ નામદારે વહેલી તક લેવી એમ હું પહેલા કહી ગયો છુ, એ તુરત નીમાવાની જરૂર એટલા માટે છે, કે બ્રિટિશ હીંદનુ છેવટનુ રાજ્યબંધારણ–જેમા રાજ્યોના આર્થિક હક્કોને સબંધ છે, તે બંધારણ–જ્યારે પાર્લામેંટ પાસે આવે ત્યારે આ કમિટીએ કરેલા નિર્ણયો પણ ત્યા મુકાવા માટે તૈયાર હોય. આ કમિટી પાસે જે એક મુદ્દો ઘણું કરીને નહીં આવે એવો છે, તે પરદેશમાથી રાજાઓના ખાસ ઉપયોગ માટે જે માલ લાવવામા આવે તેના ઉપરની દરીઆઈ જગાત માફ કરવાનો તે મુદ્દો છે. અમે આશા રાખીએ છીએ કે આ માગણી જેમ બને તેમ નરેદ્રમંડળના બધા સભ્યોને આપવામા આવશે અને એમ પણ આશા રાખીએ છીએ કે નરેદ્રમંડળમા જે રાજાઓ તરફથી ચુંટાયેલા પ્રતિનિધિઓ મોકલવામા આવે છે, તેઓ તરફ એ વિવેક વિસ્તારવામા આવશે.

ગોળમેજી પરિષદ વિષે આપ નામદારે જે કહ્યુ છે તે જાણીને અમને ઘણો સતોષ થયો છે. ભવિષ્યના મહાન હીંદમા અમારી યોગ્ય જગ્યા અમને મળે એવી તક આપવાની શાહી સરકારની ઈચ્છા છે તે વિષે અમને ખાત્રી છે. અત્યારે તો અમારે બે જ વાત કહેવાની છે. (૧) તો એક અમારા પ્રતિનિધિ મંડળને ત્યા પૂર્ણ રીતે સ્થાન મળે અને તે એવુ બનેલુ હોય કે જે રાજ્યોના વિચારોને સરસ રીતે અને અસરકારક રીતે ત્યા મુકી શકે. અને (૨) જું એકે સાયમન કમીશન અને બટલર કમિટીના રિપોર્ટ ઉપરાત અમારા નરેદ્રમંડળનુ દફ્તર–ખાસ કરીને આ બેઠકનું દફ્તર–તેમજ બટલર કમિટી પાસે જે પુરાવો અમે રજુ કર્યો છે તે, સવાલો ઉભા થાય ત્યારે ગોળમેજી પરિષદ પાસે રજુ થાય.

બટલર કમિટી સબંધે એક વાત અમે સાફ કરવા માગીએ છીએ તે એ છે, કે એ કમિટીની જે બાબતોને અમે સંમતિ આપી નથી, તે બાબતો અમને બંધનકર્તા નથી, એમ અમે આશા રાખીએ છીએ.

બ્રિટિશ હીંદને પૂર્ણસ્વરાજ મળવાની જે વાતો હમણા થાય છે અને જેને વર્તમાનપત્રોમા આટલું બધુ સ્થાન આપવામા આવ્યુ છે, એ સબધીનો ઠરાવ રજુ કરતી વખતે અમે અમારું મંતવ્ય સ્પષ્ટ કર્યું છે કે અમારે માટે અને જે મોટા હીંદના અમે પણ એક ભાગ છીએ તેને માટે એ વાત પરિણામે આત્મહત્યા જેવી છે. અમારી પોતાની સ્થિતિ તો આ સવાલ ઉપર સાફ ચોકખી છે. અમે તો તાજની સાથે કરારોથી બંધાયેલા છીએ. તે કરારો કદી ભાગશુ નહી. બ્રિટિશ હીંદને કોઈ પણ પ્રકારનો હુકમ કરવાનો હક અમે ધરાવવા માગતા નથી. તેમ હીંદે કયા રાજ્યબંધારણ પ્રમાણે ચાલવું તે અમે તેના ઉપર ઠોકી બેસાડવા ઇચ્છતા નથી. અમે ફક્ત એટલું જ ઇચ્છીએ છીએ કે એ રાજ્યબંધારણથી અમે મુક્ત રહીએ. પણ પૂર્ણ સ્વાતંત્ર્યનો જે આદર્શ હમણા ચર્ચાઈ રહ્યો છે અને જે વિષે નરેદ્રમંડળની ચર્ચામા અમે સ્પષ્ટ કહી દીધું છે તે તો એવો આદર્શ છે કે જે વિષે અમે કાઈ બોલીએ

નહી તો અમારા મૌનનો ખોટો અર્થ કરવામા આવે. એટલા જ માટે એ સબધી ખૂબ સ્પષ્ટતાથી અને બીલકુલ આનાકાની વગર અમે અમારા વિચારો આપ્યા છે. પણ આમ કહેવાની સાથે બ્રિટિશ હીંદની આશાઓ તરફ અમારા વલણને પણ અમે કહી દેવા માગીએ છીએ અને તે એ છે કે તાજના બીજા સસ્થાનોમા જે જગ્યાનો હીંદને હક છે, તે જગ્યા એને મળે તે તરફ અમારી સહાનુભુતિ છે.

ભૂતદયા ( Humnitarian ) ના આપના પગલામા અમારી અસરકારક સહાનુભુતિ માટે આપે જે સતોષ બતાવ્યો છે તે જોઇને અમને ઘણો આનંદ થાય છે. આવા પગલાઓને સદાય અમારા તરફથી ટેકો મળશે. પણ સાથે સાથે એ વાત પણ સ્પષ્ટ છે કે આવી જાતના અમારા પ્રયત્નોમા પણ અમે આપ નામદારની સરકાર તરફથી મદદની આશા રાખીએ છીએ

આતરરાષ્ટ્રીય જવાબદારીઓમા અમે જે સહાનુભુતિ આપી છે, તે માટે આપ નામદારે જે સતોષ જાહેર કર્યો છે, તે ઉપરથી કહેવાનુ પ્રાપ્ત થાય છે, કે જો અમારી આ સહાનુભુતિ વધારે અસરકારક કરવી હોય તો સસ્થાનો સાથે એવી બાબતમા પ્રથમથી વાટાઘાટ કરી લેવાની જરૂર છે. રાજ્યોનુ આતર સ્વાતંત્ર્ય કરારો અને સંધીપત્રોથી રક્ષાયેલુ છે. એટલે રાજ્યોની સમતિ વગર આતરરાષ્ટ્રીય ફરજો સસ્થાનોને બધનકર્તા થાય નહીં એમ કરવાને માટે આપ નામદારે જે પગલા લીધા છે, તે માટે અમે અમારી ખુશી જાહેર કરીએ છીએ. અમે આપને પ્રથમથી ખાત્રી આપી છે કે અમારી સહાનુભુતિ માગવામા આવશે ત્યારે તે આપવામા અમે નિષ્ફળ નીવડશુ નહી. અને અત્યારે આપને કાઇ પણ આનાકાની વગર વચન આપીએ છીએ કે તીડનો જે મહા ભય અત્યારે દેશને ગભરાવી રહ્યો છે તે તીડનો નાશ કરવાના આપના પ્રયત્નમા અમે સામેલ થશુ.

આતરરાષ્ટ્રીય ફરજોને સબધે દરીઆ પારના દેશોમા હીદના જે માણસો વસે છે તે સવાલનો સમાવેશ થાય છે. અને અમારે કહેવુ જોઇએ કે તે સવાલની સાથે હીંદના જેટલો જ અમારો સબધ છે. ગઈ સાલ શહેનશાહતના બીજા ભાગોમાં રહેતા હીંદીઓ સંબંધે અમારી ચિંતા વિષે બોલવાની મે તક લીધી હતી તે વખતે આપણી પાસે ઇસ્ટ આફ્રિકાનો સવાલ હતો, ત્યાર પછી સીલોન અને ફીજીમા બનેલા બનાવે દરીઆ પારના હીંદીઓની સ્થિતિ સબધે અમારૂ વલણ અમારે ફરીથી બતાવવુ જોઇએ.

ઇસ્ટ આફ્રિકામા વસતા હીદીઓનો ઠીક ભાગ દેશી રાજ્યોની વસ્તીમાના લોકો છે. એમના તરફ અમારી સીધી દીલસોજી છે. અમે બધા હીદી છીએ. સામ્રાજ્યના બીજા ભાગમા વસતા લોકોના પ્રમાણમા જો કોઈ બ્રિટિશ હીદની કે દેશી રાજ્યની રૈયતની સ્થિતિ ઉતરતી ગણાય તો જેમ કોઈ હીદીની સ્થિતિ ઉચી તેમ તેને નીચું જોવાપણું પણ વધારે. દરીઆપારના દેશોમા હીદીઓની સ્થિતિ વિષે અમને ખૂબ લાગી આવે છે. અને અમે ખાત્રી આપીએ છીએ કે તેની સ્થિતિ સુધારવાના

આપના જે પ્રયત્નો થશે તેમા અમારી પૂર્ણાંશે સહાનુભુતિ છે. આ સંબધમા કેનિયાનો અમને ખાસ કેસ લાગે છે. અમે અમારા દેશીઓ માટે કાંઈ ખાસ હકો માગતા નથી. પણ અમે કહેવા માગીએ છીએ કે જ્યા સુધી તેઓનો રાજકીય મોભો અને તેઓની આર્થિક સ્થિતિ આખી શહેનશાહતમા એક સરખી નહી થાય ત્યા સુધી અમને સંતોષ થવાનો નથી.

હવે મારા મિત્ર નરેશોને ઉપયોગી લાગતી એવી એક બે બીજી બાબતો આપ નામદારની રજાથી રજુ કરવા માગુ છુ. રસ્તા સુધારક કમિટી નીમવાની વાત આપ નામદારે આપના ભાષણમા કરી છે. આ સબધે આપ નામદારના ધ્યાન ઉપર એક વાત લાવવાની હુ હીમત કરૂં છુ, તે એ છે કે એ કમિટીને નાણાની જે જરૂર પડશે તે નાણુ ઉત્પન્ન કરવામા મુખ્ય ભાગ પેટ્રોલ ઉપરની નવી નખાયેલી જગાત છે. એ જગાતમા રાજ્યોનો ભાગ હોવો જોઇએ.

હીન્દના બધા રાજ્યોને આપ નામદારની સાથે સીધા સબધમા લાવવાની અમારી મુશ્કેલી વિષે આપે સારો ઇસારો કર્યો છે. છતા મોંટેગ્યુ–ચેમ્સફોર્ડ રિપોર્ટમા જે સામાન્ય કારણને લીધે એ સબધ આપ નામદાર સાથે થવો જોઈએ એ વાત ઉપર આપનુ ધ્યાન ખેંચુ છું અને પ્રાંતો જેમ જેમ લોકશાસનવાળા થતા જશે તેમ તેમ હીન્દી સરકારના પ્રતિનિધિ તરીકે રાજ્યોની સાથે કામ કરવાને અયોગ્ય થતા જશે. એ વાત ઉપર પણ હું ધ્યાન ખેંચવા માગુ છુ. અમે આશા રાખીએ છીએ કે જે રાજાને આ નરેંદ્રમંડળમા પ્રતિનિધિ નીમવાનો અધિકાર છે તેમને જેમ બને તેમ વહેલા હીંદી સરકારના સીધા સબધમા લાવવામા આવશે. અમારી અંતિમ ઇચ્છા એ છે કે એક સામાન્ય નીતિના લાભ અમે બધા મેળવી શકીએ. અને તેથી કરીને આજ સુધી રાજ્ય રાજ્ય સાથેની વર્તણુકમા ફેરફાર રહી જવાને લીધે જે અસંતોષ રહ્યા કર્યો છે, તે દૂર થશે.

રેલ્વેની હાલની રાજનીતિમા કેટલીક બાબતોમા ફેરફાર કરવાની જરૂર છે. તેમાની કેટલીક બાબતો ઉપર અત્યાર પહેલા ચર્ચા અને ઉહાપોહ થયેલ છે. અને રેલ્વે ઉપરની હકુમત રાજ્યોને પાછી સોપવાના સવાલ ઉપર ૧૯૨૩ ના સપ્ટેમ્બર માસમાં સીમલામા જે નિર્ણય થયો છે તેનો તુરત અમલ થાય એમ અમે ઈચ્છીએ છીએ.

કંપનીએ બાંધેલી જે રેલ્વેઓ રાજ્યોની હદમા થઇને જાય છે. અને હવેથી નવી બંધાઇને જશે તેમા રાજ્યનો પણ આર્થિક સ્વાર્થ હોવો જોઈએ એ નીતિ સાફ કબૂલ રહેશે અને પળાશે એમ અમે ઈચ્છીએ છીએ. તથા જે બંધાયેલી રેલ્વે અમુક વર્ષોમા ખરીદ કરી લેવાની શરત તેની સાથેના કરારમા હોય તે રેલ્વેઓ રાજ્યની હદમાં હોય તો તે ખરીદ કરવાની અને તેને ચલાવવાની એમને પ્રથમ મુનસફી હોવી જોઇએ.

આજે જ રેલ્વેમા વ્યક્તિગત અને સમગ્ર રીતે રાજ્યોના પૈસા ખરચાય છે. અને હજી વધારે હિત ઉત્પન્ન થવાનું છે. અમે માનીએ છીએ કે દેશમા રેલ્વે વિસ્તારના

માઇલો વધે એવુ સરકારનુ ધ્યેય છે. એ ધ્યેય હીદી સરકારની સાથે અમારૂ પણ છે. કારણ કે રેલ્વેના વધારાની ઉપર રાજ્યોના વ્યવહારના સાધનો અને તેના વેપારના વિસ્તારનો આધાર છે. એટલા માટે અમને લાગે છે કે એને ખૂબ ઉત્તેજન આપવું જોઇએ. વળી જો રાજ્યોને, ભવિષ્યની રેલ્વે બાધવામા પોતાનો પૈસો વાપરી શકે એવી સગવડ આપવામા આવે અને જે રેલ્વે તેમની હદમા થઈને જાય છે તથા તેમની હદની બહાર હોય છે તેને પણ ખરીદ કરવાની સગવડ આપવામા આવે તો સરકારની તીજોરીને એટલો આરામ મળશે. પણ સરકારની હાલની રેલ્વે નીતિ ઉદાર થશે, રેલ્વેમા રોકાયેલા નાણાનું વ્યાજ ઠીક ઠીક આવવા લાગશે અને જે રેલ્વેઓ રાજ્યો બાધી શકે તથા તે માટેના પૈસા ખરચી શકે તેની સામેના અતરાયો દૂર થશે ત્યારે જ આ વાત બની શકશે.

એક બીજી વાત મૂકવાની રજા લઉં છુ. અમને લાગ્યુ છે કે અને એમ લાગવાનુ કારણ છે કે એચીસન ટ્રીટીને નામે છાપવામા—સગ્રહ કરવામા—આવતા પુસ્તકમા વખતોવખત ફેરફાર થાય છે. તે જરૂર પડે ત્યારે સત્તાવાર દાખલાના પુસ્તક તરીકે (authoritative work of reference) તરીકે પસદ કરવા જેવુ અમને લાગ્યુ નથી. તહનામાઓ, કરારો અને સનદની આગળ પ્રસ્તાવનાના જેવા રૂપમા, જે વર્ણન લખવામા આવે છે, તેમા અમને પૂછ્યા વિના ફેરફાર થયા કરે છે. અને તે ફેરફારો અમારા હિતને નુકસાનકર્તા છે એમ અમને લાગ્યુ છે. એચીસન ટ્રીટીની એક પછી એક નીકળતી આવૃત્તિઓ તપાસવાથી અમને માલુમ પડયું છે કે એની ભાષામા સુધારાઓ અને ફેરફારો કરવામા આવ્યા છે તેમ તેના વસ્તુમાં પણ ફેરફાર થયેલ છે એ ફેરફારો તે તે કાળની સરકારની સ્થિતિને લીધે બેશક થયા હશે પણ તે બરાબર અને ન્યાયપુરસરના છે એમ અમને લાગતુ નથી. વળી અમને એમ પણ લાગ્યુ છે કે માતૃભાષામા લખાયેલા એ મૂળ કરારોનો તરજુમો એના મૂળ શબ્દોની સાથે બરાબર જોઇએ તેવી રીતે મળતો આવતો નથી. અમે એવી માગણી કરીએ છીએ કે એચીસન ટ્રીટી કે જેમા તાજ અને રાજ્યો વચ્ચેના સબધો સત્તાવાર રીતે આલેખાય છે તેવા આ પુસ્તકને તૈયાર કરવામા જે બે પક્ષોને એની સાથે સબંધ છે તેની સહાનુભુતિ મેળવવી જરૂરની છે, કે જેથી કરીને એ પુસ્તક નિષ્પક્ષપાત અને સચ્ચાઈ ભરેલો અહેવાલ આપી શકે. અમારા જાણવામા આવ્યુ છે કે એ પુસ્તકની નવી પ્રત નીકળવાની તૈયારીમાં છે. અમને ભય લાગે છે કે અમારી આ વિનતિ આપ નામદાર સ્વીકારો તો એ પુસ્તક બહાર પાડવામા થોડો વિલંબ થશે પણ અમને લાગે છે કે આપણા બન્ને પક્ષના હિતની ખાતર જે જાતની હકીકત વિષે અમે વાધો લીધો છે એવી હકીકતો જો તેમા છપાઈ જશે તો તે ઉતાવળે છપાયેલી આવૃત્તિ બહુ મોઘી થઇ પડશે. એટલા માટે અમે ખાસ સૂચના મૂકવાની હીમત કરીએ છીએ કે એજ તરજુમો અને તેમા લખાયેલા વર્ણનો લાગતાવળગતા રાજ્યોનો અભિપ્રાય માટે મોકલવા અને એ કરારો તથા તેનાં વર્ણનો સત્તાવાર છે, એમ આપ નામદારની સરકાર મજુર કરે તે પહેલા તે સરકારના રાજદ્વારી ખાતા અને રાજકર્તાઓની સ્ટેન્ડીંગ કમિટી પાસે તપાસાઇ પસંદ થાય.

આપ નામદારના ભાષણમા આપે દરમિયાનગીરી વિષે ઇસારો કર્યો છે. એ સંબધી અમે અમારી ઇચ્છાઓ અને આશાઓ અહીં અમારા વક્તવ્યમા દર્શાવી ગયા છીએ. એટલે એને વિષે લબાણથી અહીં બોલવા ઈચ્છા નથી. આપ નામદારની સાથે એ વિષેની ઉહાપોહની તક અમે ખતપૂર્વક ઇચ્છીએ છીએ. અને હું ઉમેરવા માગુ છુ કે એ ચર્ચા આપ નામદારને અને અમને સતોષ થાય એવો નીવેડો લાવશે એવી અમને આશા છે.

રાજકુમાર કૉલેજો માટે બોલતા અમે આશા બતાવી છે કે જે ધારણાથી આ કૉલેજો સ્થપાઇ હતી તે ફળીભુત થાય એટલા માટે રાજ્યોની એ તરફ સહાનુભુતિ જારી રહે. આપની ઇચ્છાથી નાની ઉમરના રાજાઓની કેળવણીના સબધે ભલામણ કરવાને એક કમિટી નીમવામા આવી છે. અમે એવુ સૂચવવા ઇચ્છીએ છીએ કે કૉલેજોની વ્યવસ્થાપક સમિતિ અને સ્થાનિક સરકારો જે યોજનાનો મુસદ્દો કરે તે મુસદ્દો આ કમિટી પાસે મૂકવામા આવે. જેથી કરીને આ નરેદ્રમડળને એ સવાલ ઉપર પુખ્ત અને પૂર્ણ વિચાર કરવાનો અવકાશ મળે.

આપ નામદારના સહ્રુનને ઉડાડી દેવાના ધિક્કારવા લાયક પ્રયત્નમાથી પ્રભુએ આપનો બચાવ કર્યો તે સબધી જે ઠરાવ નરેદ્રમડળમા મૂકવામા આવ્યો હતો તેની કદર કરતા આપે મહાનુભાવપણે, આપને માટે અમને જે માન, જે જાતીય લાગણી અને મિત્રતા છે તથા જે ચાર વર્ષ સુધી અખડિત ચાલ્યા કરી છે તે વિષે ઈસારો કર્યો હતો. એ ઉપરથી અમને યાદ આવ્યુ કે બધારણના નિયમ પ્રમાણે આપ નામદારને રહેવાનુ એકજ વધારે વર્ષ હવે છે. અમારી અતકરણપૂર્વક આશા છે કે રાજ્યો અને બ્રિટિશ હીંદને પણ સરખી રીતે લાગુ પડતા જે ઘણા અગત્યના અને જીવસટોસટના સવાલો તાત્કાલિક પરિણામ માગી રહ્યા છે તેનો સતોષકારક નીવેડો થાય નહી ત્યા સુધી આપે આપના હોદ્દાની જવાબદારી છોડવી નહી એવી શાહી સરકાર આપને માગણી કરે અને તે આપે સ્વીકારવી.

## વિવેચન.

નરેદ્રમડળ ખલાસ થતી વખતનું નરેદ્રોનું છેલ્લુ ભાષણ પ્રાયશ: વિવેક ભરેલું હોવા છતા કેટલીક અગત્યની અને કેટલીક રહી ગએલી બાબતો ઉપર રાજાઓ તરફથી ચૅન્સેલર ટુંકામા કઇક કંઇક બોલે છે. આ વખતે પણ તેમ થયું છે. એમાની કેટલીક બાબતો ઉપર વિવેચન કરવા જેવુ છે.

રાજ્યોના આર્થિક સ્વાર્થના તપાસની કમિટી, રાઉન્ડ ટેબલ કૉન્ફ્રેન્સની દરખાસ્ત, બટલર કમિટીનો રિપોર્ટ, અને કરારનામાના હકો એ બધી બાબતો વિષે તો વિસ્તારથી આગળ કહેવાઇ ગયું છે. એટલે

પતીયાલા નરેશના ભાષણના આ વિષયો ઉપર કંઇ વિશેષ કહેવાનું રહેતું નથી. જે કાંઇ નવું દાખલ કરવામાં આવ્યું છે તે વિષે બોલીએ.

ઇસ્ટ આફ્રિકા, સીલોન, ફીજી, કેનિયા વગેરે દરીઆપારના દેશોમાં હીંદની જે પ્રજા વસે છે, તેને અંગે જે નીતિ ચલાવવામાં આવે છે, તે નીતિમાં સુધારો થવા સંબંધે નરેંદ્રો તરફથી પણ સૂચના કરવામાં આવી હતી. બ્રિટિશ હીંદ તો એ વિષે કયારનું ફરીઆદ કરી કહ્યું છે. પોતાના જાતભાઇઓ માટે કયો માણસ એવી ફરીઆદ ન કરે? કયો દેશ એવી ફરીઆદ કર્યા વગર રહ્યો છે? યુરોપની બ્રિટિશ પ્રજા, તેમ યુરોપની બીજી કોઈ પ્રજાનાં માણસો એશિયા ખંડના સ્વતંત્ર રાજ્યમાં જાય છે, ત્યાં કોઇને કાંઇ મુશ્કેલી આવે છે ત્યાં ઇંગ્લેંડ અને બીજાં રાજ્યો ખૂબ ફરીઆદ કરી રહે છે, એ જાહેર વાત છે. તો પછી એક જ સામ્રાજ્યની નીચે આવેલા પ્રદેશમાં હીંદ કે જે સામ્રાજ્યનું એક અંગ છે તેની પ્રજા સાથે સામ્રાજ્યની પ્રજા તરીકે વર્તન થાય નહીં અને તેના મનુષ્યત્વને હલકું ગણવામાં આવે એ દેખીતી રીતે જ સહન થઇ શકે એવું નથી. અને જે રાજ્ય કોઈ પ્રજાને પોતાના રક્ષણ નીચેની વસ્તી ગણે તેણે તો તે થવા દેવું પણ ઘટે નહીં. સમાન વર્તણુક, એ રાજ્યોની સલામતીનો મૂળ મંત્ર છે. આ વખત તો નરેંદ્રમંડળના રાજાઓએ પણ હીંદની પ્રજા તરફ નજર લંબાવીને આ લાગણીને મજબૂત ટેકો આપ્યો છે. કેટલાંક રાજ્યોની પ્રજામાંથી પણ દરીઆપારના દેશોમાં માણસો ગયાં છે. એટલે તે પ્રજાના રાજા તરીકે એમને લાગણી રહે તે સ્વાભાવિક છે પણ રાજાઓએ એથી આગળ જઇને માણસાઇના ધોરણે આ બાબતનો ઉલ્લેખ કર્યો છે. એઓએ પોતાને પણ હીંદના હીંદી તરીકે ગણાવીને, તે બહાર જનારાઓની સાથે ભ્રાતૃભાવ બતાવ્યો છે. અને એ ભાવને સંબોધીને કહ્યું છે કે એમનું અપમાન એ પોતે પોતાનું અપમાન ગણે છે. અને માણસની જેવી સ્થિતિ ઉંચી, તેમ એ અપમાન તેને વધારે શરમ લગાડે છે. એટલે એમણે એમ કહી દીધું છે કે એ લોકોની સ્થિતિ રાજાઓને પણ નીચું જોવડાવે એવી લાગે છે. લાગણી ભરેલી રીતે આ વાત કહેતાં કહેતાં પતીયાલા નરેશે કહ્યું કે અમારા દેશના લોકો માટે કાંઇ ખાસ હકો અમે

માગતા નથી પણ સામ્રાજ્યની બીજી વસ્તીની રાજકીય અને આર્થિક સ્થિતિના જેટલી જ હીંદના લોકોની સ્થિતિ ન થાય ત્યાં સુધી અમને સંતોષ થશે નહીં. વિવેક અને હીંમતનું આ વાક્ય બહુ સુંદર છે. અને રાજાઓથી ઉચ્ચારાયેલું છે એટલે સરકારને વિચાર થઈ પડે તેવું છે. હીંદના અસંતોષના કારણોમાંનું આ એક મોટું કારણ છે. એ દૂર કરવું એ જેમ દેશના લાભની તેમ રાજકર્તાના પણ હિતની વાત છે. હાલના ના. વાઇસરોયના વખ-તમાં એ તરફ વિશેષ ધ્યાન અપાય છે. અને એથી આશા રહે છે, કે એનું પરિણામ કાળ જતાં પણ સંતોષકારક આવશે.

હીંદના રસ્તાની સુધારણાના ખર્ચ માટે પેટ્રોલ ઉપર કર નાંખ-વામાં આવ્યો છે. તેમાં દેશીરાજ્યને પણ ભાગ મળવો જોઇએ એવી માગણી પતીયાલા નરેશે કરી હતી. એ વાત ખરી છે કે દેશીરાજ્યમાં પણ રસ્તાઓ છે. અને તે રસ્તાઓને સમારવામાં રાજ્યોને ખરચ પણ થાય છે. એટલે હીંદમાં વપરાતા બધા પેટ્રોલ ઉપર કર નંખાય તો દેશી રાજ્યમાં જે પેટ્રોલ વપરાય તેના ઉપ-રનો કર દેશીરાજ્યોને મળવો જોઇએ. રાજ્યોની વસ્તી કેટલું પેટ્રોલ વાપરતી હશે, તે તો રાજ્યની અંદરની જાહોજલાલી ઉપર આધાર રાખે છે. કારણ કે મોટરોની સંખ્યાનો આધાર લોકોની આર્થિક સ્થિતિ અને જાહોજલાલી ઉપર છે. હીંદના પ્રમાણમાં એ આર્થિક સ્થિતિ, એ જાહોજલાલી, કેટલી છે તે આપણી જાણ બહાર નથી. પણ એ જાહોજલાલીના અભાવનો બદલો રાજા સાહેબોની મોટ-રોની સંખ્યા અને તેમાં વપરાતું પેટ્રોલ પુરો પાડે છે. એટલે ન્યાયની દૃષ્ટિ અને હિસાબની રીતિએ આ માગણી અસ્વીકાર્ય નથી. પણ આખા દેશના લાભની વાત હોય અને એ દેશ ઉપર સામ્રા-જ્ય ભોગવતી સત્તાએ તે માટેનો પ્રબંધ કર્યો હોય, ત્યારે બહુ મોટો સ્વાર્થ હોય નહીં તો હિસાબો કરવા બેસવું એ જેમ અવ્ય-વહારૂ છે, તેમ કયા પ્રમાણ ઉપર એ હિસાબ કરવો એની મુશ્કેલી વાળું છે. હીંદ એક પ્રજા નથી; એટલે આવા સવાલો ઉભા થાય છે. પણ હીંદ દેશ તરીકે એક છે. જુદા જુદા ધણીનાં ખેતરોની માફક જુદાં જુદાં રાજ્યોને પોતપોતાના સીમાડા છે. પણ તે ખેતરો જુદા જુદા ધણીનાં હોવા છતાં એ સમગ્ર ખેતરોનો ધણી એક છે.

તેમ રાજ્યો જુદાં જુદાં હોવા છતાં–ભલેને મિત્રાઇ ભરેલી રીતે પણ–આખા હીંદ ઉપર રાજ્યસત્તા હીંદ દેશ તરીકે એક છે. એટલે આખા દેશના સ્વાર્થની નીતિમાં બનતાં સુધી જેમ ઓછી દખલગીરી થાય તેમ વધારે સારૂં છે. કેમકે સ્વાર્થ માટે જેટલી દખલગીરી તેટલી જવાબદારીનો ભાર પણ વધારે. ( કર લે તે ખર્ચ માટે ) એ ધોરણ ખૂબ ધ્યાનમાં રાખવા લાયક છે.

પેટ્રોલ ડ્યુટી આપવામાં આવશે તો રાજ્યોના બધા રસ્તા હીંદના રસ્તા જેવા રાખવા પડશે, તે ઉપર પણ લક્ષ રહેવું ઘટે છે. અને બહુ નહીં રહે તો તે રહેવા જોઇએ એવી દખલગીરી કરવાનો હક આ પેટ્રોલની ઉપજમાં ભાગ લઈને આપણે સરકારને આપીએ છીએ એવું થઇ જવાનો ભય છે. એ રસ્તા સુધારણાની બાબતમાં રેસીડેન્સીઓમાંથી વખતો વખત લખાણો આવ્યા કરવાનો સંભવ છે. કયા ધોરણે આ ભાગ નકકી થઈ શકશે તે પણ કલ્પી શકાતું નથી. દરીઆઇ જગાતમાં એવી દલીલ કરવામાં આવે છે કે વસ્તીના પ્રમાણ ઉપર ભાગો પાડવા. આ દલીલમાં તો કાંઈક વજુદ છે કેમકે દેશમાં આવતો માલ પ્રજા ખાય છે અને વાપરે છે એટલે માથા દીઠનું પ્રમાણ સમજી શકાય એવું છે. પણ પેટ્રોલ એ દરેક માણસ વાપરે એવી વસ્તુ નથી. હીંદની વસ્તી જે પ્રમાણમાં પેટ્રોલ વાપરશે તે પ્રમાણમાં દેશી રાજ્યની વસ્તી વાપરી શકશે નહીં, એવો એ બન્નેની આર્થિક સ્થિતિનો તફાવત છે. અને જો આમ છે તો વસ્તીની સંખ્યા ઉપર પેટ્રોલના ભાગનું પ્રમાણ બાંધી શકાય નહીં. એટલે બધી રીતે જોતા આ સવાલ રાજા જેવી સંસ્થાએ ઉપાડવો જોઇતો ન હતો એવું ક્ષણભર લાગી જાય છે.

નરેંદ્રો ઇચ્છે છે કે હીંદનાં બધાં રાજ્યો વાઇસરોય સાથે સીધા સંબંધમાં આવવાં જોઇએ. આ માગણીનો સ્વીકાર થવા જેવું છે. દેશી રાજ્યોની સ્થિતિ એક સરખી અને એક સ્વરૂપવાળી છે. એમાંનાં કેટલાંક વાઈસરોયના સંબંધમાં રહે અને બીજાં પ્રાંતોની સાથેના સંબંધમાં રહે એ ઘટના બરાબર નથી. એક જ સ્થિતિની સંસ્થાની સાથેની વર્તણુક એક જ રાજ્યનીતિની હોવી જોઇએ. જો જુદી જુદી હોય તો તેમાંથી અસંતોષ થાય છે. એમાંથી અસંતોષ

થઇ પણ રહ્યો છે. દાખલા તરીકે રાજપુતાના ઘણાં વર્ષથી સીધા સંબંધમાં હોવાને લીધે ત્યાંનાં રાજ્યોનો માનમરતબો, તેમનું તોપનું માન, તેમને અપાયેલા ચાંદો અને તેની બેઠકો સરકારની સાથેના સીધા સંબંધને લીધે બીજા પ્રાંતોનાં રાજ્યો, રાજપુતાનાનાં કેટલાંક રાજ્યો કરતાં ક્ષેત્રફળ, ઉપજ, રાજ્યસુધારણા અને કેળવણીમાં વિશેષ છતાં, ઓછાં ધ્યાનમાં આવ્યાં છે. જેના છત્ર નીચે જે નહીં, તેને તેનો છાંયો મળતો નથી. તેમ સરકારના સીધા સંબંધમાં નહીં આવેલાં એવાં રાજ્યો તરફ સરખી દૃષ્ટિ રહી નથી. તેથી અસંતોષ થયો છે. એ અસંતોષ દૂર કરવા માટે જ મોંટેગ્યુ—ચૅમ્સફર્ડ રિપોર્ટમાં એક સત્તાના જ સંબંધમાં રાજ્યોને લાવવાની ભલામણ થઇ છે અને હીંદની સરકારે એ ભલામણના આધારે એ પગલાંની યોગ્યતા સમજીને પંજાબ, કાઠીઆવાડ અને ગુજરાતનાં કેટલાંક રાજ્યોને હીંદની સરકાર સાથેના સંબંધમાં મુકયાં છે. જો સિદ્ધાંત એક વખત કબૂલ થયો તો તે સિદ્ધાંત બીજાઓને પણ લાગુ કરવામા શું મુશ્કેલી છે, તે સમજી શકાતુ નથી. જેઓ રહી ગયાં છે, તેઓ સાથે આવવાનો પોકાર કરે છે અને તે પોકારથી જે પ્રાંતિક સરકારની નીચે તેઓ છે, તેને તેમના ઉપર ગુસ્સો ચડે છે. એટલે તેઓ તો નથી મુખ્ય સરકારની શુભ નજરનો લાભ લઇ શકતાં કે નથી પોતાની પ્રાંતિક સરકારની પ્રીતિ મેળવી શકતાં. તેમને હીંદી સરકારની સાથે લાવવામાં મુશ્કેલીઓ છે, એમ મભમ કહેવા કરતાં તે મુશ્કેલીઓ શું છે તે કહેવામાં આવે તો તે મુશ્કેલીનું નિરાકરણ વિચારી કાઢી શકાય. મુશ્કેલી હોય તો તે દૂર કરી શકાય. જો તે ખરેખરી જ હોય તો રાજ્યોને પણ તેની તસલ્લી થતાં ફરીઆદનું કારણ રહે નહીં. મને તો એમ લાગે છે કે એની મુશ્કેલીઓ કરતાં, એમ કરવાની જરૂરીઆત વધારે જોરવાળી છે. પ્રાંતોને પણ તેને પકડી રાખવામાં લાભ નથી. કેમકે નરેંદ્રમંડળની સ્થાપના પછી એ રાજાઓ દિલ્હી જાય આવે છે, અને પ્રાંતની સાથે જે સવાલો હોય તે વિષે ત્યાં મિત્ર તરીકે વ્યક્તિગત ફરીઆદો રાજદ્વારી ખાતાના અધિકારીઓને અને વાઇસરોય સુધાંને કરવાની તેમને તક મળે છે. એક સત્તા સાથે સંબંધ ધરાવતું કોઇ રાજ્ય બીજી સત્તા પાસે જઇને ફરીઆદ કરી શકે એ સ્થિતિ પ્રાંતોને કેમ પસંદ આવતી હશે તે સમજાતું નથી.

રેલ્વેના સંબંધમાં રાજ્યોની કેટલીક માગણીઓ યથાર્થ છે. રાજ્યની અંદરની સઘળી હકુમત રાજ્યોની છે, અને જેની હદમાં કોઇ રેલ્વે જાય તેની હદ સરકારને સોંપી દેવી પડે છે. સર્વોપરિ સત્તાની નીતિની દૃષ્ટિએ તેમને આ વાત યોગ્ય લાગતી હશે, પણ રાજાની સત્તાની દૃષ્ટિએ આ વાતમાં થોડું ઘણું અતિક્રમણ છે એમ લાગ્યા વિના ન રહે. રેલ્વેની માલેકી સરકારે મંજુર કરેલી કંપનીની હોય તેથી કરીને દેશી રાજ્યની હકુમત સરકારને સોંપવી જોઇએ એ ધોરણ સમજી શકાતું નથી. જે હદમાં ગુન્હા બને તે હદની પોલીસ અને તે હદની હકુમત તેનો નિકાલ કરે તો શું ખોટું છે? રાજ્યની અંદરના ગુન્હાઓની વ્યવસ્થા તે આ રેલ્વેની હદની ટુંકી લાંબી દોરીના ગુન્હાની વ્યવસ્થા. કદી એમ ઇચ્છા હોય કે ગુન્હાની વ્યવસ્થા રેલ્વેના કાયદા પ્રમાણે થવી જોઇએ કે જેથી રેલ્વેની રાજ્યનીતિ અને તેના બધા સવાલો એક ધાટીએ જ ચાલે, તો તેમા રાજ્યોએ આનાકાની કરવી જોઇએ નહીં. હીંદની રેલ્વેનો ધારો પોતાના ધારા તરીકે રાજ્યો સ્વીકારી શકે છે ઘણાંએ રાજ્યોમાં હીંદના બીજા કાયદાઓ રાજ્યના કાયદા તરીકે ઘડાય છે. તે પ્રમાણે રેલ્વેના કાયદાનુ પણ બની શકે. વળી એક રાજ્યની રેલ્વેની હદમાં થતા ગુન્હાઓની તપાસ એ રાજ્યની પોલીસ કરી શકે તેટલી સુઘટતાથી બહારની પોલીસ એ રાજ્યમાં કરી શકે નહીં તે દેખીતું છે. આ વ્યવસ્થા કરવામાં શું મુશ્કેલી છે, તે બતાવવામાં આવે નહીં ત્યાં સુધી તો રાજ્યની આ દલીલ ન્યાયપુરઃસરની લાગે છે. આ તો રાજ્યમા પસાર થતી કંપનીની રેલ્વેઓને અંગે થયું.

પણ એવી કેટલીક રેલ્વે છે કે જે રાજ્યોની પોતાની છે. પોતાને ખર્ચે બંધાયેલી છે અને પોતાનીજ વ્યવસ્થા નીચે છે. છતાં તેના ઉપરની હકુમત પણ સરકારને સોંપવી પડે છે. હદ કોઇકની, હકુમત કોઇકની, પૈસા કોઇકના, વ્યવસ્થાનો અધિકાર કોઇકનો અને તે છતાં એ મીલકત ઉપર થયેલા ગુન્હાઓ સંબંધે બીજી સત્તા હકુમત ધરાવે એ પ્રથમ દૃષ્ટિએ સમજી શકાય એવું નથી. આ વ્યવસ્થામાં ઘણા અનર્થ રહેલા છે. પ્રથમ તો એ કે પોલીસ અને ન્યાયકોર્ટો બીલકુલ બહારની સત્તાને આધીન હોવાથી પારકી મીલકત ઉપરના વહીવટમાં પોતાની મીલકત ઉપરના વહીવટ જેવી

દૃષ્ટિ આવી શકે તેવો મનુષ્ય સ્વભાવ નથી. પારકી પોલીસ તે રેલ્વેના મેનેજરને તાબે શી રીતે રહે ? અને તપાસ તથા બચાવ કરનારી પોલીસ જો એ મીલકતના ધણીને તાબે ન હોય તો તે મીલકતની સંભાળ શી રીતે રાખી શકે ? એ પોલીસ કોઇ ગુન્હો કરે તો પણ રેલ્વેના મેનેજર માત્ર રિપોર્ટ કર્યા સિવાય બીજું કાંઇ કરી શકે નહીં, એ વ્યવસ્થાની પણ કેટલી ખામી છે ? કેટ- લીક જગ્યાએ તો વળી એવુ છે કે પોલીસ સરકારની, અને પગાર રેલ્વે આપે છે. ત્યાં તો "નોકર તેરા પણ કહ્યા ન કરૂં" એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. અને આગળ જઇને કહીએ તો કેટલીક વાર તો નાના પગારના પોલીસો બીજી હકુમતવાળા તેના પોલીસ અધિકારીને ખોટા રિપોર્ટો પણ કરે છે અને તે રિપોર્ટ ઉપરથી જે રાજ્યની રેલ્વે હોય તે રાજ્યનો ખુલાસો માગવામાં આવે ત્યારે એ રાજ્યના દીવાનોએ કરેલા ખુલાસા પણ તેના પોલીસના રિપોર્ટોની સાથે તોળીને વજનમાં હલકા ગણવામાં આવે છે. "પ્રેસ્ટીજ" નો આ એક હસવાલાયક નમુનો છે આ વ્યવસ્થામાં સરકારને જે લાભ લાગતો હશે તેના કરતાં રાજ્યોને જે અસંતોષ થાય છે, તેથી નુકસાન વધારે છે. એક તો સુવ્યવસ્થિત રાજ્યનીતિ નથી એટલે લોકોને અને રેલ્વેને નુકસાન છે. પણ તે ઉપરાંત મુશ્કેલી- ઓના પ્રમાણ કરતાં અસંતોષ વધારે થાય છે એ તો સમજવા જેવી વાત છે. હવે તો રાજ્યો પોતાનાં ન્યાયખાતાંઓ સુવ્યવસ્થિત કરી રહ્યાં છે. કેટલાંકનાં તો લાંબા કાળથી સુવ્યવસ્થિત છે, જેનો રાજ્ય વહીવટ સારો હોવાની વાત સુપ્રસિદ્ધ છે. તો પછી જે રાજ્યમાં ગુન્હો, જે રાજ્યની રેલ્વે ઉપર ગુન્હો, તે રાજ્યનું ન્યાયખાતું રેલ્વેના કાયદા પ્રમાણે તેની વ્યવસ્થા કરે તેમાં વાંધો શું હોઇ શકે તે સમજાતું નથી ! પણ આ વ્યવસ્થાનું એક બીજું અનિષ્ટ પરિણામ આવે છે તે એ છે, કે દેશમાં જ્યારે પોલીટીકલ ચળવળ ઉભી થાય છે, ત્યારે આ સરકારી પોલીસ જે રાજ્યોની સરહદમાં રેલ્વે હોય છે તે રાજ્ય ઉપર જાસુસ (Spy) ની દૃષ્ટિથી નજર રાખે છે. ખાનગી અને તેથી ખોટા રિપોર્ટ કરે છે. અને એથી રાજ્યને નાહકની મુશ્કેલી ઉભી થાય છે. આ ઘટનાનો ઉપાય નહીં થાય તો દેશી રાજ્યોમાં ભારે અસંતોષ થશે કોઇ રાજ્ય કે રાજા આવી જાસુસી નજર નીચે, અને તે પણ નાના

પગારના પોલીસ મારફત રાખવામાં આવતી જાસુસી નજર નીચે વગર ફરીઆદે રહી શકે નહીં. હકુમતનો આખો પ્રશ્ન એ બાબતની જાણુવાળા અને અભ્યાસવાળા દેશી રાજ્યના પ્રતિનિધિઓ અને રાજદ્વારી અધિકારીઓ તથા સરકારી રેલ્વે ખાતાના અધિકારીઓએ સાથે મળીને વિચારી કાઢવા જેવો છે. અને તેનું સહેલું તથા સંતોષકારક પરિણામ આવે એવો મોટો સંભવ છે.

રાજ્યની હદમાં જે રેલ્વે, કંપની તરફથી બંધાઇ હોય કે બંધાવાની હોય અને જે અમુક વર્ષો પછી ખરીદ કરવાની સરકારની સત્તા હોય તે રેલ્વેઓ અથવા રેલ્વેના ભાગો જે રાજ્યની હદમાં તે રેલ્વે હોય તે રાજ્યને ઈચ્છા હોય તો ખરીદ કરવાનો પ્રથમ હક રહેવો જોઇએ, એવી રાજ્યોની માગણી વાજબી છે. રાજ્યની ઉપજ બચાવવાનું અને રેલ્વેમાં વાપરીને તેમાંથી વધારે ઉપજ વધારવાનું આમાં પ્રલોભન છે. અને સરકાર તરફથી તેને ઉત્તેજવાની ખાસ જરૂર છે. વળી રેલ્વેના ખર્ચમાં સરકારને જોઈતાં નાણું કાઢવાની મુશ્કેલી પડે છે, તેમાંથી સરકારને આસાયેશ મળે છે. એટલે હાલની રેલ્વેની રાજનીતિ વધારે ઉદારતાભરેલી કરવાની જે માગણી ચૅન્સેલર સાહેબે કરી છે તે યોગ્ય હોઇ ઉત્તેજવાને પાત્ર છે

રાજ્યો સાથે જેટલાં તહનામાં, કરારો અને સનદો થઇ છે તે બધાં એકઠાં કરીને એચીસન ટ્રીટીને નામે એક પુસ્તક બહાર પાડવામાં આવે છે. અને વખતો વખત તેની આવૃત્તિ નીકળે છે. તહનામાં, કરારો અને સનદોની શરતોમાં તો ફેરફાર કરી શકાય એમ નથી. પણ મોટે ભાગે એ બધા દસ્તાવેજો રાજ્યની માતૃભાષામાં થયેલા હોવાથી તેના તરજુમામાં મૂળમાંથી કંઇ કંઇ ફેરફારી રહી જાય એવો સંભવ છે. અને વળી નવી પ્રતમાં જુની પ્રતના કરતાંએ તરજુમામાં ફેરફાર કરવામાં આવે તો કેટલેક કાળે શરતોના આશયમાં પણ સમજફેર થવાનો સંભવ છે. ઉપરાંત રાજાઓની એ પણ ફરીઆદ છે કે એ કરારોને અંગે કરારો પહેલાંની જે કાંઈ ઐતિહાસિક વાત લખવાની હોય તેના શબ્દોમાં પણ ફેરફાર કરવામાં આવે છે. આ પ્રથા ખોટી અને દૂર કરવા જેવી છે. આ ફેરફાર કરવાના પ્રયત્ન ,એ કરારના ઐતિહાસિક સ્વરૂપને અને કરારો થતી વખતની બેય પક્ષની સ્થિતિને ફેરવી નાખે છે. તેને

લીધે ઘણીવાર એ કરારોના અર્થ કરવામાં મતભેદ થાય છે. કરારો એ પરસ્પર અપાયેલાં પવિત્ર વચનો છે. એના શબ્દોમા ફેરફાર થાય તો તેના પાલનમા પણ ફેરફાર થાય છે પાલનનો ફેરફાર એ વચનભંગથી ઓછો ખેદકારક બનાવ નથી. એટલા માટે એચીસન ટ્રીટીની પહેલી આવૃત્તિથી માંડીને આજ સુધીની બધી આવૃત્તિઓમા થયેલા ફેરફાર તપાસી જવા ઘટે છે. અને પતિયાલા નરેશે કહ્યું છે તેમ તે બન્ને પક્ષના પ્રતિનિધિઓની કમિટીએ મળીને તપાસવા ઘટે છે પરિણામે જે મુસદ્દો નક્કી થાય તે મુસદ્દામાં ફેરફાર કરવો નહીં અને કાંઈ ભૂલ રહી ગયાને લીધે ફેરફાર કરવાની આવશ્યક્તા ઉભી થાય તો તે પણ ઉપર કહી તેવી કમિટીથી તપાસાઇને થાય એ જરૂરનું છે. નવા હકો પ્રાપ્ત કરવામાં મુત્સદ્દીગીરી ક્ષંતવ્ય ગણાય—જો કે તે ક્ષંતવ્ય ગણવી જોઇએ કે કેમ તે હૃદયની શુદ્ધતા ઉપર આધાર રાખે છે—પણ કોઇના જુના હકો સંકુચિત કરવામાં મુત્સદ્દીગીરી—અને તે પણ એક તરફી—એ તો ઠીક નીતિ નહીં રાજાઓની આ માગણી કબૂલ થવા જેવી છે એમ લાગે છે. દરમિઆનગીરીના સવાલનો ચર્ચા રાજાઓના એ ઠરાવ ઉપરના ભાષણોમાં છે. અને તે ઉપરનો ઉહાપોહ પણ મેં પહેલાં કર્યો છે એટલે અહીંયાં વિશેષ કહેવા પણું રહેતું નથી. રાજ્યો અને સરકાર, તેનો સંબંધ એવો છે કે જેમાં દરમિયાનગીરીને અવકાશ છે. તેમ અવકાશ નથી પણ. મતભેદનો એ મોટો સવાલ છે. અને મતભેદનું નિરાકરણ બન્નેના મતથી જ થઇ શકે, એ નિયમ તો સર્વમાન્ય રહે તેવો છે. દરમિયાનગીરીની સત્તાની વ્યાખ્યા જો કે મુશ્કેલ છે, પણ તે અમર્યાદ સત્તા છે એ દલીલ તો માન્ય રહી શકે એવી નથી.

---

### ૨૯. ના. વાઇસરોયનો ઉપસંહાર.

ના, વાઇસરોયે નરેંદ્રમંડળનો ઉપસંહાર કરતા જે વિવેચન કર્યું હતુ તેનું સંક્ષેપમા ભાષાન્તર આપવાને બદલે તેના મુદ્દા ઉપર સંક્ષેપમા થોડુંક લખીએ તો તે નામદારના વિચારો સ્પષ્ટ સમજી શકાશે. પ્રથમ તો એમણે, આ વખતની નરેંદ્રમંડળની બેઠક ઘણી ઉત્સાહ ભરેલી હતી, એમ થવાનુ કારણ આ વખતના કામકાજની અગત્યતા હતી અને તેથી રાજાઓને સંતોષ થયો હશે એમ કહીને અભિનંદન આપ્યુ.

## વિવેચન.

ખરેખર આ વખત નરેંદ્રમંડળની ખાનગી બેઠકોમાં અને જાહેર બેઠકોમાં ઘણા મનનીય વિષયોની ચર્ચા થઇ હતી. બટલર કમિટી, ગોળમેજી પરિષદ, સાઇમનરિપોર્ટની ભલામણની અટકળઃ એ બધાંએ રાજાઓને પોતાની સ્થિતિ, પોતાના ભવિષ્ય અને હવે પછીના હિંદની સાથે બધાવાના સંબંધને અંગે કંઇક ચિંતા ભરેલા વિચારો ઉત્પન્ન કર્યા હતા, અને તેની વિચારણા જેટલા બને તેટલા રાજાઓ સાથે મળીને કરે તે અભિષ્ટ લાગવાથી હંમેશના કરતાં વધારે રાજાઓએ નરેંદ્રમંડળમાં હાજરી આપી હતી. તો પણ નરેંદ્રમંડળના ૧૦૮ સભ્યોમાંથી માત્ર ૪૨ જ હાજર હતા, તે જોતાં ચર્ચવાના વિષયની ઉપયોગિતાનુ ખરૂ ભાન આખા મંડળને છે એમ બહારનો માણસ કલ્પી શકે નહીં. આવા અગત્યના પ્રસંગે દરેકે દરેક નરેશને એમ થઈ જવું જોઈએ કે આપણે આપણો ફાળો ચર્ચામાં આપીએ. હીંદની ધારાસભામાં જ્યારે કોઇ સમગ્ર વર્ગને લગતો અગત્યનો સવાલ આવે છે, ત્યારે બનતાં સુધી તબીયતના કારણ સિવાય કોઇપણ સભ્ય ગેરહાજર રહેતો નથી, એ આપણને સુવિદિત છે. તો રાજાઓની હસ્તીના મૂળને અસર કરે એવા પ્રસંગ વખતે અર્ધા કરતાં ઓછા રાજાસાહેબો હાજર રહે, એ એક તરફથી જેમ ખેદની વાત છે તેમ બીજી તરફથી પ્રસંગની ઉપયોગિતાની ખરી કિંમત જાણે કેમ એમને ન થતી હોય ું એવો ખેદજનક વિચાર ઉત્પન્ન કરે એવું છે. માણસોને એમ થઇ જાય કે પોતાના અંગની આવી બાબતોમાં તસ્દી લેવાનું પસંદ કરે નહીં એ પ્રજાના કાર્યમાં તસ્દી લેવાની મનોવૃત્તિ કેમ દોરવી શકે ? આ શંકા ગુસ્સો કરે એવી લાગ્યા છતાં ક્ષતવ્ય ગણાય એવી છે.

દિવસે દિવસે ધારાસભાઓમાં વધારે ને વધારે ઉત્સાહ થતો જાય છે. ત્યારે આ નરેંદ્રમંડળમાં એ ઉત્સાહ દિવસે દિવસે ઓછો થતો દેખાય છે. અને મને તો ભય લાગે છે કે આગળ જતાં નરેંદ્રમંડળની હાજરી એટલી બધી પણ ઓછી થઇ જાય કે કોરમને અભાવે એ મંડળ કામ કરી શકે નહીં. એ ખરૂં છે, કે હંમેશાં નરેંદ્રમંડળના કામમાં આ વખતના જેવા ઉપયોગી સવાલો આવશે નહીં. પણ મંડળની બેઠક એ સવાલોના કરતાં હાજરાની ફરજ ઉપર

વધારે આધાર રાખે છે. ધારાસભાઓના કરતાં નરેંદ્રોની સભા ઓછું ધ્યાન ખેંચે એવી થશે તો એમને માટેના લોકોના અભિપ્રાયોમાં અને એ વર્ગની અગત્યતા સુધાંના વિચારોમાં લોકોને ઉણપ થતી જશે.

નરેદ્રમંડળના ફાયદા ગેરફાયદા વિષે લખવા બેસીએ, તો ઘણુ લાંબુ થઇ જાય એવું છે. આખા વર્ગને એ બેઠકોથી ફાયદો છે. વ્યક્તિગત અભિમાન કે સત્તા વિષેના જે બંધાઇ ગયેલા વિચારો હોય છે તેમાં સાથે મળવાથી લાભદાયક ફેરફાર થાય છે, સરકારની સામેની ઉહાપોહમાં વ્યકિતગત બીક નીકળતી જાય છે, એકલપણું (Isolation) જાય છે, સૌ સૌની શકિતનું ભાન થાય છે, અને વિચારોમાં ખેંચતાણ કરતાં કરતાં તથા ખાનગી બેઠકોમાં એક બીજા સાથે મળવાથી જ્ઞાનમાં વધારો થતો જાય છે. બ્રિટિશ હીંદની પ્રજામાં રાજા વિષે જે ખોટા ખ્યાલ છે, તે એમને કામ કરતા જોવાથી, સરકારની સાથે તેમના હકોને માટે યોગ્ય એવી લડત કરતા દેખાવાથી એ ખોટી માન્યતા બદલાઇને એઓ પણ એક સશક્ત અને વિચાર કરી શકે એવો વર્ગ છે એમ જોવામાં આવે છે બધા સાથે મળીને કામ કરવાથી (unity is strength) એનું પરિણામવાળું ભાન થાય છે અને એક બીજાને ભાઈચારાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. ટુંકાણમાં આ તેના ફાયદા છે. તેમ તેમાં કેટલાક ગેરફાયદા પણ છે. નાના મોટા રાજાઓ સાથે મળવાથી અને હંમેશાં “અમે બધા એક પંકિતના છીએ, ઉપજ અને વિસ્તાર ગમે તેટલો હોય છતાં અમારૂં સ્વાતંત્ર્ય સમાન છે, અમારો મોભો અને અમારૂં વ્યક્તિગત માન સર્વનાં સમાન છે એટલા માટે અમારી સાથેની વર્તણુક એક સરખી હોવી જોઈએ” એ વિચાર ધરાવતાં ધરાવતાં જાણે સર્વની વર્તણુક, સર્વના શોખ, સર્વનું ખર્ચ, સર્વના ગાડીઘોડા અને મોટરો, સર્વનો એ. ડી, સી. નો દમામ, સર્વના પોશાકની શોભા, ઘરેણાંઓનો આડંબર અને ખર્ચ એક સરખું હોવું ઘટે એવી અંદરની ભાવના થઇ જાય છે. આ અનુમાનની વાત નથી. દસ વરસથી આ મંડળના મીલનને જોતા આવતા કોઈપણ અવલોકનકારને જણાયા વિના રહેશે નહીં કે હકને સંબંધે એક માળાના મણકા જેવા આ નરેશો ઉપજ ખર્ચનો વિચાર કર્યા વિના વર્તણુકમાં પણ એકજ માળાના મણકા જેવા થવાનો પ્રયત્ન

કરી રહ્યા છે. "જેટલી સાદાઇ એટલાં સાધનો વધારે, જેટલી સાદાઇ તેટલો ભાર ઓછો, જેટલી સાદાઇ એટલો રૈયતનો પ્રેમ વિશેષ, જેટલી સાદાઇ એટલી સરકારની માનવૃત્તિ વિસ્તીર્ણ અને જેટલી સાદાઈ એટલી કામ કરવાની શક્તિ અને ઉત્સાહનો વિસ્તાર વધારે" એ બધું સમજાઈ જાય તો નરેંદ્રોની ઘણી મુશ્કેલીનો ઉકેલ કેવી સારી રીતે આવી શકે ?

બીજો ગેરફાયદો જે કમનસીએ દિવસે દિવસે વધતો જાય છે, તે એ છે કે સાથે મળવાથી જે ભ્રાતૃભાવના ફાયદાની વાત ઉપર કહી તેને બદલે પરસ્પરની અદેખાઇ ઉત્પન્ન થતી દેખાય છે. ચુંટણીના ઘર્ષણમાં રાજાઓના માનસને યોગ્ય નહીં એવી સામાન્ય વર્ગની યુક્તિઓ દાખલ થતી જાય છે. અને કામમાં ઉપરથી દેખાતો સંપ અંદરના ભાવમાં જુદાઇ પાડતો જાય છે. આ ખેદજનક છે. પણ આ વર્ગના માનસ વિષે બધા દેશના ઇતિહાસમાં નિરીક્ષણ કરીએ તો અભ્યાસીને જણાયા વગર રહેશે નહીં કે એ માનસ એ વર્ગનું કુદરતી લક્ષણ છે. પરશિયનમાં એક કહેવત છે કે "એક ચટાઇ ઉપર દસ ફકીરો સુખે સુઇ શકે છે પણ એક પાદશાહતમાં બે પાદશાહ રહી શકતા નથી." પુરાણોમાં અશ્વમેધ વગેરે યજ્ઞો થયા છે, ત્યાં અંતે લડાઈ જામી પડ્યાના દાખલા છે. યુરોપમાં પણ જ્યાં ઘણા સ્વતંત્ર નરેશો પ્રસંગે પ્રસંગે સાથે મળે છે ત્યાંથી ઉપરનો વિવેક બાદ કરતાં એક બીજા પ્રત્યે અદેખાઈ અને વેરના અંકુરો લઈને પાછા ફરે છે અને તેને લીધે તેઓ તરફથી લડાઈઓ ઉભી થયા કરે છે.

હીંદના નરેશોમાં પણ ભૂતકાળમાં એવું જ બનતું આવ્યું છે. લોર્ડ કર્ઝનના દીલ્હી દરબારના ઇતિહાસનાં ગુપ્ત પાનાં કોઈ ઉખેડી શકે તો વંચાયા વગર રહેશે નહીં કે એ દબદબામાંથી, ઉપરથી હસતા ઘણા નરેશો અને માણસો કચવાઈ ને જ ઘેર ગયા છે. આ મીલનના મૂળમાં કોણ જાણે કેમ કડવાં બીજો ભરાઈ રહ્યાં છે.

ફાયદાઓ સ્પષ્ટ છે. ગેરફાયદાઓ માત્ર મનોભાવમાંથી ઉત્પન્ન થએલા છે. એ મનોભાવના સુધરી જાય તો ગેરફાયદા નાબૂદ થાય. એ મનોભાવ સુધરવાનો ઉપાય સહેલો છે, જો નીઘામાં આવે અને

સમજાય તો. તે ઉપાય એ છે કે ઈશ્વર કૃપાએ ઐશ્વર્યવાળી પદવી મળ્યા છતાં નાનાં અને મોટાં બધાં માણસો માણસ તરીકે એક છે અને તેથી પરસ્પરની વર્તણુકમાં તથા પોતાના ચારિત્ર્યમાં સર્વેએ મનુષ્ય તરીકે વર્તવું જોઇએ તે, જીંદગીનો પહેલો પાઠ જો બરાબર ભણાઇ જાય તો પછી જોઈ લ્યો રાજાઓની ઉત્કૃષ્ટતા અને તેમની જગતને ઉપયોગિતા.

કોઇની પાસે હક માગ્યા વિના માણસાઇનો આ ખરો હક માત્ર સમજી લેવાથી જ પ્રાપ્ત થાય એવો સહેલો છે. બીજા કોઇ કારણ માટે નહીં તો પ્રજા પાસેથી વંદનીયપણું પ્રાપ્ત કરવા માટે પણ તેનો પ્રયાસ અગત્યનો છે ને તેમાં મહેનત માત્ર મનને સમજાવ્યા ઉપરાંત બીજી વધારે પડતી કાંઇ નથી.

---

ત્યાર પછી ના૦ વાઇસરોયે, નરેંદ્રમંડળ ગઇ સાલ જાહેર પ્રજાને માટે ખુલ્લુ મૂક્યુ તેના ફાયદા વિષે બોલતા કહ્યુ હતુ, કે "આ સાલ અહીંના કામમા પ્રજાએ જે રસ બતાવ્યો છે, તે ઉપરથી રાજાઓનુ એ પગલાઓનું ડહાપણ સિદ્ધ થાય છે. અને જેમ જેમ ભય જતો જશે તેમ તેમ ચર્ચાઓનુ સ્વરૂપ વધતુ જશે. આ વખતે કામ એટલુ બધુ હતું કે આપણે તેને માટે જેટલા દિવસો ઠરાવ્યા હતા તેટલામા પૂરૂ થઇ શક્યુ તે ઘણી આશ્ચર્યની વાત છે."

## વિવેચન.

ખરેખર આ નરેંદ્રમંડળનું કામકાજ બંધ બારણે થતું હતું તેને બદલે હવે જાહેર પ્રજાની જાણમાં આવે એવો પ્રબંધ કર્યો છે, એ શુભ પગલું છે. રાજ્યોને ખરૂં જોતાં કાંઇ છુપાવવાનું હોઇ શકે નહીં. સત્તા અને ચૂપકીદી એ પરસ્પર વિરોધી ભાવ છે. સત્તાની સાથે સત્ય હોય તો પછી કોનાથી શું છુપાવવાનું હોઇ શકે? યુરોપનાં સ્વતંત્ર રાજ્યોએ પણ છુપી મુત્સદ્દીગીરીની મસલતો ધિક્કારી કાઢી છે. તેમાંથી શંકા અને પરસ્પરનો વહેમ ઉત્પન્ન થાય છે, એમ આ લડાઇ પછી મનાયું છે. અને બનતાં -સુધી બધા વ્યવહાર જાહેર પ્રજાના કાન ઉપર આવે છે. તેમાંએ લાભ છે. એક તો ખટપટને અવકાશ રહેતો નથી અને બીજું રાજ્યોની બધી મસલત પ્રાયશઃ લોકોના સ્વાર્થને લગતી હોઈ મસલત દરમિયાન લોકમત જાણવામાં આવે તો ભૂલ થવાનો સંભવ રહે નહીં. તેથી કરવામાં આવેલા નિયમો જેમ બન્ને પક્ષને, તેમ જેને લાગતું

વળગતું છે એવા દેશના લોકોને પણ માન્ય રહે છે. તો પછી હીંદનાં નાનાં રાજ્યોને એ ધોરણ લાગુ થયું એ બરાબર થયું છે. જાહેર વક્તવ્યમાં એક જ અવગુણ છે અને તે એ કે પરસ્પરના સંબંધોને વિચારીને જે વિવેક, બંધ બારણાની મસલતોમાં વપરાય છે, તે વિવેક જાહેર વક્તવ્યમાં છુટી જાય છે. કારણ કે દરેક બોલનાર પરસ્પરના ઉપર શું અસર થશે તેના કરતાં બહારની મેદનીને શું અસર થશે તેનો ખ્યાલ સહજ રીતે કરવા મંડી જાય છે. વિવેક નબળાઈ ગણાઇ જશે એ ભયથી શબ્દોમાં થોડું કાઠિન્ય આવે છે. પોતાના વક્તવ્ય ઉપર ભાર દેવામાં આવે છે અને તેને લીધે શરૂઆતમાં સામા પક્ષને, જુની પ્રથામાંથી નવું ધોરણ બંધાવાને લીધે થોડું દુઃખ લાગવાનો પણ સંભવ છે. પણ ધીમે ધીમે એ જુની માન્યતા ઓછી થતી જાય તેમ તેમ ખરા વિવાદનાં સ્પષ્ટ વાક્યો યોગ્યતાના નામને પાત્ર થાય છે. અને સરકાર તરફના જવાબો પણ લોકોની દૃષ્ટિએ આવવાના છે, તે વિચારથી તેમાં વધારે વિવેક અને વધારે સહાનુભુતિના ભાવોથી તે અપાવા શરૂ થાય છે અત્યારે વક્તવ્યના મુદ્દા કરતાં વક્તવ્યની એક બીજા ઉપર શું અસર થશે એ ઉપર વધારે ધ્યાન રહે છે પણ આસ્તે આસ્તે એને બદલે જે સવાલ ચર્ચાતો હશે, તે સવાલનું તારતમ્ય વિચારાઇને કયો નિર્ણય પરસ્પરના સંબંધોને જાળવી રાખે છે તેનો ખ્યાલ આવશે

એટલે ના વાઇસરોયે ચર્ચાના આ જાહેર સ્વરૂપનો જે સાદર કર્યો છે તે બરાબર કર્યો છે. પશ્ચિમની સંસ્કૃતિના ઉપાસકને એજ ઘટે. અને તેમાં વળી લોર્ડ અરવીન જેવા શુદ્ધ અને ધાર્મિક હૃદયના વાઇસરોયને તો એજ ઉચિત લાગે એ સ્પષ્ટ છે. એજ ભાવો રાજાસાહેબોમાં આવશે ત્યારે આ મંડળનું કામ જોહુકમીના માનસ વિનાનુ, લોક શાસનની ઉચ્છૃંખલતા વિનાનું અને બંધ બારણે ન હોવાથી વિષયોની ઉપયોગિતા બતાવનારૂં થવા માંડશે. એમાંથી બન્ને પક્ષને શિખવાનું મળશે, તેના કરતાં વિશેષ શિખવાનું ધારાસભાઓના સભ્યોને મળશે. દાખલો બેસાડી શકાય એવી તક નરેશોને છે. પણ તેમની સ્થિતિ અને તેમના સવાલોને યોગ્ય એવી ભાષા વપરાય તો

---

વાઇસરૉય સાહેબે એમ પણ કહ્યું છે કે "જો કે પોતે અને રાજાઓ બધી બાબતમા એક મત થઇ શક્યા નથી, તો પણ આપણા ઉહાપોહો બહુ કીંમતી થઇ પડ્યા છે. અને આપણા વિચારોને આપણે બહુ જ સ્પષ્ટતાથી એક બીજાને કહી શક્યા છીએ અને કેટલાક ઠરાવો ઉપર તો વિચારનો મોટો મતભેદ છતા આપણે ખૂબ સ્પષ્ટતાથી તે ઉપર અભિપ્રાયો આપી શક્યા છીએ. એવી સ્પષ્ટતા હોય અને મિત્રાઇ ભરી રીતે વાત થાય તો જ મતભેદોનો યોગ્ય નિકાલ થાય એ અભિપ્રાય ઉપલા મતનુ સમર્થન કરે છે."

ત્યારપછી પતીયાલા નરેશે રાઉન્ડટેબલ કોન્ફરસમાં રાજ્યો તરફનુ જે પ્રતિનિધિત્વ જાય તે, તેના સવાલોને બરાબર રજુ કરી શકે એવા પ્રકારનુ અને રાજ્યોને સતોષ આપે એવા પ્રકારનું હોવુ જોઈએ એમ કહ્યુ હતુ. તેને અગે વાઈસરૉય સાહેબે તસલ્લી આપી કે "મારી બધી શક્તિ અને લાગવગનો તમારી આશા પુરી થાય એ માટે ઉપયોગ કરીશ. અને પ્રતિનિધિત્વની પસદગીમા આપ બધા મને જે મદદ આપશો તેને હુ ઘણી કીમતી ગણીશ. અને બટલર કમિટીનો રિપોર્ટ રાઉન્ડ કોન્ફરસ પાસે મુકાય એ સબધની તમારી ખાયેશ વિલાયતના અધિકારી મડળ પાસે મુકીશ.'

## વિવેચન.

એ તસલ્લીથી નરેશોની યોગ્ય માગણી સ્વીકારાઇ છે ગોળમેજી પરિષદ ભરાવાની છે, તેમાં વકતવ્યના અસત્યને લીધે કોઇ નિર્ણય કોઇ પક્ષની વિરૂદ્ધ થાય તો તે વાત જુદી છે, પણ પ્રતિનિધિ તત્વની અસપૂર્ણતાને લીધે અસતોષ રહે તો એ વાત યોગ્ય ગણાય નહીં, એથી નરેશોની માગણી અને વાઇસરૉય સાહેબની સહાનુભુતિ પણ યોગ્ય છે. પ્રતિનિધિતત્વ, રાજ્યનો મોભો કે રાજયની પદવી ઉપર નહીં પણ સવાલોનો પુખ્ત અભ્યાસ, ચર્ચા કરવાની સમર્થતા, લેવાઇ ન જવાની હીંમત અને એકલા સ્વાર્થ ઉપર નહીં પણ સવાલની યોગ્યાયોગ્યતા તરફ દૃષ્ટિ, એ બધા ગુણો હોય એવું પ્રતિનિધિતત્વ થશે તો રાજ્યોના ખરા હકો જળવાશે. પ્રતિનિધિ તરીકે બેસવાના માનના કરતાં, જે હિતના સવાલોનો નિર્ણય કરવાનો છે, તે હિત જળવાય એ વધારે ઇચ્છવા જેવી વસ્તુ છે, એ નરેશો કૃપા કરી ખ્યાલમાં લેશે એવી આશા છે. મંડળની બેઠક વખતે આગળથી વિચારેલા સવાલો ઉપર તૈયાર કરી રાખેલાં ભાષણો બોલવાં એ એક વાત છે અને દુનિયામાં પ્રથમ દરજ્જાના લેખાતા યુરોપના કાર્યદક્ષ પ્રધાનોની સાથે બેસીને દરેક પ્રશ્નને તત્કાલ છેડવાની શક્તિ ધરાવવી એ બીજી વાત છે. જ્યારે જે સવાલો ઉભા

થશે, ત્યારે તેનું તાત્કાલિક પૃથક્કરણ કરવું પડશે. એમાં એકલી સતેજ બુદ્ધિ કે એકલો જ ભાષા ઉપરનો કાબૂ ઉપયોગમાં આવવાનાં નથી. એમાં તો સવાલોનું ચોપડીયું જ્ઞાન નહીં પણ બીજી બાબતોનું પણ જ્ઞાન જોઇશે. અને આગળથી કરી રાખેલા વિચારો ઉપર મુસ્તાકી રાખવાને બદલે પરસ્પરના વિચારોના ઘર્ષણમાંથી જે સંભવિત હોય એ નિર્ણયનું તારતમ્ય વિચારી કાઢવું પડશે.

આપણે આપલેના પાઠો બરાબર શીખ્યા નથી, એ પણ કહ્યા વગર ચાલતું નથી. મેળવવાની વસ્તુ વિષે સામો પક્ષ ના ન પાડી શકે એવી દલીલો અને એવી પ્રતિભા શક્તિની પણ આવશ્યકતા લાગે છે. એ બધો વિચાર કરતાં પ્રતિનિધિઓની પસંદગી વખતે વાઇસરોય સાહેબ જ્યારે સલ્લાહ માગે ત્યારે આશા છે કે એવી સલ્લાહ મળશે કે વાઇસરોય સાહેબને પોતાને પણ એમ લાગી આવે કે રાજાઓની પસંદગી ઘણી ડહાપણ ભરેલી છે અને પ્રતિનિધિ નીમવાના માન કરતાં પોતાના ખરા હિત ઉપર રાજા સાહેબોની ખાસ દૃષ્ટિ છે એમ માની શકાય કે ગોળમેજી પરિષદનું કામ એટલું બધું અગત્યનું છે, કે વખતે રાજા સાહેબો પોતાની સાથે થોડાક યોગ્ય એવા અનુભવી મંત્રીઓને પણ એ પ્રતિનિધિમંડળમાં દાખલ કરશે. એમની પસંદગી પણ જે નીતિએ રાજ્યમાં મંત્રીઓની નીમણુંક થાય છે, એ નીતિએ નહીં પણ ગમે તે રાજ્યના હોવા છતા ચર્ચાના સવાલો ઉપર ખૂબ અજવાળું પાડી શકે એવા, હિંમતથી દલીલો રજુ કરી શકે એવા, ઇંગ્લેન્ડના રીત રિવાજથી જાણીતા અને પોતાના મંતવ્યની ખાત્રીને લીધે આંખમાં આંખ મીલાવીને સચોટ અને તાત્કાલિક વાદવિવાદ કરી શકે એવા મંત્રીઓને પસંદ કરવામાં આવશે. રાજ્યોને, નરેશોને અને એમના સવાલોને જે જાણે છે, તેઓ તો આ પ્રતિનિધિતત્વ નીમાયા પછી–પ્રતિનિધિનાં નામો જાણ્યા પછી ગોળમેજી પરિષદમાં રાજાઓના હિતના સવાલોનું શું ભવિષ્ય થશે તે પ્રથમથીજ અહીં બેઠાં કહી શકશે એમ લાગે છે.

ગોળમેજી પરિષદનું મોટું સ્વરૂપ જેને પુરેપુરૂં ખ્યાલમાં આવે એ સમજી શકશે કે ત્યાંના સવાલો કેટલા અગત્યના છે. એવા સવાલો ઉપર અહીંથી સ્ટેન્ડીંગ કમિટીના નરેશો, બને ત્યાં સુધી ચોક્કસ નિર્ણય ઉપર આવ્યા સિવાય ત્યાં જશે તો ઘણી મુશ્કેલી

પડશે. પ્રતિનિધિઓમાંનો દરેક જણ ત્યાં જેને અંગ્રેજીમાં Team work એટલે એક બીજાને પૂરતી આપવાની રીતે કામ નહીં કરે અને અંદર અંદરના મતભેદો અહીં જ મુકીને નહીં જાય તો હિતમાં ખામી આવશે.

બ્રિટિશ હીંદમાં કોમ કોમ વચ્ચેના તફાવતને લીધે હજી સુધી એ લોકો કેટલાક સવાલો ઉપર એકમત થઈ શકયા નથી. અને જો એકમત થયા વગર જશે તો ત્યા એવું પ્રદર્શન કરશે કે હીંદની નાલાયકી ત્યાં પ્રકટ થશે. પણ એવો ભય નરેશોના પ્રતિનિધિ મંડળને અંગે રાખવાનું કઇ પણ કારણ નથી. કારણ કે એ મંડળના સવાલો કોમ કોમ વચ્ચેના સવાલોની પેઠે જુદા જુદા નથી. તેનો સ્વાર્થ, આખા મંડળનો એક સરખો છે. છતાં પણ એ સ્વાર્થ મૂકવાની રીતીમાં સંભાળ રાખવી પડશે. સ્વાર્થમાં વધારે પડતી તાણ રાખવાને બદલે આપલે કરવી પડે તો તે કરવાની તૈયારી રાખવી પડશે. હીંદના બંધારણમાં રાજાઓનું તે સ્થાન નક્કી કરવુ એ મોટામાં મોટો સવાલ છે. એટલે એ સ્થાન કયા પ્રકારનું મળે તો છેવટ આપણને સતોષ થાય તેનો ખૂબ ખાનગી રીતે પણ અહીં બધા રાજાઓની સાથે મળીને નિર્ણય કરવો એ ઉત્તમ છે રાજા સાહેબોએ સ્ટેન્ડીંગ કમિટીને નિર્ણયની કુલ સત્તા આપી છે, તે નરેશોના . પરસ્પરના વિશ્વાસની ઉત્તમ સાબીતી છે. વખાણવા લાયક મહાનુભાવતા છે. પણ તે છતાં કહ્યા વગર ચાલતું નથી કે એ વિચાર, અભિપ્રાયના એક મતમાંથી ઉત્પન્ન થયો નથી. એટલે ત્યાં ગયા પછી જે કાંઈ થાય તેમાં હીંદુસ્તાનમાં પાછળ રહેલા સર્વને સતોષ થાય નહીં તો પાછળથી મતભેદ થવાનો સંભવ છે. હું માનુ છું કે ત્યાંના નિશ્ચયો જેમ પાર્લામેંટ પસંદ કરે નહીં ત્યાં સુધી અમલમાં આવશે નહીં, તેમ હીંદના બ્રિટિશ રાજ્યના વિષયો ઉપર જ્યાં સુધી હીંદની ધારાસભાઓની સીલ પડશે નહીં ત્યાં સુધી વખતે હીંદ પણ એ નિર્ણયો પસંદ ન કરે. અને એજ નિયમે નરેંદ્રમંડળની પણ પસંદગીની આવશ્યકતા રહેશે. એટલા માટે જેમ યુરોપમાં બને છે, તેમ બનતાં સુધી દરેક પક્ષ પોતપોતાના મોટા સંઘનું મન જાણીને ત્યાં જાય એ ઇચ્છવાલાયક વાત છે. યુરોપમાં લીગ ઓફ નેશન્સના ઠરાવો ઉપર પણ સૌ-સૌ રાજ્યની પાર્લામેંટ પોતાનો સીક્કો મારે ત્યારે તે તે દેશને

બંધનકર્તા છે. એ જ પ્રમાણે હીંદનાં જુદાં જુદાં ધારા મંડળોનું પણ થશે એમ અનુમાન કરી શકાય છે. આમ હોવાથી ઉપર કહ્યું છે તેમ એક વખત રાજ્ય મંડળ અહીં પોતાના નિશ્ચયો સાથે મળીને ફરી લે એમ ઇચ્છીએ.

બટલર કમિટી વખતે રાજાસાહેબો અને થોડાક મંત્રીઓ ઇંગ્લેંડ પધાર્યા હતા એટલે હવે ગોળમેજી પરિષદમાં જવામાં "આપણે બધું જાણીએ છીએ" એ ભાવના ઉભી થવાનો સંભવ છે. પણ બટલર કમિટી અને ગોળમેજી પરિષદ એ બે તદ્દન નિરાળી વાત છે. બટલર કમિટી પાસે તો રાજ્યોનું નિવેદન માત્ર રજુ થવાનું હતું અને તે એક સમર્થ એવા બૅરિસ્ટર સાહેબ તરફથી થયું. ગોળમેજી પરિષદમા કોઇ મતનું એકલું સમર્થન સાંભળીને પાછળથી બટલર કમિટીની માફક નિર્ણય આવવાનો નથી. ત્યાં તો દરેક સવાલ ચર્ચાની એરણ ઉપર મુકાશે અને દલીલોના હથોડા ઉપરા ઉપરી એક બીજા પક્ષ તરફથી પડશે. તેમાં ટીપાઇને જેનું કથન સ્વચ્છ નીકળશે તેને જ માત્ર લાભ મળશે. એટલે બટલર કમિટીનો અનુભવ આ વખતે સાર્થકતા ભરેલી રીતે કામ લાગશે એમ માની બેસાશે તો એમાં ભૂલ થાય છે.

રાજાસાહેબોએ બટલર કમિટીના રિપોર્ટની બધી વાતો એમને માન્ય નથી અને એ રિપોર્ટ એ વિષય ઉપરનો છેલ્લો શબ્દ નથી એમ ખુલ્લું કહ્યું હતું. તેને અંગે ના. વાઈસરોયે પણ સતોષ થાય એવી મતલબનો જવાબ આપ્યો હતો. કોઈપણ તપાસને અંગે તપાસ કરનારનો રિપોર્ટ એ કાંઇ સરકારી ઠરાવ હોઇ શકે નહીં. જેમ રાઉન્ડટેબલ કોન્ફરંસનો અભિપ્રાય પાર્લામેંટ અને હીંદ એ બન્ને કબૂલ રાખે નહીં ત્યાંસુધી એ બંધનકર્તા નથી, તેમ બટલર કમિટીનુ પણ સમજવાનું છે. રાજાઓની સ્થિતિ અને તેના હકો વિષે ઘણા લખનારાઓ ઇતિહાસમાં જુદા જુદા અભિપ્રાય આપી ગયા છે. તેમાં બટલર કમિટીનો આ રિપોર્ટ એક વધારે અભિપ્રાયનો ઉમેરો કરે છે; એટલી જ તેની કીંમત છે. એટલે રાજ્યોએ કાઇ ભય રાખવાનું કારણ નથી, કે તેમાં કહ્યું તેટલું બધું વગર તપાસે રાજ્યો ઉપર લાદવામાં આવે. એ સત્તા તો સરકારની છે નહીં. અને સરકાર તે માગતી પણ નથી. ગોળમેજી પરિષદ ભરીને હીંદ સાથે બેસીને ઉહાપોહ કરવા તૈયાર થનાર સામ્રાજ્ય, નરેશો

જેવી સંસ્થા ઉપર હુકમથી કાંઇ કરી બેસે એમ બનેજ નહીં. એટલે નરેશોનો ભય એ આ બાબતમાં અસ્થાને લાગે છે અને વાઈસરોય સાહેબ જ્યારે તસલ્લી આપે છે, ત્યારે તો નિર્ભયતા છે.

---

વાઇસરોય સાહેબે અલવર મહારાજના પૂર્ણ સ્વતત્રતાના ઠરાવ વિશે બોલતા કહ્યું કે "અલવર નરેશનુ એ ભાષણ બહુ રસદાર અને અનાયેબી ભરેલું ઉત્તમ ભાષણ હતુ. અને પોતે ઉમેર્યું કે એ સબધી પોતે આગળ ઘણુ કહી ગયા છે. અને હજી ફરી કહેવાની આવશ્યકતા છે અને તે એ છે કે જેમ નરેશોના ભાષણોમા સ્પષ્ટ કરવામા આવ્યુ છે તેમ જો બ્રિટિશહીદના કાર્યક્રમમા પૂર્ણસ્વરાજ્યના મુદ્દાને વળગીને આગળ ચાલવામા આવશે તો આખા હીંદની એક સપી અને આશાનો વિનાશ થશે. એટલા માટે રાજાસાહેબોએ જગતને ખરૂ માનસ બતાવીને ઘણી મોટી સેવા કરી છે."

## વિવેચન.

અલવર નરેશના ભાષણ ઉપરના વિવેચનોમાં આ વિષય ઉપર ઘણું કહેવાઇ ગયું છે. એટલે અહીં ફરીથી કહેવાની જરૂર નથી. સમાજના સંબધને તોડીને કોઇ વ્યક્તિ અથવા કોઇ સ્વાર્થ બીલકુલ સ્વતંત્ર ઉભાં રહી શકે નહીં.

---

ત્યાર પછી હૈદ્રાબાદના નિઝામ સરકારે નરેદ્રમંડળના ખર્ચ માટે જે મોટી રકમની બેનાયત કરી છે તે વિષે બોલતા વાઈસરોય સાહેબે સતોષ જાહેર કર્યો હતો કે આવા મોટા નરેશ, નરેદ્રમડળમા આટલો ભાગ લે તે નરેદ્રમડળની જીદગીમા ઘણી અગત્યની બાબત છે.

## વિવેચન.

ખરેખર નિઝામ સરકારે, સમગ્ર રાજ્યોના લાભના સવાલોમાં નિઝામ રાજ્ય જેવા મોટા રાજ્યનો ટેકો આપીને પોતાને અને રાજાઓના આખા વર્ગને બહુ લાભ કર્યો છે. પૈસા છે માટે ઉદારતાથી આપવું એ એક વાત છે. એ રાજ્ય ઘણું ધનાઢ્ય છે. અને તે મોટી રકમ આપી શકે તેમ છે. પણ પૈસા કરતાં જે અગત્યનું છે, તે મનની સહાનુભુતિ છે. અને જ્યારે એવું મોટું રાજ્ય એ સહાનુભુતિ દર્શાવે ત્યારે માત્ર એ હકીકત જ નરેશોના આખા વર્ગને મદદ કરે એવી વાત છે.

છેવટે રાજાસાહેબોએ વાઇસરોય સાહેબનો પ્રમુખ તરીકે ઉપકાર માન્યો તેના પ્રત્યુત્તરમાં એ સર્વનો ઉપકાર માન્યા પછી નરેંદ્રમંડળ વિસર્જન થયું હતું